# અ નુ ક્ર મ



## ખંડ પહેલો

## અનુભાવના

## ખંડ બીજો
## અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય



## ખંડ ત્રીજો
## સમીક્ષા – લેખો

## ખંડ ચોથો

### શ્રી. વિષ્ણુભાઈ: જીવનચિન્તનનાં વિવિધ પાસાં



*

## પરિશિષ્ટ



## સૂચિ

## ખંડ બીજો

## અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય



## ખંડ ત્રીજો

## સમીક્ષા – લેખો

## ખંડ ચોથો

### શ્રી. વિષ્ણુભાઈઃ જીવનચિન્તનનાં વિવિધ પાસાં



*

## પરિશિષ્ટ



## સૂચિ

# તસવીરોની સૂચિ



*

મુખપૃષ્ઠનું ચિત્રાંકન : શ્રી. રજની વ્યાસ

*

# પ્રવેશક

સુરતને કર્મભૂમિ બનાવી ચાર દાયકાથી નિષ્ઠાપૂર્વક વિદ્યાની ઉપાસના કરી રહેલ પ્રા. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી એમના નિકટના સંપર્કમાં આવનાર મિત્રો અને સહકાર્યકરોમાં વિષ્ણુભાઈ તરીકે સુપરિચિત છે. એમની વિદ્વત્તા માટે સૌને આદર છે. એમના મમતાળુ ને સૌજન્યશીલ સ્વભાવથી તેમ જ સૌમ્ય ને સંવેદનશીલ પ્રકૃતિથી સૌ એમના તરફ આકર્ષાય છે. હજારો વિદ્યાર્થીઓએ પણ એમની પાસેથી પ્રેરણા ને હૂંફ મેળવ્યાં છે; હજી ય મેળવે છે. ગૂજરાતમાં ને વિશેષે કરીને સૂરતના સંસ્કારી જનસમાજમાં એમના જીવન – ચિન્તનની મીઠી સૌરભથી પ્રભાવિત થનારાનું વર્તુળ ઘણું મોટું છે.

વિષ્ણુભાઈએ સાઠ વર્ષ તો સને ૧૯૫૯ની ૪થી જુલાઈએ પૂરાં કર્યાં. પરંતુ અમને ખ્યાલ ન રહ્યો. એમની સાથે બેસનારા જ મોડા જાગ્યા. ષષ્ટિપૂર્તિ નિમિત્તે વિષ્ણુભાઈનું બહુમાન કરવાનો વિચાર ૧૭-૭-૧૯૬૦ને રોજ મળેલી મિત્રમંડળીમાં પહેલી વાર રજૂ થયો. સૌએ તે એક અવાજે વધાવી લીધો, અને સન્માન સમિતિની રચના થઈ.

ટૂંક સમયમાં જ સમિતિએ કાર્યક્રમની રૂપરેખા નક્કી કરી. મૂળ આશય તો મુ. શ્રી. વિષ્ણુભાઈ પ્રત્યેનો આપણો આદરભાવ વ્યક્ત કરી કૃતકૃત્ય થવાનો હતો. આથી સમિતિએ ( ૧ ) શ્રી. કાકાસાહેબ કાલેલકરને પ્રમુખપદે જાહેર સન્માન સમારંભ યોજવાનું, ( ૨ ) ગૂજરાતના વિદ્વાનો વિષ્ણુભાઈના વ્યક્તિત્વની બહુવિધ પહેલોનો પરિચય કરાવી શકે તથા એમણે સાહિત્ય-ચિન્તનક્ષેત્રે કરેલા અર્પણની સમીક્ષા કરી શકે એ હેતુથી પંડિત સુખલાલજીના અધ્યક્ષપદે એક સભા રાખવાનું, ને ( ૩ ) એમની અનેક સાહિત્યકૃતિઓમાંથી વિવેકપૂર્વક પસંદગી કરીને ભવિષ્યના વિદ્યાર્થી માટે સંદર્ભ ગ્રંથની ગરજ સારે એવા એક ગ્રંથનું સંપાદન કરવાનું નક્કી કર્યું.

ઉપરની યોજના પ્રમાણે ષષ્ટિપૂર્તિ સન્માન સમિતિ વતી આ અભિનંદન ગ્રંથ પ્રગટ કરતાં મને ઘણો આનંદ થાય છે. 'ઉપાયન' શબ્દ જરા અપરિચિત છે ખરો; પરંતુ તે અમને બહુ ઔચિત્યપૂર્ણ લાગ્યો છે. ષષ્ટિપૂર્તિના પર્વ પ્રસંગે ચાળીસ વર્ષ સુધી અક્ષર-આરાધના કરનાર ગુરુદેવ પાસે જઈને પોતાનો આદરભાવ વ્યક્ત કરવા વિદ્યાર્થી નાનીશી ભેટ ધરે એવી આ એક અતિ અલ્પ, પરંતુ આપણા હૃદયના આર્દ્ર ભાવોના પ્રતીકરૂપ ભેટ આજે મુ. વિષ્ણુભાઈને ચરણે ધરીને આપણે સૌ કૃતાર્થ બનીએ છીએ.

આ ગ્રથ તૈયાર કરવામા સમિતિ અનેક વ્યક્તિઓનો સહકાર મેળવવા ભાગ્યશાળી બની છે સૂરતના પાચ વિદ્વાન અધ્યાપકોએ આ ગ્રથનુ સપાદનકાર્ય સ્વીકારીને સમિતિને નચિંત બનાવી છે પ્રૂફ જોવાનુ સહેજ કટાળાભરેલુ કામ શ્રી જયન્ત પાઠક, શ્રી જયન્ત પટેલ અને શ્રી વલ્લભદાસ અક્કડે ખૂબ નિયમિત રીતે, ઝડપથી ને ખંતથી કર્યું છે ગ્રથસૂચિ તૈયાર કરવાનુ પણ સપાદક મડળે સહર્ષ સ્વીકારી લીધુ છે ચોથા ખડમા સમાયેલા લેખો ખૂબ જહેમત લઈ ને તૈયાર કરનાર લેખકમિત્રોએ એના વડે ગ્રથનુ મૂલ્ય વધાર્યું છે. મુખપૃષ્ઠની મનોહર, ભાવવાહી કલાકૃતિ તૈયાર કરવામા અમદાવાદના કલાકાર શ્રી રજની વ્યાસે, શ્રી વાસુદેવ સ્માર્ત સાથે મળીને, ઘણો પરિશ્રમ ઉઠાવ્યો છે ગ્રથના સમગ્ર સુશોભન, એમા છપાયેલી તસવીરોની સુઘડ રચના, આકર્ષક મુદ્રણ, ઇત્યાદિ પાછળ સિદ્ધહસ્ત કલાકારનો હાથ ચોખ્ખો વર્તાય છે બહુ ઓછા સમયમા ભારે જહેમત ઉઠાવી પોતાની નિપુણ કલા-સૂઝ વડે ગ્રથને સુશોભિત કરવાનો સઘળો યશ શ્રી કંચનલાલ મામાવાળાને ફાળે જાય છે ઉપર્યુક્ત કલાકારો તેમજ કુમાર પ્રિન્ટરીના સચાલક શ્રી બચુભાઈ રાવતના સહકારથી એમણે ખૂબ સુન્દર કામગીરી બજાવી છે શ્રી જશવન્તસિંહ ઠાકોર અને એમના કામદારોના સહકાર વિના આવડા મોટા ગ્રથનું મુદ્રણકામ લગભગ ૭ અઠવાડિયાના ટૂંકા ગાળામા પાર ઉતારવાનુ શક્ય નહોતુ સમિતિએ નાખેલી નાની શી ટહેલનો વિષ્ણુભાઈના મિત્રો, પ્રશસકો ને શિષ્યોએ જે ઉમળકાભેર જવાબ આપ્યો તેથી પણ ગ્રંથપ્રકાશનની અમારી યોજના પાર પડી શકી છે ગ્રંથપ્રકાશનમા આ રીતે સહાય કરનાર ઉપર જણાવેલા સૌ ભાઈઓનો સન્માન સમિતિ વતી હુ હૃદયપૂર્વક આભાર માનુ છુ

સમિતિએ આ ગ્રથને વેચાણ માટે મૂકવાનુ ઠરાવ્યુ છે સૂરતના પોપ્યુલર બુક સ્ટોરના માલિક શ્રી નટવરલાલ ગાધીએ કોઈપણ જાતના વળતરની અપેક્ષા વિના આ કામ ઉપાડી લેવાની ઇચ્છા દર્શાવી હોવાથી સમિતિએ તે આભાર સહિત સ્વીકારી છે સમિતિ ઉમેદ રાખે છે કે ગુજરાતના વિદ્યાશિક્ષકો, વિદ્વાનો ને અભ્યાસીઓ, યુનિવર્સિટીઓ, શિક્ષણસસ્થાઓ ને ગ્રથાલયો આ ગ્રથ ખરીદશે એના વેચાણમાથી જે ઊપજ થશે તે સાહિત્ય-શિક્ષણના અન્ય પ્રકાશનો પ્રગટ કરવા માટે વપરાય એવો પ્રબધ સમિતિ કરશે

ગુજરાતમા સાહિત્ય-શિક્ષણ-સસ્કારસવર્ધનના કાર્યમા વિષ્ણુભાઈનુ અર્પણ ઘણુ મોટુ છે જીવનભર નિષ્ઠાપૂર્વક આદરેલી સાધનાનુ એ ફળ છે એમના આ અસાધારણ જીવનકાર્ય વડે ગુજરાત વિશેષ સમૃદ્ધ બન્યુ છે ગુજરાતના ચિન્તન, વિવેચન અને સાહિત્યમા વિષ્ણુભાઈએ આપેલો ફાળો સમજવામા અને તેનુ મૂલ્યાકન કરવામા ભાવિ અભ્યાસીઓને આ ગ્રથ ઉપયોગી નીવડશે એવી આશા સાથે, વિદ્યોપાસનાનુ સુદર કાર્ય અવિરતપણે ચાલુ રાખવા પરમાત્મા એમને લાબુ, નિરામય જીવન અર્પો એવી પ્રાર્થના સહિત, સન્માન સમિતિ વતી, આ ગ્રથ હુ વિનમ્રભાવે પૂ શ્રી. વિષ્ણુભાઈને ચરણે ધરુ છુ

સૂરત,
માગશર સુદ નોમ, ૨૦૧૭
તા ૨૭મી નવેમ્બર, ૧૯૬૦

ચન્દ્રવદન શાહ
ષષ્ટિપૂર્તિ સન્માન સમિતિ વતી,
અધ્યક્ષ

# સંપાદકીય

ઈ. સ. ૧૯૨૦ના જૂનમાં શ્રી. વિષ્ણુભાઈએ સંસ્કૃત અને અંગ્રેજી લઈ મુંબઈ યુનિવર્સિટીની બી. એ.ની પરીક્ષા પ્રથમ વર્ગમાં પસાર કરી. ગુજરાત કૉલેજનું 'દક્ષિણા ફેલો'નું સ્થાન છોડી ૧૯૨૧નો જાન્યુઆરી માસ બેસતાં તેઓ સૂરત કૉલેજમાં અધ્યાપકપદે આવ્યા; સૂરત પોતાનું કર્યું ને સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી દ્વારા યોગક્ષેમનું વહન થાય એ શરતે જનસેવા ને વિદ્યાની ઉપાસનાનું કાર્ય આરંભ્યુ. આજ ચાલીસ વરસે એ સેવા ને ઉપાસનાનું ગૌરવ કરવાનો શુભ પ્રસંગ ઈશ્વરકૃપાથી પ્રાપ્ત થયો તેથી તા. ૧૭–૭–૧૯૬૦ની જાહેર સભાએ એ પ્રસંગનો વિચાર કરી આ ગ્રંથનું પ્રકાશન કરવાનું ઠરાવ્યું.

આ ગ્રંથમાં શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના ઉપલબ્ધ લેખો તથા વ્યાખ્યાનોનો સંગ્રહ કર્યો છે. કોઈ કહેશે કે 'કેવી વાત! તમારુ કંકુ ને તમારું કપાળ!' વાત ખરી કે ગુરુજનને દક્ષિણા ધરતી વખતે આપણને પ્રાપ્ત થયેલી વિદ્યાના બળે કરેલું નવું લેખન એમને ચરણે ધરવું જોઈએ. છતાં સન્માન સમિતિએ લીધેલો માર્ગ પણ સર્વથા સુયોગ્ય છે એ સમજવું મુશ્કેલ નથી. સાહિત્યક્ષેત્રે શ્રી. વિષ્ણુપ્રસાદભાઈની સિદ્ધિઓનું ગૌરવ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં એમના વિદ્યાર્થીગણે 'પરિશીલન' નામે લેખસંગ્રહ પ્રસિદ્ધ કરી શિરસ્તો પાડ્યો છે તેનું આ અનુસરણ છે. ગુરુની અક્ષરસેવાને અક્ષરાંકિત કરવાનો આ એક નમ્ર પ્રયાસ છે; એમાં સુ. વિષ્ણુભાઈના ચિત્તની એકાગ્રતા વા સમગ્રતાનું દર્શન થાય છે.

'જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.' આ ઉપાયન ગ્રંથ અમારા ગુરુજનનું પ્રગટ ઉર છે; એમાં અક્ષરપ્રેમનો રસ ઠર્યો છે, ઝીલ્યો છે. એ હેમપાત્ર—એમનું જ સુવર્ણપાત્ર અમે એમને અર્પણ કરીએ છીએ એવું દેખાય છે, પણ વસ્તુતઃ તો આ અર્પણ ગુજરાતી સમાજને—કહો તો, સર્વભાષાભાષી વિચારક સમાજને—ચરણે છે. એમાંથી વહેતો ચિંતનરસ, આનંદરસ ઝીલવાની જે ધાતુની જેવી ક્ષમતા, તેવું તે તેનું ધારણપોષણ કરશે, ને આગળ ધપાવશે. હરકોઈ જીવન્ત સમાજમાં ચિન્તક–વિવેચક અવશ્ય ઉપસ્થિત હોય છે જ, ને તેને પોતાનો જીવનધર્મ શીખવામાં આ ગ્રંથ ઉપકારક થશે. ભારતના

ઇતિહાસનાં બહુ અગત્યનાં ચાલીસ વર્ષ દરમિયાન ચાલેલી આ ચિન્તનધારા છે, ને તે 'પંડિતયુગ'ની વિચારણાથી એકબે ડગલાં આગળ જાય છે. 'પંડિતયુગ'માં આ ચિન્તનધારાની કક્ષાનું ઉદારમતવાદિત્વ નથી. 'પંડિતયુગ' બહુ તો આત્માની વાત લગી આવી અટકી જાય છે; અહીં આત્મવિસ્તારની વાત છે. 'હું સુન્દર બનું' એ ભાવના સેવી વાચક પોતાની કલ્પનશક્તિનો નિયોગ કરે; ભૂત, વર્તમાન અને ભવિષ્યને કલ્પનાની ઊંડળમાં ભરી આત્મવિસ્તારનો સાક્ષાત્કાર કરે. સૌન્દર્ય અને આનન્દના આદર્શનું શોધન–એ આદર્શની શુદ્ધિ–આ વિચારણામાં છે તેવી અને તેટલી અન્યત્ર નથી. ઐહિક જગતનો કે ઇતિહાસનો ઇનકાર કરવાનો નથી. સામાજિક આત્માનો પણ ક્રમિક વિકાસ થાય છે, ને તેનો ભાવ વા અભાવ વ્યક્તિના આત્મવિસ્તારને ઉપકારક કે અવરોધક પણ થાય. થીંગડાંબાજ સમન્વય નહીં પણ પોતપોતાની સાંસ્કારિક સંપત્તિને આધારે મેળવાયભોગવાય એ સ્વતંત્ર સહઅસ્તિત્વ આ વિચારણામાંથી ફલિત થાય છે. આ વિચારફલને મનુષ્યની કલ્પનાશક્તિને અગમ્ય એવા કોઈ ગૂઢવાદની બિલકુલ અપેક્ષા નથી. જો કલ્પનાશક્તિ બુદ્ધિનો અંશ હોય તો તેથી પરત' જવા આ વિચારક ના પાડે છે.

*

આ ગ્રંથને ચાર ખંડમાં વહેંચી નાખવામાં આવ્યો છે. પ્રથમ ખંડ—'અનુભાવના'—માં શ્રી. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીનાં સાહિત્યવિષયક તાત્ત્વિક લખાણો સમાવવામાં આવ્યાં છે. એમાં વાચકને જીવન અને જીવનમૂલ્યોના સંદર્ભમાં કરવામાં આવેલી સાહિત્યવિચારણાનો પરિચય થશે. એમાંના કેટલાક લેખો એમના 'વિવેચના' અને 'પરિશીલન' ગ્રંથોમાંથી લેવામાં આવ્યા છે ને બીજા અત્યારસુધી અગ્રંથસ્થ રહેલા સંઘરાયા છે. બીજા ખંડમાં, મુંબઈ યુનિવર્સિટીની ઠક્કર વસનજી વ્યાખ્યાનમાળામાં શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ આપેલાં અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય વિશેનાં વ્યાખ્યાનો મૂકવામાં આવ્યાં છે. એમાં ગુજરાતી ગદ્યના ઘડતર અને વિકાસનું તેમ જ ગદ્ય દ્વારા વ્યક્ત થયેલી આપણી ચિન્તનસંપત્તિનું દર્શન કરાવવામાં આવ્યું છે. ત્રીજા ખંડમાં સમીક્ષાલેખો છે, જેમાં એમનાં પ્રવેશકો, અવલોકનો અને રેડિયોવાર્તાલાપોનો સમાવેશ થાય છે. ચોથા ખંડમાં શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની પ્રતિભાનાં વિવિધ પાસાંનો પરિચય કરાવતા, અધિકારીઓની કલમે લખાયેલા, લેખો છે. એમાં એમની વિવેચનપ્રવૃત્તિની, અધ્યાપકજીવનની અને વ્યક્તિ લેખે એમની હૃદયસમૃદ્ધિની ઝાંખી કરાવવામાં આવી છે.

આ ગ્રંથ દ્વારા શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના જીવનચિન્તનનો પરિચય કરાવીને અમે કૃતાર્થતા અનુભવીએ છીએ.

—સંપાદકો

☆

# અનુભાવના

ઠેઠ લાટ પ્રદેશમાંથી સાહિત્ય વિભાગના અધ્યક્ષપદે સોરઠના સાહિત્યરસિકોએ મને તેડ્યો તે માટે તેમનો આભારી છું. આપણા સંમેલનના વિભાગોના કાર્યપ્રદેશ બહુ નિશ્ચિત નથી. છેલ્લાં કેટલાક વર્ષની સાહિત્યસમ્પત્તિનુ અવલોકન અને આપણા સંસ્કારવિષયક પ્રશ્નોની ચિકિત્સા એ આપણા પ્રમુખનો પ્રદેશ છે એમ સમજું છુ, અને તેથી કાવ્ય અને ઉપલક્ષણથી સર્વ સર્જનાત્મક સાહિત્ય વિશે થોડી તત્ત્વચર્ચા એ મારુ કાર્ય ગણુ છુ. મારા પુરોગામીઓએ પણ પોતાના અધિકારની કંઈક આવી જ મર્યાદા બાંધી છે.

કલા અને કલાવિવેચનના ઇતિહાસમા એક વાત વારંવાર સ્ફુટ થાય છે કે કલા, સામાન્ય રીતે — સામાન્ય રીતે જ, નિયમ તરીકે નહીં — જનરુચિ, સામાજિક જીવનતરેહો અને સાહિત્યને પણ આવરી લેતા આર્થિક અને રાજકીય પ્રવાહોને સૂક્ષ્મ રીતે અનુસરે છે તેની રીતે વિવેચનની તત્ત્વચર્ચા પણ સાહિત્યની નવી નવી સૃષ્ટિનો સમાસ કરતી આગળ વધે છે સાહિત્ય અને વિવેચન બંને જાણે સ્થિતસ્ય સમર્થનમ્ કરવા જ પ્રવર્તતા હોય એમ લાગે છે, અને સ્થિતનુ સમર્થન ના હોય, તેનો વિરોધ હોય, તો પણ જે સ્થિત છે તેને જ મહત્ત્વ આપતા વર્તુળમા તે ફર્યા કરે છે જીવનના બીજા પ્રદેશોમાં પણ આમ બને છે. જીવનની તાત્કાલિક જરૂરિયાતોને તાત્ત્વિક પુષ્ટિ ફિલસૂફો ઘણી વાર આપે છે. આપણા દેશની વર્તમાન સ્થિતિ અને શ્રી મશરૂવાળાની ફિલસૂફી આ વસ્તુનુ એક સારું નિદર્શન છે, પરંતુ હુ સાહિત્યમા જ મારો વિષય મર્યાદિત કરુ

પાશ્ચાત્ય સાહિત્યનો વિચાર કરીએ તો સિડ્ની અને શેક્સપિયર, ડ્રાયડન કવિ અને ડ્રાયડન વિવેચક, જોહ્નસન અને પોપ, રૂસો બર્ક કેન્ટ તથા કોલરિજ વર્ડ્ઝવર્થ શેલી બાયરન ટેનિસન, ક્રોચે અને ઈલિયટ ઑડેન વગેરેનો સૂક્ષ્મ તથા પરસ્પર નિર્ણાયક સબધ જોઈ શકાશે પરમ પુરુષાર્થ લેખે સર્વ વ્યવહારને નિયમતી ધર્મની ભાવના, મોક્ષની આપણી કલ્પના, સર્વાત્મભાવના ભાવનાપરાયણ આપણા દર્શનો, આપણી રાજપૂજા, ક્ષત્રપમહાક્ષત્રપ આદિ ચક્રોપચક્રોની વ્યવસ્થાઅવ્યવસ્થા, આપણી વર્ણવ્યવસ્થા, સૌએ ભારતીય કાવ્યફિલસૂફી પર સાધકબાધક અસર કરી છે અર્વાચીન ગુજરાતી સાહિત્યમા કવિ અને કવિનો પુરસ્કર્તા વિવેચક સાથે જોવામા આવે છે, અને વિવેચક કવિને માર્ગદર્શન કરાવવાને બદલે, ઘણી વાર, તેને સમજવાને તાત્ત્વિક ભૂમિકા જ પૂરી પાડી આપે છે નર્મદ અને નવલરામ, નરસિંહરાવ બાલાશંકર કલાપી અને રમણભાઈ ને મણિલાલ, મણિશંકર નાનાલાલ ને નરસિંહરાવ, ગોવર્ધનરામ અને આનંદશંકર ઉત્તમલાલ ને બલવન્તરાય, — આ સહુ આ દૃષ્ટિબિન્દુથી નિહાળવા યોગ્ય છે. વિવેચક, બહુધા, મહાન સર્જક ઉપર કશી અસર પાડી શકતો નથી, તે તેની રમણીયતાને સમજવાને દૃષ્ટિબિન્દુ નિર્ધારી આપે છે તે અસર કરે છે મહાન સર્જકના અનુકરણ કરનારાઓ ઉપર એ રીતે પણ એનુ મૂલ્ય ઉવેખવા જેવુ નથી પણ, સામાન્ય રીતે, જીવન સાહિત્ય અને વિવેચનના પ્રવાહોની રીત કેવી હોય છે તે સ્મરણમા રાખવા આટલુ સ્પષ્ટીકરણ યોગ્ય જણાશે.

કલાના વિકાસમાં બીજી વસ્તુ ધ્યાનમાં રાખવા જેવી મને એ લાગે છે કે અમુક કલાના ઉદ્ભવ પ્રસંગે તેનું જે સ્વરૂપલક્ષણ હોય તે એ કલાના વિકાસના બદલાઈ જાય છે. એક કલામાંથી બે કલાઓ છૂટી નીકળે છે અને બે વચ્ચે સામ્ય હોવા છતાં તેમના ભેદક લક્ષણો જ મહત્ત્વના હોય છે. સ્થાપત્ય અને શિલ્પ, નૃત્ય અને નાટક, કવિતા અને સંગીત, વાર્તા અને નવલકથા વગેરે કલા કે કલાસ્વરૂપોને સમજવામાં ભેદક લક્ષણોને દૃઢતાથી ને સ્થિરતાથી વળગી રહેવું જોઈએ. જ્યાં ભેદ સ્થૂળ રીતે ઇન્દ્રિયગોચર હોય છે ત્યાં ભેદબુદ્ધિ રાખવામાં મુશ્કેલી આવતી નથી. નૃત્ય એ ભારતીય નાટકનું એક સમયે અવિનાભાવી અંગ હતું. આજે આપણે નૃત્ય, નાટક અને નૃત્યનાટિકાનો ભેદ બરાબર સમજીએ છીએ, અને જો કે નાટકમાં નૃત્યનો પ્રવેશ વધતો જાય છે અને પ્રેક્ષકોની નૃત્યનાટ્યના મિશ્રણની અભિરુચિ વધી છે, છતાં એમનો અવિનાભાવ કોઈ સ્વીકારતું નથી. પણ ભેદ સ્ફુટ રીતે ઇન્દ્રિયગોચર ન હોય તો માનસિક ભ્રમ સહજ છે. કાવ્ય, ગીત અને સંગીતના સંબંધ વિશે અભિપ્રાયની અસ્પષ્ટતા અને અનિશ્ચિતતા આ વસ્તુસ્થિતિને આભારી છે. સ્વરના નિશ્ચિત સ્વરૂપભાનમાંથી સંગીતકલા જન્મી છે, અર્થના નિશ્ચિત ભાનમાંથી કાવ્યકલા જન્મી છે. કાવ્યને ભાષા સાથે અવિનાભાવી સંબંધ છે, સંગીતને નથી, એ તાત્ત્વિક સત્ય સર્વ કાવ્યચર્ચાના પાયામાં રહેવું જોઈએ.

વળી કલાકૃતિઓના કે કલાઓના વૈલક્ષણ્યથી પણ ભ્રમમાં પડવું ન જોઈએ. આનંદનું ભાવનારૂપ તત્ત્વ એક છે માટે જે જે વસ્તુઓના અનુભવથી કે વિમર્શથી આનંદ નિષ્પન્ન થતો હોય તે સર્વ એકસરખી છે અને એકને સ્થાને બીજી વસ્તુ ચાલે એમ ન મનાય. પ્રણયના અનુભવનો આનંદ અને ભક્તિના અનુભવનો આનંદ વાસ્તવિક જીવનમાં સરખો લાગે છે, તથાપિ પ્રણયના વિષયનું સ્થાન ભક્તિનો વિષય લઈ શકે એમ કોઈ નહિ કહે. તેમ કલામાં આનંદની સર્વસાધારણ એકતા સ્વીકારીને પણ આપણે એમ માનવું પડશે કે કલાકૃતિના પરિચયમાં તે વિશિષ્ટ વિશિષ્ટ સ્વરૂપ ધારણ કરે છે. ખરું જોતાં, આનંદ એ કંઈ કલાપરિચયના કેવળ પરિણામરૂપ નથી, પરિચયના આરંભથી જ તેની શરૂઆત થાય છે અને તેના અન્તે એ ઉપચયરૂપે, આત્માના સર્વસાધારણ વિકાસરૂપે, કે શિખરના કળશરૂપે, અનુભવાય છે, અને એ આનંદનું એક લક્ષણ એ હોય છે કે કલાવિષયને ચિત્તમાં ભરી રાખવાની વૃત્તિ રહ્યા કરે છે. આનંદ અને આનંદના હેતુને છૂટા પાડી શકાતા નથી, તેથી કલાચર્ચામાં આનંદનું સામાન્યત્વ અને વિશિષ્ટત્વ બન્ને સ્વીકારીશું તો તત્ત્વગ્રહણમાં અનુકૂળતા થશે.

કલાનુભવના પર્યવસાન માટે આનંદ શબ્દ શું ઉચિત છે, એ બીજો મૂળભૂત પ્રશ્ન બધા સાહિત્યવિવેચકોને મૂંઝવે છે. એ પ્રશ્ન મૂંઝવે છે છતાં સનાતન રિવાજે રહી તેને બહારી મૂકીએ છીએ. આનંદ શબ્દ સ્વીકારીને દુઃખના સમાનભાવને પણ આનંદમાં ઘટાવવો પડે છે. પરદુઃખનો પરિચય જો સુખકારક હોય તો પરદુઃખનો સંવાદી અનુભવ દુઃખકારક હોવો જોઈએ. એથી ઊલટી સ્થિતિ હોય, એટલે કે પરદુઃખમાં આનંદ થતો હોય તો પરસુખનો પરિચય અસંતોષ કે ઈર્ષ્યા પ્રગટ કરે. પણ આમ તો થતું નથી. તેથી સુખદુઃખથી પાર રહેતું તત્ત્વ કલાના અનુભવમાં હોવું જોઈએ. અને એ આનંદ ના હોય તો પણ તે ચિત્તને અનુકૂળ વેદના છે. આથી આનંદ (pleasure)ને સ્થાને આપણે પરનિર્વૃતિ કે વૃત્તિઓની તલ્લીનતા (transport) ભાવસમાધિ મૂકી શકીએ. એનો અર્થ એ થયો કે મન કોઈ પણ વૃત્તિમાં તદાકાર થઈ શકે છે, કોઈ પણ લાગણીમાં — હર્ષ, શોક, ભય, ક્રોધ આદિમાં તલ્લીન થઈ શકે છે, અને એ તલ્લીનતા તે એને પ્રતિકૂળ વેદના નથી. આ તલ્લીનતા પણ મૂઢ તલ્લીનતા નથી, જાગ્રત છે, સચેત છે. એમાં ચિત્તની ચેતનાશક્તિ સંપૂર્ણપણે કામ કરતી હોય છે. એ અનાવૃત

થાય છે તે બુદ્ધિને શિથિલ નથી કરતી પણ તીવ્ર ને સૂક્ષ્મ કરે છે, તેના વિવેક અને વીર્ય પ્રગટ થાય છે, અને રજૂ થએલી પરિસ્થિતિમા તેને વ્યવસ્થા સમગ્રતા અનિવાર્યતા ને રહસ્યમયતા જણાય છે એના જ્ઞાનથી, અવબોધથી, સત્યદર્શનથી, ચિત્તમા વિમાસની પ્રસન્નતા અનુભવાય છે આ સમજ તેની પ્રજ્ઞાને પરિતોષે છે, તેની લાગણીઓ જે સક્ષુબ્ધ થઈ હતી તે સમતા અનુભવે છે લાગટ વૃષ્ટિ પછીના ઉષાદર્શન જેવુ તેને થાય છે આને આપણે ચિત્તની પ્રકાશમય કે વિકાસમય વિશ્રાન્તિ, ઉપશમ કે પ્રશ્રબ્ધિની અવસ્થા કહીએ આવેગો અનુભવીને પમાતો ઉપશમ તે જ ઍરિસ્ટૉટલનો કૅથાર્સિસ એ કેવળ વિવેક–બુદ્ધિની સ્થિતિ નથી, તેમા હૃદયવૃત્તિ ભળે છે, પણ તેને રાગ નામ આપવુ યુક્ત નથી તેને આનદ પણ નહિ કહીએ કેમકે આનદમા હર્ષની વિવક્ષા છે એને આપણે મુદા કે બૌદ્ધ વિચારકો જેને પ્રીતિ કહે તે ગણી શકીએ આ પ્રશ્નમા મારો આગ્રહ એ છે કે કલાકૃતિના અનુભવના પર્યવસાનમા કેવળ લાગણીની સ્થિતિ નથી, એમા ઘણી વાર ઇચ્છાશક્તિનુ પણ સૂક્ષ્મ રીતે સચલન થાય છે, હૃદયની લાગણીઓ કહીએ તે પણ ઉત્કટ નહિ, પ્રશાન્ત હોય છે અને માન પ્રસન્નતા કે મુદાના નામની અધિકારી હોય છે

“ કરણઘેલો ”, ‘ પૃથિવીવલ્લભ ”, “ આગગાડી ” ને “ સ્મરણસહિતા ”, ‘ દિવ્યચક્ષુ ” ને “ ચૌલાદેવી ’, ‘‘ સરસ્વતીચંદ્ર ”, “ રાઈનો પર્વત ” ને “ જયા અને જયન્ત ’, “ વિવર્તલીલા ”, “ આત્મકથા ” ને “ લોકમાતા ’, “ કાન્હડદે પ્રબધ , નરસિંહ અને દયારામના શૃગારકાવ્યો, ભાલણના બાળલીલાનાં કાવ્યો, પ્રેમાનદનુ “ મામેરુ ’ ને “ સુદામાચરિત ” “ અખેગીતા ” નો ઉપસહાર, નિષ્કુલાનદના કેટલાક ભજનો, “ વસન્ત વિજય, નરસિંહરાવના પ્રકૃતિકાવ્યો, નાનાલાલ અને કલાપીના પ્રણયકાવ્યો, ઠાકોરના વિરહ ને ચિન્તનના કાવ્યો, ખબરદારના ભક્તિ અને ચિન્તનના કાવ્યો વગેરેના વાચનની નિષ્પત્તિ વાચકમા એકાકાર નથી હોતી એ ભિન્ન છે છતા તેમા અનુસ્યૂત રહેલુ કોઈ એક તત્ત્વ હશે જ એ તત્ત્વને હુ આનદ કહી શકતો નથી તેને સમાધિ કહેવામા પણ ગૂચવાડો થાય તેમ છે તેને બ્રહ્માસ્વાદ-સહોદર, સત્ત્વના ઉદ્રેકનો અનુભવ કહેવામા ધાર્મિક અનુભવના, પરમતત્ત્વના અપરોક્ષાનુભવના વિચારનુ મિશ્રણ થઈ જાય છે એ ચિત્તને અનુકૂળ વેદના છે નિ સશય, અને તેના લક્ષણમા સર્જન સાથે તલ્લીનતા અવશ્ય જણાય છે કવિએ સર્જેલી વસ્તુનો સાક્ષાત્કાર અને તે સાથે જ પોતાના સ્વત્વની સર્વ શક્તિઓનો સમગ્ર અને યુગપત્ અનુભવ એ કાવ્યવાચનનુ ફળ ગણી શકાય

ભિન્નભિન્ન કે પરસ્પરવિરુદ્ધ આદર્શ કે વિચારતાત્પર્યવાળા કાવ્યો વિશે પણ તલ્લીનતા, તદાકારતા સભવી શકે છે એ મનુષ્યમા રહેલી ગૂઢ અને સમર્થ **સમાનભાવની**, સમાન સવેદનની શક્તિનુ સૂચક છે સાધારણીકરણની ખટપટમા પડ્યા વગર એમ વિચારવુ ઉચિત છે કે સહૃદયની સમાન અનુભવી થવાની શક્તિ નિરવધિ છે ગમે તેવી વિશિષ્ટતાવાળી અનુભૂતિ હોય — અને અનેકાનેક અનુભૂતિઓ વિશિષ્ટતાવાળી હોય છે જ — છતા વાચક તેને ઝીલી શકે છે વિશિષ્ટ દ્વારા સામાન્યનો અનુભવ થાય છે એમ કહેવા કરતા સામાન્ય દ્વારા વિશિષ્ટનો અનુભવ થાય છે એમ કહેવુ વધુ યથાર્થ છે અથવા એમ પણ હોય કે સર્વ શુદ્ધ અનુભવ વિશિષ્ટ હોય છે, અને જેને આપણે સામાન્ય કે સાધારણ કહીએ છીએ તે તો બુદ્ધિએ તારવેલો પદાર્થ છે એ ગમે તેમ હો, વિશિષ્ટનો અનુભવ જ મૂલ્યવાન છે સીતા, શકુન્તલા, દમયન્તી, પ્રત્યેક વિશિષ્ટ જીવનની સમૃદ્ધિ આપણા મન ઉપર મૂકી જાય છે આ શક્તિને આપણી જૂની પરિભાષાને વળગી રહી **ભાવનાશક્તિ** કે અનુભાવનાની શક્તિ કહીશુ તો ચાલશે

## અનુભાવના

વાચકની અનુભાવનની શક્તિ અદ્ભુત સામર્થ્યવાળી છે; પણ પૂર્ણપણે પ્રગટ થવા માટે તેને કેળવણીની આવશ્યકતા છે તેમ તેને અવરોધોનો પણ અભાવ જોઈએ. વિદ્વત્તા, સહૃદયતા, અને અનુભવ એ ત્રણેની અપેક્ષા સાહિત્યના સંપૂર્ણ આસ્વાદને માટે રહે છે. પ્રણય અને વિરહની સૂક્ષ્મ ને સંકુલ લાગણીઓ કોઈ સામાન્ય કુમાર નહિ સમજી શકે. મણિલાલ અને શ્રીઅરવિન્દાનુયાયી સુન્દરમ્ તથા ઠાકોર અને ખબરદારનાં કેટલાંક રમણીય કાવ્યોમાં તત્ત્વદર્શનના પ્રાથમિક પણ પ્રવેશ વિના ઊતરી શકાય તેમ નથી. અનુભવીઓમાં પણ સહૃદયતાનો અભાવ બે રૂપનો જોવામાં આવે છે. એક તો વ્યવહારપરાયણતાથી કે અત્યક્ષપરાયણતાથી જીવનની સૂક્ષ્મ બાજુ તરફ આવતો અણગમો ને જડતા. આપણા દેશમાં એવો મોટો વર્ગ છે જેણે હૃદયસમૃદ્ધિ વધારી શકે એવાં બળો છોડ્યાં છે, ધર્મ છોડ્યો છે, કલા ને સાહિત્ય પણ છોડ્યાં છે. એ વસ્તુઓ તેમને સ્પર્શ કરે છે જ્યારે તે મેઘગર્જના જેવા અતીવ ઉત્કટ રૂપમાં તેમની આગળ પ્રગટ થાય. તે સિવાય તો સાહિત્યના પરોણા માટે તેમનાં દ્વાર બંધ હોય છે. સહૃદયતાના અભાવનો બીજો પ્રકાર તે નીતિ અને ધર્મના અતિવાદને લીધે જામતી ઉપેક્ષા છે. જયદેવ કે દયારામ તરફ, બાલાશંકર કે કલાપી તરફ, ગોવર્ધનરામ કે નાનાલાલ તરફ, અસમાનભાવી વલણ કોઈ કોઈ ધ્યેય કે સિદ્ધાન્તના અભિનિવેશથી પણ ઉદ્ભવે છે. સાહિત્યકલા તરીકે તે તે લેખકોની કૃતિઓના દોષો એ અલગ પદાર્થ છે, તે હોય ત્યાં સ્વીકારવા જોઈએ — અને જીવનમાં જે જુગુપ્સાજનક છે તે સાહિત્યમાં કંઈ રમણીય બની નથી જવાનું એ મારી શ્રદ્ધા છે — પણ હું શંકરાચાર્યનો અનુયાયી છું એટલે દયારામમાં મને રસ ન પડે, કે હું ગોવર્ધનરામની કે નાનાલાલની સામાજિક વિચારણામાં માનતો નથી તેથી તેઓ મારે માટે નાતબહાર છે, એ ગંભીર ભૂલ છે. આવી સંકુચિતતા રાખવાથી સંસ્કારિતાના મૂળમાં ઘા પડે.

કવિ પોતાના વક્તવ્યને ભાષામાં રજૂ કરે છે અને જે સમાજને ઉદ્દેશીને તે લખે — એ વાત સ્પષ્ટપણે તેના ખ્યાલમાં ન હોય છતાં તે અમુક વર્ગને પોતાના અનુભવમાં ભાગીદાર બનાવવા માગતો હોય છે — તે વર્ગ વા સમાજ સમજી શકે એવાં પ્રતિરૂપો તે યોજે છે. એ વર્ગની જ એક વ્યક્તિ કવિ છે, એટલે લખતી વખતે પોતાને જ લક્ષમાં રાખે તો પણ સીધી કાર્યક્ષમ પદાવલિ તે યોજે. પદો તો સિક્કાઓની પેઠે ઓછાવત્તા મૂલ્યવાળાં, ચલણી અને બિનચલણી, નવાં ને ઘસાઈ ગયેલાં હોય છે. પદો જીવનની વસ્તુઓ છે. તેમની ઓછીવત્તી સૌરભ જીવન નક્કી કરે છે. પદોમાં વસ્તુગત સૌન્દર્ય તો સ્વરવ્યંજનનું, વર્ણગત જ છે; પણ એને રંગ ને પરાગ સામાજિક જીવનમાંથી, સાહિત્યપ્રવાહમાંથી, ઈતિહાસપ્રવાહમાંથી મળી રહે છે. કવિ પોતાની અનુભૂતિને પ્રકટ કરવા આ સૌરભ અને રંગનો તો ખાસ ઉપયોગ કરે છે. એના વગર એ ડગલું પણ ન ભરી શકે. જ્યાં સુધી માનવજાત એકરૂપ ન થાય, તેની ભાષા અને જીવનપદ્ધતિ એક ન થાય, ત્યાં સુધી વાણીની આ સૌન્દર્યમૂડી દેશદેશની જુદી જ હોવાની. દાખલા તરીકે, સૌભાગ્ય, પતિવ્રતા, પાનેતર, ચૂડી, કંસાર એવા શબ્દોના પૂર્ણ પર્યાય પરદેશોની ભાષામાં શોધવા વ્યર્થ છે. આ જુદાપણાથી બીજી ભાષાની સાહિત્યકૃતિના રસાસ્વાદમાં મર્યાદા જરૂર અનુભવાય; તે જ રીતે પોતાની જ ભાષાનાં પૂર્વરૂપો અનુભાવનિષ્પત્તિમાં પૂર્ણ સફળ ન પણ થાય. વીરરસનાં મધ્યકાલીન કથાકાવ્યો, જેનો થોડાઘણા પણ ઐતિહાસિક વૃત્તાંતકથનનો દાવો છે, તેમાં તદાકારતા માટે વિઘ્ન નડતું સમજાય છે. આમ, સમાનભાવમાં નડતું આ વિઘ્ન પણ સ્વીકારવું જોઈએ. આમાં તો નથી વાંક કવિનો, નથી કલાનો, નથી ભાવકનો; જે દોષ છે તે વાચકકાલીન પરિસ્થિતિનો ગણાય.

હળવા હળવા તાણો છબીલા, નંદાશે મહીડાંની ગોળી રે લોલ;
નંદાશે ગોળી ને ઊડશે છાંટા, નવરંગ ચુંદડી ભીંજાશે રે લોલ.

પરદેશી ભાષામાં આનો અનુવાદ રસ નહિ નિપજાવી શકે એ સ્પષ્ટ છે. અભિરુચિ-ભેદનું એક સચોટ ઉદાહરણ એક અંગ્રેજી કાવ્યના સંસ્કાર ઝીલતા નાનાલાલના કાવ્યમાં મળે છે. વનદેવીને વર્ણવતાં કવિ કહે છે :

ને પાટલી ઉછાળતાં પગલાં તો જાણે શરમાતાં સસલાં.

સક્‌લિંગનું અંગ્રેજી કાવ્ય આ પ્રમાણે છે :

Her feet beneath her petticoat,
Like little mice, stole in and out,
*As if they feared the light;*

અંગ્રેજી કવિ માટે અંધારામાંથી અજવાળામાં આવતા ને બ્હીને પાછા નાસી જતા ઉંદરોનું ચિત્ર ચારુ અને ઉચિત છે; ઉંદરોની કલ્પના ગુજરાતી કવિ માટે ચારુ નથી, તેથી તેણે શરમાતાં સસલાં મૂકી દીધાં!

આટલી મર્યાદાઓ સ્વીકારી, કલ્પના દ્વારા સર્જનને અનુરૂપ અનુભવ કરવાની વાચકની શક્તિ અમાપ છે એમ ગણીશું. અગંભીર, લલિત, ઉન્નત, ભવ્ય, સર્વ પ્રકારની, નાની મોટી, મુક્તકથી માંડી મહાકાવ્ય સુધીની રચનાને ભાવનાશક્તિ, અનુભાવનાશક્તિ પહોંચી વળે છે. એક પ્રેમના વિષયમાં ઊર્મિકાવ્યની લઘુ માપની કાવ્યજાતિમાં કેટકેટલા રંગતરંગ આવે છે તે થોડાં ઉદાહરણોથી જોઈએ. એ ઉદાહરણો પર્યાપ્ત નહિ, માત્ર સૂચક છે. બધાંમાં ભાવકનું ચિત્ત કવિને અનુકૂલ થઈ રહે છે એ વસ્તુ મહત્ત્વની છે.

આ પૂનમની ચમકે ચાંદની,
એને કોણ રોકે ?
કાંઈ સાગર છલકયો જાય
કે એને કોણ રોકે !

. . .

આ અંગે યૌવન પાંગરે
એને કોણ રોકે ?
કાંઈ ઉરમાં ઉર નહિ માય
કે એને કોણ રોકે !

—સ્નેહરશ્મિ

*

ભરેલ અલવે ઘડો કનક બ્હેડલે નામતાં
થતા દગદગે અહો ગુપત વીજ સદેશડા !

મુખે વિચલ હાસ્યરેખ ફૂટી નેન ભ્રકુટી વળી
શમી થતી અલોપ, ને શરમ રમ્ય સંધ્યાસમી
ધિરે વદન આવરી નયનને ઢળાવી જતી.
અમે દિનદિને સહ્યાં અજબ-તાર-ખેંચ્યાં અહા!
અજાણ્યુ વણુચૂક એ અતલ પ્રેમવાપી જતાં.

—ચતુરભાઈ ઉમેદભાઈ પટેલ

*

ઊભી વાટે ઊડે રે તારી ચુંદડી.
મારા સૂરજ ચંદર દીવડા,
એને ઝપટે લેતી લ્હેરાય,
ઊડે રે તારી ચુંદડી.
ફરતો દરિયાઈ ઘાઘર ઝૂલતો,
પગલે ઘેરની ઝૂલ પથરાય.
ઊડે રે તારી ચુંદડી.
ચૂવે ભાલથી નિશદિન ચન્દની,
હૈયાના ન હુતાશ હોલાય,
ઊડે રે તારી ચુંદડી.

—ઉમાશંકર જોશી

*

તે રમ્ય રાત્રે
ને રાત્રિથી યે રમણીયમાત્રે,
ઊભી હતી તું હળની લતા સમી
ત્યાં બારસાખે રજ કાય ટેકવી.
ક્યાં સ્પર્શવી?
ક્યાં ચૂમવી? નિર્ણય ના થઈ શક્યો.
ને આવડી ઉત્તમ કાવ્ય કાયા
આલિંગવાને સરજાઈ, માની
શક્યું ન હૈયું. જડ થીજી એ ગયું
એ હેમ સૌન્દર્યતણા પ્રવાહમાં.

—સુન્દરમ્

*

## અનુભાવના

રહો તહીં જ સુંદરી ! મુજ નજીક ના આવશો;

• • •

ન જાણું કયમ માહરું હૃદય કમ્પતું લાવતાં
નજીક તમને, અને અતિશ ધન્યભાવે ઢળ્યાં
વિમુગ્ધ તમ નેનમાંહિ મુજ નેત્રને રોપતાં.
નથી હૃદય ચાલતું મુજ સુગાઢ આશ્લેષમાં
સુકોમળ સમાવનાં સમદ સૌ તમારી છટા.

—મનસુખલાલ ઝવેરી

*

રામા જો હોય તું તો મહી નીચી મહિલા, હોઉં જો વ્યોમ રૂપે
તો યે મારો હમેશાં, રમણિ, દશ દિશે, પ્રેમનો સૂર્ય ધૂપે;
ત્યાંથી તુને નિહાળું દશશત નયને ભાનુનાં કિર્ણ પેરે,
આચ્છાદું વ્હાલી ! તારી ધરતી મન તણી પ્રેમજ્યોતે નિઃશંકે.

—જન્મશંકર ગિ. વૈદ્ય

*

કરજે પ્રિય માફ આટલું —
કદિ બોલાવી ન લાડથી તને:
બહુ મગ્ન હું આજ આપણાં
લખવામાં મિલનો તણી કથા !

—ઉમાશંકર જોશી

*

જુદાઈ જિંદગીભરની કરી રો રો બધી કાઢી,
રહી ગઈ વસ્લની આશા, અગર ગરદન કપાઈ છે.

—મણિલાલ

*

દ્યુતિ જે તને જીવાડતી દ્યુતિ તે તને સંહારતી,
જે પોષતુ તે મારતું એવો દિસે ક્રમ કુદરતી.
આ પ્રેમ સંસારીતણો તુજ તેજ જેવો છે નકી,
એ અમૃતે શુ ઝેરનાં બિન્દુ ભર્યાં વિધિએ નથી ?

—કલાપી

*

## અનુભાવના

જે કર હતો સદા ટેકવા,
ઉદાર ઉર-ઝીણિયાગર દુખે સુખો સર્જવા,
પવિત્ર દગવેદિ એક મુજ જે વિસામો જગે,
વસે અવર દેહ તોય મુજ જીવનો જીવ જે,
હરાય અહ!

—બ. ક. ઠાકોર

*

મળ્યાં તુજ સમીપ અગ્નિ! તુજ પાસ જુદાં થિયેં
કહે, અધિક ભવ્ય મંગલ નથી શું એ સુંદરી?

—શેષ

*

મોત, જીવનું મોત, બેમા વધુ વસમુ કયુ,
એ જ્ઞાનાગ્નિજ્યોત થકી ભયે ઊગર્યાં સખી!

—બ. ક. ઠાકોર

*

આ બધા જુદા જુદા ભાવોને આપણું દિલ પહોંચી વળે છે. તેમા તે તન્મય, તદાકાર થાય છે. એ ભાવને પહોંચવાની ક્રિયામાં અને પહોંચી રહેવામાં મન કાઈક વિસ્તાર, વિકાસ, પ્રકાશ અનુભવે છે. એ જ કાવ્યનો ચમત્કાર છે. એ કેવળ સંવિત્તિ નથી, પણ સમગ્ર સંવિત્તિનો સબળ અને તીવ્ર અનુભવ છે. કાચબાની માફક સંવિત્ સંકોચાઈ પોતાપણાનો અનુભવ નથી કરતી, પણ કમળ માફક પૂર્ણ વિકસી સ્વરૂપસિદ્ધિનો અનુભવ કરે છે. એને વેદાન્તદર્શન કે અપરોક્ષાનુભવની ધાર્મિક ભાષામાં આત્માનુભવ ન કહીએ, પણ જેને વિજ્ઞાની કે નાસ્તિક પણ રસના કે વ્યક્તિના કહે તેનો એ અનપૂર્વ અનુભવ છે નિઃશંક. એ અવસ્થિતિ મુદામય છે લાભે ગાળે, એવા સાહિત્યસેવનથી માનવજીવનનો આપણો અનુભવ સમૃદ્ધ થાય છે. વળી સૌન્દર્યના વારંવાર અનુભવથી સંવિત્ સૌન્દર્યમય બને છેઃ વ્યવસ્થા, સંવાદ, લાવણ્ય, પ્રેમ, સામ્ય તરફ તેની દૃષ્ટિ સહજ વળતી થાય છે.

એ ભાવોને પહોંચી શક્યો તેમાં વાચકમાં રહેલી ગૂઢ શક્તિનું દર્શન થાય છે, પણ એમાં એનું પરાક્રમ થોડું જ છે. પરાક્રમ તો કવિનું જેણે એવી કૃતિ રચી કે આપણે તદાકાર થઈ શક્યા. મનુષ્યના પરસ્પર વ્યવહારનું મુખ્ય સાધન ભાષા, તેને પોતાની કલાનું વાહન કવિએ બનાવી છે. એ ભાષા માત્ર ખપજોગી ભાષા નથી પણ સંસ્કારેલી છે અને વિશિષ્ટ પ્રવાહમાં મૂકેલી છે. ભાષા

પાસે વધારેમા વધારે કામ લેવા તે અ ૧કારગાળી, જેમદાર કે નુકુમાર ભાષા વાપરે છે વ્યવહારમા પણ આપણે ક્વચિત્ ક્વચિત્ આવી ભાષા વાપરીએ છીએ, પણ કવિ બોધપૂર્વક સતતતાથી પરિમૃષ્ટ ભાષા વાપરે છે

અલકાર એ રમ્યતા કે આકર્ષણ વધારના કવિ વાપરે, પણ બહુધા તો તે ભાવસસના આવિષ્કાર માટે આવશ્યક છે નાના રમકડામા પણ કૂતરા કે વાદરાનો આકાર યથાતથ ઊતર્યો હોય તો કૂતરાનુ સવેદન આપણને થાય છે એમ જ આપણા ઉપમા આદિ અલકારોને પ્રસગે બને છે સુન્દરીના મુખનુ દર્શન ક્વચિત્ ચદ્રદર્શન જેટલું રમણીય અને આહ્લાદક લાગે છે માટે મુખચન્દ્ર શબ્દ યોજીએ છીએ, પણ પછી એ શબ્દ અવિવેકથી વપરાય, વપરાતો જ જાય, મુખનો જ પર્યાય બની જાય, ત્યારે કવિને પોતાના ચમત્કારક અનુભવ માટે બીજો શબ્દ ગોધવો પડે ભાષાવૃક્ષનું ત્યારે 'મુખચન્દ્ર'નુ પાનું પાકુ થઈને ખરી પણ ગણાય વળી અપ્રત્યક્ષને પ્રત્યક્ષનુ સૂચન કરતી ભાષામા વર્ણનવાથી અપ્રત્યક્ષ વિશદ ને ગમ્ય બને છે કવિતામા લઘુ પ્રતિરૂપ જેમ કે "સર્વ કર્મે રહે દોષ, ધુમાડો જેમ અગ્નિએ" ત્યાથી વધી સળગ પ્રતીક આવે છે જે અન્યોક્તિનુ રૂપ લે છે, જેમકે નરસિંહના "સાહેલી, આબો મોરીઓ" કે ઉમાશકરના "બળતા પાણી"મા ઉપગત, રૂપકપ્રબધમા પણ આ અલકારના મૂળમા રહેલો વ્યાપાર વિસ્તૃત સ્વરૂપમા દેખાય છે

વસ્તુની વાસ્તવિક યથાર્થતાને પ્રગટ કરવ કવિ ભાષા વાપરતો નથી પણ પોતાની અનુભૂતિના મર્મને પ્રગટ કરવા વાપરે છે અને તેથી વાણીના વિવિધ માર્ગો તે યોજે છે અમર્યાદ, સૂક્ષ્મ અને વિધવિધ અનુભૂતિઓ તે પ્રગટ કરવા માગે છે અને તેનુ સાધન ભાષા તો પ્રમાણમાં સ્થૂલ અને મર્યાદિત શક્તિવાળુ છે એવા અસપૂર્ણ વાહનમા વધુ અર્થશક્તિ લાવવા તે ભાષા ઉપર પ્રભુત્વ કેળવે છે અથવા અલ્પ આયાસે તેને તે પ્રાપ્ત થાય છે, અને આયાસથી કે આયાસ વગર સહજ સુરુચિથી તે પરિમૃષ્ટ ભાષા વાપરે છે ભાષા ઉપર અસાધારણ પ્રભુત્વ એ કવિનુ લક્ષણ ઘણી વખત સર્વપ્રથમ તરી આવે છે

આમેય ભાષા એવી સૂક્ષ્મ સિદ્ધિ છવ સાથે જ્યાઈ ગયેલી સિદ્ધિ મનુષ્યની છે કે તેનો ઉપયોગ કરતા તે કોઈ સાધનનો ઉપયોગ કરે છે એમ તેને લાગતુ નથી એ સાધન સસ્કૃતિદત્ત છે, હાથપગ માફક ઈશ્વરદત્ત નથી એ સ્પષ્ટ છે પણ હાથપગના સાધન જેટલી સહજતાથી આપણે વાપરીએ છીએ તેટલી સહજતાથી આપણે ભાષા વાપરીએ છીએ સ્વસ્થ શરીરમા ઇચ્છા પ્રયત્ન (will) અને હાથપગના હલનચલન વચ્ચે કશુ વ્યવધાન નડતું નથી, ઇચ્છા અને વાણીવ્યાપાર વચ્ચે લેશ માત્ર વ્યવધાન ભાસતુ નથી, એટલુ બધુ એ પ્રમાણમા સૂક્ષ્મ ઉપાદાન – ભાષા – સૂક્ષ્મ રીતે મનુષ્યને સિદ્ધ છે સામાન્ય વ્યવહારમા ભાવ અને વિચારને ભાષામા આકાર લેતા વાર નથી લાગતી ભાષામા કેટલી બધી વસ્તુઓ ઝપાટાબધ ને સરળતાથી આપણે રજૂ કરી શકીએ છીએ। એ વસ્તુઓ ચાળાથી રજૂ કરવાની હોય, ચિત્રથી રજૂ કરવાની હોય, લાકડામા કે પથ્થરમા આકૃતિ કોતરી રજૂ કરવાની હોય તો? પ્રશ્ન નિરર્થક છે પરસ્પર વ્યવહારનુ, સસ્કૃતિએ કેળવેલા સાધન ભાષા જેવુ મનુષ્ય પાસે બીજુ કોઈ સાધન નથી

પણ ભાષાની મોટી મુશ્કેલી તે શ્રુતૈવનષ્ટતાની છે શબ્દ સાભળ્યા ને હવામા ઊડી ગયા એનો અર્થ ગ્રહણ થયો ન થયો ને ઊડી ગયો સ્મૃતિમા શબ્દો જડાઈ રહેતા નથી કે તેનુ આવર્તન કરી અર્થનો બોધ કે પર્યાપ્ત અનુભવ થાય બોલનારે એના એ શબ્દો ફરી બોલવા જોઈએ તો અર્થગ્રહણ

સગળ બને ચક્ષુગોચર કોઈ પદાર્થ હોય તો બરાબર ગોઠવી મૂકી રાખીએ, એને ચોકઠામા જડી નાખીએ, જેથી જ્યારે માગીએ ત્યારે એ ગોચર રહે શબ્દમા આવી સ્થિરતા નથી એમાં અભગુરતા લાવવા કવિએ સમયના એકમનો ઉપયોગ કર્યો એ એકમમા પણ નિશ્ચિત રૂપ આવ્યો — પ્રત નતવ્યવસ્થાથી કે લઘુગુરુશ્રુતિ વ્યવસ્થાથી લયાન્વિત પદ્યરચનાથી કવિને પોતાના ભાવવિચારને, તેના અશોઅશને શક્ય તેટલી મૂર્તતા આપવાનું સાધન મળ્યુ ખરેખર મૂર્તતા, માત્ર આવિષ્કાર નહિ શબ્દમા મૂકેલી વસ્તુ આવિષ્કાર તો પામે છે, પણ લયવાળી પદ્યરચનામા તે સર્વેગોચર મૂર્તિવિધાન પામે છે લયના અશો અશનો પરસ્પર સબધ એવો નિશ્ચિત છે કે ભાવના અને અશ ઉપર, ભાવગતિ ઉપર, ધ્યાન કેન્દ્રિત કરવુ હોય તો હવે થઈ શકે

અદૃશ્યને દૃશ્ય રૂપ આપવાની, પ્રવાહીને સ્થિર રૂપ આપવાની — અને તે પણ શબ્દના લક્ષણને બદલ્યા વિના — આ અલૌકિક ઘટના કે સિદ્ધિ જેવી બીજી સંસ્કૃતિની સૂક્ષ્મ ઘટના ભાગ્યે જ હશે મનુષ્યે વાણીને આમ બૃહતી, મહી બનાવી છે, **सरस्वती साधयती धिय** બનાવી છે

અને ધારો કે પદ્યરચના એ કવિનિવેદન માટે અપરિહાર્ય માર્ગ નથી તેથી શુ? આપણી પાસે જેમ સુખસગવડના સાધનો પડ્યા છે અને આપણે તેમનો યથેચ્છ ઉપયોગ કરીએ છીએ, તેમ આ વાણીની કેડીઓ અને માર્ગો ને રાજમાર્ગો પડ્યા છે એમાના ગમે તે અનુકૂળ માર્ગનો આપણા સવેદન માટે ઉપયોગ કરી શકીએ પદ્યરચનામા અનેક્ય રૂપો છે એમા નિરવધિ સ વાળા બાદબાકી થઈ શકે છે, એટલે વિના બધા જ ભાવોને આપણી પદ્યરચનાઓ ઝીલી શકશે એમ પના કરવી ખોટી નથી તથાપિ પ્રયોગ કે નવીનતા ખાતર, અથવા મરજરેરથી, ન્યુસ મનમાથી ઉપજ આવતા અમગત બુદ્‌બુદો, જેમ આવે તેમ, ભાષામા કેટલાક કવિ ઉતારી દે છે, બુદ્‌બુદોની અસગતિ અને અવ્યવસ્થાને ભાષામા યથોચિત ઉતારવામા કવિ કૌશલ તો દાખવે છે, પણ એ કળા નથી અવ્યવસ્થા પ્રતિબિમ્બ અ યવસ્થા જ પડે ત્યા તે જાગ્રત મનની કૃતિ છે અને એ મન ઉપર વિશિષ્ટ અસર કરે છે ઉપર દેખાતા બુદ્‌બુદોમા પણ નિયમ અને વ્યવસ્થા છે અને એ જ પૂર્ણ સ્વાભાવિક અવેદનો છે એમ કહેવામા તો વ્યવસ્થામાત્રનો નિષેધ છે અને એમ હોય તો એ માટે એ કરતા વધાર સારી વ્યવસ્થાની જરૂર છે ભાવપ્રાકટ્યવાદ કે છાયાવાદના શ્રદ્ધાળુઓ ઝાખી, અવ્યવસ્થાહીન, અનવાદી અન્ય અમરા, નિર્મિતિઓ રજૂ કરે છે કારણ કે જીવનની વસ્તુઓ અને તેમના સબધાની એવી છાપ તેમના મન ઉપર પડે છે પૂર્વ કવિઓ ઉપર જીવનની એવી છાપ નહિ પડી હોય? આપણે કહી શકીએ કે ળા રતું સવેદન ઝાખુ અને વ્યવસ્થા વગરનું ન હોય એના સવેદનમા સમગ્રતા હોય વસ્તુઓના સબધામા તેણે અર્થ રહસ્ય ? મેળ જોયો હોય એ સવેદને સ્પષ્ટતાથી અપૂર્વતાથી કે અદ્‌ભુત ઉત્કટતાથી તેના અન્તરને સ્પર્શ્યુ હોય અને પછી જ તે નિર્મિતિમા બને તેટલી સુસ્પષ્ટતાથી સુરેખતાથી દીપ્તિથી પ્રગટ થાય શિલ્પમા વિરૂપ સર્જનને સ્થાન છે, પણ તે વિરૂપતા માટે નહિ પણ સુદર અને રમણીયને પડઘો આપવા સુદરની સુદરતાનો ઉત્કર્ષ સાધવા કલાકાર બાલક માફક ક્વચિત્ લીલાર્થે વ સ્તુ કે અસબધ સર્જન કરે, પણ તે તેની રમત જ કહેવાય, કલાના વિશિષ્ટ ક્રિયાધર્મને અનુસરીને એમ કરે છે એમ નહિ કહેવાય સુદર અને મધુરના અતિપરિચયથી (?) તેને છાડી છાયાવાદ કે આ તર વાસ્તવિકતાને નામે અસુદર અને આઘાતકની પ્રતિમા કરવા જેવો ભાવનાવ્યય આધુનિક સ કૃતિએ બીજે ભાગે બનાવ્યો હોય

કવિ નાનાલાલ ભાવનાપ્રેમી હતા તેમની કલામા લાવણ્ય પદે પદે છે તેમની કલ્પના અનેક વસ્તુને જીવન અને પ્રત્યક્ષ કરી આપે છે એમણે સર્જેલુ ભલે હોય ગદ્ય એમની ભાવવિચારસરણિને અત્યત

અનુકૂલ રીતે રજૂ કરવાની ઝંખનામાથી ઉદ્ભવ્યુ છે એ રમત નથી એ ગંભીર સર્જન છે અને ગંભીરતાથી તપાસવુ જોઈએ આપણી કવિતોચિત રચનાના ઇતિહાસમા એને મોટુ સીમાચિહ્ન હુ ગણુ છુ નાટ્યકાવ્ય માટે એ અનુકૂલ વાહન છે સામાન્ય વાતચીત અને પરાક્રમી ઉદ્ઘોષ બંનેને વ્યક્ત કરવા એનો લય સમર્થ છે એને હુ પદ્ય નહિ કહુ પણ પદ્યકલ્પ તો જરૂર કહુ. આ પદ્યકલ્પમા કે પદ્યકલ્પ ગદ્યમા વિશિષ્ટ વાક્યભાગની વ્યવસ્થા જણાય છે પૃથક્કરણથી વસ્તુ સિદ્ધ ન થતી હોય તોપણ પૃથ્વી છંદ માટે તેમ આ સાન્દોલ ગદ્ય માટે આન્તર પ્રતીતિનો દાવો તો હુ રજૂ કરુ એ આન્તરવૃત્તિને બળે માનુ છુ કે નાનાલાલીય રચનામા બ્લેન્ક વર્સની ક્ષમતા સૂક્ષ્મ રીતે વસેલી છે ધીમા પઠનમા વાક્યમા આવતા શબ્દ ઉપરના ભારને આપણે વાક્યભાર કહીએ, તો નાનાલાલીય રચનાની કોઈ પણ પંક્તિમા સામાન્ય રીતે ત્રણ સ્થળે ભાર આવે છે અને તેને વિવિધતા આપવા અર્થાનુકૂલ રીતે ચાર કે બે ભાર આવે છે પંક્તિના એકમમા કોઈ નિયામક તત્ત્વ હોય તો મને આ સમજાયુ છે· પંક્તિઓના પઠનની સમયની માત્રા લગભગ સરખી રહે છે, અપવાદરૂપ, અણસરખી રહે ત્યારે અર્થને અનુકૂળ ને ચારુતાને પોષતી હોય છે આ સિવાય ભાષાના સ્વાભાવિક વહનમા કશુ નિયમન નથી, આ સિવાય કુદરતી ભાષાને કશો વિશિષ્ટ મરોડ આપવાનો રહેતો નથી "જયા અને જયન્ત"મા જયા કહે છે.

રહવારે પૂછ્યું, શુ છે?
તો કહે, વસન્તનો છે ઉત્સવ
બપોરે પૂછ્યુ, શુ છે?
તો કહે, વિધાત્રીની છે પૂજા
તે આવજે, સજીને સોળે શણગાર
છેતરી – માતાએ છેતરી પુત્રીને
નહીં – નહીં સ્વીકારે જયા
જન્માન્તરે યે કાશીરાજેન્દ્રને

સંઘમિત્રામા એક મૂર્તિ બોલે છે.

આજે છુ હુ જરા,
જગતના રંગો પાકા માનતી
આશાની આંખે દુનિયા દેખતી,
કામનાના વિમાનોમા ઊડતી,
માનતી સૂર્યચન્દ્રને હાથેલીમા રમાડીશ

"જયા અને જયન્ત"માં દેવીની ( ! ) વિનાશવાદી ઉક્તિ સૌને સાંભરે એવી છે·

મૂકી, વગાવી, કૂદી ગઈ,
પત્નીધર્મના ખાબોચિયાની પાળો,
ઝીલુ છુ મહાજલમા હવે
હુ સહુની પત્ની,
ને સહુ મ્હારા પતિ
સૌન્દર્યને યૌવનનો આ અમ નન્દન

નાનાક્ષાલીય સાન્દોલ રચનામા ગમે તે કડિકા જોગો, તેમા આવો મરોડ અને સમજી શકાય એવી ભાગ્યવસ્થા જણાશે તો પછી તેને પદ્યકલ્પ કહેવામા શો બાધ નડે છે? એ રચનાનો તાત્વિક સબંધ ગદ્ય કરતા પદ્ય સાથે વિશેષ છે

કાવ્યની નિર્મિતિ અંગે બીજી વાત પર ભાર મૂકવો પણ યોગ્ય ધારુ છુ. કાવ્ય એ ભાષાની કલા છે, ભાષા દ્વારા અર્થની કલા છે, સૂરની કલા નથી કાવ્ય એ સંગીત નથી, જો કે બંનેનાં વર્તુલ એકમેકને થોડા છેદે છે. એ બે વચ્ચે સીમાદોરી ઢીલી છે અને બહુ અવરોધક નથી. કાવ્યમાં અર્થનું વહન છે વહન એટલે આવર્તન નહીં પણ પ્રગતિ, અને પ્રગતિને રુંધે એવો શબ્દસંભાર કે સૂરાવલિ કાવ્યને અપકર્ષક છે ગીતમા અર્થદૃષ્ટિએ કાવ્યત્વ હશે તો સંગીતમાં રેલાતા તે સંગીત તરીકે શ્રોતાને ખૂબ ડોલાવશે એ ખરુ, પણ એમા કાવ્યત્વ નહિ હોય ને શ્રોતાઓ ડોલશે તો તે સંગીતસમાધિ હશે, કાવ્યફલ નહિ. તેથી પ્રસ્તુત વિષયમા પ્રો ઠાકોરની કાવ્યવિચારણાનુ તાત્પર્ય સ્વીકારવાનુ કાવ્યના સાચા વિકાસ માટે હુ યોગ્ય ધારુ છુ

હા, પણ ઠાકોરે ઉચ્ચ કવિતા માટે વિચારતત્ત્વ ઉપર ભાર મૂકયો તેથી શુષ્ક તર્કશ્રેણી કે કેવળ સિદ્ધાન્તપ્રતિપાદન ઊંચુ કાવ્ય આપી શકે એવો ભ્રમ થયો. ઊર્મિશૈથિલ્ય, ઊર્મિલલકાર, એક જ ભાવનુ વારવાર તાન એ બધાના પ્રતિકાર રૂપે આ વિચારતત્ત્વ ઉપર આગ્રહ સેવાયો છે, એ સ્પષ્ટ છે. કવિતામા અવરોધ તરીકે વિચાર કેવા સ્વરૂપમા આવે તેનો ઠાકોરને ચોક્કસ ખ્યાલ છે. એ વિચાર વ્યાપ્તિપ્રક્રિયાના એક પછી એક અવયવ રૂપે નથી આવતો પણ ઊર્મિ અને કલ્પનાના રગે રંગાઈને આવે છે એ તર્કશાસ્ત્રની ભાષામા નહિ પણ ઊર્મિ અને કલ્પનાની ભાષામા આવે છે એનો સંદર્ભ જ વિશિષ્ટ હોય છે એનો સંદર્ભ ખંડિત કરવાથી એનુ રહસ્ય ઊણુ થાય છે. ઠાકોરમાથી જ એક હૃદયંગમ ઉદાહરણ લઈએ મરણની છેલ્લી વિદાય લેતી પત્નીને દૃઢ કાળજાનો પતિ હૃદયમા અસહ્ય વેદના ભારી રાખી પૌરુષ દાખવતો ઉચ્ચારે છે :

> પ્રિયે, નવ રડો, જુઓ શ્વસનરોધ રહેવાય ના,
> થતો જ ભવ પૂર્ણ ત્યા ન ઘટતી તથા ભાવિની
> જુઓ ઘટઘટ ભર્યો આજુઆજુ વિશે ચોદિશે,
> તમે, હુ, શિશુઓ મહીં, સકલ જીવ લઘુ ને મહા,
> નદી ઉદધિ પર્વતે, નગર ગામ વેરાનમા,
> ગ્રહો રવિ નિહારિકા, નભવિતાન સ્વર્ગંગમા,
> પીએ પય અદ્ભુતુ કુસુમ માતખોળે લહા,
> ત્રુટી અવનિ ધગધગન્ત ઉભરાય લાવ્હા સહો,
> વહે સમરસે,

કવિ માત્ર રમણીય ને મધુર જ જોતો નથી, સુખ દુઃખ કલેશાદિથી ભરેલુ, મનુષ્ય મનુષ્યના સબંધોમા અનેક મૂંઝવણોવાળુ, જીવનયાત્રાના ધામ વિશે વારંવાર પ્રશ્નો કરાવતુ, કાળપટ ઉપર પથરાયેલુ સભર વિશાળ અને વિપુલ જીવન જુએ છે એ વિવિધ ઘટનાઓ જોવાનો ને રહસ્ય તારવવાનો; એ જીવનપ્રશ્નો પૂછવાનો અને ઉકેલ માટે મથન કરવાનો, એ પણ એની રીતે કર્તવ્યઅકર્તવ્યની સત્અસત્‌ની શોધ કરવાનો 'આવી કવિતા મહાન થાય છે કેમ કે તે જીવનના ઊંડાણને સ્વીકારે છે ને ઊંડાણને શોધે

છે જીવનની સપાટીને જોતી, મોગરાનુ ફૂલ જોઈ ચૂટતી કવિતા, કવિતા તરીકે સાચી હોઈ શકે અને આપણા પ્રેમની અધિકારી પણ બને છે

એના મુખડાના મરકલડા જાણે વીણી લઉં રે લોલ,
એના હસવામા સાચકલા મોતી વેરાઈ રહ્યા રે લોલ,

— કેમ કે અહીં પણ ભાવોર્મિ કવિની પ્રેરણા બની છે, તેને સ્પષ્ટ વ્યક્તિ આપ્યા વિના કવિને ચેન પડતુ નથી, અને આપણે કવિની ઊર્મિને યથાતથ ઝીલી આનન્દીએ છીએ પણ જીવનને ઊંડાણથી અવલોકતી કવિતા ગભીર જીવનદર્શન બની શકે અને એમા પ્રતીતિના ઉત્સાહનુ સામર્થ્ય હોય, કોઈ ચેતનવત પદાર્થોનો સમુલ્લાસ હોય, એ સમગ્ર સવેદન કે અનુભૂતિ બની કવિની પ્રેરણા – **केनेषितम्** – બન્યુ હોય, તો એ કવિતા ઉચ્ચ ને મહાન કવિતા બને

ઉપરની સમગ્ર ચર્ચાને બાધી લેતી કાવ્યની આવી સમજ આપી શકાય ઇષ્ટ અને સમગ્ર રીતે ઉપલબ્ધિ અને પ્રેરણા બનેલા અર્થનુ સપૂર્ણ સવહન અથવા પ્રતિપાદન કરતી લયાન્વિત વાણી તે કવિતા એના પ્રતિપાદનમા તદાકારતાદ્વારા થતો અનુભાવનાનો નિર્ગ્યદ તે પ્રબોધ ચમત્કાર મુદા પ્રશ્રબ્ધિ કે સમાહિતતા જેવી સવિતની અવસ્થિતિ એ પ્રતિપાદનની સર્જક પ્રતિભા એટલે ઉત્કટ વેદનશાલિતા, વસ્તુઓ વચ્ચે અપૂર્વ સબધ જોવાની ઉદાર ને સૂક્ષ્મ પ્રજ્ઞા, અને અસાધારણ કૌશલથી **लीलया इव** તે દાખવવાની અદમ્ય વૃત્તિ

અર્વાચીન ગુજરાતી સાહિત્યમા વિપુલ રમણીય કાવ્યસૃષ્ટિ છે, જેને માટે ગુજરાત નિઃશક ગૌરવ લઈ શકે મહાન કવિતા ઓછી છે પણ રમણીયતાના સરોવરો, ઝરણા ને નદીઓએ ગુજરાતી હૃદયને આહ્લાદ આપ્યો છે ને કેળવ્યુ છે પ્રકૃતિસહચાર, કુટુબભાવના, નારીપ્રતિષ્ઠા ને દેશભક્તિના રગે કવિએ પોતાના અતઃકરણને રગાવા દીધુ વેદાન્તના અભિનવ દર્શને કવિની પ્રેમ અને કર્તવ્યની ભાવનાઓમાં પ્રવેશ કર્યો હીન અને ત્યક્ત પ્રત્યે અનુકપા અને દાન ને પીડિત માટે વાત્સલ્ય ફૂટયા જીવનના પદેપદમા, પ્રવૃત્તિના અણુઅણુમા માનવપ્રેમ, માનવની સાચી માનવતામા નિરતિશય શ્રદ્ધા, કર્તવ્યકર્મનો અવ્યભિચારી યોગ, સત્ય અને ઉદાત્તતા ઇત્યાદિ આદર્શોનો સચાર થયો ગાધીજીએ પ્રવર્તાવેલા પ્રવૃત્તિ અને આદર્શોના ઓધમા પણ આપણા કવિઓ પડ્યા, નાહ્યા તણાયા, નવીન જીવનદર્શનના પ્રકાશે, પરાક્રમના ઉત્સાહે અને સ્વતત્રતાની ઝાખીએ કવિની કલ્પના ઉત્તેજી મૂકી એનો ભાવાવેગ વિભાવના બની કવિતા થયો ઉષાદર્શનનો ઉલ્લાસ શમતા ગાધીદર્શનની ખરીખોટી મર્યાદાઓ દેખાઈ, મહાયુદ્ધમા અને પછી આર્થિક વિષમતાઓ વધી ગઈ, મનુષ્યપશુબળ નિર્ગન્ધ મહાલ્યુ, અને નતિક મૂલ્યો તત્કાલ તો નષ્ટકલ્પ થયા હારબુદ્ધિ અને સકોચભાવે કાં તો આક્રમક સમાજવાદ કે સામ્યવાદનુ શરણુ લીધુ, અથવા સૌન્દર્ય ને કલાની તટસ્થ કે વિલાસી ઉપાસના કરી, વા મનુષ્યના ભીતરને સુધારવા પ્રાચીનતા કે ધર્મ જેવો કોઈ માર્ગ નથી એમ સમજી પરમ સત્યના અપરોક્ષાનુભવનો માર્ગ લીધો આ બધી મનોહૃદયની લીલા ગુજરાતી કાવ્યસાહિત્યમા રમ્ય આવિષ્કાર પામી છે એમા એકદરે, શિષ્ટતા અને સુરુચિના ધોરણો જળવાયા છે, વાગ્વિદગ્ધતા ને કૌશલમા તો અસાધારણ સિદ્ધિ જણાય છે પણ જીવનની સર્જક ગગોત્રીઓ કયાયે જોવામા આવતી નથી અપૂર્વ નિર્મિતિ માટે સર્જકશક્તિ તો કાન્ત, ખબરદાર ઠાકોર, સુન્દરમ્ આદિમા જણાય છે પણ અભિનવ જીવનની સ્વકીય શક્તિ કેમ નથી જણાતી ? મારો દૃષ્ટિદોષ હોવા બહુ સભવ છે, પણ મને તો, કોના બોલ ને કયાના ને પડઘો ક્યા પડ્યો રસમાલ, જેવુ થાય છે વર્ડ્ઝવર્થ,

સ્વીડનબોર્ગ, રામમોહનરાય, ગોવર્ધનરામ, ટાગોર, ગાંધીજી, બાઈબલ, ઉપનિષદ, કેન્ટ, માર્ટિનો, કોમ્ત, માર્ક્સ, શ્રી અરવિંદ — આ આપણા કવિઓના પ્રેરણાનાં ધામ છે. સર્વગ્રાહી અને સ્થિરદ્યુતિ જીવનદર્શન એમ નાનાલાલમાં જણાય છે, પણ તેય ગોવર્ધનરામની શાખાપ્રશાખા જેવું છે. પ્રેરણાનું ધામ પોતે બને એવો આપણો મહાકવિ ક્યાં છે? હું જાણું છું, યુગ બદલાયા છે. કવિતાકળા કરતાં નવલકથાનું પાત્ર જીવનરસ્ય અને વિભાવનાઓને ઝીલવા વધારે અનુકૂળ, લોકપ્રિય અને તેથી તો વિશેષ અનુકૂળ, લાગ્યું છે. આજે સૌથી મોંઘામૂલો માનવ હોય, દેવના અવતાર જેવો, તો તે રાજપુરુષ છે! પછી આવે અર્થશાસ્ત્રી, પછી વહેપારદક્ષ, પછી યંત્રનિષ્ણાત ને વિજ્ઞાની. આમ છતાં આપણો કવિ લાચાર નથી બન્યો, દીન અને દુષ્ટ નથી બન્યો. એ જ મને કવિતાના ભવિષ્ય માટે મોટું આશાચિહ્ન લાગે છે. હું કવિને સ્મરણ કરાવું છું કે આ સો વર્ષનો ભારતનો ઇતિહાસ તો નવ મહાભારત લખાવે એવડો છે. આ ગાંધીજીનું ભવ્ય મૃત્યુ નગાધિરાજ ડોલે ને સાત સમુદ્ર ગાય એવું કવિતાભર્યું છે. બીભત્સતા, ભીષણતા, ભયાનકતા, ક્રૂરતા, નીચતા, સ્વાર્થ અને વિનાશ સામે ઉચ્ચ માનવતા, સત્ય ને સંયમ ઝઝૂમી રહ્યાં છે. એક ક્રૌંચયુગલના વધનિમિત્તે રામાયણ પ્રગટ્યું. લાખલાખ કુટુંબ દાઝી રહ્યાં છે ને કોઈ મહાકવિનો કંઠ નહિ ખૂલે? હું ચારે કોર જોઉં છું. આ ઉષાધેનુને લઈ આવતા પંખીઓના ગાન વનોપવનમાં સંભળાય છે ને હું પર્યુત્સુક બનું છું. આ સંધ્યાની જવનિકા સામે સુરખીમાં સુરખા રંગના ને વાયુ સાથે ડોલતા અસંખ્ય કમળો જોઉં છું, અને મારું હૃદય નાચી ઊઠે છે. હું સ્તબ્ધ બનું છું. આ રાત્રિ ખેડતા અસંખ્ય તારાઓ મને નોતરે છે ને તેમની સાથે અંધારી કેડીઓમાં હું ટમકું છું. હું સાહસ પિછાણું છું. છતાં હું શોધું છું ચન્દ્ર ને સૂર્ય મારે ગગનના પ્રવાહમાં ઝીલતું છે. ઉમાશંકર અને સુન્દરમ્ ઉપર હું મીટ માંડું છું. તેમના સત્વને જો નકારશે તો મારે કદાચ એક આખી પેઢી વાટ જોવી પડશે. પ્રાચીન સંદર્ભ ફેરવી હું કવિ ને કહું: तव हृदये हृदय मे अस्तु। बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यम्। नियुनक्तु मह्यम्।

તારા હૃદગત સાથે મારા હૃદયનું અનુસંધાન કરવા હું તત્પર છું. આ ભાવનો વિસ્તાર કરનાર પરમતત્ત્વ તને સ્વ નિર્મિતિદ્વારા મારી સાથે જોડો!



# વિવેચનનો ઉદ્‌ભવ

સંસ્કૃતમાં કાવ્ય કહે છે તેને આપણે સાહિત્ય કે લલિત વાઙ્‌મય કહીએ છીએ. તેને સામાન્ય રીતે ઓળખ્યા વિના કોઈ પણ સાહિત્યકૃતિના ઉચ્ચ–અવચપણાનો કે સારાનરસાપણાનો અભિપ્રાય આપી શકાય નહિ. ભાવ, વિચાર કે કલ્પનાને વ્યક્ત કરવાની માનવની જુદી જુદી પ્રવૃત્તિઓમાં સાહિત્યવૃત્તિ એક છે અને તેનું જુદી જુદી રીતે વિવરણ શક્ય છે. પરંતુ સાહિત્યનાં મુખ્ય તત્ત્વો જાણીએ તો સાહિત્ય વિશે તેમ જ કોઈ પણ સાહિત્યકૃતિ વિશે સ્પષ્ટ વિચાર થઈ શકે.

સાહિત્ય ભાષાની કલા છે. એમાં બાહ્ય ઉપાદાન તરીકે શબ્દાર્થમયી વાણી આવે છે. અને એ કલા પણ બીજી કલાઓ જેમ પરિચય કે વિમર્શથી સામાન્ય વ્યવહારમાં ન અનુભવાતો આનંદ આપે છે. ભાષા તથા વિશાળ અર્થમાં આકારના ઘણા ઢાળો ને બીબાં પણ સામાજિક સંપત્તિ છે; અને વ્યક્તિ વૈયક્તિક રંગ પૂરે છતાં તેમનું સામાજિક સ્વરૂપ જાળવે છે. સાહિત્યકલાના આંતર ઉપાદાન તરીકે સાહિત્યકારની અનુભૂતિઓ આવે છે. એ અનુભૂતિઓ સંસારવિષયક હોય તો પણ તેને વૈયક્તિક પુટ મળે છે; વૈયક્તિક હોય તો પણ તેનું સાંસારિક રહસ્ય હોય છે. એટલે કાવ્યને ગમે તે દૃષ્ટિએ જોઈએ – એની ભાષા જોઈએ, એના લય જોઈએ, એની પ્રણાલિકા જોઈએ, એની કલ્પના જોઈએ, એના ભાવ વિચાર આદિ જોઈએ – તોયે તે બે પુટવાળો એક અખંડ પદાર્થ છે.

સાહિત્યનાં આ બધાં તત્ત્વોનો અલગ અલગ અને સમુદાયમાં વિચાર અને તોલ એને આપણે વિવેચન કહી શકીએ. એમાં મુખ્ય બે શાખા પડી જાય. સાહિત્ય પદાર્થ શો છે, સાહિત્યકૃતિઓ તરીકે વિવિધ કૃતિઓને ઓળખીએ છીએ તેમાં શું સર્વસામાન્ય લાક્ષણિક તત્ત્વ છે અને એનું શું સર્વસામાન્ય પ્રયોજન છે એની વિચારણા કરતી શાખા. એ વિચારણા સાહિત્યના નમૂનાથી અલગ રહી શકતી નથી, બલકે સાહિત્યના ભિન્ન ભિન્ન નમૂના લઈને આ અન્વીક્ષણ શક્ય બને છે. દાખલા તરીકે, "વાચ કાછ મન નિશ્ચલ રાખે ધન ધન જનની તેની રે" એમાં કે "યારી ગુલામી શા કરું તારી? સનમ! ગાલે ચૂમું કે પાનીએ તુને? સનમ!" એમાં કશુંક સમાન રોચક તત્ત્વ સાહિત્ય–વિવેચકને લાગે છે. એ તત્ત્વને આવી કોઈ પંક્તિના તત્ત્વ જોડે સરખાવી સાહિત્યનો ક્યાસ વિકસાવવામાં આવે:

"આ ઝરમરઝર વરસાદ,
વળી વળીને વરસે જાણે સુભગ કોઈની યાદ."

હવે પ્રણયનો ભાવ 'હૃદયત્રિપુટી'માં વધારે વિકસતો જણાય; 'આરોહણ'માં પ્રકૃતિવર્ણન વધારે વિગતપ્રચુર થતું, માનવઇતિહાસ અવલોકતું પણ થાય; કાવ્યની શોભા નાની પંક્તિમાં કે કડીમાં પુરાવાને બદલે લાંબા પહોળા પટમાં રેલાય; કવિના અંગત ભાવને બદલે અનેક માનવોની લાગણીઓ અને સંઘર્ષો આલેખાય; એક પ્રસંગને બદલે અનેક પ્રસંગો આવે; સુખદ વસ્તુને બદલે કરુણ વસ્તુ હોય; "પૅરેડાઈઝ લૉસ્ટ", "ઑથેલો", "રઘુવંશ" કે "નળાખ્યાન" હોય; લાવણી હોય, ગરબી હોય; પદ્યને બદલે ગદ્ય હોય, પદ્યકલ્પ ગદ્ય હોય, ગદ્યસંકીર્ણ પદ્ય હોય; એમ ઘણું ઘણું સમાવતો એ સાહિત્યની વ્યાખ્યા બાંધે છે, અને સાહિત્યનું પ્રયોજન તપાસે છે. સામી બાજુ, સાહિત્ય તત્ત્વના ઓછાંવત્તા સ્પષ્ટ ખ્યાલ વિના સાહિત્યકૃતિનું અવલોકન પણ શક્ય નથી. સાહિત્યકૃતિઓ ઉપરથી સમગ્ર સાહિત્યની

ભાવના અને સાહિત્યના ધોરણો સ્થપાય છે અને એ ભાવના અને ધોરણોને થોડાઘણાં અનુભવી આપણે સાહિત્યકૃતિઓ પાછી મૂલવીએ છીએ સમગ્ર વ્યાપાર પરસ્પર પોષાતો બંધાતો, રંગાતો રહે છે

સાહિત્ય-તત્ત્વનો વિચાર એનું નામ સાહિત્યફિલસૂફી કે રસમીમાંસા વિવેચનની એ એક શાખા સાહિત્યકૃતિઓનું અવલોકન અને મૂલ્યાંકન એ વિવેચનની બીજી શાખા છે, અને મોટે ભાગે સાહિત્યવિવેચન આ પ્રકારનું હોય છે એક રીતે સાહિત્યવિવેચન પટુકરણ સંવેદનશીલ વાચકનું સ્વાભાવિક સ્ફુરણ છે સાહિત્યકાર પણ સંવેદનશીલ વાચક બનતો બનતો કૃતિને વિકસાવતો મઠારતો જાય છે સાહિત્યવિવેચક સર્વપ્રથમ તો વાચક તરીકે કૃતિનો સાંગોપાંગ ઉપભોગ કરે છે કશા પણ પૂર્વગ્રહ વિના કૃતિનો આનંદ એ માણે છે નવા પ્રકૃતિદર્શનમાં જેમ કવિ લીન થઈ જાય તેમ જ્ઞાન સ્મૃતિ અને સંવેદનના પૂરા વ્યાપારથી કૃતિમાં લીન થવાની વિવેચકની તત્પરતા તથા શક્તિ જોઈએ એટલું જ નહિ મેઘધનુષ્ય જોઈને કવિ નાચી ઊઠ્યો તેમ ઉત્તમ કૃતિનો આસ્વાદ લેતા નાચી ઊઠવા સારુ હૃદયની કોમળતા ને ઉદારતા પણ તેને જોઈએ વિવેચન જો વિવેચકના ઉપભોગનું કથન ન કરાવી શકે તો પ્રાણ વગરનું રહેશે વિવેચકના આનંદની તેની ભાવસમાધિની, તેની રસલીનતાની, તેના ચમત્કારની ઉત્કટતા કૃતિના ગુણનો ગર્ભ બનના સભન છે એ આનંદનું સ્વરૂપ એણે તપાસવું રહે છે એ આનંદ કેવળ સૌંદર્યગ્રહણનો આનંદ હોય તો સાહિત્યદૃષ્ટિએ એ જ મુખ્ય આનંદ છે પરંતુ ઘણી વખત આ આનંદ શુદ્ધ નથી હોતો એમાં વાસનાનો સંતોષ ભળી જાય છે એમાં આપણા પ્રિય અભિપ્રાયોના સમર્થનની પ્રસન્નતા પણ આવી જાય છે એના અંશો ટાળી ગાળીને વિવેચકે આનંદની શુદ્ધતા અને ઉત્કટતા સમજવી જોઈએ આનંદ શા કારણે અનુભવાય છે એ તપાસતા કૃતિનું અખિલ સ્વરૂપ નજર આગળ આવશે ક્યો વિચાર મૂળથી ફૂલ સુધી શાખા પ્રશાખામાં ફરતો ઘાટ લેવા પ્રયત્ન કરે છે તે એને જણાશે જેના પુનઃકલ્પનમાં વિવેચનને સુખ લાગે છે તેના મૂળમાં કયો સર્જક રહસ્યાત્મક ભાવવિચાર પડ્યો છે તે એ શોધી કાઢશે, અને એના રમણીય આવિષ્કારમાં સાહિત્યકાર શી કલા યોજી છે—અથવા એનાથી શી યોજાઈ ગઈ છે—તે એ તપાસશે અહીંથી વિવેચનનો વ્યાપાર વિશ્લેષણાત્મક બને છે વિવેચકનો સમભાવ કે આનંદ જતો નથી રહેતો, તેના કારણો તે શુદ્ધ બુદ્ધિથી તપાસે છે ભાવો સમૃદ્ધ થતા થતા રસનું કેમ નિષ્પાદન કરે છે, કોઈ નવો ભાવયુક્ત વિચાર વીજળીની ચપળતાથી કવિ કેમ ચમત્કાર બનાવે છે સમગ્ર કૃતિનો સંસ્કાર કોઈ અખંડ સુંદર આકાર જ માનતી વ્યવસ્થાનો કેમ ખ્યાલ આપે છે, એ બધું ધીરજથી અને નિષ્ઠાથી તે વિલોકે છે કવિ શું પ્રતિપાદિત કે પ્રગટ કરવા મથે છે તથા ભાષા, લય, આદિથી નીપજતા સમગ્ર રૂપ દ્વારા પ્રતિપાદનમાં એને કેટલી સફળતા મળી છે એ જુએ છે વિવેચનમાં આ પૃથક્કરણાત્મક તારણ અને પૂર્વોક્ત હૃદયનો આનંદ સમન્વિત થવો ઘટે વસ્તુલક્ષી અવગાહન ને પૃથક્કરણ અને આત્મલક્ષી આનંદનો જેટલા પ્રમાણમાં વિવેચનમાં સમન્વય થાય, વિવેચન જેટલે અંશે અનુભવેલા આનંદના ઉત્સાહથી અનુપ્રાણિત થાય તેટલે અંશે તેમાં સર્જનના ગુણો આવવાના વળી, વાચક વિવેચકનો પ્રતિભાવ લેખકની ભાવસૃષ્ટિમાં જ પુરાઈ રહેતો નથી વિવેચક અને સર્જકની વૈયક્તિક સૂક્ષ્મ સંપત્તિ જુદી જુદી અને કદાચ જુદી જુદી સામાજિક ભૂમિકાની પણ હોય વિવેચકનો પ્રતિભાવપિંડ પણ કૃતિને વળગેલો છતાં મુક્ત રીતે આકાર લે છે એને લીધે પણ સર્જનના અંશો વિવેચનમાં પ્રવેશી શકે

પણ આનંદ માપવાનું કોઈ બાહ્ય યંત્ર નથી વાચક તેમ જ વિવેચક પોતાના પૂર્વ સંસ્કાર ઉપર આધાર રાખીને આનંદની ઉત્કટતા અને વિશુદ્ધિનો તોલ કરે છે ગણુઠાકોરભાઈને વાચીએ અને

શેક્સ્પિયર વાંચીને રણછોડભાઈ વાંચીએ એમાં મોટો ફેર પડી જાય છે. "શાકુન્તલ" વાંચીને "વિક્રમોર્વશીય" વાંચીએ એમાં પણ ફેર પડે છે. આમ વગર કહ્યે વિવેચનમાં ધોરણો સ્થપાવા માંડે છે. વિકસતું વિવેચન ભાનપૂર્વક તુલનાત્મક અને ઐતિહાસિક પણ બને છે. દાખલા તરીકે, આખ્યાન કેવા સામાજિક સંનિવેશમાં રજૂ થતું તે સમજ્યા વિના એનું મૂલ્યાંકન અધૂરું રહેવાનું. તેજ રીતે ભાલણ કે પ્રેમાનંદના સમયની ધાર્મિક શ્રદ્ધાનું સ્વરૂપ સમજ્યા વિના તેમની કૃતિઓનું વિવેચન ઊણું રહે. "પૅરેડાઈઝ લૉસ્ટ" ખ્રિસ્તી શ્રદ્ધાની સમભાવી સમજણની અપેક્ષા રાખે છે.

અને છેવટે તો સાહિત્યનો ગર્ભ જીવન છે, એ હકીકતને વિવેચને લક્ષમાં લેવી પડશે, પછી ભલે વિવેચન કૃતિનિષ્ઠ હોય કે તુલનાત્મક હોય. સાહિત્યકૃતિમાં કેવું જીવન કેવો ઘાટ લે છે તેની નોંધ તે કરેજ. જીવનની વિશાળતા, તેનાં ઊંડાણ અને સનાતનતાનો કેટલો સ્પર્શ તેમાં થાય છે તેના ઉપર તેની અંતિમ મૂલ્યવત્તા અને મહાનતાનો આધાર છે. અન્ય ગુજરાતી નવલકથાઓ કરતાં "સરસ્વતીચંદ્ર" મહાન છે તે એમાં પ્રતિબિંબિત થતી જીવનની સૂક્ષ્મતા અને વિશાળતાને લીધે આપણાં આખ્યાનો કરતાં મહાભારત રામાયણ મહાન છે, તે પણ એમાં વરતાતી વ્યાપકતા અને ક્રાન્તદૃષ્ટિને લીધે. સાહિત્યકૃતિ જીવનવૈચિત્ર્યનો, જીવનવ્યાપી સત્યનો અને નિતાન્ત રમણીયતાનો યુગપત્ જેટલો બોધ કરાવે તેટલી તેની ઉચ્ચતા. એ જોવાનો નિષ્ઠાથી સર્વથા પ્રયત્ન કરવો અને એ દેખાય ત્યારે તેનું નિવેદન કરવું એ વિવેચનની ઉચ્ચ ભાવના છે. એ રીતે રમણીયતાનો પ્રજાકીય અનુભવ સમૃદ્ધ થાય છે, જીવનની સમજ વધે છે, જીવનને સમજવાની કલ્પના ને વૃત્તિ પોષાય છે, તેનાં સનાતન સત્યો લોક સમક્ષ રહ્યા કરે છે, અને સંસ્કારિતાનું સંવર્ધન થાય છે. માનવના મનોગતના કલાત્મક થવા મથતા આવિષ્કારના અનુશીલનથી આપણે સંકુચિતતા, ક્ષુદ્રતા અને ગ્રામ્યપણું ઓળંગી શકીએ.



# વિવેચકનો કાર્યપ્રદેશ

**સાહિત્યકલામાં** સામાજિક વાહન, ભાષા, સાથે સાહિત્યકારના વ્યક્તિત્વનો અંશ એવો અનિવાર્ય અને અન્યોન્ય રીતે ભળી જાય છે કે કલાનુ વૈજ્ઞાનિક દૃષ્ટિએ વ્યાકરણ કરવુ, એના સિદ્ધાંત સ્થાપવા અત્યત કઠિન છે સિદ્ધાન્ત સ્થાપ્યા પછી ઉથાપવાનો પણ કાલક્રમે અવસર આવે છે તર્કશાસ્ત્ર માનસશાસ્ત્ર કે સંપત્તિશાસ્ત્ર જેટલી પણ ચોકસાઈથી એની વિચારણા શક્ય નથી કલા અને સાહિત્યની માત્ર મીમાસા થઈ શકે ઈશ્વર જેવા અગોચર તત્ત્વની થાય છે તેમ સાહિત્યની મીમાસા, વિચારણા થઈ શકે, અને અમુક સામાન્ય સિદ્ધાતો બાધી શકાય આનુ કારણ એ છે કે કલાકાર કે કવિ પોતાના અનુભવમા કોઈ આવીને ઝબકી જતું અનિર્વચનીય તત્ત્વ જુએ છે ને એને અવર્ણનીય આનદ થાય છે, અને એ સમગ્ર આનન્દમય અનુભવને પોતાના ઇષ્ટ વાહનદ્વારા વ્યક્ત કરવા મથે છે કલાકાર વ્યક્તિની વિશિષ્ટતા, અને આનદ તત્ત્વની અનિર્વચનીયતા કલાને વિજ્ઞાનની કે શુદ્ધ શાસ્ત્રની દૃષ્ટિએ જોતા અટકાવે છે

સાહિત્યના આ વૈયક્તિક તત્ત્વને લીધે વિવેચનનુ પણ ધોરણ સ્થાપવુ કઠિન હોય છે કલાસ્વરૂપનો કોઈ નવો પ્રકાર આવે કે કલારીતિમા કોઈ આમૂલ ફેરફાર થાય ત્યારે એના વિવેચનની પદ્ધતિમા પણ ફેરફાર થાય છે ઉપરાંત, વિવેચક પણ, વ્યક્તિ તરીકે સસ્કારની અમુક સપત્તિ, આનદ લેવાની અમુક શક્તિ, ને પોતાના સમયની મર્યાદાઓ, કલાકૃતિને વિલોકે છે વિવેચક પણ કૃતિના પરામર્શદ્વારા આનદ પામે છે, એ આનદને એ જ પ્રકારના બીજા આનદઅનુભવ સાથે સરખાવે છે, અને એતું તારતમ્ય સૌન્દર્યની દૃષ્ટિએ તપાસે છે પછી વિવેચક વૈયક્તિક દૃષ્ટિ છોડી સામાજિક દૃષ્ટિએ કૃતિ તપાસે છે એવી કૃતિઓની ઐતિહાસિક સાકળમા તેનુ સ્થાન વિચારે છે વળી, તેનું જે વિશિષ્ટ દર્શન છે, જે વિશિષ્ટ જીવનવિચાર, જીવનભાવના કે જીવનપ્રશ્ન એ કૃતિ રજૂ કરે છે તે પ્રગટ કરી, તેનું મૂલ્ય આકી સસ્કારસપત્તિના પ્રવાહમા વિવેચક તેને મૂકી આપે છે વિવેચકનો ધર્મ પોતા પ્રત્યે તથા કૃતિ (તેથી કર્તા) પ્રત્યે અને સમાજ પ્રત્યે છે આપણે વિવેચકના અમુક કાર્યનો કે આજની વસ્તુસ્થિતિનો વિચાર કરતા નથી – તેમા તો ઘણી મર્યાદા ને દોષો હશે – પણ વિવેચનની ભાવનાનો વિચાર કરીએ છીએ વિવેચક જેટલો નમ્ર તેટલો નિષ્ઠાવાળો થઈ, શુદ્ધબુદ્ધિથી પોતાની ચેતનાને સાહિત્યકૃતિને સોપે છે સાહિત્યકૃતિ એના ચિત્તને સપૂર્ણપણે અસર કરી શકે એવી વૃત્તિથી એ વાચે છે કૃતિમા વર્ણવેલી લાગણીઓ અનુભવવા એ સહૃદય છે, કૃતિમા ઉપસાવેલા ચિત્રો જોવા એ કલ્પનાશીલ છે, સામ્ય અને વિરોધના વૈચિત્ર્યથી ઉદ્ભવતા સૌંદર્યને ઓળખવા તેને આખ છે વિચારોના ઊંડાણોને પહોચી વળવા તેને જ્ઞાન અને બુદ્ધિ છે આ બધાનો સમાવેશ સહૃદયતામા થઈ શકે, કેમ કે સાહિત્ય બધી સામગ્રીનો ઉપયોગ કરીને ઉતરે તો હૃદયને સ્પર્શ કરે છે, ત્યા જ એની સામગ્રી ભાવરૂપ બને છે, અને ચેતના જાગૃત થાય છે હૃદયને સ્પર્શવાની એ શક્તિ છે ત્યાં વાચક કાં તો કેવળ મૂઢ છે કે સાહિત્ય જેવો ત્યા કોઈ પદાર્થ જ નથી

સહૃદય વિવેચક લેખકની અમુક કૃતિમાના તાત્પર્યને શોધી કાઢે છે, અને એ તાત્પર્ય પ્રત્યક્ષ કરી બતાવવા લેખક જે રચના કરે છે તેની મૂળથી તે ફળફૂલ સુધી સમગ્ર દૃષ્ટિ જોઈ વળે છે એને જે આનદ મળ્યો તેનું નિદાન કરતો કરતો તે આખી રચના નિહાળે છે આ આનદ કોઈ આકસ્મિક કારણને લીધે નથી એમ નક્કી કરી, આનદને પગલે પગલે ગોઠવાતું સૌન્દર્ય જુએ છે, અને સાહિત્યમાત્રનું

પ્રયોજન અને પોતાના પગમર્શનો તોલ કરી સાહિત્યકારની સફળતાની માત્રાનો ક્યાસ કાઢે છે વિવેચકની રસવૃત્તિ નિર્મળ, સૂક્ષ્મ અને સમૃદ્ધ હોવા છતાં, કૃતિના વાચનમાં જો આનંદની ઓછપ વર્તાય, તો તેના કારણમાં તેને સમગ્ર રચનામાં કોઈ ખામી જણાશે "સરસ્વતીચન્દ્ર'ના બીજા ભાગમાં, કે "જયા અને જયન્ત"માં આનંદની માત્રામાં ઘટાડો લેખકની અ યુક્તિના આશ્રયને લાગે છે, એવો મો વાચકનો અનુભવ છે

વિવેચક શુદ્ધ બુદ્ધિથી સાહિત્યમાર્ગ પાસે જાય છે ને સાહિત્યમાર્ગની શુદ્ધ બુદ્ધિની કસોટી પણ કરે છે સાહિત્યકારને પણ અનેક પ્રલોભનો હોય છે કેટલાક પ્રલોભનો તો સામાન્ય ને સ્થૂલ ગણાય પૈસા રળવાનુ કે લોકપ્રિયતા પ્રાપ્ત કરવાનુ પ્રલોભન પ્રબળ નથી એમ નહિ, પણ સાહિત્યકાર એને ઓળંગી શકે પરંતુ કોઈ સમાજકારણનો કે અર્થકારણનો કે પ્રણયનીતિનો સિદ્ધાંત તેને રુચી ગયો હોય તો તેનું સમર્થન કરે એવી કૃતિઓ રચે એ અનાયાસે, સહજ સ્ફુરણાએ એમ રચે તો નિંદાનો પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી પછી પ્રશ્ન રહે ઔચિત્યનો, જે આપણે હમણાં જ વિચારીશુ

એક અંગ્રેજી વાર્તા સુખાન્ત છે, તે જ વસ્તુનુ વાર્તાકાર પોતે નાટક રચે છે ને તેને સનસનાટીભર્યું બનાવવા, સામાજિકનો આશ્ચર્યભાવ વધારવા કરુણાન્ત બનાવે છે કેટલીક નવલકથાઓને લેખકોએ લોકરુચિને માન્ય રાખી દુખાન્તને બદલે સુખાન્ત બનાવી છે આવા દાખલાઓમા સ્પષ્ટ રીતે કલાકારની નિષ્ઠાની ઊણપ ગણાય કલાકારને સાર્થકતાવાળી, મૂલ્યવાળી લાગેલી અનુભૂતિ એકાકાર થયેલ કલ્પનરૂપ હોય છે એમા બાધછોડ કરવી એ કલ્પનના પ્રાણતત્ત્વનો દ્રોહ કરવા જેવુ છે કેટલાક કવિઓએ પોતાના જૂના કાવ્યોમા પાછળથી મહત્ત્વનો ફેરફાર કર્યો છે, તેમનું રહસ્ય જ ફેરવી નાખ્યુ છે આમ કરી, ખરુ જોતા જૂના કાવ્યો ઉપર તેમણે નવી કલમ બાંધી છે એમા કવિ નથી કરતો ન્યાય પોતાને, નથી કરતો વાચકને

સાહિત્યકારના સર્જનના સૌંદર્યનું એક નિયામક તત્ત્વ ઔચિત્ય છે કૃતિના બધા જ ઘટક તત્ત્વોનું પરસ્પર ઔચિત્ય હોય તો જ તેમાંથી સૌન્દર્યનો ઉદય થાય યા રસની નિષ્પત્તિ થાય સાહિત્યકાર જેમ વાચન અને અનુભવથી ઔચિત્યના ભાનવાળો થાય છે તેમ વિવેચક પણ થાય છે બંનેની આ બાબતમા કલ્પના ને રસેન્દ્રિય સાથે કામ કરે છે નવલકથા કે નાટકમા પાત્રો કેટલીક વાર પાઠ કહી જતા હોય એમ વાત કરે છે ત્યા આપણી ઔચિત્ય-બુદ્ધિને કલેશ થાય છે કેટલાક જૂના નાટકોમા પાત્રો વાતચીત ને બદલે ભાષણ કરે છે ભાષામા, શૈલીમા, લઢણમા, ભાવોર્મિમા, પ્રસંગમા, ઘટનામા, કાર્યમા સર્વત્ર ઔચિત્ય સચવાવુ જોઈએ ઔચિત્યના નિયમથી કલ્પનાને પણ બંધન રહે છે કવિની કલ્પના પણ નિતાન્ત સ્વૈરવિહારી નથી કવિ કલ્પના વાનરને માનવ જેવો વ્યવહાર ને વિચાર કરતો કલ્પી શકે પરંતુ બેમાથી એક ભૂલી જઈને એવુ આલેખન ના કરી શકે ગલિવર લિલિપુટમા તાડ જેવો ઊંચો માણસ દેખાય છે, પણ જ્યા સુધી લિલિપુટમા ગલિવર છે ત્યા સુધી એ સતત તાડ જેવો જ છે કવિના નિર્માણનો બ્રહ્મા કવિ જ છે, અને એ નિર્માણમા અંતર્ગત રહેલા નિયમો તેણે પાળવા જોઈએ રામાયણમા વાનરો માનવ માફક વ્યવહાર કરે છે ને રામના સાથી થાય છે, પણ તેમનુ અમુક ચોક્કસ વાનરપણુ લુપ્ત થતુ નથી તેથી તો રામાયણના આ અંશમા આબાલવૃદ્ધને રસ પડે છે, અને કવિના કલ્પનાપ્રભાવ માટે આપણને આદર થાય છે

વિવેચક હરકોઈ સાહિત્યકૃતિનુ સમગ્ર સૌન્દર્ય લગભગ તેના સર્જકની કક્ષાએ જઈ સાનંદ સમજી લે છે એના આનંદમા ક્યાક ઊણપ આવી હોય તો તેનુ કારણ, પોતામા – પોતાની મનોદશામા કે વ્યક્તિત્વમા – હોય તો તેને બને તેટલુ નિવારી, સાહિત્યકારની નિર્મિતિમા હોય તો શોધી કાઢે છે. આ સત્કાર પામ્યા પછી વિવેચક તરીકેની તેની બીજી જવાબદારી શરૂ થાય છે આવી રચનાનો કોઈ નમૂનો અગાઉ પહેલા તેણે વાચ્યો છે? એવી કૃતિઓની પરંપરા પ્રજામા છે? સાહિત્યનો પ્રવાહ વહેતો

આવે છે તેમાં કોઈ સ્થાન આ કૃતિ લઈ શકે ખરી ? લઈ શકે તો કેવું ? આ બધા પ્રશ્નો હવે તેને વિચારવાના છે અત્યાર સુધી એ શિષ્યભાવે સાહિત્યકારની સાથે બેઠો હતો, હવે એ સબંધ છોડીને તુલના કરવા બેસે છે તુલનાથી સાહિત્યકારની એ સાચી કસોટી કરી શકે છે સૌન્દર્યનો આનંદ માણવો અને એ આનંદની વાર્તા કરવી એ વિવેચનનું પ્રથમ પગથિયું છે, પણ એવું કથનવર્ણન પ્રકૃતિથી જ વ્યક્તિગત છે બીજા નમૂના સાથે પ્રસ્તુત નમૂનો સરખાવવાથી આલોચના ઓછી અંગત બને છે અને બીજા વાચકોના સંસ્કાર જાગૃત કરી વાચકના મનમાં આ નવી કૃતિ ગોઠવી આપવાનો પ્રયત્ન થાય છે કર્તા પુરોગામીઓનો ઋણી હોય – અને ઘણુંખરું હોય છે જ – તો તેનું મૂલ્ય તે અનુસાર કરી શકાય કૃતિઓની વિશેષતાઓ તેનાથી જ જડસાને બદલે બીજી કૃતિઓ સાથે સરખાવવાથી વધારે સ્પષ્ટતાથી પ્રગટ થાય આવા સમાલોચનને ઐતિહાસિક ને તુલનાત્મક મૂલ્યાંકન કહી શકાય આમાં સંવેદનશીલતા ઉપરાંત વિદ્વત્તાની જરૂર છે એક ઉગેલી ન ઉગેલી ગુજરાતી નવલકથાના ઇતિહાસમાં પ્રથમ પ્રયોજન મહત્ત્વ છે આખા ભારતમાં તેવી નવલકથા લખવાનું હજી હવે થવાનું હતું ઉપરાંત, એક જ ઝપાટે ગદ્યની પ્રૌઢ શૈલી તેમાં પ્રાપ્ત થાય છે એમ છતાં, કેવળ ઐતિહાસિક નવલકથા તરીકે ઇતિહાસદર્શન અને વાર્તાકલા બન્નેની દૃષ્ટિએ, એ “જય સોમનાથ” કરતાં ઊતરતી છે ગોવર્ધનરામની કલ્પના “સરસ્વતીચન્દ્ર”માં સો વરસનું આખું ગુજરાત સમાવી દેવા માગતી હોય એમ લાગે છે, અને તેને ય પાછું ભૂત અને ભાવિમાં ફેલાવે છે, પરિણામે અનેક સ્પષ્ટ ખામીઓ કૃતિમાં આવી છે પણ એ ખામીઓ કર્તાની કલ્પનાના વૈભવની ને ધૃતિની સૂચક છે, એ ખામીઓ સાથે પણ જે કલ્પનાદર્શન અને જીવનદર્શન મળે છે તે છોડી દેવા આપણે તૈયાર નથી યુરોપની કેટલીક મહાન નવલકથાઓના વિસ્તારી પટનું સ્મરણ કરીએ છીએ ત્યારે આપણે “સરસ્વતીચન્દ્ર”ને ગૌરવથી સંભારીએ છીએ

હજી એક વિશેષ કામ વિવેચકે કરવાનું છે, જેમાં પણ વિવેચક સર્જકનો શિષ્યભાવ ત્યજે છે સર્જક કરતાં આ બાબતે કામથી એ ચઢતો છે કે ઊતરતો છે એ પ્રશ્ન અપ્રસ્તુત છે, સર્જક કરતાં આ કામ નિરાળું છે, સર્જકને સમજવા માણવા ઉપરાંતનું છે, એટલું ખરું હરેક કૃતિ કોઈ રહસ્યનો, જીવનવિચાર, જીવનમૂલ્ય કે જીવન તત્ત્વના વલણનો સંસ્કાર મૂકી જાય છે સાહિત્યકાર પોતાની સમગ્ર સર્જનપ્રવૃત્તિથી કોઈ વિશિષ્ટ સંસ્કાર મૂકી જાય છે એ સંસ્કારનું મૂલ્ય વિવેચકે તપાસવું ઘટે સાહિત્યકાર જ્યારે કૃતિ સરજે છે ત્યારે માનવજીવનમાંથી, તેની કલ્પનાઓ, કામનાઓ અભીપ્સાઓ, નિષ્ફળતાઓ માંથી સામગ્રી લે છે, અને કોઈ વિશિષ્ટ દૃષ્ટિબિન્દુ પ્રમાણે એને તે આકાર આપે છે, અથવા એમ કહો કે એને જે મૂલ્ય સમજાયું, રહસ્ય સમજ્યું તે અનુસાર એ તેનાથી અનાયાસે ચોક્કસ આશયના ભાવ વિના ઘડાઈ જાય છે આ વ્યક્ત થતા મૂલ્યની, રહસ્યની, જીવનવલણની, મથનની પર્યાલોચના વિવેચક કરે આ કામ મોટું છે, અઘરું છે, નથી થતું, એ ખરું, પણ એ ભવ્ય કાર્ય સાહિત્યવિવેચકનું આદર્શ દૃષ્ટિએ છે જ મહાભારત અને રામાયણની અંતિમ મૂલ્યવત્તા તેમના જીવનદર્શનમાં છે, તેમની સંસાર વિશેની ઓતપ્રોત ફિલસૂફીમાં છે ભવ્ય મંદિરોના એ કળશ છે મંદિરને જોતાં જોતાં એ કળશ ઉપર દૃષ્ટિ સ્થિર થાય છે, જાણે કે એ કળશ તરફ લઈ જવાને જ મંદિરની સમગ્ર રચના હોય નહિ ! મંદિરની પરિપૂર્ણતા કળશને લીધે છે કળશનું મૂલ્ય, કળશ મંદિર ઉપર જાણે સહજ સલાહિતાથી ગોઠવાઈ ગયો છે તેમાં છે મહાન સાહિત્યે બુદ્ધિને ઉદાર ને સૂક્ષ્મ, લાગણીઓને તીવ્ર અને ઉદાત્ત, વૃત્તિઓને સ્થિર ને પ્રસન્ન અને સત્ત્વને સદા જાગરૂક અને તત્પર બનાવ્યાં છે આવું જીવનદર્શન નાટક, નવલકથા કે વૃત્તકાવ્યનું અમુક સુખદ કે દુઃખદ પરિણામ હોય તો જ સંભવે એમ નથી જીવનપ્રપંચ તરફ, વૈયક્તિક લાગણીઓ ને મથનો તથા સંસારમાં દેખાતા વ્યવહારના મેળાપો ને સઘર્ષો તરફ ઉદાર ને સનિષ્ઠ

ગાંભીર્યની દૃષ્ટિ હશે, જીવનપદાર્થનું કોઈ અન્તિમ પ્રયોજન સમજાયું હશે, અથવા આપણે તે શોધવું જોઈએ, અથવા આપણે જીવનને સપ્રયોજન બનાવવુ જોઈએ, એવો કોઈ ખ્યાલ સાહિત્યકારને હશે, તો પ્રકટ કે અપ્રકટ રીતે એની કૃતિમાં તે નિયામક બળ તરીકે, સ્ફુરી આવતી સુવાસ તરીકે પ્રવેશશે

હુ કહેવાતા ને "ગનાતા" કવિન્યાય ( poetic justice ) ની વાત નથી કરતો. કવિન્યાય કૃત્રિમ રીતે આવે તો કવિ કવિ જ નથી રહેતો, કવિના સાચો જીવત પદાર્થ મટી જાય છે પણુ હમણાં કેટલીક વાર્તાઓ ને નાટિકાઓ વાચીએ છીએ અને આપણે કોઈ ને કોઈ ઉસ્કેરાટ અનુભવીએ છીએ. ઉસ્કેરાટ સાથે કવચિત આઘાત અને વ્યથા પણુ હોય છે. મને આની કૃતિઓ અંગે શંકા થાય છે કે વાસ્તવને નામે આ ઉટાગ વરતુ તો નથી? મને પ્રશ્ન પૂછવાનુ મન થાય છે કે હે સર્જક મહોદય, આપે બધુ જ, અગત્યનુ એટલુ બધુ જ કહ્યુ છે? આપે કશુ છુપાવી નથી ગખ્યુ? કથામા છૂપુ રખાતુ બધુ ઉઘાડુ કરવાની પ્રતિજ્ઞા કરતા આપે હૃદયને શાન્તિ કે ધૃતિ આપે એવુ કશુ ય ન કહેવાની મનમાં ગાઠ તો વાળી નથી? આપ કૃતિના બધા અશમા ન્યાયથી પ્રવર્તો છો? આપે આપના જ વિષયને સુદીર્ઘ, સંપૂર્ણ અને ઊડો વિલોકયો છે? હુ જેને કવિન્યાય કહુ છુ તે માગે છે કે સર્જક પોતાના કલ્પનને ચારે કોરથી, વધારે ઊડાણુથી, સમત્વથી જુએ એમ કરવા છતાયે તે આઘાતજનક કે જુગુપ્સાપ્રેરક જ આપી શકે તો હુ તેને ધન્યવાદ આપીશ. જગતની સરકાર-સપત્તિમા સન્નિષ્ઠ અને વ્યાપક એવા સર્વ ચિન્તન કલ્પન અને આલેખનને સ્થાન છે.

કવિધર્મથી જુદા પડતા વિવેચકધર્મની આપણે જે વાત કરી રહ્યા છીએ તેમા આ વિવિધ રહસ્યોની, સંસ્કારસંપત્તિની તુલના કરવાનો અશ પણુ છે. એ કાર્યમા એ ઓછોવત્તો સફળ થાય એમ બને; વારંવાર બને, કદાપિ સાવ નિષ્ફળ પણુ જાય, તથાપિ વિવેચકનુ એ ઉચ્ચતમ કર્તવ્ય ગણાવુ જોઈએ. કવિ કૃતિ રચે છે કેમ કે તેના મૂળમા રહેલી અનુભૂતિ તેને સાર્થકતાવાળી લાગે છે. આવી સાર્થકતાઓના માનવ-વારસાના સદર્ભમા પ્રત્યેક નવી સાર્થકતા વિચારવાની રહે છે. કૃતિકૃતિના કવિકવિના વિવિધ રહસ્યોના તારતમ્ય-નિર્ણયનુ કામ કોઈ પણ પ્રજાની માનસિક જીવતતા અને પ્રગતિ માટે અનિવાર્ય છે. સૂરદાસ ને તુલસીદાસનો, ટાગોર ને પ્રેમચદનો કે કલાપી ને નાનાલાલનો છેવટે તો આ દૃષ્ટિએ તોલ કરવાનો રહેશે

આમ, સહૃદયતાથી ને કલ્પનાથી સમજવુ ને માણુવુ, ઐતિહાસિક ને તુલનાત્મક દૃષ્ટિએ આલોચના કરવી, અને વર્તમાન સમયની બૌદ્ધિક હવામા કૃતિમાના જીવનરહસ્યને કે કર્તાના જીવનદર્શનને મૂકી આપવુ, એ ત્રિવિધ કર્તવ્ય વિવેચકનુ છે એના ત્રીજા પ્રકારના કર્તવ્યમા તે જીવન-ફિલસૂફ અને કલા-ફિલસૂફ બને છે, અથવા તેની પોતાની ફિલસૂફીને ઉપયોગમા લે છે કલા, કલાપ્રકાર અને કલાનાં સ્વરૂપોનુ જીવનમા શુ પ્રયોજન હોઈ શકે, એનો શો વિનિયોગ થઈ શકે તે એ વિચારે છે કલાના ઉદ્ભવ પાછળ વિશ્વની કઈ પ્રેરણા કામ કરતી હશે? વ્યક્તિમા તે કેમ સ્ફુરી આવે છે? માનવસમાજના અને વ્યક્તિના જીવનમા તે શુ પ્રયોજન સાધે છે? જીવનસિદ્ધિ, આત્મસાક્ષાત્કાર, વ્યાપક બન્ધુભાવ જેવા પુરુષાર્થના તત્ત્વો તેમા છે કે નહિ? જીવનની બીજી મહાન પ્રેરણાઓ વાત્સલ્ય, પ્રણય અને ભક્તિ સાથે આ રમણીયતાના સર્જનની પ્રેરણા અને તેને માટેનો પ્રયત્ન કેવા ઊતરે? કલાસર્જનનો વ્યાપાર જ કોઈ પરમ તત્ત્વના સર્જનનુ પ્રતિબિમ્બ કે તણખો છે, કોઈ દિવ્યતાનો ઓછોવત્તો નિયામક અશ તેમા રહેલો છે અને દિવ્યતાના નિયામક અશની સૂક્ષ્મતાની કક્ષા અનુસાર તે સર્જન ઓછા કે વત્તા મૂલ્યવાળું છે કે કેમ? — વિવેચક આ બધા પ્રશ્નોને વિચારે છે અર્વાચીન યુગમા ભારતમા ટાગોર, શ્રી અરવિંદ, આનદશંકર આદિ આ કક્ષાના વિવેચકો છે

★

પૂરેપૂરું સમજી ગયા પછી, ઠેર ઠેર ફૂટી નીકળતી ગઝલ–સરજતમાં તે શું સૌંદર્ય કે રસ નીરખતું હશે? જ્યોતીન્દ્ર, ભાનુશંકર ને કોલક આદિ, પ્રો. દવે, જ્યોત્સ્નાબહેન, જયમનબહેન આદિ, ઉમાશંકર, સુન્દરમ્, મનસુખલાલ આદિ આ પ્રવૃત્તિને ટેકો આપવામાં સાહિત્યનું હિત સાધતા નથી. ફાટેડોળે ભ્રામક ઇશ્કનાં ગીત ગાવાં, રાતી આંખે કૃત્રિમ દેશભક્તિની દેખાવની આગ પ્રગટાવવી, ઢંગ વગરના તરંગોના પતંગ ચગાવવા, એમાં કયો રસ નિષ્પન્ન થાય છે? એ મસ્તી નથી, મસ્તીડંબર છે; એમાં ભાષાની કચુંબર છે; વાક્યોના ચટાપટા છે; એમાં સૌષ્ઠવનું નામ નથી. હા, રમત છે, કરામત છે, બે ઘડી મોજ છે. પણ એ મોજ આપણી કલાદષ્ટિ અને સાહિત્યસૃષ્ટિને વિકૃત કરે એવી છે. આ સંચલનને શુદ્ધ સાહિત્ય વિવેચનની કાંઈ પડી નથી આનું ઊંડું અને ખરું કારણ આપણી રાજકીય અને સામાજિક પરિસ્થિતિમાં કદાચ જડી આવશે. વિષમધારણ પ્રજા, ભાષા ભક્તિ અણુસરખી, અંગ્રેજીની મોહની, ઉર્દૂ હિન્દીનું વધતું મહત્ત્વ, એ અને એવાં બીજાં કારણો સાહિત્યનાં ધોરણો સ્થિર કરવાને પ્રતિકૂળ છે.

આપણા એક સમર્થ કવિનો અભિપ્રાય વિચારીએ. એમાંથી વિવેચન તરફ તેમની દૃષ્ટિનું શું સૂચન મળે છે? "કલ્યાણિકા"ની પ્રસ્તાવનામાં શ્રી ખબરદાર પરમ સન્તોષથી જણાવે છે કે "મારા અનેક કાવ્યસંગ્રહો પ્રગટ થયા છે, તે પર જે વિવેચનો અનેક વ્યક્તિઓ તરફથી થયાં છે, તેમાંથી એક વિચિત્ર સાર મેં તારવી કાઢ્યો છે. એ બધાં વિવેચનો એકઠાં કર્યા પછી તેમાં ગણાવેલી ઉત્તમ કવિતાઓની તથા તેમાં આપેલાં ઉત્તમ ઉદાહરણરૂપ અવતરણોની તારવણી કરતાં તેમાં લગભગ બધી જ કવિતાઓ સમાઈ જાય છે! એ બતાવે છે કે વિવેચકોની રુચિ અને કાવ્યગણના કેટકેટલી ભિન્ન છે?"

સાહિત્યકારોનાં વ્યવસ્થિત અવ્યવસ્થિત મંડળો કાંઈક ઊંચી કક્ષાનું વિવેચન ખેડી શકે. કુમાર મંડળ, કલામંડળ, સંસદ આદિએ સાહિત્યનાં ઉચ્ચ ધોરણોને ટકાવી રાખવામાં મદદ કરી છે; પરંતુ તે સૌને વિશે અહમહમિકા, હૂંસાતૂંસી અને મામામાસીનો ભય રહે છે. તથાપિ, આ સૌમાં, જનહૃદયના સ્વાભાવિક પ્રતિભાવોમાં, સર્જકોના સમાનભાવી ભાવકની તીવ્ર આકાંક્ષામાં, તેમ જ મંડળોના વિવાદોમાં એક શ્રદ્ધેય અને સાચું આશાનું બીજ વિવેચન માટે રહ્યું છે. અભિપ્રાયે અને અનુભૂતિએ વ્યક્તિમાત્ર જુદી હોય તો વિવેચનને શાસ્ત્ર લેખે કશીજ ભૂમિકા સાંપડતી નથી. પરંતુ જનસમૂહ ઉદ્ઘોષ કરી કરીને, તાળીએ વધાવી કે હડી જાઓના પુકારો કરી કરી, વિવેચનની સ્વભાવસિદ્ધતાની જાહેરાત કરે છે. એમને રુચિ છે, તેની કેળવણીથી સુરુચિ કરવાની છે. વિવાદમસ્ત પંડિતો વિવાદ કરે છે એકજ શ્રદ્ધાએ કે સાહિત્ય અને સૌન્દર્યનાં ઓળખી શકીએ, સતત નજર સમીપ રાખી શકીએ એવાં ધોરણો છે.

ત્યારે પહેલો જ સિદ્ધાન્ત એ કે સાહિત્યને સિદ્ધાન્તો છે અને તદનુસાર તેના તે જ નહિ પણ સાહિત્યના શુદ્ધ અને ઉચ્ચ રૂપને અનુકૂલ વિવેચનના પણ સિદ્ધાન્તો છે.

( ૩ )

જીવનની બીજી ઘટનાઓ માફક, વનસ્પતિજીવન કે પ્રાણીજીવનની ઘટનાઓ માફક, સાહિત્ય એ ઘટના છે, હકીકત છે. તેનો ઉદ્ભવ, તેનું ઉપાદાન, લોકહૃદયમાં અર્થાત્ યોગ્ય પરિસ્થિતિમાં તેની અસર, એ સર્વ ધ્યાનમાં લઈ, એ સર્જનના નિયમો શોધી કાઢવાના છે. સાહિત્યથી સ્વતંત્ર નિયમોનું અસ્તિત્વ કલ્પી તેને લાગુ પાડવાનું કામ વિવેચનશાસ્ત્રીનું નથી. ઉચ્ચ સાહિત્યમાં નિયમો જે પ્રવર્તતા લેખાતા હોય તેનું વ્યાપ્તિનિબન્ધનનું કામ વિવેચનનું છે ખરું. ચિરકાલિક આનંદ એ સાહિત્યનું પ્રયોજન હોય તો કઈ હેતુસામગ્રીથી તે સિદ્ધ થાય છે તે શોધવાનું કામ વિવેચનનું છે.

ભાવના એટલે સત્ તત્ત્વને જ સૂચવનાર ક્રિયા કે વ્યક્તિની આદર્શરૂપ કલ્પના નહીં, પણ સદસત્‌ની ગુણાવગુણની અસંખ્ય કોટીઓના ચિત્તમાં રહેતા અમૂર્ત ખ્યાલ. સેતાન, ઈયાગો, રાવણ, નૃસદાસી એ અસત્‌ની ભાવના મૂર્ત કરે છે. એવાં સ્ત્રી-પુરુષો જીવનમાં ન જડે, છતાં કલ્પના તેને સંભાવ્ય જ નહીં, સાચાં ગણે છે. કેવળ અસત્‌ના અમૂર્ત ખ્યાલને મૂર્ત, જીવંત, નામધારી, અમુક સ્થળે રહેતું, હરતુંફરતું વ્યવહાર કરતું, પાડોશીથી યે વિશેષ પરિચિત તેને લાગે છે. આ વિષયમાં આનંદશંકર કહે છે:

"મનુષ્યને જેમ પ્રેમ, માર્દવ, ભય, શંકા આદિ ભાવો છે, ખરા છે, તેમ એની ભાવનાઓ પણ છે, ખરી છે; અને કવિપ્રતિભાનાં પાત્રો, ચિત્રો, સત્ત્વો એ મિથ્યા કલ્પી કાઢેલા પદાર્થો નથી, પણ કવિના દિવ્યચક્ષુ પ્રતિ ભાસતા ભાવનાના ખરા ભાસો છે. એ ભાવનાઓનું પૂરેપૂરું સ્વરૂપ તો પરમાત્માના જ જ્ઞાનમાં છે. કવિ એના રૂપખંડો ભાસે છે — જે ભાસ શબ્દરૂપે પ્રત્યક્ષ થઈ, આપણા અંતરાત્મામાં પ્રવેશ કરી, તે તે રૂપખંડોનું આપણને ભાન કરાવે છે ...... સૌન્દર્ય શું તે જાણવું અને ઉર્વશી કલ્પના માત્ર છે એમ કહેવું, પ્રેમ શું તે સમજવું અને રામ-સીતાનું અસ્તિત્વ નિષેધવું, હૃદયમાં પાપાત્મક ભાવો અનુભવવા અને દુષ્ટ, અસુરો, નરક ઇત્યાદિ નથી એમ માનવું, અન્તરાત્મામાં દિવ્ય પ્રેમ અને શાન્તિ સ્વીકારવાં અને વૈકુંઠ કૈલાસ નથી એમ કહેવું એ તદ્દન અયુક્ત છે."×

બીજી રીતે કહીએ તો મહાન સાહિત્યકાર – કવિ જીવનવ્યોમને, જીવનસમસ્તને માપી લે છે, આવરી લે છે અને તેની આરપાર જોઈ શકે છે. તે ક્રાન્તદર્શી થાય છે. એના સર્જનમાં, એનાં પાત્રોમાં, પાત્રોની લાગણીઓ અને વિચારોમાં, ઘટનાઓના નિર્વહણમાં વિશાળ જીવન સમાઈ જતું હોય એમ લાગે, વિશાળ જીવનમાંની નાની મોટી બાબતોનુ રહસ્ય જાણે પ્રત્યક્ષ થાય. ભાવનાઓ ઉપરથી કેવળ કાલ્પનિક પાત્રો સર્જવાં એવો સાહિત્યકારને આમાં આદેશ નથી. પોતાની આસપાસના જીવનમાંથી, પોતાની ભૂમિમાંનાં વ્યવસાય, વલણ, રહેણીકરણી, વાતચીત આદિનાં લૌકિક અનન્ય સાધારણ લક્ષણોવાળાં પાત્રોની સૃષ્ટિ રચી, કિંવા કેવળ વ્યક્તિવિશેષ અને સુપ્ત ભાવોની સૃષ્ટિ રચી, હાર્ડી જેમ કે ડિકન્સ જેમ ઓછી વધતી જીવનની વિશાળતા ને જીવનદૃષ્ટિ સાહિત્યકાર પ્રકટ કરે છે.

કાવ્ય આત્માની અમૃતકલા છે એમ કહેવામાં આ વિશાળતા જ અભિપ્રેત છે. ચિત્તની બધી જ શક્તિઓ એકાકાર થઈ ભાવકનુ અખંડ વ્યક્તિત્વ રસલીન થાય એ કાવ્યનો ખરો પ્રભાવ છે. પરિપૂર્ણ કવિતાનું વર્ણન કરતાં હૅઝ્લિટ જરા જુદી રીતે આ જ પ્રતિપાદન કરે છે.

"Impassioned poetry is an emanation of the moral and intellectual part of our nature, as well as of the sensitive–of the desire to know, the will to act, and the power to feel, and ought to appeal to the different parts of our constitution in order to be perfect".

મહાન સાહિત્યકારમાં વિશાળતાની ને તત્ત્વગામી દૃષ્ટિની હંમેશ અપેક્ષા રહે છે.

(૫)

આ વિશાળતાની અને ક્રાન્તદર્શિતાની અપેક્ષામથી વિવેચક માટે સિદ્ધાન્ત અને ધર્મ બન્ને પ્રાપ્ત થાય છે. વ્યક્તિનિષ્ઠ અનુભવ ચિત્તમાં સમરસ બની દર્શન કે કલ્પન બને અને ઉચિત શબ્દરૂપ

× આનંદશંકર; "કાવ્યતત્ત્વવિચાર" પૃ ૪-૫

ધારણ કરે ત્યારે કાવ્ય કે સાહિત્યકૃતિ નીપજી ગણાય કલાસર્જનમા આ નિયમ છે શાસ્ત્રથી કલા જુદો પદાર્થ છે તે આને લીધે જ તો પછી પ્રત્યેક સાહિત્યકૃતિને કસવાના નિયમો તે કૃતિમાથી જ પ્રાપ્ત થવા જોઈએ અને એમ થાય તો કૃતિ કૃતિ વચ્ચે ઉચ્ચાવચના તારતમ્ય નિર્ણય માટે કશી કસોટીઓ કે ધોરણો રહેતા નથી અમુક જ સાહિત્યકૃતિઓને ધોરણો તરીકે સ્વીકારી બધી સાહિત્ય-કૃતિઓનું વિવેચન કરવામા કલાબીજને દુષ્ટ કરવાનું દુરિત નથી થતું ? આ પ્રશ્ન ઉપાડી તેનું નિરાકરણ કરતા, કલાકારનુ સ્વાતંત્ર્ય અને ધોરણોના અધિકારનો સમન્વય કરનાં, કાર્લાઇલ કાન્યતત્ત્વનો જ, અર્થાત્ મનુષ્યહૃદયને કલ્પનામા સાહિત્ય સૌન્દર્યના, સૌન્દર્ય માનના સિદ્ધાન્તોનો જે સાક્ષાત્કાર છે, જેની અપ્રકટ પ્રતીતિ છે, તેનો જ આશ્રય લે છે અને સાહિત્યમા અપેક્ષાની વિશાળતા અને તત્ત્વદર્શિતાને માર્ગ કરી આપે છે

'To see rightly into this matter, to determine with any infallibility whether what we call a fault is in very deed a fault, we must previously have settled two points, neither of which may be so readily settled First, we must have made plain to ourselves what the poet's aim really and truly was, how the task he had to do stood before his own eye and how far, with such means as it afforded him he has fulfilled it Secondly, we must have decided whether and how far this aim, this task of his accorded-not with us and our individual crotchets of our little senate where we give or take the law – but with human nature and the nature of things at large with the universal principles of poetic beauty not as they stand written in our text books, but in the hearts and imaginations of all men Does the answer in either case come out unfavourable, was there an inconsistency between the means and the end, a discordance between the end and the truth there is a fault, was there not there is no fault"

સર્જકનુ વાસ્તવિક અને પ્રામાણિક ધ્યેય શુ હતુ ? અને એને પ્રાપ્ય સામગ્રી વડે કેટલુ સાધ્યુ ? આ એક વાતનો વિવેચકે નિર્ણય કરવાનો છે વળી તેને વિચારવુ રહ્યુ કે સર્જકનું ધ્યેય મનુષ્યહૃદયને કેટલુ સંતોષે છે ? આ બન્ને પ્રશ્નોના ઉત્તરમા જેટલો કોઈ કૃતિ અંગે વિસંવાદ, અમેળ સ્વીકારવો પડે તેટલો તેનો દોષ

આ સમન્વયના આશ્રયથી કૃતિનુ કૃતિ લેખે, અને ઉચ્ચ કૃતિઓની તુલનામા કિંવા કાવ્યના સર્વમાન્ય સિદ્ધાન્તોની કસોટીએ મૂલ્યાંકન થઈ શકે સાહિત્યમા વિશાળતાની અપેક્ષા સ્વીકારતા વિવેચકે એક સિદ્ધાન્ત ફલિત તરીકે સ્વીકારવો પડશે કે અખંડ ચવિતને સ્પર્શતી, હૃદય ઉપરાંત બુદ્ધિ, પ્રયત્નવૃત્તિ, સદસત્ વિવેકવૃત્તિને સ્પર્શતી કૃતિ કેવળ આત્મલક્ષી સ્વપરાયણ લાગણીઓની કવિતા કે કૃતિ કરતા ચડિયાતી છે જનસામાન્યના કાય લાગણી અને વિચારોને નિરૂપતી કૃતિ કે કવિતા ઊંચી કક્ષાની છે આનો અર્થ એ નથી કે અંગત લાગણીને પરલક્ષી કવિતા સર્જના સારુ કાઢી દેવી, ઊલટુ, વેદનપટુત્વ એ જનસામાન્યની અનેકવિધ લાગણીઓના આલેખનમા સૂક્ષ્મતા, તીવ્રતા અને સચ્ચાઈ આણશે

વાલ્મીકિનો વિષાદ એ રામાયણનુ આત્મલક્ષી બીજ નથી સૂચવતો, પણ સમગ્ર રામાયણ માટે જે સૂક્ષ્મ અને પ્રગાઢ વેદનશક્તિ, પરામર્શશક્તિ જોઈએ તેની હસ્તી સૂચવે છે.

( ૬ )

સાહિત્યે ભાવ ને વિચાર ઉપગત ક્રિયાનું આલેખન કરવાનુ છે. બીજી લલિતકળામાં ક્રિયાની એક ક્ષણનુ આલેખન થઈ શકે, પણ ક્રિયા જ નામ આપી શકાય એવો વ્યાપાર ચિત્રમાં કે શિલ્પમાં આલેખવો શક્ય નથી. શબ્દનુ માધ્યમ એવુ સૂક્ષ્મ અને અનુનેય છે, રોજના વ્યવહારથી એવુ સ્વાભાવિક છે, સ્વાભાવિક છે ને માધ્યમ છે એવુ પણ ભાન નથી રહેતુ એટલું મનુષ્ય સાથે જડાયેલુ છે, અને વળી કાલાશ્રિત છે, તેથી ભાન, ચિત્ર, વિચાર અને સૌથી વિશેષ તો ક્રિયાના નિરૂપણ માટે શબ્દ અદ્વિતીય વાહન બને છે. ચિત્ર, ગતિ અને રસના મને અતિ રમણીય લાગેલા થોડાં ઉદાહરણોથી આ અભિપ્રાય સ્પષ્ટ થશે.

"રત્નભિન્નવલ્કલા" પાર્વતી જતા રહેતા હતા ને સ્મિત કરતા શિવે સ્વ-રૂપ પ્રકટ કરી તેમનો હાથ ગ્રહ્યો, ત્યારે અસાધારણ સયોગોમા પ્રિયજનના દર્શનથી વ્યાકુળ પાર્વતી – **न ययौ न तस्थौ ।**

तं वीक्ष्य वेपथुमती सरसाङ्गयष्टि –
निक्षेपणाय पदमुद्धृतमुद्वहन्ती ।
मार्गाचलव्यतिकराकुलितेव सिन्धु:
शैलाधिराजतनया न ययौ न तस्थौ ॥

ચિત્રકળા આ ચિત્ર દોરી શકે કવિતાએ એ ચિત્ર દોર્યું છે. ચિત્રકાર 'વેપથુમતી,' 'સરસાઙ્ગયષ્ટિ' દોરી શકત ? ઘણુખરુ, ના પણ એ વાત જવા દો. આ ક્ષણ ચિત્રકળાએ ચીતરી, પણ પછી તો આપણે સા જ હરી જવાનુ ને ? અનન્તકાળ સુધી પાર્વતી એ સ્થિતિમા 'પદમ્ ઉદ્ધૃતમુદ્વહન્તી' રહેવાના, પણ કાલિદાસમા તો બીજી જ ક્ષણે **तवास्मिदासः** કરતા મહાદેવ ઊભા રહે છે અને પાર્વતીને પ્રણય અને વાચકને પરિતોષ એમ બે વર આપે છે

ધીમી ગતિવાળુ સાવિત્રી – ઉપાખ્યાનમા કેવુ સુદર ચિત્ર છે !

सावित्री तत उत्थाय केशान्संयम्य भामिनी ।
पतिमुत्थापयामास बाहुभ्यां परिगृह्य वै ॥
वामे स्कन्धे तु वामोरुर्भर्तुर्बाहुं निवेश्य च ।
दक्षिणेन परिष्वज्य जगाम गजगामिनी ॥

ચિત્રકળાનો આનદ આમા મળે છે, પરતુ બે શ્લોકમા પાચ ક્ષણોનુ ચિત્રણ છે જે એક ચિત્રમા અશક્ય.

શાકુન્તલમાની મૃગની અસાધારણ ગતિ નિરૂપતી પક્તિ "**वियति बहुतरं स्तोकमुर्व्यां प्रयाति**' કવિતાની ક્રિયા, ગતિ દર્શાવવામા અનન્યસાધારણ શક્તિ દર્શાવે છે

ગુજરાતીમા પ્રેમાનન્દમાથી રમણીય ઉદાહરણો મળી શકે. તુચ્છ વસ્તુને ભવ્યમા ફેરવી નાખવાની, હાસ્ય, કરુણ અને ભક્તિને એકાકાર કરવાની પ્રેમાનન્દની વિશિષ્ટ શક્તિ નરસિંહની વહેલના

વર્ણનમાં મળે છે. વિનોદથી ભક્તની કરુણ દશાનો અનુભવ સહજ થતો ઉપહાસ સુધી પહોંચે તે પહેલાં "જે જે વૈકુંઠનાથજી"ના ભક્તિરસમાં, પ્રભુની ગહન ગતિના ભાનમાં વિરમી જાય છે.

બાજરીઆ બળદો શું દીઠે, દેસે વૈષ્ણવ સાથજી,
સોર પાડે ને ઢોળ ચઢાવે, જે જે વૈકુંઠનાથજી.

શબ્દની આ અસાધારણ યોગ્યતામાંથી કાવ્યનો આ અસાધારણ ધર્મ (Function) નીપજે છે, કે ક્રિયા (Action)ને સાહિત્યે, કાવ્યે, આલેખવાની છે. પરિણામે મહાકાવ્યમાં, વીરકાવ્યમાં પરાક્રમોનું નિરૂપણ મુખ્ય સ્થાન લે છે. પ્રત્યક્ષ ક્રિયાવર્ણનના અભાવવાળાં ઊર્મિકાવ્યમાં પણ મૂર્ત ગતિમાન પ્રતીકો કે પ્રતિરૂપો કવિઓ યોજે છે, એ પણ ક્રિયાનો મહિમા સૂચવે છે. કવિતાના (વિસ્તારી અર્થમાં સાહિત્યના) આ ક્રિયાધર્મને (Function) સ્વીકારવાથી, નવલકથા, નાટક, વૃત્તકાવ્ય, મહાકાવ્ય, વીરકાવ્ય વગેરેમાં કાર્યની મહત્તા સમજાશે. તદનુસાર સાહિત્યપ્રકારોની તુલનામાં બીજું બધું ઓછેવત્તે હોય તો, વાર્તા કરતાં નવલકથા, ઝાંક કરતાં નાટક, ઊર્મિકાવ્ય કે બોધકાવ્ય કરતાં વૃત્તકાવ્ય મહાકાવ્ય ચડે એમ સમજવું ઘટે. નવલકથા, નાટક કે મહાકાવ્યમાં માહિતી, કથન, નિવેદન કરતાં ક્રિયાની રજૂઆત રસનિષ્પત્તિમાં વિશેષ ભાગ ભજવે છે. યોગ્ય પ્રમાણમાં ક્રિયાના નિરૂપણનો અભાવ એ ભારતીય સાહિત્યનું લક્ષણ છે અને તે દોષ છે. પ્રત્યેક સાહિત્યપ્રકાર તેના ઉચ્ચ નમૂનામાં અપૂર્વ આનંદ આપી શકે જુદી જુદી પ્રતિભાને જુદા જુદા પ્રકાર અનુકૂળ આવે રાજકીય, સામાજિક વિચારપલટા થતાં જનસામાન્યની રુચિ પણ પ્રકાર પરત્વે બદલાય. કાગ કે આખ્યાન, રાસ કે ઊર્મિકાવ્ય, ભજન કે સુબોધક કાવ્ય જનસ્થિતિ અનુસાર ઓછાં વધતાં લોકપ્રિય થાય પરંતુ એ સર્વનો સાહિત્ય તરીકે વિચાર કરવામાં વિવેચકે સાહિત્યકળાના, ખાસ કરીને પદ્યાત્મક કાવ્યનાં વિશિષ્ટ ક્રિયાધર્મ અનુસાર મહત્તાનો નિર્ણય કરવો જોઈએ તથૈવ એક પ્રકારથી સંતોષાતી અપેક્ષા બીજા પ્રકારમાં રાખવી પણ જોઈએ નહિ. રાસ એ ઉપદેશકાવ્યનું કામ નહિ આપે ને ભગવદ્‌ગીતા તો મહાભારત જેવા વિરાટ કાવ્યમાં જ શોભે.

(૭)

સંસ્કૃત પુરાણ અને વાર્તાસાહિત્યમાં, કાવ્યમાં અને ક્વચિત્ નાટકમાં, અને ગુજરાતી સાહિત્યમાં સામાન્ય રીતે, એક બીજો મોટો દોષ જોવામાં આવે છે તે આકાર સૌષ્ઠવ કે એકતાના અભાવનો. સાહિત્યકૃતિ એક જીવંત અખંડ કૃતિ લાગવી જોઈએ. આનંદવર્ધને આ વિષયમાં ચોકસ આદેશ આપ્યા છે, છતાં, ભારતીય સાહિત્યે જેમ એક પક્ષે સાહિત્યમાં કૃતિનું, ક્રિયાનું પ્રાધાન્ય ઓછું સ્વીકાર્યું, તેમ રસનિષ્પત્તિ અને તે પણ કાવ્યશાસ્ત્રીઓની આજ્ઞાનુસારી રસનિષ્પત્તિ ઉપર ઘણું ધ્યાન આપ્યું. આથી પાત્રો કૃત્રિમ અને ઘટનાઓ યાન્ત્રિક બનવાનો સંભવ ઘણો વધ્યો. સેન્દ્રિય સર્જનમાં અખંડતા હોય છે તેવી અખાતા, તેવું કુદરતી ઐક્ય સાહિત્ય કૃતિમાં જોઈએ. પણ અહીં વિવેચક ન ભૂલે કે કુદરતી સર્જનમાં ઐક્ય એક જ પ્રકારનું નથી. આંબા-બોરસલીમાંની એકતા તે સિસ્વરઓક ને સરૂની એકતાથી જુદા પ્રકારની છે, અને તે બન્નેની વટવૃક્ષની એકતાથી સાવ ભિન્ન છે. એટલે કે એકતાનો નિયમ યુરોપી નાટકમાં કૃત્રિમ બની સાહિત્યને ખૂબ હાનિકારક નીવડ્યો તેમ ન થવું જોઈએ. ઐક્ય એક જ ઢાળામાં નાખેલું નથી. થોડાં પ્રકરણો ગાળી કાઢીએ તો "સરસ્વતીચંદ્ર"માં વટવૃક્ષને મળતું ઐક્ય છે અને તે "પૃથ્વીવલ્લભ"ની એકતાથી જુદા પ્રકારનું છે. નિયમવશ થઈ રસનિષ્પત્તિના મોહમાં કૃતિના ઐક્યનો ભોગ અપાય છે તે ભૂલ છે. વિષય સાથે સર્જક તદાકાર થઈ ગયો હોય, વિષય

તેની પ્રેરણા બન્યો હોય, વિષય એ સર્જકનુ કલ્પન બન્યો હોય, તેના ચિત્તના પાનમા સમગ્ર ગ્રહાયો હોય, તો શબ્દદેહમા ઉતરતા તેમા પૂરતી એકતા, પ્રસાદ અને છટા આવશે કલ્પનની ( imaginative conception ) શબ્દરૂપ સત્તા તે તેની એકતા જે અંશ કલ્પનનો બાહ્ય તે એકતાને વિઘ્નકર્તા મૂળ કલ્પનને બાહ્ય ગણી શકાય એવા અંશો "કરણઘેલો" અને "સરસ્વતીચદ્ર" મા આવ્યા છે એમ અનુમાન કરી શકીએ "ઊગતી જુવાની" કે "અકબરશાહ" મા "ગઈનો પર્વત" જેવુ ઐક્ય નથી એ સ્પષ્ટ છે, અને તે "ઊગતી જુવાની" અને "અકબરશાહ" નો દોષ જ છે

(૮)

છદ, અલકાર અને ભાષા એ વિવેચનના ઘણી વખત મુખ્ય વિષય બને છે અને જમાને જમાને ઓછુ વધતુ ધ્યાન પામે છે આપણા કાવ્યવિવેચનમાં છદની, ગોવર્ધનયુગમા ભાષાની, અને મધ્યકાલમા સસ્કૃત, પ્રાકૃત, દેશી ભાષાઓના કાવ્યસાહિત્ય અગે અલકારની ચર્ચા અતિશય થઈ છે આમા બે વાત યાદ રાખવી ઘટે ભાવ, વિચાર આદિનુ પૂરેપૂરુ યોગ્ય વાહન નથી થઈ તે ભાષામા સાહિત્યકાર પોતાનુ વક્તવ્ય પૂરુ ના માગે ત્યારે એ શબ્દપ્રયોગમા છૂટ લે છે એક નિયમ તરીકે એ છૂટ આપવી જોઈએ બીજી તરફ એવી સ્થિતિમા જનસામાન્ય બહુ કરાયેલો ન હોય તો સાહિત્યકારની ભાષા તેને અઘરી લાગે અને રસની નિષ્પત્તિમા વિઘ્ન આવે પણ આ પરિસ્થિતિ જાગ્રત પ્રજાવર્ગમા ટૂંક સમયની ગણી શકાય અને સાહિત્યની સિદ્ધાન્તચર્ચામા તેને મહત્ત્વ ન હોય લોકસમુદાય ઠીકઠીક શિક્ષિત છે, શિષ્ટજનનો મોટો વર્ગ ઊભો થયો છે, અને ભાષા પૂરી વિકસી છે એમ સ્વીકારીને ભાષા વિષયક મીમાસાને વિવેચનમાં સ્થાન આપવુ ઘટે

ભાષાનો પ્રશ્ન સાહિત્યના ક્ષેત્રમા ખૂબ તીવ્ર રૂપ ધારણ કરે છે કવિતામા વક્તવ્ય પદ્યમા મૂકવાનુ અને લાઘવથી સચોટતા સાધવાની આ દુર્ઘટ કાર્યમા કવિ ભાષાવિષયક ઘણી છૂટ લે અને વાચક અને વિવેચક પણ ફરિયાદ કરે કે કવિ, તને સીધી રીતે અમને સમજાય એમ કહેતા થાય છે શુ ? સાચુ સીધી રીતે કહેવાને બદલે જૂઠુ અને વાકી રીતે કેમ કહે છે ? આપણો કાવ્યમીમાસક કહેશે काव्यनुं જીવિત છે वक्रोक्ति, काव्यनुं જીવિત છે અત્યુક્તિ તુ સીધી સાદી વાતની અપેક્ષા રાખીશ મા વસ્તુત કાવ્યમા જે વક્રોક્તિ છે તે જ સત્યોક્તિ છે, સ્વ-ભાવ-ઉક્તિ છે, ઉત્તેજિત કલ્પનાએ ભાવને, વિચારને બરાબર અને પૂરો રજૂ કરવાને એ ભાષા વાપરી છે એ ભાષામા કશુ જૂઠુ નથી, નથી વાકુ એક કુભારણ દીકરી જમાઈને વળાવવા ગાડીએ ગઈ દીકરી જમાઈ જેમ તેમ કરી ડબ્બામા બેઠા. એક દૂરના સગા પાટિયે ચડી આડા પડ્યા કુભારણે કહ્યુ "દલપત ઓઝા, તમે તો વાહ, પલગ પાથરીને પોઢ્યા ને !" યુદ્ધ સમયની ગાડીમા ઘેટા બકરાની હાલતમા એક જણને પાટિયે આડા થવાનુ મળે તો કુભારણ આ સિવાય બીજુ શુ કહે ? એ સાચી વાણી છે, એ काव्य માટે ઉચિત વાણી છે વર્ડ્ઝ્વર્થે જનસામાન્યના ભાવોને જનસામાન્યની ભાષામા ઉતારવાનો ઉદ્ઘોષ કર્યો હતો અને થોડાક ( સુદર કહેવાય એવા થોડાક જ ) કાવ્યોમા માન્યતા અનુસાર પ્રયોગ પણ કર્યો એ માન્યતા સાચી નહોતી તે તેના ઉત્કૃષ્ટ કાવ્યો જ પૂરવાર કરે છે વળી એ ઉદ્ઘોષની વાણી જ કયા જનસામાન્યની વાણી છે ? કવિતામા જનસામાન્યના સાદા સરળ ભાવો આવવા જોઈએ તેને માટે વર્ડ્ઝ્વર્થ કવિતામા માનવભાવ આરોપી ઉચ્ચરે છે Poetry sheds no tears such as angels weep કવિતામા આસુ કઈ ફિરસ્તાના આસુ નથી કે તે સારુ ભાષાની વિશિષ્ટ પદાવલિ યોજવી જોઈએ ઠીક પરતુ આ વસ્તુ આ રીતે કહેવામા જ વર્ડ્ઝ્વર્થ પોતાના અભિપ્રાયનો નિષેધ કરી ગયો.

વાણીની વાસ્તવિક મર્યાદાઓ ઓળખી જઈને કવિ તેના વિવિધ માર્ગો ગોતે છે વાણીની અશક્તિ પૂરવા માટે કવિ ભાષાવિશેષ, અને અલંકાર પ્રયોજે છે, જેથી વાણીથી ન થયેલું કામ ભાષા ધ્વનિ, લયધ્વનિ, અલંકારધ્વનિ, વડે સધાય જે નિયમ ભાષા માટે તે જ પદ્ય અને અલંકાર માટે સાદી ભાષા અને સાદી કડી કોઈક કાવ્ય માટે સપૂર્ણ રીતે યોગ્ય, પણ સિદ્ધાંત તરીકે તે અયુક્ત છે, આગ્રહ તરીકે તે ખોટો છે, આગ્રહ તરીકે તે સાહિત્યના વિકાસને રૂંધતો દુરાગ્રહ છે અલંકાર એ કાવ્યનું કે ઇષ્ટાર્થનું આભૂષણ નથી કે યથેચ્છ પહેરાવીને કાઢી શકાય કવિ પ્રામાણિક હશે તો તેનો અલંકાર અવિનાભાવ સબંધે કાવ્યમા રહેશે એ અલંકાર વિના કાવ્યનો અર્થ પૂરેપૂરો પ્રકટ નહીં થઈ શકે, અલંકાર એ આગંતુક નથી પણ કવિ સંવેદનનો જ અંશ છે અન્યોક્તિ ને સમાસોક્તિ જેવા અલંકારમા આ સત્ય તરી આવે છે, તેવુ સુસ્પષ્ટ ઘણી વખત નથી તરી આવતું, પણ સર્વ અલંકારનુ ખરું જીવિત આવુ છે

ઠુંઠ, મૂઢ, એદી, અન્યતરિયન ઢોર સાથે ભારખાનાના આમતેમ પડેલા ડબ્બા સરખાવવાથી સુચવાય છે કે રેલવે આદિ યંત્રતંત્રની અને તેને અંગેના નામ વિનાના જગની માન રાક્ષસી કદ વડે આંજવાની શક્તિ જે મોટા સ્ટેશને જણાય છે તેથી મૂઝાવાની જરૂર નથી એ મહાતંત્રના ડબ્બા કોઈ કલ્યાણકારી શક્તિના સૂચક નથી એ તો મોટે સ્ટેશને જમા થયા હોય તો ઢોર જેવા લાગે છે ઢોર જેવા આખા ચિત્રમા એ રાક્ષસી શક્તિને તુચ્છ વસ્તુમાં ફેરવી નાખવાની, સામાન્ય દીન દલિતના દુ ખને હળવુ કરે એવી સુન્દરમ્‌ની કળા છે

બપોરે એકને ટાણે નાના આ સ્ટેશને અહીં
નથી સિગ્નલની ભીડ, સાઈડિંગોની ન જાળ છે,
ન ડબ્બા ઠુઠ્ઠના એદી ઢોરો જેવા જમા થયા,
ન ઊંચા ઓટલાઓ છે પ્લેટફોર્મોના, ન પૂલ કે
ભોંયરાની ગલીકૂચી, કઠેરાના ન કોર છે,
ન તાળાબંધ દરવાજા, પોર્ટરોની ન ધાડ છે,—

બલવન્તરાયના એક અતિ સુન્દર સૉનેટમા એક મિત્રના ભર જુવાનીમા મૃત્યુ ઉપર ચિન્તન છે

અરે ખતમ આમ સર્વ ચપટી મહીં થૈ જતું !
બગાડ્યુ બસ એક અર્ધ ! ચરખો જ થભી જતો !
અને ફળ અપક્વ વેલ વળગેલ, કાચી કલમ,
ત્રુટે થડ તિહા જ સર્વ હરિયાળુ ખુશખોભર્યું
સુરેખ મલકત, સ્વપ્ન કંઈ ગાન સેવતું ગુજતું,
તમામ પર હીમનો હતક ઘોર ગુજરે જુલમ,
ઉપાય નવ જેહનો સુકૃતથી ય એકે થતો,
કમોતવિષ ફેલવુ કુનક્ષીત વણુસાડતું !

કુટુંબના વડાનુ ભરજુવાનીમાં મૃત્યુ થયે તેના શા હાલ થાય છે તેનું વર્ણન આ સૉનેટના આ વિભાગનો ઉદ્દેશ છે જુવાન સુકુમાર પત્ની, નિર્દોષ બાળકો – આખુ કુટુબ એક ઘડી પર ઉજ્જવળ ભાવિના સ્વપ્ના માણતુ કલ્લોલ કરતું હતું તેના ઉપર વિધિનો ઘા પડ્યો અને જુવાન પતિ ગયો આ

ક્રમોતનું પરિણામ એવું ચોક્કસ પણ ધીમું ધીમુ આવે છે કે એની ખરી કરુણતા અપ્રત્યક્ષ રહે છે. લાંબે ગાળે કુટુંબની થતી સ્થિતિ ચક્ષુ સમીપ લાવવા વજ્રાઘાતથી ત્રુટેલા થડથી ઝાડની સ્થિતિનું યથાવત્ વર્ણન કવિ કરે છે. કવિની કલ્પના કાળને સંક્ષિપ્ત કરી ક્રમોત–વિષની જલદ અસર નિરૂપી દે છે. કુટુંબના જુવાન વડીલનું જુવાનીમાં અવસાન બરોબર ઝાડના થડનું વજ્રાઘાતથી અવસાન, એવું આમાં બૌદ્ધિક સમીકરણ નથી. કવિનું કરુણ સ્ફુરણ આ પ્રતિરૂપ દ્વારા જ પ્રગટ થઈ શકે એવું તીવ્ર છે. અર્થાત્ કાવ્યનો અલંકાર એ સંવેદનનો સહજ અંશ છે.

સાહિત્યસર્જનમાં શબ્દરૂપ આવિર્ભાવના વિષયમાં કવિતા અંગે એક ફૂટ પ્રશ્ન પદ્ય પરત્વે છે. કવિતાતત્ત્વના આવિષ્કાર માટે પદ્ય અનિવાર્ય છે? સિદ્ધાન્ત તરીકે તેને **અનિવાર્ય** હું નથી ગણતો. સર્વ લલિતકળાનું મૂળ મનુષ્યની સ્વાભાવિક વૃત્તિમાં છે. એ અર્થમાં સર્વ કળામાં આવિષ્કારની શિષ્ટમાન્ય પદ્ધતિઓ સ્વાભાવિક ગણી શકાય પરંતુ એથી વિશેષ અર્થમાં પદ્યરચના કવિતાતત્ત્વના અવિષ્કાર માટે સ્વાભાવિક વાહન છે એમ માની શકાતું નથી. નિરવધિ લયોનાં બીજ તો મનુષ્યવાણીમાં, મનુષ્યહૃદયમાં છે, પણ તેના સ્પષ્ટ આકાર મનુષ્યે બુદ્ધિપૂર્વક ઘડેલા છે; અને તેથી તે અર્થમાં કૃત્રિમ છે. પરંતુ પદ્ય કવિતાતત્ત્વ માટે સૌથી અનુકૂળ વાહન છે એમ ગણવામાં લેશ પણ વાંધો નથી. એ સમુચિત ને પરિપૂર્ણ વાહન ન હોત તો જગતના સર્વોત્તમ કવિઓએ વાણીપ્રવાહના એવા નિયંત્રણનો સ્વીકાર કર્યો ન હોત. એવા નિયંત્રણમાં બંધન વરતાતું નથી બલકે તેમની વાણીમાં વેગ, બળ ને માપ બતાવવાની ભાગીરથીના પાત્ર જેવી તેમને અનુકૂળતા મળી જાય છે. નિયમ વિના ઇષ્ટ ગતિ અશક્ય છે.

શબ્દ સ્વભાવે છે સૂક્ષ્મ, તેથી તેનો પ્રસરી જવાનો, મન ઉપર તત્કાલ અસર કરવાનો ગુણ વધુ, પણ તેથી જ તેમાંથી સ્થિર, ચિરસ્થાયી આકાર સર્જવાની મુશ્કેલી મોટી. પદ્યના લય શબ્દને સ્થિર આકાર આપે છે, એટલે કે એક અતિશય મુલાયમ અને સુકુમાર વસ્તુને ટકાઉ ઘાટ મળે છે. ઘાટ પણ અક્કડ નથી. ચંદનહાર ડોક અને છાતીની ઊંચીનીચી રેખાને અનુકૂળ થઈ રહે તેમ પદ્યની અનુનેયતા ભાવાદિની અસંખ્ય રેખાઓને અનુકૂળ થઈ રહે છે, અથવા ભાવાદિનો સુકુમારતમ અંશ રમણીય લયમાં લલિત ને નર્તન્તો થઈ જાય છે, એને એક પ્રકારની પરિપૂર્ણતા મળે છે. પદ્ય એ કાવ્યના પ્રત્યેક અવયવને સ્વતંત્ર અવયવી જેમ બનાવી હૃદયંગમ બનાવે છે. વળી સંગીત બન્યા વગર પદ્યલય શબ્દ–આકાંક્ષા અને શબ્દસન્નિધિના અદ્દભુત વૈચિત્ર્યથી ચિત્તાકર્ષણ માટે ખૂબ ને વિવિધ સામગ્રી ધરે છે પદ્યથી સાધારણ રીતે, ભાષા વાતચીતની સામાન્યતામાંથી ઊગરી જાય છે. સુકુમારતા, અનુનેયતા, વિવિધતા અને ચિરસ્થાયીતાની દૃષ્ટિએ પદ્યરચના કવિતાતત્ત્વ માટે સુયોગ્ય માધ્યમ છે એમાં શક નથી.

પદ્યરચનાદ્વારા શ્રવણસંસ્કારોનાં પ્રતિબિંબો રમણીય રીતે ઉપસ્થિત કરી શકાય છે. ઠાકોરના "આરોહણ"માં, પડી રહેલાં મંદિરનાં ખંડેરોના કોઈ ઘંટનો નાદ લહરતો પવન લઈ આવે છે તેનું યથાર્થ ચિત્ર છે :

> ફરી જ રણકો! અહો અનિલ, આવ રમ આ દિશે!
> પડેલ તજી દીધ આ ઊંચી ટૂંકો વિશે મંદિરો,
> રહ્યાં વિવિધ પથ ને શતક લુપ્તનાં સ્મારક,
> ધરે હજી સુકંઠ ઘંટ;

ગદ્યની ભીડ અને વેગમા આટલી ઝીણી વિગત "સુકક ઘટ" અટવાઈ જાત, તે પદ્યમા યોગ્ય સ્થાને આવી ચોક્કસ ધ્યાનકેન્દ્ર બને છે, એટલુ જ નહિ, ઘટનો રણકો પ્રત્યક્ષ કરે છે હાર્ડાર વર્ડ્ઝવર્થ જેમ, ભગવની શાન્તિના સુંદર ચિત્ર દોરે છે "આરોહણ' મા શૂન્યતાને વિરોધ બળે પ્રકટ કરતા પદાઘાતના પડઘા વર્ણવી, અભોમ શાન્તિમા વાચકને મૂકી દે છે

> ચઢુ ઉપર, હોસ ના' ફક્ત પૂર્વ નિશ્ચય વરો
> વધે પગ, પડે કઠોર પડઘા પદાઘાતના,
> અવાજ પણ એ મૂવે પલ મહીં સૂના આ સ્થળે,
> મળી ડૂબી અશબ્દમા ગળી જઈ થતો ના થયો
> વસે શ્વસી લમી રહે સ્વયમભોમ શાન્તિ અહીં,
> ગભીર તતહીન

વિષય અને નિરૂપણની, લાગણી અને આવિર્ભાવની, કલ્પન અને અભિવ્યક્તિની મીમાસા કરતા વિવેચકે માનવ સમસ્તની તેમ જ પોતાની પ્રજાની સુરુચિ અને પરંપરા તપાસવી જોઈએ એ પરંપરા અને તેના પાયામા રહેલા ધોરણોનુ રહસ્યચિન્તન સૌન્દર્યના પ્રભવસ્થાન સુધી વિવેચકને લઈ જશે તથાપિ એવી કોઈ પરંપરા કે નિયમોનો જડ પૂજારી તે થઈ શકે નહીં નવી કેડી અને નવા અખનરાથી વિવેચકે ભડ કાની કે મૂઝાવાની જરૂર નથી નવા સત્કાર લેવાની બાળક જેવી તેની તત્પરતા હોય વૈન્નપટ્ટુત્વ, કિંવા દિલની, હૃદયની ખરી ઉદારતા, એ તેનો પ્રથમ ગુણ છે, અને સપૂર્ણ નૈપુણ્ય, સપૂર્ણ જ્ઞાન, સપૂર્ણ ધાર્મિકતા કે નીતિમત્તા સિદ્ધ કર્યા પછી પણ સમગ્ર ચિત્તથી તે સૌન્દર્યનો ઉપાસક રહે

વિષય અને નિરૂપણ, અનુભૂતિ અને અભિવ્યક્તિ એમ સાહિત્યના બે પાસાને લક્ષમા લઈ આપણે વિચાર કર્યો સાહિત્યની એ દૃષ્ટિએ તત્ત્વમીમાસા વિવેચકને માર્ગદર્શક ને નિયામક થઈ શકે પરતુ વિવેચનમાં એક એવુ તત્ત્વ પ્રવેશે છે જે બીજા કોઈ શાસ્ત્રમા પ્રવેશતુ નથી એ તત્ત્વ તે સાહિત્યવાચનથી, કલાવિમર્શથી થતો આનન્દઅનુભવ પ્રયોગાત્મક શાસ્ત્રનો વિષય ઇન્દ્રિયદ્વારા બુદ્ધિને સ્પર્શે છે કોઈ ઘટનાની વૈજ્ઞાનિક તપાસ અટકળ અને કલ્પના માગી લે છે અનેક ઘટનાઓને કારણ કાર્યમા સાકળવામા તેમ જ અનેક હકીકતોના વર્ગીકરણમા બુદ્ધિની પૂરી કસોટી થાય છે અને મીમાસકને અસાધારણ ધીરજ અને ખંત દાખવવા પડે છે પરંતુ અહીં ઊહની સત્યતા તરફ પોતે ધીમે ધીમે વધે છે તેના અભિમાનથી તેને સતોષ થાય, પણ તે ઉપરાત આનદ Cરેકનો અવકાશ નથી વૈજ્ઞાનિક સત્ય તરફ વધવાથી થતો આનદ કલાના આનન્દથી, માત્રામા નહિ, પ્રકારમા જુદો છે આને લીધે સાહિત્ય – મીમાસા – કલાશાસ્ત્ર – એક શાસ્ત્ર તરીકે અનોખી કક્ષાનુ થાય છે, બીજા કોઈ શાસ્ત્ર સાથે તેને સરખાવી શકાય તેમ નથી, તેમ બીજા કોઈ શાસ્ત્રના અન્વીક્ષણપદ્ધતિના સર્વ નિયમો સાહિત્યમીમાસામા લાગુ પાડી શકાને નહીં

નાટકેષુ શાકુન્તલમ્ એ નિર્ણયની પાછળ નાટકપ્રેક્ષક, નાટ્યવિવેચક અને સર્વ સસ્કૃતજ્ઞ, એ ત્રણે વર્ગનો માનસવ્યાપાર પ્રવર્ત્યો હશે અને કાળે કરીને સ્થિર થયો હશે અહો અદ્ભુત, આવુ તો કોઈ વખત જોયુ નહોતુ, આ તો રસસમાધિ થઈ, આવો આનદ પહેલા કોઈ વખત નહોતો પડ્યો, એમ વ્યક્તિ વ્યક્તિના સવેદનને તદ્વિદોએ રસ સવેદનથી ટેકો આપ્યો આ સવેદન પ્રજાકીય સસ્કાર બન્યો અને પ્રજાની અસ્મિતાનો અશ બન્યો આજે "શાકુન્તલ' વાચનાર બે હજાર વર્ષની પરંપરાને જાગતી રાખે છે, અને તે સમયને જાણે કહે છે તારો નિર્ણય બરાબર હતો, બરાબર હતો દેવોનુ અમૃત તો

કોણે દીઠું, પણ આ કાલિદાસે આપેલું અમૃત તો અખૂટ છે, અને પેલું કમાટ ઉઘાડો, અરે, એટલું ય શા માટે, પેલી પ્રિયંવદા અને શકુન્તલાની વિનોદવાર્તા સંભારો, ને આશ્રમનાં વૃક્ષવેલ સાથે તમે પણ અમરતના ઘૂંટડા પીતા થઈ જશો.

અદ્ભુત રસસમાધિની વિવેચકે માત્ર નોંધ નથી લેવાની; એની મીમાંસાનો ખરો વિષય એ જ. રસસમાધિનું અન્વીક્ષણ કરવાનું છે માટે વિવેચન સાહિત્યવિષય અને સાહિત્યરીતિનું અન્વીક્ષણ કરે છે. વિવેચનમાં પાયાની હકીકતનો આનંદ છે, પ્રજાકીય અસ્મિતાનો અંશ બનેલી આનંદ સમાધિની આ સ્મૃતિપરંપરા છે. એને લીધે એક કૃતિ બીજી કૃતિઓને સરખાવવા માટે ધોરણ બને છે. એ આનંદ-સમાધિનાં કારણો તપાસતાં તપાસતાં વિષયમાં કે રીતિમાં નાટકની અસાધારણ વિશિષ્ટતા કયાં છે તે વિવેચક જુએ છે.

કેળવાયેલી પ્રજાનો ય સાહિત્યકારો વિશે નિર્ણય સ્થિર થતાં પેઢીઓ થઈ જાય છે. આપણો નાનાલાલ વિશે નિર્ણય પ્રેમાનન્દ જેટલો ચોક્કસ નથી. ટેનિસન અને બ્રાઉનિંગ વિશે અંગ્રેજ પ્રજાના નિર્ણય હજી અસ્થિર છે. એ નિર્ણયને સ્થિર કરવામાં કયું બળ સૌથી સમર્થ છે? ભાવકવર્ગનો આનન્દ-અનુભવ, એ આનન્દ અનુભવનો બૌદ્ધિક પ્રત્યય. શેક્સપિયરની પ્રતિષ્ઠાની ચડઊતર સત્તરમી ને અઢારમી સદીમાં થઈ. પણ ધીમે ધીમે બીજી પ્રજાઓ તરફથી પણ સમર્થન મળતાં શેક્સપિયર સર્વોત્તમ કવિ માત્ર ઈંગ્લંડનો જ નહિ પણ કદાચ, માનવજાતનો હશે, એવો મત થયો. આ નિર્ણય બૌદ્ધિક પૃથક્કરણને આભારી હશે? બૌદ્ધિક પૃથક્કરણ તો પછી આવે છે; આત્મ–પ્રત્યયથી રસપારખુએ ઈંગ્લંડમાં તેમ દેશ દેશમાં નિશ્ચય કરી લીધો છે.

૧ તાત્પર્ય કે વિવેચનવ્યાપારનો ઊગમ તો આનન્દમાં છે. વિવેચક સૌપ્રથમ એ આનન્દ અનુભવે, બીજાઓથી સ્વતંત્ર રીતે આનન્દ અનુભવે, વા પોતાના આનન્દનું અનુસંધાન પ્રજાની સાહિત્ય પરંપરા સાથે કરે, પરંતુ રસાનન્દ એ જ વિવેચનનું પ્રભવસ્થાન છે. કૃતિના પરિશીલને માણેલા આનન્દનો ગૂઢ સંસ્કાર કૃતિના વિવેચનમાં નિયામક બને છે. અનુભવેલો આનંદ, ઉત્સાહ, ઉલ્લાસ ભુલાતો નથી; વિવેચક ગમે તેટલો સ્થિરબુદ્ધિ હોય, બીજી કૃતિઓ સાથે આ કૃતિની તુલનાના બૌદ્ધિક વ્યાપારમાં પરોવાયેલો હોય, તથાપિ પેલો આનંદ ભુલાતો નથી. અને સહૃદયનું આ હૃદયસંચલન કૃતિના વિવેચનની હવા સ્વાભાવિક રીતે બને છે. સાહિત્યવિવેચનમાં આનંદ પ્રસવમાં હોય, આનન્દલક્ષણ તેના આવિર્ભાવમાં હોય, વિવેચન વાચક એ આનન્દની સાક્ષી પૂરતો હોય, અર્થાત્ વિવેચન કૃતિ પણ આનન્દ નિષ્પન્ન કરતી હોય, તો એ વિવેચનને સર્જનાત્મક સાહિત્યની પ્રતિષ્ઠા અર્પવામાં દોષ જણાતો નથી. હા, સર્જન તરીકે તેની મર્યાદા છે. સર્જનાત્મક નિબંધની મર્યાદા તે બધી સર્જનાત્મક વિવેચનની પણ ખરી. કોઈ પણ પરિસ્થિતિમાં, કોઈ પણ લેખકની વાણીમાં, નિબંધ રસનિષ્પાદક સર્જન થઈ શકતો હોય તો વિવેચન એ કક્ષાનું સર્જન બેશક થઈ શકે.

જનમંડળની વૃત્તિ કે નિર્ણય સાથે ફાવે તેટલો તેને મેળ હોય છતાં વિવેચન વ્યક્તિની સરજત છે, જનસમૂહની નહીં. વિવેચન એ પ્રયોગશાળામાંની પ્રતિપાદિત વસ્તુ નથી. તે વિવેચકના વ્યક્તિત્વને પ્રગટ કરનાર કલાકૃતિ હોઈ શકે. રમણભાઈનાંથી રમણભાઈનો, તેમ નરસિંહરાવનાં વિવેચનોથી નરસિંહરાવનો પરિચય સધાય છે, એ એમાં પ્રવેશતાં અવિચ્છેદ્ય તત્ત્વોને લીધે. જ્હૉન્સન, કૉલરિજ,

લૅમ્બ, આર્નોલ્ડ, સેઈન્ટ્સબરી, ક્વીલર કાઉચ આદિ વિવેચકો પોતપોતાના નિરનિરાળા વ્યક્તિત્વ વિવેચનમા પ્રગટ કરે છે, છતા તેમના વિવેચન તે જ ખાતર કાંઈ અશ્રદ્ધેય થતા નથી એમની વાણીમા વહેતી નિષ્ઠાથી તે વધારે પ્રતીતિકર લાગે છે તો વાણીના ઉપાદાન વડે વ્યક્તિએ કરેલી આનન્દનિષ્પાદક વિવેચનકૃતિને લલિત સાહિત્યનુ ગૌરવ ઘટે એમ કહેવામા બાધ નથી વિવેચન પણ વ્યક્તિત્વના આવિષ્કારનો ઉચિત માર્ગ થઈ શકે છે

વિવેચક માટે **प्रमाणम् अन्तःकरणप्रवृत्तयः** એ આદર્શ સ્થિતિ છે એ દુઃસાધ્ય છે, પણ અશક્ય નથી લોકશાસ્ત્રકાવ્યાદિ-અવેક્ષણાત્ નિપુણતા તેણે પ્રથમ પ્રાપ્ત કરવી જોઈએ ભિન્ન ભિન્ન પ્રજાઓના ગ્રન્થમણિઓનુ પરિશીલન, તેમાથી કાવ્યશાસ્ત્રીઓએ તારવેલા સિદ્ધાન્તોનુ પર્યેષણ, શિષ્ટ ગ્રન્થોના સ્વકીય વિમર્શના પ્રકાશમા પરંપરાપ્રાપ્ત સિદ્ધાન્તોનુ શોધન, એ બધી પ્રાથમિક તૈયારી માટે અભ્યાસીએ સુરુચિ કેળવવી અને દૃઢ કરવી જોઈએ સુરુચિ કેળવાય અને તે અંતઃકરણનો ગુણ બને ત્યા સુધી અભ્યાસી સહૃદય સાહિત્યવિષયક નિર્ણયો મોકૂફ રાખે અથવા શોધનયોગ્ય ગણે સુરુચિ દૃઢ થતાં, એટલે કે વિવેચનનેત્ર ઊઘડતાં, સિદ્ધાન્તોનો સીધો વિનિયોગ કરવો રહેશે નહીં, ગ્રંથમણિ એને વારવાર સંભારવા પડશે નહીં, વિવેચકનુ અખંડ વ્યક્તિત્વ વિવેચન વિષયથી સહજ સ્ફુરી આનન્દપર્યવસાયી, સત્યપ્રતિપાદક ને સૌષ્ઠવયુક્ત વિવેચનોમા પ્રકટ થશે વિવેચકની એ ધન્યતા હશે, વિવેચનની એ ખરી પ્રતિષ્ઠા હશે ×



× રણજિતરામ સુવર્ણચંદ્રકના અર્પણ પ્રસંગે આપેલુ વ્યાખ્યાન

# અર્વાચીન સાહિત્ય અને વિવેચનમાં કૌતુકરાગ

એક રીતે જોતાં, યુરોપના અભિનવ સંપર્કના પ્રાથમિક ફળરૂપ કવિ નર્મદાશંકર લાલશંકરના (૧૮૩૩-૮૬) ગદ્યપદ્યથી ગુજરાતી સાહિત્યમાં કૌતુકરાગી પ્રવાહનો આરંભ થયો, અને સ્વાતંત્ર્ય તથા સામાજિક નવરચનાના ગાંધીપ્રેરિત સ્વપ્નોના અનુસારી વસ્તુરાગ છતાં ય હજી ૧૯૫૦માં પણ એ પ્રવાહ અટક્યો કહેવાય નહિ મેઘાણી, શ્રીધરાણી, ઉમાશંકર અને સુન્દરમ્ એ સૌ વર્તમાન યુગના કવિઓની કવિતામાં સુન્દરતર સુખતર જગત માટેની, માનવજાત માટે અવિષમ શાન્તિભોમ માટેની તેમની અભીપ્સામાં આપણને કૌતુકરાગી પ્રેરક તત્ત્વનું દર્શન થાય છે પરંતુ સરવાળે તો ૧૯૩૫ બાદ નવીન કવિતાના મૂળ વસ્તુરાગ કે વસ્તુરાગાભાસમાં જડાયેલાં છે અને એ કવિતા હૃદય કરતાં બુદ્ધિને વીંધવા તાકે છે ગદ્યમાંનું સાહિત્ય લઈએ તો ધૂમકેતુની પ્રથમ વાર્તાઓમાં સામાન્ય રીતે, અને બળશોષક લાગણીવેડાનો પ્રતિકાર કરતા મુનશીના પ્રથમ નવલો ને નવલિકાઓમાં આપણને વસ્તુરાગ નજરે પડે છે ૧૯૧૫ના અરસામાં શરૂ થતી આ વસ્તુરાગી વૃત્તિ ગાંધીવાદી વિચારસરણિના પ્રચારની લગભગ સમકાલીન છે સર્વમાં વસ્તુરાગનું એવું સમિશ્રણ છે જે આપણી સ્વપ્નસૃષ્ટિએ વા આદર્શ સૃષ્ટિએ કલ્પેલા સ્વતંત્ર કીર્તિવંત ભારત માટે ઊભરાતા ઉત્સાહનું તથા માનવતાના પ્રેમનું કોમળ ભાવસભર વા ઉલ્લોલ સાહિત્યકૃતિરૂપ અવતરણ કરવામાં ઉપકારક થાય મહાન રાજકીય પ્રવૃત્તિનો યુગ (૧૯૨૦-૧૯૪૮) કૌતુકરાગી આવેગ વિના અને પ્રાણદાયી તત્ત્વવિચારણા વિના સંભવતો નથી વળી એ જ યુગ પર અનુત્સાહ અને ભ્રમનિરાસના વહેણના પણ ઊંડા આંક પડેલા છે એ યુગના સાહિત્યમાં સવિધાનકૌશલ્ય, સુઘડતા ને સરળ હથોટી જણાય છે, તરંગલીલાની ને કસબકારીગરીની કમીના નથી, પણ ઉત્તમ કવિઓને બાદ કરતાં કલ્પનાશક્તિની તથા ઊર્મિસત્ત્વની ઊણપ વર્તાય છે અને માનવપ્રેમ પણ ઘણી વાર તાણી મેળવેલો જણાય છે

નર્મદયુગની કવિતામાં પ્રેમ પ્રકૃતિ ને સ્વદેશપ્રીતિનાં કાવ્યોમાં કૌતુકરાગિતાના ભણકારા અલબત છે, પણ તેમાંની ઊર્મિ-'લાગણીનો જોસ્સો'-બહુધા બનાવટી તાત્કાલિક મુદ્રારૂપ હોય છે નર્મદ અને તેના સમકાલીનો પર મહાન અંગ્રેજી કૌતુકરાગીઓની અસર થઈ નથી એઓ તો અઢારમી સદીના થોમ્સન, જ્હોન્સન અને ગોલ્ડસ્મિથના પ્રભાવ તળે હતા, અંગ્રેજી સાહિત્યના કૌતુકરાગિતાના વિકસિત પુષ્પનો પરાગ એ પામ્યા નથી નર્મદ અને નવલરામ બન્નેએ પોતાના કાવ્યતત્ત્વવિચારના પાયા તરીકે ભારતીય રસસિદ્ધાંત અને હેઝ્લિટના કાવ્યલક્ષી મન્તવ્યોનો સ્વીકાર કરેલો, પણ તેમને તે અધૂરાં સમજેલાં ને પચાવેલાં તો બિલકુલ નહિ પરિણામે, નર્મદ તેમ જ નવલરામ બન્નેની વિચારણામાં હેઝ્લિટને અભિમત 'પૅશન' માત્ર જોસ્સો, કેટલીક વાર તો શાબ્દિક જોસ્સો જ બની રહે છે, અને કલ્પનાશક્તિ — ચિત્ર વા ભાવ, પ્રસંગ વા પાત્ર, સૌ પ્રકારના કવિતાગત સર્જનની પ્રાણભૂત શક્તિ — તેને બદલે માત્ર ચિત્ર ઘડનારી શક્તિ હોય એમ અનેક વાર માનેલું છે નર્મદની વિચારણા નવલરામે સુધારી છે. નવલરામને મતે માનવપ્રકૃતિ સહિત સર્વ પ્રકૃતિમાં કવિતા અંતર્ગત છે, પ્રકૃતિ રસનું અવ્યક્ત જગત છે, અને તે જગતની અનુકૃતિ - તેની વ્યક્ત આકૃતિ, યોગ્ય શબ્દોએ સર્જેલું તેનું ચિત્રણ - તે કવિતા છે*

---

* 'સ્વયંપ્રકાશ સાચા દિલનો જુસ્સો કવિતાનો આત્મા છે'

—નવલગ્રંથાવલિ (તારણ) - પૃ ૧૦૧

અત્રે લક્ષમાં લેવાનું એ છે કે કવિના અંગગત અને વ્યક્તિવિશિષ્ટ ભાવ પરથી ઉઠાવીને ભાવની સર્વસ્પર્શિતા ને બાહ્ય વસ્તુજગત પર ભાર નવલરામે મૂક્યો છે. આવો સિદ્ધાંત કૌતુકરાગી કવિતા નિપજાવવામાં ખરેખર પોષક ન નીવડે.

એથી જ ૧૮૮૫ થી ૧૯૧૫ના સમયને આપણે ખરા કૌતુકરાગી યુગ તરીકે ગણવો જોઈએ. વિદ્યાપીઠના ઘડેલા સુશિક્ષિતો તથા પુનરુત્થાનવાંચ્છુઓનો એ સમય હતો. વિવેકાનંદ, રાનડે, સ્વામી દયાનંદ, થિયોસોફિકલ સોસાયટી, મણિલાલ નભુભાઈ અને ગોવર્ધનરામની અસર ઠેઠ હિંદુત્વ તરફ, હિંદુ રહેણીકરણી ને વિચારસરણિ તરફ પ્રતિગમન તે એ યુગનું લક્ષણ હતું. ખ્રિસ્તીધર્માભિમુખ વલણોમાંથી અને યુરોપની ભભકમાંથી ધીરે ધીરે, અને પ્રાર્થનાસમાજીઓ તથા મણિશંકર ભટ્ટ (૧૮૬૭-૧૯૨૩) ના જીવન અને કૃતિરૂપ તુમુલ આંતરિક સંઘર્ષ પછી જ, થતા મંદિલ પરાવર્તનની પરાકાષ્ઠા પહોંચી ગોવર્ધનરામે (૧૮૫૫-૧૯૦૭) 'સરસ્વતીચન્દ્ર'માં જેની પ્રક્રિયા યોજી તે સમન્વયમાં. ગોવર્ધનરામની એ મહાન કૃતિ અર્વાચીન ભારતીય સાહિત્યોમાં એક શિરોમણિ ગ્રન્થ છે. તત્કાલીન હિંદુ જીવન, જેવું હતું તેવું, તેનાં સૌ પાપત્રુટિઓ સમેત પણ કેવું સૌંદર્ય ધરાવતું હતું તે તેમણે દર્શાવ્યું. તે જીવનને સમજવા અર્થે યોગ્ય રસવૃત્તિ તેમ જ ઐતિહાસિક દૃષ્ટિ ગોવર્ધનરામે પૂરી પાડી; સૌ સ્વદેશહિતૈષીઓએ ધર્મ, રાજકારણ ને સમાજનાં ક્ષેત્રોમાં ક્યા આદર્શને પહોંચવા કેવી સાધનપ્રક્રિયાથી કાર્યપરાયણ થવું તેનો ખ્યાલ પણ તેમણે બાંધી આપ્યો. ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસ, દાદાભાઈ નવરોજી, અરવિંદ ઘોષ, ટીળક અને ઍની બેસંટની અસરને પરિણામે રાષ્ટ્રધર્મ અને 'સ્વદેશી' ધર્મ હિંદી મનુષ્યોના માનસને ગતિ ને દિશા અર્પતા હતા, ત્યાં છેલ્લે આવ્યા મહાત્મા ગાંધી (૧૮૬૯-૧૯૪૮). એમની પાસે ઉદાત્ત માનવપ્રેમ હતો, જીવનનાં પ્રાથમિક મંગલોનું સ્પષ્ટ દર્શન હતું, અણનમ કૃતિનિશ્ચય હતો, અનન્યસાધારણ હિંમત હતી, અને વેગદાયી છતાં નિસ્વાર્થ ને અહિંસક કર્મયોગ અર્થે લગભગ સંપૂર્ણ કરણતંત્ર પણ તેમણે ઉપજાવ્યું હતું મુસ્લિમ તથા ખ્રિસ્તી સાથે કામ પાડવાને તથા તેમની આક્રમક વૃત્તિઓની અપકારકતાનું શમન કરવાને વિવેકાનંદ-દ્વારા કરતાં બલવત્તર માર્ગ હિંદુ સમન્વયે ગાંધીજી દ્વારા મેળવ્યો; ને પરિણામે હવે હિંદુ સમન્વયનો અર્થ જ એવી ખાતરી થયો કે હિંદુ માફક ખ્રિસ્તી કે મુસ્લિમ પણ તેટલો જ રાષ્ટ્રપ્રેમી થઈ શકે. અને નિઃશક, હરિજનનો પુનર્જન્મ પણ એ જ પુણ્ય માર્ગે થઈ ગયો.

ગઈ સદીના આઠમા ને નવમા દસકામાં દરેક હિન્દુ ગ્રૅજ્યુએટ શેક્સ્પિયર અને પાલ્ગ્રેવસંપાદિત ગોલ્ડન ટ્રેઝરી [ગ્રન્થ ૪] ઉપરાંત બહુ કાલિદાસ બાણ અને ભવભૂતિનો પણ અભ્યાસ કરતો. ૧૮૮૫-૧૯૧૫ના ગુજરાતી સાહિત્યમાં સર્વત્ર કૌતુકરાગી ભાવોની આછીઘેરી છાયા દેખાય છે તેના મૂળમાં મોટે ભાગે વર્ડ્ઝવર્થ, શેલી, બાણ ને ભવભૂતિ આવેલા છે. તેમણે આપણા સાક્ષરોની કલ્પનાને પ્રદીપ્ત

"ગમે તે મનોવિકારનું પુષ્ટ બળથી પ્રગટ થવું તે રસ. સંસારમાં તે મનોવિકાર વિવેકથી, રીતભાતથી, પ્રસંગની ખામીથી, અથવા બીજા મનોવિકારથી બરાબર પુષ્ટિ પામતો નથી"

— નવલગ્રન્થાવલિ (તારણ) — પૃ. ૨૬૨

"જે અર્થ આપણા મનમાં ચિત્ર પાડી નાના પ્રકારની લાગણીઓ ઉપર અસર કરે છે તે કવિતા અને એ ચિત્રની સાચાઈ અને સંપૂર્ણતા ઉપરથી કવિતાનો ક્રમ બંધાય છે. કુદરત અથવા માયાના સ્વરૂપનું ખરેખરૂં પૂર્ણ ચિત્ર તે ઉત્તમ કવિતા."

— નવલગ્રન્થાવલિ (તારણ) — પૃ. ૧૮૬

કરી અને તેમનાં હૈયાંને હેલે ચઢાવ્યાં. ઓગણીસમી સદીમાં વ્યક્તિસ્વાતંત્ર્ય અને વ્યક્તિમત્તાના વિકાસ પર ભાર મૂકનાર અંગ્રેજી ઉદારમતવાદને પણ એ સાક્ષરો પામ્યા. ખ્રિસ્તી ધર્મ તેમ જ તે સદીનાં વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનમાં અંતર્ગત એવો એ ધર્મનો પડકાર, બંનેનો એમને સીધો જાતઅભ્યાસ કરવા મળ્યો. વ્યક્તિજીવનું ખ્રિસ્તીધર્માભિમત અમરત્વ અને સ્વીડનબૉર્ગની વિચારણામાં છે તેવી તે અમરત્વની વિવેચનાએ મણિશંકર ભટ્ટ તથા કલાપીની સંવિત્તિને—હૃદય તથા બુદ્ધિને ઊંડે સુધી હલાવી મૂકી. સ્પિનોઝા, હેગલ, સ્પેન્સર અને મિલના તત્ત્વજ્ઞાને આપણા નવીન પંડિતો પર બળવાન અસર ઉપજાવી.

ભારતીય ગ્રન્થમણિઓ તથા વેદાન્તમીમાંસાનો તેમના પ્રશંસક ભાષાન્તરકારો અને ભાષ્યકારોદ્વારા અભિનવ અભ્યાસ થયો; તથા યુરોપીય વિચારણા અને સાહિત્યસર્જનનું આખું નવું જગત તેમની સમક્ષ ઊઘડ્યું. પહેલાં કોઈ વાર નહિ અનુભવેલો એવો બૌદ્ધિક ઉલ્લાસ વર્તી રહ્યો ને ગુજરાતીઓની કલ્પનાને વિવિધ દિશાઓમાં વેગ મળ્યો. સામાજિક તથા રાજકીય નવરચનાઓના પ્રગલ્ભ ખ્યાલોથી, નૈતિક વિશુદ્ધિની ચીવટથી, રસાનન્દનાં તથા ધાર્મિક ને આધ્યાત્મિક અનુભવોનાં નવાં ક્ષેત્રોથી એ કલ્પનાનું જગત ભર્યું-ભર્યું બન્યું. મનુષ્યપ્રયત્નનો હેતુ વ્યક્તિગત જીવનને સમૃદ્ધ, છલાછલ ને અનશુદ્ધ બનાવવાનો છે એમ ઠર્યું; તે અર્થે વ્યક્તિજીવન સ્વતંત્ર હોવું જોઈએ ને તેના સંરક્ષણના હેતુથી સામાજિક વ્યવસ્થા યોજાઈ છે એમ ગણાયું. જેમણે શેક્સ્પિયર ને બાણ, પ્લેટો ને કૅન્ટ વાંચ્યા હતા. તેમને કોઈ પણ ભાવનાની અત્યન્ત ઉન્નતતા સંમૂઢ કરે એમ ન હતી; કોઈ પણ તરંગની અતિશય સૂક્ષ્મતા કે સુકુમારતા તેમને મન દુર્બોધ નહોતી. પ્લેટોકીય ભાવનાઓ તો ત્યારે હવામાં હતી; દશ્ય જગતના પાયારૂપ એ ગણાતી; જીવનનું તત્ત્વ યોગ્ય રીતે પામવું હોય તો માણસે તે ભાવનાઓમાં લીન થવું જોઈએ. એ ભાવનાઓ જ કવિઓનાં આશા ને સ્વપ્ન બની હતી. તેમાં જ કવિઓ રાચતા હતા :

"મર્ત્ય જીવને થતા કઠોર શોર લોલ,
તે શમાવી ગાઉં અનુપ ગાન,
ઉચ્ચ તાનમાં રે લોલ;
ઠામ ઠામ ચાહું ગીત રેડતી રે લોલ.
વિશ્વમોહનીનુ બીન બેસુરું રે લોલ
મૂક થાય, જ્યાં તણાય તાન
દિવ્ય વાદ્યનાં રે લોલ;
મનુજ લોકમાં હું એમ ખેલતી રે લોલ."*

"સ્થાયી સૌન્દર્યની મૂર્તિ ગ્રહતાં ન જશે ખસી;
દિવ્ય એ ભાવનાસૃષ્ટિ અહીંયાં નિત્ય છે વસી."[1]
"સૌન્દર્યો પામતા પહેલાં સૌન્દર્ય બનવું પડે."[2]

ગોવર્ધનરામની નવલકથાનો નાયક સરસ્વતીચન્દ્ર તે યુગની વિદ્યા, સંવિત્તિ તથા આકાંક્ષાઓનું જીવન્ત પ્રતીક છે. બુદ્ધદેવને આદર્શ ગણી તેમની માફક એ સ્વપ્નમાં બોલી ઊઠે છે :

* નરસિંહરાવ : "નૂપુરઝંકાર" — 'દિવ્ય આશા'
૧ નરસિંહરાવ : "નૂપુરઝંકાર" — 'ભાવનાસૃષ્ટિ'
૨ કલાપી : "કેકારવ" — 'શિકારીને'

'Oh summoning stars! I come! Oh mournful earth!
For thee and thine, I lay aside my youth,
My throne, my joys, my golden days, my nights,
My happy palace — and thy arms, sweet Queen,
Harder to put aside than all the rest!"

સરસ્વતીચન્દ્રના ત્રીજા ગ્રન્થની પ્રસ્તાવનામા ગોવર્ધનરામ તત્કાલીન વ્યગ્ર-ત્રસ્ત મનોદશાને સ્પષ્ટ કરે છે તેઓ કહે છે કે કોઈ પુરાણા શાંત નિવૃત્તિપરાયણ ઋષિના આશ્રમમા ભાગી આત્માનો અન્તરાગ થાય એવી ઇચ્છા કરવા હુ લલચાઉં છુ પણ ત્યા જ એ ઉમેરે છે કે કલાકાર માટે ઐહિક જગત દોષમય હોવા છતા વિચારે તો, દોષ કરતું છતા પણ સૌન્દર્યનુ વિસ્તરતુ દૃશ્ય જ છે પોતાની વૃત્તિની તર્કશુદ્ધિ પૂરતુ નહિ પણ તેના સૌન્દર્યની વૃદ્ધિ કરવાના હેતુથી, પોતે જે દૃશ્યોનુ ચિત્રણ કરે છે તેમની સુન્દરતા વર્ધમાન થાય તે માટે જ પોતાની આધ્યાત્મિક સમૃદ્ધિનુ અહીં નિવેદન કરવાનુ છે સમસ્ત ચંચલ વસ્તુજગતને અવગણીને શાંતિનું ચિત્ર આપે એવુ ઐહિક સ્થળ તો એક જ છે — કલા અને કવિતા

"વિશ્વના ઊંડાણમા
ગાજતુ સંગીત જે,
કવિજનો છાના સૂણે
જગજન સૂણે શી રીત એ?"*

આ પંક્તિઓમા ગોવર્ધનયુગના સાક્ષરોની પ્રેરક આંતર ભાવનાઓનું ને તેમના જીવનકાર્યનુ દર્શન થાય છે તરત એ યુગ આદર્શપ્રધાન અને કૌતુકરાગી હતો વાસ્તવિક સ્થિતિના કારાગૃહમાથી ભાગીને તે પાર સૌન્દર્ય તથા સત્યની શોધ એણે આદરી, અને દૂરતમના કલ્પિત દૃશ્યો પર એની નજર ઠરી ગોવર્ધનરામનુ 'સાક્ષરજીવન' ચિંતનાત્મક ગદ્યનો પ્રથમણિ છે, તેમા તેમણે સાક્ષરનુ, સાચા બ્રાહ્મણનું કર્તવ્ય સ્પષ્ટતાથી આલેખ્યુ છે

'સરસ્વતીની માત્ર દ્વારપાલિની — સ્થાને અન્નપૂર્ણા રૂપે જ લક્ષ્મીની પૂજા સાક્ષરને ઉચિત છે, સંભાવ્ય છે, અને ધર્મ્ય છે સાક્ષરો જ્યારે લક્ષ્મીનું વધારે પરિક્રમણ કરે ત્યારે તો પરિક્રમણ કોઈ અન્ય હેતુથી પ્રયુક્ત ન હોય તો અધર્મ્ય ગણવું જોઈએ સરસ્વતીના સહવાસમા આવી, પાઠશાળાઓમા અને વિદ્વાનોની વચ્ચે રહી, તેમના સુઘડ સૂક્ષ્મ ઉચ્ચ સંસ્કારો પામી સંસ્કૃત અને ઉભય મહાભાષાઓના લેખ-સરોવરમા દિવ્ય સ્નાન કરી, અનેક અનનવરાળા અને દૂરદર્શી વિદ્વાનોની ચિન્તાઓએ ચતુરતાથી રચેલાં પરીક્ષાવનોમા મહાકષ્ટથી અને મહાતપથી સિદ્ધ થઈ એ દેવીનો મહાપ્રસાદ લેવાનો અધિકાર પામી, તે અધિકાર પામનાર વર્ગને શિર શુ કંઈ નવુ ધર્મબંધન અને નવો સ્વાભિમાન પ્રાપ્ત થતા નથી? શુ સરસ્વતીદેવીના સ્વરૂપમા, જ્ઞાનમા અને આત્મામા આ સાક્ષરોને મોહ પામવાનુ ભાગ્ય મળતું નથી અથવા મળે છે તો પણ ઊખરભૂમિમા પડેલા બીજ પેઠે નિષ્ફળ જાય છે? વાચનાર, જો તુ સાક્ષર હોય તો આ પ્રશ્ન તારા હૃદયને અવશ્ય પૂછજે અને તેનો ઉત્તર તારી વિદ્યા તને દઈ શકે તેમા માત્ર સાધનભૂત થવાને જ

* નરસિંહરાવ 'નૂપુરઝંકાર' — 'નવું દર્શન'

આ લેખ લખવા પ્રયત્ન કરેલો છે. નક્કી, તારામાં તારા મનુષ્યભાગનો ઉદય એટલો તો થયો હશે કે આત્મકલ્યાણુ અને લોકકલ્યાણુની વૃત્તિની છાયાનો તું કેવળ અપરિચિત નહિ હોય, શરીરધર્મ ઉપરાંત કંઈ પણુ તારા "પરમસુખ", "પરમાનન્દ," અથવા *summum bonum*ની મુદ્રા તારા હૃદયમાં ન જ પડે એમ છેક નહીં હોય. જો તારે વિશે આ લેખકની આટલી કલ્પના કંઈક પણુ અશે સત્ય હશે તો તને તારી પોતાની બુદ્ધિ પ્રમાણે કંઈ પણુ ઉચ્ચતર ઉચ્ચગ્રાહ – Ideal – જડી જશે, કંઈ પણ નવી કર્તવ્યતા — line of duty — સૂઝશે, અને તું આસ્તિક હોઈશ કે નાસ્તિક તો પણુ તારી બુદ્ધિમાં કોઈક નવું ધર્મતંત્ર ખડું થશે અને લક્ષ્મીદેવીનું પરિક્રમણુ ત્યજાવી તને કોઈક નવીન દિશામાં પ્રેરશે એ નવી દિશા પ્રવૃત્તિના પ્રવાહમાં ન ભળશે તો પણુ તે લોકકલ્યાણુની સાધક થશે. તે પ્રવાહમાં ન ભળતાં એ દિશા નિવૃત્તિમાં લય પામશે તો તું સાક્ષરજીવનને જ પામશે. તું આમ પ્રવૃત્તિમાં પડે કે નિવૃત્તિમાં તે તારી ભક્તિની શક્તિવૃત્તિની વાત છે આ લેખકને તે ઉભય પરિણામ ઇષ્ટ અને અભિનંદનીય છે."*

એમની પ્રિય પુત્રી યુવાવસ્થામાં અવસાન પામી તે પ્રસંગને અનુલક્ષીને ગોવર્ધનરામે લખેલી આ પંક્તિઓ જુઓ :

મલકાતી લીલાવતી ત્યાં જ ઊભી રહી કહેતી "આ જ પરલોક !"
કહી કરતી અગ્નિપ્રવેશ, ગાતી ઊંડું "પિતા કરો શો શોક ?"
એ હુતાશનીમાં જ્વલતી,
નિર્વિકલ્પ સાથે ભળતી,
અવ્યક્ત ગાન કંઈ કરતી,
એ રાખ – ખાખ થઈ જતી, વિશ્વની રાખ માંહી એ ભળતી,
મને સાન કરી, કરી ગાન, બતાવી સ્વધામ, દૃષ્ટિથી ખસતી.
મુજ ભરાઈ રાખથી આંખ,
થઈ ગયું વિશ્વ સઉ ખાખ
પડી કપાઈ આંખની પાંખ
અંધારું એકાકાર
સઉ પાસ થયુ ખડું આમ,
ત્યાં ઊભી સુવર્ણમસાલ હાથમાં લઈ લીલાવતી મ્હારી,
મને વાટ બતાવતી, રમ્ય તેજ ત્યાં નાંખી.
એ ઐહિક માર્ગ બતાવે,
પરલોક–નિસરણિ ચ્હઢાવે,
નવી યોગ–દૃષ્ટિ ઉઘડાવે,
નવુ ભાન જૂનામાં આપે,
એ ભસ્મરાશિમાં નવી વિભૂતિ બતાવી, લીલાવતી ઊભી;
કહે "તાત ! ધરો નવું ભાન, નયન–સંસાર સમૂલક ભૂલી !"×

* ગોવર્ધનરામ : "સાક્ષરજીવન" — પૃ. ૪૦
× ગોવર્ધનરામ "લીલાવતી જીવનકલા" – પૃ. ૧૪૯

કૅન્ટ, શેલી અને વેદાન્ત ત્રણે મેળવીને આમ ગોવર્ધનરામે એક નાજુક ચિત્ર સર્જ્યું છે. તેમાં વેદાન્તનું તત્ત્વજ્ઞાન સ્વજનશોકનું હૃદયભેદક કાવ્યસ્વરૂપ ધરે છે. તત્ત્વજ્ઞાનમાંથી જન્મેલ આર્ષ દર્શન અને બલવતી ભાવાવસ્થિતિ અહીં મળીને એવાં એકરૂપ થયં છે કે તેવાં કદી પહેલાં ગુજરાતી કવિતામાં થયાં ન હતાં. મણિલાલ નભુભાઈનાં કાવ્યોમાં તેમ જ તેમની નવલકથા 'ગુલાબસિંહ'માં તથા મણિશંકર ભટ્ટનાં કાવ્યો અને ભજનોમાં તત્ત્વવિષયક ભાવના જીવનના ઉચ્ચતમ મંગલના રૂપમાં પલટાઈને જુદી જુદી રીતે સર્જક તત્ત્વ બને છે. નરસિંહરાવમાં સર્વત્ર અને કલાપીમાં પણ ઘણી વાર એ તત્ત્વવિષયક ભાવનાની હાજરી વર્તાય છે. રમણભાઈ (૧૮૬૮–૧૯૨૮) પ્રાર્થના સમાજની આસ્થાને તર્કશુદ્ધ કરવાના યત્ન દરમિયાન સ્વતંત્ર તત્ત્વવિચારણા યોજે છે વર્ડ્ઝવર્થનાં પ્રબળ સંસ્મરણો તજ્જ્ઞ વાચકમાં જગાડે એવી રીતે નરસિંહરાવ અને કલાપીનાં પ્રકૃતિકાવ્યોમાં વિશ્વ સાથે મનુષ્યના ઐક્યસંબંધનું અભિનવ સાનંદાશ્ચર્ય અનાવરણ થાય છે :

"ચિદાત્માની સંજ્ઞા કુદરત પ્રભુની પ્રતિકૃતિ,
અરીસો તેનો આ જનહૃદયની લાગણી વળી;
પ્રતિ સૃષ્ટિલીલા કશી જનસ્થિતિનો પ્રતિધ્વનિ,
મનુષ્યોની સાથે કુદરત બની ગ્રન્થિત નકી.
લૂખી ઉદ્ભિદ્‌વિદ્યા, સુકી સુકી વળી ઓષધિ બધી
જહીં સુધી તેની કૃતિ જનસ્વભાવે નવ મળી;
અહીં આ ઊગે, ને તરુ વળી તહીં આ ન ઊગતું
કવિતા વિના એ મુજ દિલ ગણે શુષ્ક સઘળું."*

પ્રકૃતિ અને મનુષ્ય વચ્ચે પાયાનું ઐક્ય છે, અને પ્રકૃતિજ્ઞાનનું અંતસ્તત્ત્વ મનુષ્યના આંતર જીવન પર અસર કરે જ – એ અંતસ્તત્ત્વ અવશ્ય પ્રજ્ઞા અને કવિતા બને. તેથી જ કોકિલની ગાનનદી સાંભળી નરસિંહરાવ આનંદાવેશમાં આવે છે :

"ચાલો પ્રિય ! સુણિયે એ મીઠી,
મેં મધુરી ગાનનદી દીઠી,
ચળકંતી ચાલે જે પેલા ચંદમાં રે,
ગાતી છંદમાં રે;
વ્હાલી સાંભળ પેલી કોયલડી તરુવૃન્દમાં રે."

વિશાળ કલ્પનાશ્રયી તીવ્ર સંવેદનશીલતામાં, ઊર્મિઓ તથા ભાવોનાં સર્વ ચક્રપ્રતિચક્રોના ચિત્રણમાં મહાન 'સરસ્વતીચંદ્ર'ને ટપી જાય એવું કશું નથી. આ લક્ષણ થોડેવત્તે અંશે તે સમયના આગળ પડતા બધા લેખકોમાં છે. 'પ્રજ્ઞા તથા વિદ્યા સૌને કાલ્પનિક ભાવસંવેદનના કાર્યમાં તેઓ જોતરી લેતા.

સર્જનનું આ સઘળું ક્ષેત્ર તત્કાલીન સાહિત્યની કૌતુકરાગી ભૂમિ બતાવે છે. એમાં સમાય છે અભિનવ અનુભવનો અહોભાવ, પ્રકૃતિ સાથે મનુષ્યનો ઐક્યભાવ, વાસ્તવિક જીવનના આભ્યંતરની-સમજ,

* કલાપી : "કેકારવ" – 'મનુષ્ય અને કુદરત'

જીવનનાં પ્રાથમિક મૂલ્યો સ્થાપતી નવી તત્ત્વવિચારણા, સામાન્યત: સખત સંકુચિત હિંદુ જીવનના સૌંદર્યનું અનાવરણ, ભૂતકાળનું સ્વપ્ન અને ભવિષ્યનું આર્ષદર્શન. આ સૌ છતાં તે પાયો ભાગ્યે જ ક્રાન્તિકારી ગણાય. ક્રાન્તિકર થવા કલાપી અને કાન્તમાં પ્રયત્ન દેખાય છે, પણ તે વ્યર્થ. કલાપી મધ્યયુગીન કાઠિયાવાડમાં બ્રિટિશ દેખરેખ હેઠળ એક નાનકડા રાજવી હતા – ઇટલીવાસી કે ઇગ્લંડવતની બાયરન જેવા ન હતા. કાન્ત એવા કુટુંબરત હતા કે ધર્મપરિવર્તનમાં થતી આંતર વેદના શૌર્યથી સહન કરવા માટે શક્તિ તેમનામાં ન જ હોય. સમાજ આખો જ્ઞાતિશાસિત, પ્રણાલિકાબદ્ધ, સદંતર સંરક્ષણશીલ હતો. મણિલાલ નભુભાઈ તથા ગોવર્ધનરામને સમાજને સમજાવીને જીવન તથા સત્યની ઊંચી કક્ષાએ ચઢાવવાની ઇચ્છા ખરી, પણ તે સારુ લાતાટવાની નહિ. નેતૃત્વનાં ને પેગંબરપણાનાં જે લક્ષણો આપણે વિવેકાનંદ ને ગાંધીજીમાં જોઈએ છીએ તે તેમનામાં ન હતાં. પ્રાર્થનાસમાજ પ્રણાલિકા સામે યુદ્ધે ચઢેલી ખરી, પણ માનવ સંબંધો પરત્વે એ તત્ત્વતઃ તો ચોખલિયા હતી. કલાને નામે નીતિના પ્રાથમિક સિદ્ધાંતોની કશી છેડતી પ્રાર્થનાસમાજ સાંખે એમ ન હતું. ઇશ્વરની કૃપા ભક્તિ ને સત્કાર્યને માર્ગે જ મેળવી શકાય. સમાજસુધારણાની ગમે તેટલી ધગશ છતાં રમણભાઈ કે નરસિંહરાવ ક્રાન્તિકર બને એમ ન હતું. એ સૌ 'ફ્રેન્ચ રેવોલ્યૂશન' ભણેલા તો સાથે રોમનો ઇતિહાસ અને બ્રિટિશ બંધારણનો વિકાસ પણ ભણેલા; બાણ ને શેલી ભણેલા તો સાથે કાલિદાસ ને ઉત્તર વર્ડ્ઝવર્થ પણ ભણેલા. આ રીતે, ગુજરાતની કૌતુકરાગિતા એટલે જીવનના મનુષ્યવ્યક્તિ ને મનુષ્યસમાજની કૃતિના હેતુઓના, ઊંડેરા ને ભર્યાભર્યા ભાનરૂપે ગુજરાતી સંવિત્‌ની ઉદ્ભૂતિ. નર્મદાશંકરમાં તથા પરદેશી સૂફીવાદ ધારણ કરનાર બાળાશંકરમાં કૌતુકરાગી ઓળા પડે છે. તે બાદ કરતાં આ કૌતુકરાગિતા સર્વત્ર પવિત્રતાની છાપવાળી છે. નાનાલાલનાં કવિત્વમય નાટકોમાં છેવટે એની પરાકાષ્ઠા આવે છે.

પોતાની ઊછળતી તરંગસૃષ્ટિને યોગ્ય સાહિત્યરૂપો અને ભાષા આ લેખકોએ ઘડયાં. સરસ્વતીચંદ્રનું સંવિધાન મનુષ્યકૃત સ્થાપત્યનું નથી, પણ ગિરનાર જેવું અબદ્ધ ને ઉચ્ચ, શિખર પર શિખર, એક પછી એક ઝઝૂમતાં હોય તેવું, જીવનવૈવિધ્યનાં તટપ્રદેશો તથા ધામવાળું છે. એની ભાષાનો મહાકાય પ્રતિઘોષમય પ્રવાહ એક વાર મૅકોલેનુ, તો એક વાર રસ્કિન કે કાર્લાઈલનું, ને વળી સર ટૉમસ બ્રાઉનનું સ્મરણ કરાવે છે. નાનાલાલની (૧૮૭૭ – ૧૯૪૬) પ્રતિભાને એવું એક લયરૂપ મળી આવ્યું કે તેમાં તેમની ભાષાનું સમપદે સ્વતંત્રતાથી વહન થતું, અને માત્ર કલ્પનાભૂમિ પર એમનાં ઊર્મિલ કવિત્વમય નાટકોનું રંગાવતરણ ઉત્તમ થઈ શકતું. ઊર્મિકાવ્ય તથા ઊર્મિલસિત વૃતાન્તકાવ્ય અર્થે અનુનેય માધ્યમની શોધમાં નવીન છન્દો ને છન્દમિશ્રણો એ સૌએ ઉપજાવ્યાં, ભાષા નવસૌન્દર્યને પામી : નરસિંહરાવ ને મણિશંકરમાં સ્વરૂપવાન, કલાપીમાં સરળ અને સહજ, નાનાલાલમાં મનોહર અને ગોવર્ધનરામમાં ઉન્નતભવ્ય. નરસિંહરાવ અને મણિશંકરે પોતાનાં ઘણાં કાવ્યોમાં અનશુદ્ધ, સંયમિત તથા રૂપદષ્ટિએ સંવાદી રહેવા પ્રયત્ન કરેલો, અને કાવ્યવસ્તુના વિનિયોગમાં તેઓ સૌષ્ઠવપરાયણ લાગે છે. પરંતુ તેમનું વસ્તુ – તેમનો કાવ્યવિષય તથા તેનો દેહ ઘડનાર કલ્પનાસૃષ્ટિ – કૌતુકરાગી છે : જ્યાં તેઓ સૌષ્ઠવરાગી જણાય છે ત્યાં સહેતુક પસંદગીથી તેમ થયા છે – સાહજિક વલણોના બળથી નહિ. એ સૌષ્ઠવરાગી શૈલીએ તેના નાવીન્યમાત્રના બળે તેમને આકર્ષેલા. તેમાં દિવેટિયા તો ભાષાપંક્તિ લેખે એવા અતિશય ચીવટવાળા હતા કે અન્યથા લખતાં પણ તેમનાથી નિર્બન્ધ લખાય નહિ. કદાચ એમ પણ હોય કે કાન્ત, વા દિવેટિયામાં, કોઈને અવશ કરતી પ્રતિભા ન હતી.

## (૨)

આ સાહિત્યપ્રવાહ પરત્વે ગુજરાતી વિવેચનનું વલણ કેવું હતું તે હવે જોઈએ. કવિ, વિવેચક, ફિલસૂફ, વૈજ્ઞાનિક, અર્થાત્ જીવનક્રમનો સાક્ષી બની એના રસનું ઊંડાણ પામવા માટે નિર્લેપ, નિઃસ્વાર્થ તથા સ્વતંત્ર રહી એ ક્રમનો નિદિધ્યાસ કરનાર હરકોઈ પંડિતબુદ્ધિ પુરુષ, એને ગોવર્ધનરામ સાક્ષર કહેતા: "પ્રવાહ, તટ અને પ્રવાહનો ગુણાનુરાગી સાક્ષર સાક્ષી એ ત્રિપુટીના સંયોગથી સાક્ષર જીવન આવિર્ભાવ પામે છે. એ સંયોગવાળું જીવન એ જ સાક્ષરજીવન, એ જ contemplative life, એ જ literary life, એ જ philosopher's seclusion, એ જ scientific menની laboratory માંનું જીવન, એ જ ઘટપટથી ભરેલી કોટડીમાં નૈયાયિકનું જીવન, એ જ યોગીઓનો યોગ અને એ જ વેદાન્તનું સ્વાનુભૂતિ જીવન." *

પ્રતિભાશાળી પુરુષની દૃષ્ટિ વસ્તુને વીંધી પરને પહોંચે છે. અસામાન્ય તીક્ષ્ણતાવાળી વેદનશીલતા તેનું અનોખું લક્ષણ છે. ક્વચિત્ તર્કપ્રક્રિયાદ્વારા એ સૌંદર્યનું દર્શન કરે, પણ મુખ્યત્વે તો સાહજિક જ્ઞાનથી જ. જેને સૌંદર્યનું સાહજિક જ્ઞાન થાય તે 'ચમત્કારદ્રષ્ટા', અને મહાન વૈજ્ઞાનિક તે 'ઉત્સર્ગદ્રષ્ટા.' પ્રકૃતિના સેન્દ્રિય બંધારણમાં વૈવિધ્ય ને વ્યક્તિના વિકસાવવાનું વલણ છે તે એવા પ્રતિભાશાળી પુરુષના અસ્તિત્વથી પ્રતીત થાય છે. સંવેદનપટુત્વ એ એની સર્જક પ્રતિભાનું પ્રાણભૂત તત્ત્વ છે. આદર્શ ધર્મની શોધના પ્રયાણમાં આવશ્યક પ્રેરક બળ એ સંવેદનશીલતાથી મળે છે. "The modest limits of the real world fail to slake his thirst for the delight of beauty, for the raptures of the sublime." બેકનના મૂળ વિચારને ઓગણીસમી સદીના વિવેચકોએ પરિશોધિત કરી આ રીતે દર્શાવ્યો છે. અનુસ્થાનુકૃતિમાં હૃદયની ઇચ્છાનુસારના આદર્શ જ મૂર્તિમંત થાય છે, ને હૃદયની ઇચ્છાનો આધાર મોટે ભાગે લેખકના લાગણીબળ પર છે. વિવેચક પણ સાક્ષર તો છે, પરંતુ સામાન્ય રીતે એ સર્જક પ્રતિભા ધરાવતો હોતો નથી, એની પ્રજ્ઞા નીરક્ષીરનો વિવેક કરે છે. બારીક પૃથક્કરણ વડે લક્ષણો શોધી કાઢે છે, અને પ્રકૃતિરસનું દર્શન કરાવનાં હોય તે અનુસાર કર્તાઓ તથા કૃતિઓનું મૂલ્યાંકન કરે છે.

'એ [લક્ષણદ્રષ્ટા] તો પાસે થઈને જતા આવના પુસ્તકપ્રવાહનાં—તેમના અર્થના અને રસના પ્રવાહનાં તત્ત્વોનું પૃથક્કરણ કરે છે, એ પુસ્તકોમાં લખેલાં લક્ષણો ધરનાર વસ્તુને પુસ્તક બહારની લક્ષ્યસૃષ્ટિમાં શોધે છે, અને તેમાં એ લક્ષણોનો આવિર્ભાવ જાણી લે છે. આવી રીતે લક્ષણદ્રષ્ટા પ્રથમ પુસ્તકપ્રવાહ ઉપર દૃષ્ટિ કરી પછી લક્ષ્ય પદાર્થ ઉપર દૃષ્ટિ નાખે છે. મહાત્માઓનાં વાક્યોના બોધની યથાર્થતા તેઓ, શ્રવણ મનન આદિ સર્વ ક્રિયાઓથી અથવા દેશકાળ પ્રમાણે તેના જેવી જ બીજી ક્રિયાઓથી, ગ્રહી લે છે અને પ્રક્રિયાથી ઉદ્ભૂત થએલી નવી સૃષ્ટિને આ અર્થયથાર્થગોચર સૃષ્ટિના જીવરૂપે સ્ફુરતી આ લક્ષણદ્રષ્ટાઓ દેખે છે—તેના સાક્ષી થાય છે. દેખીતા સંસારના પ્રવાહ નીચે આવી રીતે લક્ષણદૃષ્ટિથી નવા પ્રવાહો ગોચર થાય છે. લક્ષણદ્રષ્ટા પ્રથમ લક્ષણ જોઈ લે, પછી તેનું વિષયભૂત લક્ષ્ય જુવે અને અંતે લક્ષણ વડે લક્ષ્યને સંસ્કારી કરે."×

* ગોવર્ધનરામ : "સાક્ષરજીવન" – પૃ. ૬૬

× ગોવર્ધનરામ : "સાક્ષરજીવન" – પૃ. ૬૫

જો એ પૃથક્કરણપરાયણ વિવેચક હશે તો ગોવર્ધનરામની પરિભાષામાં તે 'લક્ષણદ્રષ્ટા' થવાનો; જો એ સૌંદર્યનું સાહજિક સમસ્ત દર્શન કરનાર હશે તો તે 'લક્ષ્યદ્રષ્ટા' થવાનો. કલાકારનું તેમનું નીચેનું વર્ણન રસજ્ઞ વિવેચકને પણ લાગુ પડશે :

"કલાભિજ્ઞ બુદ્ધિઓ પણ લક્ષ્ય જોનારી જ છે."

"ચિત્રકાર અને ગાયક, કવિ અને નવલકથાકાર, ઇત્યાદિ વર્ગ લક્ષણદ્રષ્ટા હોય છે પણ ખરા અને નથી પણ હોતા, પણ તેઓ કલાભિજ્ઞ તો હોય છે જ. તેમને ઉત્સર્ગમાળાની અપેક્ષા આવશ્યક જ નથી અને એમ અપેક્ષાહીન રહી તેઓ લક્ષ્યદ્રષ્ટા થાય છે ત્યારે લક્ષ્યપ્રવાહના હૃદયરૂપે સ્ફુરતા પણ પ્રાકૃત જનને અદૃશ્ય સાૈંદર્યાદિ ચમત્કારોના પ્રવાહનાં પ્રતિબિમ્બના આ દ્રષ્ટાઓ ગ્રાહક બને છે."*

સાહિત્યનાં રૂપલક્ષણ નહિ, પણ પંડિતબુદ્ધિઓના પ્રકાર અને તેમનાં વિલક્ષણ કાર્યો પાયામાં રાખીને સાહિત્યવિમર્શનો પ્રથમ મૌલિક માર્ગ અહીં ગોવર્ધનરામ દર્શાવે છે. પણ વિવેચનનાં આ મૂળ આપણે સ્વાભાવિક રીતે ધારીએ તેવાં પાંગર્યાં નથી એ આશ્ચર્યકારક છે. આ સમયના મહાન વિચારક મણિલાલ નભુભાઈ સંરક્ષણપરાયણતાના એવા તો ભારે વકીલ થઈ પડેલા કે એમને હાથે નવીન અર્પણ આ ક્ષેત્રમાં થાય તેમ સંભવતું ન હતું. એઓ મોટે ભાગે મમ્મટ અને અન્ય ભારતીય કાવ્યશાસ્ત્રીઓનું અનુસરણ કરે છે, છતાં એ નોંધપાત્ર છે કે એ શાસ્ત્રીઓ પૈકી સૌથી પ્રતિષ્ઠિતોએ કર્યું હતું તેમ મણિલાલ 'ધ્વનિ'ને ઉચ્ચતમ સ્થાને સ્થાપતા નથી. એમને મતે 'ધ્વનિ' એ કાવ્યનુ અગત્યનુ તત્ત્વ તો છે જ, પણ તેના વિના ય ઉદાત્ત કવિતા સંભવે છે. ધ્વનિનું સ્થાન કાવ્યનુ વક્તવ્ય, એનુ ધીતત્ત્વ, એમાં સમાયેલું જીવનનું પર્યેષણ લઈ શકે. અર્થાત્ કાંઈ મૂલ્યવાન વિચારગર્ભ વિના મહાન કવિતા સંભવતી નથી. પ્રો. બ. ક. ઠાકોર પણ કવિતામાં વિચારગર્ભ માગે છે ને તે જ કારણે કહે છે કે કાવ્ય વસ્તુપરાયણ અને તાદૃશ જોઈએ – આદર્શપરાયણ અને અસ્પષ્ટ નહિ. આ બાબતે મણિલાલ તેમના પુરોગામી છે. એ કહે છે કે તત્ત્વતઃ સૌ રસાસ્વાદ એકરૂપ છે : એની ઉચ્ચાવચતાનું મૂળ જે ઉપાદાનથી કાવ્ય જન્મ્યું તે છે.× કવિતામાં આથી કરીને લક્ષ્ય જોતાં આદર્શીકરણ ને કાર્ય જોતાં ઉદાત્તીકરણ હોવાં જોઈએ. કવિપ્રકૃતિની વિલક્ષણતા તથા કવિકાર્યની પવિત્રતા એ સ્વીકારે છે – જેમ વિશાલતર પાયા ઉપર સાક્ષરો સંબંધે ગોવર્ધનરામે કર્યું છે તેમ. અહીં આવા પુરુષની લોકોત્તરતા વિવક્ષિત છે. એ પુરુષ પ્રાકૃત ગણથી નિરાળો છે.+

* ગોવર્ધનરામ : "સાક્ષરજીવન" – પૃ. ૯૭

× "કવિની કસોટી રસનિષ્પત્તિમા છે ખરી પણ અત્રે રસ શબ્દનો અર્થ જરા વિચારપુરઃસર લેવાનો છે. શૃંગાર રસ — સ્થાયી રતિની સપૂર્ણ જમાવટ થતા જ, એટલે અમુક હૃદયવાસના જાગૃત કરવાથી જ કવિનું કવિત્વ સિદ્ધ થઈ જતું નથી, એ રસ કેવી રીતે ઉપજાવવામા આવે છે એ પણ ધ્યાનમાં લેવાની બાબત છે. રસ અર્થાત્ આનંદ સર્વત્ર એક રૂપ છે, એમાં સ્વતઃ ઉચ્ચનીચતા રહી નથી. એ ઉચ્ચનીચતા એનાં કારણોને લઈને થાય છે. કાવ્યમાં અલૌકિક અને વિશુદ્ધ આનન્દ જ આદરણીય છે, અને જે કાવ્ય આ પ્રકારનો આનન્દ આપી શકે છે તે જ સારું મનાય છે. આ આનદની અલૌકિકતા અને વિશુદ્ધિના સાધનો કવિ પોતાની પ્રતિભા વડે યોજે છે. આ રીતે કાવ્યનું કાવ્યત્વ આનંદવિશેષમાં – આનદમા અને એ આનદની અલૌકિકતા તથા વિશુદ્ધિસાધક પ્રતિભામાં રહેલું છે. આ વિશિષ્ટ આનંદને રસ કહેવામા આવે તો 'સરસ વાકય તે કાવ્ય' એ ઉક્તિ નિર્બાધ છે."

મણિલાલ 'સુદર્શન ગદ્યાવલિ"—'ગીતગોવિન્દ'

+ "કાવ્ય થવાનું નિમિત્ત અમુક પ્રકારની પ્રકૃતિમાં જ હોય છે. ગમે તેટલા અભ્યાસથી, ગમે તેટલા સાહિત્યસંગ્રહથી, કેશાથી એ પ્રકૃતિ આવતી નથી. * * જે મનુષ્યને સ્થૂલની પારનું દર્શન થતું હોય, સ્થૂલની પારની રચના કલ્પનામાં પ્રતીત થઈ જતી હોય, સ્થૂલની પારના સંબધો ઉપજાવી નવાં વિશ્વ કરવાની શક્તિ સહજ રીતે જ અર્પિલી હોય, તે વર્ગમાં કવિઓની ગણના થઈ શકે."

સુદર્શન ગ્રંથાવલિ : 'કાવ્ય'—પૃ. ૬૭૩

એને ઉત્કટ લાગણીવશતા હોય, તીક્ષ્ણ ગ્રહણશક્તિ હોય અને આદર્શનાં દિવાસ્વપ્નમાં રાચતી પ્રસન્ન બુદ્ધિ હોય. પરંતુ સરવાળે જોતાં, થોડા મોડેથી આવનાર કેશવલાલ ધ્રુવની પેઠે મણિલાલ સંરક્ષણપરાયણ સંસ્કૃતવિદ્યાનુરાગી હતા, ને અંગ્રેજીમાંથી પ્રેરણા તથા આદર્શકૃતિઓ મેળવનાર નવીન કૌતુકરાગી સાહિત્ય પ્રત્યે એમની સહાનુભૂતિ પરિપૂર્ણ ન હતી. સરસ્વતીચંદ્રના પ્રકાશનને એમણે આવકાર્યું ખરું, પણ નરસિંહરાવની કવિતા જોઈ ખેદનો નિસાસો નાખ્યો. રસસિદ્ધાંતનાં ત્રાજવાંએ એ કવિતા ભાગ્યે જ ચઢી શકે એમ મણિલાલ માનતા

છતાં રમણભાઈએ એ જ ત્રાજવાંએ એને તોળવા પ્રયત્ન કર્યો: નરસિંહરાવનાં કાવ્યોની મણિલાલે કરેલી નિંદા એમનાં જ પ્રમાણોથી યથાર્થ ઠરાવવા ધાર્યું, ને દર્શાવ્યું કે એ કાવ્યો પ્રશિષ્ટ કાવ્યશાસ્ત્રીઓને અભિમત એવાં સાચાં ધ્વનિકાવ્યો છે. ઉપરચોટિયા વાચકને એ વર્ણનાત્મક કાવ્યો જણાય, પણ વસ્તુતાએ અમુક આલંબનવિભાવના કલ્પેલાં દશ્યોથી ઊપજતા ભાવો વડે એ કાવ્યો ઝણઝણે છે. નરસિંહરાવનાં કેટલાંક ઊર્મિકાવ્યોની રમણભાઈએ શ્રમ લઈ સમીક્ષા કરી, અને પ્રણાલિકાવાદીને સ્વીકૃત પરિભાષાદ્વારા તેમના આલંબનવિભાવ, ઉદ્દીપનવિભાવ, સ્થાયિભાવ, સંચારિભાવ તથા અનુભાવનું પૃથક્કરણ કરી બતાવ્યું. કથાત્મક કવિતા અને નાટક બાદ કરીએ તો, આવો શ્રમ કરવો તે એવું અત્યંત ઝીણવટવાળું ને નર્યું વિદ્યાવિલાસનું કાર્ય છે કે જીવંત વસ્તુરૂપ ભોગ્ય કાવ્ય ઘણી વાર વીસરી જવાય છે. કોઈ તાત્કાલિક લાગણીનો આવેશ, વાયુલહરીની ગતિ, કે કોકિલનો મોહક સ્વર – એવું કાવ્યકારણ હોય તેવાં નાજુક ઊર્મિગીતો સબંધી રમણભાઈનો આવો પ્રયત્ન તો લગભગ વનસ્પતિવિદ્યાવિષયક પ્રયોગ બની જાય છે. સંભવતઃ રમણભાઈ પણ આ સમજતા, ને તેથી નરસિંહરાવની મૌલિકતા તથા મહત્તા દર્શાવી તેનું સમર્થન કરવા અન્ય ને અચલ ભૂમિકાનો આધાર લેતા પરિણામે તે તત્ત્વશોધક વિવેચક બનવા પ્રેરાયા, ને એ યુગના કૌતુકરાગી સત્ત્વનું વિવરણ એમણે કર્યું. મમ્મટ ઉપરાંત અભિનવગુપ્તનો એમણે અભ્યાસ કરેલો, તેમ જ બાણુ ને ઍરિસ્ટોટલ ઉપરાંત વર્ડ્ઝવર્થ ને શેલીનો પણ કરેલો.

પ્રશિષ્ટ કાવ્યશાસ્ત્રીઓની માફક મણિલાલ ને ગોવર્ધનરામ બંને, જેના વિના કાવ્ય સંભવતું નથી તે કવિપ્રતિભાની વિલક્ષણતા સ્વીકારે છે; તેમ એ પણ સ્વીકારે છે કે કવિપુરુષ સૂક્ષ્મ સંવેદનશીલતાવાળો હોવો જોઈએ. પરંતુ રમણભાઈ આગળ જઈ ઉમેરે છે કે સાચા કવિમાં ઉત્કટ સ્વગત ઊર્મિ હોવી જોઈએ, ને સાચું કાવ્ય તત્ત્વતઃ ઊર્મિકાવ્ય – રાગધ્વનિકાવ્ય હોય છે., કાવ્યના એક કાર્ય માટે રસ શબ્દ પર્યાપ્ત ગણાય: કૌતુકરાગી ને કથાત્મક એટલે કે પરલક્ષી કાવ્યમાં તથા રાગધ્વનિકાવ્ય એટલે કે સ્વાનુભવરસિક કાવ્યમાં આસ્વાદ પમાય છે તે લક્ષણનું ગ્રહણ રસ શબ્દથી થાય છે પરંતુ સાચું કાવ્ય 'અન્તર્ભાવપ્રેરિત'— કવિના સ્વગત ભાવથી નીપજેલું હોય છે, ને તે દર્શાવવાને 'રસ' કરતાં 'રાગ' શબ્દ વધારે ઉચિત છે. સૌ ઊર્મિજન્ય કવિતા રાગધ્વનિકાવ્ય છે.* અને રાગધ્વનિ કાવ્ય જ ઉત્તમ કવિતાજાતિ છે. આ જ અભિપ્રાય વર્ડ્ઝવર્થ ને શેલી (પણ કોલરિજ

* જેમ 'લિરિક' શબ્દથી સુચવાય છે તેમ રાગધ્વનિકાવ્ય એ પદથી રમણભાઈ પણ કાવ્યના ગીતમય દેહનું સૂચન કરવા ઇચ્છે છે, એ ધ્યાનમાં રાખવું ઘટે છે.

'સંગીતના અર્થની સાથે આ શબ્દ 'હૃદયના ભાવ' એ અર્થનો પણ વાચક છે. Lyricની જ માફક કાંઇક રૂઢિથી અને કાંઇક સ્વભાવથી, વસ્તુસ્થિતિથી 'રાગ' શબ્દમાં 'હૃદય પર અસર' આટલું અર્પિત છે માટે જ તેના બે અર્થ થાય છે. તેથી Lyric શબ્દનો અર્થ 'રાગધ્વનિ કાવ્ય' આ શબ્દથી ઘણી સારી રીતે સમજાશે.—
"કવિતા અને સાહિત્ય" ભાગ—૧, પૃ. ૧૪.

નહિ) જેવા ઓગણીસમી સદીના અંગ્રેજ કૌતુકરાગીઓએ દાખવેલો છે, ને પાછળથી ડ્રિંકવૉટરે તે જ મતનું પ્રતિપાદન કર્યું છે. 'ઊપજેલા ભાવનો સ્મૃતિબળે સંગ્રહ તે કાવ્ય' એવી વર્ડ્ઝવર્થે કરેલી કવિતાની વ્યાખ્યા રમણભાઈને અભિમત છે. કથનાત્મક કે નાટ્યાત્મક કવિતાનું પણ યથાર્થ મૂલ તો કવિના સ્વકીય સંવેદનમાં છે. 'પૅરેડાઈઝ લૉસ્ટ' અથવા રામાયણની પ્રારંભિક પ્રેરણા તો કવિભાવમાંથી, કવિવ્યક્તિમાંથી મળેલી છે, ને આપણને દૃષ્ટિગોચર થાય છે તે મહાલયનું શિલ્પ તો પાછળથી કવિની બુદ્ધિ તથા કલ્પના (અગર તર્કશક્તિ કે સર્જનશક્તિ) વડે ઘડાયેલું છે. ખરા રાગધ્વનિકાવ્યમાં કારીગરી નહિ જેવી જ હોય છે. પ્રેરણાની પધરામણીઓ જવલ્લે થાય ને અલ્પથાયી હોય. તેથી રાગધ્વનિકાવ્ય ટૂંકાં હોય છે. કાવ્યનું હાર્દ — તેનો આત્મા — ભાવોર્મિ શબ્દસ્થ થાય છે તે તો કલામય આર્વિભાવ અર્થે અનિવાર્ય એવી, સરખામણીએ પ્રસન્ન સ્થિતિ કવિની હોય ત્યારે. કાવ્યનું કલેવર તેના આત્માની તુલ્ય છે. એ છે રાગધ્વનિ કાવ્ય — કવિતાની ઉત્તમ જાતિ. 'કવિનો પૃથક્ સ્વભાવ એ જ કવિતા ઉત્પન્ન કરે છે કવિના સ્વભાવની છાપ સ્વાનુભવરસિક કવિતામાં વધારે ઊંડી ને વધારે સરળ હોય છે. …… એ માટે સ્વાનુભવરસિક કવિ કવિવર્ગમાં શ્રેષ્ઠ છે. તેની રચનામાં કવિતા સંપૂર્ણ સ્વરૂપે પ્રકાશે છે."*

આ સૌ ચર્ચા દરમિયાન વ્યક્તિમત્તાને અગત્ય આપવી એ હેતુ સ્પષ્ટ જણાય છે. મનુષ્યનું વ્યાવર્તક વ્યક્તિત્વ તેની સમસંવેદનની શક્તિ અને પ્રકાર ઉપર અવલંબે છે સર્વે વિશદબુદ્ધિ પુરુષોને જગતનુ વસ્તુગત સત્ય એકસરખું દેખાય છે. પરંતુ વસ્તુજગત પ્રતિ ઊપજતો ભાવવિકાર મનુષ્યે મનુષ્યે ભિન્ન હોય છે. તેથી જ કવિતા શક્ય બને છે ને વિજ્ઞાનથી વિગુણ રહે છે. "ચિત્તક્ષોભ તો દરેક મનુષ્યને થાય છે અને કલ્પના પણ દરેક મનુષ્યને હોય છે; પણ કવિમાં તે વિશેષ જાતનાં થાય છે. સરસ વાણીમાં તેમનુ ઉચ્ચારણ કરવાની કલા એ વિશેષ તો આ ઉપરાંત."× પ્રકૃતિની કલ્પનાશ્રયી અનુકૃતિ તે કવિતા, પણ યાદ રહેવુ જોઈએ કે રમણભાઈને કલ્પના શબ્દથી તર્કશક્તિ કે સર્જક શક્તિ અભિપ્રેત છે — નહિ કે વસ્તુતઃ થયેલા વા કલ્પેલા અનુભવનુ હાર્દ પોતામા સંગ્રહનારી શક્તિ. કલ્પના તથા અનુકૃતિ કાવ્યરચનાનાં કરણો છે, સાચા કાવ્યનુ મૂળભૂત લક્ષણ જે સ્વયંભૂપણાનો ગુણ તેનો નિર્દેશ કલ્પના અને અનુકૃતિ વડે થતો નથી.+ એ ગુણ તો સૂક્ષ્મતમ લાગણીવશતા ધરાવતા જ પુરુષના ભાવવિકારમાં શક્ય છે. ઍરિસ્ટૉટલ—જેવો તેને રમણભાઈ તથા ઘણા યુરોપીય પંડિતો સમજ્યા હતા તેવો — ઍરિસ્ટૉટલ અને બેકન આ અર્થે પૂરતા નથી. એ બેનો સમન્વય કરીએ તે પણ પૂરતું નથી. રમણભાઈને સંતોષી શક્યા માત્ર વર્ડ્ઝવર્થ અને શેલી : "Poetry is emotion recollected in tranquility (વર્ડ્ઝવર્થ) "Poetry is the record of the best and the happiest

* "કવિતા અને સાહિત્ય," ભાગ ૧ લો — પૃ. ૫૭ — ૫૮

× "કવિતા અને સાહિત્ય" ભાગ ૧લો – પૃ. ૨૧

+ "કલ્પના અને અનુકરણને અંત ક્ષોભના સાધનભૂત કહ્યા છે. કારણ, કલ્પના અને અનુકરણ એ કવિતા ઉત્પન્ન કરતાં નથી, પણ કવિતા રચવાની કલાના અગ છે. કલાના વ્યાપાર એ તો મનની ઇચ્છાને આધીન છે; બોલાવેલા આવે છે અને કાઢી મૂકેલા જાય છે. અત ક્ષોભ સ્વતન્ત્ર છે" — "કવિતા અને સાહિત્ય," ભા. ૧ – પૃ. ૧૨

. "Poetry, as has been said, differs in this respect from logic, that it is not subject to the control of the active powers of the mind, and that its birth and recurrence have no necessary connection with the consciousness or will"

—Shelley · "Defence of Poetry",

moments of the happiest and best minds" (શેલી). શેલીએ કરેલી કવિની આ વ્યાખ્યામાં કવિની મહત્તા જ નહિ, તેની સદ્વૃત્તિ પણ ગર્ભિત છે. આ મહત્ત્વ તથા મંગલકારિત્વ રમણભાઈની કાવ્યચર્ચામાં પ્રતિબિંબિત છે ને યોગ્ય રીતે વિસ્તારેલાં પણ છે. કાવ્યસર્જનની પ્રેરણા સમયે ઉત્પન્ન થતી માનસ અવસ્થિતિ, શેલી કહે છે તેમ, 'હરકોઈ નીચ કામના સામે યુદ્ધે ચડેલી હોય છે. સદ્‌ગુણ, સ્નેહ, સ્વદેશભક્તિ તથા મૈત્રી વિષેનો ઉત્સાહ આવી ભાવસ્થિતિઓ સાથે સંકલિત હોય છે. એ ભાવ પ્રવર્તતા હોય ત્યારે જીવ જેવો છે તેવો દેખાઈ આવે છે — જાણે વિશ્વ આગળ પરમાણુ.'*
રમણભાઈની ( તેમ જ નરસિંહરાવ દિવેટિયાની ) વિવેચનાગત વૃત્તિમાંનું આ તત્ત્વ વિસરાય નહિ એ આવશ્યક છે, કેમ કે એમની સાહિત્યકૃતિઓમાં ખરી સુનીતિના પક્ષનું વલણ છે તે એનાથી સમજાય છે. વ્યક્તિમત્તા વિના કાવ્ય સંભવે નહિ. વ્યક્તિમત્તાના સ્વાતંત્ર્યનો સ્વીકાર કરવો અવશ્ય, પરંતુ વ્યક્તિમત્ પ્રકૃતિમાં થતા ઊર્મિસ્ફુરણો ત્યારે જ સાચું કાવ્યત્વ ધારવે જ્યારે તેમનો ઉદ્‌ભવ જીવનની મહાન ભાવનાઓ— સત્ય, ઉદાત્તતા, સૌંદર્ય, ભવ્યતા વગેરેને અનુલક્ષીને થયો હોય.

"કવિતા હૃદયનો સ્પર્શ કરે છે, લાગણીને જગાડી રુચિ ઉત્પન્ન કરે છે, અને એ રીતે આનંદ આપે છે. તત્ત્વજ્ઞાન, ગણિત, પદાર્થવિજ્ઞાન, વગેરે તીવ્ર બુદ્ધિના વિષયોથી કવિતા જુદી જ રીતે મનને ગ્રહણ કરે છે. અર્થાત્ કવિતા વિચારવિષયક નહીં પણ વિકારવિષયક છે. વિકાર એટલે મનનું બદલાવું, હૃદયમાં લાગણી થવી. ભાવ ઉત્પન્ન કરાતા નથી પણ હૃદયની કોઈ સ્થિતિને લીધે આપોઆપ ઉદ્‌ભૂત થાય છે. હૃદયને વિકારયોગ્ય સ્થિતિમાં બુદ્ધિ લાવી શકતી નથી, વિકાર માટે ઇચ્છા કર્યાથી વિકાર થતા નથી. આવા વિકાર સત્ય, ઉદારતા, સૌંદર્ય, અદ્‌ભુતતા, ઉચ્ચતા વગેરે ભાવનાવાળા હોય છે ત્યારે તે કવિત્વમય બને છે."×

જો કોઈ સાહિત્યકૃતિની અસર સરવાળે અનીતિમય, નીચ કે પ્રાકૃત જણાય તો માત્ર સૌન્દર્યલક્ષી ભૂમિકા પર પણ એ કૃતિ દૂષિત ગણાવી જ. સત્ય, શૌર્ય, સૌંદર્ય, પ્રેમ, સ્વાર્થત્યાગ, એવાં જીવનનાં સનાતન મંગલોનું ચિંતન કરનાર માનસમાં સંકુચિતતા કે નીચતા ટકી શકે જ નહિ. એ માનસને માફક અવસ્થિતિ તો ઉદાત્તતા ને ઉદારતાની છે. કોઈ કૃતિનું અન્તિમ ફલ નીચ ઇચ્છાનો સંતોષ કે અંધ ઇન્દ્રિયવિકાર હોય તો કૃતિની વિભાવના પોતામાં જ કોઈ દોષપ્રદ તત્ત્વ હોવું જોઈએ. એવો સંતોષ કે વિકાર સાચો આનંદ ન કહેવાય.+

જીવનનાં સનાતન સત્યો તથા મંગલોના ચિંતન સાથે કાવ્યસર્જનની ક્રિયા ગાઢપણે સંકલિત છે એ સિદ્ધાંત રમણભાઈની વિવેચનાનું પ્રધાન અંગ છે. એવી એ ભાવનાઓ કઈ કે જેના અવિનાશી પાયા પર આ યુગના સૌ લેખકોએ પોતાનાં દિવાસ્વપ્નો તથા આશાઓની રચના કરી? આ વસ્તુજગતનું અંતર્ગત સત્ય એ ભાવનાઓનું જ બન્યું છે. જેને આપણે જીવન કહીએ છીએ તે આભાસોના અસ્તવ્યસ્ત ઢગલાને ઓથે વાસ્તવિક સત્યના અનન્ત ઓળા પડે છે તે એ ભાવનાઓના જ બનેલા છે. જીવન પાછળ વર્તી રહેલા, જીવનદ્વારા અભિવ્યક્ત થતા, તત્ત્વને જેટલે અંશે પામી શકીએ તેટલે અંશે

* Shelley : "Defence of Poetry"

× "કવિતા ને સાહિત્ય," ભા. ૧ લો. — પૃ. ૧૩

+ "કવિતા ને સાહિત્ય," ભા. ૧ લો. — પૃ. ૩૪૦

જીવન ઓળખ્યું ગણાય એ તત્ત્વ જેટલા પ્રમાણમા આપણી રગેરગે અનુભવાય અને વ્યક્તિગત સામાજિક તથા સામૂહિક જીવનમા એ તત્ત્વને પામના જેટલા પ્રવૃત્તિમય રહેવાય, તેટલી જ જીવનની મૂલ્યવત્તા ગણાય

"પદાર્થો અને બનાવો જે સાધારણ સ્વરૂપે દેખાય છે તે સ્વરૂપના દર્શનથી કવિને લાગણી થતી નથી, પણ તે સ્વરૂપની અદર રહેલી કંઈક વિશેષતા કવિને દેખાય છે, પદાર્થો ને બનાવોની પાછળ રહેલી ચમત્કારિતા કવિને દેખાય છે, ત્યારે તેને લાગણી થાય છે એ નિ સશય છે એ વિશેષતા અને ચમત્કારિતા બાહ્ય આભાસમા વસતી નથી પણ ભાવનામા વસે છે"*

ગુજરાતી સાહિત્ય કૌતુકરાગી બન્યુ, કેમ કે એણે આ ભાવનાની શોધ આદરી ગુજરાતી વિવેચના કૌતુકરાગી બની કેમ કે સાહિત્યકૃતિમા પ્રગટ થતી ભાવનાના સ્વરૂપ તથા ગુણને અનુલક્ષીને વિવેચનાએ પોતાના અભિપ્રાયો ઘડ્યા રમણભાઈ એ વિવેચનાના પૂરા પ્રતિનિધિ છે બને તેટલે બધે દરજ્જે સાહિત્ય આપણા આત્માને આ પાર્થિવ લોકથી પર ચઢાવી ઉન્નત કરવાનુ જ, એમ એ માનતા. નીચેની પક્તિઓના ગાનાર નરસિંહરાવને એમણે મુક્ત કઠે ઉત્સાહથી સત્કાર્યા એમા નવાઈ નથી, એમા એમના હૃદયનો સ્વાભાવિક ઉછળાટ છે

"હુ પણ આ જગરાન મહીં ઊભો રહી ઝાખુ,
જીવન કેરુ ક્ષિતિજ, દૃષ્ટિ વળી ઊંડી નાખુ,
નાખી નિરખુ જે દૂર સિન્ધુ પડિયો ફેલાઈ,
ને ન ગણું નિજ છાપ પડી જે આ સ્થળ માહી"×

અને માત્ર નરસિંહરાવને સન્માન્યા એમ નથી જેમ ભોળાનાથ, ભીમરાવ અને મણિશકરને તેમ ગોવર્ધનરામ, મણિલાલ, ત્રિભુવન પ્રેમશકર તથા નાનાલાલને પણ રમણભાઈએ આનદપૂર્વક વિવેક બુદ્ધિથી સત્કારેલા શોભીતી ને જુગતી દલીલબાજી અને ક્વચિત્ ગેરસમજ છતા પણ સભાન્ત રમણભાઈ એ યુગના સૌથી સ્વતત્ર વિવેચક હતા સાહિત્યરૂપોનો એ ઘણી વાર સમગ્ર તથા ઐતિહાસિક વિચાર કરતા, પણ મૂલભૂત સિદ્ધાતોની ચર્ચામા તો એમની ઉત્તમ શક્તિ પ્રકાશતી સાહિત્યનુ લક્ષણ એમણે બાધ્યુ હતુ અને સગતિપૂર્વક ને સમર્થપણે તેને સાહિત્યતુલનામા નિયોજતા એ નિષ્પક્ષ ન હતા, પણ સર્વદા સ્પષ્ટમતિ હતા, ને સાચુ સાહિત્ય એમના સ્વત્વના ઊંડાણોને હલાવી મૂકે એવી વિશાળ એમની સહૃદયતા હતી

સૌન્દર્યપ્રત્યય નરસિંહરાવ દિવેટિયાને વિશેષ મુગ્ધ કરતો ને એમનો એ વિશે ઉલ્લાસ જણાઈ આવતો એમના વિવેચનાત્મક ગુણદર્શનો બહુધા ઉમળકાથી ભરેલા અને શબ્દાવિષ્કારમા કૌતુકરાગી છે આ યુગના વિશેષતમ કૌતુકરાગી વિવેચક નરસિંહરાવ હતા એનુ યથાર્થભાન આપણને થયું લાગતું નથી એમના કેટલાક અભિપ્રાયો કાલનિકષ પર ટકી શકયા નથી એ ખરુ, પણ તેમ તો કેટલાક વિષયોમા તેમના ગુરુ નવલરામ, કે મણિલાલ, કે રમણભાઈ પણ વધુ ભાગ્યશાળી નીવડ્યા નથી સર્વત્ર નરસિંહરાવની વ્યક્તિમત્તાની છાપ વર્તાય છે — ઉગ્રવ્રત, ચીવટશીલ, નીતિના આત્યન્તિક સિદ્ધાતોને પડકાર થયો હોય ત્યારે ભભૂકી ઊઠવા તૈયાર, ઉદારચિત્ત માર્દવભર્યા અને ઉલ્લાસમય પણ ખરા સાહિત્યોપભોગમા નિર્બન્ધ

* "કવિતા અને સાહિત્ય—' ભા ૧ પૃ ૩૧૯
× નરસિંહરાવ 'સરોવરમા ઊભેલો બગ

આવેગ માટે એમના હૃદયને પ્રેમ હતો, પણ તેમનું માનસ એવું પૃથક્કરણશીલ હતું ને નજીવી બાબત પર પણ એટલી બધી વાર ફરતું કે અભિન્ન એકાકાર પરિશુદ્ધ રૂપને એમનું મન્તવ્ય પામે જ નહિ તેથી જ જ્યાં — જેમ કે પોતાના કાવ્યોમાં કે નાટ્યગ્રંથોના રેખાચિત્રોમાં — આ મનોવૃત્તિ પર આધાર રાખવાની તેમને ફરજ પડે છે ત્યાં એ ઉત્તમતાએ ખીલી ઊઠે છે નિરવધિમાની ઉર્મીમાં જ કોઈ અખંડ ભાવનું અવતરણ કરવાની આવશ્યકતા હોય ત્યારે તેમનો અન્યથા અદમ્ય વિદ્યાનુરાગ સંયમિત રહે છે અહીં એમનો કૌતુકરાગી પ્રાણ સ્વતંત્ર વિહાર કરી શકે છે ને તેથી એમનાં સાહિત્યિક રેખાચિત્રો સર્જક સાહિત્યનાં લક્ષણો ધરાવે છે પોતાના એ આહ્લાદક સંસ્મરણો લેખબદ્ધ કરવામાં વિચિત્ર સાધુ અને સાહસશીલ સાહિત્યકાર નારાયણ હેમચંદ્રથી એમણે આરંભ કર્યો, ને પુનપુના વિષે એક દિલ વલોવતો સ્મારક નિબંધ લખીને તેનું સમાપન કર્યું અંગ્રેજી સાહિત્યમાં કેરેક્ટર્સ તરીકે ઓળખાય છે એ કોટિનાં આ રેખાચિત્રો પૈકી ઘણાખરાને અંતે જે ઉદ્‌ગાર છે તે સ્નેહ, શોક, શ્રદ્ધા આદિ ભાવોથી ભરપૂર છે, તેમ જ પારલૌકિક જીવનમાં મળનાર શાન્તિ અને પરમ સુખની ઊંડી ઝંખના દર્શાવે છે

પરંતુ "સ્મરણમુકુર"ની આ નિબન્ધિકાઓ જીવનચિત્રો છે, સાહિત્યિક ગુણદર્શનો નથી સ્પષ્ટ સીધું વિવેચન કહેવાય તેવું તેમાં થોડું છે નરસિંહરાવ સ્વૈરવિહાર કરે છે એવી અન્ય કૃતિ છે 'વિવર્તલીલા' તેમનું માનસ જે વડે ઊભરાતું અથવા જેના પ્રભાવ તળે લેખક તત્કાલ હતા એવા વિવિધ વિષયો પર ઉભરાયેલા વિચારો સ્વજન સમક્ષ દિલ ખોલીને બોલાય તેમ દર્શાવનારી આ નાની સુંદર કૃતિ એક પ્રશિષ્ટ આદર્શ રૂપ છે જેમ સુમંદ દક્ષિણ વાયુ ફરી વળે તેમ આ વિષયોનું હાર્દ પામવાને કર્તા તેમને હુલાવતા લડાવતા વિહાર કરે છે, એમ કરતા કરતા સત્યની જે ઝાંખી થાય તેને છાતી સરસી ચાંપી સંવર્ધન કરે છે

"ચિત્રકારની કલાને ચિત્ર જોનારની મદદ પણ જોઈએ જ, છેતરાવા માટે તૈયાર રહેલા મન ઉપર જ ચિત્રનું પ્રતિબિમ્બ થઈ શકે છે"*

"નટની કલામાં પણ, વાણીના શબ્દોચ્ચારણ કરતાં મુખચર્યાદ્વારા અભિનય વધારે સામર્થ્ય પૂરે છે આ સામર્થ્યસિદ્ધિમાં એક કારણરૂપ અંશ શ્રવણ કરતાં દર્શનમાં વિશેષ વેગશક્તિ તે જણાય છે"×

"પણ અભિનયની મૂક શક્તિ કરતાં પણ વિશેષ, શતગુણ, સહસ્રગુણ, મૂક શક્તિ સંગીતની નિર્વિવાદ સ્વીકારાશે અર્થયુક્ત વાણીમાં પુરાયેલું સંગીત નહિ, પણ અનિપ્ત સંગીત, નાદના વિલક્ષણ સ્વરૂપ વડે જ સમર્થ અસર કરે છે મને સંગીતની આ અલૌકિક શક્તિ ઉપર બહુ શ્રદ્ધા છે મલિન સંસારના રાગદ્વેષ, હર્ષશોક,

કનડે કપટો જનમંડળના,
વળી દુષ્ટ વિકાર અમંગળતા,
અહીં પાર્થિવ જીવનને વળગ્યા,
સહુ દુઃખદ જે ન રહે અળગા

તેનો અતિ ક્લેશ નાદ વિલુપ્ત કરવાનું સામર્થ્ય એ સંગીતશક્તિમાં છે શાથી છે તે હું જાણતો નથી, જાણવાને ઇચ્છતો નથી એ સંગીત આ લોકમાં ઉત્પન્ન થાય છે છતાં પણ જીવનના દીપ્તિભર્યાં

* વિવર્તલીલા — પૃ ૬
× 'વિવર્તલીલા — પૃ ૧૪

દર્શન કરાવવાને સમર્થ છે તેથી લાગે છે કે એનુ સ્થૂલ શરીર ભૌતિક છે, પણ સૂક્ષ્મ શરીર કોઈ દિવ્ય પદાર્થનુ જ બનેલુ હશે હાલના સમયના વિશ્વવ્યાપી મહાવિગ્રહમા માનવ પ્રજાઓમા પ્રચડ વિચ્છેદ થયો છે, તે મટાડવાને દિવ્ય સગીતની ઘોષણા સ્વર્ગના ઊંચા દ્વારોમાથી પ્રગટ નહિ થાય ? મને ઘણી વાર કાઇક ઘેલી ઊર્મિ થઈ આવે છે કે હુ આકાશમા ચઢુ ને એવી અલૌકિક ઘોષણા કરી શકુ કે સર્વ માનવજાતિ એકાએક શાન્ત સ્તબ્ધ થઈ જાય, શસ્ત્રો પડી જાય, અન્યોન્ય ઐક્ય થઈ જાય ,

સુણી જે વશવર્તી બની ઠગતા
હરણા સમ અભિધતગ બધા"

સગીતનુ ઉચ્ચતમ સાર્થક્ય હૃદયોનું ઐક્ય સાધવાની તેની શક્તિમા રહ્યુ છે સગીત મનુષ્ય મનુષ્ય વચ્ચે સોનેરી સેતુરૂપ છે ,

"સગીતનુ પરમ સાફલ્ય આવા સેતુબ ધ બ ધવામા હુ માનુ છુ, મા। પોતાને જ થતા આનન્દલયમા નહિ એવી કોઈ સગીતશક્તિ બતાવશે ? અપાવશે ? વાણીમા એ સમર્થ્ય નથી વાણી વડે દલીલો કરાય, શકાસમાધાન થાય, શ્રમસાધ્ય, અસ્થાયી સતોષ મળે, પણ સગીતથી સાક્ષાત્ દર્શન – હૃદયદર્શન – સત્યદર્શન – દિવ્યદર્શન – સિદ્ધ થાય "×

કાવ્ય કરતા સગીતમા સૌન્દર્યનો વિશેષ સીધો સપર્ક થાય છે, કેમ કે કાવ્યના શબ્દો સૌન્દર્યના સીધા પરામર્શમા કંઈક વ્યવધાનકર્તા નીવડે છે સગીતમા પણ સ્વરૂપ જવનિકા અનિવાર્ય છે તેથી વિવેચક નરસિંહરાવને લાગે છે કે **सत्य शिव सुन्दरम्** રૂપા પરમ તત્ત્વનુ દર્શન મનુષ્યને અપૂર્ણ જ થવાનુ સૌન્દર્યના આનદાનુભવની પ્રક્રિયાનું એમણે બારીક સમીક્ષણ કર્યું છે

"સૌન્દર્યચમત્કારનુ ઊંડુ બીજ કુતૂહલ જ છે સૌન્દર્યના એક અશનો ઉપભોગ કર્યા પછી એનો એ ફરીથી આનદ આપી નહિ શકે – એના એ સ્વરૂપમા નહિ આપી સકે, અને તેથી જ હેનો બીજો અશ ઉપભોગવિષય થતા પહેલા હેમા નવીનતા જોવાની ઉત્સુકતા ઉત્પન્ન થાય છે અને અર્થાત્ એ બે અશો વચ્ચે કુતૂહલનો અકોડો જોડવાને માટે આવે છે એ કુતૂહલને તૃપ્ત કરનારી નવીનતા ન આવે તો આનદની શૃઙ્ખલામા સૂક્ષ્મ ન્હાના ન્હાના અકોડા પૂરા પાડે છે આ પ્રકારની પ્રવૃત્તિને વિશેષ બળ આપનારુ કારણ સુન્દર વસ્તુની અર્ધનિગૂઢ સ્થિતિ એ બને છે ચન્દ્ર વાદળાથી ઢકાયેલો હોય છે ત્યારે સવિશેષ ચમત્કાર આપે છે, લતામડપ ઉપર ગુપ્ત રહેલા મોગરાનો સુગન્ધ નાકને લગાડેલા ફૂલ કરતા વધારે આનદ આપે છે, હેનુ કારણ ક્ષણે ક્ષણે કુતૂહલ જાગૃત થઈ નવી નવી સુન્દરતાનુ દર્શન એ જ કવિતામાં પણ વ્યઙ્ગ્યનો ચમત્કાર અતિ ગૂઢતા પણ નહિ અને અતિ સ્પષ્ટતા પણ નહિ એવી અર્ધગૂઢ સ્થિતિમા જ મનાયેલો

**अर्थो गिरामपिहित पिहितश्च किञ्चिद् रत्यत्वमेति ।**

એ સુપ્રસિદ્ધ વચનમા રસનું અમૂલ્ય તત્ત્વ સમાયેલુ છે કુતૂહલથી ઉપર કહ્યુ તેમ રસપ્રવાહ ચાલુ રહે છે એટલુ જ નહિ, પણ એ કુતૂહલના ભાવથી ઇષ્ટ વિક્ષેપ આવીને કેવળ પ્રગટ સૌન્દર્યથી થતી સતૃપ્તિનો સભવ ટળે છે'+

* 'વિવર્તલીલા' – પૃ ૧૪ – ૧૬
× 'વિવર્તલીલા' – પૃ ૧૭
+ 'મનોમુકુર' ગ્રથ ૧ – પૃ ૨૬૫, ૨૬૬

જ્યારે ધારીવિચારીને નરસિંહરાવ વિવેચનનું કાર્ય હાથ લે છે, ત્યારે પોતાની વિદ્યાસંપત્તિના સઘળા સમગ્ર શસ્ત્રો સજીને એ વિષય સમક્ષ જાય છે એમની વૃત્તિ ક્યારે કડક થશે તે કોઈ કળી શકે નહિ દૂષિત શબ્દપ્રયોગ, અવતરણમાં સ્ખલન, લય વા પ્રાસમાં ક્ષતિ, આવા પાપ માટે એ નાના જ લેખકોને સખત ઠપકારે છે એમ નહિ, પણ ખબરદાર, નાનાલાલ, અને કેશવલાલ ધ્રુવને પણ (પોતાની દૃષ્ટિએ) તેમના ખોટા ખ્યાલો તથા કલાદૂષણો માટે કહી નાખે છે સંગીત પ્રત્યે પોતાને પક્ષપાત હોવાને લીધે એ ભૂલભરેલા અભિપ્રાયો બાંધી બેસે છે રાજકીય સર્જનો પ્રતિ તેમનો અભાવો સહેજે વરતાઈ આવે છે ભક્તિના વિકૃત સ્વરૂપો પ્રતિ તેમને તિરસ્કાર છે પરંતુ એમના બહોળા વિવેચનકાર્યમાં સઘળે એક સળંગ તંતુ રહેલો છે – સૌન્દર્યનો તથા જીવનની ભાવનાઓનો પ્રેમ એની સેવામાં સર્વ બૌદ્ધિક પ્રવૃત્તિનું અર્પણ એ જ એમનો પુરુષાર્થ 'ગુજરાતનો નાથ'નું શિલ્પવત્ નિબન્ધસૌન્દર્ય એમનામાં સાનન્દાશ્ચર્ય જમાવે છે, 'જયા અને જયન્ત'નું 'અપદ્યાગદ્ય' એમને અભિમત નથી અને તેના પ્રધાન આદર્શો લગભગ અશક્ય ને તેથી તરંગી ગણે છે, છતાં એ કૃતિના સમગ્રસૌન્દર્યની પ્રશંસા કરે છે આ યુગના આગળ પડતા કાવ્ય 'વિશ્વશાંતિ'ને આવકારે છે – એ સ્વદેશભક્તિપરાયણ છે તેથી નહિ, પણ તેની સ્વદેશભક્તિ રગે રગે માનવપ્રેમથી વ્યાપ્ત છે તેથી બટુભાઈ ઉમરવાડિયા કૃત 'લોમહર્ષિણી' પર એમની નજર ઠરે છે – લોમહર્ષિણી દેહધારી જાણે ઉર્વશી, પણ અપ્સરા જેમ અલપઝલપ આંખી કરાવી અલોપ થનારી! આશ્ચર્યમુગ્ધ ભાવે એ બોલી ઊઠે છે "એ લોમહર્ષિણીને હું છટકવા નહિ દઉં"

(૩)

આનંદશંકર ધ્રુવ (૧૮૬૯–૧૯૪૨) અને પ્રો બ ક ઠાકોર (જ ૧૮૬૯) કાલદૃષ્ટિએ તો નરસિંહરાવ અને રમણભાઈના નિકટવર્તી છે પરન્તુ એ બે તેમના યુગની સામાન્ય માનસ-અવસ્થિતિમાંથી થતી પરાવૃત્તિના પ્રતિનિધિ છે ધ્રુવ સર્વાત્મવાદી ને ભાવનાવાદી હતા અને સાહિત્ય તથા તત્ત્વજ્ઞાન ઉપરાંત એમને ઘણા બૌદ્ધિક રસવિષયો હતા એમણે વ્યક્તિસ્વાતન્ત્ર્યનો સિદ્ધાંત મર્યાદિત સ્વરૂપમાં જ સ્વીકારેલો ઠાકોર (જેઓ સદ્ભાગ્યે હજી આપણી વચ્ચે છે) બુદ્ધિનિષ્ઠ, વસ્તુવાદી ને જનહિતવાદી છે એમને સાહિત્ય વિશે પ્રેમ છે તેવો ઇતિહાસ તથા રાષ્ટ્રતંત્ર (polity) વિશે પણ છે વિવેચનવિષયક અભિપ્રાયોના સ્વરૂપઘડતરમાં બળ લેખે ધ્રુવ હજી પણ જીવન્ત છે વિવેચક તરીકે ઠાકોરની અસર હમણાં થોડા સમયથી ખૂબ બળપૂર્વક વર્તાવા માંડી છે ગાંધીજીએ ઉપદેશેલાં ને આચરેલાં સાદાઈ સરલતા ને અનલંકૃત સુઘડતાના આદર્શો સાથે ધ્રુવ તથા ઠાકોરનો સૌષ્ઠવપ્રેમ – એટલે કે વ્યવસ્થાશીલ સૌન્દર્ય સમુચિતત્વ પ્રસાદ એવા સૌ સ્થિર જીવનદૃષ્ટિના અનુરાગી ગુણોનો પ્રેમ – સમન્વિત થઈ ગુજરાતી સાહિત્યસૃષ્ટિમાં વિચરે છે આનંદશંકરે કવિતાનો આદર્શ સર્વગ્રાહી બનાવની વ્યાખ્યા કરી કે કાવ્યમાં ગમે તેટલી સબળ ને નિર્મળ પણ એકલી ઊર્મિઓનું નહિ, પરન્તુ મનુષ્યના સમસ્ત આન્તર જીવનનું, તેની અખંડ વ્યક્તિમત્તાનું, બુદ્ધિ ઊર્મિ ને આકાંક્ષાઓનું ઉચ્ચારણ થાય છે પરલક્ષી કાવ્ય મહાન કવિતા નીવડવાનો વધુ સંભવ છે કાવ્યદેહ તથા કાવ્યવસ્તુ, શબ્દ તથા અર્થ, એકસરખી

---

* "પ્રેમથી જોડાયા છતાં સનાતન બ્રહ્મચર્યની ભાવનાની અંદર અશક્યતાનો અંશ ગૂઢ રહેલો હોવાથી એ ભાવનાના ગુણમાં આકર્ષણમાં અને મૂલ્યમાં ઊણાપણું આવે છે અને તેટલે અંશે નાટકની રચનામાં દોષ જ ગણાય." 'મનોમુકુર' ગ્રંથ ૨ — પૃ. ૭૦

"ભાવનામાંથી રસનું પ્રેરક બળ લુપ્ત થતાં વાત નીચે પડવાનો પ્રસંગ ઉત્પન્ન થયો. આ પ્રયાસ જેટલો પ્રશંસ્ય છે, તેટલી જ એ પ્રયાસની નિષ્ફળતા પણ ભવ્ય છે એ ભવ્ય નિષ્ફળતા કવિની સમર્થ પ્રતિભાને છાજતી જ છે, નિર્બળતાની નિષ્ફળતા નથી" 'મનોમુકુર' ગ્રંથ ૨ — પૃ ૮૪

અગત્ય ધરાવે છે. સૌન્દર્યાનુભવ પોતેજ મનુષ્યની નૈતિક અવસ્થિતિની ઉન્નતિ અર્થે એક આત્યન્તિક ઇષ્ટ છે. પરમ સત્યનું – વર્તમાન વસ્તુ જેનો પડઘો માત્ર છે ને જેના જ્ઞાન દરમિયાન આપણા મનોવિકારો આનંદસમાધિમાં વિલીન થાય છે તે ભાવનાનું – સાહિત્ય એ નિરૂપણ છે. ઠાકોરને મતે ઊર્મિકાવ્યમાંથી પણ આત્મલક્ષિતા ગાળી કાઢવી જોઈએ : જે માત્ર અંગત છે તેનો બહિષ્કાર કરી ઊર્મિને સર્વસાધારણ સ્વાંગ આપીએ તો સારું કાવ્ય થાય. આનંદશંકરની અપેક્ષાએ ઠાકોર આધુનિક જીવનના આંતરતત્ત્વને વધારે અનુવર્તી છે, કેમ કે એ સુનિશ્ચિતમાં જ માનનારા છે ને આત્મવાદી વિચારકોની કહેવાતી ભાવનાઓ વિષે કશો ભ્રમ સેવતા નથી. કાવ્યવિષય, છંદ, કે પદાવલિ સંબંધી એમને કશો દુરાગ્રહ નથી, પણ એટલું તો એ આગ્રહપૂર્વક કહે છે કે કવિતા સંગીત નથી, ને ગેયતા તેનો અપરિહાર્ય ગુણ નથી. કવિતા ભાષાની સ્વતન્ત્ર કલા છે: એ **અર્થ**નો પ્રવાહ ને વિકાસ છે, જે આનંદપ્રદ નીવડે. લય, અને તેથી છંદ, કવિતાને આવશ્યક છે, પણ તે કોઈ સંગીતશાસ્ત્રમાં સમાતો લય કે રાગમંડળનો ઘટક નથી. લય તો વિચાર, ઊર્મિ ને તરંગની અગણિત શ્રેણીઓ તથા રંગતરંગનું અનુનેય વેષ્ટન જ છે. એ લયરૂપ વેષ્ટન પારદર્શક છે, ને કશી રીતે વિક્ષેપકર નથી. કાવ્યવસ્તુને એ સ્થિરતા અર્પે છે ને શબ્દને નિત્યવ્યવહારની અસાધારણતામાંથી ઊંચી કક્ષાએ લઈ જાય છે. સ્થિરગતિ પ્રવાહમાં છવિ અને ધ્વનિની પૂર્ણ શક્તિ સમેત શબ્દોનો ઉપયોગ કરવાને અવકાશ તથા ઉત્તેજન આપે એવું વાસગૃહ તે કાવ્યલય.

સૌષ્ઠવપરાયણતા તેમ વાસ્તવનિષ્ઠાની દિશામાં વળી વધારે ગતિ કરનારના પ્રતિનિધિ તરીકે વર્તમાન યુગના વિવેચકોમાં રામનારાયણ પાઠક ગણાય. એક અર્થમાં એ છે તો ઠાકોરવૃત્તિનો વિસ્તાર જ, પણ હવે રસને સ્થાને રહસ્ય વિરાજે છે. કાવ્ય ( કે સાહિત્યકૃતિ ) સુંદર છે વા સુંદર ગણાવા પાત્ર છે, કેમ કે એ સર્જનવિષય પ્રત્યયનું અર્થાત્ કૃતિરહસ્યનું સંપૂર્ણપણે વહન કરે છે. અત્રે ઍબરક્રૉમ્બી જેવા વિવેચકો મારફતે થએલી ક્રોચેની અસર સ્પષ્ટ વરતાય છે. **સરસતા**નો સિદ્ધાંત વિકસાવનાર મુનશીમાં પણ એ વિવેચકોની અસર ઓળખાય છે. વસ્તુતઃ એ રમણભાઈએ દર્શાવેલી **ચમત્કારિતા** છે. વિષયોનું ચિંતન કરવાથી કલ્પના ઉત્તેજિત થાય છે, ને સર્વ ધ્યાન કેન્દ્રિત થાય એવો આદર્શરૂપ ખ્યાલ જન્મે છે. આ છે કોઇ વસ્તુની સરસતા. જો લેખક કલાકાર હશે તો વાચકને પરમ રસ પડે તેમ તે ખ્યાલ સંપૂર્ણપણે વાચકમાં સંક્રાન્ત કરી શકશે. પણ માત્ર કલ્પના નહિ, પરન્તુ **રસવૃત્તિ** સર્જક કર્તાનુ વ્યાવર્તક લક્ષણ છે. એમ છતાં આ વિચારસરણીમાં અંતર્હિત છે કે સનાતન મંગલો સાથે **સરસતા** અવશ્યપણે સંકળાયેલી નથી. **ભાવનામય અપૂર્વતા**વાળો ખ્યાલ એટલે નૈતિક દૃષ્ટિએ સંપૂર્ણ ખ્યાલ એમ નહિ. કર્તા લેખે તેમ વિવેચક લેખે મુનશી કૌતુકરાગી છે, પણ વિવેચન એમનું વિશિષ્ટ કાર્યક્ષેત્ર નથી. મુખ્યત્વે એ તો નાટ્યોચિત ને હાસ્યપાત્ર તત્ત્વોને પારખી લેતી અચૂક દૃષ્ટિ ધરાવનાર કૌતુકરાગી કલાકાર છે.

વર્તમાન વિવેચનમાં કૌતુકરાગિતાનુ ખરું પુનરુત્થાન તો કર્યું વિજયરાય વૈદ્ય, વિશ્વનાથ ભટ્ટ અને "કૌમુદી"ના અન્ય વિવેચકોએ. ગુજરાતી વિવેચનાને સાહિત્યસ્વરૂપ લેખે આદરપાત્ર સ્થાન એમણે અપાવ્યું છે, પોતાની શૈલીથી, આયોજનકલાથી, ને વિષય પ્રતિ વિશિષ્ટ અભિમુખતાથી. એમને હાથે વિવેચન સર્જનાત્મક નહિ થયું હોય, પણ રુચિર તો થયું એ નિશ્ચિત. એઓ શુચિત્વદંભ કે છીછરતા તથા અપહરણને વખોડે છે ને શુદ્ધ તથા મહાન સાહિત્ય વિષે ઉત્સાહ જન્માવે છે. સાચા સાહિત્ય અર્થે શું તત્ત્વભૂત છે તેનું એમણે પુનઃપ્રતિપાદન કર્યું, અને ગુજરાતી સાહિત્યની પ્રશિષ્ટ કૃતિઓ વિષેના આપણા અભિપ્રાયોની પુનર્ઘટના તથા નિશ્ચલ રચના કરવામાં સહાયરૂપ નીવડ્યા. પરન્તુ એમ તો નહિ કહી શકાય કે વર્તમાન સાહિત્ય ઉપર એઓ બહુ પ્રભાવ પાડી શક્યા છે. વિવેચનને સાહિત્યતત્ત્વમીમાંસા લેખે વિચારતાં પણ તેમણે તે દિશામા નવીન અર્પણ બહુ કર્યું નથી.

*

# રસ, સૌન્દર્ય ને આનંદ

સાહિત્યનું દરેક સ્વરૂપ — ઊર્મિકાવ્ય કે આખ્યાન હોય, ટૂંકી વાર્તા કથા કે નવલકથા હોય — જીવનમાંથી લીધેલી પણ ઇષ્ટ ઘાટમાં આવેલી સામગ્રી છે જીવનને અમુક સમયાવધિમાં જ આપણે જોઈ શકીએ છીએ તેથી તેમાં સપ્રયોજન આકૃતિ, ઘાટ કે કેન્દ્ર જણાતાં નથી ઘાટ તો આપણે સંવેદનાથી, મતિથી, દૃષ્ટિથી, કલ્પનાથી આપીએ છીએ જીવન પ્રવાહરૂપ છે એમ કહીએ છીએ એનો અર્થ એટલો કે એમાં પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ ગતિ છે, પણ એ ગતિની દિશા કે સાર્થકતા સ્પષ્ટ જણાતી નથી 'જીવન અસીમ સમુદ્ર છે શતસહસ્ર અખાત અને ખાડીઓ ભરતો અને શતસહસ્ર નદીઓ સમાવતો દરિયો છે તેમાં પાર વિનાની લહરીઓ, પાર વિનાનાં મોજાં, ભરતી ને ઓટ, અને ઉપર દેખાતા હલનચલન ઉપરાંત ન દેખાતા પેટાળના અનેક પ્રવાહો છે એમાં ઘાટ જોઈ શકે માત્ર આપણી દૃષ્ટિ કે પ્રતિભા /

આપણા દૃષ્ટિબિંદુથી સતત ગતિશીલ કાળમાં પથરાયેલા જીવનને તરેહ કે આકૃતિ મળે છે. સમજ, શિક્ષણ અને કલ્પનાની સિદ્ધિવાળો સર્જક બુદ્ધિ ને પ્રજ્ઞાથી જીવનમાં અર્થ ને ઘાટ – ઘાટ એટલે જ સહેતુકતા, સાર્થકતા – જુએ છે આનો અર્થ એમ નથી કે અમુક દૃષ્ટિબિંદુથી થયેલું કલ્પન અયથાર્થ છે, એવો ઘાટ ધરી શકવાની ક્ષમતા, શક્યતા અનન્ત જીવનમાં છે એમ સમજવું જોઈએ એક સાપેક્ષ આકૃતિ, અમુક દૃષ્ટિકોણથી જોયેલું રહસ્ય, સમગ્ર જીવનનું પ્રતિનિધિરૂપ પણ હોવાનો સંભવ ખરો અને નહિ તો યે આવાં દર્શનોમાં ખોટાખરાની આપણી સામાન્ય કસોટીઓ અપર્યાપ્ત છે ફુલ્લકુસુમિત બાવળ કાંટાળાં છતાં રળિયામણો છે સાંજની શોભામાં તેને જોઈને નર્મદ લહેરમાં આવી ગયો હતો સાંજે કે સવારે એનું છાયાચિત્ર કદી કદી મનોરમ બની જાય છે એ રમણીયતા યથાર્થ નથી એમ કેમ કહી શકાય? છતાં એ દ્વારા વૃક્ષનું પૂર્ણપણું આપણે સમજી ગયા એમ પણ ન ગણાય માનવજીવનનો પ્રશ્ન પણ આવો વિકટ અને સંકુલ છે

જીવનમાંની સામગ્રીને અનાયાસ ઘાટ મળી જાય એવા પ્રસંગો વ્યક્તિના જીવનમાં વારંવાર આવે છે કોઈ સ્થળને કે મિત્રને અમુક લાંબા ગાળા માટે છોડતા હોઈએ તો એ બિંદુ ભૂતકાળની કેટલીક બાબતોને આકૃતિ આપનારું નિયામક તત્ત્વ બને છે સ્મૃતિમાં જડાઈ ગયેલા સંસ્કારો જાગૃત થાય છે, તેમની તીવ્રતાના પ્રમાણમાં તે અસરકારક હોય છે, અને તેની રતીઓછી તેજછાયાના મિશ્રણથી કોઈ તરેહ કે આકૃતિ કલ્પનામાં બંધાય છે આ સંસારમાં મિલન, વિરહ કે મૃત્યુ એ વાસ્તવિક અંત છે, અને એ અંતને રહસ્યમય બનાવનારી, અનિવાર્ય બનાવનારી, સમજાવનારી, કે એક પ્રશ્ન મૂકી જઈને પણ સાર્થક કરનારી ઘટનાઓને કલ્પના અનુભવની સ્મૃતિમાંથી પસંદ કરી લે છે મનતરંગ કે વાસ્તવિક જીવનમાં પણ અમુક પ્રસંગે પાત્રો, પ્રસંગો તથા ઘટનાઓની અમુક મેળવણી થઈ અમુક આકાર મનમાં ઉપસ્થિત થાય છે

સર્જક એવા વાસ્તવિક બનાવની વાટ જોઈને બેસી નથી રહેતો એની જીવનદૃષ્ટિ કાં તો નિશ્ચિત હોય છે અને એમ હોય તો તેને અનુકૂળ રહે એવી જીવનસામગ્રી લે છે અથવા તેને એવો વળ આવે કે નિશ્ચિત જીવનદૃષ્ટિ ના હોય, પણ બુદ્ધિ ઉદાર હોય, તો ક્યારેક ક્યારેક કોઈ રહસ્યનું સૂચન કરતી પ્રસંગપરંપરા નજરે ચડે છે વાસ્તવિક જીવનમાં નિયામક તત્ત્વબિન્દુ અનાયાસ મળે છે

સર્જક પાસે જીવનસામગ્રી અલ્પવ્યાકૃત કે ભિનવ્યાકૃત આકારમા પડેલી છે ભીંત ઉપર લીટા હોય કે જમીન ઉપર પાણી ઢળેલુ હોય ને તેમા ગૌતમ બુદ્ધ, નટરાજ કે અજન્તાની અપ્સરાની રેખાઓ દેખાય, તેમ જીવનમાના ઉપાદાનના કેટલાક સયોજનો જણાય છે પછી જેમ કોઈ નવરો કલારસિક અપ્સરાની રેખા દૃઢ કરી આપે, તેમ સાહિત્યસર્જક પણ પોતાની અટકળ અનુસાર સવિધાન નિશ્ચિત કરે છે જીવનમાથી મળેના ઉપાદાનનુ શુ તાત્પર્ય હશે એની અટકળ કરવામા સર્જકનુ મન વૈજ્ઞાનિક પેઠે કામ કરે છે પણ વૈજ્ઞાનિક હકીકતો ફેરવી શકતો નથી, તેને ઘાટ આપના કાપકૂપ કરી શકતો નથી, એટલુ જ નહિ, એને કોઈ નવી વિગત, પોતાની અટકળને અશત પણ બાધક, જડી આવે તો પોતાનો ઊહ ( Hypothesis ) તેને ફેરવવો પડે છે એમા બીજો કશો માર્ગ છે જ નહિ સાહિત્યકાર વધુ સ્વતન છે જેની માન ઝાખી જ થઈ છે એવા અત કે તાત્પર્યને સાહિત્યકાર નિશ્ચિત ગણી એને અનુકૂળ રહે એવો જીવનનો ઘાટ ઘડે છે, તાત્પય એ એનુ પ્રયોજન છે, અને તાત્પર્ય સહેજે ઉપસી આવે એવા ઘટક અશો જ એને ઇષ્ટ છે અને તે જ એ સ્વીકારે છે તેથી દરેક ઘટક અશમા સપ્રયોજનતા રહે છે સર્જનવ્યાપારમા આનો અર્થ એ થયો કે આકૃતિના હરકોઈ કલ્પનમા સર્જકની બુદ્ધિ, ભિન યનસ્થિત અને અ પ સાર્થકતાવાળા જીવનઉપાદાનમાથી અન્ત અને રહસ્યની અટકળ કરે છે, તે રહસ્ય કે અન્તને નિશ્ચિત કરી તે અનુસાર પૂર્વોક્ત ઉપાદાનને વ્યવસ્થિત કરે છે, સસ્કારે છે, જરૂર જણાતા ફેરવે પણ છે એમ કરતા કરતા એની સવિત્‌મા સમગ્ર વિભાવના કે કલ્પન ઉપસ્થિત થાય છે, જે શબ્દમા આવિષ્કાર પામવા મથે છે મતલબ કે કલ્પન થતા સુધી તથા તે કલ્પન શબ્દદેહ પામતા સુધી આ વ્યાપારમા મૂળથી મુખ સુધી ને મુખથી મૂળ સુધી ગતિપરાગતિ ચાલ્યા કરે છે

આન્તર ઉપાદાનની અનુનેયતા અને આકાક્ષમતાને લીધે સર્જકની જીવનદૃષ્ટિ સાહિત્યકૃતિની આકૃતિમા એક નિયામક તત્ત્વ થઈ જાય છે જેની દૃષ્ટિ કુવારી છે, જે જગતમા આખકાન ઉઘાડા રાખી રહસ્ય શોધવા વિચરે છે, તે વિશેષ તટસ્થ સાહિત્યકાર થવા સભવ છે તેનુ સર્જન માન સૌન્દર્યપરાયણ થાય અને તાત્પય કે રહસ્ય કેવળ તેને જ આધીન રહે આના લેખકની જુદી જુદી કૃતિઓના તાત્પયમા વિભિન, પરસ્પર સવાદી કે વિસવાદી, જીવનદર્શન જણાય છે કોઈ વાદને વરેલા કે નિશ્ચિત જીવનદર્શનવાળા સર્જકમા આમ નહિ બને સાહિત્યનુ સૌષ્ઠવ ને ઔચિત્ય ને રસતત્ત્વ જાળવીને પણ ઇષ્ટ વિચારનુ આવેદન થાય, એ પ્રકટ થાય, એની ઝ ખી થાય, એની સાથે મેળ રાખે, એવી આકૃતિ તે ઉપજાવવાનો પૂ જીવાદી, સમાજવાદી, કે સર્વોદયલક્ષી, નિયતિદેખી, માગલ્યદર્શી અસારદર્શી, કે અ ય કોઈ નિશ્ચિત વિચારસરણિમા માનનાર એને મા ય ધ્વનિ નીકળે એવુ જ સવિધાન બહુધા કર એ કાચો કારીગર હોય તો એની કૃતિમા કૃત્રિમતા વરતાઈ આવશે, એની પ્રતીતિજનકતા ઓછી લાગશે, એનુ પ્રતિપાદન શિથિલ રહેશે મહાન લેખકોએ પણ નિશ્ચિત વિચારને વરીને સ્વાભાવિકતા અને સૌન્દર્યનો ભો । આપ્યો છે તો મધ્યમ સર્જક ઇષ્ટ વિચારનુ કલાદ્વારા પ્રતિપાદન કરતા કૃત્રિમ થવા બહુ સભવ છે

આવા સર્જનોમા, ધારો કે નવલકથા, ટૂકી વાર્તા કે નાટક હોય, તો અવસ્થથી નિર્વહણ ને અન્ત સુધીમા વાર્તાપ્રવાહની અનેક ( અસખ્ય નહિ એવાય ) શક્યતાઓમાથી લેખક પોતાના કલ્પનને અનુકૂળ એકની પસદગી કરે છે ગર્ભ કે અવમર્શ સુધીની રચના એવી છે કે એનો એમ જ અન્ત હોય એમ માનવુ વધારે પડતુ છે લેખક અન્તની પસદગી કરી લે છે તે કોઈ વાદનો પ્રસ્થાપક કે પ્રચારક

હોય તો ભાનપૂર્વક પસદગી કરે છે, નહિ તો સંસ્કાર પરપરા કે લોકરુચિને બળે એનાથી પસદગી થઈ જાય છે મહાભારતકારે પસદગી કરી લીધી છે, કાલિદાસે શાપ અને શાપના નિવારણરૂપ યોજનાથી પસદગી કરી લીધી છે એ જ કથાઓ યુરોપી કલાકારોએ બહુધા ફેરવી દીધી હોત, વાર્તાનુ મુખ્ય માળખુ એનુ એ રાખીને 'સરસ્વતીચદ્ર'માની વાર્તાની ભૂમિકા બદલ્યા વિના વ્યક્તિસ્વાતન્ત્ર્યવાદી કોઈ લેખકે કુમુદ અને કુસુમ સબધી વાર્તાનો અત જુદો નિર્મ્યો હોત કુશળ વાર્તાકાર એમાં પણ પરિણામની સ્વાભાવિકતા દાખવી શક્યો હોત પછી એમા કે આમા સૌન્દર્યદર્શન વિશેષ છે એ અભિપ્રાયનો પ્રશ્ન બનત જ્યા સુધી વાર્તાની પીઠિકા એક પ્રશ્નની રજૂઆત કરતી હોય છે ત્યા સુધી બે વિભિન્ન દૃષ્ટિવાળા સર્જકો તેને એક સ ખી રાખી શકે જુદી જુદી કથાઓમા પ્રશ્નનુ બિન્દુ જુદે જુદે સ્થાને આવી શકે કોઈમા અન્તની બહુ નજીક હોય, કોઈમા લગભગ વચ્ચે હોય ટૂકી વાર્તામા અવમર્શ અને અન્ત નજીક હોય છે એટલે એમા ફેરફાર ઓછો શક્ય છે એ વાત ખરી, પણ અશક્ય છે એમ નહિ નાના ખડકા યોમા, અરે ઊર્મિકાવ્યમા પણ એની એ ભૂમિકા રાખીને ય જુદા અન્તનુ નિર્માણ સભવિત છે મણિશકર ભટ્ટે પોતાના કોઈ કોઈ કાવ્યોનો અત ફેરવી તેમનુ હાદ જ બદલી નાખ્યુ છે રામનારાયણભાઈ ને 'વૈશાખનો બપોર'મા માનવતાના પુરસ્કારને બદલે નિયતિની ક્રૂરતા જ દાખવવી હોત તો ભૂખ્યા બાપદીકરાને પરચૂરણ મજૂરની મડળીએ પણ જાકારો દીધો હોત મજૂરમડળી બાપદીકરા સાથે વહેંચી ખાય છે એ અત કઈ અનિવાર્ય નથી, સભવે છે એટલુ જ ભદ્ર વર્ગમાથી રોટલો આપનાર પણ સભવતો હતો પણ એ સભવ કવિને ઇષ્ટ નથી, એમના કા વ્યપ્રયોજનને અનુકૂળ નથી

આ ચર્ચા કૃતિના સૌષ્ઠવ અને રસતત્ત્વના ચિન્તનમા પણ ઉપકારક છે કૃતિ નાની હોય કે મોટી, નવલિકા હોય કે નવલકથા હોય, તેનુ આન્તર ઉપાદાન ઝીણવટથી ગૂથાઈ ને આકૃતિ થવુ જોઈએ એમા પરસ્પર અનિવાર્યતાની દૃષ્ટિએ પરિસ્થિતિ, પાત્રો, ઘટનાઓ, વાર્તાલાપ આદિનો સબધ જેટલો સધાયો હોય તેટલુ તેમાં સૌષ્ઠવ આવે છે સમગ્ર યોજના અત સાથે જેટલી અપરિહાર્ય લાગે તેટલી તેની કારીગરીની સફળતા ને વિશિષ્ટતા ગણાય, એમ બને કે એમ થતા કોઈ કૃતિ અમુક દૃષ્ટિનું, પ્રણય આદિ કોઈ રસનું વિભાવપ્રતીક બની જાય

સામગ્રીને કેવો વળ આપવામા આવે છે તે ઉપર રસના સ્વરૂપનો તથા આનંદની સૂક્ષ્મતાનો પણ આધાર છે કૃતિની શરૂઆત પ્રણયમા હોય અને અત પણ પ્રણયસુખમા હોય તો કૃતિનો પ્રધાન રસ શૃગાર છે એમ કહી શકાય, પણ કૃતિનો અત કરુણ હોય તો શરૂઆતનો શૃગાર માત્ર તેનો પોષક રસ બને, અને કૃતિની ભાવના કરુણ રસની જ ગણાય સર્જનના પૂર્વાપર અનો સપ્રયોજનતા સાથે કારણકાર્યની શૃખલામા છે, કાર્ય કારણને અમર પહોચાડતું નથી, પણ આસ્વાદરૂપ રસમા તેમ નથી અન્ત આખા કૃતિને ઉઠાવ આપે કે વણસાડી પણ શકે, આખી કૃતિના રસતત્ત્વને વિશિષ્ટ બનાવે કે અકિંચિત્કર પણ કરે મન પરિણામઆતુરતામા વ્યગ્ર હોય ત્યા કરુણનો વિલય કરી હાસ્ય કે હર્ષ નિષ્પન્ન થાય છે આખી ગૂચ, કશુક અનુકૂળ બની જાય તો, સુખમા ઊકલી જશે એમ વાચતા હોઈએ ને અત ઘેરા કરુણમા આવે અને એ અત સમગ્ર સૌન્દર્ય અને રસમા વ્યાપી જાય છે પણ એ બોધ આખી કૃતિને માણ્યા પછી જ સભવે બધા જ ભાવોનુ અને બધા જ સુખદ વેદનનું આકલન થઈ કૃતિના વિમર્શમાં અ તે લેલીન કરતી કોઈ વિશિષ્ટ અવસ્થાનો સાક્ષાત્ અનુભવ થાય છે આ સૌન્દર્યબોધ છે લોકપ્રસિદ્ધ વસ્તુ કર્તાએ લીધુ હોય તો રસના વિશિષ્ટપણાના આસ્વાદની અનુકૂળતા મનને પહેલેથી રહે છે એ ખરુ, પણ આપણે જ્યાં નિષ્પત્તિના કારણની ક્રમિકતાનો વિચાર કરતા હોઈએ ત્યાં એ વાત અપ્રસ્તુત છે

ભારતીય સંગીતના રાગના આસ્વાદમાં અને સાહિત્યકૃતિમાં આ બાબતમાં મોટો ભેદ રહે છે. રાગ શરૂ થતાં જ તમે તેને ઓળખી શકો અને તેની લીલામાં કયો ભાવ પ્રકટ થવાનો છે તે કલ્પી શકો, અથવા એ ભાવનો આસ્વાદ પહેલેથી જ તમે લેવા માંડો. આમ કાવ્યમાં સંભવતું નથી; એટલે અંશે તો સંભવતું નથી. મને તો લાગે છે કે ભારતીય રાગોમાં પણ રસનિષ્પત્તિ કરતાં સંવિત્‌ની આહ્‌લાદક વૃત્તિઓ જ અનુભવાય છે. ચિત્તનો વિકાસ કે ઉત્કર્ષ, ચિત્તની પ્રસન્નતા, ચિત્તની આર્દ્રતા – અર્થાત્ ઓજસ્ પ્રસાદ કે માધુર્ય જેવા ગુણાનુભવના — સાક્ષી થવાય છે. આ બધી મનની એવી સાધારણ અવસ્થાઓ છે કે તેમને રસનું નામ ના આપી શકાય. કોઈ રાગની પીઠિકામાં કોઈ કડી મીરાંની કે સૂરદાસની હોય ને તેની આવર્તન-તરેહોમાં આપણી કલ્પનાની ને વાસનાની મૂડી ઉમેરી રસાનુભવ કરીએ એ જુદી વાત છે. એમાં પણ 'મારા રઘુવીર રે'ના આવર્તન કરતાં 'સૂતી મૈં હરિ આવનકી આવાજ'ના આવર્તનમાં રસોત્પાદક ભૂમિકા વધારે છે એ દેખીતું છે. રાગોમાં ઊતરતી ચીજોને આ રીતે વિચારવા જેવી છે. કલાના અનુભવમાં તટસ્થ થયેલું મન બધાં બારણાં ઉઘાડાં રાખે છે અને અનેક સંસ્કારોને અંદર વહેવા દે છે; હૃદયની મોકળાશ એક કળાના અનુભવમાં બીજી કળાનો અનુભવ કરે છે. ઊર્મિકાવ્યમાં સંગીતનો અને સંગીતમાં ઊર્મિકાવ્યનો અનુભવ થવો બહુ સામાન્ય છે. જે કલાભાવકો કવિતા વિશે એમ કહે છે કે એણે તો કોઈ વિશિષ્ટ રમણીય અવસ્થિતિમાં ચિત્તને ધકેલી દેવાનું છે, બાકીનું કામ ચિત્ત જ પોતાની સ્મૃતિ ને સંસ્કારથી કરી લેશે, તેમની ભૂલ આ જ થાય છે. એવાં કાવ્યમાં વસ્તુત સંગીતનું તત્ત્વ કાવ્યના તત્ત્વમાં ભળી જાય છે. કાવ્યમાં અર્થ અને શબ્દનું સહિતત્વ બરાબર ઇષ્ટ છે. શબ્દ વિના અર્થનો આશ્રય નથી, વિવિધતા નથી, વિશિષ્ટતા કે ચોકસાઈ નથી. શબ્દની ગતિ વિના અર્થની ગતિ નથી, તેનું નિયમન નથી, આકાર નથી. વાસ્તે કાવ્યને **શબ્દાર્થૌ** તરીકે ઓળખીએ છીએ. પણ **અર્થ** અને **શબ્દ** બેમાં તારતમ્ય કરવાનું જ હોય તો **કાવ્ય** એ અર્થની કલા છે; શબ્દની નહિ, લયની નહિ, ભૌતિક ધ્વનિની નહિ.

આ રીતે સર્જન અને અનુભાવનનો વ્યાપાર તપાસીએ તો સાહિત્યના પરમ પ્રયોજન આનંદ અંગે પણ વિચાર ઉદ્‌ભવે છે. આહ્‌લાદ અને આનંદનું કોઈ ઉત્કૃષ્ટ સ્વરૂપ સાહિત્યપરામર્શમાં અનુભવાય છે એ સાચું, પણ કયા સાહિત્યમાં અને ક્યાં એ તપાસવા જેવું છે. કોઈ પણ કૃતિના આસ્વાદના સમગ્ર સ્વરૂપનો વિચાર કરીએ તો પણ એનું અવચ્છેદક તત્ત્વ ક્યાંકથી આવે છે અને એ અવચ્છેદક તત્ત્વનો આધાર કવિનું લક્ષ્ય અને તેને મળેલી સિદ્ધિ ઉપર છે. 'મધ્યરાત્રિએ કોયલ'માંનું આનંદતત્ત્વ, 'સુદામા-ચરિત'માંનું આનંદતત્ત્વ, 'શાકુન્તલ'માંનું આનંદતત્ત્વ, 'કાકાની શશી,' 'આગગાડી' કે 'ઑથેલો'-માંનું આનંદતત્ત્વ એક જ છે? સરખી માત્રાનું છે? એ આનંદનું ઊર્ધ્વમૂલ કર્તાને ઇષ્ટ અને કર્તાએ સિદ્ધ કરેલ અંતમાં છે; વસ્તુના નિર્વહણમાં છે; વિષયને આપેલા વળાંકમાં છે.

**રમણીયતા** કે સામાન્ય અર્થમાં **સૌન્દર્ય** (રમણીયતામાં ભવ્ય કે રૌદ્રરમ્ય (Sublime) સુન્દર (Beautiful) અને ચારુ (Pretty, graceful)નો સમાવેશ થવો જોઈએ) અને **રસને** જુદાં જુદાં તત્ત્વ તરીકે સ્વીકારવાં જોઈએ. રસ એ આસ્વાદરૂપ છે, કાવ્યના પ્રવાહ સાથે એ આસ્વાદ ઓછોવત્તો આહ્‌લાદક થાય, પણ રસમાં ક્રમ છે, એ કૃતિ સાથે કાલમાં પ્રવર્તે છે. રસને સમગ્ર કૃતિ સાથે સંબંધ હોવા છતાં તેમાં કૃતિના ઘટકોની સાથે રહેતો પરંતુ વિશિષ્ટ ક્રમ છે. એ ક્રમના દરેક બિન્દુએ તેની આગળ થઈ ગયેલા કૃતિઅનુભવના સંસ્કાર ભેગા થાય છે અને એમ રસાનુભવમાં સંસ્કારોનું વિશિષ્ટ વહન ચાલે છે. પરંતુ રમણીયતા કે સૌન્દર્યમાં ક્રમ નથી. કૃતિનું સૌન્દર્ય એ કૃતિના અવગાહનને અંતે

થતો યુગપત્ સાક્ષાત્કાર છે. એમાં કાલનો ક્રમ નથી, કાલની મર્યાદા કે અવધિ નથી. આગળ કહ્યું તેમ સૌન્દર્યબોધ એ કૃતિનો સમગ્ર વિમર્શ છે, મનને લેલીન કરતી વિશિષ્ટ અવસ્થા છે જેમાં કૃતિ અંગેનાં બધાં જ સંવેદનોની અન્વિતિ થાય છે. સૌન્દર્યબોધ એ અખંડ, અક્રમ, સંપૂર્ણ, સમન્વિત અવસ્થા છે. રમણીયતા એ રસના તત્ત્વને પચાવી લઈને ઉત્પન્ન થયેલી સ્થિતિ છે.

યોઽર્થः तस्यान्वयात् काव्यं कमनीयत्वमश्नुते ।

રમણીયતા એ વિશેષ વ્યાપક પદાર્થ છે અને રસ ના હોય ત્યાં પણ સંભવે છે. રમણીયતા માટે રસનો આશ્રય અનિવાર્ય નથી. રસ હોય તો તે તેનું ઘટક કે અવચ્છેદક તત્ત્વ બને, પણ રસનો અભાવ હોય ત્યાં પણ રમણીયતા શક્ય છે. પ્રકૃતિનાં દૃશ્યોમાં, ચિત્રમાં, સંગીતમાં, તેમ કાવ્યમાં પણ તેની શક્યતા છે. આમ સમજીએ તો ઘણાં નાનાં મુક્તકોમાં – જેમાં વસ્તુતઃ કશું રસતત્ત્વ નથી – આપણે રસ શોધવાની મિથ્યા મથામણ નહિ કરીએ. તેની ચારુતા જ સમજી પ્રસન્ન રહીએ. સૌન્દર્યમાં કયા તત્ત્વ કે તત્ત્વો સાથે આપણા સંવિત્‌નું અનુસંધાન થાય છે એ કહેવું વિકટ છે. એમાં રસબોધ પણ હોઈ શકે ને ઘણી વાર હોય છે. એમાં વાતાવરણની વિશિષ્ટતા ને સમતા હોઈ શકે. એમાં રેખાઓની લલિત લીલા કે રંગની ભભક ને સંવાદિતા હોઈ શકે. એમાં નાના મોટા ઘટકોનું, સમુદાયોનું, કુન્તક કહે છે તેમ શોભા અને આકર્ષણમાં પરસ્પર સ્પર્ધા કરતું, સંયોજન કોઈ સ્થાપત્યકૃતિના જેવું પણ હોઈ શકે. મતલબ કે પ્રકૃતિમાં લાલિત્ય, ચારુતા, સૌન્દર્ય, ભવ્યતાની વિવિધ ને અનર્ગલ સંપત્તિ ભરી છે એવી વિવિધ, અનર્ગલ અને નિયમોમાં ન બંધાય એવી સંપત્તિ રમણીયતાની છે. એટલું સ્પષ્ટ લાગે છે કે એ બધામાં સંવિત્‌ની કોઈ સૂક્ષ્મ અવસ્થા અને બાહ્ય પદાર્થ (અહીં કલાકૃતિ) ના તત્ત્વનો યોગ થાય છે. એ અવસ્થા અંદર હતી તે પ્રકટ થઈ, કે નહોતી અને બાહ્ય પદાર્થના સંપર્કથી ઉત્પન્ન થઈ, અથવા અમુક રૂપની હતી ને વિશિષ્ટ રૂપે પ્રગટ થઈ, એ રસનિષ્પત્તિની પ્રક્રિયા જેવડો મહાન કોયડો છે.

'બીજી કલાઓ કરતાં સાહિત્યમાં જણાઈ આવે એવી ભિન્નતા એ છે કે સાહિત્યમાં મનુષ્યવ્યવહારની સામગ્રી પ્રવેશે છે, મનુષ્યની ભિન્ન ભિન્ન વૃત્તિઓ અને સારાંનરસાં કાર્યો ઉપાદાન તરીકે આવે છે. પાત્રોની વૃત્તિઓ સારીનરસી, પાત્રો સારાંનરસાં, કાર્યો સારાંનરસાં એવો વિવેકવિચાર સાહિત્યમાં અપરિહાર્ય છે; લગભગ એવો અપરિહાર્ય છે જેમ સૂરની કોમલતા કે રંજકતાનો વિચાર સંગીતમાં, વા પથ્થરની જાતનો વિચાર સ્થાપત્યમાં અનિવાર્ય છે. સાહિત્ય ઘણી વાર શુદ્ધઅશુદ્ધ, શુભઅશુભ કાર્યો અને વૃત્તિઓનું સયોજન છે; એવા સંયોજનમાંથી કોઈ જીવનમૂલ્ય સ્ફુરે છે, ઊગી આવે છે. જે રીતે આકાશના રંગો, નીતિવિચારથી નિરપેક્ષ, ચિત્રમાં ઊતરી આવે અને આપણે તે જોઈ આહ્લાદ પામીએ તે રીતે વ્યવહાર જે કલામાં સામગ્રીરૂપે આવતો હોય તેમાં બનતું નથી. પ્રજાની ભાવના કે પરંપરામાં રહેલા નીતિના સ્ફુટઅસ્ફુટ વિચારો વ્યવહારનાં કાર્યો સાથે અવિનાભાવથી સંકળાયેલા છે, અને એ સંસ્કારો સાથેનો જીવનવ્યવહાર કલારૂપ ધરે છે. સાહિત્યના સૌન્દર્યબોધમાં સ્ફુટ કે અસ્ફુટ રીતે જીવનનાં મૂલ્યો પ્રવેશ પામે છે, પામ્યા વિના રહેતાં જ નથી, અને કઈ જાતનાં જીવનમૂલ્યો કૃતિમાંથી સ્ફુરે છે તે ઉપર પણ એની મૂલ્યવત્તાનો આધાર છે. અહીં સ્પષ્ટ કરવું જોઈએ કે જીવનનાં મૂલ્યો એટલે એક સમાજ કે સમયનાં પારંપરિક મૂલ્યોથી તદ્દન ભિન્ન કે વિરુદ્ધ મૂલ્યો હોઈ શકે. અને બીજું એ કે જીવનનાં મૂલ્યો સૌન્દર્યનાં ઘટક તત્ત્વોરૂપે, સૌન્દર્યરૂપે, ઉપસ્થિત થવાં જોઈએ.'

ઉચ્ચ જીવનની કેટલીક ભાવનાઓ સાર્વજનીન છે. પ્રેમ, મૈત્રી, સમભાવ, કરુણા, દયા, ક્ષમા, વિનમ્રતા, આર્જવ, ધૃતિ, સત્યકામતા, સત્યનિષ્ઠા, કર્તવ્યબુદ્ધિ, અનાસક્તિ, સમત્વ, ત્યાગ, આમાંના કોઈ

કોઈનુ કે ઘણાનુ અસાધારણ દર્શન – તેનુ કથન નહિ, તેનો સાક્ષાત્કાર, તેનુ પ્રતિભાન – હૃદયને અત્યંત આહ્લાદક થાય છે.

સાહિત્યનુ સ્વરૂપ, જીવનમૂલ્યોનુ સ્ફુરણ અને આહ્લાદની ઉચ્ચઅવચતા કેવા ગૂંથાઈ શકે તે જોઈએ 'શાકુન્તલ'મા પ્રથમ અંકમા મુગ્ધા યૌવનાના દર્શનથી તથા સખીઓના પરિહાસથી સામાજિકનુ મન ખૂબ આકર્ષાય છે અને રાજાની રીતરસમથી ટેવાયલો પુરુષ કંઈક પ્રાકૃત આકર્ષણ લાભે છે. એ અંકના દર્શનમા મઝા તો પડે છે પણ એને સમગ્ર નાટકના સૌન્દર્યવિમર્શના આનદ સાથે સરખાવી શકાય નહિ. કોઈ નાટકકાર શકુંતલાના પ્રત્યાખ્યાનમા જ નાટકનો અત આણે, અથવા તો શકુંતલા બને પક્ષથી તજાયા પછી આત્મહત્યા કરે અને પછી દુષ્યન્તને પૂર્વસ્મરણ થયુ એવુ સવિધાન રચે, તો નાટકનો રસ તો બદલાય જ, પણ મને લાગે છે કે નાટકના આનન્દનુ તત્ત્વ પણ બદલાય એ આનન્દમા ગ્લાનિ કે વ્યથા ભળે. મનુષ્ય મનુષ્ય તરીકે દૃઢ અને પરાક્રમી લાગે છે કે માત્ર નિયતિનો જ જયજયકાર છે એના ઉપર પણ આનદના સ્વરૂપનો આધાર રહે અને એ આંનદ પરાકોટિનો કદાચ ન યે હોય. નાટકકાર પ્રહસન કે ફારસની ધિંગામસ્તી કે ઠઠ્ઠાબાજી રજૂ કરે એમા આકર્ષણ છે, મઝા પણ છે, કદાચ હર્ષનો ઉદ્રેક પણ છે નાટકકાર પૂર્વોક્ત શાકુન્તલની બાબતમા એક કોયડો કે જીવનવૈષમ્ય મૂર્ત કરે તો તેમા પણ સામાજિકનુ ચેતન વિશાળતા અને ઊંડાણનો અનુભવ કરી નવા જ્ઞાનનો – પછી તે માત્ર પ્રશ્નરૂપી જ્ઞાનનો હોય – વિસ્મય પામે છે પણ ગૂચવાડામા પડી, કલાકારના ઉકેલથી, જીવનના કોઈ અંતિમ કે સનાતન મૂલ્યના સ્ફુરણથી સાચી રીતે છૂટકારો અનુભવવો તેમા ખરી આનન્દમય વિશ્રાન્તિ છે, પ્રશમ છે શાકુન્તલ જેવી કૃતિમા કારુણ્યસંમાર્જિત પ્રણયદર્શનના આહ્લાદના તત્ત્વો શુદ્ધ થતા થતા, સૂક્ષ્મ થતાં થતા સ્થિર મુદારૂપ અનુભવાય છે સંવિત્ અસાધારણ ચેતનમયતા, વ્યાપકતા ને વિશ્વમૈત્રી દાખવે છે, એ જ ઉત્કૃષ્ટ આનદાનુભવનુ રહસ્ય છે વિશ્વયોજનામા આધ્યાત્મિક ઋતના દર્શનથી તેને પરિતોષ થાય છે. કરુણ કૃતિમા પણ આર્દ્રતાના સવેગથી અગત રાગદ્વેષ ને બીજી માનસિક દીનાસો પીગળી જઈ આત્મશુદ્ધિની મુદા અનુભવાય છે ઉદારતા, વીરત્વ, ત્યાગ, આત્મભોગ આદિના સાક્ષાત્કારમા જીવનના અપ્રત્યક્ષ મૂલ્યોમા શ્રદ્ધા પ્રગટ થઈ ઉદાત્ત જીવનની કૃતાર્થતાની સૂક્ષ્મ તૃપ્તિ મળે છે. અ-પૂર્વ સમજણના ઉદયનો વિસ્મય અને પ્રેમતત્ત્વનો વિસ્તાર, એટલે કે પ્રકાશ, પ્રીતિ અને માધુર્ય, ઉત્તમ આનંદના આધાર છે. કોલાહલ, વ્યગ્રતા, વિહ્વળતા, આતુરતા, આવેગ આદિ પછીની શાંતિ, પ્રસન્નતા, મુદા, મૈત્રી, પ્રીતિ, ભક્તિ એવા એવા જીવનતત્ત્વોને સમાવતો સૂક્ષ્મ અને જાણે સ્થિર આનદ એ પ્રશિષ્ટ કૃતિના સમગ્ર સૌન્દર્ય સાથે અવિનાભાવ સબંધથી રહેલો છે એને ઓળખવો, એની પ્રત્યભિજ્ઞા કરવી, એને માટે આતુર રહેવુ, અને એની પ્રતિપત્તિ થતા તેનું સહૃદયને નિવેદન કરવુ એ વિવેચકનુ કાર્ય છે, તેનો ધર્મ છે.



# સાહિત્યમાં વિષયબોધ અને બોધનું "ફલ"

નર્મદ ચંદ્રક સમિતિ તરફથી "પરિશીલન" માટે મને આજે ચંદ્રક અર્પવામાં આવ્યો છે તે માટે સમિતિનો, નર્મદ સભાનો અને આ સભામાં ઉપસ્થિત થયેલા સાહિત્યરસિકોનો હું આભાર માનું છું.

'આવે પ્રસંગે જેનું ગૌરવ કરવામાં આવે છે તેની મૂંઝવણ હું બરાબર સમજું છું. વળી તમે તો મારું વિવેચક લેખે બહુમાન કરો છો અને એમાં મારી થોડીક સાચી યોગ્યતા હોય તો તો મારી મૂંઝવણ અનેકગણી વધવી જોઈએ. પરંતુ આનું એક સમાધાન હોઈ શકે કે આ એક ભાવનાનું સન્માન છે, અને એ ભાવનાનું થોડું સૂચન "પરિશીલન"માંના કોઈ કોઈ લેખોમાં આપને જડે છે.

"પરિશીલન"ના બધા જ લેખો સરખી કક્ષાના નથી. એમાં કેટલાંક અવલોકનો છે અને થોડી સાહિત્યમીમાંસા છે. પ્રો. દવેએ કહ્યું તે કદાચ ખરું હશે કે બધા નિબંધોનાં વ્યાપક લક્ષણ તરીકે ચિન્તનનું તત્ત્વ છે. આ સૌ નિબંધો નિબંધો તરીકે તેમ જ તેમાંની આન્તરિક સામગ્રીના મૂલ્યમાં એકસરખા નથી. મનની એક જ સ્થિર સ્થિતિમાં બધું લખાયું નથી. સમગ્ર માનસની કોઈ ઊંચી ભૂમિકા પ્રાપ્ત થાય તો જ તે બને. કદાપિ સાહિત્યિક વિમર્શના આવા પ્રયોગો કરતાં કરતાં એવી ઉચ્ચ સમતા પ્રાપ્ત થાય ખરી. આ નિબંધોમાં જ્યાં કોઈક અસામાન્યતા દેખાતી હોય ત્યાં દિલમાં કોઈ વિચાર કે કોઈ પુસ્તક કે કોઈ ગ્રંથકારની પકડ હશે. એવી પકડને લીધે સમગ્ર વ્યક્તિત્વ પોતાની બધી શક્તિઓ વડે આસ્વાદનનું અને આસ્વાદનના પુનઃકથનનું તથા વિચારબીજોનાં સર્વ ફલિતોના પર્યેષણનું કામ કરે છે. બાકી, સામાન્ય રીતે, વિવેચનની, વિવેચનમાત્રની ગંગોત્રી શોધવી મુશ્કેલ નથી. એ સર્વને પ્રાપ્ય છે. પ્રશિષ્ટ ગ્રંથોના અનુશીલનથી આનંદની સૂક્ષ્મતા ને ગાઢતા અને બુદ્ધિનો વિવેક બંને સધાય છે. ઘણું ઘણું અને વિવિધ વાંચવાની કિંવા પંડિત થવાની જરૂર નથી; થોડાં ઉત્તમ પુસ્તકોના પ્રેમી થવાની જરૂર છે. તેના નિરન્તર પરિચયથી ઉત્તમતાનો સંસ્કાર ચિત્તમાં કાયમ પડે છે અને વિવેચન માટે એક ધોરણ આપણી હૃદયવૃત્તિમાં જ સ્થપાય છે.

મારી ભાષાશૈલીમાં ક્યાંક ક્યાંક અભિનિવેશ છે, મુગ્ધતા ને ઉડ્ડયન છે; વૈયક્તિક અનુભાવન અને કૌતુકપ્રિયતા છે; પણ આ જ સાચું એવો અભિનિવેશ મને વસ્તુતઃ નથી. મારું માનસિક બંધારણ *અને સત્યની જિજ્ઞાસા અભિનિવેશ અને અહંસચ્ચાઈની વિરુદ્ધ છે. તેથી તો કોઈ પણ વિચાર કે અભિપ્રાય* ફરી વિલોકવા હું આતુર રહું. અને આજે પણ આપની આગળ એક વિચાર રજૂ કરવાનો છું તેમાં પણ મારી આસ્થા સાથે અનાસ્થાનું, શ્રદ્ધા સાથે આશંકાનું નિવેદન છે.

સાહિત્યના નિર્ણય અને મૂલ્યાંકનમાં બે વસ્તુઓનો વિચાર કરવો પડે છે. એક છે આનન્દલક્ષણ સૌન્દર્યવિમર્શ; બીજું છે એ અનુભવનું સામર્થ્ય — રસાસ્વાદની ગાઢતાની દૃષ્ટિએ, આનંદની સૂક્ષ્મતાની દૃષ્ટિએ, સાક્ષાત્કારમાંના જીવનરહસ્યની દૃષ્ટિએ. કૃતિમાં થતો સાક્ષાત્કાર જીવનને કેટલી વ્યાપકતાથી સ્પર્શે છે, ઊંડાણથી અને સચ્ચાઈથી સ્પર્શે છે, એ પણ કૃતિઓના મૂલ્યાંકનમાં બોધ – કે અબોધ – પૂર્વક નિર્ણાયક બને છે.

## સાહિત્યમાં વિષયબોધ અને બોધનું "ફલ"

**કાવ્યપ્રકાશ**માંનું એક સિદ્ધાંતસૂત્ર મને સાહિત્યવિવેચન ,સારુ બહુ રહસ્યગર્ભ સમજાયું છે. હું, એ સૂત્રને સાહિત્યવિચારમાં જરા જુદી રીતે ખપમાં લઉં છું. **ज्ञानस्य विषयो ह्यन्यः फलमन्यदुदाहृतम्** – જ્ઞાનનો વિષય એક હોય છે, ફલ બીજું હોય છે. કેવળ બુદ્ધિમાં પ્રવેશ પામતું જ્ઞાન – કહો કે કૃતિના વાચ્યાર્થનું જ્ઞાન – એ પ્રથમ ભૂમિકા છે; પણ સાહિત્યકૃતિનું પ્રથમ જ્ઞાન લગભગ તત્કાળ જ એનાથી ભિન્ન સમગ્ર વ્યક્તિત્વને સ્પર્શતી અસરરૂપે (વિકારરૂપે) વરતાય છે. આ જ વાક્ય લઈએ. એ એક સિદ્ધાંતનું કથન છે. એ માત્ર જ્ઞાનરૂપે જ મગજમાં રહે છે, જેમ આપણા મગજમાં અક્ષરગણિતનું કોઈ સમીકરણ રહે તેમ. એ કથન અનુષ્ટુભમાં છે, પણ તેથી કંઈ માહિતી ઉપરાંત વિશેષ નથી બનતું. પણ ભગવદ્-ગીતામાં શ્રીકૃષ્ણ કહે,

**न हि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति ।**
(ભ.ગી. ૬–૪૦)

—"હે તાત, થોડુંક પણ કલ્યાણ કરનાર માનવ દુર્ગતિ પામતો નથી.", એમાં માનવ માટે કેટલી ધરપત ભરેલી છે! કેટલી બધી આશા છે! કેટલું બધું આશ્વાસન છે! કેટલી સત્યપ્રતીતિથી વક્તા આ જીવને કોલ આપે છે!

"બાપુ, કલ્યાણકારી કો દુર્ગતિ પામતો નથી."

અનેક રીતે મનુષ્યો પરમ ગતિની વાંછના સેવે છે અને ઈશ્વરાભિમુખ થાય છે. તેમની ઉપાસનાની પદ્ધતિઓ જુદી જુદી છે, તથાપિ જાણે પરમાત્મા કહે છે કે એ બધા મુમુક્ષુઓ જ છે અને ગમે તે પદ્ધતિએ મને ઉપાસતા હોય તો પણ મારે જ પથે છે. આમા ધર્મ–તત્ત્વની ઉદારતા ને વ્યાપકતા વ્યકત થાય છે અને ધર્મો અને મતોની સ્પર્ધામાથી અને બુદ્ધિભેદમાથી મનુષ્યને મુક્તિ મળે છે.

**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ।**
(ભ.ગી. ૪–૧૧)

"અનુસરે મનુષ્યો સૌ સર્વથા મુજ માર્ગને."

આ વાક્યો પણ અનુષ્ટુભમા છે, પરંતુ એ માત્ર માહિતી નથી રહેતાં. કથનનો બોધ થતાં તે ભાવપરિણામી થાય છે, તેની સાથે ઉત્સાહ અને આહ્લાદ સહજ અનુભવાય છે. જ્ઞાન મળતાં વેંત ચિત્તની બીજી શક્તિઓનુ પણ ઉદ્‌બોધન થાય છે, એમા કોઈ નિકટની સૂઝ ને ભાવાત્મક આનન્દ-સંપત્ સંવેદન છે.

આવું સવેદન અખંડ ચિત્રના સાક્ષાત્કારરૂપે પણ ઉપસ્થિત થાય. પ્રો. ઠાકોરના રેવાના વહેણના ચિત્રમાં આપણે પ્રત્યક્ષવત્તા અનુભવીએ છીએ. નાનાલાલ

"—દગની કીકી શાં સ્યામ જાંબુ,
ટોળે જાણે મળી શું સહિયર રમવા વાડીની એવી કુંજે."

એમ લલકારતા વાડીની કુજો નેત્ર આગળ પ્રકટ કરે છે. નરસિંહની એક કડીમાં ચિત્ર સાથે વસ્તુની ચંચલતા, ગતિમયતા અને સ્વવિશિષ્ટતા પણ અનુભવાય છે:

"એક પાસ કાનજી કાળો રે ઘૂમે, બીજી પાસ રાધિકા ગોરી રે જો;
ખળકે છે કંકણી, ળળકે છે વેલિયા, લટકે તે નેતરાની દોરી રે જો."

સાહિત્યના વિષયમાં જ્ઞાનનું ફળ આમ બે રૂપનું સમજી શકાય પ્રકટતા અને સંવિત્તિ અખંડ ચિત્ત, Illumination, revelation, દર્શન, અને ભાવાત્મક સૂઝ (Intimate awareness), ભાવબોધ

આ તો છુટ્ટાં પંક્તિઓ આપણે જોઈ આપણે મુક્તકો લઈ શકીએ, ગઝલ, સૉનેટ, ઓડ, ખંડકાવ્ય, કથાકાવ્ય આખ્યાન, મહાકાવ્ય, વાર્તા, નવલકથા, નાટક આદિ પણ લઈ શકીએ અને તેમના વિમર્શના ફળ તપાસી એ બધીની ઉચ્ચતાનો નિર્ણય કરી શકીએ પ્રકટતા અને સંવિત્તિ — મેં એ પરિભાષાનો જે અર્થ ધાર્યો છે તે અર્થમાં એ બે અલગ રહેતા નથી, ઓતપ્રોત થઈ અન્વિત થઈ વિશિષ્ટ ફલનું કારણ બને છે એ અનુભવમાં તમે આહ્લાદ કે અલૌકિક ને નિરતિશય આનંદ અનુભવો છો, તમને કશુંક દર્શન થાય છે, કશોક સાક્ષાત્કાર થાય છે, જીવનના બાહ્ય તેમ જ અન્તરતમમાં તમે ફરી વળો છો એ મહાનસમુદ્રમાંથી જાણે તમને મોતી લાધતાં હોય એમ લાગે છે તમે એવું કંઈક પ્રાપ્ત કરી આવો છો, એવી કોઈ અનુભૂતિ પામો છો, જેનો પ્રભાવ પછી અવિચ્છિન્ન રહે છે અને તમારા વ્યાવહારિક જગત માટે પણ નિરાળી દૃષ્ટિ આપે છે,

સંગીત અને ચિત્ર કરતાં સાહિત્યમાં કલા તરીકે વિક્રમની વધુ મોકળાશ છે સંગીતમાં મર્યાદા – સર્જનની પ્રક્રિયામાં જ વસ્તુ અપ્રત્યક્ષ થાય છે અને તેને અમુક સમયમર્યાદા – સાહિત્ય કરતાં તો ઘણી વધારે – સાચવવી પડે છે, નહિતર સંગીતકૃતિ નીરસ થાય ચિત્રને નડતી સ્થળ – મર્યાદા પણ એ અર્થમાં સાહિત્યકારને નથી બને પોતાના વાહનમાં ભરી શકે છે તેથી અનેકગણી વિસ્તારવાળી વસ્તુ સાહિત્યકળા સમાવી શકે છે તેથી અત્યંત વિશાળ અને સંકુલ જીવનવસ્તુને સાહિત્ય પોતાનો વિષય બનાવી શકે છે પરિણામે તે કલાનો વિમર્શ પણ વિશિષ્ટ બને છે શાકુન્તલમાં વિશુદ્ધ જીવન અને ઋજુ જીવનની પદ્ધતિઓના સંઘર્ષમાં નાજુક સંયોજન કરવાનું છે દુષ્યન્ત પ્રેમ કરતાં પ્રસંગને સંભારી તત્ત્વાન્વેષણની ડાહી વાત કરે છે પણ તત્ત્વાન્વેષણ કરતો નથી અને તેથી દુષ્યન્તના ગર્ભ શકુન્તલા પર નાખે છે ‘સરસ્વતીચન્દ્ર’માં પણ નાયક મનીષી છતાં તત્ત્વાન્વેષણ કરતો નથી વ્યક્તિઓના આદર્શો ને ભાવનાઓ બદલાયાં છે પણ સમાજની પરંપરાઓ બદલાઈ નથી એવા યુગમાં સંઘર્ષના બધા પરિણામો અને દુઃખો સંવેદનશીલ આત્માઓને વેઠવાં પડે છે એકની બુદ્ધિ નવે નવે માર્ગે ખેંચી જાય છે, બીજાનો શુદ્ધ પ્રણય હૃદયને પરિસ્થિતિથી દૂર તાણે છે વાસ્તવની ભોમમાં વાવેલાં આ આદર્શો બને મહાન કૃતિમાં અંતે તો એઓ હુતાશ પ્રણયમાંગલ્ય પામે છે પણ કેવી વિટંબણા ને ક્લેશ પછી! આમ મહાન સાહિત્યકૃતિઓમાં જીવનસાગરના ઊંડાણમાં પ્રવેશવાનું સૌભાગ્ય મળે છે

પરંતુ શરૂઆતમાં મેં જે આસ્વાદની વાત કરી તે પેલા ફલને અંગે અને તેના તારતમ્યના નિર્ણય અંગે નિવેદવાની રહે છે આપણી ફિલસૂફી, આપણું જીવનદર્શન, વિશ્વ પાછળ રહેલાં અને તેને આવરીને નિયમમાં રાખનાર તત્ત્વ વિશે આપણી કલ્પના, જીવનની પરમ સાર્થકતા વિશે, જીવનસાફલ્ય વિશે શ્રેયસ્ વિશે આપણી શ્રદ્ધા, એ સર્વને આપણી કલાની સાર્થકતા વિશેની કલ્પનાને અપરિહાર્ય

* ઘટનું જ્ઞાન થયા પછી ઘટ જાણ્યો ઓળખ્યો એવી ધારામાં જ્ઞાતતા પ્રકટ થાય છે એમ પૂર્વ મીમાંસકો કહે છે એટલે પ્રકટતા એ ઘટનો ધર્મ થાય છે ‘હું ઘટને જાણું છું ઓળખું છું’ — એવો ઘટજ્ઞાન પછી જે પ્રત્યય થાય છે તે સંવિત્તિ એ જ્ઞાતાનો ધર્મ છે અને એ રૂપનું જ્ઞાનનું ફલ હોય છે એમ નૈયાયિકો માને છે હું બંનેને અનુભાવનના સ્વરૂપો તરીકે ધારું છું

સંબંધ છે. આપણી રસાસ્વાદની મીમાંસાને, નિરતિશય આનંદની વિચારણાને આપણી પરમ તત્ત્વની વિચારણા સાથે ગાઢ સંબંધ છે. સમતા, મૈત્રી, કરુણા, શાન્તિ એ મંગલ પદાર્થો તથા મોક્ષની ગતિનો આપણો ખ્યાલ આપણી કલાકૃતિઓના આયોજનમાં, ખાસ કરીને નાટકાદિમાં કૃતિના અન્તના નિર્માણમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. ગ્રીક ફિલસૂફી તથા ખ્રિસ્તી જીવનદર્શન યુરોપી સાહિત્યના આન્તરિક ઘડતરમાં નિયામક બન્યા છે એમ લાગે છે. અને તેથી જ "ટ્રૅજેડી" જેવું નાટકસ્વરૂપ યુરોપમાં ઉદ્‌ભવ્યું છે જીવનસ્વરૂપની દૃષ્ટિથી "ટ્રૅજેડી" સાહિત્યરૂપની અનિવાર્યતા ના પણ હોય અને તો શાન્તતાનો અને માંગલ્યનો જ ભાવ ઉદ્‌બોધવા માગનાર કલાકારો "ટ્રૅજેડી"ના સરજે એ કાંઈક સમજી શકાય તેમ છે. મારી આ સમજમાં દોષ હોવાનો સંભવ છે પણ એટલું તો મને સાચું લાગે છે કે વિશ્વતત્ત્વ અને જીવનની કૃતાર્થતા પરમગતિ વિશેની કલ્પના રસાનુભવ અને સૌન્દર્યવિમર્શમાં પણ અમુક અંશે ગૂઢ રીતે નિયામક બને મારા આખા સમાજની અમુક પેઢીઓ લગી આન્તરિક વૃત્તિ અમુક રીતે ઘડાઈ છે, એ વૃત્તિની ઉપરવટ થતી કોઈ નવી રચનાનો સંસ્પર્શ થાય તો ખુદ સૌન્દર્યમાં જ કુરૂપ છે એમ લાગે; ખુદ રસાસ્વાદની પ્રક્રિયામાં જ વિઘ્ન આવે. કલ્પનાથી આગલા યુગની સાથે ખૂબ સમાનભાવી થઈએ તો પણ પ્રેમાનંદ આદિના ચમત્કારનિરૂપણ સાથે, તેમના અદ્‌ભુતના આલેખન સાથે હૃદય આજે પૂરેપૂરું સંવાદી થઈ શકતું નથી એ જ તત્ત્વને આગળ વિકસાવો એટલે મારો ખ્યાલ સ્ફુટ થશે. આજે જીવનમાહાત્મ્યની ને જીવનશ્રેયની મારી કલ્પના છે તે લુપ્ત થાય અને તેનું સ્થાન બીજી કોઈ ભાવના લે, આ વિશ્વને અને દેખાતી ગતિને તથા માનવને અંધ અકસ્માત જ માનતો થાઉં, તો સંભવ છે કે આજે ગણું છું તેનાથી બીજી કોઈ વસ્તુને હું સૌન્દર્ય ગણું, આજે મારી રસેન્દ્રિય જેને અનુકૂળ હોય તેને બસો વર્ષ પછી તે અનુકૂળ કદાચ ના હોય હા, કલાની પ્રવૃત્તિ દ્વારા પણ અનિયમની શોધ શક્ય છે જીવનના પરમ રહસ્યના અનુસંધાન માટે કલાવ્યાપાર પણ ઉપયોગી છે. પણ એ દ્વારા જે પ્રાપ્ત થાય છે તે છે માત્ર કોઈ રમણીય, સુરખીભરી, અગમ્ય સૃષ્ટિનો અણસારો. એ અણસારા ઉપરથી અન્તિમ સત્ય વિશે ચોક્કસ વિધાનો કરવા મને યોગ્ય લાગતું નથી આપણા જગતના અને જીવનના પર્યેષણની સીમાએ, સંધ્યાએ આપણે પહોંચીએ પણ ત્યાંથી તે અન્તિમ સત્ય જે હો તે હો – અત્યંત દૂર છે એ બેની વચ્ચેનું વિશ્વ રમણીય હશે, દિવ્ય હશે, પણ તેને વિશે આપણને શુદ્ધ જ્ઞાન કશું નથી પણ એ જ્ઞાન છે જ, અથવા અમુક પ્રકારનું એ હોવું જોઈએ એમ માની લઈ તેને આધારે શું જીવનની કે શું કવિતાની રચના કરવી તેને આધારે તેની ચિકિત્સા કરવી ને મૂલ આંકવું યોગ્ય લાગતું નથી

કવિતા કે જીવનની ચરમ સીમાએ અગમ્ય તત્ત્વનો જે અણસારો મળે છે તેનાથી તૃપ્ત થવા ઉપરાંત વધારાની ઝંખના સેવવી મને નિરર્થક લાગે છે એ નિરર્થક ના હોય તો પણ એ ચરમ ગતિ અને અનુભવ વિશે દૃઢ સિદ્ધાન્તો સ્થાપવામાં કાંઈક ધૃષ્ટતા છે આ છે મારી શ્રદ્ધાનો શિથિલ અંશ *



* 'નર્મદ ચંદ્રક' અર્પણ પ્રસંગે આપેલા વ્યાખ્યાનનું મુખ્ય વક્તવ્ય.

# રસના સિદ્ધાન્તમાં સાપેક્ષતા

કલાની ખાતર કલાનો ( Art for art's sake ) વાદ આપણે ત્યાં આવ્યો ત્યારે આપણા આલંકારિકોએ આપેલા કાવ્યના વર્ણનમાં એ વાદ અભિપ્રેત છે એમ કંઈક વાજબી રીતે આપણા વિવેચકોને લાગ્યું. મમ્મટાચાર્ય ભારતી સરસ્વતીને વંદતાં કહે છે કે એ નિયતિકૃતનિયમરહિતા, હ્લાદૈકમયી અને અનન્યપરતન્ત્રા છે. કાવ્ય અર્થાત્ સર્વ લલિત વાઙ્મય અનન્યપરતંત્ર છે. એટલે કે "એનું પ્રયોજન, એનાથી પર, એનાથી બહાર નથી. એ કોઈ બીજી વસ્તુને લીધે ઇષ્ટ નથી બનતું, પણ એ પોતે જ ઇષ્ટ છે."[1] બ્રેડ્લીના શબ્દોમાં કહીએ તો "Its nature is to be not a part, nor yet a copy, of the real world...but to be a world by itself, independent, complete, autonomous." એબરક્રોમ્બી એ જ વાત કરે છે: 'In poetry we live in the world which is immediately and on its own account without reference to ulterior standards, significant. અને significant – રહસ્યમય – એટલે વસ્તુતાએ સ્વસંપૂર્ણતાથી વિશેષ કાંઈ નહિ.' આપણું વાસ્તવિક જીવન સાહિત્યની દુનિયાથી બીજી રીતે ભિન્ન હોવા ઉપરાંત પ્રવાહ જેવું છે, તે નિરવધિ પ્રવાહમાં એક બિન્દુથી બીજા બિન્દુ સુધીનો પટ આપણે જોઈ શકીએ પણ તેના બધા અંશોમાં સુશ્લિષ્ટતા કે સંવાદ નથી જણાતો. કાવ્યના બધા અંશો કાર્ય-કારણભાવથી સંકળાયેલા અને પરસ્પર સંવાદ રાખનાર છે એમાં નિયમ અને વ્યવસ્થા છે, એમાં જાણે ઋત પ્રત્યક્ષ થાય છે. એ જ એનું રહસ્ય છે. અને એ જ નિરતિશય આહ્લાદનું કારણ છે.

પણ સાહિત્યકળાની દુનિયાની સ્વાયત્તતા આમાં ઉપર ઉપરથી દેખાય છે તેટલી નિરપેક્ષ નથી. ખુદ બ્રેડ્લીએ જ કહ્યું છે તેમ Underground connection — અંતઃસ્પર્શી સંબન્ધ – કાવ્ય અને જીવન વચ્ચે પુષ્કળ છે. કેળવણી, વ્યવહારના અનુભવ વગેરેના સંસ્કારથી સિદ્ધ થયેલી વ્યક્તિ કેળવણી, અનુભવ વગેરેના સંસ્કારોથી સિદ્ધ થયેલી બીજી વ્યક્તિના સંપર્કમાં આવે છે અને એ સંપર્કનું વાહન વાણી છે. કવિની ભાષાની જ્ઞાનની અપેક્ષા ઉપરાંત કલ્પનાદ્વારા પણ કાવ્યના અનુભવને પોતાનો કરવાની ભાવકની શક્તિની અપેક્ષા રહે છે "In poetry we live in the world which is immediately and on its own account...significant." આમાં વાચક કે ભાવકની સંસ્કારસિદ્ધ કલ્પના કવિની કવિતામાં અવતરેલા અનુભવને કેટલી અનુકૂળ છે એ પ્રશ્ન તો રસાસ્વાદમાં હંમેશનો જ છે.

સંસ્કારી હિન્દી અને અંગ્રેજી સાહિત્યનો રસિક મિલ્ટન કરતાં વર્ડ્ઝવર્થમાં ઘણી વખત વધારે રસ લે છે, પેલો વધારે મોટો કવિ છે તેમ જાણે છે છતાં, કારણ કે તેનું અંતઃકરણ મિલ્ટનને બહુ અનુકૂળ થઈ શકતું નથી. કવિ અને ભાવકની સંસ્કારસંપત્તિ અને સાહિત્યકળાના માધ્યમ ભાષાના ઓછાવત્તા જ્ઞાનમાંથી નીપજતી રસાસ્વાદની સાપેક્ષતા બધા સ્વીકારી શકે એમ છે. આપણા આલંકારિકો ભાવક સહૃદય અને રસિક હોવો જોઈએ એમ કહે છે તેમાં આ સાપેક્ષતા સૂચિત જ છે, જો કે તે સાપેક્ષતાની બધી ફલિતતામાં તે ઊતર્યા નથી.

[1] રામનારાયણ – " સાહિત્યવિમર્શ " પૃ. ર.

यस्तुष्टौ तुष्टिमाप्नोति शोके शोकमुपैति च ।
क्रोधे क्रुद्धो भये भीरुः स श्रेष्ठः प्रेक्षकः स्मृतः ॥[2]
परगतदुःखहर्षादिभावनायामप्यत्यन्तानुकूलान्तःकरणत्वं सत्त्वम् ॥[3]

સાહિત્યકળાનો આસ્વાદ, ભાવકની કલ્પનાશક્તિ, વેદનશીલતા ( Sensibility ), સમભાવની શક્તિ ( Sympathy ), સત્ત્વની અપેક્ષા સર્વત્ર રાખે છે.

પણ હું કહેવા માગું છું તે આથી વિશેષ છે. બુદ્ધિપ્રામાણ્ય તરફ યુરોપી વિચારની ગતિ ઘણી થઈ છે તેથી યુરોપી વિવેચનમાં "સંસ્કારી અને સહૃદય પુરુષ"થી જે અર્થ ઉદ્દિષ્ટ છે તેનો સાધારણ ખ્યાલ નિશ્ચિત છે. જીવનના મહાપ્રશ્નો સંબન્ધી – ઈશ્વર, આત્માની અમરતા, મોક્ષ, પુરુષાર્થ વિશે – અપેક્ષિત ભાવક સાહિત્યના આસ્વાદ પૂરતું સર્વથા અનુકૂલ ચિત્ત રાખી શકે છે. ભારતીય કાવ્યશાસ્ત્રનો સહૃદય અમુક વિષયમાં કેવલ બુદ્ધિપ્રામાણ્યને અનુકૂલ થાય કે કેમ તે વિશે મને શંકા છે. એટલું તો લાગે છે કે દેશની ફિલસૂફી, નીતિ અને ધર્મની કેટલીક પ્રણાલિકાઓએ આપણા રસાસ્વાદમાં પ્રવેશ કર્યો છે અને આ લેખનો મુખ્ય હેતુ તો એ વાત બતાવવાનો છે.

આપણા કાવ્યશાસ્ત્રમાં સહૃદયનું સ્થાન ઘણું મોટું, રંગદર્શી વિવેચન માગે તેટલું. ઔચિત્ય-અનૌચિત્યની સર્વાંગીણ ચર્ચામાં પણ છેવટનું પ્રમાણ તો સચેતસનો અનુભવ છે. કરુણ રસ દુઃખને નિરૂપે છે છતાં સામાજિકને સુખ આપે છે તેનું પ્રમાણ વિચારતાં 'સાહિત્યદર્પણ'કાર વિશ્વનાથ **सचेतसामनुभवः प्रमाणं तत्र केवलम्** કહી હાથ ધોઈ નાખે છે.

તથાપિ આપણો રસવાદ સચેતસના અનુભવ ઉપર નિર્ભર નથી. તેના અવચ્છેદકો આપણા દાર્શનિક મતો, નૈતિક પ્રણાલીઓ અને ધાર્મિક માન્યતાઓ પૂરા પાડે છે. પ્રકૃતિ પોતામાંથી વિકાસ કરી પુરુષ માટે સુખદુઃખની સામગ્રી ઊભી કરે છે અને પુરુષ પાસે સુખદુઃખ અનુભવાવે છે – આ સાંખ્યમતનું બરાબર પ્રતિબિંબ ભટ્ટનાયકના **विभावादिसाधारणीकरणात्मना भावकत्वव्यापारेण भाव्यमानः स्थायी सत्त्वोद्रेकप्रकाशानन्दमयसंविद्विश्रान्तिसतत्त्वेन भोगेन भुज्यते** એ 'કાવ્યપ્રકાશ'માં દર્શાવેલા મતમાં જણાય છે.[4] 'વ્યક્તિગત સંબંધો તથા દુઃખ અને મોહ આમ તો છૂટતાં નથી, પણ કલાકારના બિનઅંગત સર્જનમાં થોડો વખત તેમાંથી મુક્તિ મળે છે; રજસ્ અને તમસ્ દબાઈ સુખહેતુ સત્ત્વનો અવિર્ભાવ થાય છે. પ્રો. હિરિયણ્ણા બીજા બે શબ્દો તરફ પણ ધ્યાન ખેંચે છે – સંવિત્ અને વિશ્રાન્તિ, અને સમજાવે છે કે ક્રિયાત્મક ઉત્સાહથી વ્યતિરિક્ત મનની ધ્યાનાત્મક, અનાસક્ત, શમમય, આનન્દમય સ્થિતિમાં કાવ્ય ભાવકને મૂકે છે.

વેદાન્તમતે આ સર્વ આત્મા છે; દ્વૈત અને વિસંવાદ તો અજ્ઞાન છે, અને આપણું વ્યક્તિત્વ ભૂલીએ તેટલું આત્માના સાચા આનન્દમય સ્વરૂપની નજીક જવાથી, વિભાવાદિથી અતિરિક્ત અન્ય સર્વનું નિરોધાન થવાથી, બ્રહ્માસ્વાદ જેવો અનુભવ થાય છે. જીવન એ અવિદ્યા-કામ-કર્મમય છે, અને

૨. ભાવપ્રકાશ

૩. दशरूपक.

૪. પ્રો. હિરિયણ્ણા—"Indian Aesthetics" : પહેલી પ્રાચ્યવિદ્યા પરિષદનો નિબંધસંગ્રહ.

તેમાથી ક્ષણિક પણ સાચી નિવૃત્તિ કના આપે છે કોઈ પણ નિમિત્તે કોઈ પણ કારણે અહમાગનુ પડળ આત્મા પરથી જતુ રહે તો આત્માની આનન્દમયતા થોડો વખત પણ અનુભવાય, અને એ ક્રિયા કાવ્યાનુભવમા પ્રવર્તે છે

[1]આ એક કલાદૃષ્ટિમા બહુ ટેર નથી અહનામાથી ઊંચકી લઈ, દુખ અને મોહનું જીવન ટાળી સુખાનુભવ કરાવવો કે સુખદુખમોહનું જીવન ટાળી આનંદાનુભવ કરાવવો, એ કાવ્યનો લગભગ સમાનવર્મ (Function) રહે છે સાહિત્યનાનું આ પ્રયોજન હોય, અક્લેશમય સવિત્-વિશ્રાન્તિની સ્થિતિન, બ્રહ્માસ્વાદસહોદર આનન્દાનુભવનુ, તો તેની શક્તિ ને શક્તિસીમા કેવી હોઈ શકે એ કલ્પી શકાય છે આ પ્રયોજનનો સીમાર ભારતીય સાહિત્યને નથી સ્પર્શતો, નથી મર્યાદિત કરતો, એમ નહિ કહી શકાય કાવ્યપ્રયોજનની વિચારણા એક માર્ગે અને ભારતીય સાહિત્ય બીજે માર્ગે વહ્યા નથી આપણા ઉત્તમ સાહિત્યમા જે અનુભવાય છે તેને એ અનુસરે છે, અને તેનો પ્રપચ કરી, તેને જડતાથી વળગી, કેટલુય સાહિત્ય લખાયું છે

યુરોપની ઉત્તમ ટ્રેજેડી, જેના અતમાં અસ્વસ્થતાની પરાકાષ્ઠા પ્રેક્ષક અનુભવે તેના જેવુ રૌદ્રકરુણાન્ત નાટક સસ્કૃતમા નથી, તેના કારણમા હિન્દુ જીવનદૃષ્ટિ અને તે ઉપર મડાયેલી હિન્દુ સાહિત્ય ફિલસૂફી છે, એમ કીથ કહે છે સત્તા, બુદ્ધિ અને સકલ્પબળને અતિમ કક્ષાએ પણ ભિન્ન ભિન્ન કરતી અગોચર શક્તિઓનો વ્યાપાર હિન્દુ નાટ્યાદિમા નિરૂપાતો નથી અનિવાર્ય વિનાશ સામે નિરર્થક ઝઝૂમતા સજ્જન વીરનું દૃશ્ય સસ્કૃત નાટકમા મળી આવતું નથી જેનો પરાજય ઇષ્ટ માનીએ, છતા જેના બુદ્ધિ ને સામર્થ્યબળની વાહવાહ બોલીએ, તેવો દુર્જન નાટકમા તો ક્વચિત આગળ પડી આવતો નથી [5] એવુ નિરૂપણ ક્લેશપર્યવસાયી થાય વળી સ્થાયીભાવ જાગ્રત કરવાના ઉદ્દેશથી લખાયેલુ નાટક ઘણું સકીર્ણ કે ઘણુ યથાર્થદર્શી પણ ન થઈ શકે, કેમ કે બુદ્ધિવ્યાપાર વધી પડતા, લાગણીના ઉદ્રેકને તે બાધક થાય પણ આ બીજી વાત રસના સિદ્ધાન્તને પરિણામે આવતી સાહિત્યની મર્યાદા ગણી શકાય, રસવાદમા આવી જતી સાપેક્ષતા ગણી શકાય નહિ કાવ્યનાટકને અન્તે ભાવકના ચિત્તમા વૃત્તિઓનુ યુદ્ધ જામે, સદસદ્ વૃત્તિઓનુ મથન થાય, એ આપણા બ્રહ્માસ્વાદસહોદર રસના વાદને અનિષ્ટ છે કરુણ, બીભત્સ અને ભયાનકનુ નિરૂપણ રસના સિદ્ધાન્ત અનુસાર અલૌકિક આનન્દનું કારણ બનવુ જોઈએ, તથાપિ તેમને આપણા સાહિત્યમા મહત્ત્વનુ સ્થાન મળ્યુ નથી તે એ સિદ્ધાન્તમા પેસી ગયેલી મર્યાદાઓનો સ્પષ્ટ નિર્દેશ કરે છે

રસ સિદ્ધાન્તમાની સાપેક્ષતાના બીજા નિર્દેશ રસાભાસની આપણા આલકારિકોની ચર્ચામાથી મળે છે તે સાપેક્ષતાઓનો ઉદ્ભવ આપણી ધર્મ અને આચારની પ્રણાલિકાઓમા છે અનૌચિત્યથી પ્રવતતો "રસ" તે રસાભાસ શાસ્ત્ર[6] અને લોકવ્યવહારને ઓળગીને થયેલુ નિરૂપણ તે સામાજિકને અનુચિત એમ લઈએ કે સહૃદયને અનુચિત લાગે તે અનુચિત, તો પણ હૃદયને શુ અનુચિત લાગવાનો પૂરો સભવ હતો તે તો આલકારિકોએ આપેલા દાખલાઓથી સ્પષ્ટ જણાઈ જાય છે સામાજિક ખ્યાલોને ઉચિતઅનુચિતના સામાજિક નિશ્ચયોને આપણી રસની ફિલસૂફી વગાડી શકી નથી ઉપનાયક, મુનિપત્ની

---

૫. કીથ – Sanskrit Drama"

૬ સામગ્રીના અભાવથી જે રસ પૂરા પ્રાવથી પ્રવતતો નથી તેને પણ રસાભાસ કહેવામા આવે છે પ્ર પ્રકર્ષના અભાવથી પ્રવતતો 'રસ' નહિ પણ ભાવ યોગ્ય રીતે ગણી શકાશે

કે ગુરુ પ્રતિ રતિ, બહુ નાયક વિશે રતિ, અનુભાવ ( Response ) ન પામતી રતિ, અધમ પાત્ર માટે રતિ શૃંગારમાં અનુચિત છે આ એક જ વિષયમાં કલાનો પ્રદેશ કેટલો સંકુચિત થઈ ગયો ! રસાભાસની કલ્પનાથી મનુષ્યસ્વભાવના યથાતથ આલેખનની અવગણના થઈ છે, એટલુ જ નહિ, અનુભાવ ન પામતી રતિ જેનામા ભાવમથનનો ઉત્તમ હૃદયસ્પર્શી પ્રસંગ આવે તે પણ જતો કરતો જણાય છે. ગુરુ આદિ પ્રતિ રતિ, કોપ, કે હાસને રસાભાસ ગણવામા ઉચ્ચ નીતિના ખ્યાલને કલામા ખેંચી આણ્યો છે, તો સમાજના નીચલા થરના પાત્રમા આલેખાતા શમ કે ઉત્સાહને રસાભાસ ગણવામાં આપણા ધર્મના અસ્પૃશ્યતાના રોગનો ચેપ કલાને લગાડવામા આવ્યો છે. રસસિદ્ધાન્તના વિવરણમા કે વિનિયોગમાં હિન્દુ પંડિત[૭] કે કવિ ધર્મની એ વિષકન્યા અસ્પૃશ્યતાની પર જઈ શકયો નથી એ હકીકત દુઃખદ પણ છે ખરી.

રસસિદ્ધાન્ત તત્ત્વતઃ ખરો છે, પણ તેના શાસ્ત્રમા ઉપરની, ખાસ કરીને લોકવ્યવહારજન્ય સાપેક્ષતા ને મર્યાદા કેમ પ્રવેશી તેનું નિરાકરણ થઈ શકે ખરુ ? એ દ્વારા રસશાસ્ત્રનુ શોધન થઈ શકે ખરુ ? આ પ્રશ્ન માટેની લાંબી ચર્ચા અહીં ઉદ્દિષ્ટ નથી પણ એ દિશામાં પ્રયત્ન માટે એક વિશિષ્ટ સૂચના કરુ.

કાવ્યનો રસ સહૃદયથી આસ્વાદ્ય છે. સહૃદય વાસના વગરનો યોગી નથી. રસાસ્વાદ માટે વાચક કે પ્રેક્ષકમા વાસનાની અપેક્ષા આલંકારિકોએ સ્વીકારી છે અન્તઃકરણની વૃત્તિરૂપ રતિ હાસ વગેરે ભાવો જલદી વિનાશશીલ છે તો પણ સંસ્કારરૂપે ચિરકાલ સ્થાયી છે અને રસની પ્રતીતિ થાય છે તે સમયે એનુ અનુસંધાન થાય છે, માટે એ ભાવ સ્થાયી કહેવાય છે.

**चित्तवृत्तिरूपस्याशुविनाशित्वेऽपि वासनात्मतया सूक्ष्मरूपेणावस्थानात्स्थायित्वं बोध्यम् ।**[૮] મતલબ કે આ વાસના તત્ત્વતઃ સ્વાભાવિક છે. તેથી તેને instinct કહેવામાં બાધ નથી. આલંકારિકોને મતે વાસનાનુ સ્વરૂપ કેવુ છે તેનો થોડો ખ્યાલ તેમના કેટલાક વિધાનોથી આવે છે. વાસનાથી ( કદાચ વાસનાઓને ઉન્નત કરી, શુદ્ધ કરી ) પર થયેલા યોગીનો અને શુષ્ક પાંડિત્યથી જડ બનેલા મીમાંસકનો તેમના મનમા ખ્યાલ છે આ લોકો કાવ્યનો રસાસ્વાદ કરી શકતા નથી, એમ તેમનું કહેવુ છે. **न जायते तदास्वादो विना रत्यादिवासनाम्** ઉપર ટીકા કરતા વિશ્વનાથ લખે છે : **वासना च इदानींतनी प्राक्तनी च रसास्वादहेतु : ।** વાસના પ્રાક્તન હોય અને ઇદાનીંતન હોય, જન્મદત્ત હોય અને વર્તમાન હોય, તો જ તે રસનો હેતુ બને છે આ બધા ઉપરથી અનુમાન કરી શકાય કે વાસનાવિરોધ, નિર્વાસનત્વ, વાસનામા વિકાસ કે વિકાર આપણા કાવ્યશાસ્ત્રીઓની વિચારમર્યાદાની બહાર નથી. વિભાવાદિથી વ્યક્ત થયેલો સ્થાયી ભાવ તે રસ, તેને બદલે વિભાવાદિથી વ્યક્ત થયેલો સંસ્કારસિદ્ધ સ્થાયીભાવ તે રસ એમ મૂકીએ તો રસસિદ્ધાન્તના વિવરણમા આવતી સાપેક્ષતાઓ સમજી શકાશે મૂળે એક જ વાસના પ્રજા પ્રજામા સંસ્કારસિદ્ધ દશામા જુદી જુદી સાલવે, નવા વિચારોને કે નવી પરિસ્થિતિને બળે વાસનાનુ સંસ્કારસિદ્ધ સ્વરૂપ એક જ પ્રજામા કાળે કરીને જુદું થાય.

૭. એકલો જગન્નાથ પંડિત અનૌચિત્યથી પ્રવર્તતા ' રસ 'મા કે ' રસાભાસ 'મા દોષ જોતો નથી, રસને પ્રતિકૂલ હોય તેજ તેને દોષમય છે. यावत्त्वनौचित्येन रसस्य पुष्टिस्तावत्तु न वार्यते, रसप्रतिकूलस्यैव तस्य निषेधत्वात् । સમાજની દૃષ્ટિએ નિષિદ્ધ આલંબનથી પ્રવર્તતો રસ રસાભાસ કહેવાય છે એટલુ જ તે કહે છે. એવા રસાભાસનું નિબન્ધન નિષિદ્ધ છે એમ તે કહેતો નથી. જુઓ તેનો ' અલંકારશાસ્ત્રનો ઇતિહાસ '

૮. ઝળકીકરની ' કાવ્યપ્રકાશ ' પર વૃત્તિ.

આમ સ્વીકારીએ તો જ રસાસ્વાદનુ અનુસન્ધાન પ્રજાની સસ્કૃતિ સાથે થઈ શકે ખૂબીઓ, ઊણપો અને દોષોવાળી ભારતીય સસ્કૃતિના અનુસન્ધાન વગર રસવાદનુ વિવરણ અને વિનિયોગ સમજી શકાય એમ નથી આજના સામાજિકનો સસ્કારસિદ્ધ સ્થાયીભાવ, તેની ઇદાનીંતન વાસના નવા વિચાર અને નવી પરિસ્થિતિનુ પરિણામ છે અને તેથી મમ્મટાદિને જે રસાભાસ લાગે તેમા આધુનિક સામાજિકને ખરો રસ પણ કદાચ સમજાય

કાવ્ય, સર્જનાત્મક સાહિત્ય, જેને વિષય કહે છે તે નરી સાદી વાસનાઓ ( instincts ) નહિ પણ લાગણીઓ એટલે કે વાસનાઓના સસ્કારસિદ્ધ સ્વરૂપ છે સસ્કારસિદ્ધ સ્વરૂપ એટલે વાસનાઓમાં પરિસ્થિતિ અનુસાર ધાર્મિક માન્યતાઓ, નૈતિક પ્રણાલીઓ અને દર્શનાદિના વિચારો ભળતા ઉદ્ભવતાં સકીર્ણ સ્વરૂપ આ રીતે નવી કહી શકાય એવી લાગણીઓ, દેશપ્રેમ અને વર્ડ્ઝવર્થ, નરસિંહરાવ આદિમા દેખાતો કુદરતપ્રેમ, આસ્વાદ્ય થાય છે તે સમજી શકાશે

રસસિદ્ધાન્તમાની સાપેક્ષતા, સારે, કેટલીક આપણા દર્શનો સાથે સિદ્ધાન્તની સમાન્તરતાથી, પણ મુખ્યત્વે સસિદ્ધ સ્થાયિભાવો પરત્વે છે તેમા નિત્ય સત્ય એ છે કે સ્થાયિભાવોના બીજ વાસનાઓ છે: વાસનાઓની આસપાસ સ્થાયિભાવો પોતાના દેહ ઘડે છે બીજુ નિત્ય સત્ય છે રસનિષ્પત્તિની આપણા આલકારિકોની સમજૂતીમા ધ્વનિ આત્મસાત્ કરવાની આપણી શક્તિ કે આપણું ભોજકત્વ અલૌકિક રીતે રસાનુભવ કરાવે છે, એટલે જેમ સ્વાદ માટે જીભની સ્પર્શ ઉપરાન્ત જુદી સ્વાદેન્દ્રિય તરીકે શક્તિ છે તેમ રસાનુભવ માટે, જાણે, આપણી રસેન્દ્રિય છે, જે ચિત્તની વિશિષ્ટ શક્તિ ગણી શકાય ભારતીય વિવેચનમા 'ઈમેજીનેશન'નું સ્થાન આ રસેન્દ્રિય કે ભોજકત્વ લઈ શકે જે શક્તિથી કવિનો અનુભવ વાચક પોતાનો કરે છે તેને 'ઈમેજિનેશન' (કલ્પના) શબ્દ અનુલક્ષે છે, પણ તે અનુભવ વાચકને ઇષ્ટ છે, તેમા તેને અલૌકિક આનદ પડે છે તે વાત તેમા સૂચવાતી નથી આપણા કાવ્યશાસ્ત્રીઓએ આત્મસાત્ કરતી શક્તિ ઉપર ભાર ન મૂકતા આનદ ઉપજાવતી શક્તિ ઉપર ભાર મૂક્યો છે સાહિત્યાનુભવમા કલ્પનાએ આત્મસાત્ કરેલી લાગણીઓને સ્પર્શે છે કે નહિ તે જ મોટી વાત છે, મૂલ્યાંકનમાં, ઉચ્ચાવચના નિર્ણયોમા તે એક, પણ મહત્ત્વની કસોટી છે તદુપરાન્ત પણ જડ સાહિત્ય—સર્જનોથી, કેવળ માહિતીબોધ, આન્વીક્ષિકી, વાદવિવાદની કૃતિઓથી કાવ્યપદ્સૂચિત વાઙ્મયને બચાવવાનું સામર્થ્ય રસસિદ્ધાન્તમા છે



# સાધારણીકરણ

લેખકના અનુભવનું સંક્રમણ ભાવકના ચિત્તમાં થાય તો જ સાહિત્ય સાહિત્ય નામને પાત્ર બને છે. પણ આ સંક્રાન્તિમાં કયો વ્યાપાર પ્રવર્તે છે ? એકનું વક્તવ્ય બીજો સંપૂર્ણ ગ્રહી શકે, એકનો અનુભવ બીજો આત્મસાત્ કરી શકે તેમાં થોડી ક્ષણની પણ સમાનતાની ભૂમિકા કલાકાર અને ભાવકમાં શી રીતે આવી એ પ્રશ્ન કલાવિવેચનમાં મહત્ત્વનો છે. હમણાં હમણાં રસફિલસૂફ અભિનવગુપ્તનો સિદ્ધાંત સ્મરી આ વ્યાપારને સાધારણીકરણનું નામ વિવેચકો આપે છે.

પ્રો. ઠાકોર "નવીન કવિતા વિષે વ્યાખ્યાનો"માં કહે છે:[1] "ઊંચી કવિતા તો ટકાઉ હોય ભાવઘનતાએ, સાધારણીકરણે (by generalisation), ઉચ્ચીકરણે (by sublimation)." બીજે સ્થળે જણાવે છે:[2] "વાસ્તવિક શોક એક વસ્તુ છે. કાવ્યોચિત કરુણરસ બીજી વસ્તુ છે. આવા આવા પરંપરાપૂજિત કેવળ લાગણીવેડામાં દેશકાલ, પ્રસંગ, વ્યક્તિ આદિ ઉપાધિઓ અને મર્યાદાઓને ઓગાળી નાખતો 'સાધારણીકૃત' અને ઉદાત્ત કાવ્યરસ કયો ?" શ્રી રામનારાયણ કવિતામાં અંગત અને બિન-અંગત તત્ત્વોની ચર્ચામાં વિરુદ્ધ પક્ષોનો સમન્વય કરવામાં 'સાધારણીકરણ'ને સ્ફુટ કરવા પ્રયત્ન કરે છે:[3] "કલામાં સામાન્ય અને વિશેષ સમન્વય પામે છે. કલા અત્યંત સામાન્ય સત્યને અત્યંત વિશિષ્ટ રૂપ આપે છે. નૈયાયિકની પેઠે આપણે કલામાં પણ સામાન્ય અને વિશેષ બન્નેને સ્થાન આપવું પડશે. કલાનું વક્તવ્ય **સામાન્ય** ન હોય, કલાનો અંતર્ગત અનુભવ સાધારણીકૃત ન હોય, તો તે સર્વગ્રાહ્ય થાય કેવી રીતે? પણ વળી તે અનુભવને, અત્યંત વિશિષ્ટ મૂર્ત રૂપ ન મળ્યું હોય તો તે પ્રત્યક્ષ અને આસ્વાદ્ય કેવી રીતે બને ? કવિતાનું લાગણીમય સત્ય સાધારણીકૃત સર્વગ્રાહ્ય હોવું જોઈએ તે સાચું, પણ તે સાથે ઉપર કહ્યું તેમ તેને આસ્વાદ્ય કરવાની પદ્ધતિ, તેને મૂર્ત કરવાની પદ્ધતિ દરેક કવિને પોતપોતાની હોય જ. દરેક કવિની રીતિ વિશિષ્ટ હોય છે માટે જ કાવ્યમાં એકનો એક વિષય પણ જુદા જુદા કવિને હાથે નવા અને તાજા જ રસવાળો બને છે."

કોઈ વ્યાપારને અમુક નામ આપ્યું એટલે તે સુગમ થઈ જતો નથી. કવિતાનું વક્તવ્ય, કવિતાનું લાગણીમય સત્ય સર્વગ્રાહ્ય હોવું જોઈએ એટલે શું ? સંસ્કાર જ્ઞાન આદિના બધા પ્રકારના વાચકોને ગ્રાહ્ય? સર્વગ્રાહ્ય એટલે, મારી સમજમાં, સર્વ સંસ્કારી જનને અમુક સંજોગોમાં ગ્રાહ્ય, અર્થાત્ સર્વગ્રહણક્ષમ. હવે રામનારાયણ, ઠાકોર આદિ કવિતામાં સર્વગ્રહણક્ષમતા લાવવા અનુભવનું સાધારણીકરણ માગે છે તેમને મતે કલાનું વક્તવ્ય **સામાન્ય** જોઈએ. સાધારણીકરણ અને સામાન્યીકરણના સમીકરણથી ઘણો વિભ્રમ થવા સંભવ છે. કવિના અનુભવમાં સૂક્ષ્મતામાં કે વિશાળતામાં કશું અસાધારણ કે લોકોત્તર હોય જ નહિ ? અને હોય તો તે સર્વગ્રહણક્ષમતા લાવવા ગાળી કાઢવું ? રામનારાયણને આ ઇષ્ટ હોય એમ ધારતો નથી મારી ધારણા સાચી હોય તો તેમનાં રીતિમાં જ

---

૧. ન. ક. વ્યા. પૃ. ૧૦૩.

૨. ભણકાર, ટિપ્પણ પૃ. ૩૫.

૩. અર્વાચીન કાવ્ય સાહિત્યનાં વહેણો, પૃ. ૨૧.

વિશિષ્ટતા જોતા વચન ભ્રામક છે પ્રશ્ન એ છે કે એકનો એક વિષય જુદા જુદા કવિને હાથે નવા અને તાજા ગમવાજો કેમ બને છે? ગમનારાયણ નિર્ણયપૂર્વક કહે છે — "દરેક કવિની રીતિ વિશિષ્ટ હોય છે માટે જ" એનો અર્થ કે કાવ્યવસ્તુમા વિશિષ્ટતા નથી, અને વિશિષ્ટતા આવી જતી હોય — દેશકાળ પ્રસગને કારણે કે બીજા કોઈ કારણે — તો તે ટાળવી!

કવિની ખરી કૃતકૃત્યતા વિશિષ્ટ રીતિમા નહિ પરતુ સવેદનની લોકોત્તરતામા છે આ સવેદન પૃથગ્જનના અનુભવથી સૂક્ષ્મતામા જુદુ પડે — ઉમાશકરના 'સીમાડાના પથ્થર પર'માં છે તેમ, કિંવા વિશાળતામાં જુદુ પડે — સુન્દરમ્‌ના 'નવુ પાણી' મા છે તેમ આજ સુધી પૃથગ્જનને જડવત્ હતો તે વિષયને જીવતો, લાગણી જન્માવતો કવિ કર સૌન્દર્ય નહોતુ જણાતુ ત્યા તે પ્રકાશિત કરે

Like a poet hidden
In the light of thought,
Singing hymns unbidden
Till the world is wrought
To sympathy with hopes
and fears it heeded not

કવિના સવેદનમા વિશિષ્ટતા ના હોય તો શેલીના આ કથનનો અર્થ જ નથી તેનું હાદ તો છે સાવ સરળ ઉ નામી કોયલ, તને પખી નહિ, ભમત શબ્દ જ કહું તુ સદા અપ્રત્યક્ષ તેથી રહસ્યમય તુ છે આશા અને પ્રેમનું પ્રતીક ધ ય પખી! તને સાભળી મારુ બાલ્ય ફરી જાગે છે તારે માટે આ ભૂમિ જો યોગ્ય નીડ હોય તો તે અમારે માટે પણ કવિન નક્કર મટી અદ્‌ભુત અપ્સરસ્તીર્થ બની જાય છે

O blessed bird! the earth we pace
Again appears to be
An unsubstantial, fairy place
That is fit home for thee

કોયલને સાંભળતા સાભળતા આ ભોમ સ્વપ્નસુદર બની ગઈ, સ્મૃતિની જાદુઈ લકડીથી બાળપણ અને બૂઢાપણ એકાકાર થઈ ગયા એ વર્ડ્ઝવર્થનો અનુભવ વર્ડ્ઝવર્થનો જ અનુભવવિશેષ વાચક તેને કલ્પનાથી આત્મસાત્ કરે, તેને પચાવી દે એવો" કોયલ સાભળતા એને પણ વર્ડ્ઝવર્થ જેવુ સવેદન થાય પણ એ નવીન સવેદન વર્ડ્ઝવર્થે વાચકના હૃદયને કાવ્યદ્વારા આપેલી કેળવણીનુ જ પરિણામ ગણી શકાય

સમાન કક્ષાના પ્રો ઠાકોરના રમણીય કાવ્ય 'શાન્તિ'મા વિશિષ્ટતા રીતિમા જ છે? કવિ જલનભનિશાજ્યોત્સ્નાદેહા શાન્તિમાતા કલ્પી, જોઈ, તેના જાણે ઉદરમા ગર્ભ જેમ વસતો, રગેરગ સુધા વ્યાપતી અનુભવે છે

દ્યુતિદલ લસે વચ્ચે શીળુ લપેટતું વિશ્વને,
ઉદર જનની તારું એ તો ઉદાર, સદાશિવે
ઉદર મહીં એ પામુ આજે સમાસ, અહો ઘડી!
રગરગ સુધા વ્યાપે તારી, દયામય માવડી

આ અનુભવ ભલે ભગુર હો, પણ એની ચિત્ત ઉપર અસર એટલી સરળ છે કે જયાજય અને રાગદ્વેષ કવિને – માણસના દીકરા મ ણસને – આવશે તો ખરા, પણ તે પૂર્વસ્વરૂપના – ઉત્કટ કે ડખીલા, આકળવિકળ કે અસ્વસ્થ કરનારા–નહિ રહે

ઉરકુહરમા શાન્તિજ્યોતિ કદીકદી રાજશે,
નભજલ–નિશા–જ્યોત્સ્નાદેહા ન બાળ વિસારશે

આ કાવ્ય અગત સ્વરૂપનુ જ છે જલ, નભ, નિશા, જ્યોત્સ્ના વગેરેના યોગ તરફ પ્રતિભાવ કવિનો વૈયક્તિક જ છે વિષય સનાતન, વળી રસિક નહીં એમ પણ નહીં, પરતુ વિષયને કવિના ચિત્તે કરેલુ સમર્પણ કવિનુ આગવુ છે એ વિશિષ્ટતા અનુભવની અને કાવ્યની ચમત્કારકતા પણ એ

કાવ્યમાંનો અનુભવ સકુલ હોય છે, તેમા વસ્તુ અને વસ્તુને કવિચિત્ત જે અર્પે તેનો સકર હોય છે કવિચિત્તનુ અર્પણ કવિએ કવિએ જુદુ કેમ કે કવિએ કવિએ વ્યક્તિત્વ જુદુ – સ્થળ, કાળ, અનુભવ, ચારિત્ર્ય અને જ્ઞાનાદિની સપત્તિએ જુદુ કવિએ કાવ્યમા વસ્તુ નહિ પણ વસ્તુને અગે થતો સ્વકીય સમગ્ર અનુભવ આપવાનો છે આ અનુભવ વ્યક્તિગત હોઈ વિશિષ્ટ જ હોવાનો

ત્યારે આ વિશિષ્ટ અનુભવને ઝીલવાને સારુ વાચક પાસે શી સામગ્રીની અપેક્ષા રહે છે? મેં શરૂઆતમા કહ્યુ છે કે થોડીક ક્ષણની સમાનતાની ભૂમિકા લેખક અને ભાવકની આવશ્યક છે તે પ્રાપ્ત કરવાની બે શરત છે ભાવકમા કલ્પના જોઈએ, અને ભાવક લેખકના લાગણીતત્ત્વનુ પોતાના લાગણીતત્ત્વ સાથે, કોઈ લાગણીઅનુભવ સાથે, કોઈ વાસના સાથે અનુસધાન કરી શકતો હોવો જોઈએ પિતા તરીકે યા પુત્ર તરીકે પુત્રના કે પિતાના વિરહનુ કિંવા વિરહના કોઈપણ સ્વરૂપનુ દુઃખ સહેજે અનુભવ્યુ હશે તેની જ મનોભૂમિ માટે છે ઉત્કટ પશ્ચાત્તાપ અને વિરહના સકુલ અને વિશિષ્ટ અનુભવનુ પૂજાલાલનુ કાવ્ય “સદ્ગત પિતાજીને શ્રદ્ધાજલિ” કોઈપણ નિમિત્તે કોઈપણ કારણે જગતવ્યવહારથી અળગો પડી કોઈપણ વિષયમા તદાકાર થઈ જતો હશે, નક્કર વાસ્તવિકતા ઓળગી જતો હશે, તે વાચક વર્ડ્ઝવર્થની પેલી કોયલના ટહુકાર સાંભળતો, તેનુ ઉદ્ભવસ્થાન બાળક જેમ શોધતો, બાળપણ અને વૃદ્ધત્વને ભેદી ઘડીભર માત્ર આત્મસ્થ થઈ ખ્વાબી દુનિયામા સરી જશે

લેખકનો અનુભવ વાચક પોતાનો કરે તે કલ્પના વ્યાપારને સાધારણીકરણ નામ આપવુ હોય તો આપી શકાય, પણ તે બિનજરૂરી છે, કેમ કે વસ્તુતાએ એ કલ્પના–વ્યાપાર જ છે કલ્પના વ્યાપાર શબ્દપ્રયોગ સ્ફુટ છે, સાધારણીકરણ ભ્રામક છે કેમ જાણે લેખકને પોતાનો અનુભવ રખેને બીજો નહિ સમજે એવો ભય રાખી દેશકાળની મર્યાદાઓની બાદબાકી કરવાની હોય! હાર્ડીની નવલ કથાઓમા દેશકાળની મર્યાદાઓ જેમની તેમ છે, પણ રસ અગ્રેજને પડે છે તે હિન્દીને પણ પડે છે હાર્ડી સાધારણીકરણ કરતો નથી, એના પાત્રોનુ જીવતપણુ, બનાવોની કાર્યકારણની અનિવાર્યતા, ઉપરાત એના જીવનદર્શનની ઉત્કટતા તથા ગભીરતાને લીધે દેશકાળની આપણી મર્યાદાઓ ઓગળી જાય છે આ વ્યાપારને સાધરણીકરણ નામ આપવુ હોય તો આપો પણ એટલુ સ્પષ્ટ રહેવુ જોઈએ કે સર્જકને એ વ્યાપારને અનુલક્ષી કશો ખાસ ધર્મ પ્રાપ્ત થતો નથી અનુભવની ઉત્કટતાએ સર્જકને અસ્વસ્થ કર્યો હશે, આકુલ કર્યો હશે, અનુભવ યથાથ શબ્દદેહ ન પામે ત્યા સુધી સમાધાન ન થાય એવો ક્ષોભ ઉપજાવ્યો હશે, અર્થાત્ સામાન્ય રીતે કહીએ છીએ તેમ સર્જકને પ્રેરણા થઈ હશે, તો બાકીનુ કામ

વિશિષ્ટતા જેવા વચન ભ્રામક છે પ્રશ્ન એ છે કે એકનો એક વિષય જુદા જુદા કવિને હાથે નવા અને તાજા રસવાળો કેમ બને છે? રામનારાયણ નિશ્ચયપૂર્વક કહે છે — "દરેક કવિની રીતિ વિશિષ્ટ હોય છે માટે જ." એનો અર્થ કે કાવ્યવસ્તુમા વિશિષ્ટતા નથી, અને વિશિષ્ટતા આવી જતી હોય — દેશકાળ પ્રસંગને કારણે કે બીજા કાંઈ કારણે — તો તે ટાળવી!

કવિની ખરી કૃતકૃત્યતા વિશિષ્ટ રીતિમા નહિ પરંતુ સવેદનની લોકોત્તરતામા છે આ સવેદન પૃથગ્જનના અનુભવથી સૂક્ષ્મતામા જુદુ પડે — ઉમાશંકરના 'સીમાડાના પથ્થર પર'મા છે તેમ, કિંવા વિશાળતામા જુદુ પડે — સુન્દરમ્ના 'ત્રણ પાડોશી'મા છે તેમ આજ સુધી પૃથગ્જનને જડવત્ હતો તે વિષયને સ્પર્શતો, લાગણી જન્માવતો કવિ કરે સૌન્દર્ય નહોતુ જણાતુ ત્યા તે પ્રકાશિત કરે

Like a poet hidden
In the light of thought,
Singing hymns unbidden
Till the world is wrought
To sympathy with hopes
and fears it heeded not

કવિના સવેદનમા વિશિષ્ટતા ના હોય તો શેલીના આ કથનનો અર્થ જ નથી તેનુ હાર્દ તો છે સાવ સરળ ઉલ્લાસી કોયલ, તને પખી નહિ, ભમત શબ્દ જ કહુ તુ સદા અપ્રત્યક્ષ તેથી રહસ્યમય તુ છે આશા અને પ્રેમનુ પ્રતીક ધન્ય પખી! તને સાભળી મારુ બાળપણ ફરી જાગે છે તારે માટે આ ભૂમિ જો યોગ્ય નીડ હોય તો તે અમારે માટે પણ કઠિન નક્કર મટી અદ્ભુત અપ્સરતીર્થ બની જાય છે

O blessed bird! the earth we pace
Again appears to be
An unsubstantial, fairy place
That is fit home for thee

કોયલને સાભળતા સાભળતા આ ભોમ સ્વપ્નસુદર બની ગઈ, સ્મૃતિની જાદુઈ લકડીથી બાળપણ અને બૂઢાપણુ એકાકાર થઈ ગયા એ વર્ડ્ઝવર્થનો અનુભવ વર્ડ્ઝવર્થનો જ અનુભવવિશેષ વાચક તેને કલ્પનાથી આત્મસાત્ કરે, તેને પચાવી દે એવો કે કોયલ સાભળતા એને પણ વર્ડ્ઝવર્થ જેવુ સવેદન થાય. પણ એ નવીન સવેદન વર્ડ્ઝવર્થે વાચકના હૃદયને કાવ્યદ્વારા આપેલી કેળવણીનુ જ પરિણામ ગણી શકાય

સમાન કક્ષાના શ્રી ઠાકોરના રમણીય કાવ્ય 'શાન્તિ"મા વિશિષ્ટતા રીતિમા જ છે? કવિ જલનભનિશાજ્યોત્સ્નાદેહા શાન્તિમાતા કલ્પી, જોઈ, તેના જાણે ઉદરમા ગર્ભ જેમ વસતો, રગેરગ સુધા વ્યાપતી અનુભવે છે

ઘુતિદલ લસે વચ્ચે ચીણુ લપેટતુ વિશ્વને,
ઉદર જનની તારુ એ તો ઉદાર, સદાશિવે
ઉદર મહીં એ પામુ આજે સમાસ, અહો ઘડી!
રગરગ સુધા વ્યાપે તારી, દયામય માવડી

આ અનુભવ ભલે ભગુર હો, પણ એની ચિત્ત ઉપર અસર એટલી મરળ છે કે જયાજય અને રાગદ્વેષ કવિને – માણુસના દીગ્રા મણુસને – આવરો તો ખરા, પણ તે પૂર્વસ્વરૂપના – ઉ કટ કે ડખીલા, આમ્ળવિકળ કે અસ્વસ્થ કરનાર–નહિ રહે

ઉત્કુલ્લમા શાન્તિજ્યોતિ કદીકદી રાજગે,
નભજલ–નિશા–જ્યોત્સ્નાદેહા ન બાળ વિસારગે

આ કાવ્ય અગત સ્વરૂપનુ જ છે જન, નભ, નિશા, જ્યોત્સ્ના વગેરેના યોગ તરફ પ્રતિભાવ કવિનો વૈયક્તિક જ છે વિષય સનાતન, વળી રસિક નહીં એમ પણ નહીં, પરતુ વિષયને કવિના ચિત્તે કરેલુ સમર્પણ કવિનુ આગવુ છે એ વિશિષ્ટતા અનુભવની અને કાવ્યની ચમત્કારકતા પણ એ

કાવ્યમાંનો અનુભવ સકુલ હોય છે, તેમા વસ્તુ અને વસ્તુને કવિચિત્ત જે અર્પે તેનો સકર હોય છે કવિચિત્તનું અર્પણ કવિએ કવિએ જુદુ કેમ કે કવિએ કવિએ વ્યક્તિત્વ જુદુ – સ્થળ, કાળ, અનુભવ, ચારિત્ર્ય અને જ્ઞાનાદિની સપત્તિએ જુદુ કવિએ કાવ્યમા વસ્તુ નહિ પણ વસ્તુને અગે થતો સ્વકીય સમગ્ર અનુભવ આપવાનો છે આ અનુભવ વ્યક્તિગત હોઈ વિશિષ્ટ જ હોવાનો

ત્યારે આ વિશિષ્ટ અનુભવને ઝીનવાને સારુ વાચક પાસે શી સામગ્રીની અપેક્ષા રહે છે? મેં શરૂઆતમા કહ્યુ છે કે થોડીક ક્ષણની સમાનતાની ભૂમિકા લેખક અને ભાવકની આવશ્યક છે તે પ્રાપ્ત કરવાની બે શરત છે ભાવકમા કલ્પના જોઈએ, અને ભાવક લેખકના લાગણીતત્ત્વનુ પોતાના લાગણીતત્ત્વ સાથે, કોઈ લાગણીઅનુભવ સાથે, કોઈ વાસના સાથે અનુસધાન કરી શકતો હોવો જોઈએ પિતા તરીકે યા પુત્ર તરીકે પુત્રના કે પિતાના વિરહનુ કિંવા વિરહના કોઈપણ સ્વરૂપનુ દુ ખ સહેજે અનુભવ્યુ હશે તેની જ મનોભૂમિ માટે છે ઉત્કટ પશ્ચાત્તાપ અને વિરહના સકુલ અને વિશિષ્ટ અનુભવનું પૂજાલાલનુ કાવ્ય "સદ્ગત પિતાજીને શ્રદ્ધાજલિ" કોઈપણ નિમિત્તે કોઈપણ કારણે જગતવ્યવહારથી અળગો પડી કોઈપણ વિષયમા તદાકાર થઈ જતો હશે, નક્કર વાસ્તવિકતા ઓળગી જતો હશે, તે વાચક વર્ડ્ઝવર્થની પેલી કોયલના ટહુકાર સાંભળતો, તેનુ ઉદ્ભવસ્થાન બાળક જેમ શોધતો, બાળપણુ અને વૃદ્ધત્વને ભેદી ઘડીભર માત્ર આત્મસ્થ થઈ ખ્વાબી દુનિયામા સરી જશે

લેખકનો અનુભવ વાચક પોતાનો કરે તે કલ્પનાવ્યાપારને સાધારણીકરણ નામ આપવુ હોય તો આપી શકાય, પણ બિનજરૂરી છે, કેમ કે વસ્તુતાએ એ કલ્પનાવ્યાપાર જ છે કલ્પનાવ્યાપાર શબ્દપ્રયોગ સ્ફુટ છે સાધારણીકરણ ભ્રામક છે કેમ જાણે લેખકને પોતાનો અનુભવ રખેને બીજો નહિ સમજે એવો જાણે દેશકાળની મર્યાદાઓની બાદબાકી કરવાની હોય! હાર્ડીની નવલકથાઓમા દેશકાળની ...ની તેમ છે, પણ રસ અગ્રેજને પડે છે તે હિન્દીને પણ પડે છે હાર્ડી સાધારણીકરણ ... પાત્રોનુ જીવતપણુ, બનાવોની કાર્યકારણની અનિવાર્યતા, ઉપરાત એના જીવનદર્શનની ઉત્કટતા તથા ગભીરતા... લીધે દેશકાળની આપણી મર્યાદાઓ ઓગળી જાય છે આ વ્યાપારને સાધારણીકરણ નામ આપવુ હોય તો ... આપો પણ એટલુ સ્પષ્ટ રહેવુ જોઈએ કે સર્જકને એ વ્યાપારને અનુલક્ષી કશો ખાસ ધર્મ પ્રાપ્ત થતો નથી અનુભવની ઉત્કટતાએ સર્જકને અસ્વસ્થ કર્યો હશે, આકુલ કર્યો હશે, અનુભવ યથાર્થ શબ્દદેહ ... પામે ત્યા સુધી સમાધાન ન થાય એવો ક્ષોભ ઉપજાવ્યો હશે, અર્થાત્ સામાન્ય રીતે કહીએ છીએ તેમ ... સર્જકને પ્રેરણા થઈ હશે, તો બાકીનુ કામ

ભાવકને આધીન છે. કૃતિમાં અનુભવ બને તેટલો ઊતર્યો છે કે નહિ એ સર્જક જુએ; એની પ્રેરણા સાચી હશે તો શબ્દોમાં એ અનુભવતું બને તેટલું અનુકરણ કર્યા વિના એને જંપ જ નહિ વળે. પણ એ વિષયમાં પોતાના અંતઃકરણની વૃત્તિ સિવાય સફળતા માપવાનો કોઈ ગજ તેની પાસે નથી.

હવે અનુભવની વિશિષ્ટતા અનુભવમાં જ અન્તર્ગત છે. પ્રાસઅપ્રાસત્વ, છંદઅછંદત્વ, પદાવલિ, ગુણો, રીતિ, રચનાપ્રક્રિયાનો કોઈપણ અંશ અનુભવને વિશિષ્ટતા અર્પી શકતો નથી. રચનાતંત્ર કૃતિમાંના અનુભવની વિશિષ્ટતાને પ્રગટ કરી શકે, પ્રકાશિત કરી શકે, બલકે એમ કરવું એ તેનું પ્રયોજન છે, પણ એ સ્વયમ્ તેની વિશિષ્ટતા નથી. રચનાતંત્ર અનુભવવિશેષને મૂર્ત કરવાનું સાધન છે અને તેથી એ અનુભવવિશેષનો સફળ, અલ્પસફળ, કે નિષ્ફળ અવચ્છેદ બને છે. રસનો વિષય અનુભવવિશેષ છે તે સિદ્ધાંતને પદ્ધતિ કે રીતિની અવચ્છેદકતાના સ્વીકારથી કશી બાધા નડતી નથી. અનુભવની વિશિષ્ટતા જ કાવ્યને સાચી વિશિષ્ટતા અર્પી શકે છે, રચનાતંત્ર કે તેનું કોઈ અંગ નહિ.

રામનારાયણભાઈએ કાવ્યમાં પદ્ધતિ અને રીતિને ખૂબ મહત્ત્વ આપી રચનાપ્રક્રિયા જ જાણે કાવ્યનો આત્મા હોય એમ લખ્યું છે. તેમનાં અને પ્રો. ઠાકોરનાં વિવેચનોની અસર આધુનિક કવિતાના રચનાતંત્ર ઉપર વિશેષ પડી છે તે, તથા આધુનિક કવિના લાગણીમય કરતાં લાગણીસ્પૃષ્ટ સમજણ બની છે તે હકીકત પણ તેમના સિદ્ધાન્તની થોડી સૂચક છે. હવે રચનાપ્રક્રિયામાં માત્ર રીતિ જ લઈએ, આલંકારિકો રીતિ કહે છે તે, તો રામનારાયણનો મત વામનની ઘણી જ નજીક જતો રહે છે. વામન કાવ્યનો આત્મા રીતિમાં જુએ છે. રીતિ એટલે વિશિષ્ટા પદરચના, ચોક્કસ ગુણોવાળાં પદોની સંઘટના, યોજના. શબ્દ અને અર્થ તે કાવ્યનું શરીર, અને રીતિ તે કાવ્યનો આત્મા. કાવ્યનો આત્મા, રીતિનો આધાર ઓજસ્ માધુર્ય પ્રસાદ એ વર્ગગુણો ઉપર, અને એ ગુણો વગર કૃતિને વૈશિષ્ટ્ય નથી આવતું – આ અર્થનાં વામનનાં વચનમાં અને રામનારાયણનાં વચનમાં ઝાઝો ફેર નથી. ફેર હોય તો આટલો જ કે વામનનું ધ્યાન નિરૂપણતંત્રના એક અંગ ઉપર ગયું છે ત્યારે રામાનારાયણ સમગ્ર રચનાપ્રક્રિયા ઉપર નજર રાખે છે. પણ બન્ને અનુભવવિશેષને બદલે નિરૂપણપદ્ધતિમાં વૈશિષ્ટ્ય શોધે છે. આથી આનન્દવર્ધન અને અભિનવગુપ્તે વામનનો જે વિરોધ કર્યો છે તે રચનાપ્રક્રિયામાં વિશિષ્ટતા જોતા સર્વ સિદ્ધાન્તને લાગુ પડે એમ માનું છું. **रीतिलक्षण-विधायिनाम् हि काव्यतत्त्वम् एतद् अस्फुटतया मनाक् स्फुरितम् आसीत्।** (ધ્વન્યાલોક ૩ – ૫૨) રામનારાયણ આવિષ્કરણપદ્ધતિને કાવ્યતત્ત્વ કહેતા નથી તેથી ફેર પડતો નથી, કેમ કે લાગણીમય સત્યને કાવ્યતત્ત્વ કહેવા છતાં તેનાથી કાવ્યમાં વૈશિષ્ટ્ય આવે છે એમ તે કહેતા નથી. એમનું લાગણીમય સત્ય તો કાવ્યનું સામાન્ય છે.

સર્વ રચનાતંત્રની રસપરતા હોવી જોઈએ એમ કહેવાથી પણ આપણો અર્થ પૂરો સરતો નથી. કેમ કે રસનો સિદ્ધાન્ત, એનું ખૂબ મૂલ્ય સ્વીકાર્યા છતાં કહેવું જોઈએ, સર્જક કરતાં ભાવકને વધુ અનુલક્ષે છે. ભાવકમાં સુપ્ત રહેલી લાગણીઓ કેવું રચનાતંત્ર જગાડે એની ચર્ચામાં સંવાદ ગૂંચાયેલો રહે છે. કાવ્યનું તત્ત્વ છે સર્જકનો વિશિષ્ટ સંવિત્‌લક્ષી અનુભવ, જેને પરાયણ, જેને ઉચિત, જેને મૂર્ત કરવા સર્વ આવિષ્કરણપ્રક્રિયા હોવી જોઈએ! સર્જકનો સંવિત્‌લક્ષી કલ્પનાએ અખંડરૂપે ધારણ કરેલો અનુભવ, રસસિદ્ધાન્તમાં પણ ગૌણ સ્થાન પ્રાપ્ત કરી દે છે. રસસિદ્ધાન્તના એકાન્તિક સ્વીકાર અને અનુસરણથી સંસ્કૃત નાટ્યમાં ઢીલા પડી ગયા અને પ્રણાલિકાજડતા આવી એમ કહેવું ખોટું નથી.

આધુનિક સંવિતલક્ષી કાવ્યોને રસસિદ્ધાન્તની કસોટીએ ચઢાવવામા બેહૂદાપણું આવે છે એ પણ એ સિદ્ધાન્તમા વૈયક્તિક અનુભવનું ગૌણ મહત્ત્વ સૂચવે છે રમણભાઈ એ પ્રયત્નમા નિષ્ફળ થયા હતા અને રસસિદ્ધાન્તના વિનિયોગનો આગ્રહ સેવીશુ તો આપણા કેટલાક ઉત્તમ કાવ્યોમા કોઈ ખાસ રસ જડશે નહિ પછી શાન્ત રસ નિષ્પન્ન થયો, નિષ્પન્ન થયો, કહી મન મનાવીએ તો જુદી વાત

અનુભવવૈશિષ્ટ્ય અગે એક વસ્તુ મને સમજાય છે તેમ સ્પષ્ટ કરુ છુ આપણે કેટલીક લાગણીઓ અસ્પષ્ટરૂપે અનુભવીએ છીએ ક્રોધ, પ્રેમ, વિરહ આદિથી અસ્વસ્થતા આપણે અનુભવીએ, પણ અસ્વસ્થતાનુ સ્વરૂપ બરાબર પિછાણી શકતા નથી. હવે એનુ સ્વરૂપ બરાબર પિછાણીએ તો લાગણીનો અનુભવ એનો એ રહે છે એમ આપણે નહિ કહી શકીએ સ્પષ્ટતા પ્રાપ્ત કરવાથી લાગણીના અનુભવનુ સ્વરૂપ બદલાય છે, અર્થાત્ વિશિષ્ટ થાય છે એટલે કવિના વખાણ કરીએ કે આવુ બરાબર અમને થતું હતું પણ તેને વાણી તેં આપી, ત્યારે તેના વચનમા એક જાતનો ઉપચાર જ છે વાસ્તવમા ઉત્કટતા કે મનનને અભાવે આપણી લાગણી એટલી વિશિષ્ટ જ થઈ નહોતી "સદ્ગત પિતાને શ્રદ્ધાજલિ"મા પૂજાલાલ કહે છે

સેવનીયતણી સેવા, પૂજા સપૂજનીયની
હતા ત્યારે કરી ના, રે સોનાની પળ વેડફી!

× × ×

હવે જ્યારે હયાતી ના પિતાર્યે પ્રાણ ક્રદતો,
સ્મૃતિઓ ઊભરી આવે વાત્સલ્યપ્રતિમાતણી.

× × ×

ભાવે અભાવ ને ભાવ અભાવે માનવો લહે,
એ અનુભૂતિનો અગ્નિ ભલે તો મુજને દહે

આ પક્તિઓના ગુણદર્શનમા પ્રો ઠાકોર કહે છે "પિતાના મૃત્યુ સમયે કેટલા પુત્રો આવા પશ્ચાત્તાપથી મુક્ત હોઈ શકે? અને છતા એ પુત્રોમા એવા કેટલા તો થોડા, જેમને ઉત્કટ ભાન કવિની વાણીની ચિનગારી વિના પ્રકટે?" બરાબર છે, પરતુ તેનો અર્થ એ નથી કે પૃથગ્જને કાવ્ય વાચતા પહેલા અનુભવેલો પશ્ચાત્તાપ કવિએ અનુભવેલા પશ્ચાત્તાપની સમાન કોટિનો હતો પૂજાલાલની વાણીમા ચિનગારી છે, કારણ કે તેમના પશ્ચાત્તાપમા ઉત્કટતા છે અને તેના ભાન અને ચિન્તનથી તેણે ચિત્તમા વિશિષ્ટ રૂપ લીધુ છે પશ્ચાત્તાપનુ વિશિષ્ટ રૂપ જ કાવ્યમા પ્રગટ થાય છે અગ્રેજીમા આ પ્રકારના પિતૃતર્પણના કાવ્યો જણાતા નથી તે હકીકત આ વિષયમા પ્રજાકીય સસ્કાર કેટલો નિર્ણાયક તે સૂચવે છે, અને આ જ વિષયનુ નાનાલાલનુ કાવ્ય પૂજાલાલથી જુદુ પડતુ હોઈ વૈયક્તિક સસ્કાર અને ચિંતન અનુભવને વિશેષતા અર્પવામા કેટલા નિર્ણાયક બને છે તે સ્પષ્ટ કરે છે પૂજાલાલની દૃષ્ટિ વિધિની વક્રતા પર ઠરે છે અને જીવના કલેશ અને નિર્વેદમા પરિણમે છે —

બળતી આગ એ રૂહેજો પશ્ચાત્તાપતણી ઉરે
પાપની જડતા મારી સતાપે કૈં ગળે, ટળે.

નાનાલાલ શમ પ્રાપ્ત કરી શકે છે વળી, ઠાકોર કહે છે તેમ, એમના ઉદ્વેગ અને શમમા જમાનાના મંથન અને શમ વરતાય છે "સુધારા અને દેશોદ્ધારને નામે સસ્કૃતિના પરપરાપ્રાપ્ત

આતન્યની સાંકળ તોડી નાખીને અનાર્યતામા અને ક્રાન્તિમા ઝંપલાવના પાશ્ચમોહિત જમાનાનુ પોતાના જનક પૂર્વજ અને વડીલ આર્ય જમાનાઓની આગળ ..એ (કાવ્ય) નિખાલસ પ્રાયશ્ચિત્ત છે"—

ગયો એ યુગ મસ્તીનો, ઝઝાવાતો ગયા બધા.
આપના મૃત્યુએ તાત, આંખ નીરે ઉંડા કીધા
પાપની મોહની પેઠે, મ તોયે મોહ પામના
પુરાણી ને પુણ્યવની આર્યોની એજ આર્યતા
જન્મની વેર જે આપે સચી'તી મુજ અતરે,
નિભાવ્યો આર્યતાએ તે, ને બચા યો પ્રભુવર

બન્ને કાવ્યોમા પશ્ચાત્તાપનો અનુભવ ભિન્ન ભિન્ન ને વિશિષ્ટ રૂપ ધારણ કરે છે એકમા એ વિશાળ પટમા પથરાઈ જમાનાના સતાપ અને પછી પ્રાપ્ત કરેલ સમનોલના નગી લે છે, બીજામા તે કેવળ ઘરગથ્થુ અને આત્મલક્ષી રહે છે, બન્નેની વિશિષ્ટતા નિરાળી છે, અને તે વ્યક્તિઓના અનુભવમા અતર્ગત છે, કાવ્યોના રચનાતત્ત્વમા નહીં

આપણે કહીએ કે કલ્પનાથી (ચિત્તની ખાસ શક્તિ Imagination થી) અપ્રત્યક્ષ વસ્તુ-સ્થિતિ પ્રત્યક્ષ, અને અન્યનો અનુભવ સ્વકીય કરી શકીએ છીએ અન્યનો અનુભવ સ્વકીય કરી શકીએ છીએ એટલે શુ? જેમ મારું વૈયક્તિક સુખદુ ખ તે મારા સ્વકીય અનુભવ છે તેમ, પૂરા અર્થમા, પારકુ સુખદુ ખ મારું થાય? પારકુ દુ ખ પૂરા અર્થમા મારુ થતુ હોય તો કરુણ કૃતિનુ આકર્ષણ હોય જ નહીં સાચોસાચ દુ ખનુ સામૈયુ કરવા કોઈ જાય નહીં સરસ્વતીચન્દ્ર કે જયન્ત જેવાનો ઉદાત્ત અનુભવ હોય તો ઠીક, એવો અનુભવ ખરેખર પૂર્ણપણે મારો જ છે એવી મતિ થાય, પણ સાહિત્યના વાચનમા તો ખલનો અને ધૂર્તનો અનુભવ પણ પોતાનો થાય છે, પુરુષ સ્ત્રીનો અનુભવ પોતાનો કરે છે, સ્ત્રી પુરુષનો સરસ્વતીચન્દ્ર, શઠરાય, ગુમાન, ગુણસુન્દરી, કુસુમ, કુમુદ, એ બધાની ભિન્ન ભિન્ન વૃત્તિઓમા હુ તદાકાર થતો લાગુ, પણ તદાકારતા સપૂર્ણ હોય તો શઠરાયના પાપાચરણથી ક્લેશ ને ચિન્તા કે બુદ્ધિધનના જીવનના કોઈ કોઈ પ્રસગથી લજ્જા ઉપજે, સુખાનુભવને સ્થાને બીજી લાગણીઓનો અનુભવ થાય વળી કુમુદ, કુસુમ, ગુમાન, ગુણસુન્દરી આદિનો અનુભવ તો પૂર્ણપણે પુરુષને અશક્ય જ હવે કશુ જ તાદાત્મ્ય ના હોય તો દુષ્યન્ત શકુન્તલાની રતિ તે તેમની રતિ, તેમા નાટ્યગૃહમા બેઠેલા ચીમનલાલ કે હીંચકે પડ્યા 'શાકુન્તલ' વાંચના ચપકલાલને શી નિસબત? એમને તાદાત્મ્ય છે ખરું, પણ અમુક વિશિષ્ટ સ્વરૂપનુ, કોઈ વિલક્ષણ પ્રકારનુ છે એમ સ્વીકારવુ પડે

આ વિલક્ષણ તાદાત્મ્ય, જેના ઉપર રસાસ્વાદનો આધાર છે તેને સ્ફુટ કરવા સારુ ભટ્ટ નાયકે સાધારણીકરણનો સિદ્ધાન્ત રજૂ કર્યો, અભિનવગુપ્તે એને સહર્ષ સ્વીકાર્યો ભટ્ટ નાયક પ્રમાણે, શબ્દના ત્રણ વ્યાપારમા, अभिधा ઉપરાત भावना અને भोग છે સાધારણીકરણ એ ભાવનાનો વ્યાપાર છે, અને ભોગવ્યાપારથી રસાસ્વાદ થાય છે* સાધારણીકરણવ્યાપારથી

---

* अभिधायकत्वं वाच्यविषयम्, भावकत्वम् रसादिविषयम्, भोक्तृत्व सहृदयविषयम्।

तत्रैतद्भावकत्व नाम यद् काव्यस्य तद्विभावादिना साधारणत्वापादन नाम। भाविते च रसे तस्य भोग। योऽनुभवस्मरणप्रतिपत्तिभ्यो विलक्षण एव द्रुतिविस्तरविकासनामा रजस्तमोवैचित्र्यानुविद्ध सत्त्वमयनिजचित्स्वभावनिर्वृतिविश्रान्तिलक्षण परब्रह्मास्वादसविध।

(ધ્વન્યાલોકમા અભિનવગુપ્તની વ્યાખ્યામાથી પૃ ૬૮)

દુષ્યન્ત જેવી વ્યક્તિમાં જે રતિ વગેરે ભાવ ઉદ્ભવે તે વ્યક્તિગત સંબંધ છોડી દે છે. નાટક વાંચનાર કે જોનારને આ રતિ આદિ ભાવ દુષ્યન્તનો છે એવી બુદ્ધિ રહેતી નથી; એ ભાવ પ્રેક્ષકનો પોતાનો છે એવી બુદ્ધિ પણ હોતી નથી; એ ભાવ કોઈનો નથી એવો નકારી નિશ્ચય પણ તેમાં નથી. ભાવના-વ્યાપારથી એ ભાવ તેના સર્વસાધારણ દામ્પત્યપ્રેમ, સ્ત્રીપુરુષપ્રણયના સ્વરૂપમાં અનુભવાય છે. **પક ને પરિમિત** જ્ઞાતાની મર્યાદાઓ વાચક કે પ્રેક્ષક ઓળંગી જાય છે. વેદાન્તની પરિભાષામાં વાત કરીએ તો જ્ઞાતાજ્ઞેયનો ભેદ ઓગળી જાય; સત્ત્વગુણના ઉદ્રેકથી અંતઃકરણના રજોગુણ અને તમોગુણ દબાઈ આત્માનો આનંદગુણ પ્રગટે અને વિગલિતવેદ્યાન્તર આનન્દાનુભવ થાય.

અભિનવગુપ્ત આ ભટ્ટ નાયકની ભાવનાવૃત્તિનો વ્યંજનાવૃત્તિમાં સમાવેશ કરી દે છે. શબ્દ અને તે વડે જાગૃત થતી લાગણી વચ્ચે પ્રકાશક અને પ્રકાશ્યનો સંબંધ છે. શબ્દની વ્યંજનાવૃત્તિના વ્યાપારથી સામાજિકના અંતઃકરણમાં જે સૂક્ષ્મ વાસનાઓ છે તે જાગૃત થાય છે. અને તે જ રસાસ્વાદ છે. આ અંતઃકરણના વિકારને જગાડવામાં વ્યંજનાવૃત્તિનો જે વ્યાપાર પ્રવર્તે તે સાધારણીકરણ.

બીજી રીતે પણ આ સ્ફુટ કરી શકાય. રસાસ્વાદનો આધાર સ્થાયિભાવ છે, વાસના છે, અને વાસનાનું સ્વરૂપ સામાન્ય, સાધારણ છે. દરેક વાસનાનુ સ્વરૂપ સ્વભાવતઃ જ સાધારણ હોય છે, આત્મરક્ષણની વાસના, દાખલા તરીકે, વિશિષ્ટ પ્રસંગે પ્રગટ થાય; પણ જાતે તો સામાન્ય સ્વરૂપની છે. કદાપિ તેની આસપાસ બીજા મનોવિકારોનુ જૂથ વળગી નવો સ્થાયિભાવ પણ થાય છે, પણ તેનુ રૂપ પણ સાધારણ જ હોય છે. દેશભક્તિનો મનોભાવ આત્મરક્ષણ, વાત્સલ્ય, ભક્તિ વગેરે વાસનાઓનું મિશ્ર સ્વરૂપ છે, પણ દેશભક્તિનો મનોભાવ સ્વત. અવિશિષ્ટ વર્ષાના વાદળ જેવી વૃત્તિ છે, જે અનેક પ્રસંગે અનેક પરિસ્થિતિમાં પ્રગટ થાય અને પ્રસંગ પરિસ્થિતિ પ્રમાણે વિશિષ્ટ રૂપ ધારણ કરે. વસ્તુ જાતે જ સાધારણ સ્વરૂપની અને તેને જાગૃત કર્યા વિના રસાસ્વાદ થાય નહીં, તો ભાવ પ્રેક્ષકથી બાહ્ય કોઈ વસ્તુ કે વસ્તુ સંઘાતથી ઉત્પન્ન થતી લાગણીવૃત્તિનો કોઈ અવિશિષ્ટ સાધારણ અંશ વાસનાને જાગૃત કરે છે. એટલે કે કોઈ બનાવ, પ્રસંગ વા પરિસ્થિતિનુ ભાન અને સ્થાયિભાવની જાગૃતિ એ બે સ્થિતિ વચ્ચે સાધારણીકરણનો વ્યાપાર સ્વીકારવો પડે છે.

હવે સમજી શકાશે કે સાધારણીકરણમાં કશુ લેખકે કે ભાવકે સિદ્ધ કરવાનું નથી. એ તો સિદ્ધ જ છે, ગુરુત્વાકર્ષણના નિયમ જેમ. શબ્દની શક્તિ સ્વીકારો, કોઈ પ્રસંગ જેમાં તમે વ્યક્તિ તરીકે તટસ્થ હો છતાં તટસ્થ ન હો તેમ તમારામાં ભાવ જાગૃત કરી શકે એ હકીકત સ્વીકારો, એટલે તમે સાધારણીકરણનો નિયમ સ્વીકારો જ છો. શબ્દની શક્તિમાં કિંવા તટસ્થની (વિભાવન, અનુભાવન રૂપની) સંવેદનશક્તિમાં એ અંતર્ગત છે.

વ્યંજના કે ભાવનાની ચર્ચામાં કોઈ સ્થળે કથિત, સૂચિત કે વિવક્ષિત નથી કે સાહિત્યસર્જકે તેની કૃતિના ઉપાદાનનું સાધારણીકરણ **કરવાનું** છે. ભાવનાવ્યાપારથી કે વિભાવનારૂપ સંવેદનશક્તિ દ્વારા પાત્ર પરિસ્થિતિ આદિ કર્તાએ આલેખ્યા હોય તેનુ સાધારણીકરણ થાય છે જ. એ રસાસ્વાદનો નિયમ છે, સર્જકને આદેશ નથી. **विभावादिसाधारणीकरणात्मना भावकत्वव्यापारेण भाव्यमानः स्थायी...भोगेन भुज्यते** મમ્મટની એ કે આ વ્યાખ્યામાં – **संबन्धविशेषस्वीकारपरिहारनियमानध्यवसायात् साधारण्येन प्रतीतरभिव्यक्तः** ભટ્ટ નાયકને કે અભિનવગુપ્તને સમજાવતાં ક્યાં યે એમ

સૂચવ્યું નથી કે સર્જકે વિભાવાદિનું સાધારણીકરણ કરવાનું છે. તો પછી એવો હુકમ ફરમાવવાની વાત જ શી? અલૌકિક રીતે વ્યવહરતાં દેવ-દેવીઓ અને અદ્ભુત પરાક્રમ કરતા મહાપુરુષો જે સાહિત્યમાં ઠેર ઠેર હોય તેના વ્યાખ્યાકારો ને વિવેચકો એવો વિધિ શું સમજી કરી શકે?

હું તો સાહિત્યના રસાસ્વાદ અને જીવનના બનાવમાં તટસ્થના આસ્વાદમાં ભિન્નતા જોતો નથી. કર્ણઅશ્વત્થામાની નાટ્યતકરારમાં અને હીરાભાઈ અને માણેકચંદની ફળિયાની દશ્યશ્રાવ્ય તકરારમાં—બીજા પ્રસંગમાં પણ હું તટસ્થ હોઉં તો—માણેકચંદ મારો શત્રુ, સગો કે મિત્ર ન હોય, અને તેમની તકરારમાં વિમર્શાત્મક (Contemplative) દૃષ્ટિ રાખી શકું, તો મને એમાં રસ પડે. એ તકરારમાં વ્યવસ્થા ના હોય અને નિર્વહણ ના હોય તો રસની ઉત્કટતા અને ચમત્કારતા ઓછી લાગે એ ખરું, પણ આસ્વાદ, છે તેટલો, તત્ત્વતઃ એ જ છે. અહીં વ્યાવહારિક જીવનમાં પાત્ર, પ્રસંગ અને પરિસ્થિતિઓ બધી વિશિષ્ટ હોય છે; એમાં તો કોઈને કશું સાધારણીકરણ જેવું કરવાનું હોય જ નહીં; તથાપિ વિમર્શકની આગળ જે સામગ્રી ઉપસ્થિત થઈ તે સાધારણીકૃત થઈને લાગણી જગાડે છે. કોઈ પણ વ્યાપારથી, પ્રાણી પ્રાણી વચ્ચેના કોઈ પણ તાત્ત્વિક સંબંધથી, વિમર્શકનું ચિત્ત પ્રસંગ સાથે અનુકૂળ, અનુબદ્ધ થાય છે, અનુભાવનાત્મક થાય છે. એ વ્યાપારને ભાવના કે વિભાવના કહી શકો, અને એ ભાવન અને વિભાવનમાં ઉપાદાનનું સાધારણીકરણ અંતર્ગત છે એમ સ્વીકારી શકો.

તાત્પર્ય કે સાધારણીકરણના સિદ્ધાન્તથી સર્જકને વિભાવાદિની પસંદગીમાં કે સર્જનની અપરિમેય સ્વતંત્રતામાં કશી મર્યાદા આવતી નથી, કશી મર્યાદા આવતી નથી.



# રસવૃત્તિની સ્વતંત્રતા

તમે નઠારા કે અશ્લીલ ચિત્રોથી સંમૂઢ થાઓ છો? હા. તમે અશ્લીલ ચિત્રો ખરીદો કે કોઈને ખરીદવાનુ કહો? ના. ત્યારે તમે કલાકારને અમુક જ પ્રકારનાં ચિત્રો દોરવાનુ કહો ખરા? ના. તે મારો ધર્મ નથી. લેખકે શાનુ વર્ણન કરવુ, ચિત્રકારે શુ દોરવુ તે હુ તેની નિષ્ઠા પર છોડી દઉં છુ. રસવૃત્તિ એ સ્વતંત્ર વૃત્તિ છે એમ હું માનુ છુ એને બન્ધનમા રાખવાથી એ પવિત્ર થવાની નથી. શુભાશુભદૃષ્ટિ જડ થઈ જાય – વ્યક્તિની કે પ્રજાની – ત્યારે આ રસવૃત્તિ સ્વતંત્ર હશે તો શુભાશુભદૃષ્ટિ જીવતી થશે. રસવૃત્તિ સ્વતંત્ર હશે તો યુગે યુગે યુગધર્મ શીખવશે.

આપણને સામાન્ય વ્યવહારમા સારુ શુ ને નરસુ શુ, લાભકારક ને બિનલાભકારક શુ એ દૃષ્ટિથી વિચારવાની એટલી બધી ટેવ પડી ગઈ છે કે રસવૃત્તિને સ્વતન્ત્ર રૂપમા ભાગ્યે જ જોઈએ અને જોઈએ તો ખમી શકતા નથી. મોટા કુટુંબોમા, હરેક સામાજિક મંડળમા કોઈ ને કોઈ ગંગારામ ગાગડુ હોય છે તેને સૌની પ્રવૃત્તિમાં સ્વાર્થ દેખાય છે. તે સારી વસ્તુને નરસી જ જુએ છે. તે દરેકની મશ્કરી કરી શકે છે, માત્ર પોતાની ક્વચિત જ ખમી શકે છે. તે સર્વજ્ઞ છે. તે જાદુગર છે: બીજમાથી ઝાડ બનાવે છે; કાદવ ના હોય ત્યા પાપનો ને સ્વાર્થનો દરિયો જુએ છે તે પ્રેમમા વાસના જ, મૈત્રીમા સમૂહવૃત્તિ જ, દેશભક્તિમા મહત્ત્વાકાક્ષા જ જોઈ શકે છે આપણા સૌમા ગાગડુપણુ અલ્પાશે છે મારામા તો છે જ. પણ કોઈના સ્વભાવનો જ્યારે તે મુખ્ય અંગ બની જાય ત્યારે તેને આપણે ગગારામ ગાગડુ કહી શકીએ.

અમારા મંડળમા એક ગગારામ હતા તે ભડકમકરને રોજ ચીઢવે. દક્ષણી વિરુદ્ધ તેમને ભારે ગ્રહ. બીડીઓ પીતા જાય અને ગમે તે વિષયથી દક્ષણીઓ પર ઊતરી પડે દક્ષણીઓ વિરુદ્ધ એવી ચપળતાથી વાત કરતા કે ધરાર ખોટા હોય તો પણ રસ પડે અને કોઈ માણસ માટે આપણને ખાસ મમતા ના હોય ને તેની વિરુદ્ધ જરા રસથી બોલાતુ હોય તો આપણને રસ પડે છે વાત કોઈ વખત વધી પડતી અને બીડીઓના ધુમાડા નીકળતા જાય અને ટિળક અને કેળકર પણ સપાટામા આવી જાય. "અરે, જુઓ તો ખરા, આ ઋગ્વેદને લાખ વરસનો જૂનો કહ્યો એટલે આખું મહારાષ્ટ્ર ગાંડુ થયું: टिळक म्हणजे काय! पंडितश्रेष्ठ! વ્યાસ ભગવાનનો જ અવતાર. અરે હું કહુ છુ કે મારો કોટ એક હજાર વર્ષ જૂનો છે. તમે મને સ્કૉલર ગણશો?" ભડકમકર તો જોડા કહાડવાની તૈયારી કરતા હતા. યુદ્ધ થતુ તો અટક્યું પણ ભડકમકર અમને પછીથી માફ ન કરી શક્યા તે ના જ કરી શક્યા

"આમ મડળમાં કોઈ ગમે તેમ બોલે તેને તમે વારો નહીં, એમ? તમે દક્ષણીઓ માટે આવે મત ધરાવો છો? મિ રામનરેશ, ટિળક પંડિત પણ નહોતા એમ તમે કહો છો?"

"ના રે, ઋગ્વેદના આધુનિક પંડિતોમા તેમનુ સ્થાન મોખરે છે."

"ત્યારે તમને એમ ભસતા શુ થાય છે?"

"તમે શું કામ અકળાઓ છો? ગગારામ જ્યારે વાતે ચડે છે ત્યારે બહુ મઝા આવે છે"

"કોઈને ભોગે મઝા! કોઈની લાગણી દુભાવીને મઝા! બોલ્યા, 'મઝા આવે છે'!"

અનંત નિર્લેપ રસવૃત્તિનું આ ઉદાહરણ છે સ્વતંત્ર નિર્લેપ રસવૃત્તિ છે તેનો આ પુરાવો છે ભડકમકરનું કહેવું વ્યાજબી હતું, એ વ્યાજબીપણાનો ગમનરામે ઇનકાર પણ નહોતો કર્યો, પણ પેલા પ્રસંગ વખતે તો રસવૃત્તિ જ વિજય પામી ચિત્તની આ મૌલિક વૃત્તિ છે શુભાશુભના જ્ઞાન માટે ઉત્કટનો આધાર અન્તરની પ્રવૃત્તિને ગણ્યા સિવાય છૂટકો નથી કેમકે એ પણ મૌલિક વૃત્તિ છે એવી મૌલિક રસવૃત્તિ છે પ્રકટ કે અપ્રકટ રૂપે તે સર્વમાં હોય છે

ધર્મ સબંધી, નીતિ સબંધી, કળા સબંધી કોઈ પણ સમગ્ર વિચારણામાં ભાવનાવાદી જ આપણે થવું પડશે કલાની વિચારણામાં ભાવનાવાદી થવું એટલે શું? ધર્મની વિચારણામાં ભાવનાવાદી થવું તેનું જ **तत्त्वमसि**, તું બ્રહ્મ છે, તું ઈશ્વર છે, તું દેવ છે, તારામાં દૈવી અંશ છે, એ ભાવના ઉપર ધર્મનું ચણતર છે અર્થાત્ હજારો દિવસોમાં એક દિવસ, હજારો ક્ષણોમાં એક ક્ષણ પણ તું જાનવર મટી વિશ્વના વિશાળ જીવન સાથે તાદાત્મ્ય અનુભવી શકે, તો તું દેવ છે દેવ થવું એ પણ તારા સ્વભાવમાં છે એક ક્ષણના શુદ્ધ દિવ્ય અનુભવ ઉપર ધર્મનું મંડાણ છે, હજારો દિવસોના જાનવર તરીકેના અનુભવ ઉપર નહીં તેવી જ રીતે વાસનામાંથી અલિપ્ત રહીને એક ક્ષણ પણ સૌન્દર્યનો અનુભવ તું કરી શકે, તો સૌન્દર્યનું અને કલાનું આખું શાસ્ત્ર એ ક્ષણના અનુભવ ઉપર કરવું ઘટે, નહિ કે ચિત્રપટ જોતા માનવીની દેખાતી વિવશતા ઉપર

જીવનસત્ય એ ચાર દૂ આઠ જેવું સરળ નથી તે સંકુલ છે ઉત્તમોત્તમ માનવીઓની દૃષ્ટિએ તેના અનેક, અગણિત પાસા, ભૂમિકાઓ, થર દેખાય છે કવિતા કે કલાના સત્યની સામે, ભાવસત્ય સામે વૈજ્ઞાનિક સત્ય કે વાસ્તવિક સત્ય ધરવાની ફેશન ચાલે છે, પણ તે દુષ્ટ છે વાસ્તવિક કવિતાને નામે જે મત્રપતી ચાલે છે તે પણ ભાવસત્યની જ કવિતા છે, ભાવસત્ય લેખે જ કવિતા નામને લાયક છે આજે કવિનો દૃષ્ટિકોણ બદલાયો છે, કવિતા વધારે સાચી કે ઓછી ખોટી થઈ નથી મેઘધનુષ્યનું વૈજ્ઞાનિક કારણ જાણ્યા પછી પણ My heart leaps up when I behold a rainbow in the sky એ સાવ સાચો અનુભવ હોઈ શકે અને તમે મેઘધનુષ્ય જોઈ કંઈ જ લાગણી અનુભવતા ના હો તો તમારામાં કંઈ માનવતાની ખામી છે એમ સમજવું જોઈએ

"ન કોકિલ, મયૂર, ચાતક, ચકોર એકે નહીં
સહુ અમ જને કરેલ મન કલ્પના ધારતું
નહીં વિહગસૃષ્ટિ રંગ, કલનાદ સૌખ્યે ભરી
વિમુગ્ધ નિત માણતી પરમ પ્રાણવિલાસને'

આ વાસ્તવિક છે? આ વૈજ્ઞાનિક હકીકત છે? પક્ષીજીવનના સહેજ પણ પરિચયવાળાને ખબર હશે કે આ અર્ધસત્ય છે પણ કવિતા તરીકે ભાવબળથી પૂર્ણ સત્ય છે, કેમકે મનુષ્યના જીવનમાં કલહ દુઃખ વગેરે જોઈ પ્રાણીજીવનમાં, કુદરતમાં એક વ્યાપક તત્ત્વ તરીકે વૈર નિષ્ઠુરતા ઉપર કવિની નજર ઠરે એ બનવા જોગ છે એ રીતે કવિના અનુભવનો આપણે સ્વીકાર કરીએ છીએ અને તેમાંથી

આનંદ પણ મેળવી શકીએ છીએ. "And how often in literature do we not accept moral or religious conditions which we would never think of accepting in real life? We accept them simply as experiences"

( ABERCROMBIE )

રસવૃત્તિ તો પવનપાવડી છે; ઔદાર્યની ચાવી છે; તે સ્વતંત્ર છે. તે સ્વતંત્ર ના હોય તો સુન્દરમ્‌નો સાચો – પણ મને અવાસ્તવિક સમજાતો પૂર્વોક્ત કવિતામાંનો અનુભવ હું સ્વીકારી શકું નહીં. એમાં મને રસ જ ના પડે. એની સ્વતંત્રતામાં જ માનવીની આશા છે, આજકાલની કે સૈકા બે સૈકાની નહીં, પણ ફેસિઝમ ને મૂડીવાદ અને સામ્યવાદ વહી ગયા પછીના નવમાનવના અવતારની આશા છે. બુદ્ધિને રૂંધવી શક્ય નથી, શક્ય હોય તો તેમ કરવું તે આપઘાત સમાન છે. રસવૃત્તિને રૂંધવી પણ શક્ય નથી, તેમ કરવું એ પણ એક પ્રકારનો આપઘાત છે રસવૃત્તિના ધર્મો ( Functions ) અને નિયમો ( Laws ) શોધવા મનોમય કોશની પાર જવું પડશે; સંકલ્પ ( Will ) અને બુદ્ધિ ( Intelligence )ના ક્ષેત્રમાં તે જડે એમ લાગતું નથી.



"તમે શું કામ અકળાઓ છો? ગગાગામ જ્યારે વાતે ચઢે છે ત્યારે બહુ મઝા આવે છે"

"કોઈને ભોગે મઝા! કોઈની લાગણી દૂભાવીને મઝા! બોલ્યા, 'મઝા આવે છે'!"

સ્વતંત્ર નિર્લેપ રસવૃત્તિનું આ ઉદાહરણ છે સ્વતંત્ર નિર્લેપ રસવૃત્તિ છે તેનો આ પુરાવો છે ભડકમકરનું કહેવું વ્યાજબી હતું, એ વ્યાજબીપણાનો ગમન શે ઇનકાર પણ નહોતો કર્યો, પણ પેલા પ્રસંગ વખતે તો રસવૃત્તિ જ વિજય પામી ચિત્તની આ મૌલિક વૃત્તિ છે શુભાશુભના જ્ઞાન માટે ઉવટનો આધાર અંતઃકરણની પ્રવૃત્તિને ગણ્યા સિવાય છૂટકો નથી કેમકે એ પણ મૌલિક વૃત્તિ છે એવી મૌલિક રસવૃત્તિ છે પ્રકટ કે અપ્રકટ રૂપે તે સર્વમા હોય છે

ધર્મ સંબંધી, નીતિ સંબંધી, કળા સંબંધી કોઈ પણ સમગ્ર વિચારણામા ભાવનાવાદી જ આપણે થવું પડશે કલાની વિચારણામા ભાવનાવાદી થવું એટલે શું? ધર્મની વિચારણામાં ભાવનાવાદી થવું તેવું જ તત્ત્વમસિ, તું બ્રહ્મ છે, તું ઈશ્વર છે, તું દેવ છે, તારામા દૈવી અંશ છે, એ ભાવના ઉપર ધર્મનું ચણતર છે અર્થાત્ હજારો દિવસોમા એક દિવસ, હજારો ક્ષણોમા એક ક્ષણ પણ તું જાનવર મટી વિશ્વના વિશાળ જીવન સાથે તાદાત્મ્ય અનુભવી શકે, તો તું દેવ છે દેવ થવું એ પણ તારા સ્વભાવમા છે એક ક્ષણના શુદ્ધ દિવ્ય અનુભવ ઉપર ધર્મનું મંડાણ છે, હજારો દિવસોના જાનવર તરીકેના અનુભવ ઉપર નહીં તેવી જ રીતે વાસનામાત્રથી અલિપ્ત રહીને એક ક્ષણ પણ સૌન્દર્યનો અનુભવ તું કરી શકે, તો સૌન્દર્યનું અને કલાનું આખું શાસ્ત્ર એ ક્ષણના અનુભવ ઉપર કરવું ઘટે, નહિ કે ચિત્રપટ જોતા માનવીની દેખાતી વિવશતા ઉપર

જીવનસત્ય એ ચાર દૂ આઠ જેવું સરળ નથી તે સંકુલ છે ઉત્તમોત્તમ માનવીઓની દૃષ્ટિએ તેના અનેક, અગણિત પાસા, ભૂમિકાઓ, થર દેખાય છે કવિતા કે કલાના સત્યની સામે, ભાવસત્ય સામે વૈજ્ઞાનિક સત્ય કે વાસ્તવિક સત્ય ધરવાની ફેશન ચાલે છે, પણ તે દુષ્ટ છે વાસ્તવિક કવિતાને નામે જે મનપતી ચાલે છે તે પણ ભાવસત્યની જ કવિતા છે, ભાવસત્ય લેખે જ કવિતા નામને લાયક છે આજે કવિનો દૃષ્ટિકોણ બદલાયો છે, કવિતા વધારે સાચી કે ઓછી ખોટી થઈ નથી મેઘધનુષ્યનું વૈજ્ઞાનિક કારણ જાણ્યા પછી પણ My heart leaps up when I behold a rainbow in the sky એ સાવ સાચો અનુભવ હોઈ શકે અને તમે મેઘધનુષ્ય જોઈ કંઈ જ લાગણી અનુભવતા ના હો તો તમારામા કંઈ માનવતાની ખામી છે એમ સમજવું જોઈએ

"ન કોકિલ, મયૂર, ચાતક, ચકોર એકે નહીં
લહુ અમ જને કરેલ મન કલ્પના ધારતું
નહીં વિહગસૃષ્ટિ રંગ, ક્લનાદ સૌખ્યે ભરી
વિમુક્ત નિત માણતી પરમ પ્રાણઉલ્લાસને"

આ વાસ્તવિક છે? આ વૈજ્ઞાનિક હકીકત છે? પક્ષીજીવનના સહેજ પણ પરિચયવાળાને ખબર હશે કે આ અર્ધસત્ય છે પણ કવિતા તરીકે ભાવબળવી પૂર્ણ સત્ય છે, કેમકે મનુષ્યના જીવનમા કલહ દુઃખ વગેરે જોઈ પ્રાણીજગતમા, કુદરતમા એક વ્યાપક તત્ત્વ તરીકે વૈષમ્યનૈર્ઘૃણ્ય ઉપર કવિની નજર ઠરે એ બનવા જોગ છે એ રીતે કવિના અનુભવનો આપણે સ્વીકાર કરીએ છીએ અને તેમાથી

આનંદ પણ મેળવી શકીએ છીએ. " And how often in literature do we not accept moral or religious conditions which we would never think of accepting in real life ? We accept them simply as experiences."

( ABERCROMBIE )

રસવૃત્તિ તો પવનપાવડી છે; ઔદાર્યની ચાવી છે; તે સ્વતંત્ર છે. તે સ્વતંત્ર ના હોય તો સુન્દરમ્‌નો સાચો – પણ મને અવાસ્તવિક સમજાતો પૂર્વોક્ત કવિતામાનો અનુભવ હું સ્વીકારી શકું નહીં. એમાં મને રસ જ ના પડે. એની સ્વતંત્રતામાં જ માનવીની આશા છે, આજકાલની કે સૈકા બે સૈકાની નહીં, પણ ફેસિઝમ ને મૂડીવાદ અને સામ્યવાદ વહી ગયા પછીના નવમાનવના અવતારની આશા છે. બુદ્ધિને રૂંધવી શક્ય નથી, શક્ય હોય તો તેમ કરવુ તે આપઘાત સમાન છે. રસવૃત્તિને રૂંધવી પણ શક્ય નથી, તેમ કરવું એ પણ એક પ્રકારનો આપઘાત છે રસવૃત્તિના ધર્મો ( Functions ) અને નિયમો ( Laws ) શોધવા મનોમય કોશની પાર જવુ પડશે; સંકલ્પ ( Will ) અને બુદ્ધિ ( Intelligence )ના ક્ષેત્રમાં તે જડે એમ લાગતુ નથી.



# સૌન્દર્યની ઉપાસના

આનન્દના આધારરૂપ સૌન્દર્યોદધિ અગાધ અને અનંત છે. ઠેર ઠેર નજરે ચઢતાં વિરૂપતા, કલહ, યુદ્ધ ને શિકાર જોતાં વિશ્વ સમસ્ત સૌન્દર્ય જ છે એમ બુદ્ધિ માનતી નથી. પણ આપણી શક્તિઓ અતિ પરિમિત છે. વિશ્વ સમસ્ત સૌન્દર્ય જ હોય એ પણ સંભવિત, પણ તે વિશે વિશ્વાસ નથી. પરંતુ કેવલ ઇન્દ્રિયગોચર સૌન્દર્ય પણ અપર્યાપ્ત છે. આપણા મરજાદીઓને માન આપી સ્ત્રીસૌન્દર્ય બાતલ રાખીએ તો પણ મનુષ્યજીવન અને સૌન્દર્યનો સંબંધ દેહ દેહી જેવો અપરિહાર્ય છે, એટલું જ નહીં, હવા જેટલો તે આવશ્યક છે. જેણે મોર અને સન્ધ્યાને રંગ આપ્યા, પૃથ્વીને ગંધવતી કીધી, પર્વત અને સમુદ્રની ભવ્ય રેખાઓ જેણે કોતરી તે શક્તિએ તેમ કરવામાં, અનેક અજ્ઞાત હેતુઓમાં મનુષ્યનું જીવન ટકાવવા ને ઉન્નત કરવાનો હેતુ રાખ્યો હશે. સૌન્દર્ય અને મનુષ્યનો સંબંધ જે કુદરતી છે તે, બીજા અનેક પ્રાકૃતિક અને આગન્તુક સંબંધોમાં મનુષ્ય કરે છે તેમ, કેળવી શકાય છે, અને એમ કરનારને લોક કવિજન કહે છે. ભક્તજન પ્રભુદર્શનની ભૂખે રામનામના જપની, અર્ચનની કસરત કરે છે તેમ સૌન્દર્યદર્શનનો ભૂખ્યો સંગીતકાર, કવિ, કે કલાકાર રૂપ ઘડવા આલાપ આદિની જાણી બૂઝીને કસરત કરે છે, નથી કરતો તોય વારંવાર કસરત કરતો લાગે છે, પણ તે વ્યાપાર ધ્યેયે પહોંચવાનું આનુષંગી કર્તવ્ય છે. સિદ્ધિની ગમે તે કક્ષાએ સાધનને લક્ષ્ય માનવાની ભૂલ સૌન્દર્યદર્શી કરે, અલ્પસિદ્ધિનો દુરુપયોગ કરી, અભિમાને કરી પડે; પણ એવાં પતન ને દુરુપયોગ ભક્તનાં પણ ક્યાં અજાણ્યાં છે!

તમે ગાઓ છો, મને ગાતાં નથી આવ[illegible] તોય ગાઉં છું; તમે સુન્દરી નથી, તમે કરાલ મુખાકૃતિવાળા પણ મશહૂર ગવૈયા મહમ્મદ વિલાયતહુસ[illegible] છો, તોય ગાઓ છો ત્યારે હું ગાઉં છું. બાળક નાચે ત્યારે પથારીમાં પડ્યા પડ્યા પણ નચાય, પોપટના [illegible] સલનનું લાલિત્ય અને નરકપોતની સેવનલીલા આપણા અંગવિન્યાસમાં સુડોળ આણે છે. યુરોપા સુંદર[illegible], હલ પંખિણી જેવી હોય છે, અહીં કેટલીક ઢંગ વગર ચાલે છે, તો ઘણી ગજગામિનીઓ પણ હો[illegible] કે આસપાસના વાતાવરણમાં સૌન્દર્યતત્ત્વો આપણી ઇચ્છા અનિચ્છાએ આપણને વશ કરે છે [illegible]p with, વાયુ, જલાદિ આપણા જીવનને આવશ્યક છે તેમ તેમના વડે ઉદ્‌ભવતું સૌન્દર્ય પણ આ[illegible] મેઘધનુષ્ય જીવન છે. નિશાચર પશુ પંખી ને માણસો આહાર આદિની શોધમાં, વૃક્ષ અને પ્રાસાદ પ[illegible] જોઈએ [illegible] ગૂરે, જાગે છે એ ખરું, પણ શિકારની શોધમાં છુપાતુ છુપાતું નહીં રહેતું ને નહીં [illegible] સૂર્ય [illegible] આથમતાં નિદ્રાની તૈયારી કરે છે. હું સૂઈ જઉં છું ત્યારે હું જ સૂઈ નથી જતો, [illegible] ઘરમાં મારો [illegible]ચિત્ર પણ સૂઈ ગયો છે; પાસેના સાહેબનો કૂતરો સજાગરુ રહેતો છતો ઊંઘવા [illegible]છે, છાપરા પરની કાગ[illegible]ર ઊંઘે છે; વેલનાં ફૂલ ટૂંટિયું વાળી કુદરતને ખોળે સંપૂર્ણ શ્રદ્ધાથી પડ્યા પ[illegible] ઘોરે છે! આ હકીકત ખરું જોતાં કેટલી અદ્ભુત છે! સૂર્ય આથમતાં દીવાલો પડી નથી જતી, પર્વતો નથી ગબડતા, પણ તમે અ[illegible] આ ફૂલ કેમ ઊંઘી જતાં હશો?

માનવ લાઇબ્નિઝનું બારી વગરનું અણુ નથી. એના જીવનને વીંટી લેતા આ સંભાવનંતુ દ્વારા જ સૌન્દર્યની દૃષ્ટિ તેની ઊઘડે છે. જેમણે જીવન આપ્યું તે સૂર્ય અને અવકાશમાં રમતાં તત્ત્વો આકાશમાં રંગ પૂરે છે; વાયુ પ્રાણ છે, પણ ઝાડના ડાળ ને પર્વતોનાં પાસાં તે ઘડે છે; ધસારાભેર વહેતી

નદી, ખેતરોને સમૃદ્ધ કરતી, રેતી રજને ભેગી કરી, ઘસી ઘસી, આરસ બનાવે છે. પર્વત પરથી જ પથ્થર ફોડી લાવી પુરુષે પર્વત જેવા ગગનચુમ્બી મિનારા રચ્યા; વૃક્ષઘાટ જોઈ તેણે મંદિરના ઘુમ્મટ ચણ્યા; થડ જેવા પ્રાસાદસ્તંભ ઊભા કર્યા; કર્ણિકાર જોઈ જલપાત્ર નિપજાવ્યાં; વેલ જોઈ વસ્ત્ર પર ભાત પાડી, ભારતનો રંગનો, સુવર્ણરજતના ભરતનો, દેવમંદિર' અને રાજમહેલમાં દેખાતા તેના ઝળાંઝળાં કરતા આડમ્બરનો શોખ તેના સૂર્ય ચંદ્રમાંથી ઊતર્યો છે. અગણિત તારકથી મઢેલા ગગનમાંથી ચંદની વરસતી હોય ત્યારે ચંપા રંગનું, તારાટપકીજડિત, બુટ્ટાદાર પાલવની આકાશગંગાવાળું અંબર ઓઢી પતિગૃહે સરતી રમણી તેની ભૂમિકામાં ભળી જાય છે, તેના પ્રકૃતિઘરમાંનું તે કુદરતી સર્જન છે.

હાસ્ય તંદુરસ્તી વધારે છે ને નૃત્ય મોહક છે, તથૈવ આકર્ષક મુખ હાસ્યથી સુન્દર બને છે, ને નૃત્યથી શક્તિ વધે છે. કલાવ્યાપાર દિવ્ય આત્મસંતોષ આપવા ઉપરાંત કલાકારનું સ્વાસ્થ્ય વધારે જ. કલાને નામે મનુષ્યો અધમ થાય છે, ભ્રષ્ટ થાય છે, અનાચારના લપસણા કર્દમમાં ખૂંપતા ખૂંપતા જીવતા નરકમાં ઊતરી પડે છે; ખરું; તો ધર્મને નામે નિર્દોષો ઉપર બળાત્કાર અને લોહી વહેતાં અગણિત યુદ્ધો થયાં છે. કલાએ ધર્મને ભ્રષ્ટ કર્યો છે; તો ધર્મે કલાને કેદ કરી, તેની સમક્ષ તેના પ્રિય સર્જનને પગતળે કચરી, ધાકમાં ને ધાકમાં વિકસવા જ નથી દીધી. ધર્મના ખરા સ્વરૂપની અણસમજથી તેને નામે માનવતા સામે, સ્ત્રીત્વ સામે અત્યાચાર થયા છે, તેની રીતે કલાની અણસમજથી કોઈ કોઈ કલાકારો ભ્રષ્ટ થયા હશે અને તેમના જમાનાએ નીતિનાં સનાતન ધોરણો ઢીલાં મૂકયાં હશે.

તાત્પર્ય કે કલા ધર્મ જેટલી જ શુચિ છે અને તેને મનુષ્યજીવનમાં સ્થાન પામવા ને સાચવવા વધુ નહિ તો ધર્મ જેટલો તો હક છે. આ 'વધુ નહિ તો' સપ્રયોજન અને સાર્થ છે, કેમકે કલા ધર્મની માતા છે, તેની મોટી બેન છે. નરસિંહરાવે ધર્મના અંકુરો બાળકમાં સહજ હોય છે તે વિષે એક બનાવ વર્ણવ્યો છે, પણ તેથી ધાર્મિક લાગણી એટલી બધી સહજ હોય એવી શ્રદ્ધા બેસતી નથી. એવા દાખલા અપવાદરૂપ લેખાય. પરંતુ કલા, કલ્પનાવ્યાપાર, બાળકમાં અમુક અવિકસિત રૂપમાં સાહજિક છે એની અનેક કવિઓનાં નાનપણનાં જોડકણાં પરથી પ્રતીતિ થશે. લાકડીના ઘોડા ને રેતીનાં દહેરાં ઉપરનો બાળકનો કલ્પનાજન્ય વિશ્વાસ આંગણે આંગણે દેખાય છે. અને છતાં ખરા ઘોડા ને લાકડીના ઘોડાનો ભેદ બાળક નથી સમજતુ એમ નથી. લાકડીના ઘોડાની નાટકી દુનિયામાં રહેવું તેને ગમે છે. સુથારની પાટિયું વહેરવાની છીણી જોઈ, તે ઘાટની દેવદારની છીણી કરાવી, બેન્ચને વહેરતો એક બાળ બેન્ચ વહેરાય જ છે એમ ગઈ કાલે જ મનાવતો હતો. તેને ખરી છીણી આપી હોય તો લાકડું કાપવા તે તત્પર થાય ને હાથ કાપે અવશ્ય, પણ ખરાને અભાવે ખોટીને સાચી છીણી માનવાની શક્તિ બાળકની અપાર છે. ધર્મહીન ને રાજ્યવ્યવસ્થા વિનાના વનૌકસોમાં કવિતા ને નૃત્ય વિકસેલાં જણાય છે. અંતર્યામી અને સર્વવ્યાપી બ્રહ્મની ઋષિએ કલ્પના કરી તે પહેલાં ઉષાનું સૌન્દર્ય ઋચામાં તેણે ઉતાર્યું હતું.

एषा श्येनी भवति द्विबर्हा आविष्कृण्वाना तन्वं पुरस्तात् ।
ऋतस्य पन्थामन्वेति साधु प्रजानतीव न दिशो मिनाती ॥
एषा शुभ्रा न तन्वो विदाना ऊर्ध्वेव स्नाती दृशये नो अस्थात् ।
अप द्वेषो बाधमाना तमांसि उषा दिवो दुहिता ज्योतिषागात् ॥

કલ્પનાથી સૌન્દર્ય ગાતા ઋષિને એની કલ્પનાપ્રવૃત્તિમાં કેવલ પોતાની પામર શક્તિઓથી ન ઉપજાવી શકાય એવું સામર્થ્ય લાગવાથી પોતાથી ભિન્ન એવી સત્તાની જ પ્રવૃત્તિ દેખાઈ; પોતે તો જાણે



૧૧

વાઘ હોય અને કોઈ બીજી જ સત્તા તેમાંથી સૂર ઉપજાવતી હોય એમ તેને લાગ્યું — દરેક મન પૂત સમાચરનાર પયગમ્બરને, સાધુ પુરુષને, દરેક એકચિત્ત કલાકારને આમ ક્વચિત્ ક્વચિત્ લાગે છે – અને તેથી સૌન્દર્યવિષય પડતો મૂકી જે શક્તિથી પોતે નિમિત્ત જેવો બની સુન્દરતા નિપજાવતો હતો તેનો જ વિચાર કરવો તેણે શરૂ કર્યો : केनेषितं पतति प्रेषितं मन. [?] — અને આમ સૌન્દર્ય ઉપાસનામાંથી ધર્મ ઉદ્ભવ્યો • હિન્દુ ધર્મના ઉદ્ભવની આ રેખા સર્વાંગે સાચી નહીં હોય, પણ તેથી સૌન્દર્યની ઉપાસના અને નિરૂપણમાંથી માનવે ધર્મ – Religion — તરફ આપોઆપ ગતિ કરી એ માન્યતાને બાધ આવતો નથી

સૌન્દર્યની ઉપાસના ધર્મપ્રેરક નીવડી અને નીવડે કલા ધર્મની માતા જ નથી, તેને જીવત રાખની અમર સંજીવની છે હું પુષ્ટિમાર્ગી વૈષ્ણવ નથી, પણ સાયંકાળે તેમના મંદિરે જાઉં તો ત્યાં વહેતા સંગીતથી મુગ્ધ થાઉં અને અદ્ભુત સંવેદનો અનુભવું ખ્રિસ્તી ધર્મના વેનિસ આદિના ભવ્ય પ્રાર્થના મંદિરના રસિકતાના વર્ણનો વાંચતા ધાર્મિક લાગણીઓ ઉદ્ભવે ને સતોષાય છે બાઇબલ કરતાં બૉટિચેલી રાફેલ, એન્જેલો આદિની કલાકૃતિથી ખ્રિસ્તી ધર્મ વધુ જીવત રહ્યો છે, તેના સિદ્ધાન્તો કરતા નરસિંહ, સૂરદાસ, મીરા વગેરેથી વૈષ્ણવ પંથ વધુ પ્રાણવતો છે, પંથ ઉપપંથને વ્યાપી રહેતો ગગન જેવો આપણો હિન્દુ ધર્મ યુગે યુગે ભગવદ્ગીતા અને ઉપનિષદની કવિતામાંથી નવો અવતાર પામે છે કલા આ વસ્તુ પોતાની જાતને સપૂર્ણ પ્રમાણિક રહીને સાધી શકે બાળક રમે છે તેમાં તેનો તદુરસ્તી જાળવવાનો હેતુ નથી, પણ રમતથી સ્વાસ્થ્ય જળવાય ને શરીર કસાય છે નદી વહે છે તેમા એનો પોષવાનો તેનો હેતુ નથી, તે તેનું સ્વભાવજન્ય કામ કરે છે અને ખેતરો પોષાય છે

ધર્મતત્ત્વ યોગીને અનુભવગમ્ય છે, બીજા માટે તો એ બોલે તે પ્રમાણ ગણી, તેમા શ્રદ્ધા રાખી, જેવું સમજાય તેવું સમજવાનું છે એ તત્ત્વ એવડું સૂક્ષ્મ છે કે યોગી પણ અનુભવની ભૂમિકામાંથી ઊતરી, બીજાને એ સમજાવવા મથે ત્યાર રૂપકો અને નકારાત્મક વિધાનો યોજે છે, અર્થાત્ શ્રોતાને પરિચિત દુનિયામાંથી ખસેડી કવિતાદ્વારા ધર્મતત્ત્વને કંઈક કલ્પનાગમ્ય કરાવે છે ઋષિએ ઊર્મિમય ગંભીર વાણીમાં સ્વપ્રત્યય ગાયો .

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्नि ।
तमेव भान्तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति ॥ ×

લય તથા ભાષાની પ્રૌઢિથી શ્રોતા અપરિચિત લોકમાં ગયો ત્યાં તેણે 'સૂર્ય પ્રકાશ પાડી શકતો નથી, ત્યાં ચન્દ્ર તારા પ્રકાશતા નથી' એમ 'સમજવાને' બદલે કલ્પનાની આંખથી એ અપરિચિત લોકમાં પાર્થિવ અગ્નિ, ચન્દ્રનું કોમળ તેજ, ટમકતા તારા અને ઝબકતી વીજળી એક

• કલા અને ધર્મના ઉગમ સબંધી વિચારોમાં મેં ફિલસૂફ કોલિંગ્વુડ અને કૉલિંગવુડ નામના કલાવિવેચક (જુઓ તેનું Philosophy of Art) નો આધાર લીધો છે

× ન આ પ્રકાશે સૂર્ય ન ચન્દ્ર, તારકો,
ના વિદ્યુતો ના, કેમ જ અગ્નિ તો આ.
પ્રકાશ માત્ર અનુકાશ આના,
આ જ તેજે સર્વ જગે પ્રકાશે. (બ ક. ઠાકોરનો અનુવાદ)

સામટાં 'જોયાં.' એ દૃશ્યમાં જે જે ઊર્મિઓનો અનુભવ થયો તેના જેવો જ વા તે જ બ્રહ્મનો અનુભવ હશે એમ લાગવાથી અરણ્યે વસી ભૈક્ષચર્યા ચરતો તેવા અનુભવના સાતત્ય માટે તપ કરતો થયો.

ઊલટ પક્ષે, અનુભવની કવિતા જડ ગદ્યમાં ઊતરતાં, એટલે અક્ષરેઅક્ષર એક પ્રયોગની હકીકત પેઠે મૂકતાં, કાળક્રમે રૂપકોમાં લુપ્ત થાય છે. જે રૂપક કલ્પનાને ઉત્તેજતું તે સત્યને હવે મર્યાદિત કરે છે. બ્રહ્મ સૂર્ય છે, તો આપણે એમ સમજ્યા, સૂર્યની બહાર બ્રહ્મ નથી; બ્રહ્મ અગ્નિ છે તો આપણે એમ સમજ્યા કે યજ્ઞ જ મોક્ષનું એક સાધન છે. ધર્મનું વિચારઅંગ રૂપકોમાં ને આચારઅંગ વેશમાં, સંતોમાં મૂર્તિ ને મંદિરોમાં અદશ્ય થઈ જાય છે. આ જડતામાં ચેતન આણવા પુનરપિ અનુભવીઓની રૂપકભરી કવિતા કે તેમનું કવિતા જેવું ભાષ્ય જ આવશ્યક છે. બ્રહ્મના જેવા ઉચ્ચતમ પણ વૈયક્તિક અનુભવ ભિન્નઅનુભવીને તેની કલ્પના સતેજ કર્યે જ કંઈક સમજાવી શકાય, તેથી તેમાં રૂપકાદિનો ઉપયોગ કુદરતી ને અનિવાર્ય છે; અર્થાત્ આવા વિષયમાં કવિતા એ એક જ ભાષા સદ્ગુરુ ને જિજ્ઞાસુ શિષ્યની હોઈ શકે. આનો અર્થ એ નથી કે ધર્મને ઉપકારક હોય તે જ કવિતા: ઉચ્ચ અને સૂક્ષ્મ એવા સર્વ અનુભવોની કવિતા જ ભાષા છે એ વ્યાપક સત્ય જ વિવક્ષિત છે.

કલાકારને કલ્પનાથી જે સુન્દર લાગ્યું તે સત્ય જ છે એ કીટ્સના મહાવાક્યનો અર્થ એ કે વિજ્ઞાનીનું પ્રત્યક્ષ ને તર્કશુદ્ધ સત્ય સૌન્દર્યના સત્યથી ઊંચી કક્ષાનું નથી. કૃષ્ણકમળની મુગ્ધ, શુચિ, રંગીલ મૃદુ, રોમેરોમ સુસંસ્કૃત (Elaborate) રચના અદ્ભુત સુન્દર છે એમ જાણવા કૃષ્ણકમળ અને મારી પોતાની મનઃપ્રવૃત્તિ સિવાય બીજી કોઈ બાહ્ય વસ્તુની અપેક્ષા નથી. વિજ્ઞાનીને વિજ્ઞાની તરીકે કૃષ્ણકમળ એક હકીકત છે, બનાવ છે; સુન્દરઅસુન્દરનો પ્રશ્ન જ તેને માટે ઉદ્ભવતો નથી. અને મનોવ્યાપારની મર્યાદાઓ જો સૌન્દર્યદર્શનની પણ મર્યાદાઓ હોય, અથવા તેમની વડે જ સૌન્દર્યદર્શન થતું હોય, તો તે મર્યાદાઓ વિજ્ઞાની તથા વિચારકને પણ સરખી બાધક છે.

'But as, in perceiving, we feel every thing that we perceive to be *a natural object, and as, in thinking, the scientist feels every object* of his thought to be a part of nature, so, in *imagining, the artist feels* every object of his imagination to be nature. In *all* these cases alike the cognitive activity feels its object to be independent of it and set over against it as a limit to its own freedom; though in all these cases the question may be raised by philosophy, whether this feeling is not in some sense an illusion, and whether the object may not in reality be in some sense constituted by the very act which apprehends it.'

—Collingwood

અથવા, પ્રયોગસિદ્ધ કે તર્કશુદ્ધ સત્ય અને કલ્પનાનું સત્ય સંવાદી ના હોય, 'सब साँच'નો સમન્વય આપણાથી અશક્ય હોય તો અને ત્યાં સુધી સૌન્દર્ય ને સત્યને જ્ઞાનનાં અન્યોન્ય સ્વતંત્ર રૂપ જ માનવાં યુક્ત છે. મનની ઉપલી ભૂમિકાનું ઐશ્વર્ય પુરુષને પ્રાપ્ત થાય તો સંભવ છે કે આ મહાપ્રશ્નનો ઉત્તર જડે.

અનુભવ પર સ્વસત્યતાનો આધાર રાખતાં ધર્મતત્ત્વ ને સૌન્દર્યતત્ત્વ સરખાં નિરપેક્ષ કે સરખાં સાપેક્ષ છે ત્યારે કલાસર્જન વાસનાને પોષે છે એ આરોપ શું છેક જ બકવાદ છે? સહશિક્ષણ આપતાં વિદ્યાલયો પણ વાસનાને પોષે છે એ આરોપ પણ લવારો નથી. સભા કે મંદિરમાં જતાં સ્ત્રી

પુરુષો, સત્યાગ્રહમાં સાથે જોડાતા નરને વીરાંગનાઓ, ઇસ્પિતાલમાં કામ કરતા ડાક્તર ને નર્સો અન્યોન્યની વાસના ઉશ્કેરે છે. કુટુંબની શીતળ છાયડીની બહાર સ્ત્રી પુરુષ સંબંધની અનુકૂળતા આપતી સર્વ પ્રવૃત્તિઓને માથે અપવાદ આવે છે, ને એ અપવાદ અકારણ નથી. જ્યાં જાતીય આકર્ષણ પ્રવેશ્યું – કલાપ્રવૃત્તિમાં જાતીય આકર્ષણનું તત્ત્વ ભળે છે તેથી જ તેના પર આ ભારે અપવાદ છે – ત્યાં અપવાદનું દ્વાર ઊઘડ્યું. માનવમાનવને સંન્યાસી કે આરજા બનાવવા સિવાય તેનો અસરકારક એકે ય ઉપાય નથી. અને તે પણ ભૂતકાળમાં કેટલો ઓછો અસરકારક નીવડ્યો છે! ત્યારે આપણે જનાવર નથી એ મંદભાગ્ય ગણવું? પાલતુ પશુને જાતીય આકર્ષણમાંથી ઉગારી શકાય છે, કલ્પનાશીલ મનુષ્યને ગુફામાં રાખ્યે પણ રક્ષી શકાતો નથી. હજારો વર્ષથી લોહીમાં ઉતરતી ભાવના, તથા પરિચય ભાઈબેનને જાતીય આકર્ષણમાંથી બચાવે છે, તેવી જ રીતે શરીરની દિવ્યતાની ભાવના અને વિવેકસર સ્ત્રીપુરુષનો સામાજિક સંબંધ સમાજે સ્વીકારેલો ને નિયમોથી નક્કી કરેલો – ધીમે ધીમે પણ અવશ્યમેવ આ વિષમતામાંથી માનવને ઉગારશે.

પણ સૌંદર્યનો ઉપાસક કલાકાર અપ્રમાણિક ના થઈ શકે, એ સૌંદર્યનો ઉપાસક છે, સુન્દરીનો નહીં. એ સૌન્દર્યનો ઉપાસક છે, વિલાસ કે નિઃસાર હકીકતનો નહીં. શ્રી કાલેલકર કાવ્યવિહાર માટે કહે છે તે સર્વ કલાસર્જન માટે વાજબી છે. 'આવા કાવ્યવિહારમાં જવાબદારીની અપેક્ષા ભલે ન હોય પણ પારમાર્થિકતા (Seriousness) ની અપેક્ષા પૂરેપૂરી હોય છે. એમાં દંભ, કૃત્રિમતા, ઈરાદાનું જુઠ્ઠાણું ઇત્યાદિ ન જ આવવું જોઈએ. Logical consistency ભલે ન હોય પણ Psychological integrity હોવી જ જોઈએ.

કલાકાર પોતાને આટલું હમેશ કહે: તારી કલ્પનાને જે સુન્દર લાગ્યું તે જ એકાગ્રતાથી તું સર્જ. તું આ વાત વારંવાર ભૂલી જાય છે ને વાસનાને ઉશ્કેરવાનો હેતુ કીર્તિ કે પેટ ખાતર તારી પ્રવૃત્તિમાં દાખલ કરે છે. તું નૃત્ય કરે કે ગાય તો સભાજનને કેમ અંગવિક્ષેપ કે અભિનયથી ઉદ્દેશી શકે? તારાં સ્ત્રીઓનાં ચિત્રો જો, તેમાંથી કેટલી તેમનાં આડંબરી નામને પાત્ર છે? તું 'વિચારમગ્ના' ચીતરે છે? તેના મુખ ઉપર તો કશો ય વિચાર નથી, માત્ર લૂગડાં અસ્તવ્યસ્ત છે. એ ચિત્રનું નામ તો 'આમન્ત્રણ આપતી નફ્ફટ બાયડી' જોઈએ. 'અવિવેકી સ્ત્રી' 'માત્ર સ્ત્રી' એવાં નામ તારી અનેક કૃતિને ઘટે છે. સ્તનાદિનું સ્પષ્ટ આલેખન સૌન્દર્યસર્જનમાં આવશ્યક લાગે ત્યારે ભલે કર, પણ દસમાંથી નવ વખત તું કરે છે તેટલું બેશરમ નથી જરૂરી. જ્યાં જરૂરી નથી ત્યાં તેનું આલેખન નિઃસાર હકીકત જ છે.

આ એકાગ્રતા ને પ્રમાણિકતાનું ધ્યેય ખીંટીએ ભેરવી તું તારી કૃતિમાં સૌન્દર્યસર્જનથી બાહ્ય હેતુને પેસવા દઈશ, તો સાધુજનને અને સમાજહિતના ચોકીદારને તારું કાંડું પકડી, 'ખબરદાર' કહેવાનો અધિકાર છે. તું તારી પ્રવૃત્તિનો હેતુસર વિનિયોગ તો કરે છે, તો પછી તારા હેતુની સારાસારતા વિચારવાનો હક સૌને પ્રાપ્ત થાય છે, તો સદસદનું, શ્રેયપ્રેયનું ભાન, જે મનુષ્યના ચિત્તમાં ઊંડે ઊંડે પણ સાચે જ છે, તેને અનુકૂળ, તે ભાન જાગૃત અને સ્થિર રાખે એ રીતે જ, તારી પ્રવૃત્તિ થવી જોઈશે, ન અન્યથા.

પરંતુ, ભાવના કે કલ્પનાના સૌન્દર્યને મૂર્ત કરવા એકાગ્રતાએ મથતો કલાકાર નિઃશંક સ્વતંત્ર છે, ને સ્વતંત્ર રહેવો જોઈએ. તેની પ્રવૃત્તિ તેનો તેમ જ સમાજનો વિકાસ જ સાધશે. ધર્મ જેટલી જ તે શુચિ હોઈ તે મોક્ષદાયી નીવડશે.

*

# પ્રકૃતિસૌન્દર્યના અનુભવમાં મર્યાદા

કલાનો ઉદ્‌ભવ કુદરતી અને આકસ્મિક હશે, પણ હવે તો, ભાનપૂર્વક સૌન્દર્યની શોધ અને સિસૃક્ષા,* એટલો જ તેનો અર્થ થઈ શકે. મનુષ્યને સૌન્દર્યદર્શનથી જુદા જુદા ભાવ થાય છે, જુદી જુદી લાગણીઓ સંતોષાય છે; સૌન્દર્યવિષયના સ્વીકારી શકાય એવા પ્રકૃતિસ્થ ભેદ હોય છે; તે ઉપરથી તેમ જ જ્ઞાનની સરળતા ખાતર સૌન્દર્યના પ્રકાર કલ્પવામાં આવ્યા છે. બધા પ્રકારના સૌન્દર્ય-અનુભવનો આનંદ મૂલમાં તો એક જ છે, પણ સપાટી પરનાં ઉદ્‌બોધન ( Associations )ની ભિન્નતાને લીધે વિવિધ છે એમ સમજવાનું છે. સૌન્દર્યઅનુભવની ક્ષણોમાં આનંદને રંગતી બીજી લાગણીઓ ભળે છે તેથી સર્વ પ્રકારના સૌન્દર્યઅનુભવનો આનંદ મૂલમાં એક જ પ્રકારનો છે એવી પ્રતીતિ નથી થતી. પણ સૌન્દર્યઅનુભવ પહેલાંની કૌતુકથી ભિન્ન એવી ઉત્કંઠા અને તે પછીની મનની પ્રફુલ્લતા એક જ હોઈ, આનંદ પણ તત્ત્વતઃ એક જ પ્રકારનો છે એમ માનવામાં બાધ નથી.

સાકર કેરા કરા પડયા, સાહેલી રે,
દૂધડે વરસ્યા મેહ,
જમનાજી જઈએ ઝીલવા, સાહેલી રે,

આ ગીત કોઈ કુમારિકા કોમળ કંઠથી ગાતી ઝિલાવતી હોય ને સૌન્દર્યઅનુભવ થાય; હજી તો આપણે પથારીમાં ઘેરીએ છીએ તે સમયે અણચિંતવ્યો બાજુના મંદિરમાંથી ઓમકારનાથજી જેવો સંગીતકાર ભૈરવમાં ' પ્રાત ભયો યદુનંદન જાગો, અલખ ભયો લખ થાવો રી ' ઘેરા કંઠથી ગાય ને અનુભવ થાય; એ બંને ભિન્ન પ્રકારના સૌન્દર્યના અનુભવ આપણે ગણી શકીએ. કનુ દેસાઈના ' મીરાંનું નૃત્ય'માં અને પ્રમોદકુમાર ચેટરજીના ' ઉમા-મહેશ 'માં ભાવની એકાગ્રતા સમાન કક્ષાની છે. પણ ' મીરાં 'માં દેહની સુકુમારતા ને અંગેઅંગની નાજુકાઈ રેખાદ્વારા પ્રગટે છે; ' મહેશ 'માં પર્વતની નિશ્ચલતા, શાન્તિ, પ્રતાપ ને અમરતા લખાયાં છે. આ બીજું ચિત્ર અણધારી રીતે પ્રતાપની છાપ આપણા ઉપર પાડે છે. ' મીરાંનું નૃત્ય ' આથી સૌન્દર્યનો ને ' ઉમા મહેશ ' ભવ્યતાનો નમૂનો છે. અલબત્ત, ભવ્યતામાં સૌન્દર્ય ને સૌન્દર્યમાં ભવ્યતા અંશતઃ હંમેશ હોય જ છે.

હાસ્ય સમજવું અનુભવવું સહેલું છે; તેની વ્યાખ્યા લગભગ અશક્ય છે; તેનું કારણ એક એ છે કે હાસ્યનો આધાર જ્ઞેય કરતાં જ્ઞાતા ઉપર વધારે હોય છે. ભવ્યતા પણ અમુક અંશે જ્ઞાતા પર અવલંબે છે. પણ મહાત્મા ગાંધીથી માડી બજારના ગાંધી પર્યંત સૌ સમુદ્ર સમક્ષ સરખા અલ્પ છે. આથી ભવ્યતા પ્રમાણમાં સર્વગમ્ય છે. બુદ્ધિમત્તા અને નીતિમત્તાના કક્ષાભેદની અનન્તતાને લીધે દ્રષ્ટાના ચારિત્ર્યવિકાસ ને માનસબંધારણ ઉપર હાસ્યકતા સૌન્દર્ય ને ભવ્યતા કરતાં વધારે આધાર રાખે છે. કાર્લાઈલ કે સ્વિફ્ટ કે અખો માનવમાત્રની પામરતા પર હસી શકે છે; આપણામાંના ઘણા ડોળઘાલુ પ્રોફેસર કે દાક્તરને હસી શકીએ; બીજા ઘણા શરીરની કુરૂપતાને જ હસી શકે છે.

અમુક દશ્ય કે બનાવ જોતાં લાગણીઓનુ સહસા વિમોચન હાસ્યમાં પરિણમે છે.+ દશ્યમાં અંશતઃ પણ બેડોળપણું કે અસંગતિ હોય, જોનાર ઝીણી નજરવાળો, ઉચ્ચતાનો અભિમાની હોય,

* આ વિધાન માટે આધાર કોલિંગવુડના ' ફિલોસોફી ઓફ આર્ટ 'નો લીધો છે

+ જુઓ કોલિંગવુડ.

તો હાસ્યના દૃશ્ય ને પ્રસંગ તેને ઘણાં પ્રાપ્ત થાય પણ હાસ્યવિષયમાં જો હમેશ થોડું ઘણું બેડોળપણું આવતું જ હોય, દ્રષ્ટાની નજરમાં વિષય તરફ જરા પણ તિરસ્કાર ભળતો હોય, તો હાસ્યનો રમણીયતાના પ્રદેશમાં સમાસ કરી શકાય ખરો? સર્વ પ્રકારની રમણીયતાના અનુભવમાં ગૌણ લાગણીઓ ઘણી ભળે છે તેથી હાસ્ય વિષયના અનુભવમાં તિરસ્કારની અમુક માત્રા ભળતી હોય તો બાધ ગણવા કારણ નથી

પણ અનુભવમાં તિરસ્કાર પ્રધાન હોય અને પરનિર્વૃતિ કિંવા આહ્લાદકતાનું ગૌણપણું કે અભાવ હોય તો તેને રમણીયતાના પ્રદેશમાં સ્થાન નથી હાસ્યવિષયમાં કયું રમણીય ને કયું નહીં તે સમજવા એક ઠીક ઠીક વ્યવહારુ કસોટી સત્ કલાકૃતિ માટે છે તે અપાય હાસ્યપ્રેરક દૃશ્ય કે પ્રસંગ ફરી ફરી જોવાનું આપણને મન થાય છે? ન થાય તો હાસ્યનો વિષય તે ભલે હોય રમણીયતામાં તેનું સ્થાન નથી હાસ્ય વિષય તિરસ્કાર પ્રેરે, પણ ઉદાસીનતા ( Indifference ) – નિર્વેદ નહીં – યા જડતા પ્રેરે તો તે રમણીય નથી બાકી, સર્વ હાસ્યવિષયમાં કંઈક – અરૂપતા નહીં – વિરૂપતા આવવાની, સર્વ હાસ્ય અનુભવમાં તિરસ્કારનો અંશ આવવાનો સૌન્દર્યને મધ્યમાં રાખીએ તો તેની એક બાજુએ ભવ્યતા આવે અને તેથી વિરુદ્ધ બાજુમાં હાસ્યકતા આવે બંનેમાં સૌન્દર્યના તત્ત્વ હોય ભવ્યતા સમક્ષ આપણી અલ્પતાનું ભાન થાય હાસ્યતા સમક્ષ દ્રષ્ટા પોતાની મહત્તા અનુભવે

(૨)

પ્રકૃતિમાં સર્વ પ્રકારની રમણીયતા છે, પણ તેના અને કલાના અનુભવ વચ્ચે મહત્ત્વનો ભેદ છે

પ્રકૃતિની એક બાજુ ઘોર લાલ યમદ્વાર જેવી છે, તો બીજી – અને તે પણ અતિ વિશાળ – અમૃત, શાન્તિમય, આનંદમય અને સુંદર છે રૂપિયાના બે પાસા જેવી આ બાજુઓ નથી, પણ પટમાં વણાઈ ગયેલા તાર જેવી છે ક્રૂરતા અને પ્રેમ પ્રકૃતિમાં ઓતપ્રોત છે ક્રૂરતા સાથે પણ સૌન્દર્ય જડાયેલું છે તો જેને સૌન્દર્ય અને પ્રેમના પ્રતીક ગણીએ તેવા પ્રકૃતિના રૂપો પણ જિજીવિષાથી ક્રૂર બને છે આ બીજી ક્રૂરતા પ્રકૃતિની વ્યવસ્થામાં આવશ્યક હશે, મનુષ્ય તેથી શતગણો ક્રૂર હશે, તથાપિ આ બીજી પ્રકારની ક્રૂરતા આપણને બહુ ખૂંચતી નથી પ્રકૃતિની ઐન્દ્રિય સૃષ્ટિમાં સુન્દરતાના અક્રૂર અલ્પક્રૂર દૃશ્યો જ આપણને ગમે છે બાકી બ્રહ્માએ સુંદરતા વહેંચતા માનવનું, અન્નાહારી હિંદુનું દૃષ્ટિબિન્દુ કંઈ લક્ષમાં ગણ્યું લાગતું નથી રમણીય, રજ જેવડું શરીર ને શઢ જેવી પાંખોવાળા પતંગિયાને ઝડપી ઝીંકીને ઝાપટી જતી ગરોળી વિભંગ કરવામાં પ્રવીણ છે સર્પને ડોળ અને રંગની મણા નથી, અને બિલાડીના વૈવિધ્યપૂર્ણ અનેક અંગવિન્યાસો મોહક લેખી શકાય તેવા હોય છે પ્રકૃતિના સેન્દ્રિય જગતમાં ઘણાં પશુપંખી તરુ લતા આદિ હશે જેની ક્રૂરતા આપણે જાણતા નથી, અગર આપણા સામાન્ય પરિચયની વસ્તુ નથી તેમના સૌન્દર્યની આહ્લાદકતામાં કશો બાધ આવતો નથી મોર અને કોયલ આહારના વ્યવસાયમાં બિલાડી જેટલા જ ક્રૂર હશે, પણ એમના રંગરેખાના રાજવૈભવમાં અને બીજીના સ્વરની મનોહરતામાં વિસંવાદી તત્ત્વ ભળતું નથી વૈયક્તિક અનુભવની ગણના કરીએ તો વ્યક્તિએ વ્યક્તિએ મર્યાદાઓ ઓછીવત્તી ભિન્ન થવાની આમ કોમલ દૃશ્યમાં પણ વિસંવાદી તત્ત્વ ક્વચિત્ ભળે સૌન્દર્યના અદ્‌ભુત પ્રતીક જેવા કૃષ્ણકમળની મારી વાડ પરની વેલને ભૂખ્યા શા વસ્તારથી ચકરડીની વેલે જ્યારથી ગૂંગળાવી મારી નાખી છે ત્યારથી બિલાડી કરતાં જરા પણ સારી એ ચકરડીની વેલ મને લાગતી નથી ભવ્ય સુંદર, ભાવનાત્મક ને અદ્‌ભુત હાસ્યક કલાસર્જનના મૂળ કુદરતમાં છે કલાના પ્રતીકો ( Simbols )ની કુદરતી સમૃદ્ધિ અણગણ છે, ઉચ્ચતમ

કલાસર્જનમાં પણ કારીગરીનો અંશ આવવાનો (જો કુદરતમાં હોય તો કુદરત શાને!); કુદરતનાં સૌન્દર્યસર્જનનાં ગન્ધતત્ત્વ, માર્દવ, સુકુમારતા કલામાં સૂચનરૂપ જ રહેવાનાં; પ્રકાશનાં પ્રતાપી સ્વરૂપો આછેરાં જ આલેખાવાનાં, એ બધું ખરું; કલાનું સૌન્દર્યસર્જન તેનાં સાધનની મર્યાદાથી ઘણું જ મર્યાદિત થાય છે એ સાચું; પણ કલામાં કલ્પનાનું સર્જન જેનો વિષય ઉપરટપકે વિરૂપ કે જુગુપ્સાપ્રેરક લાગે તે વસ્તુતાએ રમણીય જ હોય કેમ કે બીભત્સની પણ રસમાં ગણના છે. કુદરતમાં એવું દશ્ય કલાના અનુભવથી ઊઘડેલી કલ્પનાની આંખથી ન જુઓ તો કેવળ વિરૂપ ને ઘૃણાપ્રેરક જણાય. વળી ઉપર જણાવ્યા તે આપણી માનવતાથી ઊપજતા પક્ષપાતો — આ ક્રૂર, આ અક્રૂર કે અલ્પક્રૂર — જે કુદરતના સીધા સૌન્દર્યઅનુભવને બાધક છે તે કલાસર્જનના અનુભવને તેટલા બાધક નથી, કેમ કે કલાસર્જન કલ્પનાદ્વારા થાય છે અને તેનો આનંદ પણ મુખ્યત્વે કલ્પના વડે જ ભોગવાય છે.

નિસર્ગની હાસ્યક રમણીયતા છે, એ કહેવાની જરૂર નથી. વાનરને જોઈ બાળક હસે છે. ધોળો દેહ અને શ્યામ મોંની વિષમતા તેને સમજાય છે. આપણને તેના દેહ અને વર્તનમાં મનુષ્યનું નિષ્ફળ અનુકરણ જણાય છે, તેથી વાનર કુદરતની હાસ્યક કૃતિ લાગે છે. ગધેડું જોઈ બધા હસે છે કેમ કે તે ઘોડાનું નિષ્ફળ અનુકરણ છે. પશુ જગતમાં પાકી ઉંમર થયે કૂતરો ને વાનર જેટલાં વિના કારણ તોફાની ને રમતિયાળ બીજાં પ્રાણીઓ ભાગ્યે જ હશે. તેમાં પણ કૂતરાની કલ્પનાશીલતા ઘણી હાસ્યપ્રેરક છે. કૂતરું યમદૂત જોઈને રડે છે એ લોકવહેમના પાયામાં મને તેનો કલ્પનાશીલ સ્વભાવ લાગે છે. જરાજરામાં અજાણ્યાનો, ચોરનો, દુષ્ટોનો તેને વહેમ આવે છે, અને તેના માલિકનો વહેમ મટી જાય ત્યાર પછી પણ તેનો ચાલુ રહે છે. અજાણ્યું માણસ ફળિયામાંથી છેક અદશ્ય થાય ત્યાં સુધી તો તે ભસે, પણ ત્યાર પછી કેટલોય વખત તેના ભૂતને વળી વળી સંભારી, જા જા હવે, તારા જેવાને તે કોણ પૂછે છે, એમ કહેતું હોય તેમ ભસે છે. એકાદ ચીંથરુ તેણે ખેંચી આણ્યું હોય તો તેને સજીવ કલ્પી તેનો શિકાર કરતું હોય તેમ તેને મૂકી દે, વળી લઈ લે, લઈને દોડે, તેને માટે બીજાં કૂતરાં સાથે ખેંચાખેંચ કરે, અને છેવટે તેનો રસકસ બધો લઈ લીધો હોય એમ તરછોડી દે. વનસ્પતિમાં પંડોળાં જોઈ, નાના વેલાને વળગેલા મોટા કોળાં જોઈ, આછાં પાન પણ લાડુભટના પેટ જેવાં થડવાળાં વૃક્ષ જોઈ હસવું કેમ ના આવે! આવી હાસ્યક રમણીયતા કુદરતમાં ઘણી જડે, તથાપિ નિસર્ગમાંથી આત્મજાની મનુષ્ય બાદ કરીએ તો માનવજીવનમાં હાસ્યક તત્ત્વો જેટલાં અપર્યાપ્ત (Unlimited) છે તેટલાં કુદરતમાં નથી. કુદરતમાં ડોળ નથી, તેની વિષમતાઓમાં જડ નિયમ અને અહેતુકતા જણાય છે, તેમાં નીતિ અનીતિનાં તત્ત્વ પ્રવેશતાં નથી. મનુષ્યે તો પ્રકૃતિની ઉપરાંત એક આદર્શોની સૃષ્ટિ ઊભી કરી છે, તેની ફત્તેહોથી તેનુ જીવન કૃત્રિમ બન્યું છે. આહાર, વિહાર અને જાતિરક્ષણના તેના પ્રશ્ન ઘણા બારીક છે, અને તે ઉપરાંત પણ તેની પ્રવૃત્તિના ઘણા વિષય હોઈ તેનું જીવન ઘણું સંકુલ બન્યું છે. પ્રકૃતિદીધો સ્વભાવ, ભાવનાઓ અને કૃત્રિમ સામાજિક વ્યવસ્થાઓ વચ્ચે મનુષ્ય આમતેમ ખેંચાયા કરે છે, તેથી ડોળ અને પાખંડને ખૂબ પોષણ મળે છે. પરિણામે આપણાં સ્થૂલ સૂક્ષ્મ પાખંડને ઉઘાડો પાડતો હાસ્યક રમણીયતાનો પ્રદેશ પણ અતીવ વિશાળ થાય છે. કુદરતની વિવિધતા અદ્દભુત છે, પણ તેના નિયમો કેવલ સીધા ને નગ્ન છે, તેથી તે ભવ્યતા અને સૌન્દર્યના પ્રમાણમાં હાસ્યક રમણીયતા ઓછી સર્જી શકે છે એમ લાગે છે.



# દ્વિજોત્તમ કવિતાજાતિ

કવિતાતત્ત્વ ગદ્યમાં પ્રગટ થઈ શકે ને એની વિશિષ્ટ પદાવલિ ને એવા વિશિષ્ટ લયમાં કે કૃતિને કાવ્ય કહેવા યોગ્ય રીતે લયચાઈએ ગોવર્ધનરામ અને નાનાલાલ વારંવાર, મુનશી, ધૂમકેતુ ને કાલેલકર કવચિત્ કવચિત્ કાવ્યકૃતિઓ કે કાવ્યપરિચ્છેદો કહેવાય એવી નિર્મિતિઓ આપે છે, પણ અવકાશમાં પ્રસરી ને જોતજોતામાં ઓસરી જતું ઉષાનું સૌન્દર્ય મેઘધનુષ્ય કે નદીના સૌન્દર્ય જેવું નિયમિત વ્યવસ્થા, ગતિ કે સાતત્યવાળું નથી રહેતું તેની પદ્યરચના એ કવિતાનું યોગ્ય વાહન છે એમ સ્વીકારીએ

કલ્પનાને* યોગ્ય ઘાટ આપવા માટે પ્રાપ્ય તેમાંથી સૌથી ઉચિત – કલ્પનની ઝીણામાં ઝીણી વીગત માટે તેમ લાંબા આયુની દૃષ્ટિએ ઉચિત – માધ્યમ પસંદ કરવાનો કારીગરને અધિકાર છે તેને નાજુક રચના સારુ લાકડાને બદલે હાથીદાંતનું વાહન પસંદ કરવાનો હક છે ગદ્ય કરતાં પદ્યનું વાહન વધારે મુલાયમ, અનુનેય, અને છતાં વધારે ટકાઉ છે પણ હાથીદાંત પસંદ કરી તેમાંથી બાળકને ચાવવાને જ યોગ્ય અડોળ ઢીંગલીઓ બનાવવાની હોય તો હાથીદાંતના માધ્યમથી ન છેતરાવાની આપણી ફરજ છે જોનારની દૃષ્ટિએ ચીંથરાની ને હાથીદાંતની આવી ઢીંગલીઓ સરખી છે કવિતામાં પદ્યની અપ્રયોજનતાનો આમ વિચાર કરવો ઘટે એક નાજુક કે સુન્દર ભાવ કે ભાવસ્પૃષ્ટ વિચાર ગદ્યમાં અટવાઈ જવાનો ઘણો સંભવ છે, પદ્યમાં તે વિચાર સ્પષ્ટતા, સુરેખતા અને ઝાઝી પરિપૂર્ણતાથી ઊતરી જશે પદ્ય એ કાવ્યના પ્રત્યેક અવયવને સ્વતંત્ર અવયવી જેમ બનાવી હૃદયંગમ બનાવે છે પરિપૂર્ણ એટલે પૂરેપૂરો જ નહિ, પણ બીજી કોઈ વસ્તુની આકાંક્ષા કે કોઈ લયની અપેક્ષા વગરનો, સ્વાયત્ત, સ્વરસપૂર્ણ આથી પદ્યને કવિતાનું ઉત્તમ માધ્યમ ગણવામાં બાધ નથી

લાગણી કે ચેતનાની શક્તિવાળા વિચારો અને ભાવો સ્વ-ભાવથી જ કોઈ લયની વિશિષ્ટ વ્યવસ્થા અર્થાત્ છંદ પસંદ કરે છે એ મત વિરોધ ચિન્ત્ય છે રમણીયતાની તૃષાએ લયના પુષ્કળ આકારો સર્જ્યા છે, અને અમુક ભાવાદિ માટે એ બહુ બંધબેસતા થઈ જાય છે, એ સાચી વાત છે પણ ભાવની વિવક્ષા અને રમણીયતાની બુભુક્ષા એટલાં નિકટ થઈ જાય છે, પ્રવૃત્તિહેતુઓ તરીકે એકમેકમાં એવાં ભળી જાય છે, કે પદ્યરચનાને કવિતાનું સહજ વાહન ગણીએ તો પણ ચાલે પણ અમુક પ્રયોજન માટે સ્વાભાવિક રીતે પ્રાપ્ત વસ્તુનો બીજા પ્રયોજન માટે આપણે ઉપયોગ ક્યાં નથી કરતા? પદ્યવાહન મળ્યા પછી તેનો ઉપયોગ, ગેલ્સગેન્સિમાં બાજરીના કોથળા ભરીએ તેમ, કવિતા નામને લજવે તેવી વસ્તુના વહન માટે થાય છે સામી બાજુ, વાસ્તવિક જીવનથી ઉત્તર ભૂમિકાએ કાવ્યવસ્તુ પદ્ય દ્વારા સુગમ્ય છે પણ આમાં પદ્યનું પ્રયોજન લોકોત્તર વસ્તુ વાસ્તવિક જીવન જેવું નમાલું, અનપૂર્વ ન લાગે તે છે, નહિ કે હીન કે ક્ષુલ્લક વસ્તુને પદ્યના વાઘા પહેરાવી નાગરત્વ (Elegance) અર્પવું

છંદ અને ઇષ્ટાર્થના સમર્થના કૂટ પ્રશ્નનો વિચાર કવિતાના પ્રભવ કે કવિના અધિકારની દૃષ્ટિએ નહિ પણ વાચકની દૃષ્ટિએ થોડોક કરીએ 'કવિતા'ના આવિર્ભૂત સ્વરૂપોમાં, એટલે કે પ્રત્યક્ષ કાવ્યોમાં, છંદ શું કાર્ય સાધે છે એ વિચારીએ સામાન્ય વાતચીતના કે ગદ્યના વાહન કરતાં આ વાહનને

* કૃતિમાં ઊતર્યું તે પહેલાં અનુભવે જે ઘાટ કલ્પનાશક્તિમાં લીધો હોય તે

લીધે વાચકના માનસિક પ્રતિભાવમાં ( Reaction ) શો ફેર પડે છે તે જોવું જોઈએ. કાવ્યોદ્‌ભવની દૃષ્ટિએ પદ્યરચનાનો સ્વાભાવિક ધર્મ અને પ્રસક્ષ કાવ્યોમાં તેનાં વાચકના માનસ ઉપરનાં પરિણામ એકરૂપ હોવાનો અવ્યભિચારી નિયમ નથી.

પદ્યરચનાનું એકેએક ઘટક, દલ કે એકમ, પ્રાસ હોય વા નહીં, એની ચોક્કસ આકૃતિનાં આવર્તનોને લીધે, ગદ્યનાં વાક્યો કે વાક્યખંડો કરતાં વધારે ધ્યાન રોકે છે, વધારે ધ્યાન ખેંચવા અને ખેંચી રાખવા સર્જાયાં છે. પ્રસક્ષ કાવ્યનો આપણો અનુભવ કહે છે કે કવિત્વ અને પદ્યકસબનું અનેકાનેક કાવ્યોમાં સામંજસ્ય જણાતું નથી. આમાં એક પ્રકારના કાવ્યને અપવાદ ગણવું પડશે. છંદ આડંબર અને વિષયની વાસ્તવિક હીનતાનો વિરોધ હાસ્ય કે હાસ્યકરુણને, સુન્દરમ્‌ના ‘બાનો ફોટોગ્રાફ’ માં છે તેમ, પોષતો હોય તો છંદનું અસ્તિત્વ સપ્રયોજન ગણવું જોઈએ. બાકી, પાદપૂર્તિના તમાશામાં કવિતાની સુવર્ણરજ શોધવી એ ધૂળધોયાના વૈતરા કરતાં વિશેષ આદરપાત્ર નથી. ઠાકોર આદિએ કવિતાની કારીગરીને ઘેર ઘેર સાથિયા જેમ પ્રચલિત કરી, જે વસ્તુ જાતે ઇષ્ટસિદ્ધિ ગણાય, તેનું તેમણે ન ઇચ્છેલું, ન ધારેલું આ દુષ્પરિણામ આવ્યું છે તે આપણા શિષ્ટ સમાજનું ભોળપણ સૂચવે છે.

પદ્ય કિંવા મેળવાળી રચના સ્વયમેવ કોઈ આનંદની લહેર આણે છે, વાચક એ લહેરને વશ થઈ કવિતાતત્ત્વના અભાવ પ્રતિ અંધ થઈ જાય છે, અને કવિ એ લહેરો ઉત્પન્ન કરવાની અપેક્ષાએ એકને એક વાત ઘૂંટ ઘૂંટ કરી કવિતાના નામે ખપાવવા માગે છે. કવિતાના આનંદને છંદ દ્વારા ટકાવ આપવો એક વસ્તુ છે, એક જ વાત નિષ્પ્રયોજન ઘૂંટી કવિ તરીકે રળિયાત થવું બીજી વસ્તુ છે. એથી એક સામાન્ય સિદ્ધાંત તરીકે સ્વીકારવુ જોઈએ કે પદ્યદલનાં આવર્તનમાં અર્થનો પ્રવાહ હોવો જોઈએ. કોઈ ગીતમાં, કોઈ કાવ્યમાં ઇષ્ટ અર્થની રહસ્યની કે રસની પુષ્ટિ કે દીપ્તિ અર્થે એક વાત અનેક રૂપે કહેવાય છે, રંગરાગી કવિનું આવું વલણ સ્વાભાવિક હોય છે, છતાં અર્થવહનને, પૃથગર્થતાને ઉત્તમ કવિતાનો એક અગત્યનો ગુણ ગણવો આવશ્યક છે.

અર્થવહનની અપેક્ષા એ વિચારપ્રધાનતાની અપેક્ષા નથી. પણ તરંગની હવાઈઓ અને પોચટ લાગણીઓના લપેડાને અટકાવવાને, અજાણતાં, સામે પાટલે બેસી, પ્રો. ઠાકોરે વિચારપ્રધાન કવિતા તે ઉત્તમ કવિતા એવો ઉદ્‌ઘોષ કર્યો. એમણે જ એ વિધાનનું પૃથક્કરણ કરી સ્પષ્ટ કર્યું છે કે – ઊર્મિસ્પૃષ્ટ વિચારપ્રધાનતા જ કવિતાને ઇષ્ટ છે, સૂકી રંગરાગ વિનાની વિચારપ્રધાનતા નહિ. બીજી રીતે કહીએ તો કવિતાને કવિતોચિત વિચારપ્રધાનતા ખપે. આમ છે તો ‘વિચાર’ શબ્દ જે કેવળ ધ્યર્થ ( Thought ) કેવળ બુદ્ધિના વિષયને સૂચવે છે તેને બદલે ‘ચિંતન’ શબ્દનો ઉપયોગ વિશેષ ઉચિત ગણાશે. કાવ્યમાં વિચાર પ્રગટ થાય છે અને કાવ્યતત્ત્વ પણ જળવાતું હોય છે ત્યારે વિચાર નકરા વિચાર તરીકે નહિ પણ જે સંસ્થિતિમાં, જે અનુભવમાં વિચાર સ્પષ્ટ આકાર ધરે છે તે અનુભવસમેત પ્રગટ થાય છે. કડીબદ્ધ તર્કશ્રેણીના વિચાર કરતાં અનુભવના પ્રકરણમાં, સંવેદનના ક્ષેત્રમાં ઊગી આવતો વિચાર અહીં અભિપ્રેત છે. એવો અનુભવસમેત વિચાર રજૂ ન થયો હોય તો કવિની પ્રતીતિ વાચકની થાય નહીં અને અનુભવસમેત કહ્યું એટલે કમમાં કમ હૃદયના એક ગુણ ઉત્સાહ વા ઉમંગથી વિચાર મિશ્રિત થવો જોઈએ. આવા ભાવ અને કલ્પનામિશ્ર પદાર્થ માટે વિચાર કરતાં ચિંતન શબ્દ વિશેષયુક્ત છે. ‘ચિંતન’ શબ્દથી બુદ્ધિનાં વ્યાપારની પ્રધાનતાવાળો છતાં સમગ્ર ચિત્તનો વ્યાપાર સૂચવાય છે. આમ આપણે કરવી હોય તો ચિન્તનપ્રધાન કવિતાની પ્રતિષ્ઠા કરવી રહી.

કલામાત્રનું તેમ કવિતાનું સાક્ષાત્ પ્રયોજન આનંદ છે. કાવ્ય વાચતાં, તેનો આસ્વાદ લેતા લેતા કાવ્યને અંતે નિરતિશય આનંદ અનુભવાય એ કાવ્યનું પ્રયોજન છે અને રમણીય કાવ્યો એ પ્રયોજનને પૂર્ણપણે સાધે છે. કાવ્યવાચનનું સાક્ષાત્ પરિણામ આસ્વાદ ને આનંદ છે, પણ બીજી કોઈ કલા કરતાં કવિતા આપણા જીવનમાં વધુ ફરી વળે છે. જીવન સાદું કે સંકુલ, ક્ષીણ કે વિરાટ, વ્યક્તિનું કે લોકલોકનું હોય, છતાં સૂક્ષ્મ પેઠે તેને પ્રગટ કરવાની કાવ્યમાં શક્તિ છે. કવિતાના, બલકે સાહિત્યના ઉપાદાન શબ્દની એ ખાસ અનુકૂળતા છે. એટલે રસાનુભવની, આનંદાનુભવની ક્ષણ પછી કોઈ સત્યના દર્શનરૂપ કે સૂચનરૂપ કાવ્યનું વ્યવહિત પરિણામ રહે છે. આ સત્ય ક્વચિત્ એવું ઊંડું અને વ્યાપક હોય છે કે તે ખાતર પણ આપણે કાવ્યને ફરી ફરી વાચીએ. ચિન્તનપ્રધાન કવિતામાં આનંદ-અનુભવ પછી આ સત્યદર્શનના વિશિષ્ટ પરિણામનો વિશેષ સંભવ છે અને એટલા પૂરતી જ તેની કવિતાજાતિઓમાં ઉત્તમતા ગણાય.

ગભીર સત્યનું લોકોત્તર દર્શન અન્ય કવિતાપ્રકારમાં નથી થતું? સીધી રીતે ચિંતન આપ્યા વગર ચિન્તનની દશામાં જ શું, સત્યદર્શનની દશામાં કોઈ કાવ્ય વાચકને નથી મૂકતું? મહાન કવિઓએ પ્રતિભાની ઉચ્ચ સ્થિતિમાં સીધા ચિંતનને બદલે વાચકની વૃત્તિઓને અમુક વલણ આપી કવિને ઇષ્ટ ચોક્કસ સત્યનું દર્શન સ્વયં કરવા પ્રેરણા આપતાં કાવ્યો લખ્યાં છે, પાત્રો અને ઘટનાની સૃષ્ટિ ઉપજાવી, તે દ્વારા અભિપ્રેત સત્યનું દર્શન કરાવ્યું છે. સર્વાનુભવરસિક સર્જનમાં પાત્રોના મુખમાં – વ્યાસના મહાભારતમાં, રામના ભવભૂતિમાં, ફાઉસ્ટના મિલ્ટનમાં ? ગેટેના શેક્સપિયરમાં – ખૂબ ચિન્તનસંભાર હોય છે અને તેમાંનો ઘણોક તે તે કવિને અભિમત હોય છે. પરંતુ ચિંતનસંભાર વગરની કૃતિઓમાં પણ – શાકુન્તલ, ઑથેલો આદિમાં – કવિનું વિશિષ્ટ સત્યદર્શન હોય છે અને સંવેદનશીલ વાચકને તે થાય છે ખરું. જીવનનું ગભીર તથા યથાર્થ ને સમગ્ર (અલબત્ત કવિતોચિત) નિરૂપણ હોય અને તેમાં આરપાર દેખાતો કોઈ સત્ય કે ભાવનાનો પ્રકાશ હોય તો કાવ્યકૃતિ ઉત્તમ થવા બહુ સંભવ છે.

આ વિચાર પરંપરાનું શું પરિણામ આવ્યું? વિચારપ્રધાન નહિ, ચિંતનપ્રધાન નહિ, પણ આનંદપર્યવસાયી હોવા ઉપરાંત દર્શનપર્યવસાયી કૃતિ, જેમાં કોઈ સત્યની ઝાંખી કે પ્રતીતિ થતી હોય – કાવ્યરમણીયતાના અનુભવ પછી બીજી, ત્રીજી, ચોથી ક્ષણે – તે કવિતાજાતિમાં ઉત્તમોત્તમ ગણાવા લાયક ઠરે.



# કાવ્યનો દેહ—સંખ્યામેળ

કાવ્યને બે રીતે વિચારી શકાય એક એની ભાવનાની—એના ઉત્તમ સ્વરૂપની દૃષ્ટિએ, બીજી, એના સાધારણ રીતે ઓળખાઈ જતા લક્ષણની દૃષ્ટિએ ભાવનાની દૃષ્ટિએ કાવ્ય એ આત્માની કલા છે, જેમા આત્માની બધી વૃત્તિઓનો અને શક્તિઓનો સચાર અને સ્ફુરણ છે, જે ભાવકમા તેવી જ વૃત્તિનો ઉદય માગી લે છે ભાવનાની દૃષ્ટિએ કાવ્ય એ જીવનનુ હાર્દ પકડનારી કલા છે, સર્વ વિદ્યાનુ, આત્માનુ સામર્થ્ય બનેલું, સૂક્ષ્મ સ્વરૂપ છે કાવ્યકલાના એક કસબ કે કારીગરી તરીકે સર્વસાધારણ લક્ષણનો વિચાર કરીએ તો કાવ્યમા શબ્દ અને અર્થનુ સહિતત્વ છે શબ્દ અને અર્થનુ એમા એવુ પરસ્પર ઔચિત્ય છે, સામજસ્ય છે, કે બને એકરૂપ થઈ જાય છે એની શબ્દયોજનામા ગજ જેટલો ફેરફાર કરો તો અર્થને આઘાત થયા વિના ન રહે કાવ્યમાત્ર—અલ્પ તરગનીનાથી માડી મહાકાવ્ય સુધી—કોઈ ને કોઈ રૂપનો, લઘુ કે ગાઢ, જીવનસ્પર્શ તો છે જ

કવિ વ્યક્ત કરે છે તે અર્થ, અર્થાત્ અનુભવ, તેને અભિપ્રેત હોવો જોઈએ, એટલુ જ નહિ એ રમણીય, ચમત્કારક, રસમય હોવો જોઈએ એવી વિશિષ્ટતાવાળી અનુભૂતિ વિશિષ્ટતાવાળી ભાષામા પ્રગટ થાય તો જ વાચકના ચિત્તમા તે સપૂર્ણપણે ઉદય પામે ભાષા અને વ્યક્ત કરવાની અનુભૂતિનુ સામજસ્ય સાધવાને માટે, અનુભૂતિને અનુરૂપ ભાષામા સ્વરૂપ સિદ્ધ કરવા માટે, બધા દેશમા કવિઓ છદો યોજે છે છદમા ભાષાનુ સ્વરૂપ અનુનેય, પ્રવાહી, સ્થિર, સ્મૃતિમા રહેલા પૂર્વાપરના શબ્દસસ્કારથી સુશ્લિષ્ટ ને સમગ્ર થાય છે કાવ્યકલા માટે છદ, લયમા વહેતી ભાષા, મેળવાળી ભાષા અસાધારણ યોગ્યતા ધરાવે છે

છદનુ પ્રાણતત્ત્વ મેળ છે, સવાદ છે, harmony છે મેળ એટલે બે ભિન્ન એકમો વચ્ચે વરતાતુ સુયોગ્યતાનુ લાવણ્ય દૂધ અને ખાડનો આસ્વાદ ભિન છે, બને ભિન પદાર્થો છે, પણ તેમની સહસ્થિતિમા મેળ છે અને સહસ્થિતિથી તૃતીય આસ્વાદ આવે છે આસમાની અને રૂપેરી રગ ભિન છે, પણ બનેમા મેળ છે તેથી તેમનો સહયોગ રગવૈચિત્ર્યનો આહ્લાદ આપે છે સ્વરસમૂહ, અક્ષરસમૂહ કે પદસમૂહોના એકમો પરસ્પર મેળ, સુશ્લેષ દાખવી ભાષાપ્રવાહમા ઔત્સુક્ય અને પરિતોષની પરપરાવાળી કર્ણભોગ્ય રમણીયતા સર્જે છે

સાદી વાતચીતમા પણ મેળનુ પ્રાથમિક સ્વરૂપ કવચિત્ પરખાય છે

તમે આવશો ?
અમે રમશુ
તમે વહશો ?
અમે ગાશુ

અને એ જ વૈચિત્ર્યનુ વિકસિત સ્વરૂપ નાનાલાલની પદ્યકલ્પ રચનામા ઓળખાય છે

" સુખ તે જ મોક્ષ
મન્મથ તે જ મહાપ્રભુ
ઇચ્છા પૂરવી તે જ સત્કર્મ '
× ×

"તમારે મુખડે હું,
ને મારે મુખડે તમે
બિગર્જો ને બોલો "

પણ આપણે નાનાવાલીય રચનાનું પૃથક્કરણ કરવા નહિ બેસીએ સામી બાજુ, જે પદ્યરચનામા સગીત પ્રધાનપણે આવી જાય છે, તેના પદો કે દેશીઓનો પણ વિચાર નહિ કરીએ વાણીથી સુદૂર વહી ના જાય છતા, વાણીને પ્રવાહી અને રમણક્ષમ બનાવે એવી પદ્યરચના વિષે વાત કરીએ.

વાણીના જે કોઈ નિશ્ચિત ભૌતિક તત્ત્વો હોય તેને અવલબીને જ પદ્યરચના પ્રવર્તે એ તત્ત્વોમાથી ભાષાના ત્રણ તત્ત્વો જોડણીમા આપણે દાખવીએ છીએ, વર્ણ, રૂપ અને માત્રા માપ વગર મેળ હોઈ શકે નહિ અને માપ આ ત્રણ તત્ત્વોમા કઈ રીતે પ્રવર્તે ? વર્ણ અર્થાત્ અક્ષર (Syllable) ની ગોઠવણીમા. અક્ષરની સખ્યા ઉપરાત તેના લઘુત્વ–દીર્ઘત્વને અવલબતી ચારુ વ્યવસ્થા હોય એ બીજી રીત અક્ષરની સખ્યાને બદલે માત્રાની સખ્યાને જ અવલબતી સનાદી રચના હોય એ ત્રીજી રીત આ ત્રણને આપણે અનુક્રમે (૧) સંખ્યામેળ (વર્ણમેળ કે અક્ષરસખ્યામેળ), (૨) રૂપમેળ અને (૩) માત્રામેળ પદ્યરચના કહીએ છીએ ખરુ જોતા આ વસ્તુ દેખાય છે એવી સાદી નથી, કેમ કે હરકોઈ છદમા વ્યવસ્થાનું નિયામક સૂક્ષ્મ તત્ત્વ તે ચરણમા આવતો અલ્પ કે અનલ્પ વિરામ છે એ વિરામ ચરણના પ્રવાહમા બાધા ન આણે એટલો સૂક્ષ્મ હોય છે તેથી કર્ણગોચર થતો નથી, પણ તેને ગણતરીમા લીધા વિના છદનુ બધારણ સ્પષ્ટ થતું નથી પ્રત્યેક ચરણને અતે જે વિરામ લઈએ છીએ તે યતિ છે ચરણની મધ્યમા પણ એક યા બે યતિ આવે ને વિભાગ પડે તે ખડ કહેવાય, અને ચારુતાની સિદ્ધિમા આ ખંડ કે ખડો પણ કામ આપે છે પણ ચરણનો ઘટકઅવયવ ખડથી પણ નાનો હોય છે, અને ખડમા, અને ખડ વગરનુ ચરણ હોય તો ચરણમા, સૂક્ષ્મ રીતે તે ઓળખાય છે પદ્યરચનાના શાસ્ત્રીય અભ્યાસ માટે ખડ અને ઘટકઅવયવ કિંવા બીજના નિરીક્ષણની આવશ્યકતા રહે છે રૂપમેળ છદમાથી ઉદાહરણ લઈએ તો

તોટક છદમા બે લઘુ અને એક ગુરુ અક્ષરથી બનેલા ચાર સધિ છે

લલગા। લલગા। લલગા। લલગા।
પગલે। પગલે। લથડી। ડગલે।

શાલિનીમાં બે ખડ છે, અને પ્રત્યેક ખડમા સધિ જુદો ઓળખી શકાશે

ગે વા લાગી॥ હાથ ઊ છા ળ તી એ॥
ગાગા ગાગા॥ ગાલ ગા। ગાલ। ગાગા॥

પરંતુ આપણે અક્ષરસખ્યામેળ છદોનો જ વધુ વિચાર કરીએ શુદ્ધ અક્ષરમેળ રચનાઓ, એકંદરે, કહી શકાય એવી તો ઋગ્વેદની છે પાચ અક્ષરનો વિરાજ્, આઠ અક્ષરના ત્રણ ચરણનો ગાયત્રી છદ, આઠ અક્ષરના ચાર ચરણનો અનુષ્ટુભ, અગિયાર અક્ષરનો ત્રિષ્ટુભ્, અને બારનો જગતી, એ સર્વે ઋગ્વેદના મુખ્ય છદો છે પદ્યરચનાનો વિકાસ વિલોકનામા આ આપણા પ્રાથમિક છદો ખૂબ ખપ લાગે તેમ છે મહાભારતનો અને અર્વાચીન અનુષ્ટુભનો વિકાસ, ઋગ્વેદી ગાયત્રી અને અનુષ્ટુભમાથી થયો છે, તેમ જ ઉપજાતિ, વશસ્થ આદિના મૂળ, ત્રિષ્ટુભ્ અને જગતીમા જોઈ શકાય ઋગ્વેદનો કવિ, પર્જન્યનું વર્ણન અનુષ્ટુભમા કરે છે

यत्पर्जन्य कनिक्रदत् स्तनयन् हंसि दुष्कृतः।
प्रतीदं विश्वं मोदते यत्किंच पृथिव्यामधि॥

ગર્જના કરતો પર્જન્ય! જ્યારે દુષ્ટોને હણે છે ત્યારે આ વિશ્વ અને પૃથ્વી ઉપરના સર્વ પદાર્થો પ્રમોદ પામે છે. ગાયો પેઠે દોડતી વિપાટ્ અને શુતુદ્રીનું વર્ણન કરતાં કવિ ત્રિષ્ટુભ્‌માં ગાય છે:

गावेव शुभ्रे मातरा रिहाणे
विपाट् शुतुद्री पयसा जवेते।

અર્વાચીન અક્ષરસંખ્યામેળ છંદોમાં સંધિ પડે છે. એવાં સંધિનાં આવર્તન ઘનાક્ષરી, પયાર અને અભંગ જેવા છંદોમાં જણાય છે. સંધિ ચાર અક્ષરનો હોય, બે કે એક અક્ષરનો પણ હોય. ઘનાક્ષરી, મનહર, પયાર આદિ છંદમાં ઘટકાવયવ સંધિ ચાર અક્ષરનો હોય છે. જેમ કે મનહરમાં:

ધાઈ ધાઈ। ભેટવાને। આવતો હું। તારે ધામ;।
ધીરે રહી। સામો ઊડી। આવતો તું। ધાઈને ।

પૂજાલાલે ગુર્જર પયાર યોજ્યો છે; એમાં પણ ઘટકઅવયવ ચાર અક્ષરનો સંધિ છે:

આવીશ આ । વીશ તને । શોધતો આ । વીશ હુ
સુદૂર સો । નેરી તારા । ધામમાં;
વેદનાના । પારાવાર । ભેટમાં લા । વીશ હું
છલકાતા । જીવનના । જામમાં."

બંગાળી પયારમાં અંતે બે અક્ષરનો સંધિ છે, અને ભોળાનાથે ગુજરાતીમાં આણેલા અભંગમાં ત્રણ ચરણમાં બે અક્ષરનો સંધિ ઘટકઅવયવ છે અને છેલ્લા ચરણમાં સંધિ એકકેક અક્ષરનો જ છે:

પાપ । વાસ । નાઓ ॥ થાય । જ્યારે ક્ષય ॥
પામ । શેઙ । દય ॥ પુ । ણ્ય । વૃ । ત્તિ ॥

મનહર, પયાર કે અભંગ કોઈ પૂરેપૂરો પાઠ્ય છંદ નથી; તેમાં વત્તું ઓછુ ગેયત્વ પ્રવેશે જ છે. મનહરનું ખોખું લઈને ખબરદારે પ્રયત્નમેળ 'મુક્તધારા' ઉપજાવ્યો છે. ચતુરક્ષર સન્ધિના તાલ સાથે શબ્દના ઉચ્ચારમાંનો પ્રયત્ન મળે છે; અને બીજી શ્રુતિઓ આપણે વ્યવહારમા ઉચ્ચારીએ છીએ તેમ જ ઉચ્ચારાય છે, એમ ખબરદાર માને છે.

જા ઓ મારાં । ગીત; હતી । પાંખો તમ નાની ત્યારે ।
દેખાતાં આ । કાશ અને । તારા દૂર । દૂર ॥
ઝાડની કો ડાંખળીએ કે આ મારી ઝૂંપડીએ
બેસીને એકાંતે તમે ગાયા મીઠા સૂર;

આમ વહેતી આઠ લીટીનો આ પ્રયત્નમેળ પ્રાસયુક્ત છંદ છે. ત્રણ અક્ષરનો સંધિ લઈને પ્રયત્નમેળ પ્રવાહી "મહાછંદ" પણ ખબરદારે રચ્યો છે. ત્રિવર્ણી સંધિ લઈ પ્રત્યેક ત્રીજી શ્રુતિ ઉપર તાલ અને

પ્રયત્નનો મેળ રાખીને આ ૭૮ બનાવ્યો છે ખબરદાર કહે છે કે અંગ્રેજી પ્રવાહી બ્લૅન્કવર્સની નજીકનો લય આપણા પદ્યશાસ્ત્ર પ્રમાણે આ જ રચનામાં શક્ય છે એના બંધારણમાં લઘુગુરુનો આગ્રહ નથી એનું નિયામક તત્ત્વ વિવર્ણી સવિના પાય આવર્તન અને ગુજરાતી પ્રયત્ન (accent)ની સાચવણી છે દાખલો જોઈએ

"અહો! શાં તનો આનંદ તો કંઈ ઓર જ છે!
અને નાથની આ અપરંપાર લીલા બધી
નહીં કો પણ આત્મા કદી નિજ કોટિ ઉભે
જગમાં પૂરી ગાઈ શકે, પ્રભુની કરુણા
કઈ લાખ ગંગ સરિતા અને ધોધ રૂપે
ચિરકાલ અખંડ આ વિશ્વે વહી રહી છે!"

આમ છતાં આ પ્રયત્નમેળ રચનાઓ વિશે શંકા રહે છે જ * ગુજરાતીમાં પ્રયત્ન બહુ સ્ફુટ છે નહિ, અને આવી રચનાઓનું વાચન કૃત્રિમ થાય છે ગમે તેમ હોય, ઉપરની કડિકામાં "અપરંપાર લીલા," "આત્મા કદી' "આ વિશ્વે' નું વાચન, લય સાચવવા જઈએ તો, કલેશકર થાય છે

ઉપજાતિ, વસંતતિલકા, શિખરિણી, મન્દાક્રાન્તા, પૃથ્વી આદિ છંદોનું નિયામક તત્ત્વ કેવળ અક્ષરની સંખ્યા નથી એમાં અક્ષરોની સંખ્યા નિયત છે તેટલે અંશે તેમને પણ અક્ષરમેળ કહી શકાય પણ એમ તો એમાં માત્રાની સંખ્યા નિયત છે તો તેમને માત્રામેળ કેમ ના કહેવાય? પણ ખરું જોતાં ઉપજાતિ આદિ છંદોનું વ્યાવર્તક લક્ષણ જુદું જ છે પ્રત્યેક અક્ષરનું લઘુ યા ગુરુ રૂપ હોય છે અને એ રૂપની વ્યવસ્થા ઉપર એ છંદોની લયાદિનો આધાર છે આ રૂપમેળ છંદોના પણ આપણી ભાષામાં સુભગ મિશ્રણો થયાં છે, એમાંના ખંડો પ્રયોજી અનંતુ વૈચિત્ર્ય આપણા કવિઓએ સાધ્યું છે

શિખરિણી, મન્દાક્રાન્તા આદિની ચિરસ્થતા, તેમ જ ઇંદ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા, વસંતતિલકાના તથા શાલિની, સ્રગ્ધરા આદિના સુભગ મિશ્રણો થયાં છે અર્વાચીન અનુષ્ટુભનું સ્થાન અક્ષરમેળ અને રૂપમેળની વચ્ચે છે તેના દરેક ચરણના આઠે અક્ષરમાંના ત્રણ અક્ષરના રૂપ વિશે નિયમ છે, બાકીના લઘુ વા ગુરુ હોઈ શકે દરેક ચરણમાં પાંચમો અક્ષર લઘુ અને છઠ્ઠો અક્ષર ગુરુ જોઈએ, સાતમો અક્ષર પહેલા અને ત્રીજા ચરણમાં ગુરુ હોય છે બીજા ને ચોથામાં લઘુ છે બબ્બે ચરણનો એકમ ગણી શકાય એવો લય એનો છે અર્થાત્ એને સોળ અક્ષરની પંક્તિની રચના કહી શકાય લાંબી કાવ્યરચના માટે અનુષ્ટુભની અર્થસાધકતા ઘણી છે, તો ગંભીર પ્રવાહી રચના માટે પૃથ્વીની ઉપયોગિતા હવે સિદ્ધ જ છે પરંતુ આ પ્રશ્ન વિશે ચર્ચવાને અહીં અવકાશ નથી *

★

* જોવો છન્દો રૅ વિશેના સૌજન્યથી

# અવાસ્તવનું અમૃત

આપણા એક નવીન અને તેજસ્વી કવિનું હમણાં પ્રગટ થયેલું કાવ્ય હૃદયમાં ગૂંજે છે. શ્રી. ઉશનસ્‌ને આપણા જીવનમાં એક ચમત્કારી વસ્તુ સમજાઈ છે કે આ દુનિયાની વાસ્તવિકતાના કર્દમમાં ઊછરતા બાળકો અવસ્તુના દ્રવથી જ પોષાતાં હોય છે અંગૂઠાને ચૂસ્યા કરે; ચકાચકીની વારતા સૂણ્યા કરે; 'ચાંદામામા પોળી, ઘીમા ઝબોળી' ગોખ્યા કરે. આ અદ્‌ભુત અસત્‌મા ઊછરતાં બાળકો જીવન માટે તે શી તૈયારી કરી શકે? એમને માટે જીવનનાં ભીષણ વાસ્તવો નિર્માયાં છે અને એનો મુકાબલો કરવા માટે તેમને કેળવણી તો આવી પોલી મળી છે! તથાપિ નવાઈ તો એ છે કે આ બધુ સમજ્યા પછી પણ નવી નવી પેઢીનાં બાળકો અવાસ્તવિકના પરિપોષણથી જ ઊછરે છે! માબાપો કઈ વધુ શાણાં થયાં નથી. અથવા આમાં કાંઈ ગૂઢ રહસ્ય છે.

"જીવનવનના મધ્યે દેશે ક્રમે ક્રમશઃ વય
ત્યહીં ભીષણ વાસ્તવોથી વીંટળાય, ને કલ્પના
પુરાણી શિશુ સસ્મૃતિ ખપ જ આવની અલ્પ ના.
સપન મૃદુ ક્યા તૈયારી? ક્યા અયોમય નિર્દય
કઠણ વીગતો જીન્યાની રે? તથાપિ શિશુ નવ
હજી ય ઊછરે માબાપોથી અવસ્તુતણે દ્રવ."

મનુષ્યના જીવનરસને સૂચવનારુ આ અતીવ સુદર કાવ્ય છે. ટાગોરે બાળકોની વાર્તાઓ, કવિતાઓ અને ચિત્રો સંબધી કહેલુ કે એમને બધુ હકીકતશુદ્ધ પદ્ધતિસરનુ જ અપાય એમ નહિ. એમની કલ્પના ઉત્તેજાય, એમને નવાઈ લાગે, એમની જીભે ચઢી જાય એવુ અદ્‌ભુત અને વિચિત્ર જ એમને માટે સુયોગ્ય ઉશનસ્‌નુ પૂર્વોક્ત કાવ્ય એક કોયડાનુ ચિન્તન છે ભાવથી અનુપ્રાણિત અને રહસ્યગર્ભ ચિન્તન છે. એવી જ વસ્તુમાથી તત્ત્વતઃ પ્રેરણા લેતુ એક લૂવેલ (J. R. Lowell)નું કાવ્ય 'અલાદિન' (Aladdin) છે કવિ કહે છે, હુ નાનો હતો પાસે કોઈ ભાઈબંધ કે રમકડુ નહીં. ઓરડી ઠંડી ગાર. ઊંઘ આવે નહીં પણ મગજમા ખૂબ ઉષ્ણતા હતી.

"When I could not sleep for cold,
I had fire enough in my brain,
And builded, with roofs of gold,
My beautiful castles in Spain"

ત્યારે તો સ્પેઈનમા મારા સોનેરી મહેલ હતા. આજે મિત્ર અને ઉપકરણનો ઢગલો છે, અને દીવાનો પાર નથી, પણ પેલુ અલાદ્દનનુ ફાનસ નથી. વિધિ મારુ બધુ લૂંટી શકે તેમ છે, પણ મને કશાનો શોક થવાનો નથી. મારા સ્પેઈનમાના મહાલયો વિધિ લૂટી શકે તેમ નથી, કારણ કે હવે એ છે જ નહિ. એ હોત અને વિધિ એ લૂટી લેત તો મને દુઃખ થાત ખરુ.

રામાયણમાં બાળકોને સૌથી વધુ રસ વાનરોની અને કુંભકર્ણની કથામાં પડે છે.

" કુંભકર્ણની કૂખ મોઝાર, આવી પઠ્યા પવનકુમાર.
માંહોમાંહે વાનર અફળાય, નામઠામ પૂછે કપિરાય;
ઝંખવાળ આંતરડાંતણી વીંટાય વાનરને પાર્યે ઘણી,
દુર્ગંધ વાસના મોટું પેટ : શેવાળભર્યો શું સાગર બેટ ! "

( પ્રેમાનંદ : ' રણયજ્ઞ ' )

ગલિવરની મુસાફરીમાં સર્વ બાળકો સહભાગી થાય છે, જો કે લિલિપુટ કે બ્રૉબ્ડિંગનેગ જેવા પ્રદેશો દુનિયામાં ક્યાં યે નથી; પણ સ્વિફ્ટે તે ઉત્પન્ન કરી આપ્યા અને બધાં બાળકો તે પ્રદેશો જોઈ આવે છે.

આ બધું કવિસર્જન પ્રત્યક્ષ નથી, અનુમાનસિદ્ધ નથી, એ અર્થમાં અવાસ્તવિક છે, કાલ્પનિક છે; પણ તે મિથ્યા નથી. એ સર્વમાં કોઈ આન્તર સત્ય છે જે એ શબ્દલીલાને ટકાવી રાખે છે. એમાં વસ્તુ અનુભવ્યાનો સંતોષ થાય છે અને આનંદ પડે છે. કવિ વસ્તુને અવસ્તુ બનાવે છે, સત્વરૂપ કરે છે; અવસ્તુને, ભાવનારૂપને, વસ્તુ બનાવે છે. ભોમિયા વિના એ અનેક ડુંગરા ભમે છે, અને રોતાં ઝરણાંની તેમ રોતા તારાની આંખ લુછે છે. શીતળ ચન્દ્રમાને હૃદય હોય તો પૃથ્વી ઉપર ચાંદની પાથરતાં એને શું થાય એ કવિ કલ્પીને વાસ્તવિક બનાવે છે. ગરુડ પર્વતની ધારેથી વજ્રની જેમ સમુદ્રના દેહ પર પડે એનુ એને તીવ્ર સંવેદન છે. એ આગગાડીની માફક ગતિનું પ્રતિબિંબ શબ્દોમાં પાડે છે અને એને ઇચ્છાશક્તિવાળો સજીવ પદાર્થ બનાવે છે.—

" But gliding like a queen, she leaves the station.
Without bowing and with restrained unconcern,
She passes the houses which humbly crowd outside,

× × ×

Beyond the town there lies the open country
Where gathering speed, she acquires mystery,
The luminous self-possession of ships on ocean.

( Spender : 'The Express' )

ફ્રીટ્સ કહે છે તેમ રાજા અને રંક બંનેને કવિ પહોંચી વળે છે; સૂરજ, ચન્દ્ર, તારા, આકાશ, સમુદ્ર, પર્વત, નદી, ફૂલ, વેલ, ઝાડ, પંખી અને મનુષ્યસૃષ્ટ પદાર્થ, સૌને એ ઓળખે છે; એમના હૃદયની વાત જાણે છે, એમની માફક જાણે એ વ્યવહાર કરી શકે છે. એ લાગણીઓને, વાસનાઓને, આદર્શોને આકાર આપી, બોલતાં ચાલતાં કરી, સુખદુઃખ અનુભવતાં કરી આપે છે. અને એમને એવી પ્રત્યક્ષતા અર્પે છે કે આપણાં જોયેલાં માણસો કરતાં પણ એ વધુ સાચાં લાગે છે. એક રીતે કહીએ તો આ બાળકના ઘોડા જેવી વાત નથી ? કેવળ અવસ્તુ ? અને છતાં આપણે આતુરતાથી એમનો પરિચય કરીએ છીએ. શેતાન, ઇયાગો, હેમલેટ, રાવણ, રામ, સીતા, શકુન્તલા, નળનો હંસ, ચન્દ્રાવલી, યક્ષ, ઉર્વશી, આ બધાં મિથ્યા નથી; અવાસ્તવિક, પણ સાચાં છે. જીવનના

બીજા પદાર્થો કરતાં વૃત્તિઓ એમાં વધુ લીન રહે છે અને સૂક્ષ્મ રીતે તે આપણને ઘડે છે. શિશુ તો શું, આપણે સૌ – સાચી કેળવણી ને સાચો આનંદ પામવા માગતા હોઈશું તો – આવા અવસ્તુના દ્રવથી જ ઊછરીએ છીએ. હૃદયમનનાં એ સાચાં અન્નપાણી છે.

કવિની નિર્મિતિ બ્રહ્માની નિર્મિતિ કરતાં ભિન્ન છે. એના નિયમો સૌન્દર્ય અને પ્રતીતિના છે. એ નિયમોનું અધિષ્ઠાન એનું બીજ છે. બીજમાંથી ફૂટતી સૃષ્ટિ સૂક્ષ્મ આનંદ આપી શકે તો તે સુંદર હશે અને પ્રતીતિજનક હશે. એ સર્જનનાં અંગો પરસ્પર સંવાદી હશે તો કૃતિમાં એકતા ને અખંડતા આવશે, અને અખંડતા હશે તો પ્રતીતિજનકતા પણ હશે. બ્રહ્માની દેખાતી સૃષ્ટિથી એ સર્જન ભિન્ન હોય છતાં પ્રતીતિજનક હોય એટલે એ સાચું જ ગણાય. દેખાતી સૃષ્ટિની વાસ્તવિકતાની પ્રતીતિનો આશ્રય છેવટે તો માણસનું મન છે, કોઈ બાહ્ય પદાર્થ નથી. અને માણસનું મન, સહૃદયી અને બુદ્ધિશાળી માણસનું મન કવિસૃષ્ટિ સાથે તદાકાર થઈ શકે તો એ પણ વાસ્તવિક પદાર્થ ગણાય ને?

પણ આવી શ્રદ્ધા સેવવામાં જાગ્રત રહેવાની જરૂર છે. મનુષ્યની કલ્પનાએ અનિષ્ટ ઉત્પન્ન નથી કર્યું એમ નહીં. કોઈ અલ્પસત્ય, અર્ધસત્ય, પોકળ તરંગને આશ્રયે વ્યક્તિઓના અને જનસમૂહોના ગ્રહો બંધાઈ જાય છે ને એવી જડ ઘાલે છે કે કેમે કરી નિર્મૂલ થતા નથી.

વિધર્મીને પોતાના 'સત્યધર્મ'માં લેવાથી સદ્‌ગતિ થાય છે, પોતાની અને વિધર્મીની, એ વાત એટલી વિકૃત થાય કે અત્યાચાર, અનાચાર, ભ્રષ્ટાચાર, નૃશંસતા, દંભ, પાખંડ, છેતરપિંડીનાં અનેક સ્થૂલ સૂક્ષ્મ સાધનો વડે ધર્મપ્રવર્તનની પ્રવૃત્તિઓ ચાલે છે સર્વ માનવ ઈશ્વરનાં બાળક છે એને બદલે અમે જ – ઈશ્વરને અમુક રીતે ઉપાસતાં બાળક – ઈશ્વરનાં કૃપાપાત્ર છીએ એવું ઘમંડ પોષતા ધર્મો અને સંપ્રદાયો ક્યાં નથી? માણસ માણસ વચ્ચે કૃત્રિમ દીવાલો બાંધી લોહીની નદીઓ અને આન્તરવ્યથાની હાયો ઉછળાવતી અનિષ્ટ, પાપમય કલ્પનાઓ ક્યાં નથી? માણસો આવી કપોલ – કલ્પનાઓને સત્ય માને છે અને તેને આધારે વ્યવહાર રચે છે. એને માટે કોઈ કસોટી ખરી કે નહિ? એમાંથી બુદ્ધિને કેમ બચાવાય? સમૂહની એવી અનિષ્ટ માન્યતાઓમાંથી કેમ છુટાય?

સૌન્દર્ય એ એક કસોટી છે. સાચું સૌન્દર્ય, અંગોની આનંદપ્રદ સપ્રમાણતા, ઉત્તમ ભાવની નિષ્પત્તિ, એ સત્યનું પ્રમાણ હોઈ શકે. પણ રમણીયતાની પરખ ધારીએ તેટલી સહેલી નથી. સામાન્ય મઝા, સામાન્ય ઉલ્લાસથી એનો ભેદ કરવો કઠિન છે. એક ભેદ સમજાય એવો છે પણ એ ય દરેક પ્રસંગે જોવાય તેમ નથી. કલાના આહ્‌લાદમાં ક્લેશ નથી, થાક નથી, ઇન્દ્રિયોનો ઉશ્કેરાટ નથી, છે માત્ર વિશ્રાન્તિ, શાન્તિ, અનેક વસ્તુઓમાંથી ચિત્તને વારી લઈ એકમાં સ્થિર થવાપણું, આ દેહના કોઈ આન્તરતત્ત્વમાં ઠરવાપણું. કોઈ કલાકૃતિનો વિમર્શ એવી સ્થિતિને ન પ્રગટાવે તો તેની રમણીયતામાં જ કશી ઊણપ હશે.

બીજી કસોટી વધારે ઉપયોગમાં લઈ શકાય તેમ છે. બધાં સત્યોનો જ્યાં મેળ હોય તે સત્ય. મોટો ઝગડો સત્ય અને અસત્યનો નથી હોતો, નાના સત્ય અને મોટા સત્યનો હોય છે. મોટા સત્યની સમીપ નાના સત્યને વળગી રહીએ તો નાનું સત્ય અસત્ય થાય છે. મોટા સત્યમાં નાના સત્યનો વિલય કરવો એ જ મોટું માનવકાર્ય છે. પ્રેમ, મૈત્રી, કરુણા, સર્વ ભૂતની સમતા એ પરમ શ્રેયો ( Values ) ને

બાધક હોય, એ ધર્મ હોઈ શકે નહિ. આપણી ચોખ્ખાઈની કલ્પના અમુક માનવવર્ગને કાયમ અશુદ્ધ બનાવે, એને જીવનની જરૂરિયાતોથી વિમુખ રાખે, એ અન્તે તો આપણને જ અછૂત બનાવે છે. ઈશ્વરના સાન્નિધ્યનો આનંદ અલૌકિક છે, પરંતુ કોઈ પણ લૌકિક આનંદ એની સરખામણીમાં આવી શકે તેમ હોય તો તે પ્રેમી અને પ્રિયાના સમાગમનો છે, એમ એક સ્થળે ઉપનિષદમાં આવે છે. એ સાચું હશે. પણ આટલા સત્યનો અને કથનનો આશ્રય લઈ સખીભાવની ભક્તિનો મહાલય ઊભો કરવામાં આવ્યો છે અને એમાંથી પાર વિનાની વિકૃતિઓ હિન્દુ સમાજ અને આચારમાં જન્મી છે. આવી બાબતોમાં અવાસ્તવનું અમૃત નથી હોતું, ઝેર હોય છે. આવા પ્રશ્નોમાં નિર્ણય કાં તો શુદ્ધ સૌન્દર્યની કે સર્વ માનવના હિતની દૃષ્ટિએ કરવો ઘટે.

પ્રત્યક્ષ નથી, અનુભવ્યું નથી, પણ પ્રત્યક્ષ કરવા ઝંખીએ છીએ, અનુભવમાં લાવવા મથીએ છીએ, એવું સત્ય પ્રાકૃત દૃષ્ટિએ અવાસ્તવ જ ગણાય અને એવી પ્રવૃત્તિ ગાંડપણ લેખાય. જેની પાછળ બધા પડ્યા છે તે નહિ, જેની સૌ કોઈ ઉપાસના કરે છે તે નહિ, પણ કાનનો કાન, આંખની આંખ, વાચાની વાણી, જાણનારનું અધિષ્ઠાન શોધ અને તેની આરાધના કર. એ આરાધનામાં એક દૃષ્ટિએ અવાસ્તવની જ ઝંખના છે. તમારી સત્યની જે કલ્પના છે તેનું ધ્યાન કરી, તે અનુસાર જીવન ઘડવામાં, એક રીતે, 'અવસ્તુ'ની શોધ છે. દેશહિતચિંતક, માનવહિતચિંતક, વિજ્ઞાની, કવિ, સૌ કોઈ અપ્રત્યક્ષ કલ્પનાને સ્થૂલ રૂપ આપવા મથે છે અને કૃતાર્થ થાય છે. પરમ જીવનસાફલ્ય માટે મનુષ્યની ભાવના કોઈ વાર એવી ઉત્કટ થાય છે કે સંસારની સર્વ વસ્તુઓ ઉપર એને વૈરાગ્ય આવે છે, એમાંથી એ મનને વારી લે છે, અને 'અવાસ્તવ' માટે સાપની કાંચળીની માફક આ વ્યવહારના પદાર્થોની આસક્તિ ઉતારી લે છે. મૈત્રેયી પતિને કહે છે, આ સકલ પૃથ્વી વિત્તથી ભરેલી હોય તો શું તેથી હું અમૃતત્વને પામું? યાજ્ઞવલ્ક્ય કહે છે, ના, સુખ સગવડથી તમારું જીવન સુખી થઈ શકે તેટલું જ; વિશેષ નહિ. કાંઈ સંપત્તિથી અમૃતત્વ પમાતું નથી. કાળગંગાને તીરેથી મૈત્રેયીનો ઉત્સાહપ્રેરક નિર્ણય સંભળાય છે: જે વડે હું અમૃતત્વને ના પામું તેને હું શું કરું? એ વસ્તુઓ તો અવસ્તુ છે, નિરર્થક છે. તમે જે સાચી વસ્તુ પામ્યા છો ને જાણો છો તે બતાવો. **येनाहं नामृता स्यां किमहं तेन कुर्यां यदेव भगवान् वेद तदेव मे ब्रूहि।** આ 'અવસ્તુ', પણ શ્રદ્ધાની વસ્તુનો સાદ આપણે ટાળવો નથી.



# ભક્તિકાવ્યમાં પ્રતિરૂપ

કનિષ્ઠ અને ત્યાજ્ય, મધ્યમ અને અત્યાજ્ય (સારી કવિતા અને કેવળ પદ્યના મિશ્ર ગુણુવાળી), અને સાચી ઊંચી કવિતા એમ સૌ કોટિની કવિતા ભજનમાં આવી શકે. એક પક્ષે, સાચી ભક્તિ, જેમાં 'ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા'ની સ્થાયી કારમી આરત હોય, તેના જેવો મહાન કાવ્યવિષય બીજો એકે.નથી, તો બીજે પક્ષે, હિન્દમાં તો એ વિષય જેટલો બીજો કોઈ ખેડાયેલો નહિ, બીજો એકે વિષય એના જેટલો પરિચિત નહિ. ભજનની પરિભાષા, ભજનનાં પદ્યરૂપો, ભજનમાંની ભાવનાઓ વિવિધ છતાં એટલાં ચલણી થઈ ગયાં છે, કે સૌ કોઈ પોતાના તો કપાશિયા જ લાવી પારકાં તેલ પુરાવી પુરાવી મેરાયાં લઈ દિવાળી કરે છે. વળી ભક્તિની સરહદ ચોક્કસ નહીં, અને તે સરહદની ચોગમ તત્ત્વચિન્તન, નીતિ વગેરેના ભુલાવામાં નાખે એવાં લક્ષણુવાળા પ્રદેશો એવા વિશાળ ક્ષેત્રફળના પડ્યા છે, કે વતનમાંથી નીકળી માઈલના માઈલ પરપ્રદેશમાં કાઢી નાખીએ ત્યારે ખબર પડે કે આપણે ભૂલા પડ્યા. પરિણામે વિશ્વભજનિકામાં માનવને ભાંડતા ચાબખાથી માંડી પરમ સત્યના સ્વરૂપને નક્કી કરતાં ગુણનાં સાંકળિયાં કે લાઠીબાજની દલીલો સ્થાન પામે છે.

નૈતિક ચાબખા, અને દલીલબાજ કે કેવળ ગુણુગાન કરતાં ભજનોને કેવળ પદ્યના ખાડામાંથી ઉગારનાર પ્રતિરૂપો (Images) હોય છે. કાવ્યને વધારે સુંદર કાવ્ય બનાવનારાં તત્ત્વ ગમે તે અને ગમે તેટલાં હો, પદ્યબંધને કવિતાની કોટિમાં મુકાવનારું એક આવશ્યક તત્ત્વ પ્રતિરૂપો છે. અને તે પ્રતિરૂપો જેટલે અંશે ચિત્રની છાપ ઉપજાવનારાં અને ક્ષણે ક્ષણે અન્ય ચિત્રની છાપ ઉપસાવે એવાં ગતિશીલ કે ગતિસૂચક હોય તેટલે અંશે ભજનની કાવ્ય લેખે વધુ મૂલ્યવત્તા.

તમે કહેશો કે ચોગમ ચાલતી અનીતિથી કવિનું હૃદય એવું બળતું હોય, અગર જીવન-પરજીવનનો કોઈ સિદ્ધાંત તેના દિલમાં એવો તો વસી જઈને વ્યાપી ગયો હોય, અગર પૂજનીય સ્વરૂપનું એને એવું સુરેખ દર્શન થતું હોય કે પદે પદે તેની વાણીમાં જોસ્સો વહે, ઊર્મિવેગ લાગે; તમે કહેશો કે આ ઊર્મિવેગ પદ્યને ઉદ્ધારી કવિતા બનાવે છે, અને તેથી ઊર્મિ – જોસ્સો, કવિતાનું આવશ્યક તત્ત્વ ગણાવું જોઈએ. બેશક; પ્રતિરૂપોના ફાલ માટે ફળદ્રુપમાં ફળદ્રુપ ભોંય ઊર્મિ છે તેટલે અંશે તે આવશ્યક ખરું; પરંતુ વરસાદ અને સૂર્યકિરણ હોય છતાં પ્રતિરૂપો અર્થાત્ મૂળે કલ્પનાનો વ્યાપાર ના હોય તો વેગી, પ્રાણવાન વક્તૃત્વ ભલે નીપજે, કવિતાનું પદ પદ્યબંધ નહિ પામે.

ઊર્મિ કે જોસ્સા માટે જે કહ્યું તે જ પ્રો. દૂરકાળ જેને નિષ્ઠા કહે છે તેને માટે પણ સાચું. નિષ્ઠા એ એક ભાવ છે; ભાવની પ્રમાણિકતા અને બલવત્તા ઉપર કલ્પનાવ્યાપાર પ્રાયઃ આધાર રાખે; અને કલ્પના વ્યાપારથી જ કવિતા કલા તરીકે જીવે. અને કવિતા કલા લેખે જ જીવે છે, ન અન્ય સ્વરૂપે. તાત્પર્ય કે કલાની અતિશયતા સંભવતી જ નથી. ખોટી કલા, જૂઠી કલા, ઊતરતી કલા સમજી શકીએ. યુક્તિ, કસબ (Artifice)ની અતિશયતા સમજી શકું. વધારે પડતી કલા હું સમજી શકતો નથી.

ધર્મ નામે અને ફિલસૂફી નામે આપણા ચિત્તમાં એટલું ઘર ઘાલ્યું છે, કે તેના આછાપાતળા અલ્પદર્શન ઉપર મોહી પડતાં આપણે નથી અચકાતા. તથાપિ સુભાગ્યે ધર્મ અને ફિલસૂફીના વેશમાં

આપણા જીવનમા રસિકતા થોડી ઘૂસી છે, અને જૂના સાહિત્યમા તે એટલી ઊતરી છે કે નિષ્ઠા કે ચિન્તન દેખી મોહમા પડતા દેખાવ તો પણ વસ્તુત કવિતાની ભૂરકીએ અને તેની જ કલાના અલૌકિક તેજે ભરમાતા અજાતા તણાતા હો છો

હિન્દુસ્તાનનુ ઉત્તમોત્તમ કાવ્યસર્જન શ્રીકૃષ્ણ છે પ્રભુના એ રૂપ ની અને ભક્તિની વચ્ચે આશક-માશુકનો સબધ વગાવવામા આપણા વિચારકો અને ધર્મધુરધરો નીતિની દષ્ટિએ જુમ્મેદારીવાળા અને તત્ત્વદર્શનમા ચશ્મેધમ ભલે નીવડ્યા, કના છિએ તો તેઓ જગત જીતી ગયા છે આશક-માશુકનો ભાવ તો જાણે આપણા જૂના સાહિત્યનુ વાતાવરણ જૂના ભજનસાહિત્યના મોટા ભાગને સાચી કવિતા બનાવનાર ભાવ તે આ પ્રભુભક્તની વચ્ચે ગોપીકૃષ્ણનો, આશક માશુકનો માનવને સુગમ્ય અને અતિરસપ્રદ પ્રીતમપ્રેયસીનો આ સ્થાયી ભાવ ભજનોને તત્ત્વના ટૂપણા અને નીતિની ગાળોમાથી બચાવે છે જૂના ભજનસાહિત્યને કવિતા બનાવનારુ આ સામાન્ય, ચનણી પ્રતિરૂપ કે પ્રતીક (image) પછી ભલે તે સ્પષ્ટ હો, સ્પષ્ટાસ્પષ્ટ મધુર હો, અન્તર્ગત કે માત્ર ધ્વનિત હો પ્રીતમપ્રેયસીનો આ સર્વગમ્ય સ્થાયી ભાવ પ્રભુના અનન્ત પ્રસગ જેમ અનન્ત આલેખન ભજનસાહિત્યમા પામે એ દેખીતુ છે જૂના યુગના ધર્મગુરુને તેમ જ નવા યુગના નીતિગુરુને આ વાત વીસરવી અતિ સુલભ છે, તેથી જ તે ઉપર વિશેષ ભાર મૂકવો ઘટે છે

ભજનકાવ્યમા પણ પ્રતિરૂપ કે પ્રતીકની આવશ્યકતા કલ્પી શકુ છુ ભજનના વેશમા આખ્યાન હોય, અને આખ્યાન પણ ચિત્રપ્રધાન હોય તો, અને ચિત્રો જો ગતિશીલ હોય તો વિશેષત, પ્રતિરૂપ અને પ્રતીકની જરૂર ના પડે પણ અહીં એ પ્રશ્નને બહુ છેડવાની જરૂર નથી એટલુ જ સભારી આગળ ચાલીએ કે કવિતા વ્યક્તિત્વ અને કાવ્યકળાના બાહ્ય અગઉપાગની તપાસ ખ્યાનુ સમગ્ર મૂલ આકવામાં, બધી કલામા તેમ કાવ્યમા, અત્યાવશ્ય છે, તેવ મર્મ કા યમળામા તેમ ભજનકાવ્યમા પ્રતિરૂપનું તત્ત્વ આવશ્યક હોઈ કવિતાના વિવેચનમા હમેશ ગણતરીમા લેવાનુ છે

નરસિંહ મહેતાના કાવ્યમાથી આ આવશ્યક તત્ત્વની દષ્ટિએ વિવિધ કોટિના બેનમુ કાવ્ય જોઈએ કનિષ્ઠ-કાવ્ય તરીક કનિષ્ઠ ઘણા જડશે, તેમાનુ એ આ

ભક્તિ વિના જે જન જીવે, તે પશુ કહીએ માનવ દેહ રે,
મન કર્મ વચને હરિ નવ સેવ્યા ભૂલ્યા ભરમા ભમે તેહ રે—ભક્તિ

દશ માસ ઉદરે દુખ પામ્યો, કન્તો ખરને ભાર રે
દેહ ધરી હરિનો દાસ ન કહાવ્યો, તેહની જનનીને ધિક્કાર રે—ભક્તિ

વૈષ્ણવ જન જેને નહિ વહાલા, તેહને ન હોય કૃપા નિર્ધાર રે
નરસૈયાના સ્વામીની નિગમ લીલા, બીજા વિવિધ ધર્મ વ્યભિચાર રે—ભક્તિ

ગાળ અને ચાબખાના માર સિવાય આ કાવ્યમા શુ છે?

આ નીચેના બીજા દાખલામા પ્રીતમપ્રેયસીનો ચનણી ભાવ આછો, અતીવ આછો, વણાયો છે, 'મીઠુ અમૃત', 'રસ', 'પ્રેમીજન', 'મેવો' વગેરેની ભૂખ ઉઘાડે, નુકવિતાની આકાક્ષા કરાવે, એવો શબ્દભાર છે, જ્યા ભાષામા સભ્ની ફિલસૂફી અને ભક્તિની પરિભાષાનુ એટલુ બધુ પાણી છે કે કનિષ્ઠમા સરતા એ પદ ભાગ્યે જ બચે છે




સાભળ સહિયર સુરત ધરીને, આજ અનોપમ દીઠો રે,
જે દીઠો તે જોવા સરખો, અમૃતપે અતિ મીઠો રે—સાભળ૦

દૃષ્ટે ન આવે નિગમ જગાવે, વાણી રહિત વિચારો રે,
સય અનત જ જેહને કહીએ, તે નવધાથી ન્યારો રે—સાભળ૦

નવધામા તો નહિ નગવેડો, દશધામા દેખાશે રે,
અચવો રસ છે એહેની પાસે, તે પ્રેમી જનને પાશે રે—સાભળ૦

અદ્વૈત બ્રહ્મ અનોપમ લીલા, અસખ્ય યુગનો એહેવો રે
જોગ જગન જપ તપ મુનિ દુર્લભ, માને તેહેવો મેવો રે—સાભળ૦

વગેરે વગેરે ઉપવી જ ઘાટીનુ તથાપિ એ જ તત્ત્વદર્શન અપરિચિત રીતે પરિચિત ભોમમા આવી ઊચી કવિતા બન્યુ છે

જાગીને જોઉં તો, જગત દીસે નહીં, ઊંઘમા અટપટા ભોગ ભાસે,
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે
પચ મહાભૂત પરિબ્રહ્મ વિશે ઊપન્યા, અણુ અણુ માહી રહ્યા રે વળગી,
ફૂલ ને ફળ તે તો વૃક્ષના જાણવા, થડ થકી ડાળ તે નહિ રે અળગી

માનનગમ્ય જાગૃતિસુષુપ્તિના અનુભવના વર્ણાટ કરતા 'બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે'ના અમૃતપાદથી આખી કૃતિ સજીવ થઈ ગઈ છે. અને એ જ પરમસત્યનુ દર્શન ગતિશીલ ચિનાત્મક સ્વરૂપમા અનેરી ભભક અને મોહકતાથી પેના વિખ્યાત પદમા કરાવાયુ છે

નીરખને ગગનમા કોણ ઘૂમી રહ્યો, તેજ હુ તેજ હુ શબ્દ બોલે,
શ્યામના ચરણમા ઇચ્છુ છુ મરણ રે, અહીંઆ કોઈ નથી કૃષ્ણ તોલે
શ્યામશોભા ઘણી, બુદ્ધિ ના શકે કળી, અનત ઓચ્છવમા પથ ભૂલી

આનુ નામ દઢ નિષ્ઠા, જે માત્ર બોલતી નથી, અનુભવે છે, સૂક્ષ્મ રીતે અનુભવતી જ નથી તપ્તા પગ જાણે પ્રત્યક્ષ કરવા મચે છે, તેની સજીવ મૂર્તિ બનાવે છે, તેને કલ્પે છે

આમ નરસિંહની કવિતાની ઉત્તરોત્તર ટૂકો ચઢતા તેની કલ્પનાના ઓચ્છવમા મતિ પથ ભૂલે, તે પહેલા પ્રતિરૂપની ચર્ચાને ઉપયોગી, ઉચ્ચ નહિ તેમ અકાવ્ય પણ નહિ એવા પદની થોડી લીટીઓ લઈએ

અખિલ બ્રહ્માડમા એક તુ શ્રી હરિ, જૂજવે રૂપ અનત ભાસે
દેહમા દેવ તુ, તેજમા તત્ત્વ તુ, શૂન્યમા શબ્દ થઈ વેદ વાસે
પવન તુ, પાણી તુ, ભૂમિ તુ, ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે

અહીં તત્ત્વદર્શન સુશ્લિષ્ટ દાખવેલુ છે, છતા બીજી અને ત્રીજી લીટીઓના ઉત્તરાર્ધો સાથે જોડેલુ ન હોય તો આખુ કાવ્ય કવિતાનુ માન ન પામત 'શૂન્યમા શબ્દ થઈ વેદ વાસે' એ દર્શનમા કાવ્યમનોહરતા કઈક લાગે છે ચોગમ પર્વતમાળ હોય અને વાતાવરણ નિ શબ્દ હોય અને ક્યાંકથી કશા સ્વરનો પડઘો પડે, અને એ સ્વર એ વાતાવરણનો આત્મા ને લક્ષણ હોય એમ લાગે—એમ બ્રહ્મ

કદાચ શૂન્યમાં શબ્દરૂપે વ્યક્ત થયું હશે. આપણા જીવનનો, આપણને પરિચિત પૃથ્વીના જીવનનો કંઈક રમ્ય ભણકાર એ દર્શન જગાવે છે; તેટલી તેની કવિતા તરીકે સાર્થકતા. આગળ ચાલતાં, 'પવન તું, પાણી તું, ભૂમિ તું, ભૂધરા "ના નબળા કથનાત્મક પાદ પછી, "વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે"માં તત્ત્વદર્શન પુનઃ કાવ્ય તરીકે વિલસે છે. નિર્ગુણ બ્રહ્મની કવિએ મૂર્તિ ઉપજાવી. અલખનો લખ થયો. ફૂલફળથી લચેલું કોઈ મહાવૃક્ષ આકાશમાં ઝૂમી રહ્યું છે, તે બ્રહ્મ છે, પ્રભુને પવન કહેવાથી અલક્ષ્ય વસ્તુ સુલક્ષ્ય થતી નથી, પ્રભુને પાણી કહેવાથી પણ અલક્ષ્ય સુલક્ષ્ય થતું નથી. પ્રભુને નદી સાગર કહી પાણીના રમ્ય સ્વરૂપનું પ્રતિરૂપ ઉપજાવ્યું હોત તો જુદી વાત હતી. "વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે"માં અલક્ષ્ય વર્ણનવિષય કે પ્રતિપાદ્ય વિષય પરિચિત, સાકાર રમ્ય અને સુલક્ષ્ય બને છે.

કાવ્ય એ રૂપાળું પુદ્ગલ છે, અને તેનું કાવ્યત્વ તેની સામટી અસર ઉપર અવલંબે છે; તમે તેના કટકા કરી, આ કટકો કવિતા, આ કટકો અકાવ્ય, આ કટકો નર્યું ગદ્ય, એમ કહી કાવ્યનું કાવ્યત્વ જ કચરી નાખો છો, અને કાવ્યપરીક્ષાને કનિષ્ઠ વિડંબના બનાવો છો. આખું કાવ્ય વાંચી જાવ, ને મનને સુન્દર લાગે, સમગ્રપણે કાવ્યત્વવાળું લાગે તો તેને કાવ્ય કહો, નહિ તો નહિ. નકામી ફૂલપાંદડીઓ શા વાસ્તે ચૂંથો છો?—આવી દલીલ બેશક કરાય એક પલકારામાં સમગ્ર દર્શને સ્ત્રી સુંદરી છે કે નહિ તે કહી શકાય. પરંતુ એ સમગ્ર અસરનાં કારણો તપાસીએ તો લાવણ્ય, અંગોની સુરેખતા, ગતિલાલિત્ય એવી જુદી જુદી સુન્દરતા જ જણાઈ આવશે. તથાપિ એટલું તો સ્વીકારીશું કે રત્નકણિકાઓ એક વસ્તુ છે, તેનો જડાવ જુદી વસ્તુ છે. રત્નો કીમતી, તેની ગોઠવણી પણ કીમતી છે. એક કવિતામાં પ્રો. ઠાકોરે જણાવ્યું છે તેમ ચાર માણસોનું બનેલું કુટુંબ એ પાંચમી વ્યક્તિ છે. તેમ અહીં કવિતાપરીક્ષામાં પ્રતિરૂપો એકલાં જ કોઈ પણ પદને કાવ્ય નથી બનાવતાં; બીજું બધું જોઈએ; બીજું ઘણું જોઈએ; પ્રતિરૂપો (Images) પણ જોઈએ એટલો જ આગ્રહ છે. ચક્ષુ સમીપ માનવજીવનને પરિચિત રમ્ય રૂપો ઊભાં કર્યા વગર સામાન્ય રીતે કવિતા સંભવતી નથી; ભજનકાવ્યનું તો તે રત્નચિન્તામણિ છે.



# બોધક કાવ્યમાં પ્રતિરૂપ

પ્રતિરૂપ એટલે પ્રતિનિધિ, ચક્ષુર્વિષયક કલ્પનાને સ્પર્શતી સંજ્ઞા. વસ્તુ, ભાવ, વિચાર કે બનાવના કલ્પનાને સતેજ કરે એવા, કવિતામાં આવતા, પ્રતિનિધિને હું પ્રતિરૂપ કહું છું. 'કલ્પનાને સતેજ કરે' એટલે પરિચિત અલ્પપરિચિત કે કેવલ અસંભવિત કે અસત્ય કદાપિ હોય પણ ભૂત, પાતાલ, સ્વર્ગ અપ્સરા ઇત્યાદિ જેમ વહેમરૂપે પરિચિત – વસ્તુ આદિનું સ્મરણ જાગૃત કરે, આંખ આગળ તરતું હોય એમ ઉપજાવે. બીજી રીતે કહું તો કલ્પનાને રોકે, વ્યાપારશીલ બનાવે, એવું ભાવ કે વિચારનું, વસ્તુ કે બનાવનું ભાષાદ્વારા અનુકરણ તે પ્રતિરૂપ. ગુજરાતી સમજાવવા અંગ્રેજીમાં અનુવાદ જેવું કરીએ તો *Pratirupa* is the imitation, the equivalence in language, of an idea or sentiment, or a series of ideas or sentiments, of a fact or incident or a series of facts or incidents, that engages the imagination.

ઉચ્ચ કાવ્યમાં રસ ઉપજાવે એવા અનેક અંશ એવા ઓતપ્રોત હોય છે કે તેમાં રસ ઉપજાવવા માટે અમુક અંશ કેટલો આવશ્યક હતો યા ન હતો તે નિશ્ચિત રૂપમાં કહેવું કઠિન હોય છે. કનિષ્ઠ કે અનુચ્ચ કાવ્યોની પરીક્ષાથી કાવ્યમાં ઓછામાં ઓછા કયા અંશ આવશ્યક છે તેનો બોધ થવા સંભવ છે. કલ્પનાને સીધી અપીલ જેમાં નથી થતી એવાં ભક્તિનાં કે નીતિ કે તત્ત્વનાં બોધક કાવ્યો તેમના વિષયની સહજ મર્યાદાથી ઘણે ભાગે અનુચ્ચ જ થઈ જાય છે. કાવ્યના કાવ્યત્વ માટે બીજા કેટલાક અંશો સાથે પ્રતિરૂપ પણ આવશ્યક છે એ માન્યતાનુ વાજબીપણુ ફરીથી તપાસવા માટે આ વખત ભક્તિકાવ્ય નહીં, પણ થોડાં બોધક કાવ્ય હાથ ધરુ છુ

માત્ર બધના ઢાળ ઉપર આકર્ષણ કરવા મિથ્યા પ્રયત્ન કરતું કાવ્યના બીજા કોઈ બહિરંગ કે અંતરંગ વગરનું, ભોજા ભક્તનું એક કાવ્ય, ભક્તિભાવે પણ લોકપ્રિયતાની છાપ ન પામેલું, ગધકકડા જેવું ગીતડું પહેલું જોઈએ.

હરિજન હોય તેણે હેત ઘણુ રાખવુ,
નિજ નામ ગ્રાહી નિર્માન રહેવું;
ત્રિવિધના તાપ તે જાપ જરણા કરી,
પરિહરી પાપ રામ નામ લેવુ.

સૌને સરસ કહેવું પોતાને નરસ થવું,
આપ આધીન થઈ દાન દેવું;
મન કરમ વચને કરી નિજ ધર્મ આદરી,
દાતા ભોક્તા હરિ એમ રહેવુ.

અડગ નવ ડોલવુ, અધિક નવ બોલવું,
બોલવી ગૂજ તે પાત્ર ખોળી;
દીન વચન દાખવું, ગંભીર મતું રાખવું,
વિવેકીને વાત નવ કરવી પહોળી. વગેરે

આવી છુટા છુટા મણકા જેવા આદેશો બોલતી કવિતામા મણકાઓનો સબધ એટલો કૃત્રિમ હોય છે કે કોઈ પણ લીટી ગમે તે જગાએ વાચતા કશો ફેર પડતો નથી છૂટી કડીમા પણ કહી જ સકવાના નથી

હરિજન હોય તેણે હેત ઘણુ રાખવુ,
આપ આધીન થઈ દાન દેવુ,
નોને નગ્ન કહેવુ પોતાને નગ્ર થવુ,
દાતા ભોક્તા હરિ એમ રહેવુ

આમ લખવાથી ફેર એટલો કે લીટીઓનો પરસ્પર સબધ કંઈક અ પાશે આવી જાય છે પણ રસનુ તો હજી નામ નથી ત્રીજી કડીમા અનુપ્રાસ આદિથી નરસિંહના ભજન જેવુ સૌષ્ઠવ સહેજ આવ્યુ છે, અને 'અડગ નવ ડોલવુ' બાદ કરીએ તો બોધનો વિષય 'વાચામા સયમ રાખવો' એટલો એક જ છે, એ ગુરુ રહીમરીએ 'અડગ નવ ડોલવુ' 'બોલવી ગૂજ', 'વિવકીને વાત નવ કરવી પહોળી' એમા શબ્દપસદગી શિખામણ આપવા ઉપરાંત ન કરનાર પુરુષનુ ને બડાશ મારનારનુ આછુ પાતળુ ચિત્ર સૂચવે છે એમા કવિએ કશુ ખાસ કર્યુ ના કહેવાય ભાષા માત્ર અશત રૂપકાત્મક હોય છે રૂપક વગર ભાષા ખીલી જ ના શકે પણ આપણે માટે મહત્ત્વની વાત એ છે કે અત્યારે પણ મનની આખને જોવાનુ દૃશ્ય બોજા ભર્યે આપ્યુ તો કાવ્યમા નીરસતા તેટલી ઓછી થઈ

શાન્ત રસ ઉપજાવવામા અદ્ભુત કૌશલ બતાવનાર સ્વામીનારાયણ સપ્રદાયના કવિઓમાના એક નિષ્કુળાનદનુ બોધક કાવ્ય 'ત્યાગ ન ટકે રે વૈરાગ વિના' એ લઈએ, તો ઉપલા કાવ્યને મુકાબલે આ કેટલુ ઊચી કોટિનુ! અથવા ભોજાનુ પેલુ કાવ્ય કાવ્ય જ નથી, અને નિષ્કુળાનદનુ આ બોધક છે પણ કાવ્ય નામને ખરેખર પાત્ર છે

ત્યાગ ન ટકે રે વૈરાગ વિના, કરીએ કોટિ ઉપાય જી,
અતર ઊડી ઇચ્છા રહે, તે કેમે કરી ન તજાય જી
વેષ લીધો વૈરાગનો, દેશ રહી ગયો દૂર જી,
ઉપર વેષ અચ્છો બન્યો, માહી મોહ ભરપૂર જી
કામ ક્રોધ લોભ મોહનુ, જ્યા લગી મૂળ ન જાય જી,
સગપ્રસગે પાગરે, જોગ ભોગનો થાય જી
ઉષ્ણ રતે અવની વિષે, બીજ નવ દિસે બહાર જી,
ઘન વરસે વન પાગરે, ઇદ્રિય વિષય આકાર જી

એ જ વિચાર, શાન્ત ઉત્સાહ, અનુપ્રાસ, ને સ્વરની એકસરખી માત્રામા વહેતો અનેક રીતે ઠસાવવાનો આ બહુ સફળ પ્રયત્ન છે સ્વપ્રયત્થી ઉદ્ભવતો ઉત્સાહ ઢાળનુ ઔચિત્ય અને ભાષાની સુસ્વનતા આ કાવ્યના તરી આવતા લક્ષણ છે પણ કવિ પોતાનો ઉપદેશ દલીલથી ઠસાવે છે? કામ ક્રોધ લોભ મોહ વગેરે મૂળમાથી નહી જાય તો ગમે ત્યારે પ્રસગ પ્રાપ્ત થતા મનુજને મહાત કરવાના, એવી એક દલીલ છે પણ કાવ્યનો મોટો ભાગ અતઃકરણના શુદ્ધ વૈરાગ વિનાના આગળા કાચા સાધુ કે સાધુવેશીને વર્ણવતો તેમ જ ઇન્દ્રિય વિષયઆકાર છે તે રજૂ કરતો પ્રતિરૂપો દ્વારા કલ્પનાને રોકી પોતાનો હેતુ સાધે છે

ઉપર વેષ જેનો અચ્છો બન્યો છે એવો સાધુ —

ભ્રષ્ટ થયો જોગ ભોગથી, જેમ બગડ્યું દૂધ જી;
ગયું ઘૃત મહી માખણ થકી, આપે થયું રે અશુદ્ધ જી.

બગડેલા દૂધનું દષ્ટાંત ઔચિત્ય પૂરતું દષ્ટાન્તોમાં પ્રથમ કોટિનું છે, પણ દૂધ દહીં વગેરેનું દર્શન આપે રમણીય નથી. મોંમાં પાણી આણવા સિવાય બીજો કોઈ ભાવ પ્રેરે એમ નથી. ઉચ્ચ પ્રતિરૂપમાં ઔચિત્ય ઉપરાંત સ્વકીય શક્તિ જોઈએ. એ સ્વકીય શક્તિ સ્વતંત્ર રમણીયતાની અને ભાવપ્રેરકતાની હોઈ શકે. 'ઘન વરસે વન પાંગરે ઇન્દ્રિય વિષય આકાર જી.' વરસતા ઘનનું અને પાંગરતા વનનું કલ્પના વડે દર્શન આપે જ રમણીય અને આહ્લાદક છે, તેથી પ્રતિરૂપ તરીકે તેમાં ઔચિત્ય ઉપરાંત સ્વકીય રમણીયતાની અને શાન્ત રસને અનુરૂપ ભાવપ્રેરકતાની શક્તિ છે એમ ગણાય. પ્રતિરૂપની આ શક્તિ ગતિમાન (Dynamic) છે, પારસમણિ જેવી છે. તેની રમણીયતાને ભાવપ્રેરકતા દૂધમાં સાકર પેઠે, ઓરડામાં પ્રકાશ પેઠે, કાવ્યમાં પ્રસરી જાય છે ને તેની આગળ પાછળ આવતા ક્ષુદ્ર ભાગને સંસ્કારી ક્ષમ્ય કે સુવાચ્ય બનાવે છે.

આપણા 'કક્કા સાહિત્ય'માં સર્વોત્તમ ને સુપ્રસિદ્ધ પ્રીતમદાસના કક્કા છે. કક્કાની સ્વાભાવિક કૃત્રિમતા પ્રીતમના 'કૃષ્ણ ઉપાસના'માં સૌથી ઓછી છે. તેના બન્ને કક્કા તાલમેલિયા નહીં પણ વિચારની ઠીકઠીક ગોઠવણીવાળા છે. ને આ કક્કો છે એમ કોઈ કહે અગર આપણે તપાસીએ નહીં, તો 'ઉપાસના' કક્કો છે એમ લાગે પણ નહીં. બીજો 'કક્કા કર સદ્‌ગુરુનો સંગ' પ્રીતમનું વેદાન્ત ટૂંકમાં સર્વાંશે ને સરળતાથી રજૂ કરે છે. અહીં પણ કવિ જ્યાં કલ્પનાએ ચઢે છે ત્યાં જ કવિતા મોહક થાય છે. વિવર્તવાદ સમજાવતાં કવિ કહે છે:

ખખ્ખા ખાંડનાં બીબાં ભરે, કોયલ કાગડો કુંજર કરે;
મીન મઘર બહુ જળચર જાત, જેવું બીબું તેવી ભાત;
મિસરી જોતાં તો મન ઠરે, ખખ્ખા ખાંડના બીબા ભરે.

પણ માયાનું વધારે રમણીય નિરૂપણ કરતા કવિ ગાય છે:

માયા મૂળ વની વરખડી, મહાલી ત્રિભુવન માંય,
નિત્ય નૌતમ ફૂલે ફળે, તાતી શીતળ છાંય.
કરીએ શ્રી કૃષ્ણ ઉપાસના.
જીવ અનેક નિપજાવતી, સેવે સુરનરવૃંદ,
અણુની આવ અજા ઈશ, સૌને સરખો આનંદ—કરીએ.

સંદેસરનો બારોટ અંધ સાધુ પ્રીતમદાસ બ્રહ્મ વર્ણવતાં પુલકિત થઈને ઉપનિષદને સ્મરાવે એવી કવિતા પ્રગટાવે છે:

ઝઝ્ઝા ઝાંખી જોને તેહ, વણ વાદળ જ્યાં વરસે મેહ,
વિના સરોવર અંબુજ સાર, વિના ભ્રમર ઊડે ગુંજાર,
વિના અર્ક અજવાળું જેહ, ઝઝ્ઝા ઝાંખી જોને તેહ.

આહો સ્થિતિની પરમ શાન્તિ, તેના સૌન્દર્ય, સંગીત ને પ્રકાશ કલ્પનાગમ્ય કરાવવા આ ભક્ત કવિ રોજના અનુભવમાંથી સુંદર વસ્તુઓ ઉપાડી અદ્ભુત રીતે આપણી સમજ સામગ્રી ધરે છે વર્ષાના અમૃતમાં નહાતો, ભ્રમરનું સંગીત પીતો, છાયા વિનાના પ્રકાશમાં માનસહંસ જાણે અણુજે તરફ ઊડ્યો !

પ્રતિરૂપની શક્તિ હમેશ આવી સાત્ત્વિક ને શુચિ નથી હોતી ઘણી વખત બોધક કાવ્યમાં જ્યાં વિષય નીતિ કે મન્તવ્ય હોય, ત્યાં પણ મનુજના ચિત્તસોને ઉત્તેજે એવી કલ્પના કાવ્યને રસિક બનાવે છે પ્રતિરૂપની ભાવપ્રેરકતા આપણી પ્રાથમિક વાસનાઓ ઉપર અવલંબે છે, તેથી કેવલ પવિત્ર વિષયનું આલેખન ભાવપ્રેરક પ્રતિરૂપથી બગડવા સંભવ ખરો પ્રીતમના 'ભક્તિનું પદ'[1] માં 'શિર બેડું ને હાથ લે તાળી, મુખે હસે વારી વારી' એવી સુન્દરીનું રમ્ય ચિત્ર જેટલું શોભે વા ચલાવી લેવાય તેટલું દર્પણમાં મુખ જોતી ગણિકાનું વા એકાગ્ર ચિત્તે ચોરી કરતા ચોરનું નભાવી નહીં લેવાય આના દોષને ઔચિત્યભંગ જ ગણીશું

ઉચિત, સુંદર, ભાવપ્રેરક પ્રતિરૂપ ઓછુંવત્તું વિશ્લિષ્ટ કરી શકાય તેવી રીતે કાવ્યમાં બહુધા આવે છે, ક્વચિત્ પ્રતિરૂપ ને કાવ્ય વિષય એવા ઓતપ્રોત થયેલા હોય છે કે સંશ્લિષ્ટ શિવપાર્વતીવત્ ગણવા જોઈએ આમ પ્રતિરૂપ આખા કાવ્યમાં વ્યાપી જાય છે, ઓગળી જાય છે, ત્યારે કાવ્ય ઘણી ઊંચી કોટીનું બને છે ભક્તને શૂરવીર સાથે આપણા કવિઓ વારંવાર સરખાવે છે 'હરિનો મારગ છે શૂરાનો' (પ્રીતમ), 'ભક્તિ જુગમાં કરે જન સોઈ, જાકે ધડ પર શિશ ન હોઈ' (પ્રીતમ), 'ધીર ધુરન્ધરા શૂર સાચા ખરા' (મુક્તાનંદ) 'ભક્તિ શૂરવીરની સાચી' (ભોજો) ઇત્યાદિ અનેક કાવ્યો અને રોમાંચક ભજનો સંભારી શકાશે પણ કલ્પનાને રણાંગણમાં ઝૂઝતા વીરનું ચિત્ર જ આપી રમાડતી આવી સરખામણી બ્રહ્માનંદના 'રે શિર સાટે નટવરને વરિયે' માં કાવ્યના આદિથી અંત સુધી ફૂલ અને દોરમ જેમ જોડાયેલી છે

> રે શિર સાટે નટવરને વરીએ, રે પાછું તે પગલું નવ ભરીએ,
> રે પહેલું જ મનમાં ત્રેવડીએ, રે હોડે હોડે જુદ્ધે નવ ચઢીએ,
> રે ચઢીએ તો કટકા થઈ પડીએ રે૦
> રે રંગ સહિત હરિને રટીએ, રે હાક વાગ્યે પાછા નવ હટીએ રે૦

ભક્તિનું કાવ્ય છે, પણ શુદ્ધ કાવ્ય જેવું લાગે છે સત્યાગ્રહીઓમાં આ કાવ્ય સહેજે પ્રિય થઈ પડ્યું છે, તે જ તેમાંના પ્રતિરૂપની ઓતપ્રોતતાની પ્રતીતિજનક સાબિતી છે

ઓતપ્રોત પ્રતિરૂપના ઉત્તમ ઉદાહરણ 'માછીડા હોડી હલકાર', 'એક જ દે ચિનગારી', નરસિંહરાવની 'ચંદા' અને નાનાલાલના અનેક કાવ્યો છે, પણ તે મોટે ભાગે સાક્ષાત્ બોધક નહીં હોવાથી તેમનું વિવેચન અહીં અસ્થાને છે



---

૧ 'ભક્તિ એવી રે ભાઈ એવી તલવારને ધારે રે જેવી' વગેરે 'પ્રીતમદાસની વાણી' પાનું ૩૫૩ ('સસ્તું સાહિત્ય'નું પ્રકાશન)

# ગદ્યનો જન્મ – રૂપાળું અને રમણીય ગદ્ય

## (૧)

કાવ્યની વ્યાખ્યા કઠિન છે એ સૌ જાણે છે, પણ ગદ્યનું યે સાચું વર્ણન કરવું મુશ્કેલ છે. એમ તો આપણે વાતચીતમાં કે સંભાષણમાં ભાષા વાપરીએ છીએ. તે કવિતા નથી એટલે ગદ્ય છે એમ નહીં કહી શકાય. વાતચીત, સંભાષણ, ઉપદેશ કે ઉદ્‌બોધનમાં ભાષાનું પ્રયોજન છે તેવું જ ગદ્યનું છે. પરંતુ ગદ્યની કાંઈક વિશિષ્ટતા છે જેને લીધે તેને **સાહિત્ય** કહીએ છીએ. કથન, વર્ણન, વિચારમંથન, ઉપદેશ, સંભાષણ, સંવાદ સાહિત્યિક ગદ્ય તો જ કહેવાય જો એમાં ભાષાની શિષ્ટતા હોય, વિષયની વ્યવસ્થા હોય, અને નિરૂપણની કાર્યક્ષમતા હોય. આવા ગદ્યને આપણે રૂપાળું કે નાગર ગદ્ય કહીએ. રૂપાળું ગદ્ય રઢિયાળું, રસાળ કે રમણીય હોય જ એવો નિયમ નથી. રમણીય ગદ્યમાં વિશિષ્ટ કસબ છે: તેમાં ચેતન હોય, એટલે કે બુદ્ધિને જાગ્રત કરવાની, હૃદયને સ્પર્શવાની, વૃત્તિઓને ઉત્તેજવાની શક્તિ હોય. એવું ગદ્ય, નિરૂપણ-વિષય ગમે તે હો તથાપિ, રસાળ લાગે. મતની સયુક્તિકતા કે સામંજસ્યથી સ્વતંત્ર રીતે, તેને અવગણીને પણ, તેમાં આહ્લાદ આવે, ભાષાશુદ્ધિ અને નિરૂપણવ્યવસ્થા ઉપરાંત જેમાં લેખકનું વ્યક્તિત્વ પ્રવેશી અપૂર્વતા આવતી હોય, જેની ઇમારતમાં વિશિષ્ટ કસબ હોય તે રમણીય ગદ્ય.

કવિતામાં અમુક જ વિષય આવે એવો ઇંગ્લંડમાં જ્યારે આગ્રહ સેવાતો હતો ત્યારે તેના પ્રતિકારમાં વર્ડ્ઝવર્થે કહેલું : Poetry sheds no tears such as angels weep. સામાન્ય વિષય, જનમંડળના પ્રાથમિક ભાવો, મનુષ્યનાં સરળ સંવેદનો કવિતાનો વિષય થઈ શકે, એવો વર્ડ્ઝવર્થનો સમર્થ પ્રતિવાદ હતો. કેટલાક વિદ્વાનો એમ માને છે કે ગદ્ય પાસેથી કાવ્યનું કામ ન લેવું : અપ્સરાઓનાં આંસુની વાત ભલે કવિતામાં જ થતી, ગદ્યમાં તેને પ્રવેશવા ના દેવી. ગદ્યનું કામ તો શાન્ત સમજાવટનું છે. એમાં લાગણીઓનાં મોજાં ન હોય, સૌન્દર્યના સોહાગ ન હોય, ભવ્યતાનાં ઉન્નત તાન ન હોય, શૈલીની અટપટી ભંગિઓ ન હોય, ગદ્ય સલૂકાઈ અને સરળતાની મર્યાદા ન ઓળંગે; વ્યવસ્થા, સુઘડતા, પ્રસાદ અને નાગરતાથી નવતર ગુણો આણવાનો લોભ ન રાખે. ગદ્ય તો સમજુ માણસો જોડે શાણો વાર્તાલાપ છે. તેમાં બુદ્ધિને સમજાવવાનું છે, અલંકરણ કે છટાથી રીઝવવાનું નથી. ગદ્ય તો સુધારાની નીપજ છે. – આવો મત સામા છેડાનો છે અને "કવિતામાં સામાન્ય ભાવ કે ભાષા ન આવે" એના જેટલો જ ખોટો છે. હા, ઘણું ગદ્ય, ઘણુંખરું ગદ્ય ને કુશલ કહેવાય એવું ગદ્ય, માહિતી કે ઉપદેશ આપનાર વા ચર્ચા કરનાર લેખ યા પુસ્તક માટે વ્યવહારુ ઉપયોગિતાવાળું ગદ્ય આવું મધ્યમમાર્ગી ને ધોરણશાલી જ હશે. એ કાવ્ય સાથે સરસાઈમાં નહીં ઊતરે; એ શુદ્ધ, અશિથિલ, અચ્છોદ જેવું સ્વચ્છ ને પ્રસન્ન રહેવામાં આકાર પૂરતી પરિપૂર્ણતા માનશે. જનમંડળની કેળવણી, લોકસમુદાયનો વધતો પ્રભાવ, વાચનનો વિસ્તાર, મુદ્રણનો પ્રસ્તાર, પત્રકારત્વનો વિકાસ, ભૌતિક વિજ્ઞાન અને સામાજિક શાસ્ત્રોનો સમુદય, એ બધાંને લીધે ગદ્ય પાસે એટલું બધું અને એવું વિવિધ કામ લેવાય છે કે સરળ ને સુસ્પષ્ટ, મધ્યમમાર્ગી નાગર ગદ્યને જ નમૂનેદાર ગદ્ય ગણવામાં આવે. ગોવર્ધનરામ, કેશવલાલ, બલવન્તરાય, "ચિત્રદર્શનો"માંના નાનાલાલ, મોહનલાલ દવે, ચંદ્રશંકર, મુનશી, મેઘાણી, વિશ્વનાથ ભટ્ટ, વિજયરાય, રતિલાલ

નિવેદી, અનન્તરાય રાવળ, ચાવડા આદિના ગદ્ય સાથે નરસિંહરાવ, નરસિંહરાવ, ઉત્તમલાલ, અતિસુખશંકર, રામનારાયણ, મશરૂવાળા, રમણલાલ દેસાઈ, ચૂનીલાલ શાહ, જ્યોતીન્દ્ર દવે, ગટુલાલ ધ્રુવ, ઉમાશંકર, સુન્દરમ્, યશવંત શુક્લ આદિના ગદ્યને સરખાવો તો ગદ્યમાની બે પ્રધાન શૈલીઓનો ભેદ સમજાશે સબળ અને સરલ શૈલીના લેખકોમા પણ કેટલાકનુ લખાણ સૌન્દર્યલક્ષી હોય છે, જેમ કે મુનશી, કાલેલકર, ધૂમકેતુ, દૂરકાળ, આનંદશંકર, ગાંધીજી, જ્યોતીન્દ્ર, ઉમાશંકર, જેવા અનાયાસ સૌન્દર્ય ને સુકુમારતા સાધે છે, તો મશરૂવાળા, વખતે સત્યનિષ્ઠાને આંચ આવશે એવો ભય સેવીને જ જાણે, ગદ્યને ટાઢુ રાખે છે આમ છતા, આના ગદ્યમાગે વિસ્તારવાળા પ્રથના અનુશીલને, શાન્ત આસ્વાદ અનુભવાય છે આના મધ્યમમાર્ગી ગદ્યનો એક અંગ્રેજ લેખકે સમર્થ પક્ષવાદ કર્યો છે આર્થર ક્વિલરકોચ ગદ્યનું તત્ત્વ વર્ણવતા કહે છે · ગદ્ય સ્વભાવે વિસ્તારવાળુ તેથી તેના ગુણો ધીમે વ્યક્ત થાય છે કાવ્યનો પ્રમુખ ગુણ ગતિ કે ભાવોદ્રેક હોય તો ગદ્યનો મોટો ગુણ ન્યાયવૃત્તિ છે ઉદ્રેક તત્કાલ ઉચ્ચાર કે કાર્ય માગે છે, ન્યાયવૃત્તિમા ધીરજ, સમતા, ગવેષણા અને ઉદાત્ત ભાવોર્મિઓનો પણ સંયમ જોઈએ છે આ ન્યાયવૃત્તિ એટલે અમુક લોકસમૂહ કે વિચારપ્રપંચો તરફ જ ન્યાયવૃત્તિ નહીં, પણ સમગ્ર ચિત્તવ્યાપારમા ન્યાયવૃત્તિ, જેને લીધે લેખના ઘાટમા સૌષ્ઠવ અને સમતા આવે છે. ગદ્યસ્વામી ઊર્મિશૂન્ય નથી, પણ પોતાના હેતુને અપ્રસ્તુત શબ્દ કે પ્રતિરૂપથી તે ભાવાવેગમા તણાતો નથી પ્રયોજનની સાધના તેની અનાતુર છતા અનલસ છે, પોતાના બુદ્ધિવૈભવનુ પ્રદર્શન એ નથી ઇચ્છતો, એને પોતાના હેતુ સાથે દાસભાવે જોડે છે સૌન્દર્ય, લાલિત્ય કે છટા જે લેખવિષયને સહજ નથી તેને એ ત્યજે છે પ્રયોજનસિદ્ધિમા જ સાચુ સૌન્દર્ય તે ઉપજાવે છે અવયવોના સુઘડ નિબન્ધનમા શોભા પ્રવર્તાવે છે આની કૃતિની ચારુતા બોલતી નથી, ધીમે ધીમે ઓળખાય છે, અને તેથી તો એમા ઓર મઝા આવે છે

ઉપયોગી ગદ્યનુ આ વર્ણન એક ઊંચુ ધોરણ સ્થાપે છે પરન્તુ એ ધોરણ છે જેનો ઉત્તમ ગુણ છે માત્ર ઔચિત્ય ન્યાયવૃત્તિ જેનુ પ્રધાન લક્ષણ ના હોય એવુ સૌન્દર્યલક્ષી ગદ્ય પણ હોય છે, જેની સુરસનતામા, લયની રમણીયતામા, પદવિન્યાસની વિવિધ છટામા, વાચક લોકોત્તર આનદ અનુભવે છે વારુ, પૂર્વોક્ત ગદ્યનું વર્ણન પદ્યને પણ ઘણે અંશે કયા લાગુ નથી પડતુ ? ભાવના તત્કાલ ઉદ્ગાર કરતી સ્વયભૂ કવિતા યાદ કરીએ તો ગદ્યના પૂર્વોક્ત ગુણો કાવ્યમા, લાબા કાવ્યમા તો વિશેષપણે આવવા જોઈએ ભાવોર્મિના પુનઃસ્મરણ માટે પણ ચિત્તસમતાની અપેક્ષા રખાઈ છે ગદ્યમા સત્યનિષ્ઠા અને કાવ્યમા અનુભૂતિનિષ્ઠા એવો ભેદ પાડવો મિથ્યા છે, કેમ કે સાહિત્યમા સત્ય અનુભૂતિના આગમનુ હોય તો જ રસ નિષ્પન્ન કરે છે એટલે હુ તો સુઘડ, ઉપયોગ, ધોરણશાલી ગદ્યને આવકારુ તો છુ જ, તેને આદર પણ આપુ છુ, પરન્તુ મારા પ્રેમ, મારી ભક્તિ રમણીય અને ભવ્ય ગદ્યના સ્વામીઓ માટે છે જેમના ગદ્યસૌન્દર્યનું અવગાહન આહ્લાદ – એકમય થાય છે ગદ્યસૌન્દર્ય એક નિરાળી વસ્તુ છે જે પદ્યના ચોકઠામા નહીં બેસે એનુ અનેકવિધ ને અટપટુ લયસૌન્દર્ય પદ્યના ગજથી નહીં મપાય શંકરાચાર્ય, અભિનવગુપ્ત, બાણ, ટૉમસ બ્રાઉન, ટેઈલર, મિલ્ટન, બર્ક, રસ્કિન, કેશવલાલ, ગોવર્ધનરામ, ઠાકોર, નાનાલાલ આદિ ઉચ્ચતર ગદ્ય, છટાદાર, રમણીય, ભાતીગળ કે ભવ્ય ગદ્ય રચે છે એ ગદ્યસ્વામીઓ નિરૂપણવિષયનો દ્રોહ કરીને નથી લખતા, વિષય અને વ્યક્તિત્વ બનેને વફાદાર રહીને લખે છે વિષય જીર્ણ થતા, વિચારસંગતિ કાલગ્રસ્ત થતા પણ એમનુ ગદ્ય તાજુ અને આસ્વાદ્ય રહે છે એવા ગદ્યને કૃત્રિમ કે વાગ્વિલાસ કહેવાનુ મારુ ગજુ નથી

( ૨ )

રાજકીય શાન્તિ, સામાજિક અને ધાર્મિક જીવનમા ઉત્સાહ, નગરજીવનનો વૈભવ, રાજાઓની મહત્ત્વાકાક્ષા, એ બધાને લીધે સોલકી યુગમા વિદ્યાકલાને પોષણ મળ્યુ, પાડિત્યનો પુરસ્કાર થયો, અને સ્થાપત્યમા તેમ સાહિત્યમા શિષ્ટતાના ધોરણો સ્થપાયા સિદ્ધરાજ અને કુમારપાળના સમયમા આચાર્ય હેમચન્દ્રના પ્રભાવથી પાટણમા યુનિવર્સિટી જેવુ કેન્દ્ર થયુ અને તેનો પ્રકાશ અને પ્રેરણા ફેલયા આ સમયના સરદારનેતાઓ મોટે ભાગે જૈનો હતા, પડિતો અને લેખકો પણ જૈનો હતા, તથાપિ જૈનવૈદિકની મર્યાદાઓ દૃઢ હતી નહીં અને હેમચન્દ્રાચાર્યે પોતાના ઉદાર વ્યક્તિત્વથી ગુર્જર સસ્કૃતિ સમગ્ર કરી દીધી સસ્કૃત ગ્રથો અને પાઠ્યપુસ્તકો લખાયા, તો ધીમે ધીમે જનભાષામા રાસ, પ્રબધ, ફાગુ, છપ્પા વગેરે ખીલતા ગયા જૈનધર્મની પરિપાટી અને સ્વરૂપ એવા છે કે લોકસમુદાયથી એ અલિપ્ત રહે નહીં. અનકાશનાળા સાધુએ એ લોકનો સપર્ક રાખી તેમને રસ પડે એ રીતે સદ્બોધ આપવાનુ જારી રાખ્યુ, પાડિત્યમાથી શિષ્ટતા અવતરી, લોકરજનના પ્રત્યક્ષ પ્રયોજનમાથી રસત્તા આવી પ્રાચીન ગુજરાતી ગદ્યસાહિત્ય આ પરિસ્થિતિમા જન્મ્યુ

તેરમા શતકથી સોળમા શતક સુધીમા ગુજરાતી ગદ્યના ત્રણ સ્વરૂપો જોવામા આવે છે બાલાવબોધના પહેલા પ્રકારમા બાળકો અને મુગ્ધજનને પ્રવેશ કરાવે એવા અઘરા ગ્રથોના વિવરણ છે, બીજામા નીતિની ભાવના દૃઢ કર એવા રોચક કથાનકો છે, અને ત્રીજામા કાવ્યની સમીપ આવી જતું સોહાગી, કસબી ગદ્ય છે

**નમો આયરિયાણ** સમજાવતા "નવકાર વ્યાખ્યાન' કાર કહે છે "માહરઉ નમસ્કારુ આચાર્ય હુઉ કિસા જિ આચાર્ય? પચવિધુ આચારુ જિ પરિપાલઈ તિ આચાય ભણિયઈ કિસઉ પચવિધુ આચારુ? જ્ઞાનાચારુ, દર્શનાચારુ, ચરિત્રાચારુ તપાચારુ, વીર્યાચારુ, યઉ પચવિધુ આચારુ જે પરિપાલઈ તિ આચાર્ય ભણિઈ તીહ આચાય માહરઉ નમસ્કાર હઉ!"

ચૌદમા શતકના તરુણપ્રભ કથનનુ ગદ્ય ખીલવે છે "એકિ ગચ્છિ ગગાતટિ વાસ્તવ્ય બિ ભાઈ સયમધર હૂતા નિહરઈ તીહ માહા અક બહુશ્રુત હૂતઉ સૂરિ હયઉ પાઠકશિષ્યહ તથા સૂત્રાર્થવાચકહ સદા સેવ્યમાનુ હૂતઉ વિશ્રામુ કદાચિત્ લહઇ નહીં રાતિ સમઇ પુણિ સૂત્રાર્થચિંતન પ્રચ્છનાદિકહ કરી વિશ્રામુ ન લહઇ તેહનઉં સુખ દેખી દુર્બુદ્ધિબાધિતુ હૂતઉ ચિત્તિ ચિંતવઇ – અહો! માહરઉ ભાઈ સુખિઉ, જ્ઞાનવિજ્ઞાનહીનતા કરી કિણિહિં ઉદ્વેગિયઇ નહીં, હઉં પુણિ પલાસકુસુમ જિમ નિષ્ફલિ કરી દુકિખતુ હયઉ"

પદરમા શતકના પૂર્વાર્ધમા માણિક્યસુદરસૂરિનો "પૃથ્વીચદ્રચરિત' અથવા "વાગ્વિલાસ" નામનો ગ્રથ **બોલી** કહેવાતા ભાતીગળ ગદ્યનુ સુદર ઉદાહરણ છે એની શૈલી ઓછીવત્તી અર્વાચીન કાળ સુધી ખેડાતી આવી હતી, પણ બ્રિટિશ યુગમા ગદ્ય નવે અવતારે આવતા એ સ્વરૂપ લુપ્ત થયુ છે માણિક્યસુદરની શૈલીમા સૂક્ષ્મ દૃષ્ટિએ એકતાનતા નહીં લાગે છટાનુ પ્રસગોચિત આન્તરવૈવિધ્ય તેમા છે કથન, વર્ણન અને રસને અનુરૂપ અનેક રૂપ એ ધારણ કરે છે વર્ણન વર્ષાનુ કે અટવીનુ હોય, સર્જન વીરરસનુ કે હાસ્યનુ હોય, શબ્દવિન્યાસની તેની ધમક નોખીનોખી પડે છે

અહીં ભાવના અથવા શ્રદ્ધાને તે બિરદાવે છે "જિમ પ્રાસાદ સોભઈ ધ્વજાધારિ, જિમ હૃદય સોભઇ હારિ, જિમ ગૃહ શોભઇ ઉત્તમ નારિ, જિમ મસ્તક સોભઇ કેશપાશભારિ, જિમ કુર્ણ

શોભઇ સ્વર્ણાલંકારિ, જિમ શરીરી શોભઈ શીલશૃંગારિ, સરોવર શોભઇ કમલિ, પુષ્પ શોભઇ પરિમલિ, મુખ શોભઇ નિર્મલિ નેત્રયુગલિ, નભિ શોભઇ ચંદ્રમંડલિ, પ્રાસાદ શોભઇ શૃંગિ, ઉત્સવ શોભઇ તૂરિ, નદી શોભઇ પૂરિ, જિમ સમ્યક્ત્વ શોભઇ પ્રભાવના, તિમ ધર્મ શોભઇ ભાવના એહ કારણિ ભાવના સહિત પુણ્યવંતિ લાભ સેવઉ જિનિઇ પુણ્યપ્રભાવિ સકલશ્રેયઃસંપાદન સંપજઇ "

નિબિડ વનની ભયાનકતા નિરૂપવા વનસ્પતિની સુદીર્ઘ યાદી ઉપરાંત વિશિષ્ટ વર્ણવિન્યાસ અને સ્વરવિધાન તે પ્રયોજે છે

"જેહ અટવીમાહિ તમાલ તાલ હિંતાલ માતુલિંગ ખર્જૂર અર્જુન . ...આમલી આંબિલી બોરી છગોરી ગોરડિયા પ્રમુખ વૃક્ષાવલી દીસઇ, બીહતા સૂર્ય તણા કિરણ માહિ ન પઇસઇ અનઇ કિહાંઇ સિવા તણા ફેત્કાર, ઘૂક તણા ઘૂત્કાર, વ્યાઘ્ર તણા ઘુરહુરાટ, ન લાભઇ વાટ નઈ ઘાટ માહિ વાનરપરંપરા ઉછલઈ, મદોન્મત્ત ગજેન્દ્ર ગુલગલઇ, સિંહનાદ-ભયભીત મયગલ ખલભલઈ જિહાં દવ દિન દાધા ખીલ તિહાં લીન, સૂઅર ઘુરઘુરઇ, ચિત્તા ખુરકઇ વેતાલ કિલકિલઇ, દાવાનલ પ્રજ્વલઈ, નીઝર સાચરઈ, વિરુતણા યૂથ વિચરઇ, ઇસી મહારૌદ્ર અટવી "

રત્નમંજરી સ્વયંવર માટે પધારે છે ત્યારે રાજાઓ ઘેલા અને આકુલ થઈ જાય છે

"કન્યા તણઈ સિરિ સિંદૂરી ભરિઉ માગ, મુખિ તાંબૂલરાગ, આવિઉ નરવિમાન, તિણિ ચડી તે ચાલી દેવાંગનાસમાન, આગલિ હુઇ વાદિત્રધ્વનિ અનઇ ગીત ગાન ઇણિઇ પરિઇ સકલલોકહૂઇ આશ્ચર્ય કરતી, હાથિ વરમાલા ધરતી, મહોત્સવસહિત કુમરી, પહુતી મંડપ તણઇ દ્વારિ તે દેખી નરેશ્વર સમે મકરધ્વજઇ મનાવિયા હારિ, ચિંતવઈ એ રંભા કે તિલોત્તમા તણઇ અવતારિ તેહ તણા પાણિગ્રહણ તણી વાંછા ધરઈ, વિવિધ ચેષ્ટા કરઈ એકી રાય આપણા હીયાનઉ હાર હલાવઇ, એકિ બાહુ તણા બહિરખા ચલાવઇ, એકિ રત્નમય દંડ ઉલાલઈ, એકિ છુરી ઉછાલઈ, એકિ મિત્રસિઉ વાર્તાલાપ માંડઈ, એકિ દૃષ્ટિ નચઇ વિનોદ ઉપજાવઇ, ક્ષણ એક ખાંડઇ, એકિ સભાલઈ કાનિ કુંડલ, ઇણિ પરિ વિવિધ ચેષ્ટા કરઇ રાજમંડલ "

રત્નમંજરીસહિત રાજા પાછો ફરે છે "હિવ રાજા પૂર્ણ્યાભિ સુસરઇ રાઉ મોકલાવી રત્નમંજરી સહિત આપણઈ પુહિરાણુ પુરિ પાટણિ આવ્યા, પ્રધાનિ પ્રવેશ મહોત્સવ કરાવ્યા, સકલ લોક હાટ ઘરકામ પરિહરી, આભરણ ત્રૂટતે, વેણીદંડ છૂટતે, પટઉલે ફાટતે, ધાટડે નિગુસતે, ધસમસારિ જોઈવા ધાઇઉ, રાજા મહોત્સવસહિત આપણઈ આવાસિ આઇઉ "

આ થયો ગુજરાતી ગદ્યનો પ્રથમ અવતાર જેનો પરિચય માત્ર કોઈક જ અભ્યાસીઓ સિવાય કોઈ સાધતું નથી અંગ્રેજી અમલમા "દેશીઓ" માટે કેળવણીની વ્યવસ્થા થવા માંડી ને હિતચિંતક અંગ્રેજોની રાહબરીમા નીતિ અને જ્ઞાનની સુબોધક વાર્તાઓ અને પાઠ્ય પુસ્તકો લખાયા ત્યારે ગુજરાતી ગદ્યના અર્વાચીન અવતારના ચિહ્નો જણાયા ઓગણીસમી સદીના બીજા પાદમાં રણછોડદાસ ગિરધરભાઈએ પ્રાથમિક કેળવણીનુ તંત્ર રચતા પ્રાથમિક ગદ્યની ભૂમિકા પણ રચી આપી એમણે "બ્રિટિશ હિંદુસ્તાનનો ઇતિહાસ" અને "મિસર લોકનો ઇતિહાસ" લખ્યો હતો પણ એમનું લખાણ હજી અણઘડ હતું ૧૮૨૮ મા બાપુશાસ્ત્રી પદ્માએ ઈસપનીતિનો જે લહેકો શરૂ કર્યો હતો તે રણછોડભાઈમા પણ જણાય છે અને તે ઠેઠ નર્મદનર્મદના સમય સુધી સંભળાયા કરે છે

"કેટલીએક માખ્યો મધમાખ્યોના મધપૂડામાં આવીને કહેવા લાગીયો જે, આ મધ અમ્હારું છે, પછી બે જણીઓને અરસ્પરસ લડાઈ થઈ ને બે પક્ષનીયો, ભમરી પાસે ન્યાય કરાવવા ગઈયો. ત્યારે ભમરીએ કહ્યું, જો તમે અદાલતની રીતે વાદ કરશો તો તમને ખરચ ઘણું થશે, અને ફડચો પણ વહેલો થશે નહીં, માટે તમે ઉભય મારાં સ્નેહી છો, હું તમારું સારું ઈચ્છું છું, માટે, તમને કહું છું જે તમે બે મળીને મ્હને તમારી હકીકત લખી આપો; એટલે હું તમારું સઘળું મનમાં આણીને જે નીતિ હશે તે કહીશ. તે સાંભળીને બે પક્ષનીયો રાજી થઈ યો અને હકીકત લખી આપી." *

ખરેખર, જૂની શિષ્ટ શૈલી આપણે ખોઈ નાખી હતી અને નવી રૂઢ શૈલીને જન્માવતાં ભાષાને ખૂબ કષ્ટાવાનું હતું.

સંસારમાં અને ધર્મમાં સુધારો કરવો અને તે સારુ વિજ્ઞાનનું વિતરણ કરવું એવી વ્યાપક આકાંક્ષા અંગ્રેજી સંપર્કથી જન્મી. તેણે માનવધર્મસભા, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. બુદ્ધિવર્ધક સભા આદિનું રૂપ લીધું. પોતાના હેતુઓ સાધવા એ સંસ્થાઓએ ભાષણો અપાવ્યાં અને સામયિકો કાઢ્યાં. તેમને ફાર્બસ જેવા ગુજરાતપ્રેમીની પ્રેરણા મળી. સરકારે ઇતિહાસ, ચરિત્ર, વિજ્ઞાન આદિનાં પુસ્તકો લખાવ્યાં અને પાછળથી હોપના અધ્યક્ષપણામા (૧૮૫૮ – ૫૯) મહીપતરામ. મોહનલાલ ઝવેરી, દલપતરામ આદિ પાસે વાચનમાળા તૈયાર કરાવી આ શાળોપયોગી પ્રકાશનોમા કાર્યકર અને મધ્યમ ગદ્યનો આરંભ થયો. વર્નાક્યુલર સોસાયટી આદિ સંસ્થાઓ દ્વારા જે સાહિત્ય પ્રગટ્યું તેમાં, અર્થલક્ષી તો ખરું જ, પરંતુ ઉપરાંત, સૌન્દર્યલક્ષી સાહિત્યનો જન્મ થાય છે. "બુદ્ધિવર્ધક સભા" ને ઉપક્રમે બરાબર સો વર્ષ ઉપર (૧૮૫૧) નર્મદે વ્યાખ્યાન કર્યું – દલપતે ત્યારે સૂરતમાં "હુન્નરખાનની ચડાઈ" ઉપર કવિતામાં ઉદ્બોધન કર્યું હતું – ત્યારથી અર્વાચીન ગદ્યનો આરંભ થાય છે એમ સામાન્ય રીતે કહેવાય છે, અને નર્મદના ગદ્યની ઇયત્તા, ગુરુત્તા અને અસરની વ્યાપકતા જોતાં એમ કહેવું ખોટું નથી; તથાપિ હૃદયસ્પર્શી ગદ્યનાં પગરણ દુર્ગારામમાં, અને નર્મદના સમકાલીન જેવા કરસનદાસ મૂળજી, મહીપતરામ, રણછોડભાઈ ઉદયરામ તથા મનઃસુખરામમાં મંડાતાં દેખાય છે. ગદ્યને ગદ્ય થવા સારુ અનિવાર્ય છે ભાષાની શિષ્ટતા અને અર્થનો પ્રવાહ; તેમાં ઉત્સાહ ભળે, લાગણી ભળે, સૂક્ષ્મ તર્કશક્તિ પ્રકાશે, લઢણની ખૂબી આવે, શબ્દવિન્યાસમાં તરેહ પરખાય, આરોહઅવરોહ અનુભવાય, તેમાં લાવણ્ય હોય, ચેતન હોય, વ્યક્તિત્વ હોય, તો ઉચ્ચતર ગદ્ય, રમણીય ગદ્યનો ઉદ્ભવ થયો લેખાય. ૧૮૪૦ થી ૧૮૬૫ સુધીમાં ગુજરાતી ગદ્યને અભિનવ ઘાટ મળી જાય છે. સુધારાની ધગશે દુર્ગારામમાં બુદ્ધિપ્રકાશ ને સચોટતા આણ્યાં; અંગ્રેજી ગદ્યના સંસ્કારે મહીપતરામમાં પ્રવાહ અને છટા આવ્યાં; સંસ્કૃત સાહિત્યના સેવનથી મનઃસુખરામમાં ભાષાની શિષ્ટતા, સૌરભ અને સમતા આવ્યાં.

"માનવધર્મસભા" માંનાં દુર્ગારામનાં પ્રવચનોની નોંધો "દુર્ગારામ ચરિત્ર" વડે પ્રમાણમાં જાણીતી છે. રણછોડભાઈ, મનઃસુખરામ અને મહીપતરામના ગદ્યગ્રંથો પણ દુષ્પ્રાપ્ય નથી. તેથી 'બુદ્ધિપ્રકાશ લેખસંગ્રહ" ભાગ પહેલામાંના વિભિન્ન શૈલીઓના ત્રણ પરિચ્છેદોનો ઉલ્લેખ કરું છુ. "નાગરોનો વાદ્ય" નામના લેખમાં (૧૮૫૯) સીમન્તની કલેશજનક શણગારપ્રસાધના અને પ્રદર્શક યાત્રાની આકરી ટીકા છે. "વાડીમાંનો વિચાર" નામના બીજા લેખમાં (૧૮૫૯) વિચારનું આલંબન રમ્ય દર્શન છે.

* બાપુશાસ્ત્રીના 'ઈસપનીતિ' ની ૧૯૦ મી વાર્તાનો અનુવાદ. "સાઠીના સાહિત્યનું દિગ્દર્શન" માંથી ઉદ્ધૃત.

ત્રીજામાં (૧૮૫૦) મ નુ એ (મનસુખરામ સૂર્યરામે ?) "એક સાંજની શોભા અને સ્વપ્ન" વર્ણવ્યાં છે એમાં વર્ણન સાથે ચિન્તનનો યોગ કર્યો છે રમણીય કહી શકાય એવા પ્રાસંગિક ગદ્યના એ સારા નમૂના છે

(૧) "ભાઈઓ તમારી સ્ત્રીઓ બીજી કેટલીએક જાતિની સ્ત્રીઓ કરતાં વધારે કોમળ, સમજુ અને થોડી ઘણી ભણેલી હોય છે તેથી તમે કાંઈ તેમના ફાયદાને વાસ્તે કરો તો તેથી તેઓનો મિજાજ ખમી જાય, ને તમારા ઉપર ગુસ્સે થાય એવું નથી. ત્યારે તમે અઘેણીની ક્રિયા કરવાને દહાડે ખરેખર તેમને શું કરવાને કાયર કરો છો? તમે સારી પેરે જાણો છો કે અમારી જાત ઘણી નાજુક હોય છે તેથી તેમનાથી કાંઈ અડચણ વેઠાતી નથી તેમાં વિશેષ કરીને ઉપર લખવા પ્રમાણે તમારી સ્ત્રીઓ તો વધારે માયન થાય એમાં નવાઈ જેવું નથી જેને મહિના રહે છે તેને ચેન પડતું નથી, કશા ઉપર ભાવ રહેતો નથી, આજ આ વસ્તુના ઉપર અભાવ થાય છે, ને કાલે બીજી ઉપર, અને જો ટુંકામાં કહીએ તો જેમ જેમ મહિના જાય છે તેમ તેમ, બેચેની અને કાયરપણામાં વધારો થાય છે અવતરવાની પાસેના દિવસોમાં તો તેઓ ઠક બેહાલ થઈ જાય છે, અને તે વખતે તમારે તેમની ઘણી બરદાશ્ત લેવી જોઈએ તેને બદલે કેટલું સખ્ત દુઃખ આપો છો! તમે જ્યારે અઘેણીની ક્રિયા કરો છો ત્યારે જાણે કે તમારી પૂછ લોકોને બતાવવાનો વિચાર હોય, તેમ બિચારી નાજુક અંગના ઉપર ઘરેણાંનો ભાર ભરો છો, પણ લોકો તો તમારો નાગો ભભકો તુરત સમજી જાય છે ત્યારે તમારે તેમને અમસ્તી તસ્દી શા વાસ્તે આપવી જોઈએ? વાન ભરવાને વાસ્તે તમને ક્રિયા શાસ્ત્રમાં ફરમાવ્યું છે, કે જો તમે આ દુષ્ટ ચાલ બંધ કરો તો શાસ્ત્રથી વિરુદ્ધ ચાલ્યા કહેવાય?"

(બુદ્ધિપ્રકાશ : લેખસંગ્રહ – પૃ ૧૬)

(૨) "ફૂલઝાડોએ કરીને ભાતની અને તરેહના ફૂલથી શણગારાયલી રળિયામણી, અને ખૂબસુરત વાડીમાં પેસતાં જ સુશોભિત દેખાવથી મને ઘણો આનંદ થયો ખૂબીદાર કળીઓની આસપાસ ભમરા ગુંજાર કરે છે જુદી જુદી જાતના પક્ષી આમથી તેમ ઊડે છે, એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર બેસે છે, કેટલાએક પોતાના મધુર રાગવી સઘળા સુન્દર દેખાવને ઓપીને શોભા આપે છે, કોઈ પણ બાજુથી દિલગીરીનો દેખાવ દેખાતો નથી, કાંઈ કઠોર શબ્દ કાનને કડવો લાગતો નથી, એમ ચિત્ત થતાં અટકાયત કરે એવી ચીજ ચોતરફ તપાસતાં દેખાતી નથી, સર્વ પ્રકાર શાન્તપણું પોતાનો ગંભીર ચહેરો દેખાડે છે! વળી મારા સિવાય બીજું કોઈ માણસ નજરે પડતું નથી, તેથી હું સ્તબ્ધ થયો પણ જરાક આગળ વધ્યો એટલામાં એક ખૂબીદાર અને ખીલેલા ફૂલ ઉપર મારી નજર પડી, એના સરખું બીજું દૃષ્ટિએ આવ્યું નહીં, એના રંગની શોભા શી કહું, પાંખડીઓ કેવી ખીલેલી, રત્નજડિત કાનમાં તેજદાર હીરો જેમ શોભા આપી ચકચકી રહે છે તેમ એ ફૂલ શોભી રહ્યું છે"

(બુદ્ધિપ્રકાશ લેખસંગ્રહ—પૃ ૬૧)

(૩) "જ્યારે શરદ ઋતુમાં, આશ્વીન માસની પૂર્ણમાસીની સાંજની વખતે, કુંજમાં (બાગમાં ઊંચા બંગલા ઉપર) બેઠો હું આસપાસથી સુવાસિત પવનની લહેરો આવે છે, આંબાના ઝાડ ઉપર કોયલો ટૌકા કરી રહી છે, ફૂલ અને ગુલાબ, જૂઈ વગેરેના ફૂલઝાડો ચોતરફ પવનથી ઝોલા ખાય છે,

* આ વાક્યનો મરોડ મરમાખોની વાતમાં આગળ આવેલો છે

પશ્ચિમ તરફ સૂર્ય અસ્ત થાય છે તેથી વાદળ, સોનેરી રંગનુ થઈ રહ્યુ છે; ગામના દેવસ્થાનોમા શખનાદ અને ઘટનાદ થાય છે, ચોઘડિયા, વાજાં અને નોબતો વાગે છે, પાસેની જગ્યામાથી ગોડી ગગના અવાજ સાથે નરઘા અને સારગીના લલિત સૂર આવે છે, અને ટુકામા ચોગડદમ મનરજન દેખાવ થઈ રહ્યો છે."

"સર્વવ્યાપી ઈશ્વરની આવી સુદ્દગ લીલા નિરખી ચિત્ત સ્તબ્ધ થઈ ગયું અને વિચારના મોજાં મન ઊપર આવના લાગ્યા જે —

આહા કેવી અગમ શક્તિ! જેની કલ્પના મહાતથી પણ ન થઈ શકે, એવુ જે આ વિશાળ બ્રહ્માડ તે એ પ્રભુ તુ બનાવી નિયમમા રાખે છે, એટલુ જ નહીં પણ તેના ઉપર અખડ દૃષ્ટિ રાખે છે, ઓ દિનાનાથ તુ કેવો કલ્પક અને સંકેતકર્તા છે? તારી કૃતિ સર્વને રમણીય લાગે છે, તારી કૃતિની હદ અતકર્ય છે તારી આખી સૃષ્ટિ સાથે સરખાવતા આ પૃથ્વી તો રેતીના કણ જેટલી પણ નથી! જો પૃથ્વી કઈ માત્રમા નથી તો હુ શુ? તો પણ સર્વદા ઈશ તુ મને જુએ છે અને મારી સંભાળ રાખે છે આહા આ જાણી ઓ અજ્ઞ જીવ, તારે ઓછો સંતોપ ન પામવો જોઈએ વિચારમાં ને વિચારમાં આખ ઢળી ગઈ, ને સ્વપ્નવશ થયો." *

( બુદ્ધિપ્રકાશ . લેખસંગ્રહ—પૃ ૬૪, ૬૫ )



* મૂળ રેડિયો સભાષણ, વિસ્તૃત રૂપે. ' આકાશવાણી "ના સદ્ભાવથી

# સાહિત્યનું આન્તર ઉપાદાન — જીવનવ્યવહાર *

પ્રિ. કાલિદાસભાઈ દેસાઈએ આપનો સત્કાર કર્યો છે. હું પણ નર્મદ સાહિત્યસભા તરફથી અત્રે મળેલાં લેખક ભાઈબહેનોને સન્માનું છું. એમણે જણાવ્યું કે આવાં અવિધિસરનાં મિલનો કોઈ કોઈને નવી વસ્તુ સુઝાડે છે, પ્રેરણા આપે છે, અને વિચારોને કેન્દ્રિત વા ચેતનમય કરે છે મારા આજના વક્તવ્ય સારુ પ્રિ. દેસાઈની આ સમઝ બહુ પ્રોત્સાહક છે.

ગુજરાતી ભાષા અને સાહિત્યના ઘડતરમાં પરંપરાનું અનુસરણ એકંદરે ઓછું જણાય છે. એના કવિઓ બહુશ્રુત હતા, પણ પંડિત ઓછા. તેઓ સંસ્કૃત કે વ્રજને દાસભાવે વળગેલા નહિ. રાજકીય ઘટનાઓ અને સામાજિક પોત પણ અહીંનાં એવાં કે ભાષાસાહિત્યવિષયક પરંપરાઓ લાંબો વખત ટકી શકે નહિ, અને જડ તો ક્વચિત જ થાય. ગુજરાતી આખ્યાન અને ઊર્મિકાવ્યમાં જેટલું ઊછીનું છે તેટલું આગવું પણ છે. વળી, અર્વાચીનોમાં સુરતના ત્રણ મહાપુરુષોનું સ્મરણ કરું: તેઓએ પોતપોતાના કાર્યપ્રદેશમાં સ્વતન્ત્રતા દર્શાવી છે. દુર્ગારામ મહેતાજી અને કવિ નર્મદે ધાર્મિક અને સામાજિક પ્રશ્નોમાં અને શાસ્ત્રી નવલરામે કેળવણીના વિષયમાં સ્વતંત્ર માર્ગદર્શન કરાવ્યું છે. અંગ્રેજીની વધતી ઝલકના સમયમાં પણ નવલરામે સ્વતન્ત્ર મત ઉચ્ચાર્યો હતો કે ઠેઠ યુનિવર્સિટીના શિક્ષણ પર્યંત બોધભાષા ગુજરાતી હોવી જોઈએ.

મિલનનું કામ શરૂ કરતાં વડોદરાના મિલન પછી જે ત્રણ અગ્રણી ગુજરાતી વિદ્વાનો દેવલોક પામ્યા છે તેમનું ભારે હૈયે હું સ્મરણ કરું છું. પ્રો. બલવંતરાય ઠાકોર, શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી અને શ્રી. કિશોરલાલ મશરૂવાળા, એ ત્રણના અવસાનથી ગુજરાતી સાહિત્યને ભારે ખોટ પડી છે. એ ત્રણેય પરંપરાના પૂજક નહિ પણ સ્વતંત્ર વિચારના હિમાયતી હતા. એમણે કાવ્ય, જીવનવિચાર અને સંશોધન-ક્ષેત્રમાં આજીવન સ્વતંત્ર દૃષ્ટિ રાખી હતી.

આ ભૂમિકામાંથી પ્રેરણા લઈ હું આજે બે-ત્રણ વાત આપની સમક્ષ રજૂ કરું છું. એમાં કેટલાક સાહિત્યિક પ્રશ્નોને નવેસરથી સમજવાનો આશય છે. આપણી સાહિત્યિક દશા આજે ધન ગણાય એવી નથી. આપણે માનીએ છીએ અને કંઈક સાચી રીતે માનીએ છીએ કે ગુજરાતી સાહિત્ય અન્ય ભારતીય સાહિત્યની અપેક્ષાએ ઘણાં ક્ષેત્રમાં ઊંચી કક્ષાનું છે અને એનાં કેટલાંક પ્રસ્થાનમાં અપૂર્વતા છે. પણ એવી પ્રતીતિ સમગ્ર ભારતમાં થઈ જણાતી નથી. ભારતની સરકારી કે બીજી પ્રતિનિધિ સંસ્થાઓ તરફથી તેની યોગ્ય ગણના હજી થતી નથી.

સાહિત્યતત્ત્વ, ધ્વનિકાવ્ય અને અશ્લીલ સાહિત્ય, એ ત્રણ વિશે થોડું મંથન રજૂ કરવાની રજા લઉં છું. સાહિત્યના સ્વરૂપનો વિચાર કરતાં બીજી લલિત કલાઓને સાથે રાખી સર્વનું ભેગું અને સામાન્ય તત્ત્વનિરૂપણ કરવા બેસીએ છીએ ત્યારે કોઈ ઝાંખી વસ્તુ હાથ આવે છે, પણ સાહિત્યની સાચી વિશિષ્ટતા ઊડી જાય છે. વળી એમ ને એમ કાવ્ય કે સાહિત્યકલાનું લક્ષણ બાંધીએ છીએ ત્યારે પણ હાથમાં ઓછું આવે છે ને સાહિત્યરૂપ મૂળ વસ્તુ સરી રહે છે. સર્વ કલાઓના પર્યવસાનમાં આનંદ

---

* સુરત લેખકમિલન પ્રથમ અધિવેશન વ્યાખ્યાનનો પ્રથમ અંશ

કે પ્રસન્નતાનો અનુભવ રહેલો છે, એટલે તે સર્વમાં કોઈ સમાન ભાવનારૂપ તત્ત્વ તો હશે જ; પણ એ તત્ત્વને શોધતાં કલાકલાની વિશિષ્ટતાનું ભાન રહેતું નથી. સાહિત્ય કે કાવ્યને પૂર્ણતયા સમજવા માટે એને બીજી કલાઓથી અલગ રાખી સમજવા પ્રયત્ન કરવો જોઈએ. માણસનો સ્વભાવ પૃથક્કરણશીલ ને કાર્યકારણની શૃંખલાઓ શોધનારો છે, એટલે એ બધી લલિત કલાઓમાં સમાન તત્ત્વ શોધે એ ઠીક છે; પણ પ્રત્યેક લલિત કલાના સાચા વિમર્શ માટે આ પૂરતું નથી, બલકે કેવલ આ પ્રક્રિયા હોય તો લલિતકલાની સમજ ખોટી થવાનો મોટો ભય રહે છે.

સાહિત્યને કે કાવ્યને બીજી કલાઓથી અલગ રાખી સાહિત્ય તરીકે જોવું એ જરૂરી છે. તે જ રીતે સાહિત્યને સમજવા માટે સાહિત્યનું સમગ્ર દર્શન આવશ્યક છે. મહાકાવ્ય, મહાનવલ કે મહાનાટક જેવાં સાહિત્યસ્વરૂપો વિચાર્યા વિના સાહિત્યનુ સ્વરૂપ પૂર્ણતયા નહિ સમજી શકાય. હું પૂર્ણતયા શબ્દ ઉપર ભાર મૂકું છું. બીજાં સાહિત્યસ્વરૂપોને નજરમાં રાખી સાહિત્યને અંશતઃ સમજી શકાય, પણ એની સાચી વ્યાખ્યા માટે, એની પૂર્ણ સમજ માટે, સાહિત્યનાં વિરાટ સ્વરૂપનાં દર્શન અનિવાર્ય છે. ઊર્મિકાવ્ય, મુક્તક, ગરબી, છપ્પા, સૉનેટ જેવાં સાહિત્યનાં લઘુ સ્વરૂપ ઉપરથી કાવ્યનો ખ્યાલ અધૂરો રહેશે. એ જ રીતે ફિલસૂફીનું કાવ્ય, રૂપકપ્રધાન કાવ્ય કે અતીન્દ્રિય અનુભવનું કાવ્ય પણ કાવ્યનું પૂર્ણ દર્શન કરાવી શકતું નથી. સાહિત્યકૃતિનું રહસ્ય એ સાહિત્ય નથી. જે સંદર્ભમાં એ રહસ્ય પ્રગટ થાય છે એ સંદર્ભ વિના રહસ્ય ઉપયોગી ભલે લાગે, પણ એ કલા નથી. મહાન કવિ કે મહાન કાવ્યનું વિવેચન કરતાં જીવનને સૂક્ષ્મ રીતે પ્રકાશિત કરતી લેખકની ઉક્તિઓ સંભારીએ છીએ. એ ઉચિત છે. એ દ્વારા સાહિત્યકારની માનસિક સંપત્તિનો અને જીવનસમજનો કંઈક કયાસ બંધાય છે. પણ એવી ઉક્તિઓ, જે પ્રકરણમાં તે આવે છે તેના વિના, પાંગળી છે, અને કવિઓ કે કૃતિઓને સરખાવવાનો બહુ અલ્પ માનદંડ છે. આપણાં ઉપનિષદોમાં કાવ્યત્વ રહેલું છે વિચારસામગ્રી, વિચારપ્રવાહ અને વિચાર-છટાની દૃષ્ટિએ ભગવદ્ગીતા પણ સુંદર કાવ્ય છે. પણ એક પલ્લામાં મહાભારત મૂકીએ અને બીજા પલ્લામાં કાવ્ય તરીકે ભગવદ્ગીતા મૂકીએ; ભગવદ્ગીતા એ મહાભારતનો અંશ છે એ વાત ક્ષણભર ભૂલીએ; અને ધર્મ અને નીતિની દૃષ્ટિએ જીવન માટે પાથેય બનવાનુ ભગવદ્ગીતાનુ સામર્થ્ય બાજુએ રાખીએ; તો સમજવું કઠિન નથી કે કેવળ કાવ્ય તરીકે મહાભારતનુ મૂલ્ય અવશ્ય વિશેષ છે. એમાં જીવન પ્રત્યક્ષ છે; એમાં જીવનનો સંઘર્ષ છે; પ્રચંડ લાગણીઓવાળા વિધવિધ માનવીઓનાં એમાં મંથન છે; મહાન પટ ઉપર પ્રતીતિ ઉપજાવે એવાં પાત્રો પરસ્પરના જીવનની અડફટમાં આવતાં આવતાં જીવન જીવી જાય છે. કવિની આ યોજનામાંથી રસ નિષ્પન્ન થાય છે; એવી યોજનામાંથી જીવનનું કવિને ઇષ્ટ રહસ્ય આપણા દિલમાં ઊગી આવે છે એવી રસ નિષ્પન્ન કરવાની શક્તિ, એવી રહસ્યદર્શનની શક્તિ 'રહસ્યવાદી' કાવ્યોમાં, કે રૂપકપ્રધાન કાવ્યોમાં નથી હોતી. આપણે રમણીયતા અને રસની વાતો કરીએ છીએ, પણ જે સામગ્રીમાંથી સમૃદ્ધ રમણીયતા અને રસનો ઓઘ ઉદ્ભવે છે તેનો પૂરતો ખ્યાલ રાખતા નથી. સાહિત્ય વિશે વિચાર કરતા જેમાંથી રમણીયતા અને રસનાં પાતળા પાણી જ મળવાનાં હોય ત્યાંથી નજર ખસેડી જે સંવિધાનમા ગાઢ રસને અવકાશ છે ત્યાં તેને સ્થાપવી જોઈએ. સાહિત્ય-તત્ત્વને પૂર્ણતયા સમજવા માટે જે સાહિત્યસ્વરૂપમાં વિપુલતા છે તે વિલોકવું જોઈએ, કેમ કે સાહિત્ય-કૃતિમાં વિપુલતા હશે તો કલાપ્રપંચમાં ઊંચી કલાદૃષ્ટિને અને રસનિષ્પત્તિને અવકાશ રહેશે. માનવભાવ, માનવસ્વભાવ અને માનવવ્યવહાર એ સાહિત્યનુ આન્તર ઉપાદાન છે. એ ઉપાદાનનો યોગ્ય કે પર્યાપ્ત ઉપયોગ ન થયો હોય તો આપણા હાથમા નીતિનાં કે વિશ્વતત્ત્વના દ્યોતક વાક્યો કદાપિ આવે, પણ સાહિત્ય આવશે નહીં.

માનવવ્યવહારના સંદર્ભમાં જ રમને સંભવ હોય તો પછી રૂપકપ્રબંધ કે તત્ત્વજ્ઞાનની કવિતાનું સ્થાન ઊંચું નહિ ગણાય, કેમ કે તેમાં રસનિષ્પત્તિને પૂરતો અવકાશ નથી અમુક વસ્તુ સિદ્ધ કરવા પાત્રો આવતા હોય ત્યારે તેમની ચેતના ઓછી થઈ જાય છે એ કાષ્ઠપૂતળાં એનો તંતી જેમ નચાવે તેમ નાચે છે એમની લીલા સ્વાભાવિક, આપપ્રેરિત નથી લાગતી અને તત્ત્વવિચારની બીજી કવિતામાં બુદ્ધિનું જેટલું ઉદ્બોધન હોય છે તેટલું ચિત્તની બીજી શક્તિઓનું નથી હોતું તત્ત્વવિચાર, વિચારસંગીત કે કોઈ આન્વીક્ષિકી આપણી કલ્પનાને મોહક લાગવા સંભવ છે, પણ રસનિષ્પત્તિ એવા મોહથી કોઈ જુદી વસ્તુ છે સાહિત્યકલાનું બાહ્ય ઉપાદાન ભાષા છે, ભાષા એ તેની શક્તિ છે અને કદાપિ મર્યાદા પણ છે સાહિત્યનું આન્તર ઉપાદાન, જે વસ્તુ જ **અર્થ**નો ખરો આશ્રય છે તે, માનવવ્યવહાર છે એ એની વિશિષ્ટતા છે અને કદાપિ મર્યાદા પણ છે

જીવનની વિગતોમાં જેટલું સાહિત્યમાં કે સાહિત્ય દ્વારા ઊતરી શકાય છે તેટલું બીજી કલાઓમાં નથી ઊતરી શકાતું ભાષા મનુષ્યનું એવું સહજ અને સૂક્ષ્મ સાધન છે, એવું સમૃદ્ધ અને અનુનેય સાધન છે કે એમાં ઊતરતી કલાનો વ્યાપ અને અવકાશ અત્યન્ત વિશાળ થઈ શકે, અને છતાં એમાં કલાનું કોઈ વાહન છે એમ સમજાય પણ નહિ વ્યવહારના સંદર્ભમાં, રાગદ્વેષના પ્રત્યક્ષ સંઘર્ષમાં, માનવને રમાડની નિયતિની લીલામાં રસનો ઉદય થાય છે, તેથી સાહિત્યકૃતિમાં આવતો માનવવ્યવહારનો પિંડ મહત્ત્વનો બને છે રસનિષ્પત્તિનો આધાર એ છે, એટલું જ નહિ, દર્શનની, કૃતિના રહસ્યની સ્વાભાવિકતા, પ્રતીતિજનકતા, આસ્વાદ્યતા અને પ્રસાદજનકતા એ પિંડમાં રહેલી છે કલામાં જેની વધારેમાં વધારે શક્યતા છે તેનું વત્તુંઓછું અસ્તિત્વ જ કલાકૃતિઓમાં તારતમ્યનો ગજ બને છે, અને એના તત્ત્વનિર્ણયમાં પણ એ શક્યતાને પ્રથમ ધ્યાનમાં લેવી જોઈએ આ દૃષ્ટિએ જોતાં સાહિત્યતત્ત્વને સમજવા સારુ આપણી નજર નાટક, નવલકથા કે મહાકાવ્ય ઉપર ઠરવી જોઈએ

સાહિત્યકલામાં જીવનવ્યવહારના નિરૂપણની અત્યંત શક્યતા એ એને બીજી લલિતકલાઓથી જુદી પાડે છે કાવ્ય કરતાં નૃત્યમાં એવા નિરૂપણની શક્યતા ઓછી છે નૃત્ય કરતાં ચિત્રમાં ઓછી, ચિત્ર કરતાં શિલ્પમાં ઓછી, શિલ્પ કરતાં સ્થાપત્યમાં ઓછી, અને સંગીતમાં તદ્દન ઓછી શક્યતા વરતાય છે તેથી સાહિત્યકારના વિશિષ્ટ ધર્મ પણ સાહિત્યના આ અવકાશ અને ક્ષેત્રમાંથી ઉદ્ભવે છે

મારા કથનનો કોઈ એમ અર્થ ન કરે કે કદમાં મોટી હોય કે વ્યાવહારિક જીવનનું ખૂબ આલેખન હોય તે ઉત્કૃષ્ટ સાહિત્યકૃતિ મને એટલું જ અભિપ્રેત છે કે સાહિત્યને માનવવ્યવહાર સાથે નિસબત છે, મોટા ફલક ઉપર એના નિરૂપણની અને નિષ્પન્ન થતા રસની જેટલી શક્યતા છે તેટલી નાના ફલક પર નથી, તેથી સાહિત્યનું તત્ત્વ લઘુ સાહિત્યસ્વરૂપમાં પૂર્ણતયા સમજાતું નથી લાગણીના સૂક્ષ્મ સ્વરૂપ તેના આવેગોની ક્ષણમાં એટલા નથી અનુભવાતા જેટલા જીવનના વિવિધ, સંકુલ, સુખદુઃખાદિના પ્રસંગોની ભૂમિકામાં અનુભવાય છે જીવનની રહસ્યમયતા જીવનના અંશ ઉપર વિદ્યુત જેવા પ્રકાશથી એટલી વરતાતી નથી જેટલી તેના વિશાળ પટ ઉપર ઠરતી સ્થિર દ્યુતિથી થાય છે વાસ્તે ઉત્કૃષ્ટ **કાવ્ય**માં દળ જોઈએ, વિપુલતા જોઈએ વાસ્તે જ "શાકુન્તલ" કે "રામાયણ", "હૅમલેટ" કે "પૅરેડાઇઝ લૉસ્ટ"નું મૂલ્ય ઊર્મિગીતો કરતાં, એક સામાન્ય નિયમ તરીકે, વિશેષ રહે છે બીજું અભિપ્રેત મને એ છે કે સાહિત્યકૃતિમાં પ્રયોજનકેન્દ્ર કે તાત્પર્ય હોય છે, જેને વશ રહી કૃતિની સંશ્લિષ્ટતા ને સૌષ્ઠવ સધાય છે એ તાત્પર્યના મૂળમાં જીવનવ્યવહાર હોય છે પરંતુ તાત્પર્ય એ સાહિત્ય નથી, અને કેવળ તાત્પર્યની મહત્તા ઉપર કૃતિની મહત્તાનો આધાર નથી

☆

# વ્યંગ્યાર્થ : અનુભાવન*

## (૨) વ્યંગ્યાર્થ

ભારતીય આલંકારિકોની વિચારસંપત્તિ સમૃદ્ધ છે. તેમણે સાહિત્ય અને કાવ્યને અનેક દૃષ્ટિએ અને ભિન્ન ભિન્ન રીતે વિચાર્યાં છે. કેટલીક વખત એક જ વસ્તુ તેઓ જુદા જુદા શબ્દોમાં કહે છે; કેટલીક વખત તેમના વિચારોમાં વિકાસ દેખાય છે. આ બંને સ્થિતિ અર્વાચીન વિચારની એકવાક્યતા અને સમન્વય સ્થાપી શકે છે. પરંતુ ભારતીય આલંકારિકોનું સમગ્ર દર્શન એક જ વિચારસંગતિનું છે એવો ભ્રમ કોઈને નહિ હોય. એમાના મમ્મટ, જગન્નાથ કે વિશ્વનાથ આદિથી ઓછા પ્રતિષ્ઠિત પંડિતોએ પણ સાહિત્યતત્ત્વ વિશે અતિશય દ્યોતક વિચારણા કરી છે. એથી અર્વાચીન વિવેચકનું તો એ કર્તવ્ય છે કે જે વિચારો કાવ્ય કે સાહિત્યને ઊંડાણથી તેમ સર્વગ્રાહિતાથી સમજાવતા હોય તેનો પુરસ્કાર કરવો અને આપણી અર્વાચીન જગત્ સાહિત્યની સમજ અને વિવેચનાના અનુબન્ધમ તેને વિલોકવા. ઘણા પ્રસંગોમાં ભારતીય વિવેચક ખૂબ અર્વાચીન દૃષ્ટિવાળો લાગે છે, બલ્કે જેને આપણે પાશ્ચાત્ય દૃષ્ટિ કહીએ છીએ તે દાખવતો જણાય છે. પરંતુ ઘણી વખત તે કેટલાક તત્ત્વોનુ સૂચન કરી અટકી જાય છે અને ગુણ કે અલંકારની અતિશય અને અકારણ સૂક્ષ્મ ચર્ચામા અટવાઈ જાય છે. વળી, એમની પરિભાષા વસ્તુની દ્યોતક બનવાને બદલે એક પ્રકારની પંડિતોની "પારસી" થઈ, તેનો વિલાસ આલકારિકોનો એક રસિક ઉદ્યમ બની જાય છે. ઝીણુ ઝીણુ પૃથક્કરણ કરી વસ્તુથા તેઓ વેગળા જતા રહે છે, વિવેચક કૃત્રિમ બને છે, રસદૃષ્ટિ પણ વિકૃત થાય છે અને કૃત્રિમ સાહિત્યને પોષણ મળે છે. પરિભાષાને અનુભવ સાથે મેળ રહેતો નથી. તે એવી જડ થાય છે કે વિચાર અને વિવેચનને પ્રવાહી અને જીવંત રાખવાંને બદલે જડ, બંધિયાર અને મિથ્યા કરે છે. શબ્દો અને પરિભાષા વિચારના સાધન છે. વિચારણાને મદદ કરવાને બદલે વિચારોને શબ્દોના બીબાને અનુકૂળ થવુ પડતુ હોય તો જૂની રૂઢ પરિભાષાને છોડી નવી પરિભાષા ઉપજાવવી એ સાહિત્ય અને વિવેચનના હિતમા છે. આપણે ધ્વનિને સહેજ, સહેજ જ, જુદી રીતે સમજવાનો આયાસ કરીએ.

વિશિષ્ટ પ્રકૃતિને યોગે કવિ વિશેષ સંવેદનશીલ મનુષ્ય છે. વિશિષ્ટ પ્રકૃતિને યોગે કવિ પોતાના અનુભવના ભાવ, વિચાર, તરંગના કોઈ કોઈ અંશોને મેળવી એક અખંડ, એકઆકાર, અનુભૂતિ, જાણે ક્રમ વિનાની યુગપત્ પ્રાપ્ત કરે છે. એ એક સમગ્ર સ્ફુરણ કે સવેદન, માનસિક ચિત્ર કે દર્શન કે પ્રતિભાત બને છે. એ વ્યાપાર કવિકલ્પનાનો છે અને એ સમગ્રને અખંડ રૂપે ગ્રહાએલી અનુભૂતિને આપણે કલ્પન કે વિભાવન કહી શકીએ. એ કલ્પન કે વિભાવન એ સાહિત્યકારનુ વિશિષ્ટ માનસિક કાર્ય છે. કવિની અનુભૂતિ જેટલી તીવ્ર, ઉત્કટ કે આગ્રહી તેટલો કવિનો કલ્પનાવ્યાપાર જાગ્રત, ત્વરિત અને પ્રબલ. કવિની અનુભૂતિ ઉત્કટ અને આગ્રહી હોવાથી એ ભાષામા આવિર્ભાવ ન પામે ત્યાંસુધી તે અજંપો અનુભવે છે. સવેદનના વેગ અને બળના પ્રમાણમા તેના ચિત્તની બધી શક્તિ કામ લાગી જાય છે અને પોતાના ગજા પર્યન્ત ભાષા, લય, છટા અને સંવિધાન પ્રયોજે છે. અનુભૂતિ, સંવેદન કે સ્ફુરણાને કવિએ અન્તરથી આપેલા મહત્ત્વના પ્રમાણમા તેની કલ્પના સતેજ થાય છે, એ કલ્પના સંવેદનને ઘાટ આપે છે, અને સમગ્ર શક્તિથી તે ભાષામાં ઉતારે છે. એટલે દરેક કવિ એવા વ્યાપારમાં

પોતાની સાધારણ શકિતની મર્યાદાને વટાવી જાય છે, પણ મર્યાદા વટાવીને પણ અમુક હદ સુધી જ જઈ શકે છે. એની સુપ્ત શકિતઓનો પૂર્ણ વિલાસ પણ કયાંક જઈ અટકે છે અને એમાં કવિ કવિ વચ્ચે કલ્પનની સુરેખતા અને તેજસ્વિતા અને આવિષ્કારની પર્યાપ્તતા અને સચોટતામાં ભેદ પડી જાય છે.

કલ્પન કે વિભાવનરૂપ કવિકર્મ શબ્દાર્થમાં પ્રગટ થવા મથે છે. અમુક સંવેદન મને થયું છે તેના માત્ર સમાચાર (વાર્તા) કવિ આપવા નથી માગતો. એને તો એ સંવેદન વાચકમાં પ્રગટ કરાવવું છે. એના ચિત્તમાં જે વ્યાપાર થયો તેને મળતો વાચકના ચિત્તમાં વ્યાપાર ઊભો કરવા એ માગે છે. એને જે કલ્પન કે વિભાવન થયું તેનું વાચકના ચિત્તમાં સંક્રમણ કરવા માગે છે, એટલે કે તેનું પ્રતિરૂપ નિષ્પન્ન કરવા માગે છે. આ બીજી કોટિના કલ્પનને કે વિભાવનને આપણે અનુકલ્પન કે અનુભાવન કહીશું, અને તેની પાછળ રહેલી શકિત કે વ્યાપારને અનુભાવના કહીશું. વિભાવના અને અનુભાવનાને સ્થાને કેવળ વિભાવના શબ્દથી નિર્વાહ થઈ શકે તેમ નથી; કેમકે કવિના વ્યાપારનો પ્રભવ સ્વતંત્ર સ્ફુરણ, સંવેદન કે અનુભૂતિમાં છે. વાચકના પ્રતિયોગી વ્યાપારનું પ્રભવસ્થાન સાહિત્યકૃતિ છે; એની સામે જે શબ્દાર્થની લીલા છે, તે છે. વાચકને પ્રથમ શબ્દબોધ થાય છે, અને તે દ્વારા અર્થબોધ થાય છે. પણ આ અર્થ ક્રમમાં આવતા શબ્દોનો ક્રમમાં ઉપસ્થિત થતો અર્થ છે. અર્થબોધ એ અવયવોનો બનેલો છે અને કટકે કટકે થાય છે. પણ મનુષ્યમાં પૃથક્કરણની શકિત પેઠે અન્વિતિની પણ શક્તિ છે. કવિ જેમ અનુભવના અંશો લઈ વિધાયક સંકલનાત્મક વ્યાપાર વડે એક કલ્પન પ્રાપ્ત કરે છે, તેમ શબ્દોના ક્રમશઃ પ્રાપ્ત થતા અર્થબોધમાંથી અન્વિતિના વ્યાપારથી વાચક એક અખંડ અનુભવ પામે છે. શબ્દોના વ્યાકરણસિદ્ધ અર્થમાંથી કવિવ્યાપારનો પ્રતિયોગી અનુભાવનાનો વ્યાપાર શરૂ થાય છે અને વાચકને કવિના કલ્પન કે વિભાવન જેવો અખંડ અનુભવ (integrated experience) થાય છે. કલ્પનાથી થતુ આ અનુભાવન ચિત્તની એક વિશિષ્ટ સ્થિતિ છે. એ ચિન્તનની હોઈ શકે; ચિત્રાત્મક દર્શનની હોઈ શકે; ભાવાત્મક હોઈ શકે; બધાં તત્ત્વોથી સકુલ થયેલી હોય છતાં તેમાં એક અંશની પ્રધાનતા વરતાય એવી હોય. સખંડ ભાષા અને વ્યાકરણસિદ્ધ પણ સખંડ અર્થમાંથી વાચકમાં અખંડ અનુભૂતિનો ઉદય શરૂ થાય. એ સકળ સાહિત્યકૃતિની પ્રથમ શરત છે. એનુ રમણીયતાની કે જીવનની દૃષ્ટિએ મૂલ્ય કરવુ એ પ્રથમ શરત સંતોષાયા પછીનો પ્રશ્ન છે. ઇષ્ટ અને રમણીય કે રસમય અર્થના પ્રતિપાદન પછી પણ સાહિત્યકૃતિઓમાં ઉચ્ચ–અવચના ઘણા થર પડી શકે. સર્વ રમણીયતાઓનું સરખું મૂલ્ય એ ખ્યાલ જીવનની દૃષ્ટિએ તેમ રમણીયતાની દૃષ્ટિએ પણ અયુકત છે. કેવળ અનુભાવનમાં ઉચ્ચ સાહિત્યની કૃતાર્થતા નથી.

હવે આના પ્રકાશમાં ભારતીય આલંકારિકોના **ધ્વનિ** વિષે વિચાર કરીએ. શબ્દ પરત્વે સ્ફોટનો જે સિદ્ધાન્ત છે તેને વ્યાપક કરી કાવ્યમાં ધ્વનિનો સિદ્ધાન્ત કદાચ પ્રતિપાદિત થયો હોય અથવા ધ્વનિના સિદ્ધાન્ત માટે સ્ફોટના સિદ્ધાન્તમાંથી સૂચન મળ્યું એમ સમજીએ તો પણ બાધ નથી. "આપણે શબ્દના (ઘટક) વર્ણો એકી સાથે બોલતા નથી, પણ એક પછી એક બોલીએ છીએ. હવે અર્થ સમજાવવાની શકિત તો આખા શબ્દમાં રહેલ છે. અને શબ્દ તો આપણે આખો એકી સાથે બોલી શકતા નથી. ત્યારે બોલવાથી શબ્દાર્થ સમજાય છે કેવી રીતે? તેનો ખુલાસો વૈયાકરણો એવો કરે છે કે આપણા એક પછી એક બોલાઈ બોલાઈને અસ્ત થતા ધ્વનિથી, અવાજથી, નિત્ય શબ્દ જે વ્યંગ્ય છે તે વ્યકત થાય છે અને તેનાથી અર્થબોધ થાય છે તે નિત્ય શબ્દને સ્ફોટ પણ કહે છે, અને તે જ મુખ્ય છે."*

* કાવ્યપ્રકાશ (રં. પાઠક અને પરીખ) પૃ. ૫

આમ તો સ્ફોટને વ્યક્ત કરનાર અવાજને ધ્વનિ કહેવાય શબ્દની પાછળ જે નિત્ય, અખડ અને અક્રમ શબ્દતત્ત્વ છે તેને સ્ફોટ કહે છે, અને શબ્દ જાતે ધ્વનિ કહેવાય, પણ અર્થસંક્રાન્તિથી સૂચવનારને બદલે સૂચવાયલાને માટે ધ્વનિ વપરાતો થાય છે ધ્વનિ એટલે સૂચક શબ્દ નહિ પણ સૂચિત અર્થ, એમ સમજવામા આવે છે અને એ વ્યાપારને અનુસરી કાવ્યમા પણ ધ્વનિ એટલે સૂચિત અર્થ—suggestion — એમ થઈ ગયુ છે પણ આપણે, "આલકારિકો પ્રધાનભૂત વ્યંગ્યાર્થને વ્યક્ત કરનાર શબ્દાર્થયુગલને ધ્વનિ, ધ્વનિકાવ્ય કહે છે", એમ ગણીને ચાલીશુ તો પણ બાધ નથી

શબ્દ અને શબ્દમય કાવ્યની સરખામણી વાસ્તવિક હોય તો એમ સમજવુ રહ્યુ કે જેમ સક્રમ, સખડ શબ્દમાથી અક્રમ, અખડ સ્ફોટ પ્રગટ થાય છે તેમ સક્રમ કાવ્યમાથી અક્રમ વ્યગ્યર્થ પ્રકટે છે આ વ્યગ્યાર્થ પ્રકટે છે તેથી કાવ્યને ધ્વનિકાવ્ય કહીએ છીએ, વ્યગ્યાર્થ એ અર્થ – meaning – નથી, પણ માનસિક અવસ્થા છે આ વ્યગ્યાર્થ જ ચિત્તની એકી અવસ્થિતિ (integrated experience) છે જે સાહિત્યના વિમર્શમાથી ઉદ્ભવે છે એમા વાચક કલ્પનાનેત્ર આગળ કોઈ ચિત્ર પ્રત્યક્ષ કરે છે, અથવા કોઈ ચિંતનની અવસ્થામા લીન થઈ જાય છે, જાણે કે એને કોઈ નવો પ્રકાશ લાધ્યો હોય, અથવા તેનું હૃદય કોઈ ભાવવિશેષ અનુભવી આર્દ્ર કે ઓજસ્વી થાય છે ચિત્તની અવસ્થા અનુસાર કાવ્ય અલકારધ્વનિ, વસ્તુધ્વનિ કે રસધ્વનિ બને છે હુ ધારુ છુ કે કાવ્ય કે સાહિત્ય કહેવાના લાયક દરેક કૃતિમા વ્યગ્યાર્થ અપેક્ષિત છે એ વ્યગ્યાર્થ જ સહૃદયની પેતી અનુભૂતિ છે જેની સર્જક અપેક્ષા રાખે છે, એ વ્યગ્યાર્થ જ કવિના સવેદન કે અનુભવનો પ્રતિયોગી અનુભવ છે

પ્રો ડોલરરાય માકડે ભારતીય સિદ્ધાન્તના મર્મમા પ્રવેશ કરી જે દર્શન કર્યું છે તે કેટલાક અશમા મને મારા વક્તવ્યને સમર્થક લાગે છે * "સસ્કૃત કાવ્યશાસ્ત્રમા આ જે ત્રણ કાવ્યભેદો ગણાવ્યા છે તેમા સિદ્ધાન્ત એ રહેલો છે કે કાવ્યમા પ્રધાનત્વની દૃષ્ટિએ એટલે કે ઉદ્દીપનની દૃષ્ટિએ ત્રણ તત્ત્વો છે સમગ્ર કાવ્યજાતિ વિશે એમ કહી શકાય કે એના વાચનથી વિચાર, ઊર્મિ કે કલ્પનાનુ ઉદ્દીપન થાય છે" "વિચારપ્રધાન કાવ્ય કાવ્યમા જે વિચાર વ્યક્ત થયો હોય તે ભાવક સમજે તે પછી તેની અભિવ્યક્તિના બળે વિચારના આંદોલનો ભાવકમા જગવે જ ટૂકામા, વિચારપ્રધાન કાવ્ય ભાવકને વિચાર કરતો કરી મૂકે, એટલે કે, ભાવકના મનમા વિચારોનું ઉદ્દીપન કરે અને હું સમજુ છુ ત્યા સુધી વસ્તુધ્વનિનુ ખરુ તત્ત્વ પણ એ જ છે" પ્રો માકડનુ "મનમા વિચારોનુ ઉદ્દીપન' એ જ મને અભિપ્રેત ભાવકની માનસિક અવસ્થિતિ છે જેની સારા ચિન્તનપ્રધાન કાવ્યોમા કવિ અપેક્ષા રાખે છે એ ઉદ્દીપનની સ્થિતિ કવિના મૂલ વ્યાપારને મળતી છે અને તેની પ્રતિયોગી છે આ રીતે સમજીએ તો પ્રો માકડનું વધારે વ્યાપક કથન પણ મને યથાર્થ લાગે છે "કલાકૃતિ જો પ્રધાનપણે વિચારોનુ ઉદ્દીપન કરે તો તે વિચારપ્રધાન કહેવાય અથવા વસ્તુધ્વનિ છે એમ કહેવાય કલાકૃતિ જો ભાવકમા પ્રધાનપણે ઊર્મિનુ ઉદ્દીપન કરે તો તે ઊર્મિપ્રધાન કહેવાય અથવા તેમા રસધ્વનિ છે એમ કહેવાય કલાકૃતિ જો ભાવકમા પ્રધાનપણે કલ્પનાનુ ઉદ્દીપન કરે તો તે કલ્પનાપ્રધાન કહેવાય અથવા તેમા અલકારધ્વનિ છે એમ કહેવાય"

પરન્તુ મારો મત એમ થાય છે કે આવુ ઉદ્દીપન, જેને હુ અનુભાવન પણ કહુ, એ સાહિત્ય કૃતિનુ પ્રથમ કાર્ય, ક્રિયાધર્મ (function) છે એ વિના સાહિત્ય નામને લાયક કૃતિ પ્રભવતી જ નથી

* પ્રો ડોલરરાય માકડનુ નવસારી પરિષદ્માનુ વ્યાખ્યાન

વળી, પ્રત્યેક ઉદ્દીપનપ્રસંગમાં ઉત્કૃષ્ટ કાવ્યની તે શ્રેણી પૂરતી સંભાવના છે, જોકે એ પ્રકારના કાવ્યોમાં ઉચ્ચમધ્યમનો ભેદ આપણે આજના કાવ્યોમાં પણ જોઈ શકીએ પરંતુ ઉત્કૃષ્ટતાનો પ્રશ્ન અમુક પ્રકારમાં ઉત્કૃષ્ટતા છે કે નહિ ત્યાં આવીને અટકતો નથી, ઉદ્દીપન પ્રસંગોમાં, અનુભૂતિના મુખ્ય સ્વરૂપોમાં પણ કેયું શ્રેષ્ઠ એવો જીવન પ્રતિ પવિત્રતાસૂચક કે ભાવનાવશ્ય જ નહિ પણ વાસ્તવદર્શી પ્રશ્ન ઉદ્ભવશે નો, અને તેમાં કાવ્યના સ્વરૂપદર્શન વખતે જીવનવ્યવહારની આપણે વાત કરી હતી તેને ફરી સંભારી જોઈને ઉત્કૃષ્ટ સાહિત્યે તો વિશાળ જીવનને મર્મગામી અને વ્યાપક દૃષ્ટિથી જોવું પડશે ઉત્કૃષ્ટ સાહિત્યે નિર્માણની ઉત્કૃષ્ટતા માટે આકૃતિનું સૌષ્ઠવ, અંગોની સંશ્લિષ્ટતા, શબ્દાર્થનું સંપૂર્ણ ઔચિત્ય અને શોભા રાખવા પડશે જીવનનું કોઈ નિયામક તત્ત્વ પ્રકાશિત થાય એવા અભિધાનવાળુ, વિશાળ જીવનનું સાક્ષાત્કારકલ્પ દર્શન કરાવી શકે એવું સર્જન હોય તો તે જ ઉત્તમ ગણાવું ઘટે એવા સાહિત્યનું ફલક જ મોટું હોય, એના નિર્માણની રચનામાં સહજ સ્ફુરણ કે કલ્પનાના કરતાં પ્રજ્ઞાનો, કોઈ સ્થપતિનું સ્મરણ કરાવે એવો, સુચિન્તિત વ્યાપાર હોય તેથી શબ્દના કે ભાવનાની દૃષ્ટિએ અલંકારધ્વનિ કે વસ્તુધ્વનિ કાવ્ય એ કોટિએ પહોંચી શકે નહિ

## (૩) અશ્લીલતા

સાહિત્યમાની અશ્લીલતાનો પ્રશ્ન સાહિત્યકર્તાની સામાજિક અને વૈયક્તિક નીતિનો પ્રશ્ન વિશેષ છે કાવ્ય રસ-રૂપથી અનીતિને કે શિથિલ નીતિને કે અધર્મવૃત્તિને પોષે છે એવું માનનારા જૂજ છે, જો કે તે જૂજમાં પણ મહાન પુરુષો છે સાહિત્યને નીતિઅનીતિ સાથે કાંઈ નિસબત નથી, એનું તો પોતાનું અલબેલું રંજન છે, એમ માનનારા વર્ગ છે પણ એ ભ્રમમાં પડેલો છે એ રમણીયતા જુએ છે, પણ રમણીયતા માટે કેઈ અનિષ્ટ સામગ્રીનો ઉપયોગ થાય છે તે તરફ દુર્લક્ષ કરે છે. રમણીયતા સર્જવાથી આન્તરસામગ્રી તિરોહિત નથી થતી, માત્ર તે જુદે સ્વરૂપે દેખાય છે એ એવે સ્વરૂપે દેખાય છે કે ઇચ્છાએ અનિચ્છાએ એ આન્તરસામગ્રી – જીવનવ્યવહાર – વિશે વાચકને વિચાર કરતો કરી મૂકે, એને માટે એ ભૂમિકા કે દૃષ્ટિબિંદુ આપે નીતિ – અનીતિ એટલે મનુષ્યના વ્યવહારોમાં મૂલ્યોની આંકણી એ મૂલ્યોની આંકણી પારંપરિક હોય કે પરંપરાવિરોધી હોય તેથી તે આંકણી મટતી નથી, અને તેને જીવનવ્યવહાર સાથે અનિવાર્ય સંબંધ છે અંગ અને અંગિત વસ્તુનો અભેદ છે તેવો વ્યવહાર અને મૂલ્યોનો અભેદ છે, પછી એ મૂલ્યો ભલે જંગલી માનવજાતના હોય કે ગાંધીના રામરાજ્યના હોય સાહિત્યની રમણીયતા એ મૂલ્યોનું સમર્થન કરે, એ મૂલ્યોનો વિરોધ કરે એ મૂલ્યોની ચિકિત્સા સૂચવે પણ દરેક પરિસ્થિતિમાં સૂક્ષ્મતાથી નિહાળતા નીતિતત્ત્વ સામે આવીને ઊભું રહે છે આ વસ્તુસ્થિતિ છે, તો પછી સમાજહિતચિંતકો સાહિત્ય પાસે અમુક અપેક્ષા રાખે અથવા અમુક પ્રકારના સાહિત્યનો વિરોધ કરે તે સમજી શકાય તેમ છે એમની સમજફેર એ થાય છે કે સાહિત્ય એ રમણીયતાનું સર્જન છે, રમણીયતા સર્જાય એટલે એનું કામ પૂરું થાય છે, એ રમણીયતા પોતે અથવા એ જેનો આશ્રય લે છે તે જીવનપદાર્થ વાચકની નીતિદૃષ્ટિ કે ધર્મવૃત્તિને કોઈને કોઈ રીતે અસર કરશે રમણીયતાનો પરામર્શ મનુષ્યની વૃત્તિઓને એવી વિશ્રાન્તિ દે છે, એના ચિત્તને એવા શુદ્ધ સ્વરૂપમાં મૂકી આપે છે કે તે થોડો સમય તો સ્થિતપ્રજ્ઞ બને છે તેમની પ્રજ્ઞા સ્વસ્થતાથી અને સમતાથી વૃત્તિઓ અને વર્તનના અમુક સિદ્ધાંતોને જોઈ શકે છે અને તે વિશે સત્યા મૂલ્યો અનાયાસે પ્રગટ થાય છે નીતિવિષયક અમુક જ વલણ રાખવું એ સાહિત્યકારનો ધર્મ છે એમ કહેવામાં અધર્મ રહ્યો છે સાહિત્યકાર એનો ધર્મ પાળશે તો સમાજહિતચિંતકનું કામ પણ ભેગું થઈ જશે અથવા સરળ થશે, એની સમજ કેળવવાની જરૂર છે

## વ્યંગ્યાર્થ : અનુભાવન

પોતાનો ધર્મ સાહિત્યકાર કેમ પાળે ? રમણીયતાના સર્જનમાં નિષ્ઠાવાળો અને પ્રામાણિક રહીને સૌન્દર્ય એ સત્ય અને શિવથી, ધર્મ અને નીતિથી ઇતરાયદું તત્ત્વ છે, એ ખરું, પણ એ એનું વિરોધી કે વિનાશક નથી વિધાયક બીજમાં અને સર્જનવ્યાપારમાં સાહિત્યકાર સર્જનવ્યાપારની સાચી સ્થિતિને વફાદાર રહે તો સમાજહિતચિન્તકને ભડકવાનો પ્રસંગ ક્વચિત જ આવે. પરંતુ બીજા ક્ષેત્રોમાં, બીજા ઊજળા ગણાતા ક્ષેત્રોમાં અપ્રામાણિકપણું વધ્યું છે, વકીલ, દાક્તર, અધ્યાપક, અમલદાર, ઓછી નિષ્ઠાવાળો અને ઓછો ભાવનાશીલ થયો છે, તેમ સાહિત્યકાર પણ થયો છે, સમયપ્રવાહને, જગઝરામાં બદલાતા ખ્યાલોની ફૅશનોને વશ થતો જાય છે, અને બે પૈસા કે નામના ઝટપટ કમાઈ લેવાની વણિકવૃત્તિથી અલિપ્ત રહી શકયો નથી અશ્લીલ સાહિત્યના ઉત્પાદનમાં આ પરિગ્રહવાસના મુખ્ય કારણ છે તે એકમાત્ર કારણ છે એમ સમજવું ના જોઈએ કવિના સર્જનનું આન્તર કારણ તો કવિના સંવેદનની ઉત્કટતા ને પ્રકાશમયતા છે, એ સંવેદન એટલું બધું મહત્ત્વનું તેને લાગે છે, તેનાથી એ એટલો પ્રભાવિત થયો છે કે તેનો જીવ એમાં જ પુરાઈ રહે છે, જ્યાં સુધી એનો આવિષ્કાર ન થાય ત્યાં સુધી એ બેચેની અનુભવે છે એને તો એટલે સુધી લાગે છે કે આ અનુભૂતિ કયાંકથી આવી અને કોઈ તેને તો માત્ર નિમિત્ત બનાવી વ્યક્ત કરાવે છે મતલબ કે સાહિત્યકારને સંવેદનના આવિષ્કારમાં અનિવાર્યતા સમજાય છે આ ઉદ્‌ભાવક પ્રેરણા વખતે કશી સાંસારિક ગણતરી હોતી નથી એ તો એક સૌન્દર્યમય ઝાંખી છે જેનું સ્મરણ કરી સાહિત્યકાર ગળિયાત થાય છે એ બીજમાં, કૃતિના બીજભૂત દર્શનમાં, અશ્લીલતાને અવકાશ ના હોય કવિ છેક જ પામર, હીન કે વિકૃત માનસવાળો હોય તો જ પ્રેરણાના પ્રભાવમાં અશ્લીલ તત્ત્વો આવે અશ્લીલતા તો બીજને ખોટી રીતે ઉછેરતા ઉછેરતા પેસી જાય છે કાવ્યબીજને ઉછેરવાને નિયતિના નિયમો જરૂરી નહિ હોય, પણ પોતાના સંવર્ધનના નિયમો લઈને જ તે જન્મે છે વડનું બીજ હોય, તેને યોગ્ય જમીન, હવા, અજવાળું અને પાણી મળે એટલે તે પોતાના આન્તરનિયમને બળે વટવૃક્ષ થાય, વટવૃક્ષ જ થાય અને લીમડો ન થાય તે પ્રમાણે સાહિત્યનું બીજસમાન સંવેદન પ્રામાણિક સંવર્ધનની અપેક્ષા રાખે છે એની અદૃશ્ય નિયતિનું, નિશ્ચિતતાનું, અનિવાર્ય આવિષ્કારનું જે બળ રહ્યું છે તેને માર્ગ કરી આપવો, એ સાહિત્યકારનું કાર્ય છે

મૂળ અનુભૂતિની જે કુદરતી ગતિ છે તેને નિષ્ઠાથી વફાદાર રહેવું, એ સાહિત્યકારનો ધર્મ છે એ રીતે જ સાચી રમણીયતાનો પૂર્ણ આવિષ્કાર થઈ શકે મૂળ અનુભૂતિને અપ્રસ્તુત એવા અંશો સાહિત્યકારે ટાળવા જ જોઈએ તો જ એ એની રમણીયતા પ્રકટ કરી શકશે નહિ તો રમણીયતા તો જવાની નામના કે પૈસો, થોડાઘણા, કદાપિ પ્રાપ્ત થાય પણ એ સાહિત્ય દુર્ભગ અને વરવું અને ક્લેશકર નીવડવાનું આનંદ કે વિશ્રાન્તિ, બેમાંથી કશાનો તે ઉદય કરાવી શકશે નહિ અશ્લીલતાનું સ્થિર રમણીયતાને આગન્તુક છે, તેનો ઘટક અંશ નથી, અને મોટે ભાગે સાહિત્યકાર રમણીયતાને એ અપ્રસ્તુત અંશને જાણીબૂઝીને નોતરે છે



# લલિત વાઙ્મય પ્રજાની સૂક્ષ્મ જરૂરિયાતો કેટલે અંશે સંતોષી શકે?

મારી આગળ પ્રશ્ન આ રીતે મૂકવામા આવ્યો હતો - સાહિત્ય પ્રજાની જરૂરિયાતો કેટલે અંશે સંતોષી શકે? પ્રશ્ન મૂકનારની વિવક્ષા આમા સ્પષ્ટ થતી નથી, કેમકે કોઈ પણ સાહિત્ય પ્રજાની સ્થૂલ જરૂરિયાતો સાક્ષાત્ સંતોષી શકે નહિ બોધ અને માહિતીના વાઙ્મય સ્થૂલ જરૂરિયાતો તરફ પ્રજાનું ધ્યાન ખેંચી શકે, સામાજિક મુશ્કેલીઓના તોડ સૂચવી શકે અને એ બાબત પ્રચાર કરી શકે પણ એમ કહેતા પ્રશ્ન નર્યો સરળ બની જાય છે એની કૂટતા તો લલિત વાઙ્મયને અનુલક્ષીને જ છે, તેથી પ્રશ્ન મૂકનારની વિવક્ષા ધ્યાનમાં રાખી 'જરૂરિયાતો' અને વાઙ્મય'ની આગળ 'સૂક્ષ્મ' અને 'લલિત' વિશેષણો ઉમેર્યાં છે

લલિત વાઙ્મયની કૃતિમા લેખક કલ્પનાદ્વારા અખંડ બનેલા અનુભવને શબ્દોમા નિરૂપે છે ધ્યાનની એકાગ્રતાથી કલ્પનાના પાનમાં લેખકે જે અનુભવ જીવ્યો હોય તે શબ્દોમાં એવી રીતે આલેખે છે કે વાચક - ભાવક - કલ્પના વડે અનુભવી શકે સાહિત્ય બનવા માટે તેમાના અનુભવની વાચકમા નિઃશેષ સંક્રાન્તિ થવાની શક્યતા જોઈએ આ સ્થિતિમાં લલિત સાહિત્ય સાવ અનન્યપરતન્ત્ર નથી સાહિત્યકૃતિ વાચકની ચિત્તશક્તિની અમુક પ્રમાણમાં અનુકૂળતાની અપેક્ષા રાખે છે દાખલા તરીકે મિલ્ટનમાંથી સાહિત્યરસ પામવો હોય તો અંગ્રેજી ભાષાનું સારું જ્ઞાન તો જોઈએ જ, પણ તે ઉપરાત ખ્રિસ્તી માન્યતાઓ અને પૌરાણિક કથાઓ વિશે ઉદાર ચિત્તનો અ - પૂર્વગ્રહ જોઈએ સંસ્કારની દૃષ્ટિએ પણ લેખક અને વાચકના અંતરનો બહુ ભેદ હોય તો સાહિત્યના આસ્વાદમા એ ખૂબ વિક્ષેપકર છે એ કહેવાની જરૂર નથી

ઉચ્ચ સાહિત્યકાર, કલ્પનાશીલ સાહિત્યકાર પણ અમુક સ્થળસમયનું, અમુક દેશસમાજનું માનવી છે પોતાની આસપાસના વાતાવરણથી અલિપ્ત રહેવા માગતો અને મથતો લેખક છેક અલિપ્ત રહી શકતો નથી, કદાચિત્ અણધારી રીતે અને મનની ઊંડી ગુહામા લિપ્ત હોય છે જાણવા ખાસ પ્રયત્ન ન કરે તોપણ હિન્દની જરૂરિયાતો આજે શી છે તે લેખકને કાને અથડાય છે ઇંગ્લંડ અને હિન્દની મૈત્રીનો અર્થાત્ સ્વરાજ્યનો પ્રશ્ન, હિન્દુ મુસલમાનના બન્ધુભાવનો પ્રશ્ન, તથા અન્નજળનો પ્રશ્ન જાણવા ઘરની બહાર જવું પડે તેમ નથી પ્રસરતી ભાવનાઓ પણ ચિત્તમા વગર કહે પ્રવેશે છે હવાનો ભેજ કપડામા પેસી જાય તેમ વાતાવરણમાના વિચારો ને ભાવનાઓ અલિપ્ત રહેવા માગતા લેખકને પણ અસર કર્યા વગર ભાગ્યે જ રહે બનતા બનાવો, વહેતા વિચારો અને પ્રસરતા આદર્શો લેખકના સુપ્ત મનમા સંસ્કારરૂપે પડી રહે છે લેખકે એ દિશામા સ્વતંત્ર વિચાર કર્યો હોય તો એના ઇષ્ટઅનિષ્ટ વિશે સ્પષ્ટ નિર્ણયો પણ ચિત્તમાં હોય છે જ સાહિત્યકૃતિ ઘડાતી હોય ત્યારે આ સંસ્કારો સાથે સૂક્ષ્મ અનુસંધાન થયા વગર રહેતું નથી

સાહિત્યકાર ઇષ્ટ વસ્તુ જુએ અથવા તેની કલ્પના કરે, અનિષ્ટ જુએ વા તેની કલ્પના કરે, અથવા વસ્તુસ્થિતિની યથાર્થતા જુએ કે કલ્પે,-આ બધે અનુભવવિષયને શબ્દદેહ આપવામા આવે ત્યારે

ચિત્તમાં પડેલા સદ્વૃત્તિ, સદાચાર, આદર્શો વિશેના સંસ્કાર રસાયણ તરીકે કામ કરે છે, એટલે કે તે આપોઆપ કૃતિને તેનો વિશિષ્ટ ઘાટ આપવામાં એક અગત્યનું કારણ બને છે ગોવર્ધનરામે સાધુઓના આદર્શ જગતની કલ્પના કરી છે, શઠરાય જેવાનું હીન જીવન ચીતર્યું છે, અને લક્ષ્મીનંદન બુદ્ધિધન જેવાનું વધુ વાસ્તવિક કહી શકાય એવું જીવન ચીતર્યું છે એ બધામાં ગોવર્ધનરામને શું ઇષ્ટ છે તે છૂપું રહેતું નથી સુન્દરમ્‌ની 'ખોલકી' વાર્તા ક્ષોભકર છે છતાં આકર્ષક છે, તે અનિષ્ટ વર્ણવી અનિષ્ટને નિભાવી લેવી વૃત્તિને આઘાત આપી ભાનમાં આણે છે 'ભગડી'માં ચિત્ર વધુ વાસ્તવિક છે પણ બન્નેમાં રૂપચમત્કાર લાવનાર વસ્તુ એ સુન્દરમ્‌ની વર્તમાન જીવનની વિષમતાઓ તરફ કટુતા છે, બળતરા છે એની જેમની દુનિયાની વિષમતાઓ તરફ દૃષ્ટિ નથી તે માત્ર અનુકરણથી સુન્દરમ્‌ના જેવો વાર્તામાં કે કાવ્યમાં ચમત્કાર નહિ લાવી શકે લેખક વસ્તુસ્થિતિનું આલેખન કરે તોપણ તેની જીવનદૃષ્ટિ તેની વસ્તુસ્થિતિના અંગોની પસંદગીમાં, તે અંગોની પરસ્પર અવસ્થિતિમાં, અને તેના પર પડતા ઓછાવધતા પ્રકાશછાયામાં અજાણ્યું કામ કરે છે વળી વસ્તુસ્થિતિનું આલેખન પણ વાચકના મનને કોરી પાટી જેવું રાખી મૂકતું નથી તેમાં પણ ઇષ્ટાનિષ્ટતાની દૃષ્ટિએ વાચક વિચાર કરતો થઈ જાય છે

તાત્પર્ય કે લલિત વાઙ્મયનું સ્વરૂપ અને વાચકનો તે તરફ સ્વાભાવિક પ્રતિભાવ જોતાં સાહિત્યદ્વારા પ્રજાની સૂક્ષ્મ જરૂરિયાતો સંતોષવાની ક્રિયા કે વ્યાપાર અબાધિત અને અનિરુદ્ધ છે પૂરપાટ વહેતી નદી કીમતી માટી ઘસડી લાવી ખેતરોમાં પાથરે છે, તે ક્રિયા અબાધિત છે, પણ તેનું પ્રયોજન તો સમુદ્રને મળવાનું છે, તેમ જ સાહિત્યમાં આદિથી ઇષ્ટ અનિષ્ટ બતાવાય તે પર વિચાર કરતો વાચક થઈ જાય, પણ તે સાહિત્યનું પ્રયોજન નથી તેનું પ્રયોજન તો રમણીયતાનું સર્જન છે, જેમાં ચિત્ત એકાન્ત થઈ વધુ સુકુમાર, સંવેદનશીલ, પટુકરણ બને ચિત્ત વધુ સુકુમાર અને પટુકરણ થાય તો તેથી પ્રજાની સૂક્ષ્મ જરૂરિયાતો સમજવાનું કે તેની અટકળ કરવાનું વધારે સામર્થ્ય આવે એ દેખીતું છે પણ આમ આડકતરી રીતે સૂક્ષ્મ જરૂરિયાતો પોષાય એ જ વાજબી છે જાણીબૂઝીને સૂક્ષ્મ જરૂરિયાત પર લેખક (અને પરિણામે ભાવક) પોતાનું મન ઠેરવે, જ્ઞાનપૂર્વક ઇષ્ટઅનિષ્ટતાના ખ્યાલો લેખક કૃતિમાં ઉતારે તો કલ્પનામાં રહેલા કૃતિના ઘાટને વિકૃત કરે એવા તત્ત્વો પ્રવેશ પામે, એવી કૃતિમાં કલ્પનાનું સત્ય વણસવાનો સંભવ રહે, અને રમણીયતા પણ ઓછી થાય આવી કૃતિમાં રમણીયતાના પ્રદેશની બહાર લેખક અને વાચક બન્ને નીકળી જાય છે સાહિત્યદ્વારા શિક્ષણ અપાય જેમ 'ગ્રામલક્ષ્મી'માં, કોઈ સત્પ્રવૃત્તિને ટેકો મળે જેમ 'દિવ્યચક્ષુ'થી, પણ તે તેનો સ્વકીય ધર્મ નથી જેમ સાહિત્યકૃતિનો સ્વકીય ધર્મ લેખકને કીર્તિ કે પૈસા અપાવવાનો નથી તેમ અમુક બોધ કે હિલચાલને ટેકો આપવાનો પણ નથી

સાહિત્યકૃતિની રમણીયતા તેના પોતાના અંતસ્થ સત્ત્વને વફાદારીથી વળગી રહેવામાં છે આ અર્થમાં તે અનન્યપરતન્ત્ર, સ્વાયત્ત, સ્વસંપૂર્ણ છે સાહિત્યકૃતિ એ એવું સંઘટ્ટન છે, પુદ્‌ગલ છે, જેના બધા અંગો સંપૂર્ણ સંવાદથી પરસ્પરાશ્રિત રહેલા હોય છે આ સંવાદી સુશ્લિષ્ટતાથી એ પૂરો આહ્લાદજનક નહિ તો પરિતોષજનક, કલ્પનાથી આત્મસાત્ કરાય એવો અનુભવ આપે છે કૃતિનું વસ્તુ કે વિષય વિવાદપ્રેરક, કલેશકર કે ક્ષોભકર હોય, તથાપિ તેની સંઘટનાથી, સમગ્રતાથી તે પરિતોષ ઉપજાવે છે, અને પરિતોષ ઉપજાવે છે તેથી કૃતિને આપણે રમણીય કહીએ છીએ. કાવ્ય એ નિયતિથી જુદા નિયમવાળી રચના છે, અથવા એમ કહો કે જગતમાં જે નિયતિના અનિયમ (!) દેખાય છે તેનાથી જુદા સંભવિતતાના કે અનિવાર્યતાના નિયમથી ગડાયેલી કૃતિ તે કાવ્ય કિંવા લલિત સાહિત્ય

સાહિત્યના સ્વભાવને અંગે કોઈ પણ વાદ — પ્રરક્ષક કે સુધારાવાદ, ધાર્મિક કે ધર્મવિરુદ્ધ વાદ, સમાજવાદ કે સામ્યવાદ સીધી રીતે ઉપયોગી નથી સાહિત્યે પ્રજાની આની જરૂરિયાતો પોષવી જોઈએ એવુ એના સ્વભાવમા નથી પણ એના તત્ત્વમા એવુ પણ નથી કે આડકતરી રીતે એ કોઈ પણ વાદ ન પોષે

એક ઉદાહરણથી મારુ વક્તવ્ય સ્પષ્ટ કરું 'સુન્દરમ્'નુ ભંગડી કાવ્ય સુપ્રસિદ્ધ છે એ કૃતિના આગળ પડતા ગુણ તરીકે એ વાત ગણાવવામા આવે કે પ્રજાની એક સૂક્ષ્મ જરૂરિયાત તે સંતોષે છે ખરી રીતે, મારી સમજ પ્રમાણે, આ કાવ્યથી તમે ભંગડી માટે, હરિજન માટે, દલિત માટે સદ્ભાવ કેળવો એ એ કાવ્યની રમણીયતા માટે અપ્રસ્તુત હકીકત છે એના વાચનને પરિણામે સમાજના નીચલા થરની દુર્દશા તરફ આપણી દૃષ્ટિ જાય, તેના પ્રત્યે સમભાવ વધે, ને તેના ઉદ્ધાર માટે પ્રવૃત્ત પણ થઈએ પણ એ વસ્તુ કાવ્યનો કાવ્ય તરીકે ગુણ નથી કાવ્યનો ગુણ તો વાચકના હૃદયમા રસાભિવ્યક્તિ થાય છે, ચમત્કાર અનુભવાય છે, તે છે ભંગડીની પરિસ્થિતિમા બે વિરુદ્ધ પાસા છે કાવ્યની શરૂઆતમા પહેલુ પાસુ દેખાય છે, જેમા હાસ્ય અને ઉલ્લાસ વાચક અનુભવે છે પણ તેમાથી તેને એક સપાટે કરુણમા કવિ ઉતારી દે છે ભંગડી સાડી ગયાથી લાવી એ પ્રશ્નનો ઉત્તર તેના ઉલ્લાસી જીવનની દયાજનકતા એક જ આઘાતથી પ્રગટ કરે છે ભાવના આ ચમત્કારક અનુભવથી કાવ્ય રમણીય બને છે રમણીયતાના તત્ત્વ ઉપર દૃષ્ટિ સ્થિર કરીશુ તો એક જ વિષય પર ભિન્ન ભિન્ન તો શુ પરસ્પરવિરુદ્ધ દૃષ્ટિવાળા કાવ્યો ઉપભોગયોગ્ય બને છે એ સાહિત્યાનુભવની મૂળભૂત વાત સમજાઈ જશે.



# જીવનમાં સાહિત્યનું સ્થાન

આ વિષય પર તમે ઘણું વાચ્યુ હશે, વિચાર્યું હશે, અને હુ આશા રાખુ છુ કે કંઈક નિર્ણય પર પણ આવ્યા હશો મારા અધ્યાપક તરીકેના જીવન પૂરતુ સાહિત્યનુ સ્થાન તપાસીએ તો તે વ્યાવહારિક દૃષ્ટિએ કેવળ ધંધો પણ ગણી શકાય કોઈ એને કમાવાનુ સાધન કહે તો ના ન પડાય તમારા જેવા વિદ્યાર્થીઓના જીવનમા તો જાણે સાહિત્યને સ્થાન આપવામા નથી આવ્યુ પણ લાદવામા આવ્યુ છે હાલ તો તમે પરીક્ષાની દૃષ્ટિ આગળ રાખી સાહિત્યને જીવનમા સ્થાન આપી રહ્યા છો સાહિત્યનો અભ્યાસ આવશ્યક છે પણ મારાતમારા જીવનમા સાહિત્યને બાહ્ય દૃષ્ટિએ જે સ્થાન છે તે પરથી જીવનમા સાહિત્યનુ શુ સ્થાન છે તે નક્કી કરી શકાય નહીં

આપણા સામાન્ય જીવનમા ઉપરટપકે જોતા સાહિત્યનુ સ્થાન માલૂમ પડતુ નથી શરીર અને પ્રાણ ટકાવવા સાહિત્યની જરૂર પડતી નથી, તે માટે તો અન્ન, જળ, કસરત, સુઘડતા, સારી હવા ને ક્વચિત્ ક્વચિત્ દવાની જરૂર છે અનેકાનેક મનુષ્યો સાહિત્યના સપર્ક વિના જીવન વિતાવે છે, જેમ કે ખેડૂત, મજૂર, કારકૂન, વેપારી, નાણાવટી, વકીલ, દાક્તર આ બધા પોતાના જીવનમા સાહિત્યને શુ સ્થાન આપે છે? મુકદ્દમો ઘડતી વખતે વકીલને સાહિત્યની જરૂર જણાતી નથી, તેમ જ ખેડૂત આદિને પણ પોતપોતાની વ્યાવહારિક પ્રવૃત્તિમા સાહિત્યની જરૂર પડતી નથી વ્યાવહારિક પ્રવૃત્તિ સાહિત્ય વગર ચલાવી શકાય છે મ્યુનિસિપાલિટીના સભ્યની, ધારાસભા-કે, અરે, યુનિવર્સિટીસભ્યની ચૂટણી વખતે, તેના જીવનમા સાહિત્યને કેટલુ સ્થાન છે તે જોવાતુ નથી આ ઉપરથી આપણને સહેજે વિચાર થાય કે સાહિત્ય કરતા બીજી વ્યાવહારિક પ્રવૃત્તિ શી ખોટી? સાહિત્ય એ કેવળ મનરજનનુ સાધન કે વિનાસ તો નથી?

આવા વિષયમા, પ્રત્યક્ષ રીતે ન જણાતી વાત અપ્રત્યક્ષ રીતે આપણા જીવનમા છે કે નહિ, પરોક્ષ રીતે પણ આપણા જીવનમા સ્થાન ભોગવે છે કે નહિ, એ વિચારવુ જોઈએ આપણે સાહિત્યની એક કામચલાઉ વ્યાખ્યા લઈએ કે સાહિત્ય એટલે વાણીમા રસસર્જન વાચા એ સાહિત્યનુ શરીર શરીર તરીકે કાવ્ય, નાટ્ય, વાર્તા નવલકથા ગમે તેનુ પુદ્ગલ હોય વાણી તે બાહ્ય દેહ અને રસ તે અંદરનો પ્રાણ ટૂકમા રસથી ભરપૂર શરીર તે સાહિત્ય કાંઈક અશે સાહિત્ય કહી શકાય એવા પદાર્થનો આપણા જીવનમા સ્વાભાવિક રીતે વિનિયોગ થાય છે? જન્મેલા બાળકને ઘોડિયામા સુવાડી માતા હાલરડુ શા માટે ગાય છે? તન્મય કે રસમય ગીત શા માટે ગાય છે? ઘોડિયુ સોને મઢવાની ને આદાસૂરજની વાતો શા માટે કરે છે? પોતાના પુત્રને કૃષ્ણ સમાન શા માટે કલ્પી લે છે? થોડાક વખત માટે કાલ્પનિક જીવન શા માટે ઘડે છે? થોડો વિચાર કરતા જણાશે કે માતા આવુ બોલીને, ગાઈને, કલ્પીને, વાણીમા રસસર્જન કરે છે, એટલે કે સાહિત્ય પેદા કરે છે કે વાપરે છે અને તે દ્વારા પુત્રના જીવનને ઓપ આપે છે પુત્રને આનદિત કરે છે અને પોતે પણ આનદિત થાય છે વારુ લગ્ન વખતે અનેક ગીતો ગવાય છે લગ્ન એક રીતે જોતા સામાન્ય કામવિષયક પ્રસગ છે, છતા તે પર પણ ભાવના અને કલ્પનાનો કેટલો રગ ચડે છે? આપણામા સ્નેહલગ્ન જેવુ ઓછુ છે, છતા આપણા લગ્નગીતો સુરંગી છે તેમા વર અને કન્યાને સુદર, ઉલ્લાસમય અને એકબીજા પર મોહિત થએલા ચીતર્યાં હોય છે

આવા શુભ પ્રસંગે દમયંતીવિવાહ, સીતાવિવાહ વગેરે ગાઈ સ્ત્રીઓ સામાન્ય પ્રસંગને અસાધારણ અને રમણીય બનાવે છે

આવી રીતે આપણે આપણા જીવનમાં સામાન્ય કામોને કલા અને સાહિત્યની મદદથી અસામાન્ય બનાવીએ છીએ અઘરું કામ સાહિત્યની મદદથી હળવું બનાવીએ છીએ, જો તે હલકું હોય તો ઉચ્ચ કોટિનું, ત્રાસજનક હોય તો ત્રાસરહિત અને કંટાળાભરેલું હોય તો રસપ્રદ બનાવીએ છીએ સ્ત્રીઓ ખાંડતી વખતે અને પાપડ વણતી વખતે ગીત ગાય છે, કોશ ખેંચતી વખતે ખેડૂત, ને હોડી ચલાવતાં ખલાસી પણ ગીત લલકારે છે આ પ્રમાણે શ્રમવાળાં કાર્યો હળવાં કરવા પ્રયત્ન કરીએ છીએ, ને તેમાં સાહિત્યના પ્રાથમિક રૂપની મદદ લઈએ છીએ આ વલણ મનુષ્યસ્વભાવમાં, માનવહૃદયમાં જ રહેલું છે આપણે કપડાંથી શરીર ઢાંકીએ છીએ, પણ કેવળ ઢાંકતા નથી કપડાંને નવતર રૂપ આપવાનો પ્રયત્ન કરીએ છીએ, કારણ કે આપણને વસ્તુને કલામય અને સુંદર બનાવવાની ભૂખ છે બાળકીની સાધારણ હિલચાલ પણ તેના ચણિયાની ઝાલરથી સુંદર અને આકર્ષક બને છે, તેના કુદરતી લાલિત્યના અંગેઅંગને પ્રગટ કરવામાં સ્થૂલ માધ્યમની ગરજ સારે છે શરીરના વર્ણ પ્રમાણે માણસો કપડાંના રંગ પસંદ કરે, મુખ શોભાવવા સ્ત્રીઓ લાંબા અને જાડા વાળની ભૂમિકા રાખે, અથવા ઓઢણી અને વાળની સંયુક્ત ભૂમિકા કરે આમ કુદરતે આપેલ જીવનની અધૂરપ પૂરવા, તેને રમણીય બનાવવા આપણે પ્રયત્ન કરીએ છીએ, અને તેમાં કલા, કવિતા, સાહિત્ય આદિનો યોગ કરીએ છીએ

ઉપરટપકે આપણને જીવન, સાહિત્ય કલા અગર સૌન્દર્ય વગરનું લાગે, પણ ખરી રીતે સામાન્ય માણસ પણ કલા, સાહિત્ય અને સૌન્દર્ય વગર જીવતો નથી પ્રકાશ તરફ વનસ્પતિ આપોઆપ વળે છે, તેમ મનુષ્ય કલા તરફ વળે છે એક વખત માણસને એક વ્યાપક નિયમ જડ્યો કે તેના પર તે મહાન ઇમારત ચણે છે, તે નિયમનો તે બુદ્ધિપૂર્વક મોટા પાયા પર વિનિયોગ કરે છે દાખલા તરીકે, આપણે સમજ્યા કે કુટુંબજીવનમાં મારામારીને સ્થાન નથી પણ સ્નેહને સ્થાન છે આપણે તે સિદ્ધાંતને વ્યાપક બનાવી સમાજના પ્રશ્નોમાં ઉતારીએ છીએ એક વખત માણસને પોતાને આનંદ પમાડતી વસ્તુ જડી કે તરત તે દિશામાં પ્રયત્ન કરી તે વિકાસ સાધવાનો જ જીવનને અમુક રીતે રંગવામાં, જીવનને અપરિચિત સૌન્દર્ય આપવામાં, તેને ભાવનામય, આદર્શમય કરવામાં સાહિત્ય મદદ કરે છે સાહિત્યકાર એક એવી જાતનું તેજ વસ્તુને આપે છે, જે દરિયા કે પૃથ્વી પર હોતું નથી આ તેજ કલ્પનાનું, પ્રતિભાનું તેજ છે સુંદર વસ્તુ પર સાહિત્યકાર એવો પ્રકાશ નાખે કે તે અસામાન્ય બની જાય એનો અનુભવ આપણે સૌએ કર્યો હશે નર્મદાતટે આવેલું તાડનું વન તમે જોઈ આવો, પછી તે વનનું કોઈ સાહિત્યકારે દોરેલું શબ્દચિત્ર વાંચી, પાછા તે વન જોવા જાઓ બીજી વખત તમને તે વન ઓર રમણીય લાગશે આમ સાહિત્ય દ્વારા આપણા જીવનમાં અદ્ભુત તેજ, મધુરતા, ભાવના પૂરે છે જેમ કુદરતના દૃશ્યમાં ચિત્ર કે સાહિત્ય નવું તેજ, નવી રમણીયતા પૂરે છે, તેમ જીવનના નાનાનાના પ્રસંગોમાં પણ તે નવું તેજ, નવી રમણીયતા પૂરે છે અનંત કાળથી આપણા ઉરમાં હતું અને જેને વાચા મળી નહોતી તેને સાહિત્યકાર આપણે માટે વાચા આપી જાય છે અસ્પષ્ટ અમૂર્ત વસ્તુ સ્પષ્ટ, સુરેખ અને મૂર્ત થાય છે ભાષામાં જાણે નવું ચેતન પ્રવેશે છે સાહિત્ય એ ભાષાનું જ સુસંસ્કૃત નાગર સ્વરૂપ છે અને સૂક્ષ્મ વ્યવહાર માટે ભાષા જેટલું જ આવશ્યક છે

સાહિત્યના અભ્યાસથી અને કલાના પરિચયથી આપણું જીવન વધારે રસમય, વધારે ઉલ્લાસ વાળું, વધારે શુદ્ધ, આપણું હૃદય વધારે ભાવમય, વધારે અનુવૃત્તિશીલ ( Responsive ) થવું જોઈએ,

અને એટલુ કરી શકે તો જ સાહિત્ય ઉચ્ચ કોટિનુ છે, અને તે આપણા જીવનમા ઘણુ ઊંચુ સ્થાન ભોગવે છે એમ મનાય જો કોઈ માણુસ આવા સાહિત્યના સીધા કે આડકતરા સ્પર્શ વગર જીવન ગાળે તો તેનુ લાગણીતન જડ થઈ જવાનો સભવ છે સાહિત્ય વગર આપણુ કલ્પનાનેત્ર ઊઘડે નહી, આપણે મનુષ્યની સૂક્ષ્મ ભાવના કે લાગણી સમજવાને ઓછા સમર્થ રહીએ ટૂંકા જીવનને અસખ્ય, નાના મોટા મનુષ્યોના વિધવિધ અનુભવોથી સમૃદ્ધ અને વિશાળ બનાવવા માટે, માણુસ માત્ર લાગણીને કિનારે એક છે એની પ્રતીતિ કરાવવા માટે, જીવનમા સાહિત્યનુ જે સ્થાન છે તે કોઈ બીજી વસ્તુ લઈ શકે એમ નથી

ઘણી વાર સાહિત્યકારની ટીકા થાય છે કે તે સાહિત્યમા જીવનના સામાન્ય પ્રશ્નો ચર્ચતો નથી અને સામાન્ય જીવનથી દૂર ભાગી કાલ્પનિક જીવનનો ઉપભોગ કરાવે છે આ પ્રમાણે તે પોતે સામાન્ય જીવનથી નાસી જાય છે અને સાથે વાચકને પણ દૂર તેડી જાય છે આ ટીકા કરતા પહેલા આપણે જાણવુ જોઈએ કે સાહિત્યસર્જન કઈ પાચ માણુસો ભેગા થઈ કરતા નથી એ તો વ્યક્તિનુ સર્જન છે, અને એ સર્જન કરતી વખતે સર્જનહાર જીવનમા ખૂપી ગએલો નથી હોતો [સાહિત્યસર્જન વખતે સામાન્ય જીવનથી અળગા થવુ એ જ સર્જક માટે ઇષ્ટ છે સામાન્ય જીવનથી અળગો થાય તો જ તે સામાન્ય જીવનનુ રહસ્ય પૂરતી તટસ્થતાથી જોઈ શકે અને તેને વાચામા મૂર્ત કરી ઉપયોગી થઈ શકે વ્યક્તિના ખરા જીવનને સાહિત્યદ્વારા બહાર લાવવા માટે વ્યક્તિએ પોતે જ સમૂહજીવનના ક્ષુલ્લક પ્રવાહોથી મુક્ત થવુ જોઈએ યથાર્થદર્શન માટે પણ આ આવશ્યક છે, કારણ કે વસ્તુના સૌન્દર્યનુ મૂલ્યાકન સાધારણ રીતે પાસેથી બહુ સારુ ન થઈ શકે, તે માટે થોડુ દૂર જવાની જરૂર રહે છે સાહિત્યકાર પણ સામાન્ય જીવનથી દૂર જઈ, એકલો પડી, સાહિત્યનુ સુદર સર્જન કરી, સમાજને ઉપકારક નીવડે છે તેઓ સમાજથી કે જીવનથી દૂર ભાગતા નથી, પરત આ રીતે ઊલટા સમાજ અને જીવનના ઊંડાણમા પ્રવેશ કરે છે] વાચકને પ્રથમ દૃષ્ટિએ દૂર લઈ જતુ સાહિત્ય પણ રોજના જીવનથી અને સમાજના પ્રશ્નોથી જિંદગી સમજવા નવો દૃષ્ટિકોણ આપે છે સાહિત્યમા અનુભવ રહસ્યમય રૂપના — પરસ્પર સુસબદ્ધ અશોવાળા રૂપમા, રાગમા સ્વરો રહે છે તેમ — પ્રગટ થાય છે પરિણામે સાહિત્યના વાચનથી સહૃદયનો જીવનનો અનુભવ જ વિશાળ થતો નથી, તેની રહસ્ય જોવાની દૃષ્ટિ ઊઘડે છે, અને સમગ્ર જીવનનુ અન્તસ્તત્ત્વ અર્થાત્ સત્ય સમજવાને તે વિશેષ સમર્થ થાય છે

અલબત્ત, આ અનુભવગમ્ય વિષયમા કેવળ દલીલથી પ્રતીતિ ઉપજાવવી અઘરી છે, તેથી સૂચવુ છુ કે ઉત્તમ સાહિત્યનો પ્રત્યક્ષ પરિચય કરો "શાકુન્તલ" કે "સરસ્વતીચન્દ્ર" જેવા એકાદ સુદર પુસ્તકનો અભ્યાસ, જીવનમા સાહિત્યનુ શુ સ્થાન છે તે ચર્ચા કરતા વધારે સરળતાથી સમજાવશે એવા અભ્યાસ પછી જીવન અને જીવનદૃષ્ટિ પહેલા જેવી રહેતી નથી



# આધુનિક સાહિત્યનાં થોડાંક પરિબળો

૧૯૪૭ નો અતિપ્રસિદ્ધ બનાવ, યુદ્ધ અને યુદ્ધોત્તર સમયની વ્યાવહારિક નીતિની શિથિલતા, મહાયુદ્ધની અમ થી ગમ તે ઉપાયે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી લેવાની બનેની અભિલાષા, સ્વાતંત્ર્યની પ્રાપ્તિ, દેશના ભાગલા, સરહદો પર હુમલાનો સહાર, નિરાશ્રિતોના ઊભરાના પૂર, ગાંધીજીનું ખૂન, દેશની સધાયેલી રાજકીય એકતા, પ્રાન્તીય અભિમાનનો વધારો, પ્રાદેશિક યુનિવર્સિટીઓની સ્થાપના, શ્રી અરવિંદની વિચારધારા, પચવર્ષીય યોજના, ભૂદાનપ્રવૃત્તિ અસ્પૃશ્યતાનિવારણ ને દારૂનિષેધ ઈગ્લંડ, અમેરિકા, રશિયા, ચીન સાથે વધતીઓ ઓછી મૈત્રીના વહેણ, તેના સાસ્કારિક પરિણામો, સામાજિક અને આર્થિક એકતા તરફ પ્રયાણ, હિંદીની રાષ્ટ્રભાષા તરીકે સ્થાપના, આમ આપણે છેલા તે ક વખતના અનેક પરિબળો ગણાવી શકીએ

કોઈ પણ દેશને માટે આ ઘટનાઓ અને જીવનપ્રવાહો મહાન ગણાવા જોઈએ તે ઘટનાઓનુ આપણા સાહિત્યમા પ્રતિબિમ્બ નથી પડ્યુ એમ તો ના જ કહેવાય પરન્તુ આવડી મોટી સ્થિતિ અને આવડી મોટી ઊથલપાથલ કિંવા આવડુ મોટુ વૈરાગ્ય જે જાતનુ મહાન સર્જન કાવ્યમા કે નવલકથામા કે ચિન્તનમા આપી શકે તે એવુ આપ્યુ નથી. આજની ટૂંકી વાર્તામા તથા નાટકમા નવુ બળ અને તાઝગી જણાય છે, આપણી નવીન કવિતા પોચટ થતા થતા પણ હીર દાખવી રહી છે, અને યુનિવર્સિટીઓને લીધે આપણા પાડિત્યને પણ પ્રોત્સાહન મળ્યુ છે પરન્તુ, એકદરે, છેલ્લા દસકાનુ સર્જન ફિ કુ, કૃત્રિમ અને પરાવલબી જણાય છે

એ ખરુ છે કે સામાજિક ઘટનાઓનું તત્કાળ પરિણામ સાહિત્યસર્જનમા આવવુ જોઈએ એવો નિયમ છે જ નહિ પરિબળો જરાકે જેનો ખુલાસો ન આપી શકે એવી કૃતિઓ જગતના સાહિત્યમા રચાઈ છે પરન્તુ આપણા દેશની આ ઘટનાઓનુ મૂલ્ય વિચારતા અને આ સમયનો ગાળો જોતા "સરસ્વતીચદ્ર' ની કે "જયા અને જયન્ત" ની નજીક જાય એવી કૃતિ કેમ ન જન્મી એ ખૂબ મનનનો વિષય તો જરૂર છે જ

ઘટનાઓમા સાહિત્ય નીતુ રમતુ નથી. એ ઘટનાઓમા સાહિત્યકાર કાંઈ રહસ્ય શોધી શકે, એમાનો એકાદ અશ એની કલ્પનાને પકડી લે, એમાની કોઈ વાત ચિન્તનમા આકાર બની સાહિત્યકારનુ પ્રદાન, કલ્પન, પ્રતિભાન બની જાય તો જ સર્જન થાય ૧૯૨૦ થી ૧૯૩૫ સુધીના ગાળામા સાહિત્યકારની કલ્પનાને બે નવુ વસ્તુએ પકડી હતી સ્વતંત્રતાની ભાવના, દેશપ્રેમ ને સ્વદેશીની ભક્તિ, અન્યાય સામે સત્યાગ્રહ માનવતા અને કરુણા તે ભાવનાઓએ યુવાન કવિઓની ઊર્મિ અને કલ્પનાને ઉત્તેજી મૂકી હતી એવી ઉત્તેજના આ દસકામા કોઈ ભાવના કે વિચારથી લેખકોને મળી નથી એ હકીકત લાગે છે

એમ તો નહિ હોય ને કે સ્વતંત્રતાની ભાવના અને દયાની વૃત્તિ જેટલા સર્જકને સ્પર્શી હતી તેટલી સામાજિક એકતા અને આર્થિક સમાનતાની વાત લેખકને સ્પર્શતી નથી ? એમ તો નહિ હોય ને કે આપણો મધ્યમ વર્ગનો લેખક નવા અર્થકારણી પ્રવાહમા સ્થિતિરક્ષક બની જૂના મૂલ્યો તરફ સૌંદર્યના દૃષ્ટિએ જોતો થયો છે ? એમ તો નહિ હોય કે આપણો લેખક સામાજિક ન્યાયની

હિલચાલોમા વ્યક્તિઓના દુ ખો ઉપર નજર ઠેરવે છે ? કદાચ એમ પણ હોય કે જે લાભની અપેક્ષા તેણે રાખી હતી તે બીજા "યોગ્યતા વિના" કમાઈ ગયા છે ? સસ્થા ઊભી કરનાર સસ્થા ચલાવવા માટે નાલાયક ઠરે અને એમા એને નૈગમ્ય સાપડે એવુ તો કઈ નથી થયું ?

આમાની ઘણી બાબતો ઓછાવત્તી સાચી હશે પણ આ સ્થિતિમા એકબે વસ્તુ ખટ્ટ ખૂંચે છે એક તો આપણામાના કેટલાકોએ સ્વતત્રતાની સમગ્ર લડતનુ મૂલ્ય ઓછુ કરી નાખ્યું દેશના ભાગલા પડ્યા, કુટુંબો છેદાઈ ગયા, શુ કમાયા ? અરે આપણા પરાક્રમથી આપણને કઈ મળ્યું નથી આન્તર-રાષ્ટ્રીય પરિસ્થિતિથી આપણને મળ્યુ છે, બ્રિટિશોની ઉદારતાથી, મજૂરપક્ષની ભાવનાથી આપણને મળ્યું છે, જે મળ્યુ છે તેનો યશ તો ગાધીજી કરતા તેની આધ્યાત્મિક પૂર્વતૈયારી કરનારાઓને ઘટે છે, — આવા આવા વિચારોએ સ્વાતત્ર્યની લડતના ભાવનાત્મક બીજને શેકી નાખ્યું છે એમ લાગે છે એવુ માનનારા પણ છે કે ગાધીજી પાછળ — ઈશ્વરનો નહિ — પણ કોઈ બીજી મહાન વ્યક્તિનો અણદીઠ હાથ હતો !

ગાંધીયુગમા સાહિત્યમા ઉપયોગિતાવાદનુ દૃષ્ટિબિન્દુ પ્રવેશ્યું હતું પરંતુ એ દૃષ્ટિબિન્દુ છતા, શ્રી કાલેલકરની, ઉમાશકર–સુન્દરમ્‌ની, સર્જક શક્તિ એટલી વેગવાન હતી કે સૌન્દર્ય અને કલાના તત્ત્વને તે દૃષ્ટિથી બાધ ન આવ્યો પણ પછી ઉપયોગિતા અને સહેતુકતા વધારે આક્રમક થયા અને સરકારે પણ આડકતરી રીતે એવી દૃષ્ટિને પોષી આને લીધે સાહિ યના નિર્માણમા તટસ્થ સૌન્દર્યદૃષ્ટિની ઓછપ વરતાય છે

એક બીજી પણ અગત્યની બાબત વિચારવી જોઈએ મહાન સાહિત્ય આશાસ્પદ, ક્રિયાપ્રેરક અભીપ્સામાથી જ જન્મે એમ નથી અત્યત નૈરાશ્યમાથી કે ભ્રાન્તિમુક્તિમાથી પણ ઉત્તમ કૃતિ ઉદ્ભવે. એ સ્થિતિમાં કોઈ રહસ્ય, કલાનુ સર્જક બીજ બને આપણને એવી સ્થિતિમા હાર્ડી મળે, મહાન ટ્રેજેડી મળે, પણ તેની પણ શરત એ છે કે સાહિત્કાર જે સાધન વાપરે – વાણીનું, સાહિત્યકલાનુ – તેમા તો તેને શ્રદ્ધા હોવી જોઈએ જીવનમા, ઇતિહાસ–પ્રવાહની પ્રગતિશીલતામા, ઈશ્વરી નિયમમા અશ્રદ્ધા એ સાહિત્યસર્જનને બાધક નથી પણ કલામા જ અશ્રદ્ધા, કલાના ધર્મમા જ અશ્રદ્ધા એ તો મૂલે કુઠાર છે મને લાગે છે કે સાહિત્યકારોમા અનેક કારણોને લીધે, ખાસ તો સમાજની વણિકવૃત્તિની અસરથી, વણિક્વૃત્તિએ ઘર કર્યુ છે ઉતરાઉ સામગ્રીથી ચાલશે, થોડી બુદ્ધિગમત કરીશુ એટલે ચમત્કાર થશે, મનોરજન થયુ એટલે કૃતિ સફળ થઈ, સુદર થવાની જરૂર નથી, આકર્ષવાની જ જરૂર છે અને એમા જ સફળતા છે એમ સમજવુ – એ બધી વણિકવૃત્તિની લીલા છે અને આ વણિકવૃત્તિ સાહિત્યસર્જનને જેટલી બાધક છે તેટલું બીજુ કોઈ કારણ બાધક નથી

ગુજરાતી સમાજમા વણિકવૃત્તિ, વ્યક્તિપૂજા ને વહેમોએ ઘર કર્યુંછે તેને રીઝવવા સાહિત્યકાર કદાચ વણિકવૃત્તિવાળો ને વ્યક્તિપૂજક બન્યો હશે એ વૃત્તિને નિવારનારું એક બળ ઈશ્વરોપાસના, ધર્મચિન્તન અને આધ્યાત્મિક અભિલાષા છે, પરપરાથી એ પ્રજાને હમેશા આકર્ષક વસ્તુ રહેલી છે, એના હૃદયના વ્યાપાર માટે એ એક ચીલો છે પરતુ સમાજમા ચાલી રહેલી ધાર્મિક અને આધ્યાત્મિક પ્રવૃત્તિઓએ અલ્પસંતોષ, ઘેન, અધશ્રદ્ધા, વ્યક્તિપૂજા અને વેવલાપણુ વધાર્યું છે એ પ્રવૃત્તિમાંનું સાચુ સત્ત્વ વરતાતું નથી, સમજાતુ નથી, પરતુ નથી સત્યને ઢાકતા આ સોનેરી ઢાકણને ઉઘાડવાનું કામ સાહિત્યકારનુ છે, તેને બદલે એ ઢાકણથી અજવાનુ કાર્ય એ ઘણે ભાગે કરે છે



# સાહિત્ય અને પ્રગતિ

આજે 'પ્રગતિશીલ સાહિત્ય'ની છેલ્લામાં છેલ્લી વ્યાખ્યા વાંચી. આ સંસ્થા (ગુજરાત પ્રગતિશીલ સાહિત્ય મંડળ) માને છે કે જે સાહિત્ય માનવીને વાસ્તવિક જીવન તરફ અભિમુખ બનાવે, સમાજની પ્રગતિ સાધનાર લાખોની તરફદારી કરે, મનુષ્યત્વને ખીલવવાનું બળ આપે તે સાહિત્ય પ્રગતિ શીલ છે અને તેવા ઉદ્દેશપૂર્ણ સાહિત્યનો પ્રચાર કરવાનું આ સંસ્થાનું ધ્યેય છે. આવી ઉજ્જવલ વસ્તુમાં કશી અણગમતી વાસ કેમ આવતી હશે? કેટલીક વસ્તુઓ, કેટલાક વિચારો, કેટલાંક માણસો વગર સમજણે, વગર પરિચયે, અળખામણાં લાગે છે. દાખલા તરીકે મેં કિપ્લિંગ વાંચ્યો નથી અને મને વાંચવો ગમતો નથી. કોઈ એમ કહે કે એના હિન્દવિરોધી પૂર્વગ્રહથી આ અણગમો પહેલેથી જ બંધાઈ ગયેલો. એ કારણ હશે? પણ સ્કૉટનું શું? તે વાંચવો પણ ગમતો નથી પૂનાનાં 'જાહેર' મકાનો પણ ગમતાં નથી, કેમ કે તેનાં મુખ્ય બારણાં પ્રમાણમાં મને પહેલી નજરે સાંકડાં જણાયાં અને બારણાં સિવાય મેં કદાચ કશું બીજું એ મકાનોમાં જોયું પણ નહિ હોય. વેપારીઓ માટે અણગમો છે, જો કે મારા બે ત્રણ બાળમિત્રો વેપારી છે; વકીલો માટે અણગમો છે, જો કે મારા અભ્યાસ સમયના બધા જ મિત્રો વકીલો થયા છે અને કોર્ટમાં મારે કોઈ કેસ લડવો પડ્યો નથી. શૅરમાં કમાઈ જવાની લાલચને હું રોકી શકતો નથી, પણ શૅરબજારનો દોલતજાદો અપ્રમાણિક રસ્તે પૈસા પ્રાપ્ત કરનાર લાગે છે; અને મહેતાજી માટે મને પક્ષપાત છે. જિંદગીમાં સફળ થનાર નકામો લાગે છે, અને નિષ્ફળ થનાર તો નકામો છે જ!

"પ્રગતિશીલ સાહિત્ય"ના વણઝારા પેલી સીતા જેવી શાણી વ્યાખ્યામાં કશું છુપાવે છે એમ મને લાગે છે. એ ભાસ ખોટો ઠરે તો મારો અણગમો જતો રહે. પણ એ ભાસ ખોટો ઠરે એમ નથી. પ્રગતિશીલ સાહિત્યના વિચારના પ્રચાર પાછળ બે ત્રણ ગુપ્ત ભાવનાઓ કામ કરી રહી છે, અને તે ભાવનાઓ આપણા સાહિત્યિક તેમ જ સામાજિક જીવનને થોડાક સમયમાં ખૂબ રૂંધી દેશે એમ ભાસે છે.

એક તો એવી સમજણ પ્રસરતી જાય છે કે જે સાહિત્ય સમાજવાદને પોષે તે પ્રગતિશીલ. બીજું, જે સાહિત્ય એ રીતે પ્રગતિશીલ તે જ સાહિત્ય નામને લાયક. આ બંનેને પોષતો આજનો બલવાન વ્યાપક ખ્યાલ કે રાજકીય મુક્તિ માટે જે સંસ્થા અવિરત શ્રમ કરતી હોય તેણે દેશની પ્રવૃત્તિ માત્ર ઉપર કબજો મેળવવો, એટલે સુધી કે એ સંસ્થા દ્વારા જ નિપુણતા કે કીર્તિની છાપ મળી શકે. આ ત્રણે ભાવનાઓ સ્પષ્ટ વ્યક્ત નથી, પણ તેમના મિશ્ર પ્રવાહો 'પ્રગતિશીલ સાહિત્ય'ના નૂતનવાદને પોષી રહ્યા છે. આવી સમજણમાંથી આ વાદ ન જન્મ્યો હોય તો પણ એવી ગેરસમજ તે ઉત્પન્ન કરે એમ છે; તેથી સાહિત્ય વિશે થોડાક મુદ્દા સ્પષ્ટ કરવા આવશ્યક છે.

પ્રગતિશીલ સાહિત્યવાદીઓનો ખરો હેતુ તેમની સાહિત્યવિષયક વિચારણા કરતાં કેટલીક કલાકૃતિઓ વિશેના તેમના અભિપ્રાયોથી વધારે સ્પષ્ટ થાય, અને તો જ આપણું તેમના તરફનું વલણ શુદ્ધ થાય. જેના પરિચયથી સૌન્દર્યદર્શન થાય, રસાસ્વાદ થાય, આપણી લાગણીઓ કેળવાય, તે કૃતિ તેથી પ્રગતિપોષક ગણવી જોઈએ. આવો પ્રગતિનો બહુ ઊંચો અર્થ જતો કરીએ અને સીધો પ્રશ્ન પૂછીએ કે કુમુદ સરસ્વતીચન્દ્રને નથી પરણતી, તેથી 'સરસ્વતીચન્દ્ર' પ્રત્યાઘાતી સાહિત્ય છે? તેથી તે

ઉત્તમ સાહિત્યકૃતિ મટી જાય છે? ખોટાદકરના 'પ્રયાણ' જેવા કેટલાય કાવ્યોમા રૂઢિના અનુસરણમાથી રસસર્જન થયુ છે તે કાવ્યો પ્રત્યાઘાતી તમને લાગે છે કેમ જે એમા એવા જૂનવાણી આચારને રસનો ગિલેટ આપી પોષણ અપાયુ છે? 'વ્રતચિનાવલિ' પ્રત્યાઘાતી કલાકૃતિઓ છે? વ્રતચિનાવલિ, ખોટાદકરના કાવ્યો અને સરસ્વતીચન્દ્ર એ પ્રતિગામી કૃતિઓ છે એમ કહેશો તો મારો વિરોધ છતા હુ તમને સમજી શકીશ, કેમકે કલાકૃતિઓ, કલાકૃતિઓ ઉપરાત સામાજિક કર્મો છે અને તમારા વિવેચનને સામાજિક વિવેચન ગણાશે. પણ તેથી આગળ વધી વિધવા અવિવાહથી કે કુસુમ સરસ્વતીચન્દ્રના લગ્નથી સરસ્વતીચન્દ્ર ઉચ્ચ સાહિત્ય મટી જાય છે એમ તમે ગણાવો તો – બીજું તો શુ કહુ – તમે કઈ ભીંત ભૂલ્યા છો

પ્રારંભમા આપેલી વ્યાખ્યામાના શબ્દો એના એ રહેશે અને કાળક્રમે તેમા જુદો જુદો અર્થ ભરાયા આવશે એ સાહિત્યનો ઇતિહાસ જોતા નિશ્ચિત લાગે છે "It is a little bewildering to the student of literary history to find that Pope, Johnson and Wordsworth each and all regarded themselves as the champions of a Return to Nature."* આ અંગ્રેજી સાહિત્યની હકીકત આ વિષયમા માર્ગદર્શક થવી જોઈએ પ્રારંભમા વાસ્તવિક જીવન તરફ આગળી ચીંધી વ્યક્તિવાદનો પક્ષ ઓગણીસમી સદીના ઇંગ્લડમા કરી શકાતો, આજે વાસ્તવિક જીવન ઉપર ભાર મૂકી સમાજવાદનો પ્રચાર થાય છે અને સાહિત્ય તો જ્યા ભગવાન લાગણી કે કલ્પનાનુ ખાતર મળ્યુ – પછી તે આ વાદમાથી કે તે વાદમાથી હોય, સખીપ્રેમમાથી હોય કે દેશપ્રેમમાથી હોય – ત્યા ઊગી નીકળે છે આજના સાહિત્યના ખાતર લેખે સમાજવાદની કિંમત જેવી તેવી નથી

પ્રગતિશીલ સાહિત્યની ઉપની વ્યાખ્યા કરતા કદાચ વધારે વખત ટકે એવી, પ્રગતિશીલ સાહિત્યવાદીઓના ઉદ્દેશને લક્ષમા રાખની તથાપિ તેમને કદાચ ન રુચે એવી એક વ્યાખ્યા સૂચવાય: તત્કાલીન સામાજિક (તેના સર્વાંગી અર્થમા) ધ્યેય તરફ જે સાહિત્ય વાચકના વિચાર ભાન કે ક્રિયા પ્રેરે તે પ્રગતિશીલ પ્રગતિશીલ શબ્દમા સમાજના ઉદ્ધારને લક્ષીને ગમે તે અર્થ પૂરો, પણ અમારુ સ્પષ્ટ મન્તવ્ય છે કે આ અર્થની 'પ્રગતિશીલતા' એ સાહિત્યનો સાહિત્ય લેખે ગુણ નથી. તેની હાજરી તેની મહત્તા નથી, તેમ તેનો દોષ પણ નથી બીજે પક્ષે 'પ્રગતિશીલતા'નો અભાવ એ પણ સાહિત્યકૃતિનો ગુણ વા ઊણપ નથી સાહિત્યનો આવશ્યક ગુણ તે સાહિત્યત્વ – આનન્દ આપવાની શક્તિ – વાઙ્મય રસસર્જન તેનો વિષય કેવળ તરંગ, જુદો હોય, કે નરી નિર્ભેળ અનુભવની હકીકત હોય, સાહિત્યે સમાજને તત્કાલીન ધ્યેય તરફ પ્રેરવુ જ જોઈએ, પ્રેરે તો જ સાહિત્ય વા ઉત્તમ સાહિત્ય, એ વિચાર વાદ તરીકે કહાના બિન ગાના નહીં, કે રામ નામ જેમા નહીં તે સાહિત્ય નહીં, એના જૂના ખ્યાલની બહુ નજીક જાય છે, દયારામના અજામિલ આખ્યાનને તો શુ પણ તેની ધૂનોને પણ સાહિત્યમા ખપાવનાર ગુજરાતમા ક્યા નથી? તમે એક પ્રકારના ઉદ્દેશને અનુલક્ષીને અમુક સાહિત્યકૃતિઓને મહત્તા આપો, તો બીજો અન્ય ઉદ્દેશોને અનુલક્ષી બીજી સાહિત્યકૃતિઓને મહત્તા આપશે, તો ઉદ્દેશવિષયક તારતમ્ય નિર્ણય શી રીતે થવાનો? વળી એક ઉદ્દેશનુ સાહિત્ય વિરુદ્ધ વા ભિન્ન ઉદ્દેશોના સાહિત્યના ઉદ્ભવ અને પ્રચારનુ નિમિત્ત બનવાનુ અને આ ઉદ્દેશોના યુદ્ધમા પ્રગતિશીલ સાહિત્યવાદીઓની ગમે તેટલી અનિચ્છા હશે તો પણ ધીમે ધીમે આપણા સમગ્ર સાહિત્યમાથી સાહિત્યત્વ ઓછુ થઈ જશે

* રાલે

અત્યારની પ્રગતિશીલ સાહિત્યની માગણી એ વ્યક્તિત્વ ઉપર સૂક્ષ્મ આક્રમણ છે. આજે નહિ તો કાલે એ આક્રમણ સ્પષ્ટ સમજાશે. દેશની દરેક વ્યક્તિની લાગણી અને કલ્પનાએ અમુક સાર્વત્રિક શ્રેયને અર્થે વહેવું પડશે એવી માગણી તેમાં છુપાઈ છે. આપણાં સૌનાં ચિત્ત એ પણ પ્રજાકીય મિલકત છે એવા ભાવમાંથી આ નવો વાદ જન્મ્યો છે, તેથી જ કાલક્રમે સાહિત્યનો પ્રાણ હરી લેનાર થશે, કેમકે સાહિત્યનાં જીવનતત્ત્વ કલ્પના અને ઊર્મિ જેટલું કશું વ્યક્તિગત વ્યક્તિરિચત નથી. મનુષ્યનું શુદ્ધ વ્યક્તિત્વ તેના ચિત્તતંત્રમાં છે. અને એને જ કબજે કરવાની, ગુલામ બનાવવાની વાત આ વાદમાં છે.

સમાજવાદનો જ નહિ, દરેક ચંડ નવા વિચારના પ્રવાહનો લય આવો જ હોય છે: એકદેશીય મટી તે અનેકદેશીય બની જાય છે. જીવનનાં અનેક અંગોને સ્પર્શતો દરેક મહાન મૌલિક વિચાર પોતાને ઉચિત મર્યાદાઓની બહાર પણ ઘૂમી વળે છે અને ત્યાં પણ પોતાનું સાર્વભૌમત્વ સ્વીકારાવવા ઉદ્યુક્ત થાય છે. ચઢ્યું પૂર જાણે કે દિગદિગંત સર કર્યું, પણ ખેતરો માટે પૌષ્ટિક માટી પાથરી જવામાં જ તેની ઉપયોગિતા સમાપ્ત થાય છે, અને ગર્વભર ઘોડાપૂર તો જોતજોતામાં ઓસરી જાય છે. પ્રાચીન કાળમાં ભારતમાં અહિંસા એવો દિગ્વિજય કરવા ગયેલી; મધ્યકાળમાં આર્તત્રાણ ઉત્સુકતા, સ્ત્રીબહુમાન, ટેક આદિની સ્મૃતિઓએ સબળને નિર્બળ બનાવ્યા, તેમનો અતિરેક થવાથી, છેલ્લાં બે ત્રણ સૈકાંથી હેતુવાદ સર્વ સત્તાધીશ થવા માગે છે, પણ એનું માપ પણ નીકળવાની તૈયારી છે...

આ સાહિત્યની તરફદારી છે, પ્રત્યાઘાતી સાહિત્યની નહિ; કેમકે અમારી – એટલે મારી અને મારા જેવા ઘણાકની દૃઢ માન્યતા છે કે સાહિત્ય ક્વચિત્ જ પ્રગતિવિરોધી હોઈ શકે. કેવળ સમાજની દૃષ્ટિએ જોઈએ તો પણ સામાન્યતઃ સાહિત્ય નામને પાત્ર સર્વ કૃતિઓ સમાજનો ઉત્કર્ષ કરાવનાર જ હશે. વ્યક્તિના ચિત્તતંત્રની સ્વતંત્રતા એ સાહિત્યનો પ્રાણવાયુ છે, અને તેને રૂંધે એવું સાહિત્યકાર ભાગ્યે જ લખશે. ન જ લખે એવો કોઈ નિયમ ન બાંધી શકાય: આપણા સામાજિક કે રાજકીય ધ્યેયની વિરુદ્ધ જતું લાગે છતાં સાહિત્ય લેખે ઊંચું પણ કોક લખી જાય. તથાપિ અમારી સમજ છે કે સાચા સાહિત્યનું વલણ સ્વતંત્રતાની, પ્રજાશાસનની કે સર્વોદયની વિરુદ્ધ ક્વચિત્ જ હશે.



# આધુનિક જગતમા લેખકની જવાબદારી

દુનિયા બહુ સાકડી થઈ ગઈ છે ભૌતિક અર્થમા એક પણ બની છે હકીકત જોતા, રાજકારણ અને યંત્રવિદ્યાના બળથી હડસેલાઈ જગત ઢગલો થઈ એક બન્યુ છે એથી વિશેષ કશુ જ નથી દુનિયા આખી આજે ભયાવિષ્ટ અને અજંપ છે ભયનુ આવુ સામ્રાજ્ય આજ પૂર્વે ક્યારે પણ પ્રવર્ત્યુ હોવાનુ ઇતિહાસની સ્મૃતિમા નથી એક તો એવો ભય છે કે વિજ્ઞાનની કોઈ અકળ ચ્યુતિને કારણે સસ્કૃતિનો અગર સમગ્ર માનવજાતનો પણ સપૂર્ણ વિનાશ થઈ જાય વળી, કેટલાક એમ માને છે, કે જાણે આક્રમણ આવવામા છે ને ઇતર દેશ આપણી ભાવનાની વિરોધક ભાવનાઓ લાદવા સજ્જ છે, એવી માનસિક સ્થિતિ સ્વદેશમા જાણીબૂઝીને સર્જાવવી એ વાસ્તવિક ભૌતિક યુદ્ધ કરતા વધારે ઠીક છે, અને એને પરિણામે પણ ભય પેદા થયો છે અણુશસ્ત્ર, જેનુ રૂપાળુ નામ "અણુશક્તિજન્ય યુક્તિ" પાડ્યુ છે તે સતાપકર્તા અણુશસ્ત્ર, પાડોશી રાષ્ટ્રને પાંશરુ રાખવાના આશયથી અતરિક્ષમા ફેંકવામા આવે છે જૂના કાળના વિનાશક યોદ્ધાઓના નામ ખૂબ આરજૂથી સભારવામા આવે છે, અને પાડોશી દેશને ચેતવણીરૂપ થવા એ યોદ્ધાઓના નામ નવા યુદ્ધ-જહાજોને અપાય છે અત્યારે આશ્વાસન આપી શકે એવી એક જ વસ્તુ આ છે, કે પ્રત્યેક રાષ્ટ્ર જખમ કરવાની ઇચ્છા ધરાવે છે પણ પ્રહાર કરતા અચકાય છે પરન્તુ ધિક્કારની લાગણી જન્માવ્યે રાખવી, લડવાના સાધનો ભેગા કર્યે જવુ, અને તેમનો ઉપયોગ ન કરવો – એ સ્થિતિ એમ ને એમ લાંબો વખત નભી શકે નહીં, કોઈક દિવસ – અને તે પણ બહુ દૂરને દિવસે નહીં – એ ધિક્કાર હાથમાના ધોકાનો ઉપયોગ કરવા પ્રેરશે, અને ત્યારે ધડાકા સાથે જગત આખુ ભભૂકી ઊઠ્યા વિના રહેવાનુ નથી

કેટલીક ઇતિહાસસર્જિત લાગણીઓને જીવતી કરવામા આવે છે હુ એ લાગણીઓને ઇતિહાસસર્જિત એટલા માટે કહુ છુ, કે એ મનુષ્યના ઇતિહાસના પ્રવાહ દરમિયાન વારસારૂપે ગ્રહણ થતી ચાલી આવી હોય છે પણ એ લાગણીઓના મૂળ માનવહૃદયમા આવેલા નથી એ તો ઇતિહાસ દરમિયાન બનેલા બનાવોનો સર્જેલો ને પોષેલો વળગાડ છે ૧૮મી અને ૧૯મી સદીમા હિન્દુ મુસ્લિમનો ભેદભાવ મૃતવત્ હતો પણ આપણા નિરતર દુ ખ અને હતાશા અર્થે, તેને ધૂર્ત લોકોએ જાગ્રત કર્યો વસ્તુત એ ભેદની લાગણી બૌદ્ધિક રીતે અનાધાર છે, જે લોકનો લાંબો ભૂતકાળ અને વારસો એક જ છે, જેમની વચ્ચે એક લોહીની અને સામાજિક સબધોની શૃંખલાઓ છે, તે લોક પરસ્પર આટલા બધા વહેમની નજર રાખે અને અન્યોન્યના આટલા બધા ટીકાખોર બને એ વસ્તુ બુદ્ધિમા ઊતરે એવી નથી છતા એ હકીકત છે ગાધીજીના મહાન બલિદાનથી પણ આ પ્રશ્નનુ પૂરેપૂરુ નિરાકરણ આવી શક્યુ નથી

સામ્યવાદ પ્રત્યેનો અમેરિકાનો ધિક્કાર અસાધારણ છે અમેરિકાનુ કોઈ અખબાર કે સામયિક વાચો તો આ માનસનુ સૂચન મળ્યા વિના રહેશે નહિ યુદ્ધ પછીના તુરતના કાળમા ઉદ્ભવેલા પ્રારભિક પ્રત્યાઘાત દાખલ એનો ગમે તે બચાવ કરવામા આવે, પણ અત્યારે તો એ ધિક્કાર એક ભયકર રોગ જ બની ગયો છે અમુક વિચારસરણીનો ઠાલો ધિક્કાર તે વિચારસરણીનો કેવળ અસ્વીકાર બની અટકી જતો નથી વિચારસરણી પ્રત્યેની ધિક્કારની લાગણી ખુદ તે સરણી ધરાવનાર લોક પ્રત્યેના ધિક્કાર રૂપે વિકાર પામી સરવાળે એવા હિંસક પ્રલયમા પરિણમે છે, કે એમા ઉભય પક્ષના મનુષ્યો અને મૂલ્યો નાશ જ પામે

માનસિક બળોને નિરંકુશપણે પ્રવૃત્ત થવા દેવામાં આવતાં હોય તે પરિસ્થિતિમાં શાંતિ વિવિધ રાષ્ટ્રોની યુદ્ધશક્તિની સમતોલ ગોઠવણી પર, કે પરસ્પર અટવાતા રાજકારણ અને આર્થિક નિયંત્રણો પર, ટકી શકે નહિ. એક જ રાજ્યની અંદર પણ લોકને કોઈ નવી સામાજિક વ્યવસ્થાને અનુકૂળ થવાની ફરજ પડતી હોય છે. એ નવી થતી વ્યવસ્થામાં નીચલા થરના પદદલિત તથા શોષિત વર્ગના લોકોને સામાજિક ન્યાય મળવો જોઈએ, તેમ જ તેમને પણ સમગ્ર લોક પર સત્તા ચલાવતી સરકારમાં હિસ્સો કે અવાજ હોવો જોઈએ. એવા રાજ્યમાં લોકશાહીની સ્થાપનાએ મુક્તપણે વહેતો કરેલો હક્કોનો ખ્યાલ આમજનતાના માનસ ઉપર એની સખત પકડ જમાવે છે, કે નવરચના અર્થે થતી ગતિની ઝડપમાં જરા સરખી શિથિલતા થતાં અસંતોષ અને ઉગ્રતા ફાટી નીકળે છે. પરિણામે નવી વ્યવસ્થાના આદિ પ્રવર્તકોને જ નવજાગ્રત આમજનતાના રોષનો ભોગ બનવું પડે છે. આ નવજાગ્રત સ્વતંત્રમાન બળને સંયમિત રહી તેમ યોગ્ય દિશામાં વાળવામાં ન આવે તો ઉપલા અને મધ્યમ સ્તરની પ્રજાની કરુણ દુર્દશા થાય. નર્યા આર્થિક દૃષ્ટિબિંદુથી વિચારતાં આપણે કદાચ ખેદ ન અનુભવીએ પરંતુ કોઈ એક ખોટા જુસ્સાનો ઉદય જ મનુષ્ય જાતિ માટે દુશ્મનની ગરજ સારે છે. કારણ કે એક વાર એ અગ્નિ ઉદ્ભવ્યા એટલે પછી જીવનને ક્ષેત્રે ક્ષેત્રે એને સ્વપોષક વર્ધન શોધ્યે જ છૂટકો. બીજું, એ જુસ્સો જીવનમૂલ્યનો નાશ કરવા ઇચ્છે છે, જે મૂલ્યોની આધારશિલાનું કામ પ્રજાના મધ્યમ વર્ગો કરતા આવ્યા છે. લગ્નની પવિત્રતા, કુટુંબના વૃદ્ધ, નબળા અને અપંગ તથા ઘણાં નાનાં સભ્યોની સંભાળ રાખવાની જવાબદારીની બુદ્ધિ, અતિથિનો તેમ જ બહારથી આવેલા આગન્તુક યાત્રીનો આદરસત્કાર, ગાર્હસ્થ્ય નિયમો, સ્વધર્મ અને પ્રણાલિકા પ્રત્યે માનવૃત્તિ, શાંતિ, સ્થિરતા અને વ્યવસ્થા માટે પ્રીતિ, કળા અને સાહિત્યના સેવનથી જગતવ્યવહારમાં વિસ્તરેલા વિધિ યા આચારજન્ય સૌંદર્ય માટે આદર, ભૂતકાલીન તત્ત્વ સાથે આધુનિકના ઐક્યની બુદ્ધિ, સંતોષની અમુક માત્રા, બાળકોની સુસ્થિતિ અર્થે વિચારવંત રહેવાની ટેવ, જીવિત વસ્તુ માત્ર પ્રતિ ઉદાર વૃત્તિ, તથા એવી શ્રદ્ધા કે જીવન સહેતુક છે — મરણ બાદ આવનારું ઉચ્ચતર જીવન માટેની કેળવણીરૂપ આ જીવન છે, અગર આ જીવન તો જાગતિક ઘટમાળમાંથી મોક્ષ મેળવવા માટે છે, એવાં આ કેટલાંક મૂલ્યો છે જેને બીજાઓ કરતાં મધ્યમ વર્ગોના લોકોએ સવિશેષ આત્મસાત્ કર્યાં છે, પણ યુદ્ધ તેમ જ માનસિક તંગદીલીની અનિવાર્ય સંગત એવી અશ્રદ્ધા જાગવાથી આ મૂલ્યો સમગ્રતયા નાશ પામવાનો ભય ખડો થયો છે. આપણી આસપાસ આપણે શું જોઈએ છે? સાચી શાંતિ હસ્તી ધરાવે છે ખરી? ના. જીવનમાં સ્વસ્થતા છે ખરી? ના. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે બંધુભાવ છે? ના. સામાજિક અથવા રાજકીય પૂર્વગ્રહોથી દૂષિત ન બની હોય એવી હોય એવી સાચી ધર્મશ્રદ્ધા છે ખરી? ના, ભારપૂર્વક ના. ઈશ્વર એક ભલે હોય, પણ આપણે તો આપઆપણા વિવિધ ઈશ્વરો કલ્પ્યા છે. હિંદુ ધર્મને નામે કેટલાક પ્રજાજનોનો જીવનની પ્રાથમિક જરૂરિયાતોનો હક નકારવામાં આવ્યો છે. ઇસ્લામને નામે વિજેતાઓએ ભૂતકાળમાં સમૃદ્ધ દેશોને લૂંટીને પાયમાલ કર્યા છે. ખ્રિસ્તી સંસ્કૃતિને નામે દક્ષિણ આફ્રિકા અને પશ્ચિમના દેશો બિનખ્રિસ્તીઓ સામે પૂર્વગ્રહો પોષી રહ્યા છે. દલીલ એવી કરવામાં આવે છે કે ખ્રિસ્તી ધર્મ ઉદાત્ત છે, કેમકે એની ભાવના લોક સમસ્તની સમાનતા છે. છતાં દક્ષિણ આફ્રિકામાં ખ્રિસ્તી ધર્મ ભયમાં છે એમ કહી સાચી લોકશાહીના હકની ના પાડવામાં આવે છે! મહદંશે તો ધર્મનું નામ છે, પણ કામ તો લાગણી ઉશ્કેરીને લેવાય તેટલો લાભ ઉઠાવવાની રમતનું છે. વિજ્ઞાન અને યંત્રવિદ્યા એવાં તો બળવાન બની ગયાં છે, કે તેમના મહંતોનો એક અભિનવ ભદ્ર સમાજ ઊભો થયો છે. રાજ્યશાસનની વિધિવિદ્યા, ભૌતિક પ્રગતિની વિધિવિદ્યા, યુદ્ધની વિધિવિદ્યા, અરે લોકમત ઘડવાની પણ તંત્રવિદ્યા, સૌ એ તંત્રવિદોના હાથમાં છે. ખરું જોતાં

લોકશાહીની વૈચારિક આધારશિલા તો વ્યક્તિ-સ્વાતંત્ર્ય છે. કિન્તુ રાજકારણી દૃષ્ટિએ એનો અર્થ બહુમતી મતો પ્રાપ્ત કરીને પ્રતિનિધિઓ દ્વારા લોકશાસન ચલાવવું એટલો જ થાય છે. એ પરિસ્થિતિને લીધે સરવાળે વિશાળ બહુમતીની લાગણીઓ અને વિચારોનું જ વર્ચસ્ રહે; અને લઘુમતી જેને ક્યારેક પ્રકાશ લાધે છે તથા ઉદાત્ત વિચારધારા સ્ફૂરે છે, (હું આ લઘુમતીમાં મૂડીવાદીઓની વાત નથી કરતો, તેમ તેમને બાકાત પણ નથી રાખતો), જે લઘુમતી સંસ્કારને ઉત્તેજન આપવા ઇચ્છે છે તેણે ગડગડતા ઝંઝાવાત આગળ નમ્યે જ છૂટકો. સમસ્ત રાષ્ટ્ર માટે ચોક્કસ સમાન ધોરણને અનુસરતાં પાઠ્યપુસ્તકો રચવાની વાત તો ક્યારની થવા લાગી છે. નાણાંનું ભારે ભંડોળ ધરાવતું યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશન અમુક શરતોએ જ એ નાણાં યુનિવર્સિટીઓને આપવા માગે છે. વાસ્તવમાં આ પગલું માનવ ચિત્તોની એક પલટણ રચવાની દિશામાં મંડાયેલું છે.

આંતરરાષ્ટ્રિય ભૂમિકા પર જોઈએ તો, ત્યાં કલા સાહિત્ય અને સંસ્કૃતિનો અંચળો ઓઢીને સૂક્ષ્મ રીતનો પ્રચાર જ ચાલી રહ્યો છે. રાષ્ટ્રોને યુદ્ધને પંથે જતાં અટકાવવાના આશયથી "વેલેસ્લીવાળી સહાયકારક યોજના" અભિનવરૂપે વિશ્વવ્યાપી બનવા લાગી છે. તે સહાયકારક યોજનાનું નામ અલ્પવિકસિત રાજ્યોનું – તેમની પ્રજાઓનું – જીવનધોરણ ઊંચુ લાવવું એ છે. આવો પ્રચાર કોઈ ને કોઈ રીતે આપણી દૃષ્ટિને આવરણરૂપ જ બને. મળનારી સહાયતા ગમે તે પ્રકારની, અન્નસામગ્રી કે યુદ્ધસામગ્રી હોય; પણ મદદ લેનાર સરકારોને મૂઝવણરૂપ જ નીવડવાની. આવી વિશ્વવ્યાપી છેતરપિંડી ક્યાં સુધી છતી થયા વિના રહેશે?

આ જડ ઘાલી બેઠેલા લાંબા કાળના રોગનો ઉપાય શો? હૃદયનુ માધુર્ય, અને બુદ્ધિનો પ્રકાશ – એ સિવાય બીજો ઇલાજ નથી. બૌદ્ધિક અનુનેયતા, હાર્દિક ઉદાત્તતા અને એવા પ્રયાસો કે જેથી સાચા સારા વિચારો પ્રવર્તમાન રહે – આ જ એક ઇલાજ છે. આ વસ્તુ સમગ્રપણે તો લેખક એકલાના હાથની નથી, પણ એમાં મદદ એ જરૂર કરી શકે.

મને ભય છે, કે આજનો કવિ માર્ગ ભૂલ્યો છે. હવે એ મનુષ્ય જાતિના અંતરાત્માનો મૂક નિયન્તા વા રક્ષક રહ્યો નથી. એનો માનવ્યધર્મ, એનો પ્રકૃતિપ્રેમ, એની સૌન્દર્ય પ્રીતિ આ બધા ઘસાઈ ગયાં છે. જમાનાની અસ્વસ્થતાનો – ચંચલતાનો સૌ પહેલો ભોગ આજનો કવિ થયો છે. એટલે કે, એ પોતે અસ્વસ્થ બન્યો છે. એ અન્યોને દોરી શકતો નથી, કેમકે એ પોતે અજાણ્યા સાગરમા ગોથાં ખાયા કરે છે. એ બેહદ આત્મલક્ષી, લગભગ અતિ વાસ્તવવાદી બન્યો છે. એના ભાષાપ્રયોગો એવા અંગત બની ગયા છે, કે જાણે એ એક જ સમજે. એના સર્જેલા કાવ્યાકાર અવાસ્તવિક તુક્કા લાગે છે; એનુ કલ્પેલું કવિતાસૌન્દર્ય કેવળ એના ફાંટાબાજ અણસાર પૂરતુ પર્યાપ્ત છે. એ જવલ્લે પરલક્ષી હોય છે, અને હોય છે ત્યારે પણ એનુ રસક્ષેત્ર તો માનસશાસ્ત્રીય મુદ્દાઓ પૂરતુ જ મર્યાદિત રહે છે. એ ક્યારેક ઊર્મિનો આવેશ દાખવે છે, અથવા ક્યારેક વાગ્મિતાનો પ્રવાહ વહેવરાવે છે ને સભાઓમાં સસ્તી વાહવાહ પણ મેળવે છે. સ્વજીવનમાં ઉદ્ભવતો અવકાશ પૂરવા અથવા માનસિક એકલતા નિવારવા આજનો કવિ કોઈ આકાશવાણી કેન્દ્ર પરથી લલકારે પણ છે આવે વખતે એ સમાજને મદદરૂપ થવા મથે છે, પણ ત્યારે એનામા કવિને અપેક્ષિત સચ્ચાઈ હોતી નથી અને જ્યારે સચ્ચાઈ હોય છે ત્યારે પોતાની અસરળ ગૂંચળાવાળી આડી-અવળી લાગણી કે અણસારામાં તથા ચિત્રવિચિત્ર કાવ્યાકાર ઘડવામાં કે આકારમુક્તિમાં વા આકારાત્-મુક્તિમાં કવિ એટલો બધો રચ્યોપચ્યો હોય છે, કે એવા કવિનું સમાજદૃષ્ટિએ કોઈ મૂલ્ય વા રહસ્ય નથી રહેતું. સૌન્દર્યલક્ષી દૃષ્ટિએ એ કંઈક ચમત્કાર હોય છે, પણ રમણીય હોતી નથી અર્થાત્ રસલક્ષી

પરમાનંદ નિપજાવવાનું સાહિત્યનું જે પ્રાથમિક કાર્ય તેમાં આજનો કવિ સફળ થતો નથી. જો કવિ માનવ જાતિના હૃદયનો નિયંતા બનવા માગતો હોય અને નવા જીવનાર્થ હેતુઓનો સ્રષ્ટા બનવા માગતો હોય, તો માત્ર આત્મરત ન રહેતા કવિની પાંખ અનેક દિશાઓમાં દૂરસુદૂર ઉડ્ડયન કરી શકે એવી શક્તિશાળી જોઈશે. વિરોધો અને સંઘર્ષોને સમાવી લેનારી સામાજિક લયબાતમાં સ્થાને રહે તેવો પરિતોષક વિશ્વમાનુષ કવિએ સર્જવો જોઈએ. ઘાસના તણખલા જેવા અત્યારના મોટા ભાગના કાવ્યો વિશ્વમાનુષ સર્જવા ચાલશે નહિ, એ માટે તો વટવૃક્ષ જોઈએ.

નિબન્ધિકા, નવલિકા, એકાંકી, એ દરેકને પોતપોતાની પ્રકૃતિદત્ત મર્યાદા છે. આ સૌ દર્શન વા દૃષ્ટિ નહિ પણ દૃષ્ટિબિન્દુઓ જ બની રહે છે, આ કે તે વ્યવહારોપયોગી અથવા રાજકારણી અર્થ સૂચવનાર છાપા કે છાપાશાઈ લેખો બની રહેવું એમના સ્વભાવમાં છે.

માટે હું આર્ત સ્વરે પોકારું છું, આગ્રહ રાખું છું, કે સાહિત્ય પર્યાપ્ત હોય, જીવનની વિશાળતા તેમ જ જટિલતા, જીવનની વાસ્તવિકતાઓ તેમ જ એની ઉમેદો વા ધ્યેયો આ સર્વનું દર્શન કરાવે એવું સાહિત્ય આપણે જોઈએ. ટૂંકા સ્વાનુભવનિષ્ઠ કાવ્યો, હળવા નિબન્ધો, ટૂંકી વાર્તાઓ તથા એકાંકી નાટકો નિતાન્ત સુંદર થઈ શકે તેનો હું ઇનકાર કરતો નથી. હું એ પણ સ્વીકારું છું, કે કેવળ કદ, માત્ર વિશાળતા, માત્ર બહુગ્રાહિતાથી નવલકથા કે નાટક સૌન્દર્યસભર નહીં બને. પરન્તુ એટલું ખરું કે વિશાળતા હોય ત્યાં સર્વ સમાવેશનો સંભવ વધારે, અને મહાકાવ્યગત સૌન્દર્યનું કારયિતા હોય એવા કાવ્યશિલ્પનું એ આમન્ત્રક બને.

ત્વરાથી બદલાતા જતા આજના જગતમાં ઝડપ પોતે એક નિરપેક્ષ મૂલ્ય બની છે. ઝડપથી કોઈ પણ વસ્તુ સર્જી નાખો, સૌન્દર્યનું એની મેળે થઈ રહેશે. આવું માનસ પ્રવર્તમાન હોવાથી, જીવનને ફિલ્મ પેઠે ઝટઝટ પટપટ ઝડપી લેવાનું પણ સૌન્દર્યની કાલ્પનિક રચનાપૂર્વક દર્શન ઘડવા કરતાં વધારે પ્રચલિત છે—એક ફેશન થઈ પડ્યું છે. શાન્ત નિદિધ્યાસ માટે ન જેવો સમય જ મળે છે. બાહ્ય જીવનનું યથાતથ વસ્તુ અનલ્પ રસમય છે. પણ પ્રશ્ન આ છે. મનુષ્યના હૃદયની ઉન્નત આશા અને ઉદાત્ત આકાંક્ષાઓનો ઉદ્ગાર, અને તે આશા તથા ઉમેદોને સ્વજીવનમાં પ્રયત્ન કરવાની પ્રયત્નશીલતા એ વાસ્તવદર્શી લેખક ગ્રહણ કરે છે ખરા? એ વાત ખરી કે આપણને અધમ એષણાઓ હોય છે. આપણા જીવનમાં ઢાંકેલા અંધારા ખૂણાઓ છે, આપણને પૂર્વગ્રહો છે, પરસ્પર ધિક્કાર પણ વરૂટે છે ને આપણે ત્યાં હડા ને રમખાણ યુદ્ધો પણ છે. પણ શું આટલું જ છે? દૂરદૂરનો કોઈ પ્રાપ્તવ્ય હેતુ, જીવનમાં વ્યવસ્થાની સિદ્ધિ માટેનો તરફડાટ, શું જીવનના વાસ્તવમાં નથી સમાતો? ભાવનામય વૃત્તિની સરજતરૂપ અંતસ્ફુરણાના અગ્નિની કસોટીએ શું આપણે આપણા વૈયક્તિક તેમ જ સામૂહિક કૃત્યોને નિરંતર ચડાવ્યા કરતા નથી? આપણા ઉત્સાહને થિજાવી દે એવો હિંસાચાર છે, તો શું આપણને પ્રોત્સાહિત કરે એવા ગાંધીજી નથી? જગત પરનું રાજ્ય આપણી નજરથી દૂર સરતું જણાય, તો સાથે ઇસુ અને બુદ્ધ સદા આપણી સમક્ષ જ છે. આપણા હૃદયમાં બેઠા એ! એ બંને, ઇસુ અને બુદ્ધ, આપણને સનાતન માર્ગદર્શન કરતા ચેતનતા જ આપ્યા છે, નહિ રશિયનો કે નહિ અમેરિકનો, કોઈ માનવજાતિના વિરોધી નથી. એટલી તો આપણે ખાતરી રાખીએ. પરંતુ એ બંને પોતપોતાની રીતે શાંતિ મેળવવા ઇચ્છે છે અને ત્યાં જ બધી મુશ્કેલી વમે છે. વિયોગવનના સઘરૂપ વિદ્યુતથી ઉત્તેજિત થયેલા વાતાવરણમાં આપણે આજ રહીએ છીએ. સેંકડો જૂના રાષ્ટ્ર—રાષ્ટ્રના વર્ણવર્ણના અને ધર્મધર્મના

ધિક્કારની લાગણી સાથે આ વિચારતંત્રો પણ સેળભેળ થઈ ગયાં છે. દુનિયાની આજની નવી પરિસ્થિતિમાં લશ્કરી પુષ્ટાઓવાળા આ વિચારસમૂહોનો પ્રઘાત સતત અનુભવાય છે. યુદ્ધનો ભય સમગ્ર વિશ્વમાં વ્યાપ્યો છે, અને કેટલાંક રાષ્ટ્રો તો એમ માને મનાવે છે, કે યુદ્ધભય અને માનવજાતિના નિકંદનનો ભય એ બે શાંતિનું નિષ્પાદક યંત્ર છે હશે, પણ બધાં જ રાષ્ટ્રો કાંઈ એકસરખાં ગણુતરીબાજ નથી હોતાં, કે એકસરખાં ચોપાસ સાવધાન નથી હોતાં. તાત્કાલિક લાભ પર મીટ માંડીને એકાદ અવિચારી દેશ દિવાસળી ચાંપી બેસે, અને સમસ્ત જગતને જબરદસ્ત દવમાં હોમી દે, એવું પણ બને. રશિયા અમેરિકાની બહાર પણ અન્ય દેશોમાં ભય લોભ અને ધિક્કારની લાગણી ભરપૂર પ્રવર્તે છે. રશિયા અને અમેરિકાને યુદ્ધ ના જોઈતું હોય પણ એ બંનેનાં મિત્રરાષ્ટ્રો તેમને યુદ્ધમાં હડસેલી મૂકે, એવું ય બને. આધુનિક લેખકને લાગે છે, કે આ વિશ્વવ્યાપી દાવાનળના, અને તેમાંથી પરિણમનાર મૂલ્યમાત્રના નાશના ઓથાર આગળ – અણુબોમ્બના અને ઉપગ્રહના સર્જેલા આ ઓથાર આગળ હું તો અસહાય વહેંતિયો છું. પોતે જે કાંઈ સામુદાયિક તાકાત ખડી કરી શકે તેનો પણ કશો હિસાબ નથી એમ તેને લાગે છે. આ વસ્તુસ્થિતિથી ધ્યેયહીનતા અને આધ્યાત્મિક હતાશા જન્મ્યાં છે. ઘરમાં તરછોડાયેલા બાળક પેઠે લેખક આજે તુક્કાદાર બની ગયો છે. વિજ્ઞાની અને યંત્રવિદ્યાવિદ્ બંનેએ લેખકને પાછો પાડી દીધો છે; નેતૃત્વપદેથી સ્થાનભ્રષ્ટ કર્યો છે, એમ છતાં પણ, સૌન્દર્યસર્જનની ભાષા વડે આપણી મૂલ્યબુદ્ધિને પ્રભાવિત કરીને માનવજાતિના સાચા ગુરુ બનવાના પોતાના કાળજૂના કાર્યનો લેખકે — કવિ તથા સાક્ષરે — ઇનકાર કરવો ઘટે નહિ. હવે તો વિજ્ઞાનીએ પણ સ્થાનીય, વર્ગીય કે રાષ્ટ્રીય સીમાડાથી પર એવા માનવ માત્રને – માનવજાતિને સ્પર્શતા હેતુની જ સેવા કરવી પડશે. જેમ કવિને છે તેમ વિજ્ઞાનીની પાછળ કોઈ એવી પરંપરા નથી કે જે એને માર્ગદર્શન કરાવે; એટલે વિજ્ઞાની તો રાહ જુએ પણ લેખકને રાહ જોવી પાલવે નહિ. તત્કાળ તો એણે એ કરવાનું છે કે હિંમત હારવી નહિ, શ્રદ્ધાવિહીન વાંકદેખા ન બનવું, કહેવાતા યથાતથનો વર્ણવિસ્તાર ન કરવો, દેહની કામનાઓના માનસિક આવિષ્કારોને સાહિત્ય સર્જનમાં ભજવા નહિ, કેવળ મનોરંજનનું ધ્યેય ન રાખવું. જીવનમાં અવ્યવસ્થા હોય તેથી અભિવ્યક્તિમાં પણ એવી જ અનુરૂપ અવ્યવસ્થા આવશ્યક બનતી નથી. ઊલટું, કલા એટલે તો વ્યવસ્થા અને સંવાદિતાનું નિર્માણ. અર્થાત્ સૌન્દર્યનિર્માણ કરવાથી હૃદયમાં વ્યવસ્થા આવે ને અંતરમાં સંવાદ પ્રગટે એવો સંભવ છે. સૌન્દર્ય અને પરમ આનંદનો સંપ્રત્યય એ એક ઉચ્ચ કોટિનો સામાજિક હિતસાધક પુરુષાર્થ છે, અને મનુષ્યની રસબુદ્ધિનું સ્વભાવગત કાર્ય પણ છે. આપણે જરાક આટલી વાતનો વિચાર કરીએ: સૌન્દર્ય – કોઈ મહાપ્રયાસનું સૌન્દર્ય, કે પ્રેમ અને મૈત્રી ખાતર સહન થતાં દુઃખનું સૌન્દર્ય, અથવા કોઈ ઉદાત્ત ભાવના કાજે થતા સ્વાર્પણનું સૌન્દર્ય–આ પૈકી કોઈ પણ સૌન્દર્યની અનુભૂતિ શું આપણા હૃદયને ચમત્કારક ને રોમાંચક નથી? લેખકે જીવનમાંથી આવી રોમાંચક વસ્તુનું અનાવરણ કરવું જોઈએ. એણે પોતાનું સમગ્ર હૃદય રેડીને તેનું આલેખન કરવું જોઈએ. એણે પોતાની અંગત લાગણીઓ અને સંવેદનોના સંકુચિત વર્તુળમાંથી બહાર નીકળી જવું જોઈએ; શકય હોય તો એણે પોતાનાં વક્રદર્શી કે નિરાશાવાદી વલણોને ઘડીક અટકાવી દેવાં જોઈએ; અને પોતાની આસપાસના બીજા લોકોની લાગણીઓ તથા વિચારોનું આલેખન કરવું જોઈએ. એમનું એણે ઉચ્ચતર સત્ય અને સૂક્ષ્મતર સૌન્દર્યની સિદ્ધિ અર્થે લાંબા સમય સુધી ઊંડું નિદિધ્યાસન કરવું જોઈએ. એમને હૃદયમાં ઘૂંટતાં એને જણાશે કે માનવહૃદય અંદરખાનેથી સંગીન છે, અને જીવનની એવી નવી વ્યવસ્થાનું ભાન માનવહૃદયમાં જગાડવું જોઈએ કે જેમાં સમગ્ર જગત એક કુટુમ્બ જ બની રહ્યું હોય. માનવવ્યક્તિના હૃદયવાદ્યના સૂર એવા

ગતિપ્રેરક માનવધર્મની સાથે મિલાવવાના છે, કે જેમા ભારતીય, રશિયન, બ્રિટિશ એવા શબ્દોના પોતપોતના ભેદવાચક અર્થો લુપ્ત થયા હોય

આપણે જાણીએ છીએ કે વર્તમાન રૂપે આપણે બધા જુદા જુદા રાષ્ટ્રોની પ્રજા, અરે એક રાષ્ટ્રના ભિન્ન ભિન્ન પ્રાન્તોની પ્રજા ભલે અલગ અલગ યુદ્ધે ન ચાલ્યા હોઈએ પણ જુદા તો છીએ જ ભલે આપણે અલગ અલગ યુદ્ધ ચડેલા હોત, પણ દુરસ્તેનાઈને એક નાનકડી દુનિયારૂપે ઢગલો વળી ન ગયા હોત તો એ ચલી જાત એ વસ્તુસ્થિતિમા તો મનખો યુગના યુગ દરમિયાન વસતા આવ્યા હતા પણ આપણને એ વસ્તુસ્થિતિ હવે પાલવે એમ નથી આપણે તોએ એકમેકને સમજીને, મળીને, અને સહકાર કરીને રહેવુ જોઈએ આમ તાકીદે કરવુ જરૂરનું છે માનવકલ્પ ઘોર અમાનુષી નિરાશાથી આપોઆપ ખવાઈ જાય – નિશ્ચેષ્ટ બની જાય, અથવા તો માનવહૃદય આવેશમા અને રોષમા જ ધડકતુ રહે, મ જાણે એમ ધડકવા રહેવુ એ જ ઉચ્ચતર જીવન હોય – એવુ તો આપણે ન જ થવા દઈએ વર્તમાન દશ્યમાન સંઘર્ષ છતા પણ પરસ્પર સમાનતા અને એકમતી મહાન કવિ નવલકાર કે નાટ્યકારે ખોળી કાઢવી જ રહી અને તેઓ એ ખોળી શકે એમ છે તથા દેખીતા વિસંવાદના ઘોંઘાટમા દબાઈ જતો સંવાદનો નાનકડો સૂર એમણે પકડી કાઢવો જોઈએ અને તેઓ એ પરખી શકે એમ છે અને એ ખોળી પરખીને મહાકવિ નવલકાર કે નાટ્યકારે એમને દક્ષતાથી વળગી રહેવુ જોઈએ એમ કરવાથી લેખકની પોતાની વિભાવનાઓ અને દિવાસ્વપ્નોને સુશ્લિષ્ટ, એકસૂત્ર કરનાર સિદ્ધાન્ત મળી રહેશે જ્યારે અન્યથા બધુ છિન્નવિચ્છિન્ન અને નિરર્થક જણાશે ત્યારે એથી – સમાનતા, એકમતી અને સંવાદની શોધથી – સૌન્દર્ય સુરક્ષિત રહેશે લેખકને પોતાને જે લાગતું ન હોય, પોતાને જે દર્શન થતુ ન હોય તેનું એણે કથન કે આલેખન કરવુ એમ આપણે એની પાસે નથી માગતા પણ આપણે એટલુ તો કહી શકીએ કે વધારે ઊંડે નિહાળો અને પરખી જુઓ કે આખરે તો યુગો દરમિયાન તમામ માનવ લાગણીઓ અથવા પુરુષાર્થનું મૂલ્યાંકન આદર્શને એ કેટલે અંશે પહોંચે છે તે પર જ અવલંબતુ આવ્યુ છે – એવા આદર્શ કે ભાવના પર કે જેના વ્યક્તિજીવનમા સ્વીકાર થતો આવ્યો છે પણ તેના હાર્દિક તત્ત્વમા કશો ફેરફાર થતો નથી, વળી, એ પણ પરખો કે એ આદર્શોની સિદ્ધિ માટેની યત્નશીલતા તરફડાટ, સર્વ સૌન્દર્યરૂપ ઝરણાંમાથી વહે છે – વહેતા આવ્યા છે આમ કહેવામા વર્તમાનનો ઇનકાર નથી, પરન્તુ વર્તમાનને અનન્ત સાથે સાંકળવાની વાત છે વળી, આમ કહેવામા વાસ્તવનો અસ્વીકાર પણ નથી, પરન્તુ વ્યક્તિજીવનના વિકાસની વાત છે સૌ માનવી સમાન છે એવી સમાનતાની દૃઢ ભાવના પર હૃદયમા ઊઠતી આકાંક્ષાઓની સર્જનક્ષમ શક્તિ પર અને સૌંદર્યમા વસતી ગતિપ્રેરકતા, કાર્યપ્રેરકતા પર લેખકે પોતાના શબ્દશિલ્પના મંડાણ માંડવા જોઈએ એણે "વાદો" પૈકી કોઈ પણ એકની બૌદ્ધિક ગુલામીથી તેમ જ લોકશોષણની ઊર્મિજન્ય ગુલામીથી સાવધ અને સાવચેત રહેવાનુ છે એનો મોટામા મોટો દેવતા એના અંતરમા જ વસે છે *

☆

* વડોદરામા ભરાયેલી P. E. N.ની ભારતીય લેખક પરિષદમા વંચાયેલા આ નિબંધનુ ભાષાંતર શ્રી કૃષ્ણવીર દીક્ષિત અને પ્રા. મંજરાય દેસાઈએ કરી આપ્યુ છે

# રસપરામર્શ – શક્તિની વિકાસક્ષમતા ને સામાજિકની તટસ્થતા

વ્યાખ્યાન કરવા કરતા મને પ્રમુખ થવાની આદત વધારે છે પ્રમુખ તરીકે વ્યાખ્યાન દરમિયાન મળેલ સામગ્રી પર નિવેચન અનમા કરવુ એ પ્રમાણમા સહેલુ કામ છે આજે હુ પ્રમુખ નથી છતા પ્રમુખના લાભના એક બે અશ માગી લઉ છુ એક તો મારુ વ્યાખ્યાન ટૂકુ રહેશે બીજું હુ જે વિચારો રજૂ કરુ એ ચર્ચાના બિન્દુઓ જ ગણાતા જોઈએ એ મારા અતિમ અભિપ્રાય છે એમ કોઈ ન માને એ વિધાનો નગધી મારો કોઈ અભિનિવેશ નથી, એટલે એ અભિપ્રાયોને અગે મુક્ત ચર્ચાઓ કરી શકાય મતનમ કે ચર્ચાના જવાબ આપવા જોઈએ એ જાતનુ મારુ વલણ પણ નથી

વ્યાખ્યાનનો વિષય છે નાટકમા રસાનમોધ મનમા ઘૂટાતી એકમે વાત એ દ્વારા મારે રજૂ કરવી છે રસાનમોધ એટલે નાટકના રસની પ્રક્રિયા સમજાવવાનો મારો ઉદ્દેશ નથી, મારો ઉદ્દેશ રસાનમોધની કક્ષા જોવાનો છે આપણુ ચિતન, આપણી રસપરામર્શ – શક્તિ, આપણી સમેન્દ્રિય એક વિકાસની શક્તિ છે હજાર વર્ષ પૂર્વે રસાનમોધ અમુક સ્વરૂપનો થતો, આજે બીજા સ્વરૂપમા થાય, અને પાચસો વર્ષ પછી ત્રીજી કક્ષાનો થશે એમ માનવાને અવકાશ છે આવા સ્વરૂપના ફેરફાર માટે યુગો મોગ લેવા પડે આજે આપણે એક રીતે આનંદ લેતા હોઈએ અને પચાસ વર્ષ પછી એમા કોઈ ખાસ ફેર ન પડ્યો હોય, એ બરાબર છે પણ બસો – પાચસો વર્ષ પછી એ જ પ્રકારનો આનદ પ્રાપ્ત થશે એમ માનવુ શકાસ્પદ છે એમા વિકાસની તેમ વિક્રિયાની પણ સભાવના છે રસની ગ્રહણશક્તિમા પાછા પણ પડીએ ઇતિહાસ કહે છે કે પ્રજાઓના મન પર જુદે જુદે સમયે અધારપટ આવી ગયો હતો તેવે સમયે સારી ભાવનાઓ પણ વિકૃત થાય છે ભક્તિ આદિના રૂપો બહુ વિકૃત થયેલા આપણે જાણીએ છીએ આમા મુદ્દો આટલો જ કે રસપરામર્શ – શક્તિમા વિકાસક્ષમતા છે, વિકાસને અવકાશ છે આપણી સવેદન વધુ ને વધુ સૂક્ષ્મ, ઉદાર અને ઉદાત્ત થઈ શકે

એક ઉદાહરણ લઇએ આપણે સૌએ હમણા "પત્નીની પરણી ગઈ" નાટક જોયુ ધારો કે મારા બા એ જોવામા હોય, તો એમને કઈ વસ્તુ ખૂચે? આપણને એ જોતા તો આનદ પડ્યો જોયા પછી વિચારતા આપણને કાઈક ખૂચ્યુ હશે પણ આપણાથી આગની પેઢીના અને હિન્દુ કુટુમ્બના માણસને કઈ વસ્તુ એમા ખાસ ખૂચે? મોટી બા પોતાની દીકરીની દીકરીને કન્યા તરીકે આગળ પાડવા તૈયાર થાય એમા અજુગતુ નથી પણ એ નાની બહેન છે એ મોટી હોત, પરિસ્થિતિમા નાની પરણી જાય એવી હોય અને મોટી રહી જતી હોય તો ડોશી એને ઉત્તેજન, માર્ગદર્શન આપી પસદગી પામવા યોગ્ય બનાવે એ સમજાય, પણ અહીં તો નાની પરણીને મોટીમા મોટી દીકરીની સ્પર્ધામા તૈયાર કરે છે હિન્દુ રૂઢિ તથા લાગણી પ્રમાણે તો મોટી પહેલી પરણે, એટલે અહીં મોટીની સામે નાનીને તૈયાર કરવાની વાતથી જૂની પેઢીને માનસિક કલેશ થડે છે આનો શો અર્થ? નાટક જોતા સમગ્ર વસ્તુ આપણી સવિતમા પ્રવેશ કરે ત્યારે કશુ આન્તર કે બાહ્ય વિઘ્ન ન જોઈએ "નિર્વિઘ્ના સવિત્" હોવી ને રહેવી જોઈએ કળી ખીલે ને પરિમલ રેલીએ તેમ રસ ગ્રહણ થાય એમા કશો અવરોધ ન જોઈએ આવા અવરોધનો આપણે વિચાર કરવાનો છે પ્રસ્તુત દૃષ્ટાતમા મારુ પૃથક્કરણ ખોટુ પણ હોય પણ

આપણો સૌનો અનુભવ છે કે ગ્લાઈ નાટ્ય જેના આવા આવા અવરોધ નડે છે આપણી એ નાટકો તરફની ગતિ સરળ રહેતી નથી આના કારણો તપાસવા જોઈએ મને લાગે છે કે આવા અવરોધને પ્રસંગે ભાવકની તન્મયતા રહેતી નથી એની યોગ્યતાની બુદ્ધિ, ઔચિત્યબુદ્ધિ દુભાય છે

તટસ્થતા નાટકના કે અન્યના આસ્વાદમા અનિવાર્ય છે તટસ્થતા એટલે જડતા નહિ, પણ જે લાગણી રજૂ થઈ છે તે સમજવાની સપૂર્ણ ક્ષમતા, તેમા સપૂર્ણપણે તદાકાર થવાની શક્તિ જ કેવળ નહિ, તેથી પર રહેવાની શક્તિ આ તટસ્થતા કેવા પ્રકારની છે તે સમજવા એક બીજુ ઉદાહરણ લઈએ ખરેખર વ્યવહારમા રામનો સીતા માટેનો કે દુષ્યતનો શકુતલા માટેનો પ્રણય પ્રગટ થાય એમા રામ કે દુષ્યતને રસાસ્વાદ (aesthetic pleasure) નથી એમા ભાવ છે પણ ભાવ-રસ નથી એ તટસ્થ આહ્લાદ નથી એમા એક પ્રકારનુ મમત્વ છે પ્રણયના ભાવમા દુષ્યતને સુખ છે પણ શૃગારરસનો આનદ નથી નાટકમા જ્યારે આપણે દુષ્યતના પ્રણયનુ નિરૂપણ જોઈએ છીએ ત્યારે આપણે દુષ્યત થતા નથી દુષ્યત-શકુતલાના વિભાવોનુ તથા તેમના ભાવોનુ સાધારણીકરણ થાય છે, એમ કહેવામા આવે છે એ વસ્તુને આપણે સૂક્ષ્મ રીતે સમજીએ દુષ્યત, રામ કે ભીમનુ જ્યા મમત્વ હોય અથવા તેમનો વિરોધ, દ્વેષ કે ક્રોધનો કોઈ ભાવ હોય, ત્યા તે તે વ્યક્તિ એનો આસ્વાદ નથી ભોગવતી નાટકમા દુર્યોધન, ભીમ કે કર્ણ જીવતા આ ભાવો દાખવે છે ત્યારે ભાવક એનો આસ્વાદ લે છે એક આખી પરિસ્થિતિ સઘાતરૂપે, નક્કીર્ણ સ્વરૂપમા, આઘાતપ્રત્યાઘાત રૂપે રજૂ થાય, ત્યારે પરિસ્થિતિના સાકલ્યમાથી ભાવનુ સૂક્ષ્મ સ્વરૂપ ઉદ્‌ભવે સમગ્ર પરિસ્થિતિના ગુણાકાર દ્વારા રસની નિષ્પત્તિ થાય છે એ જ રસ ભાવનાત્મક હોય છે એમા જ સાધારણીકરણ રહેલુ છે, નિરૂપિત એક વ્યક્તિ કે એક લાગણીમા નહિ આપણે દુષ્યત સાથે તાદાત્મ્ય સાધી પ્રણય અનુભવીએ તો પ્રેક્ષકગણમા સ્ત્રીઓ બેઠી છે તેનુ શુ ? અથવા સ્ત્રીઓ શકુતલા સાથે તાદાત્મ્ય સાધે તો પુરુષગણનુ શુ ? હા, કલ્પનાદ્વારા આયાસથી બધા ભાવો અનુભવી શકાય એ ખરુ, પણ બધામા સહજતા હોતી નથી નાટકમા નિરૂપેલી પરિસ્થિતિના સઘાતમાથી આપણી કોઈ પ્રાથમિક લાગણીનુ ભાવનાત્મક (ideal) સ્વરૂપ એટલે કે સૂક્ષ્મમા સૂક્ષ્મ સ્વરૂપ, હૃદયમા ઉતરી જાય તેવુ વ્યાપક સ્વરૂપ, ઉદ્‌ભવે છે એ ભાવનાત્મક લાગણી ચેતનને ચેતનામય, ચમત્કાર અનુભવતુ બનાવે છે

આમ પ્રણય, વીરત્વ, ઉપશમ જેવી આપણા હૃદયમા રહેલી લાગણીઓના ભાવનાત્મક સ્વરૂપોનો સમગ્ર પરિસ્થિતિના દર્શનમા જે અનુભવ થાય, એનો આપણી સાથે જે સબધ સ્થપાય એ જ આનદમય પ્રવર્તન ને વ્યાપાર છે એ જ રસાવબોધ છે આપણુ ચિત્ત કોઈપણ જાતના મમત્વ યા ઉદાસીનતા વિના ચેતનવત થાય, સમગ્ર રીતે સ્થિર થતુ કે ઉદાસીનતા ભાવ વિના પોતાપણુ અનુભવે, ત્યારે તે પોતાના સહજ ક્રિયાધર્મથી જ આનદાનુભવ કરે છે આત્મની નિષ્પ્રયોજન ક્રીડા પરે ઈશ્વરની લીલારૂપ સૃષ્ટિ સર્જાઈ, તેમ જેમા મારા-તારા-પરાયાના ભાવ વિનાની મોજ લીલારૂપ સ્થિતિ રહે તે જ આનદજનક સ્થિતિ છે નાટ્ય-વસ્તુને ગ્રહણ કરવાની સાથે જ આનદનો અનુભવ થાય છે વ્યવહારમા ક્વચિત જ અનુભવાતી એ તદ્દન નૈસર્ગિક અવસ્થા છે ત્યા એ ચેતનની અવસ્થા છે ચેતનની પણ સચેતનાવસ્થા છે ચેતનાના સ્વકીય ધર્મો એમા બળપૂર્વક સક્રિય થાય છે ચિત્તનુ આવુ સદીપણ એ જ આનદ છે આવો આસ્વાદ કરવામાં પાત્રના દુ ખની લાગણીનો વિષય હોય તો પણ એ આનદ પર્યવસાયી નીવડે છે, કેમકે એમા ભાવકનુ તાટસ્થ્ય છે આ આનદ સુખ, ખુશી પણ નહિ, bliss છે, વિશ્રાન્તિ છે કદાચ "કેથાર્સિસ"ના સિદ્ધાતમા તેના પરિણામરૂપ આ વિશ્રાન્તિ જ અભિપ્રેત હશે

આસ્વાદની ક્રિયા ચાલતી હોય છે ત્યારે આન અનુભવાય છે, પણ પછીયે આનદ પ્રાપ્ત થતો હોય છે તેનુ શુ ? વસ્તુત એ સ્મૃતિનો આનદ છે ચિન્તન દ્વારા, કલ્પના દ્વારા વસ્તુ ફરીથી સ્ફુરે છે અને આનંદાનુભવ થાય છે અથવા આનદના અનુભવના પરિણામરૂપ લાખો વખત રહેતી આમોદ કે પ્રસન્નતાની સ્થિતિ છે

*　　　*　　　*

આપણા રસમીમાસકોની વિચારણામા ખૂબ સ્વતત્રતા છે, પરપરાનુ દાસત્વ નથી મૂળ આઠ રસમા કોઈકે પાછળથી નવમો શાતરસ ઉમેર્યો, કોઈકે વળી વાત્સલ્ય ઉમેર્યો રસોની સખ્યા વધતી ગઈ છે તો ઓછી કરવાનો પણ પ્રયત્ન થયો છે સખ્યાને વળગી રહેવાની જરૂર નથી તાત્પર્ય એ છે કે આપણા મીમાસકો વિચારશીલ રહ્યા છે સુરતવાદી નહિ આ જ સાચુ એવો અભિનિવેશ એમણે બહુધા દાખ યો નથી

કવિતાની કે નાટકની ચિકિત્સા કરવાની બાબતમા આપણી વૃત્તિ વિકાસશીલ થઈ શકે છે તેનો ઇશારો આલકારિકોમાથી મળ છે અભિનવગુપ્ત કહે છે **एव च रत्यादीना प्राधान्यम्। हासादीना × × न प्राधान्यम्।** અલબત્ત, આપણા આલકારિકોની હાસની ભાવના પ્રમાણમા અણઘડ છે બહુ ઓછા સસ્કૃત નાટકોમા હાસ ઉદાત્ત કોટિએ પહોચે છે એ જ આલકારિક આગળ કહે છે **अत एव अनुत्तमप्रकृतिषु बाहुल्येन हासादयो भवन्ति। पामरप्राय सर्वोऽपि हसति।** જેનુ રુચિતત્ર બહુ જ અભિજાત નથી તે સામાન્ય ટીખળથી પણ મઝા માણે છે મતલબ કે રસોમા પણ તારતમ્યદૃષ્ટિ કેળવવાનો પ્રયત્ન થતો આવ્યો છે

રસમીમાસકો કહે છે કે સ્થાયી, વાસનારૂપે દૃઢમૂલ બનેલા ભાવો સિવાયના બીજા ભાવો પ્રકૃષ્ટ સ્વરૂપમા નિરૂપાતા અનુભવાતા નથી ઘણા ભાવો બહુ ચચળ હોય છે આવે આવે ને ચાલ્યા જાય એટલે જ સ્થાયિભાવોની કલ્પના મીમાસકોએ કરી છે જુદા જુદા રસના સ્થાયિભાવોમા પણ તેમણે તારતમ્ય વિચાર્યું છે અને ઉદાત્ત સામાજિકો અને બીજા જુદી જુદી રીતે આનંદ લે છે એમ કહ્યુ છે એક વિચારક કહે છે કે ભયાનકનુ નિરૂપણ હોય તો વીર સામાજિકને ભય લાગતો નથી આવી ચિકિત્સામા મતભેદને અવકાશ છે પણ આ સર્વ બાબતો મીમાસકોની સ્વતત્ર ને સૂક્ષ્મ વિચારણાની પ્રતીતિ કરાવે છે રસો વિશેના તારતમ્યની મીમાસકોની ચર્ચા પરથી એટલુ ફલિત થાય છે કે આપણી રસદૃષ્ટિ વિકાસશીલ હોઈ શકે જો કોઈ નવો ભાવ પણ ઉચ્ચ કોટિનો ઉપચય પામે, પ્રકૃષ્ટ થાય, તો તે રસનુ સ્થાન લઈ શકે, એમ માનવામા બાધ નથી દેશભક્તિ આવો એક નવીન ભાવ છે અતરના ઊડાણમાથી એ આવે છે એના ભાવનો ઉત્કટ અનુભવ થઈ શકે છે એની કવિતામા કે નાટકમા શકયતા આજે છે એટલે કોઈ દેશભક્તિને સ્થાયિભાવ કહે તો તે આશ્ચર્યજનક ન ગણાય રાજકીય સ્વાતત્ર્ય અને દેશભક્તિનો અર્વાચીન અર્થનો ભાવ આપણે માટે નવો છે, પણ હવે તે દૃઢમૂલ થયો છે જૂના નાટકમા જે રીતે અદ્ભુતની રજૂઆત થતી તે આપણા સસ્કાર ને માન્યતા અમુક પ્રકારના હતા તેથી રસાવબોધક બનતી આજે એ પ્રકારનો અદ્ભુત આપણને ભાગ્યે જ રસાવબોધ કરાવી શકે પણ આજેયે જુદા અદ્ભુતની નિ પત્તિને અવકાશ છે ગાધીજીનુ જીવન નિરૂપાય તો તેમની જીવનગાથા અદ્ભુતરસિક બની શકે એ એક નવો અદ્ભુતનો ભાવ જગાવે પણ જૂના ચમત્કારોના અદ્ભુતમાં હવે આપણને ખાસ રસ નથી વળી એમ પણ ખરુ કે વીરત્વ આદિમા અદ્ભુત અનુપ્રવિષ્ટ થઈ જાય છે

રસાવબોધમાં ભાવકની તટસ્થતાનો મેં આગળ નિર્દેશ કર્યો. રસાનુભવમાં **निर्विघ्ना संवित्** હોવી જોઈએ એમ કહ્યું. હવે નાટક જોતાં ચિત્તનો ભાવગ્રહણનો, અનુભાવનનો વ્યાપાર સ્વાભાવિકપણે ન થાય એવી આપત્તિમાં કયાં ખાસ કારણો હોય? કેવા વિઘ્નથી રસભંગ થાય છે કે થઈ શકે? શાકુન્તલમાંનું અદ્‌ભુતનું તત્ત્વ આજે પહેલાં કરતાં વિશેષ ધ્યાન ખેંચે છે, પણ સમસ્ત કલાકૃતિના સૌન્દર્યમાં અને અન્ય રીતે તેમાંના મનુષ્યજીવનના વાસ્તવિક આલેખનમાં એ અંશ ડૂબી જાય છે; એ બહુ ખૂંચતો નથી. શાકુન્તલના લૌકિક અને અલૌકિક અંશોના સંયોજનને કારણે પણ આ અદ્‌ભુત અંશને આપણે અનુકૂળ થઈએ છીએ. પણ કેટલાક સામાજિક માટે આ અંશ વિઘ્નરૂપ નીવડવાનો સંભવ આપણે સ્વીકારી શકીએ.

રામસીતાની કથાનું કોઈ પૌરાણિક નાટક કલ્પો. આપણે શિષ્ટ અધ્યાપકો, દાક્તરો, વકીલો વગેરે એ જોવા જઈએ છીએ. આપણા સૌમાં આધ્યાત્મિક સમતા નથી હોતી; તેમ આપણે બધા ધાર્મિક પુરુષો છીએ એમ પણ નથી. ધારો કે આ નાટકમાં સીતા રાવણને માટે કૂણી લાગણીનો એક બોલ ઉચ્ચારે તો શું થાય? આપણી તટસ્થતા રહે ખરી? આપણું આજનું માનસ એવું છે કે રામને અનેક પત્નીઓ હતી એમ કોઈ સાબિત કરે તો પણ આપણે એ ન માનીએ તો સીતાને રાવણ માટે કૂણી લાગણી હતી એવી વાત કેમ મનાય? આપણને ભારે આઘાત થાય ને નાટક આપણે માટે રદ થઈ જાય. પ્રતાપ, શિવાજી, ઔરંગઝેબ આદિ વિશેનાં ઐતિહાસિક નાટકો બાબત પણ સામાજિકોના સમૂહ સમૂહના પ્રતિભાવો જુદા જુદા હોવાનો સંભવ આપણે કલ્પી શકીએ એ બધામાં તત્કાલીન માનવસમૂહની સંસ્કારગ્રન્થિઓ જ કારણભૂત હોય છે. આ જ સંદર્ભમાં નીતિની વાત પણ સમાવી શકીએ. નીતિભાવનામાં વિકાસ થતો આવે એ દેખીતું છે. સંસ્કૃત નાટિકાની પ્રણાલી તો રાજાનું બહુપત્નીત્વ સ્વીકારીને જ ચાલતી. પણ આજના કોઈ નાટકમાં એક ઉદાત્ત માણસ પ્રેમપૂર્વક એક સ્ત્રીને પરણ્યો હોય, એ પ્રેમ ચાલુ હોય, છતાં બીજી માટે પ્રેમ દાખવે ને તેને પરણે તો આપણી આજની સુરુચિને એ આઘાતજનક બને છે, આઘાત થાય છે અને તેને લીધે નાટિકાના રસપ્રવાહમાં અવરોધ આવે છે, તટસ્થતા રહેતી નથી, અને તેથી આનંદમાં પણ ઊણપ અનુભવાય છે.

# બે વ્યાખ્યાઓ

## ૧. નાટકનો રસ

निरूपितपरिस्थितिरूपसंघातप्रकाशितः सामाजिकहृदयप्रसुप्तस्थायिभावः रसः, चर्वणासदृशः।

'રંગમંચ ઉપર જે પરિસ્થિતિ રજૂ થાય તેના સમગ્ર સંઘાતથી સામાજિકના હૃદયમાં સંસ્કારરૂપે રહેલો સ્થાયી ભાવ પ્રગટ થાય છે, તેનું નામ રસ; તે ચર્વણા જેવો ગણાય.'

## ૨. કાવ્યની વ્યાખ્યા

लोकोत्तर—आह्लादकारि—अनुभावनक्षमा, यन्त्रे व्यवस्थिता, भाषा काव्यम्।

કાવ્ય એ એવો ભાષાપ્રબંધ છે જેના અર્થમાં (અર્થાત્ સમગ્ર સંસ્કારમાં) લોકોત્તર આહ્લાદ કરાવે એવા અનુભાવનની ક્ષમતા હોય કાવ્યનું અનુભાવન એ વિશિષ્ટ ઉપલબ્ધિ છે, એક પ્રકારનું intuition છે; એનું જ નામ ધ્વનિ છે. કાવ્યની વ્યાખ્યામાં ધ્વનિનો આગ્રહ રાખવો, રસનો નહિ. ધ્વનિ એટલે શું?

लोकोत्तर—आह्लादकारि—चेतन—चमत्कारजनकम् अनुभावनम् ध्वनिः।

'**ધ્વનિ** એવું અનુભાવન છે (Intuition છે) જેમાં લોકોત્તર આહ્લાદ થાય એવો ચેતનનો ઉન્મેષ કે સચેતનતા (Awareness) છે. એ **ધ્વનિ** છે કેમકે એ માત્ર જ્ઞાન નથી, સાક્ષાત્કાર છે. એ **અનુભાવન** છે કેમકે તેમાં વાચકની અનુભૂતિ કવિની અનુભૂતિને અનુસરતી, મળતી હોય છે.'



જ્ઞાનબોધમાં ભાવકની તટસ્થતાનો મેં આગળ નિર્દેશ કર્યો. રસાનુભવમાં **નિર્વિઘ્ના સંવિત્** હોવી જોઈએ એમ કહ્યું. હવે નાટક જોતાં ચિત્તનો ભાવગ્રહણનો, અનુભાવનનો વ્યાપાર સ્વાભાવિકપણે ન થાય એવી આપત્તિમાં ક્યાં ખાસ કારણો હોય? કેવા વિઘ્નથી રસભંગ થાય છે કે થઈ શકે? શાકુન્તલમાંનું અદ્ભુતનું તત્ત્વ આજે પહેલાં કરતાં વિશેષ ધ્યાન ખેંચે છે, પણ સમસ્ત કલાકૃતિના સૌન્દર્યમાં અને અન્ય રીતે તેમાંના મનુષ્યજીવનના વાસ્તવિક આલેખનમાં એ અંશ ડૂબી જાય છે, એ બહુ ખૂંચતો નથી. શાકુન્તલના લૌકિક અને અલૌકિક અંશોના સંયોજનને કારણે પણ આ અદ્ભુત અંશને આપણે અનુકૂળ થઈએ છીએ. પણ કેટલાક સામાજિક માટે આ અંશ વિઘ્નરૂપ નીવડવાનો સંભવ આપણે સ્વીકારી શકીએ.

રામસીતાની કથાનું કોઈ પૌરાણિક નાટક કલ્પો. આપણે શિષ્ટ અધ્યાપકો, દાક્તરો, વકીલો વગેરે એ જોવા જઈએ છીએ. આપણાં સૌમાં આધ્યાત્મિક સમતા નથી હોતી, તેમ આપણે બધા ધાર્મિક પુરુષો છીએ એમ પણ નથી. ધારો કે આ નાટકમાં સીતા રાવણને માટે કૂણી લાગણીનો એક બોલ ઉચ્ચારે તો શું થાય? આપણી તટસ્થતા રહે ખરી? આપણું આજનું માનસ એવું છે કે રામને અનેક પત્નીઓ હતી એમ કોઈ સાબિત કરે તો પણ આપણે એ ન માનીએ. તો સીતાને રાવણ માટે કૂણી લાગણી હતી એવી વાત કેમ મનાય? આપણને ભારે આઘાત થાય ને નાટક આપણે માટે રદ થઈ જાય. પ્રતાપ, શિવાજી, ઔરંગઝેબ આદિ વિશેના ઐતિહાસિક નાટકો બાબત પણ સામાજિકોના સમૂહ સમૂહના પ્રતિભાવ જુદા જુદા હોવાનો સંભવ આપણે કલ્પી શકીએ. એ બધામાં તત્કાલીન માનવસમૂહની સંસ્કારગ્રન્થિઓ જ કારણભૂત હોય છે. આ જ ન્યાયમાં નીતિની વાત પણ સમાવી શકીએ. નીતિભાવનામાં વિકાસ થતો આવે એ દેખીતું છે. સંસ્કૃત નાટિકાની પ્રણાલી તો રાજાનું બહુપત્નીત્વ સ્વીકારીને જ ચાલતી. પણ આજના કોઈ નાટકમાં એક ઉદાત્ત માણસ પ્રેમપૂર્વક એક સ્ત્રીને પરણ્યો હોય, એ પ્રેમ ચાલુ હોય, છતાં બીજી માટે પ્રેમ દાખવે ને તેને પરણે તો આપણી આજની સુરુચિને એ આઘાતજનક બને છે, આઘાત થાય છે અને તેને લીધે નાટિકાના રસપ્રવાહમાં અવરોધ આવે છે, તન્મયતા રહેતી નથી, અને તેથી આનંદમાં પણ ઊણપ અનુભવાય છે.

સમગ્ર ચર્ચાનું તાત્પર્ય આટલું જ કે નાટકની આખી પ્રવૃત્તિ અને કાવ્ય અંગેના નિર્ણયો વિકાસક્ષમ છે. તેમાં સારા ફેરફાર માટે, પરિમાર્જન માટે ખૂબ અવકાશ છે. આપણે યુરોપીય નાટકોમાં રસ લઈ શકીએ તથા સંસ્કૃત નાટકમાં રસ લઈ શકીએ, જેમ ગુજરાતી નાટકોમાં લઈએ છીએ તેમ. નાટ્યપ્રવૃત્તિ સતત વિકાસશીલ રહી શકે છે. આપણું નવાદી–થતાપણું પણ વિકાસક્ષમ છે. આસમાની–સુલતાની ન આવે તો આપણી સહૃદયતા ઉત્તરોત્તર વિકાસ દાખવે, માનવભાવ વધારે ને વધારે ઉદાર ને ઉદાત્ત થાય તેમ નાટ્યસર્જન ઊંચાં શિખરો સર કરશે. બેઉ બાજુથી વિકાસ થાય – આપણી સહૃદયતામાં અને નાટ્યકારના સર્જનમાં – તો આપણાં નાટ્યકલા વિશેના ધોરણો પણ ઉચ્ચતર થાય એવી મારી માન્યતા છે. અનુભાવનની તટસ્થતાના વિકાસમાં રસપરામર્શ–શક્તિનો વિકાસ હું જોઉં છું, અને એમાં નાટ્યકલાની ઊર્ધ્વગતિની પણ મને આશા થાય છે.

★



વિષ્ણુભાઈ
કાકા કાલેલકર સાથે
સને ૧૯૫૦ની સાહિત્ય પરિષદ પ્રસંગે

મુંબઈ યુનિવર્સિટીના આશ્રયે યોજાયેલી
ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં ૧૯૪૬ ના
જાન્યુઆરીમાં મુંબઈમાં આપેલાં વ્યાખ્યાનો મુંબઈ
યુનિવર્સિટીના સૌજન્યથી પુનર્મુદ્રિત કરવામાં આવ્યાં છે.

# ઉપોદ્‌ઘાત

૧૯૪૪–૪૫ માં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાન આપવા મુબઈ યુનિવર્સિટી તરફથી મને આમંત્રણ મળ્યું, તે અનુસાર મેં ૧૯૪૬ ના જાન્યુઆરીમાં આપણા ચિન્તનાત્મક ગદ્ય વિશે પાંચ વ્યાખ્યાનો આપ્યાં. આ વ્યાખ્યાનો એક પૂર્તિસહિત આ પુસ્તકમાં પ્રસિદ્ધ થાય છે. વ્યાખ્યાનો આપવા મને યુનિવર્સિટીએ નિમંત્ર્યો તથા તે પ્રગટ કરવામાં સહાયતા કરી તે માટે યુનિવર્સિટીનો હું બહુ આભારી છું.

"અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય" એ વિષય મેં લીધો અને મૂળ તો ધારણા રાખેલી કે ૧૮૪૪ થી ૧૯૪૪ સુધીની એટલે કે દુર્ગારામ મહેતાજીથી શ્રી. મશરૂવાળા સુધીની ગુજરાતી વિચારસામગ્રી હું અવલોકી શકીશ. પણ મારે એ વિચાર છોડી દેવો પડ્યો છે એ વાચક તરત જોઈ શકશે.

દુર્ગારામથી આનંદશંકર સુધીનો, કાંઈક સ્થૂળ રીતે કહીએ તો ૧૮૪૪ થી ૧૯૦૫ નો ગાળો મારે મર્યાદા તરીકે સ્વીકારવો પડ્યો. એમાં પણ એવું બન્યું છે કે કોઈ કોઈ વિચારપ્રવાહ ૧૯૦૫ કે ૧૯૨૦ પછી બલવાન થાય છે તેનો સ્પર્શ અહીં નહિ જણાય. દાખલા તરીકે, સ્વદેશી, સ્વરાજ અને સ્વાતંત્ર્યની હિલચાલની સમાલોચનામાં હરગોવિન્દદાસ કાંટાવાળા ને અંબાલાલ સાકરલાલના કાર્યનું અનુસંધાન કરીને આધુનિક સમયની વધુ મહત્ત્વની વિચારણા વિશે લખાય એમ માનું છું. બીજી બાજુ, આનંદશંકર જેવા લેખકનું ચિંતનકાર્ય, જે ગાંધીયુગમાં પણ ખૂબ થયું ને કેટલીક બાબતમાં અસરકારક પણ નીવડ્યું, તેને કાંઈક સમગ્રતાથી મેં અવલોકી લીધુ છે. નર્મદ ને નવલરામ પછીના વિવેચનવિચારની મેં "પૂર્તિ" માં સમીક્ષા કરી છે. ૧૯૪૯ ની મુબઈની પ્રાચ્યવિદ્યા પરિષદ માટે 'Romantic tendencies in Gujarati literary criticism' એ નામનો અંગ્રેજી નિબંધ મેં લખ્યો હતો તે આ વ્યાખ્યાનોને ખરેખર પૂરક લાગવાથી અનુવાદ કરીને જોડ્યો છે. આ અનુવાદ કરવામાં પ્રો. વ્રજરાય દેસાઈએ ખૂબ સહાયતા કરી છે, તથા નામસૂચિ અધ્યાપક કુંજવિહારી મહેતાએ તૈયાર કરી આપી છે, તેથી એ બને મિત્રોનો હું બહુ આભારી છુ.

ગુજરાતી વિચારણાના ઘણા પ્રવાહ ગોવર્ધનરામમાં એકત્રિત થાય છે અને નવા પ્રકારના સંગમાં અવનવાં રૂપ ધારણ કરે છે. ગાંધીજી પહેલાં કોઈ ગુજરાતી વ્યક્તિએ ગુજરાતી સમાજને પર્યેષણુલસિત સાહિત્યસૌન્દર્ય દ્વારા સંસ્કારવામાં અનન્યસાધારણ અર્પણ કર્યું હોય તો તે મહર્ષિ ગોવર્ધનરામે વર્તમાનની ત્રુટિઓ, ભૂતકાળની ભવ્યતા, ભવિષ્યની ઉજ્જવલ આશા; આપણા જીવનનાં પરસ્પર સંઘર્ષક બળો; તેના નીતિ અને સંસ્કારિતાની માત્રાની વિવિધતાથી પડતા અનેક સ્તરો; કલેશ અન્યાય પાપ અને જડતા વચ્ચે ટકી રહેલું, પ્રીતિ સમભાવ મર્મગામી કલ્પના અને સર્વસ્પર્શી વિદ્વત્તા જ જોઈ શકે એવું સૌન્દર્ય: એ સર્વ દાખવવામાં ગોવર્ધનરામના જેટલી સમગ્રતા કે તલસ્પર્શિતા ગુજરાતના કોઈ સાહિત્યકારે બતાવ્યાં નથી. કુટુમ્બ અને સમાજ, પ્રીતિ અને નીતિ, રાષ્ટ્ર સ્વદેશવાત્સલ્ય ને રાજકારણ, સાધુતા ભક્તિ ને યોગ, પરમતત્ત્વમીમાંસા ને ધર્મ: જીવનનાં એ બધાં અંગો ઉપર અનેક રીતે ગોવર્ધનરામે પ્રકાશ પાથર્યો છે અને સામાજિક વૃત્તિને સૌન્દર્યવિમર્શ દ્વારા ઇષ્ટ પુરુષાર્થની અભિમુખ કરી છે. તેમણે લોકની સદ્‌વૃત્તિઓનાં યોગ્ય ભાજન શોધી આપ્યાં, તથા લાગણીને સવેદનપટુ કરી ઉચિત માર્ગે વાળી.

પ્રજાના હૃદયને સુકોમળ અને ભાવનાપરાયણ કરવાનુ ભગીરથ કાર્ય ગોવર્ધનરામે કર્યું તે કાર્યને ક્લાપી, ખબરદાર, ઠાકોર અને સૌથી વિશેષ કવિવર નાનાલાલે પુષ્ટિ આપી ગુજરાતી ભૂમિની રતિ સાથે તેમણે લોકની ભારતીય દૃષ્ટિ ખોલની દેશસમગ્રનો વિચાર કરીએ તો જે કાર્ય બકિમચન્દ્ર, વિવેકાનદ, ટાગોર, રાનડે આદિએ કર્યું તે ગુજરાતમા આ સાક્ષરોએ કર્યું અને તે પન્નના ગરવા ઋષિ તે ગોવર્ધનરામ

"સરસ્વતીચન્દ્ર" પૂર્વ પશ્ચિમના મિલનનું, પ્રબોધકાળની સન્ધ્યાનુ 'મહાકાવ્ય' છે તેની મહાનાયિકા હિન્દી સસ્કૃતિ છે અને નાયક છે પડિતબુદ્ધિ પર્યેષક યુગસત્ત્વ એ ભવ્યોજ્જવલ દેહમા ભારતની નાડીનો ધબકાર છે તેની વાસનાઓના મૂલ સરસ્વતીને ઓળગતા ઋષિઓ ને અટવિ વીંધતા રામ અને અર્જુનમાં છે એના પરાક્રમના પગલાં સોમનાથથી હસ્તિનાપુર ને હરિદ્વારથી કન્યાકુમારી સુધી પડેલા છે એની દૃષ્ટિમા યાજ્ઞવલ્કયથી વલ્લભાચાર્યના કિરણો છે હજારો ઓથારોમા પણ એ ગુપ્તયુગનુ સુવર્ણસ્વપ્ન ભૂલે એમ નથી સસ્કૃતિનું ચક્રવર્તિત્વ એનુ જાગ્રત સ્વપ્ન છે કઈ જડતા આ પુરાણ પુરુષ ઓગાળે એમ નથી? એની જ સમૃદ્ધિ જગતમા ઢોળાઈ છે ત્યા એને નાનમ કે દૈન્ય કશુ? આવી સ્થિરવૃત્તિના શિખર પર આ 'મહાકાવ્ય' ગુજરાતી માનસને મૂકી આપે છે

વાસ્તવિક અને ભાવનામય જીવનની વ્યવસ્થા ગોવર્ધનરામની કલ્પનામા અને તેમના ઉદ્દેશમા કેવી છે – જે સમજાયે જ આપણે સુવર્ણપુરનુ જીવન અને સુ દરગિરિનુ જીવન તથા પહેલા ભાગની અને ચોથા ભાગની સમગ્ર કલા સમજી શકીએ – તે એમણે પ્રથમ ભાગની પ્રસ્તાવનામા જણાવી દીધુ છે "રસના – પ્રત્યક્ષ માયાથી અતરતત્ત્વ સ્વાદિષ્ટ બની માનવીના અતરમા વધારે પચે છે, માયાની સુન્દરતા ચિત્તની રસજ્ઞતાને અતિસૂક્ષ્મ, ઉચ્ચાભિલાષી અને વેગવાળી કરી મૂકે છે, અને તેથી નવો અવતાર ધરતા મનુષ્યના જીવનનો અને અન્ય પ્રાણીઓનો ભેદ વધારે સ્પષ્ટ થતો જાય છે પરતુ માયાનો લય તત્ત્વમા થઈ જાય છે – માયા એ માત્ર તત્ત્વની સાધક છે – માયાનો લક્ષ્ય અત તે જ તત્ત્વનો આરભ હોવો જોઈએ – માયાનુ અતર્ધાન થતા તત્ત્વનો આવિર્ભાવ થવો જોઈએ" "પરવશ થતા જ સુમાર્ગે ચાલે એવા પુરુષત્વહીન ચિત્તોને સન્મૂર્તિઓની ઉચ્ચ સુન્દરતાના મોહપાશમા નાખી સદ્‌વૃત્તના ઘેનમા મતિમાન્ થવાનો અવકાશ આપવો'

સસારી પુરુષ, ભલેને ઉદાત્ત હોય છતા, બદ્ધમુક્ત પ્રોમીથિયસ જેવો છે, પ્રકૃતિ અને પ્રારબ્ધને અધીન છે, મોહથી ન કરવાનું કરી બેસે છે, અને આખુ જીવન નમળાઈ ને ભૂલ ને મથનની એક ઘડી જેવુ કરી ગાળે છે પ્રકાશ એને મળતો નથી પણ તેની સત્તામાં તેને શ્રદ્ધા છે અને એને હરઘડી ઝખે છે આ ઝખના, આ મથન, આ આન્તર યુદ્ધ – એટલે કે સાચા માનવનો પુરુષાર્થ – કલાકારને આકર્ષતો ભવ્ય પદાર્થ છે સ્ત્રી બાહ્ય દૃષ્ટિએ કોમલ અને મનોહર છે તેટલી અન્તરમા સુકોમળ અને રમણીય બને એમા એની વિધાતાએ નિર્મેલી ધ્યેયસિદ્ધિ છે સખા, પ ની, માતા ને કુટુમ્બિની આપીઆપીને સમૃદ્ધ થાય, ત્યાગમાં જ ખરી તૃપ્તિ અનુભવે, પ્રેમનો પરાગ પ્રાપ્ત સસારમા ફેલાવે, અને એમ સદ્‌વૃત્તિ પરાક્રમ અને સસિદ્ધિની પ્રેરણા બની રહે કુમુદ, ગુણસુદરી અને ચન્દ્રાવતીના જીવનની કૃતાર્થતા આવી જ છે એનાથી વિભિન્ન કલ્પવી એ સામાજિક વસ્તુસ્થિતિની વિરાધી જ નહિ, ગોવર્ધનરામની ભાવનાના વિપર્યાસરૂપ થાય સામાજિક સ્વસ્થતા અને રૂઢિપ્રપચ, રાષ્ટ્રોત્થાન ને દેશી રાજ્ય, પરલોકનિષ્ઠા અને ઐહસુખવાદ, વેદાન્ત સિદ્ધાન્ત અને કર્મ ઉપાસના ને યોગની વ્યવસ્થા, એ સર્વને સમ્યક્ દૃષ્ટિએ જોવા,

અલક્ષ્ય આદર્શોની વ્યક્ત સંસ્થાઓ કે રૂઢિઓને જડતાથી વળગવું કે જડતાથી ઉખેડવા ઉદ્યુક્ત થવું નહિ, પરંતુ સમાધાન, આઘાત પહોંચાડ્યા વિના યોગ્ય વસ્તુનો સ્વીકાર, અને સમન્વયનો વ્યાપારનિયમ શોધી કાઢી અજમાવવો. સ્મૃતિકારોએ અને પુરાણકારોએ સ્થાપેલી, ચક્રોપચક્રથી વધુ ને વધુ જડ અને દૂષિત થતી પ્રરક્ષક સમાજવ્યવસ્થામાં ગોવર્ધનરામ ભદ્ર અંશ જ નહીં, સદ્ અંશ પણ જુએ છે. પુરાણકારનાં પ્રતિબિમ્બરૂપ નાગલોક ઉદ્‌ઘોષ કરી મૂકે છે કે સાત્ત્વિક વૃત્તિ મનુષ્યમાં વિરલ છે, અને સમાજવ્યવસ્થાએ દૃઢ અને સ્વસ્થ રહેવું હોય તો સંસારના ગળા સુધી ભરેલી રાજસી અને તામસી વૃત્તિનો પણ હિસાબ રાખવો પડે. કેવળ સાત્ત્વિક કે કેવળ તામસી દૃષ્ટિ પરિણામની ગણનાએ અદૃષ્ટિ જ છે.[1] સામાજિક રાફડાઓને તોડવાના ઉદ્યમી સુધારકો અને સ્વદેશવત્સલ સદાગ્રહીઓને ગોવર્ધનરામ અનુરોધ કરે છેઃ "Martyrs of Truth, Righteousness and Purity! It is resultless and needlessly dangerous to delve these hollow crumbling all-absorbing hillocks. Follow rather the lights that have created them.** Bring but the rich chemicals that will melt and not destroy these sandy piles."[2]

ગોવર્ધનરામ આપણા રાષ્ટ્રીય પ્રશ્નોને કલાની તટસ્થ દૃષ્ટિએ નિરૂપે છે. જ્યાં ઉપદેશક કે પ્રચારક પ્રશ્નને એકાન્તિક રૂપે જુએ ત્યાં કલાકાર એને અનેક પ્રશ્નો સાથે ગૂંચવાયેલો જુએ છે; જ્યાં વિચારક તેને અટપટો લેખે છે ત્યાં જીવનના સ્વાભાવિક સંદર્ભમાં મૂકી તેને સરળ ને સુસ્પષ્ટ બનાવે છે. ભાવના નિરીક્ષણ અને તટસ્થતા વડે, જડતા અને ક્રાન્તિથી નિરાળી ઉત્ક્રાંતિ અને સંવાદિતાના ઇતિહાસસમર્થિત અને સ્વભાવાનુકૂલ ઘાટ ચિત્તમાં તે રચી આપે છે. વિવર્તશીલ પદાર્થોનાં સનાતન તત્ત્વો જોઈ શકનાર અને એની શક્તિમાં શ્રદ્ધા રાખનાર વાદોના, ધર્મોના, સંસ્કૃતિઓના તુમુલ સંઘર્ષોમાં પણ નિરાશ નહિ થાય; વિરુદ્ધ વસ્તુઓના વિરોધશામક અને સમન્વય સાધકબળોને પિછાણી દેશના ઉન્નત ભાવિમાં તેને આસ્થા રાખશે. વ્યક્તિ, સમાજ, ધર્મ, અને રાજ્ય આવા બળોથી સચેતન અને વેગવંત બનશે અને રાષ્ટ્રનો નવો અવતાર થશે.

વાસ્તવની એક કક્ષાનો વિલય અને ઉચ્ચતરનો ઉદય કેવો થાય છે, વ્યક્તિ કુટુંબ અને રાજ્ય પ્રત્યક્ષ જીવનસંદર્ભમાં નવા તત્ત્વના અવિર્ભાવ સારુ કેમ સહકારી થાય છે, તેનુ બુદ્ધિધનના જીવનની પરાકાષ્ઠામાં સરસ નિદર્શન છે. બુદ્ધિધન પોતાને જ ઉદ્‌બોધે છેઃ "પ્રભુ, તેં મારું અભિમાન મૂકાવ્યું. માતુઃશ્રીનું અપમાન-દેવીનુ અપમાન-દુષ્ટરાયને હાથે થયેલું-એ અપમાનથી સળગેલા વૈરાગ્નિથી આ જ શઠરાયનું કુટુંબ ભસ્મ થઈ ગયુ-તે વૈરાગ્નિના પ્રચંડ તાપ અને તેજના અહંકારમા હું મારી રંક જાત ભૂલી ગયો હતો અને એ અગ્નિના બળને મારુ પોતાનુ બળ માનતો હતો. તે અગ્નિ હવે શાંત થઈ ગયો....

દુષ્ટરાય! શઠરાય! તમારા કારભારરૂપ કારણના કાર્યરૂપ બધાયલા દેહવાળો મારો કારભાર – તમારા જેવો મારો કારભાર-કાલ પ્રાતઃકાળે પૂરો થશે; તમારા જેવો હું છુ તે કાલથી મટીશ. કાલથી મારા કારભારનું કારણ એક જ રહેશે. એ કારણ ઈશ્વરની સેવા, લોકની સેવા, મહારાણો શુદ્ધ હશે તેટલી તેની સેવા – આ કારણથી મારા પ્રધાનપદનો દેહ કાલથી બંધાશે; બાકી હુ તો હતો તેવો રંક-તસુ પૃથ્વી સૂવા જોઈએ ને કોળિયો અન્ન ખાવા જોઈએ-તેનો અધિકારી..."[3] શુદ્ધ બુદ્ધિનો ઉદય થતાં

૧ "સરસ્વતીચન્દ્ર" ભાગ ૪થો – પૃ. ૫૬૭.
૨ "સરસ્વતીચન્દ્ર" ભાગ ૪થો – પૃ. ૫૮૧.
૩ "સરસ્વતીચંદ્ર" ભાગ ૩ જો-પૃ ૮૫

લોકકલ્યાણની વાસના બુદ્ધિધનમાં જાગે છે અને પ્રમાદધનનો ત્યાગ કરવા તે તત્પર થાય છે શુદ્ધ પણ માયે અપવાદવાળી કુમુદને કુટુંબનો આશ્રય અને આશ્વાસન આપવા વિદ્યાચતુર તત્પર થાય છે. વિધવા કુમુદ "સરસ્વતીચન્દ્રના આશ્રયથી જ સુખી થવા ઇચ્છતી હોય તો તેમાં વિઘ્ન નાખવું નહીં પણ સાહાય્ય આપવું એ આપણો ધર્મ છે," એમ વિદ્યાચતુર માને છે ને ગુણિયલને તે કાર્યમાં સાથ આપવા સૂચવે છે વિદ્યાચતુર આવા કાર્યના સામાજિક પરિણામ બરાબર જાણે છે "આપણા લોકનું બીજી રીતે કલ્યાણ કરવાને આપણે આ કાર્યને લીધે અશક્ત થઈશું"[4] એ ધર્મે ગજાવવા એ પ્રધાનપદનો ત્યાગ પરમ સંતોષથી કરશે, પોતાને અધિકારથી દૂર કરવા સ્વયમેવ મહારાજને વીનવશે

ત્યાગવૃત્તિમાં દૃઢતા એ મલ્લરાજનો પણ પ્રતાપી ગુણ છે. પુત્ર નહોતો ત્યારે ખુદ સામંત તરફથી ફરી લગ્ન કરવાની સૂચના થઈ તેનો ઇનકાર કરવાનું પરાક્રમ એ કરી શકે છે સામંત પોતે રાજ્યને યોગ્ય છે એવો અભિપ્રાય ચળે નહિ ત્યાં સુધી "પુનર્લગ્ન કરી મારું ક્ષત્રિયપણું, મારું રાજ-અભિમાન અને મારી રાણી પરની મારી પ્રીતિ—એ સર્વને કલંક બેસે એવું કામ મલ્લરાજ દેહમાં પ્રાણ છતાં કદી કરનાર નથી"[5] અવસાન સમયે આ પ્રજાવત્સલ રાજા પ્રજાને વિશિષ્ટ રીતે સંભારે છે "આ રંક પ્રજાના કલ્યાણનો વિચાર કરજે-હો પ્રજા રંક છે-બોલતી નથી—પણ મેં એને સારુ કંઈ કર્યું નથી—તમે ભૂલશો નહીં—પ્રજા મણિરાજ, અન્ન પાન અને શરીર સઉ પ્રજાને જાગવજે"[6] ત્યાગ અને તપમાં જ આ સ્ત્રીપુરુષોના સૌંદર્ય અને સિદ્ધિ છે સૌભાગ્યદેવી અને ધર્મલક્ષ્મીના સરવો એ જ વાણી ઉચ્ચારે છે ગુણસુન્દરી અને કુમુદસુંદરીનો એ જ જીવનબોધ છે સરસ્વતીચન્દ્રમાં તો મોટામાં મોટી વાસના લોકકલ્યાણની જ છે એની યોગ્ય રીતિ અને આયોજના શોધવા તે લગ્નનો ત્યાગ કરી ભાગે છે, અને પ્રીતિ અને લગ્ન સ્વીકારી પાછો આવે છે પણ એના જીવનનું પરમ પ્રેરક બળ લોકકલ્યાણની વૃત્તિ જ છે ચિત્તની એ ગર્વિત મુદ્રા એના નિદ્રામાંના ઉદ્ગારોમાં પૂરી પ્રકાશે છે "ઓ માત આર્ય દેશ, તારી ભયંકર અનાથતા જોઈ હું કંઈ છું હું શું કરું? કુમુદસુન્દરી, તમારો ત્યાગ મેં ન કર્યો હત તો તમારા અદ્વૈત સહચારમાં રહી દેશની આ સ્થિતિ સુધારવા હું મથત કુમારો પુરુષ આ દેશમાં સ્ત્રીઓમાંથી અધિકાર પામે છે, અને સ્ત્રી-વર્ગનું કલ્યાણ તમારા જેવી સ્ત્રીના સાધન વિના અશક્ય છે-પણ હવે સામાજનના વાવટા તમારા સહચારના માર્ગ વચ્ચે ઊભા રહે છે ને મને કંપાવે છે"[7]

સરસ્વતીચન્દ્ર સમજ્યો હતો કે સુન્દરગિરિના સાધુઓ પણ સંસારનો ત્યાગ કરતા છતાં લોકકલ્યાણમાં પ્રવૃત્ત હતા કોઈ ને કોઈ રીતે લોકની સેવા કરનાર યોગીઓ જીવનની અને જગતની ઉપેક્ષા કરે છે એમ કેમ કહેવાય? કવિતા અને દર્શનથી જેઓ જગતને ભીંજવે છે, તેનો નાશ કરતા નથી પણ સાચી રીતે જીવન્ત અને ગતિમય કરે છે, તેઓ મિથ્યા જીવન ગાળે છે એમ કેમ કહેવાય?[8] બાપે દીધા ઘરમાં કે કુટુંબમાં પુરાઈ રહે તે જ જીવનધર્મી ગણવામાં મોટો દોષ છે આ જ સાધુઓ પાસેથી કલ્યાણયજ્ઞની વિધિ સરસ્વતીચન્દ્રને મળી રહે છે તેઓ સંસારમાં રક્ત નથી, સંસારથી વિરક્ત

૪ "સરસ્વતીચંદ્ર" ભાગ ૪ થો-પૃ ૭૨૩

૫. 'સરસ્વતીચંદ્ર' ભાગ ૩ જો-પૃ ૧૦૯

૬ 'સરસ્વતીચન્દ્ર' ભાગ ૩ જો-પૃ ૩૧૮

૭. 'સરસ્વતીચન્દ્ર' ભાગ ૪ થો—પૃ ૫૮૧

૮. "સરસ્વતીચન્દ્ર' ભાગ ૩ જો—પૃ ૧૦૫

નથી, અરક્ત છે. જગતનો નાશ કરી લક્ષ્યનાશ તેઓ કરતા નથી, પણ વ્યવહારમાં પણ મહાન કાર્ય સાધવામાં કેટલોક ઉચ્છેદ આવશ્યક થાય છે તેમ અલખ જગાવવા તેઓ કરે છે. દરેક લક્ષ્યરૂપમાં—જીવ આદિ, રૂઢિ આદિ, ધર્મ આદિ, સંસ્થા આદિમાં—અલક્ષ્ય અનુસ્યૂત ભાવના, આત્મા પ્રગટાવવો તેનું નામ અલખ જગાવવો છે. જીવ ઈશ્વરનું ઐક્ય ભક્તિથી, ગાર્હસ્થ્ય ધર્મ રાજધર્મ સ્ત્રૈણધર્મ આદિ જન્માદિથી પ્રાપ્ત ધર્મનું પાલન કરીને, જ્ઞાનથી ને સમાધિયોગથી સાધી શકાય છે. જીવઈશ્વરના ઐક્ય વિના અલક્ષ્ય બ્રહ્મસ્વરૂપ પામવાની કલ્પના મિથ્યા છે "જીવઅંશ ઈશઅંશરૂપ સ્વયોનિમાં પ્રાપ્ત થઈ તે દ્વારા જ અલક્ષ્ય પરાવરરૂપ પરમ યોનિમાં પ્રાપ્ત થાય છે. પરમ લક્ષ્યાત્મા ઈશને પ્રાપ્ત કરવાનો આ એક જ માર્ગ છે – તે માર્ગ નિષ્કામ મહાયજ્ઞવિધિ વિના અન્ય સમજશો નહીં. તમને મુદિત આશય પામવાની દીક્ષા છે તે લોકમુદિત આશયની નહીં પણ ઈશમુદિત આશયની સમજજો. લોક અજ્ઞાની છે તેમના મોદ કે અનુમોદ સાથે સાધુજનોને સંબંધ નથી, પણ તેમના કલ્યાણ સાથે ઉત્તમાધિકારીઓ સંધાય છે."[૯] વિષ્ણુદાસ દ્વારા ગોવર્ધનરામ જ સરસ્વતીચન્દ્રને સંસારમાં પાછો વળાવતાં તેને તેમ જ નવા યુગના વિધાયકો અને મહાવીરોને નીતિસંદેશ આપી જાય છે: "સંસારના કોલાહલથી ભડકશો મા, પામર અજ્ઞ જીવોની કરેલી સ્તુતિથી કે નિન્દાથી ઠગાશો મા, એકદેશીય એકકાલીન અનુભવ અને વિદ્યાથી તેમ એકમાર્ગી બુદ્ધિથી જ સંભૃત થયલા જીવોના – પવન જેવા – ઝપાટાથી તણાશો મા, સર્વ વસ્તુનો યોગ્ય આદર કરનારી સર્વાસ્તિકતા વિનાની શ્રદ્ધાથી બંધાશો મા . . સર્વથા અધ્યાત્મ બળમાં અચળ રહી, તમારા મહાયજ્ઞના વિધિમાં અખંડ સજ્જતાથી પ્રવૃત્ત રહી, એ યજ્ઞના અતિથિમાત્રનું કલ્યાણ સાધ્ય કરી, એ યજ્ઞમાં તમારા આયુષ્યના સર્વ અંશને હોમી દેજો!"[૧૦]

આ દીક્ષામાં દુર્ગારામથી મણિલાલ સુધીના સર્વ જીવનવિધાયક પ્રવાહ એકત્રિત થતા જણાય છે – બુદ્ધિએ એ પૃથક્કૃત વિચારરૂપે નહીં પણ સૌન્દર્યસર્જનરૂપે, કલ્પનાએ રચેલા નવજીવનરૂપે, એટલું જ નહીં, એમાં ઋષિની કલ્પનામાં શક્ય હોય તેટલી નવા યુગની દીપ્તિમય આગાહી છે.

આ બિન્દુથી શરૂ કરી શ્રી. મશરૂવાળા સુધીનો ચિન્તનપ્રવાહ અને ગદ્યપ્રવાહ અવલોકવાનું કામ કઠિન પણ રસમય છે. નાનાલાલ, ઠાકોર, ઉત્તમલાલ ત્રિવેદી, મુનશી, કાલેલકર, સુખલાલજી, પાઠક, મશરૂવાળા, ચન્દ્રશંકર પંડ્યા, અતિસુખશંકર, મોહનલાલ દવે, દૂરકાળ, વાડીલાલ, ગટુલાલ, અંબાલાલ પુરાણી આદિ અનેકનું વિવિધ મૂલ્યવત્તાવાળું અર્પણ તથા ગાંધીજીની યુગસર્જક વિચારવર્ષા અવલોકવાની નમ્ર મનીષા સેવું છું.

એમ. ટી. બી. કૉલેજ, સૂરત. — વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી
મહાશિવરાત્રિ ૨૦૦૬ – તા. ૧૫–૨–૧૯૫૦



૯ "સરસ્વતીચન્દ્ર" ભાગ ૪થો – પૃ. ૮૦૨
૧૦ " , – પૃ. ૮૦૩

વ્યાખ્યાન પહેલું

# દુર્ગારામ તથા નર્મદ

## ભૂમિકા

૧૮૬૦ પહેલાંનું અંગ્રેજી માનસ હિન્દના દોષો તરફ દયાની નજરે જોતું. અંગ્રેજી ને દેશી ભાષા દ્વારા હિન્દનો ઉદ્ધાર કરવા, તે દ્વારા હિન્દીઓને ત્વરાથી ખ્રિસ્તી બનાવવાની તેની પ્રમાણિક, અભિલાષા હતી. અમલદાર અને પાદરીઓમાંના કેટલાક અતિ ઉત્સાહી અને ધર્માંધ હતા, અને આશા સેવતા હતા કે અંગ્રેજી કેળવણીથી આપોઆપ બધા હિન્દીઓ ખ્રિસ્તી થઈ જશે. તે આશા ફળી નહીં. ઊલટું દેવેન્દ્રનાથ ટાગોરે હિન્દુ ધર્મની જ સુધારક પ્રવૃત્તિ આદરી ને પરિણામે ખ્રિસ્તી વલણવાળો બ્રહ્મસમાજ જુદો પડી ગયો. છતાં આ સમયમાં આખા દેશમાં તેમ આપણા પ્રાંતમાં કોઈ કોઈ ઉદાર, ન્યાયી, અને દેશના ખરા હિતચિન્તકો અંગ્રેજોમાંથી મળ્યા. ફાર્બસ તેમાંનો એક નીવડ્યા.

એ સૂચક ચિહ્ન છે કે બળવા પછી ફાર્બસ જેવો કોઈ અંગ્રેજ ગુજરાતને મળ્યો નથી. ત્યાર પછી એ અંગ્રેજોનું વલણ દયા કે નિર્ભર્ત્સનાનું મટી ઉદાસીનતા, તાટસ્થ્ય કે દ્વેષનું બન્યું. હિન્દની આધુનિક નાડ સમજવા માટે ઓગણીસમી સદીના છેલ્લા દસકાઓની અંગ્રેજ અધિકારીની મનોવૃત્તિઓ સમજવી આવશ્યક છે અને એ મનોવૃત્તિઓએ વેરભાવે હિન્દીઓના સ્વદેશાભિમાન અને સ્વજાતિઅભિમાન પોષ્યાં છે. સમાજના ઘડતરને અસર કરતા નીચેના પ્રવાહો વિલોકી શકાય.

૧. ખ્રિસ્તી ધર્મ અને મિશનરીઓની આક્રમક પ્રવૃત્તિઓ.

૨. બ્રિટિશ અધિકારીઓનો હિન્દી સંસ્કૃતિ અને હિન્દીઓ પ્રતિ દ્વેષ અને તિરસ્કાર.

૩. આને પરિણામે જે પ્રાન્ત કૂળો હતો તેણે પણ દેવેન્દ્રનાથના નેતૃત્વથી પ્રતિકાર શરૂ કર્યો. કેશવચન્દ્ર સેને નવી સમાજરચના સ્થાપી પણ તે નિષ્ફળ નીવડી. કેશવચન્દ્રની નિષ્ફળતાએ બે વસ્તુ સાબિત કરી કે કેળવાયેલા હિન્દી સમહમાં ખ્રિસ્તી થવાનો સંભવ નથી, અને બીજું, સર્વસંગ્રહની કૃત્રિમ રીતથી નવો પંથ કે ધર્મ સ્થાપી શકાશે નહીં થિયોસૉફી, બહાઈ વગેરે પંથોના પ્રચારકોએ આ વાત સમજી લેવા જેવી છે ખ્રિસ્તી ધર્મ અને યુરોપી સંસ્કૃતિનો પગપેસારો ઓછો થયો તેનું એક ત્રીજું પણ ઘણું જ મહત્ત્વનું કારણ છે. ખ્રિસ્તી થયા પછી હિન્દી ખ્રિસ્તીઓએ અંગ્રેજો સાથે સમાન દરજ્જો ભોગવ્યો નથી. રણજિતસિંહના પુત્ર દિલીપસિંહની આપવીતી, અને હિન્દના કેટલાક ખ્રિસ્તી કવિઓ અને કવયિત્રીઓની કારકિર્દી આ વિષયમાં અતીવ દ્યોતક છે. સામાજિક સંબંધો કેળવવામાં બ્રિટિશ પ્રજાનું જ્ઞાતિના જેવું જડપણું હિન્દને બહુ ઉપકારક નીવડ્યું છે.

૪. બંગાળ કરતાં પશ્ચિમ અને ઉત્તર ભારત ઓછાં સુકુમાર નીવડ્યાં. મહારાષ્ટ્રીઓ પાસે તો જીવંત સંસ્કૃતિની જેમ રાજકાજની પણ જીવંત પ્રણાલિકા હતી. તેમના ભક્તિમાર્ગમાં ઊર્મિશીલતા ઓછી, અને કઠોર, સાત્યારઢ વિચારણા વધારે હતી. દલીલબાજીમાં કોઈથી તે ઊતરે એમ નહોતા. સંસ્કૃત પાંડિત્ય તેમનું હતું જ, એટલે હિન્દી ધર્મસંસ્કૃતિની ખોટી રજૂઆત તેમને મૂંઝવે એમ નહોતું. ગુજરાતમાં પુષ્ટિમાર્ગે ત્રણ સૈકાથી સારી સફળતા મેળવી હતી; અને એના દોષોનું થોડુંઘણું નિવારણ કરનાર સ્વામીનારાયણ સંપ્રદાય, ભક્તિ ઉપર, નીતિ ઉપર, નિયમ ઉપર વિશેષ ભાર મૂકનાર, પ્રગટ થયો હતો.



આકાશવાણી સાહિત્યસમેલન દિલ્હી એપ્રિલ ૧૯૫૭

વિષ્ણુભાઈ – વિભાગીય અધ્યક્ષ તરીકે



વિષ્ણુભાઈ
વ્યાખ્યાતા તરીકે – ગુજરાત યુનિવર્સિટીના ઉપક્રમે યોજાયેલ
ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી વ્યાખ્યાનમાળામાં વ્યાખ્યાન આપતા • સપ્ટે ૬૦

તસવીરમાં શ્રી યશવંતભાઈ શુક્લ શ્રી વિષ્ણુભાઈ શ્રી ઉમાશંકર જોશી
આચાર્ય સુરેન્દ્ર વૈ દેસાઈ (ઉપકુલપતિ) શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા શ્રી ચમનલાલ પરીખ

ઓગણીસમી સદીમાં તેનું બળ સુરત, ખેડા, અમદાવાદ ને કાઠિયાવાડમાં સારું હતું. જ્ઞાતિબંધારણ ગુજરાત જેટલું કયાંયે પ્રબળ નહોતું. આમ સામાજિક અને ધાર્મિક દષ્ટિએ ગુજરાત પ્રમાણમાં સુરક્ષિત હતું, અને તેને મહારાષ્ટ્રનાં પાંડિત્ય અને બુદ્ધિનો લાભ પણ મળ્યો.

ઘણા ગુજરાતીઓની વેપારી બુદ્ધિને ભાંડવામાં આનંદ લૂંટે છે. છેક આજ સુધી એ બુદ્ધિએ બળ જમાવ્યું છે, અને ખુદ ગાંધીજીનો ઉપયોગ કરી લેવાનું એ ચૂકી નથી એમ પણ કહેવાય છે. ગુજરાતની બુદ્ધિ વ્યવહારકુશળ કે વેપારી અમુક રીતે છે ખરી. મુંબઈની મિલો કરતાં અમદાવાદની મિલો વધારે કમાય છે એટલું જ શું કામ કહીએ ? અનેક ધંધા જેમાં ગુજરાતી બુદ્ધિ ફરી વળી છે તે સફળ થયા છે; વિરોધ, સ્પર્ધા વગેરે છતાં નિષ્ફળ નથી થતા. એ ગુણો નાનાસૂના નથી. પણ એ ગુણ કંઈ જડતાનું બીજું નામ નથી. એની પાછળ કે સાથે બંગાળા જેવી લાગણીઓનું જીવન જીવવાની બલવાન વૃત્તિ છે. ગુજરાતનું કૌટુમ્બિક જીવન પ્રેમથી રસાયેલું છે. વાવકૂવા, મઠમંદિર–મસીદો, શાળા કૉલેજ, ગુરુકુલો, આશ્રમો, ગોશાળાઓ, સદાવ્રતો, જંગી રાહતફંડો, આ બધાં માત્ર કીર્તિની લાલસાથી ઊભાં થયાં નથી. તેની પાછળ મૈત્રીની, દયાની, ભક્તિની ભીની અને પ્રબળ વૃત્તિઓ છે. મહાપુરુષને, ખાસ કરીને પરપ્રાન્તી મહાપુરુષને ગુજરાત આદરથી ઓછો ઓછો કરી દે છે. વલ્લભાચાર્યને, સહજાનંદને તેમ ટાગોર, ટીળક, બેસંટ, લજપતરાય વગેરેને તેણે આદરથી નવાજ્યાં છે. શ્રી. અરવિન્દના અનુયાયીઓમાં ગુજરાતીઓની સંખ્યા મોટી છે. અને આજે પણ ગુજરાતની સાહિત્યસૃષ્ટિમાં સૌથી મહત્ત્વનું અંગ કવિતા છે. એ હિન્દના કોઈપણ પ્રાન્તની કવિતા સાથે બેસી શકે તેમ છે. ગુજરાત માત્ર વહેવારુ નથી, જડ નથી. તેનું હૃદય ધબકતું છે. તેની રસવૃત્તિ કદાચિત્ વિપથગામી થઈ હશે પણ તે પ્રાસંગિક ઘટના ગણાય; સદાકાળની સ્વભાવની જડ ગણી શકાય નહીં.

અંગ્રેજી અમલ શરૂ થઈ તેની સંસ્કૃતિનો યોગ થયો ત્યારે તળ ગુજરાત પૈસેટકે સુખી * પણ બીજાઓની રાજકીય ધક્કામુક્કીમાં લાતો ખાતું હતું. ચોરીલૂંટ ચોરલૂંટારા કરે અને રાજરજવાડાં કરાવે. પણ ગામેગામ સ્વરક્ષણનું ખમીર હતું. જ્ઞાતિબંધારણ દૃઢ, પણ સવર્ણોમાં તેમ હિન્દુમુસલમાનમાં પરસ્પરના ભોજનલગ્ન સિવાયના વ્યવહારને બાધક નહોતું. વેપારી પ્રજાના દેશમાં ધનાઢ્ય જ કે સત્તારૂઢ જ સૌથી મોટો, એટલે ધનાઢ્ય ગુરુઓ જ પોતાનું વર્ચસ્વ જાળવી શકતા. પંડિત, પંડ્યો, પુરાણી, માણભટ્ટ, જોષી વગેરેની પૂજા વ્યક્તિઓ પૂરતી મર્યાદિત હતી. આખો બ્રાહ્મણસમાજ, બ્રાહ્મણસમાજ તરીકે વર્ચસ્વ ભોગવતો ન હતો. તળ ગુજરાતમાં વેપારી વૃત્તિ અને કાઠિયાવાડમાં ક્ષાત્રવૃત્તિ કોઈ એક વર્ગનું વર્ચસ્વ જામતું અટકાવી શકતી. અસ્પૃશ્યો તરફ વૈષ્ણવની દષ્ટિ પ્રમાણમાં કૂણી હતી અને સહજાનંદે વિશેષ કૂણી કરી.

* મહીપતરામે સ્વીકાર્યું નથી પણ દાદોબા અને દુર્ગારામે છેક ૧૮૪૪માં સ્વીકાર્યું છે કે અંગ્રેજી અમલથી પૈસેટકે દેશની ખરાબી થઈ છે. મહેતાજીએ તો જણાવેલું કે "કેટલાએક કામમાં અંગ્રેજીનું રાજ્ય સારું છે. પણ એ રાજા પરદેશનો છે, માટે એને જેટલી પ્રીતિ પોતાના દેશના લોકો ઉપર છે તેટલી આ દેશના લોકો ઉપર નથી માટે ઈહાંની પ્રજા દુઃખી છે." આગળ ચાલતાં જણાવે છે કે "એ જે થયું છે તે હિંદુ લોકોના નિર્બળપણાથી તથા વિદ્યારહિતપણાથી થયું છે...માટે હવે તો એ જ ઉપાય છે કે વિદ્યાકલામાં જાણીતા થવું. નીતિમાન થઈને સરકાર પાસે પોતાનો ખરો હક માગવો."

[દુર્ગારામચરિત્ર પૃ. ૧૦૬-૧૦૭-૧૦૮



૨૦

મહારાષ્ટ્ર બલકે આખા દક્ષિણ ભારતની સામાજિક પરિસ્થિતિથી ગુજરાતની, કેટલીક બાબતમા, નિરાળી હતી એ પરિસ્થિતિમા કવિતાને પણ સ્થાન હતુ ગુર્જર રસભૂમિ સારી કવિતાથી ભીની હતી ખરેખર લોકજિહ્વાએ અને લોકહૃદયમા તેનુ સ્થાન હતુ પ્રેમાનંદનાં આખ્યાનો, દયારામની ભક્તિ અને 'પ્રણય'ની ગરબીઓ, વેદાન્તી સંતોના વ્યવહારજીવનમાથી વાળી લેવા પ્રયત્ન કરતાં ઉત્સાહી ભજનો, શાન્ત રસના સ્વામીનારાયણી ગીતો, વલ્લભ મેવાડાના ગરબા, લોકજીવનમા રસ પૂરતા, ધર્મમાર્ગે દોરતા, અને દુ ખ વિસારે પાડવામા મદદ કરતા મનસ્કાગને પ્રસંગે, ઓરડે, ચોગ્મા, ચકલે, મંદિરે, અપાસરે, ઉપરતે, જળાશયે, યાત્રાના ધામે લોકગીત, ગરબી, ગરબા, ભજન, ટૂચકા, વાર્તા વગેરેનુ નિશ્ચિત સ્થાન હતુ નવી સંસ્કૃતિનો યોગ કોરી ભૂમિ ઉપર નહોતો થયો મહાલયો બાધતા અને તેમા વસતા, મંદિરો બાધતા બધાવતા, કારીગરી ઉપજાવતા, ખરીદતા, ખપાવતા સમાજ ઉપર, સાહિત્યની દૃષ્ટિએ વૈષ્ણવ, વેદાન્તી, ને શાક્ત ધર્મવાર્તા અને લલિત વાર્તા, રામલીલા અને કૃષ્ણલીલાના જીવનભરત ઉપર આ નવી સંસ્કૃતિનો યોગ, પ્રતિભાવ, સંઘર્ષ થવાનો હતો

તેની નબળી બાજુ પણ હતી અને વિધર્મી સત્તારૂઢ પરદેશીઓ તેનો દેશ બહાર ઉપયોગ કરનાર હતા પાશ્ચાત્ય સરકારથી અજાઈ એ નબળી બાજુથી ક્લેશ પામનાર વર્ગ, તથા તેને સુધારવા મથન કરનાર વર્ગ ભણેલાઓમાથી ઊભો થયો અજ્ઞાન, કુરૂઢિ વહેમ, ધતરમતર, જાદુ, પાખડ, ધર્મને નામે અનાચાર, રૂઢિને નામે અત્યાચાર, વિધવા ને બાળક પ્રત્યે અનાચાર વગેરેનો સમાજ દાસ જ હતો

'રૂઢિ ધરમ ને રાજતણા સહુ છૈયે જ નીચા દાસ,
વેઠવા બધનદુ ખ ત્યા લગી, ઊચા સુખથી રહેવુ નિરાશ'

(નર્મદ – 'દેશદાઝ')

## દુર્ગારામ

આગળ જોયુ તેમ, શિક્ષિત નેતાઓ પશ્ચિમની સંસ્કૃતિના યોગમા બે બળથી પ્રેરાતા હતા સ્વમાન, અને જાતને સુધારી નીતિરીતિમા આપણા કરતાં કેટલી બાબતમા વધુ સુઘડ અગ્રેજોની બરોબરી કરવાની મહત્ત્વાકાક્ષા ખ્રિસ્તી ધર્મની અસરથી આપણા ધર્માચારના દોષો ઊડાને આખે વળગે એવા થયા, પણ રામમોહનરાય કે રાનડેને ખ્રિસ્તી ધર્મ અપનાવવાની સુદ્દલે ઇચ્છા નહોતી એ ધર્મસુધારકો હતા, ધર્માન્તર કરનારા નહોતા એ જ વિચારપ્રવાહને ગુજરાતમા વાળનાર દુર્ગારામે આ ભણેલાઓ ઉપર, સુધારકો ઉપર, વારવાર થતા આક્ષેપનો પરિહાર કર્યો હતો

'તમે એમ ન સમજશો કે કોઈ બીજા અભિમાની ધરમમા જવુ એ મારુ મત છે'

('દુર્ગારામ ચરિત'માની નિત્યનોધ તા ૬–૨–૧૮૪૩)

તા ૨૮ જૂન ૧૮૪૪ની નિત્યનોધમા દુર્ગારામ લખે છે 'આ મડળીનો વિચાર સાભળીને તે પ્રમાણે સર્વ ધર્મના સાક્ષી થઈને વર્તો માણસ માત્ર ઉપર પ્રીતિ રાખો એ સમયે એક બીજુ બન્યુ તે એ કે કેટલાએક અજ્ઞાની હિંદુઓને એવો સદેહ હતો કે એ મડળીવાળા લોકોનો અગ્રેજનો ધર્મ વધારવાનો વિચાર છે, પણ તે વાદ સાભળીને ત્યાના બેસનાર લોકોને નિશ્ચય થયો કે એ લોકનો વિચાર કઈ કોઈને ખ્રિસ્તી કરવાનો નથી, પણ લોકોને બધનમાંથી છોડાવવાનો માન છે'

સ્પષ્ટ છે કે દુર્ગારામનો ધર્મ માનવધર્મ હતો. એમનો ઉપદેશ હતો: માણુસ માત્ર ઉપર પ્રીતિ રાખો; સર્વ ધર્મના સાક્ષી થઈને વર્તો. આનાં ફલિતકો સ્પષ્ટ હતાં. અને દુર્ગારામે તે બધાં, આચારમાં નહિ તો અભિપ્રાયમાં, મતપ્રદર્શનમાં સ્વીકાર્યાં છે. 'આ જગતમાં માણુસ કોઈ ભંગિયો નથી, કર્મબળે ભંગિયો કહેવાય છે. * * જ્યારે તે કર્મથી રહીને સ્વચ્છ થઈ આપણી પાસે આવે તો આપણે અડકવાની કંઈ જ ચિંતા રાખની નહીં.' આ માનવધર્મના સિદ્ધાન્તને અન્વયે તેણે જ્ઞાતિભેદનો વિરોધ ને વિધવા-વિવાહનો આદર કર્યો છે પણ શુદ્ધ ધર્મની દૃષ્ટિએ મૂર્તિપૂજાનો વિરોધ એ એક જ અંગ અગત્યનું છે. પરંતુ એ પણ નત્રાત્મક જ અંગ કહેવાય. 'જેની ઇચ્છાથી આ જગત થયું છે એવા ભગવાનને ઠેકાણે મૂર્તિ કરીને પાલણે ઝુલાવે છે, તથા ઘૂઘરો, ઝુંઝુડી તથા ટાયકાની રમત કરી ભગવાનને રમાડે છે, તે જોઈને મને હસવું આવે છે કે આ માણુસ ભગવાનની શક્તિથી કેવાં અજાણ્યાં છે, કે બ્રહ્માંડને રમાડનાર ભગવાનને પોતે મોટું માણુસ થઈ તથા ભગવાનને નાદાન છોકરાના જેવા જાણીને રમકડે રમાડે છે! માટે તમારે એવી બુદ્ધિ રાખવી નહીં. એ તો નાદાન બુદ્ધિનાં માણુસોનાં કામ છે, પણ જો તમારે ભક્તિ કરવી હોય તો એમ કરજો કે હું ભગવાનને શરણ છોં. ભગવાન ઘણા સમર્થ છે. વિશ્વમાં વ્યાપક છે. તેનુ કંઈક તેજ સત્પુરુષમાં છે. માટે સત્પુરુષની વાતો સાંભળજો ને ભગવાનની એકાંતિક ભક્તિ કરજો. ને કોઈના ઉપર વર્ણાશ્રમનો અભિમાન ધરી દ્વેષબુદ્ધિ રાખશો નહીં. પ્રાણી માત્ર ઉપર પ્રીતિ રાખવી એ જ ભગવાનની મુખ્ય ભક્તિ છે.'

દુર્ગારામનો ધર્મ મુખ્યત્વે નાસ્તિપક્ષે રાચે છે. અસ્તિપક્ષે તેને મતે બધા માણુસ ભાઈ છે, ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો જોઈએ. 'કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ ૭ શત્રુને જીતવા. પરમાત્માનું જ્ઞાન પામવું એનું જ નામ ધર્મ.' પરમેશ્વર વિશ્વાત્મા છે, વિશ્વવ્યાપી છે, ને પોતે પોતાના જ જેવો છે.* પરમેશ્વરને આકાર તો છે પણ સૃષ્ટિમાંના કોઈ પણ પદાર્થના જેવો તેનો આકાર નથી માટે નિરાકાર કહેવામાં આવે છે. વળી ભક્તિ એ સહજ સ્ફુરણા છે. હૈયામાં ઘણો હર્ષ થાય છે તે હર્ષોદ્ગાર જે મોઢામાંથી નીકળે છે તેનુ જ નામ ભક્તિ.' રાત્રિદિવસ ભગવાનનાં પ્રત્યક્ષ કૃત્યો છે તેનું ચિન્તન કરવું એ જ ઉત્તમ ભક્તિ છે, એ જ ખરી પ્રેમલક્ષણા ભક્તિ છે. બીજી કોઈ ભક્તિમાં સાચો રસ નથી.

દુર્ગારામના સ્વતંત્ર ઉદ્‌ઘોષથી તેને ગુજરાતનો લ્યૂથર શ્રીને કહ્યો હતો. પણ મહીપતરામ કહે છે, વિધવાને પરણ્યો હોત કે ભઠિયારાની દુકાનેથી રોટલી મંગાવી ખાધી હોત તો એવા બિરુદને પાત્ર તે ગણાત. રામમોહનરાય જેવી કરી બતાવવાની હિંમત દુર્ગારામમાં નહોતી; અથવા ગુજરાતી વ્યવહારુ બુદ્ધિ, ગુજરાતી સ્વરક્ષણુચિંતાનુ ઊજળું રૂપ તેણે દાખવ્યું. 'ખામુખા હઠ કરીને ભંગિયાને અડવું જ, એમ કરશો મા.' જ્ઞાતિબંધન તોડવામાં પણ જથો થયા વિના ઉતાવળ કરવી નહિ. આ શાણુપણને હું દોષ નથી ગણુતો. એ શાણુપણુ ન હોત તો પણ વિદ્વત્તાના ભારે ફેરને લીધે રામમોહનરાયની કક્ષામાં એ આવત નહિ. વળી લ્યૂથરની સરખામણીમાં ભૂલી જવાય છે કે પ્રોટેસ્ટેન્ટિઝમનો શંખધ્વનિ કરનારે એક

* અહીં નોંધવું ઘટે કે દુર્ગારામનો આત્માપરમાત્મા વિશે મત શાંકર વેદાન્તને મળતો હતો. "અનાત્મા જે દેહાદિક, આત્મા જે જીવ અને પરમાત્મા જે બ્રહ્મ, એનો વિચાર સમજે છે, જ્યાંહાં સુધી પોતે જીવપણામાં છે ત્યાંહાં સુધી પ્રેમે કરીને પરમાત્માની ભક્તિ કરે છે, તે અંતે બ્રહ્મનિષ્ઠ થઈને પરમાત્માના સ્વરૂપને પામે છે." જીવ અને પરમાત્માની અત્યન્ત એકતા દુર્ગારામની કલ્પનામાં છે. આ વિચાર ભોળાનાથ ને નંદશંકરને પસંદ નથી આવ્યો તે તેમની નોંધ ઉપરથી સમજાય છે.

( દુર્ગારામ ચરિત્ર-પૃષ્ઠ ૮૦ )

હાથમા બાઇબલ રાખ્યુ હતુ અને બાઇબલનો અર્થ કરી તે અનુસાર વર્તવાનો હક્ક સ્વીકારવાની તેની હાકલ હતી દુર્ગારામની સર્વધર્મના સાક્ષી બનવાની હાકલ હતી એમા પરપરાનો બૌદ્ધિક સ્વીકાર લેશ પણ ન હતો પરપરા સાવ તોડી વા જેમપણે સર્વધર્મનો સગ્રહ કરવાનો આગ્રહ સેવ્યો તે સુધારકો ઊડી અને વ્યાપક અસર કરી શક્યા નથી બ્રહ્મસમાજનો આખો ઇતિહાસ આ વસ્તુ સાબિત કરે છે દુર્ગારામે શરૂઆતમા શાસ્ત્રસ્વીકાર, પરપરાસ્વીકાર ઉપર જ શુદ્ધ અને હિતકર બુદ્ધિ વડે સુધારાનુ ચણતર કરવાનો માર્ગ લીધો હતો અને તેટલા પૂરતી તેને સફળતા મળી એ પદ્ધતિએ ધર્મસુધારા ભોળાનાથની પ્રાર્થનાસમાજ કરશે તે આપણે જોઈશુ

સ્વતંત્ર ચિન્તન, કોઈ ગુરુ કે શાસ્ત્રના શબ્દને પ્રમાણ માન્યા વગરનુ ચિન્તન સર્વપ્રથમ દુર્ગારામની નોધોમા મળે છે ચિન્તનલક્ષી ગદ્યના એવા પ્રથમ પ્રયાસમા શૈલીની રમણીયતા, પરિચ્છેદોની વ્યવસ્થા, પદાવલિની શિષ્ટતા આદિની અપેક્ષા રાખવી વ્યર્થ છે પરતુ અણઘડ શબ્દોમા અણઘડ જનતા આગળ મૂકેલી બહુશ્રુત અને ઉત્સાહી સુધારકની યુક્તિઓ, દલીલો આમા દેખાય છે પોતાના આવેગ અને વાદને વ્યક્ત કરવા દુર્ગારામ ગદ્ય માટે અણખેડાયેલી ભાષાને કેળવતો જાય છે અને પોતાના વાહનને ખપજોગુ બનાવી શકે છે

ઈશ્વરના સર્જનનુ ચિંતવન કરતા આ સુધારકઅગસ્ત્યની વાણી આકર્ષક બને છે* પણ સામાન્ય રીતે અનાકર્ષક છતા વાદ, સમજાવટ, અર્થપ્રતિપાદન આદિ માટે યોગ્ય ગદ્યની શરૂઆત દુર્ગારામ કરે છે તેમા ઉત્સાહને છે પણ ઉશ્કેરાટને સ્થાન નથી, તેમા બુદ્ધિને નડતા બધનો તોડવાનો વ્યવસાય છે એટલે શબ્દ પ્રમાણનો તેમા આશ્રય નથી બુદ્ધિજન્ય વિવેક એ જ તેને મોટામા મોટુ પ્રમાણ છે "વિવેકી પુરુષ વિચાર કરે છે તેથી પાપ તે શુ પુણ્ય તે શુ તેના ભેદને સમજે છે. વિચારમા જે ઘટતુ હોય તે જ કરે છે અનાત્મા જે દેહાદિક, આત્મા જે જીવ, અને પરમાત્મા જે બ્રહ્મ, એના વિચારને સમજે છે'

સદસત-કર્મનિર્ણયમા સત્યાસત્યનિશ્ચયમા, પાપપુણ્યના વિધિનિષેધમા વિવેક જ મોટુ સાધન તેણે ગણ્યુ છે આથી દુર્ગારામના લખાણમા વિવેકની સ્વસ્થતા સામાન્યપણે જોઈ શકાય કવચિત્ તત્કાલીન વસ્તુસ્થિતિના ચિત્ર સાથે પોતાના મતને તે બલપૂર્વક જ કરે છે ત્યા સાહિત્ય નામને પાત્ર ગદ્યના અકુર દેખાય છે:—

* "તમે વિચાર કરી જુઓ કે આ સૂર્ય કેવો અદ્ભુત પદાર્થ છે એમા ભગવાને કેટલી શક્તિ મૂકેલી છે કે જેણે કરીને આ જગતને જીવન પ્રાપ્ત થયેલુ છે. જુઓ સૂર્યવડે તડકો પડે છે તેથી પ્રકાશ તથા ઉષ્ણતા પ્રાપ્ત થાય છે, ઉષ્ણતાથી ચેતના તથા આરોગ્યતા રહે છે, અન્ન પચાય છે, પાણી પાતળુ રહે છે, વાયુ વાય છે તથા શ્વાસોશ્વાસ કરવા જેવો હવકો તથા પાતળો જોઈએ તેવો રહે છે વરસાદ વરસે છે ઝાડો ઊગે છે ઇત્યાદિ બીજી જે જે સર્વ રચના છે તેનુ મૂળ ઉષ્ણતા છે પ્રકાશથી આખુ જગત પ્રકાશિત થઈ રહ્યુ છે જાતજાતની રગની રચના બની રહી છે સર્વને આખે સૂઝે છે, તેથી અનેક પ્રકારનો વ્યવહાર ચાલે છે. વળી સૂર્યમાળા કેટલાએક ગ્રહ તથા ઉપગ્રહ વડે કેવી તરેહની રચના શોભી રહી છે! ચદ્ર જે આપણી પૃથ્વીનો ઉપગ્રહ છે તે રાત્રિએ કેવો શોભા આપે છે તેમ કેટલાએક સ્થિર તારાઓ છે તે પણ રાત્રિયે ઘણા જ સારા દેખાય છે. લગનની વખતે જેવો માડવો દીવાથી શોભે છે, તેમ જ આ સૃષ્ટિરૂપ માડવો તારાઓથી શોભા આપે છે' (દુર્ગારામ ચરિત્ર-પૃ ૭૬)

'જેને વૈરાગ્ય થયો હોય તેને દેશ મૂકવાની જરૂર નથી, ગામ મૂકવાની જરૂર નથી, ઘર મૂકવાની જરૂર નથી, ધણિયાણીછોકરા મૂકવાની જરૂર નથી, વેપારરાજગાર મૂકવાની જરૂર નથી, જેમ જ્યાહા રહેતો હોય ત્યાહા રહે ને શરીરને અર્થે જે જે આવશ્યક છે તે સર્વ કરે પણ એટલુ જ વિવેકે કરીને જાણે કે આત્મા સત્ય છે, જગત નાશવંત છે, માટે અસત્ય પદાર્થોમા પોતાના મનને બાંધે નહિ, પણ એટલુ જ માન કરે કે અવિચારે વ્યવહારમા વર્તે નહિ એ વિશે જે મૂર્ખ લોકો તે તો એવુ સમજે કે જે ધણી લૂગડા પહેરે નહિ, કેવળ નાગો ફરે, રાખોડી ચોળે, વસ્તીમા રહે નહિ, કંઈ અનાજ ખાય નહિ, કોઈ સાથે બોલે નહિ, માબાપ, ધણિયાણી, છોકરા સર્વને મૂકી રાનમા જાય, તેને વૈરાગ્ય થયો એમ જાણવુ પણ એ વિચાર મૂર્ખ અને ઢોંગી લોકોનો છે વૈરાગ્ય જેને થયો હોય તે તો ઘણી સારી રીતે ઊજળાનાજળા ચાલે છે, ખાય છે, પિયે છે, બેસે છે, ફરે છે, વેપાર કરે છે, રાજકારભાર કરે છે, પણ તેને નાશવંત જાણે છે માટે અનીતિ, જુલમ, ચોરી ઇત્યાદિ કરતા નથી, વૈરાગ્ય પામવાનું કારણ એ જ છે કે અનીતિએ ચાલવુ નહિ' (દુર્ગારામ ચરિત્ર પૃ ૮૧)

## પૂર્વ નર્મદ

૧૮૪૮મા 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' અમદાવાદમા સ્થપાઈ અને ૧૮૫૧મા 'બુદ્ધિવર્ધક સભા' મુબઈમા સ્થપાઈ એ બન્ને બનાવ સૂચવે છે કે અજ્ઞાન અને વહેમ અને કુરૂઢિનો નાશ કરવા માટે ધર્મ પર આક્રમણ કરવાની કિંવા વેદ ઇશ્વરપ્રણીત નથી એમ કહેવાની જરૂર નથી મેકોલે આદિએ માનેલુ કે અંગ્રેજી શિક્ષણથી આપોઆપ ખ્રિસ્તી ધર્મ તરફ પ્રજાનુ વલણ વધશે, તો નવુ ભણેલા પણ જૂના સસ્કારમા ઊછરેલા અને ન્યાતેજાતે જુદા જુદા સ્વભાવના બ્રાહ્મણ, વાણિયા, ભાટિયા, પારસી, દક્ષિણી આદિએ સ્વાભાવિક રીતે જ માન્યુ કે જનતામા, વિશેષે કરીને સ્ત્રીઓમા, જ્ઞાન વધશે અને તે સ્વતત્ર બુદ્ધિ વાપરતી થશે કે આપોઆપ વહેમ, કુરૂઢિ અને અનાચાર નાશ પામશે ધર્મની ચર્ચા બાજુએ રાખી ગુજરાતી ભાષાદ્વારા જ્ઞાનપ્રચાર અને ગુજરાતી ભાષાનો ઉત્કર્ષ એ આદર્શ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પોતાનો કર્યો, બુદ્ધિવર્ધક સભાએ મુખ્યત્વે સ્ત્રીકેળવણી ઉપર ભાર મૂક્યો સ્ત્રીકેળવણી, વૈધવ્યદશા, દેશાટન અને દેશાભિમાન એ વિષયો ઉપરથી બુદ્ધિવર્ધક સભાનો કાર્યપ્રદેશ કે વાણીપ્રદેશ સમજાશે નર્મદાશકર અને કરસનદાસ ઉપરાત તેમા મનસુખરામ અને રણછોડભાઈ ઉદયરામ પણ હતા એ સૂચક હકીકત છે

"જ્યારથી બુદ્ધિવર્ધક સભા* ૧૮૫૧મા સ્થપાઈ ત્યારથી ને પછી ૧૮૫ મા સત્યપ્રકાશ નીકળવા માડ્યુ ત્યારથી ગુજરાતી લોકના મનમા જૂના વિચાર ને નવા વિચારનુ યુદ્ધ થવા માડ્યુ. એ સઘળુ ખરેખર એક વીશીમા થયુ છે"

આ ચળવળમા પ્રેરકબળ જ્ઞાનપ્રસાર હતુ બૌદ્ધિક પરિસ્થિતિનો જે નિર્દેશ ઉપર નર્મદાશકરના વચનમા આવે છે તેમા ધર્મશોધન, ધર્મના તત્ત્વનુ શોધન આગળ પડતુ નથી એ વસ્તુ અતિશય મહત્ત્વની છે નર્મદાશકરને આ વસ્તુ યથાર્થ નહોતી લાગતી અને દેશના સર્વાંગી વિકાસમા ધર્મસુધારાને, ધર્મની તાત્ત્વિક ચર્ચાને સ્થાન હોવુ જોઈએ એમ એ માનતો બુદ્ધિવર્ધક સભા ધર્મચર્ચા નહોતી કરતી તેથી

---

*૧૮૪૦મા એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટના વિદ્યાર્થીઓએ શરૂ કરેલ 'જુવાન પુરુષોની અન્યોન્ય બુદ્ધિવર્ધક સભા' બુદ્ધિવર્ધક હિંદુ સભા તરીકે ૧૮૫૧ના માર્ચમા સ્થપાઈ અને 'બુદ્ધિવર્ધક સભા' ને નામે ઓળખાઈ.

* [આ પરિચ્છેદ 'વીર નર્મદ' પૃ ૧૦૨-૩મા છે મૂળ 'નર્મગદ્ય' (સરકારી) પૃ ૬૪-૬૫]

નર્મદાશંકરને તત્ત્વશોધક સભા મુબઈમા સ્થાપની પડી હતી પણ એ સભાને કશો યશ મળ્યો નહિ 'મરાઠી જ્ઞાન પ્રચારક સભા,' 'બુદ્ધિવર્ધક હિન્દુ સભા,' પારસીઓની 'જ્ઞાનપ્રચારક મડળી,' બે દસકા પછી સ્થપાયેલી "જ્ઞાનેચ્છુ હિન્દુ સભા" એ બધા નામોજ સૂચવે છે કે વિદ્યાનો પ્રસારજ દેશના ઉદ્ધારનો મત છે એમ સર્વત્ર મનાતુ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી પણ વહેમખડન અને વિજ્ઞાનપ્રચાર કરતી, ગુજરાતી ભાષાને કેળવવા પ્રયત્ન કરતી

સ્પષ્ટ છે કે ગુજરાતની વ્યવહારુ બુદ્ધિએ કે કાયરતાએ કે સરક્ષણની વૃત્તિએ હિન્દુધર્મતત્ત્વ કે ધાર્મિક આચારો ઉપર સીધુ આક્રમણ કરવાનુ યોગ્ય ધાર્યું નહોતું નર્મદની માનસિક ક્ષિતિજમા દેશના સાર્વત્રિક હિતના સર્વ ચિન્તન–વિષય સમાતા સ્વતત્રતા ને ઉદ્યોગ, કવિતા ને કોશ, પત્રકારત્વ ને ઇતિહાસપરામર્શ, કેળવણી ને વિદ્યાવૃદ્ધિ, સસારસુધારો ને ધાર્મિક સુધારો, એ બધા વિશે તેને કાઈ ને કાઈ કહેવાનુ અને કરી નાખવાનુ હતું અને તેણે જે કહ્યુ તેમા જ્ઞાન અને દેશહિતચિન્તા હતી, દાઝ હતી, બળાપો હતો, હિંમત હતી, પણ હિંમત અને દાઝ અને નિખાલસતા જેટલી તર્કબદ્ધતા નહોતી પગપગ પર જ તેનો ઉગ્ર આઘાત હતો વિચારમા યુક્ત તેનો જ સ્વીકાર કરવાનો દુર્ગારામે ઉપદેશ કર્યો હતો નર્મદે પણ એવો જ ઉદ્‌ઘોષ કર્યો 'વિદ્યા, જ્ઞાન, અનુભવ અને બુદ્ધિ જે જે સૂચના કરે તે તે વાતો સ્વીકારતા રહો' પણ એની વિચારણામાં ૧૮૭૦ સુધી મધ્યવર્તી બીજ ન હોવાથી એક જ વૃક્ષના ડાળપાદડા છે એવુ ભાન થતુ નથી એક જ વ્યક્તિની ભાષા અને ઊર્મિ અને નિખાલસતા હોવા છતા વિચારમોજાઓમા પિંડના અંગોનો પરસ્પર સબધ જોઈ શકાતો નથી ગોવર્ધનરામ, આનદશકર, ગાધીજી વગેરેએ સળગ પ્રકરણબદ્ધ મીમાસાના ગ્રથ થોડા જ લખ્યા છે, છતા તેમની અભિવ્યક્ત વિચારણામા વૈયક્તિક અપૂર્ણતા અને સગતિ છે ૧૮૭૦ પહેલાના નર્મદના વિચારઘોષે સર્વત્ર નર્મદ નર્મદ કરી મૂક્યું, પણ તેમાનુ ઘણુ પુસ્તકિયા અને નહિ પચાવેલુ, ઘણુ બિનઅનુભવી અને અપક્વ બુદ્ધિના લેખકનુ, ઘણુ દેખાદેખીથી નામ મેળવવાના મોહનુ પરિણામ હતુ બીજુ, કવિપણુ એ નર્મદની પ્રકૃતિમાનો એક દૃઢ અશ છે ઉત્કટ આવેગની મૂર્છા, અને વિચારને વિચાર તરીકે રજૂ કરવાને બદલે ચિત્રના રૂપમા રજૂ કરવાની ટેવ, સપરીક્ષણ કરતા સત્યની જે ઝાખી થઈ–જોરસાઓને બળે કે સહજ સ્ફૂર્તિથી થઈ–તેને તરત પ્રગટ કરવાની આકાક્ષા, અને પ્રચારકની જેમ તેની ભારણિયા રજૂઆતદ્વારા તત્કાલ કાઈ પરિણામ ઉપજાવવાની ખાયેશ, એ બધાને લીધે નર્મદના વિચારમડળમા પાયાના એકાકાર વિચાર નથી જણાતા, એટલુ જ નહિ, એ વિચારનું પ્રતિપાદન અલકારમા, ચિત્રમા, આવેગસમાધિ (rhapsody) માં તત્કાલ તો ચમત્કારકતાવાળુ થયુ હશે, છતા આજે અરોચક ને પાખુ લાગે છે

"વિદ્યારાણી એ લોકના મન ઉપર રાજ્ય કરવાને અને સુધારો દાખલ કરવાને જાતે શક્તિમાન છે તોપણ તેને બે પ્રધાનની જરૂર છે જમણી ખુરસીનો બેસનાર પ્રધાન ધર્મ અને ડાબી ખુરસીએ બેસનાર પ્રધાન રાજ્યસત્તા છે એ બે પ્રધાન અને ત્રીજી રાણી એકમત થઈ કામ કરે, તો દેશસુધારો વહેલો અને પાકો અને બહોળો થાય, એમા કંઈ શક નહિ પણ આ સ્થાન એ બન્ને પ્રધાનોની ગેરહાજરી છે એ વના રાણી ઘણી મૂઝાય છે હવે હિંદુ રાજ્યસત્તા પ્રધાનનુ થોડા વરસમા દર્શન થાય તેવુ બિલકુલ લાગતું નથી ને કદાપિ આ વખતમા તેમ થયુ તો તે ઊલટી નઠારી સલાહ આપશે, માટે એ પ્રધાનની આશા અને વાત છોડી દઈ બીજો ધર્મ પ્રધાન છે તે મારો પરેવો છે માનુ દૂધ તો જબ્બર પીધેલુ છે, તેથી જોરાવર તો છે, પણ ઘણા પ્રસગે માર ખાધાથી અને અધીરાઈમા તથા બાવરાપણામા જેમ લોકોએ સલાહ આપી તેમ કીધાથી, જે પ્રમાણે વાણિયાનુ બૈરા છોકરાને માટે તરફી પીપરા વગેરેને મેરી રોગ હોરી લે છે તે પ્રમાણે ધર્મ ઘણા રોગોથી ઘણો અશક્ત થઈ ગયો છે ને પથારીમા

રિબાયા કરે છે એ મહેનત લીધે સારો થઈને કામ આવે તેવો છે ખરો માટે એ સારો થાય અને પછી રાણી અને પ્રધાન બે મળ્યા કે કામ ધોકારે ચાલવાનુ–અને સુધારો મજબૂત પાયા ઉપર આવીને બહોળો ફેલાશે હવે રાણી તો છે જ, પણ માદા ધર્મને ઓસડ ખવરાવી હોશિયાર કરવો જોઈએ

નર્મદનુ મદિર ગદ્યવિભાગ–પૃ ૧૦૩–૧૦૪

"બ્રહ્મતૃષા" ઉપરના ૧૮૬ ના લખાણમા કવિ લાબી સ બરની તૃષાની વાત કરી "ઓ મા! ઓ મા" કરતા ભૂલા પડેલ છોકરાની વાત કરે છે અને તેથી સતુષ્ટ ના થતા પાજરામા પડેલા પોપટની વાત કરે છે અને વિષયની તાત્ત્વિક ચર્ચા કરતા બ્રહ્મપાનની જરૂરિયાત અને બ્રહ્મપાનની ઈચ્છા થવાના કારણો સમજાવતા કેવળ ઉપયોગિતાવાદ જેવી વાત કરે છે "જ્યારે ખુની રીતે નિરાધાર અને તેની મદદના ગરજાઉ છો, ત્યારે તો તમારી ફરજ છે કે બ્રહ્મના ઠડા કુવામાથી જળ પીને શ્રમ ધોઈ નાખો' પરમાત્માના સાકાર સ્વરૂપ વિશેની વિચારણામા ભાષામા અલકારના સ્થાનનુ મહત્ત્વ બતાવી પ્રતિયોગી મહત્ત્વ ઈશ્વરના આકાર સ્વરૂપના ખ્યાલનુ છે એમ સમજાવે છે ભોળા અજ્ઞાન લોકમા ઈશ્વર સબધી ઓળખ હમે નહિ તેથી સાકાર સ્વરૂપની કલ્પના તો કેવળ યુક્તિ છે ઈશ્વરી શક્તિઓને કઈ રૂપ નથી પણ વારવાર તે તે શક્તિઓના વર્ણન કરવા પડે તેથી તેમને બ્રહ્મા, વિષ્ણુ શિવ વગેરે નામો અને આકૃતિ આપીએ છીએ તે તે શક્તિન સ્મરણ કરાવવા પૂરતી મૂર્તિની ઉપયોગિતા છે, પરતુ કેવળ કરતા તેની ઉપયોગિતા ઓછી છે'–ગહન વિષયના આવા નિરૂપણને ઉપરછલ્લુ જ કહી શકાય

૧૮૭૦નો નર્મદ સુધારકની ઘેલછા વિનાનો અને 'ધર્મ વિચાર'ના સરક્ષણની નીતિને વળગેલા નર્મદથી જુદો છે એના વિચારશૈલી ઘણા વિષયમા પરિપક્વ થયા છે આ સમયનો 'આપણી દેશજનતા'નો નિબધ સમય અને હજી પણ માર્ગદર્શક કહી શકાય એવો છે અહીં તેના આ સમયના ધર્મવિચારનુ છીછરુ પણ સર્વગ્રાહી રેખાદર્શન છે ધર્મની મીમાસામા તે ઊડો ઊતરતો નથી, સિદ્ધાતના મૂળ તે શોધતો પરસ્પર વિરુદ્ધ મતોને તે બુદ્ધિ અને જ્ઞાનથી તપાસતો નથી, પણ વિરુદ્ધ મતોના આક્રમણોમા મૂઝાઈ ઉપયોગિતાવાદની દૃષ્ટિએ જાણે તોડ કાઢે છે

સ્મરણમા રાખવુ જોઈએ કે બ્રહ્મસમાજની અસર નર્મદાશકર ઉપર પડેલી છે ૧૮૬૭–૬૮ થી કેશવચદ્ર સેને બ્રહ્મસમાજ જુદો સ્થાપ્યો હતો અને તેનુ વલણ સર્વમતસગ્રહ (eclecticism) અને ખ્રિસ્તી ધર્મ તરફ વધારે હતુ એ વલણને પરિણામે દેવેન્દ્રનાથના આદિબ્રહ્મસમાજથી કેશવચન્દ્રનો માર્ગ New Dispensation જુદો પડ્યો હતો ૧૮૬૮ થી ૧૮૭૮ સુધી કેશવચન્દ્ર સેનની પ્રતિષ્ઠાનો સૂર્ય મધ્યાકાશે હતો ૧૮૬૮ મા એટલે પ્રસ્તુત લખાણ પહેલા કેશવચન્દ્ર મુબઈ આવી ગયેલા અને તેમના પ્રાન્તમા તો ચૈતન્ય માફક પૂજાવાની પણ શરૂઆત થઈ હતી

શુદ્ધ ધર્મ કરતા નીતિ ને સદાચાર વિશેના વિચારમા નર્મદ વધારે ઊડાણ દાખવે છે, જોકે એમા પણ વિચારસરણિ એની આગવી નથી, યુરોપી નીતિવિચારની લાગે છે સામાન્ય નીતિ અને પ્રતાપી નીતિ એવા ભેદ નર્મદાશકર સ્વીકારે છે મનુષ્યની ઉદ્ધત, ક્રૂર અને દુ ખદાયક લાગણીને વિચારથી અકુશમા રાખી કરાતા કર્મને અનુલક્ષતા નિયમ તે સામાન્ય નીતિ લાગણીને વિચારના અકુશમા રાખ્યા વિના આચરણ થાય છે જેની અસર સમાજ ઉપર અખડ રહે છે, તે પણ નીતિ છે તે પ્રતાપી નીતિ છે 'મહાત્મતાના રાજવર્ગની નીતિમા ઔદાર્ય, પ્રેમ, શૌર્ય, સ્વતત્રતા, દેશાભિમાન, ટેક વગેરે યશસ્વી અને પ્રતાપી નીતિઓ છે' વળી વધારે સૂક્ષ્મતા દાખવી જણાવે છે 'સામાન્ય નીતિમા ઊંચો પુરુષ પ્રતાપી નીતિમાથી થોડી પણ ન રાખતો હોય તો તે ખરો ને ઊંચો નીતિમાન નથી' પ્રતાપી નીતિના વિચારને નર્મદે ખૂબ સેવ્યો લાગે છે, અને એની એ ભાવના એનુ જીવનરહસ્ય અને મહત્તા ખૂબ સ્ફુટ કરે છે સુખસગવડમા ગયવુ અને વિદ્વાન તરીકે પકાવુ એ એનો જીવનમર્મ નથી પ્રસગ ખોળીને પણ પ્રતાપી નીતિ આદરવી એ એની સતત કાર્યપ્રેરક ભાવના છે એને લીધે નર્મદ ક્ષત્રિય છે, કેવળ બ્રાહ્મણ નથી, માત્ર સાક્ષર નથી, સાક્ષરવીર છે, માત્ર સુધારક નથી પણ સેનાની છે



# વ્યાખ્યાન બીજું

# નર્મદ અને નવલરામ

## ઉત્તર નર્મદ

નીતિ અને સદાચારની વ્યવસ્થા માટે બે મજબૂત સિદ્ધાન્તોનો આશ્રય નર્મદ લે છે – आत्मवत् सर्वभूतेषु અને कस्यचित् किमपि नो हरणीयम् નો – પણ એ એને નિષેધાત્મક અને અપર્યાપ્ત લાગ્યા, ક્રિયાપ્રેરક ન લાગ્યા, તેથી સૌ જનની સામાન્ય નીતિ-વ્યવસ્થા માટે જ તેને ખપના ગણ્યા છે પાછળથી મણિલાલ આનંદશંકર આદિએ વેદાન્તના અદ્વૈતના સિદ્ધાન્ત ઉપર નીતિ વ્યવસ્થાનું સમગ્ર ચણતર ચણ્યું છે, એ જોતા નર્મદાશંકરનો આ વિચાર ખાસ ધ્યાન ખેંચે છે વળી છેક વાડીલાલ સુધી કોઈ ગુજરાતી વિચારકે વિશિષ્ટ પ્રકારની પ્રતાપી નીતિનો પુરસ્કાર કર્યો નથી, એ નર્મદની આ વિષયમાની અપૂર્વતા મનનીય છે

નર્મદની વિચારણામા 'પ્રતાપી' નીતિનો સ્વીકાર એ એક મૌલિક અંશ કહી શકાય એવી નીતિની માત્રા હૈયામા હોય તો આપણું 'ઠંડુ લોહી' જરા ગરમ થાય, જોસ્સાવાળુ થાય વિચારહિતત્વ અને ઠંડુ લોહી આપણા દેશજનોની ગુજરાતીઓની વિશેષે કરીને, સૌથી મોટી ખામી છે, અને એથી કાયરપણુ અને ખુશામતખોરી જેવા દુર્ગુણો ઘર ઘાલે છે વિચાર અને આચારમા શૌર્ય, વૃત્તિઓની પારદર્શકતા મનની નિખાલસતા એ બધાને લીધે નર્મદ ઉત્કટ પ્રેમી, ઉગ્ર સુધારક, નિષ્ઠાવાન સાક્ષર, અને દૃઢ સંરક્ષક થયો હતો સુધારાના આંદોલનમા મધ્યબિન્દુએ સ્ત્રીનુ સ્થાન હતુ, પરંતુ સ્ત્રી સબંધી નર્મદના ચિંતનમા કશી નવીનતા નથી "માણસ શબ્દમા પુરુષ ને સ્ત્રી બન્ને છે અને આકાર, સ્વભાવ, લાગણી ને સમજણમા ઘણાખરા સરખા છે પરણ્યા પછી એકમેકના સહવાસથી, એકમેકની પ્રીતિથી, એકમેકની પતીજથી પુરુષ સ્ત્રી બંધાઈને સુઘડ થાય છે, તે બેઉ જુદા જ માણસ બની રહે છે"*

"ખાવેપીવે, પહેરવેઓઢવે, દુ ખ દૂર કરવે ને સુખ ભોગવવે બનેના કુદરતી હક્ક સરખા છે' આથી ખાસ આગળ એ વધ્યો નથી, પણ સ્ત્રીનુ દુ ખ જોઈ તેનુ અંત કરણ ચીસ પાડી ઊઠતું વિધવાનુ દુ ખ અને તે વિષયમા સમાજની નઠોરતા તેના હૃદયને વીંધી નાખતા અને શુદ્ધ યુક્તિ કરતા ઉદ્બોધકની યથાર્થનિરૂપક ચિત્રણ-શક્તિથી તે શ્રોતા-વાચકમા દાઝ જગાવી શકતો સંસારસુધારા માટે માનસિક વલણ તૈયાર કરવામા નર્મદના જોરદાર વાણીપ્રવાહે, તેની અમોઘ ચિત્રણશક્તિએ કોઈ પણ સાહિત્યકાર આપી શકે તેટલો ફાળો આપ્યો છે 'પુનર્વિવાહ'ના નિબંધમા વિધવાની દશાનુ ચિત્ર રૂવાં ઊભા કરે છે 'રે ભાઈઓ, વિધવા કુકર્મ કરે છે તે જોતા, તેઓને ગર્ભ રહે છે તે જોતા, તેઓ ગર્ભપાત કરે છે તે જોતા – આવી આની રીતે કે ધગધગતા અંગારા બચ્ચાંઓના મોઢામા મૂકે છે, કુમળુ ડોકુ મરડી નાખે છે, રઝળતુ રસ્તામા ફેંકી દે છે, તેના પર છરી મૂકે છે, તેના પર તરતની ઓર ઢાંકીને ગૂગળાવે છે, એ જોતા, તેઓની અને તેઓના સગાઓની લોકમા લાજ જાય છે એ જોતા એ સૌ શુ માણસજાતની કુમળી છાતીને ફાડી નાખનાર તોપના ધણધણતા ગોળા અને તલવારના તીખા

* 'સ્ત્રી કેળવણી'

ઝટકા નથી? તેમાં વેળાએ પોતાના ઘરમાં ગોદા લાગ્યા હોય ત્યારે તો માબાપનાં દુઃખની, તેઓના ગભરાટની અને તેઓના આત્મઘાત કરવાની હાલત જોવી તે શું કમકમાટો ઉપજાવે તેવું નથી? એઓએ વિધવાને ફરીથી પરણાવવાથી જે પાપો થાય છે તેટલાં જ પાપો (બીજાં પાપો તો હાલ ગણવાં મૂકી દઈએ) પૃથ્વી ઉપર પ્રલય વરસેલો આણવાને અને બ્રહ્માંડમાં અંધારું કરવાને બસ છે, પણ હિંદુઓમાં જ એ પાપો થાય છે અને બીજા લોકોમાં નથી માટે જ વાર લાગે છે. એવાં પાપ પૃથ્વી ઉપર સઘળે ઠેકાણે થાય તો દુનિયાની અવધ આવવાને કંઈ જ વાર નથી. જે જે દુઃખ અને જે જે પાપ વિધવા પર ગુજરે છે તે તેઓ જ સારી પેઠે જાણે છે.'

'વીતે તે તો જાણે વિધવાપણું તે ખરેખરું કસાઈ.'

૧૮૬૦માં લખેલ 'લગ્ન' ઉપરના નિબંધમાં પુખ્ત વિચાર છે પણ ઊંડાણ નથી. બાળપણમાં પરણાવવાથી અનેકવિધ ગેરફાયદા છે તે નર્મદાશંકરે સારી રીતે બતાવ્યું છે; પણ લગ્નના ગંભીર વિષયની મીમાંસામાં સ્વયંવરની રીતમાં એ આટલું જ કહી શકે છે; એ સ્ફુટ છે અને ઠાવકા વ્યવહારુ રૂપનું સાદી ઇબારતમાં છે, પણ મીમાંસા તરીકે તેમાં નવીનતા કે ઊંડાણ નથી.—

'જ્યાં અમુક પુરુષ અમુક સ્ત્રીને અને તે સ્ત્રી તે પુરુષને ઉમળકાથી જોઈ સ્નેહાતુર થઈ જોડાયાં ત્યાં પછી તેઓના કારભારમાં વિક્ષેપ પડવાનો નહિ. ને તે કરતાં કદી કોઈ કારણથી વિક્ષેપ પડવાનો પ્રસંગ આવ્યો તો રાજ્યની ખરાબી થશે એમ જાણી બંને પાછાં સંપથી ચાલશે. તેવો જ પ્રસંગ આવ્યો તો પરસ્પરના કોલકરાર સામુ જોશે ને લોકલાજથી ડરશે ને તેમ કરતાં છેક જ વાત બગડી હશે તો ઠાવકી રીતે જુદાં પડશે. તેઓ પ્રથમ બહારના રંગથી એકમેકને મળવાની ઇચ્છા કરશે. પછી થોડા દહાડા ઉપલક પ્રસંગ રાખી એકમેકના સ્વભાવ મળતા આવે છે કે નહિ તે જોશે ને પછી દિલ કહેશે તો એકમેક સાથે પરણશે. એ રીત જેને સ્વયંવરની રીત કહે છે તે ઉત્તમ છે એવું પૂર્વે આપણામાં હતું ને આજ કેટલાક સુધરેલા દેશોમાં છે ને જે દેશોમાં નથી ત્યાં ઘરસંસારની ખરાબી જોવામાં આવે છે.'

સમગ્ર સમાજને સુધારવા સારુ કેળવણીના પ્રસારને નર્મદાશંકર ખૂબ મહત્ત્વ આપે છે. તેના શિક્ષણવિચારમાં નવીનતા નથી પણ મૂળ વસ્તુની પકડ છે, જે આજે દરેક શાળાનો દરેક શિક્ષક કદાચ જાણે છે. 'અનુભવ, તે ઉપર કરેલા વિચાર, ને એ ઉપરથી પાછો નવો અનુભવ કરવાની યુક્તિઓ એ ત્રણ વાતથી બુદ્ધિનો ઉદય થાય છે, ને એ ત્રણ વાતનો અભ્યાસ જારી રાખવાથી બુદ્ધિમાં વધારો થયા કરે છે.'* બુદ્ધિના વિકાસની જરૂર છે કેમકે માણસ સ્વભાવ ઉપરાંત બુદ્ધિથી જીવનવ્યવહાર ચલાવે છે. નીતિવૃત્તિને દૃઢ કરવાનું કામ પણ બુદ્ધિની કેળવણીનું અંગ છે. જો કુદરતી જોસ્સાઓ કાબૂમાં ન રહી શકે તો બુદ્ધિ અંગ રહી જાય છે, બુદ્ધિભ્રંશ થાય છે. કેળવણીના તંત્રનું ત્રીજું કામ સુઘડતા આણવાનું છે, જેથી શૌર્ય ઘાતકીપણું ન બને, ગ્નાન દોઢડહાપણ ન લાગે, ને વિનોદ અશ્લીલ ન થાય.

સ્વતંત્રતાની ધગશ સાથે તેના સ્વરૂપ અને આવશ્યકતાનો સ્પષ્ટ ખ્યાલ નર્મદને હતો, પણ ૧૮૬૦–૭૦માં મુસલમાનો હિન્દુની સરખામણીમાં સંખ્યામાં ઓછા અને સંસ્કાર કેળવણી આદિમાં

* નર્મદનું મંદિર: ગદ્ય વિભાગ–પૃ. ૩૭

પછીત, તેથી નર્મદના રાજકારણના વિચારો ને કલ્પના હિન્દુઓના વર્ચસમાં રાચે છે.' 'પારસી ને મુસલમાન હિંદુસ્તાનની ભૂમિને શરણે છે. હિન્દુસ્તાનની ભૂમિ તેમનું ભરણપોષણ કરે છે. એઓ હિન્દુઓના ભાઈઓ છે. એઓએ પણ હિન્દુની સાથે દેશના કલ્યાણને અર્થે પરિશ્રમ કરવામાં ખંતથી સામેલ થવું જોઈએ'* આમ નર્મદ તેમને ઉદ્‌બોધે છે; પણ દેશનું દેશજનત્વ હિન્દુત્વ જોડે સંયુક્ત છે, માટે દેશજનપણું અર્થાત્ હિન્દુપણું કોઈ પણ સંજોગોમાં જવું ન જોઈએ. "રાજ્ય સંબંધી હક ને સ્વતંત્રતાના હક થોડા મળે, મોડા મળે અથવા ન મળે તો ચાલે પણ દેશજનતા ગઈ-આપણી ભાષા, આપણું હિન્દુપણું, આપણું હિંદુ લોહી ગયું એટલે પછી આપણે જ નહિ" દેશજનત્વ, દેશપણું, 'નેશનહૂડ' એણે સમજાવ્યું. 'દેશીપણું એટલે એક દેશના હોવું એટલું જ નહિ પણ એક દેશના છૈએ એવું જે અભિમાન રાખવું તે પણ.' 'એ જાતિસ્થિતિ બતાવે છે તેમ વટઅભિમાન પણ બતાવે છે' એક દેશની પ્રજાની તેને પોતાને અનુલક્ષતાં એક સામાન્ય સ્થિતિ હોય છે જે બીજી પ્રજાઓને મુકાબલે વિશેષ સ્થિતિ ગણી શકાય. આ દેશજનની સામાન્ય વિશેષતા એ દેશજન-તા. દેશ, ભાષા, ધર્મ અને રાજ્ય એ બધાં દેશજનતાનાં મહત્ત્વનાં અંગ છે; અને આપણી પ્રજાનાં એ બધાં અંગ ઓછાંવધતાં નિર્બળ છે. આમ છતાં દેશજનતા ટકી, તો નિરાશ થવાનું કારણ નથી. દેશમાં બધાનું બધી જાતનું સુખ, સંસારસુખ, સમૃદ્ધિસુખ, વિદ્યાસુખ, ધર્મનીતિસુખ વગેરે વધે એને માટે આપણે બધાંએ ઇચ્છા સેવવી જોઈએ અને ખંતે પરિશ્રમ કરવો જોઈએ. આપણે સંતોષપરાયણ થવાને બદલે પ્રવૃત્તિપરાયણ થવું જોઈએ. સંતોષનું સુખ નિસ્તેજ છે, આશા ઉદ્યોગનું સતેજ છે. 'વૃદ્ધિ' progress આપણો સ્વભાવધર્મ છે; જગતનો નિયમ છે; માટે સર્વ દેશજનનાં જ્ઞાન, ચાંચલ્ય અને શૌર્ય વધવાં જોઈએ.

ધર્મ, સંસારસુધારો, પ્રવૃત્તિનિવૃત્તિનું તારતમ્ય વગેરે વિશે નર્મદના વિચારોમાં પરિવર્તન થયું તેનું એક કારણ એ કે નર્મદને સુધારકો તરફથી નિરાશા મળવા માંડી. કેટલાક સુધારકો પૈસા કમાવાને નાદે ચઢી ગયા. કેટલાક સચ્ચાઈ અને શૌર્ય વિનાના સમજાયા. જુવાનિયા તેનાં વીર કરતાં શૃંગારનાં કાવ્યો વાંચે છે જાણી તેમની ખરી મનોવૃત્તિ વિલાસની છે, ત્યાગ અને શૌર્યની નથી એમ તેને લાગ્યું આવ્યું. આમ તેનો ઉત્સાહ ઓસરતો ગયો. ઇતિહાસના અભ્યાસે તેની દૃષ્ટિ વધારે સ્થિર થતી ચાલી હતી. પણ આ આત્મલક્ષી બાબતો કરતાં બહાર દેશમાં જે બની રહ્યું હતું તે વધારે મહત્ત્વનું મને લાગે છે. હિન્દુસ્થાન અને હિન્દુધર્મ માટે ૧૮૭૫ની આસપાસનો સમય અસાધારણ મહત્ત્વનો છે. હિન્દુધર્મ ઉપર કુઠારાઘાત થયો હતો દુર્ગારામ કે નર્મદાશંકર ધર્મના વિષયમાં ગુજરાત માટે પણ નવવિધાયકો થઈ શકયા નહોતા. અને ખરું નવવિધાન ૧૮૭૫ પહેલાં થવા માંડ્યું હતું. ૧૮૬૮માં આદિબ્રહ્મસમાજ કેશવચન્દ્રથી જુદો પડયો. ૧૮૭૨માં દેવેન્દ્રનાથના આદિબ્રહ્મસમાજે બ્રહ્મલગ્નના ખરડાનો વિરોધ કર્યો, કેમકે તેને લાગ્યું કે એ જો કાયદો થાય તો હિંદુ મંડળમાંથી બ્રહ્મસમાજ ફીટી જાય. આ તરફ મુબઈ ઇલાકામાં ૧૮૬૭માં પ્રાર્થનાસમાજ સ્થપાઈ, પણ હિન્દુસમાજથી અલગ પડી જવાની નીતિ તેણે ન સ્વીકારી અને બ્રહ્મસમાજની ભૂલો તેણે ન કરી. ખ્રિસ્તી ધર્મ અપનાવવાનો તેણે ડોળ કર્યો નહિ, બલકે પ્રાચીન ભાગવત ધર્મ અને મહારાષ્ટ્રના સંતોના ધર્મ સાથે તેણે અનુસંધાન કર્યું. ધાર્મિક માન્યતાઓની અતિનિશ્ચિત શિક્ષાપત્રી તેણે ન રચી. એ માન્યતાઓના અબાધિત સ્વીકારનો તેણે આગ્રહ ન રાખ્યો. તેની ધર્મની ભૂમિકા તો હતી સાધારણ બ્રહ્મસમાજની, પણ બ્રહ્મસમાજની કોઈ શાખા સાથે તે ભળી ન ગઈ. સાધારણ બ્રહ્મસમાજના પ્રયત્ન છતાં તેણે નામ

* આપણી દેશજનતા (૧૮૬૯)

ન બદલ્યુ  પ્રાર્થનાસમાજના સભ્યો પોતપોતાની જ્ઞાતિમાં રહ્યા. તેમણે ભૂતકાળમાં પગ માંડીને ભવિષ્યનું સ્વપ્ન રચ્યુ. રાનડેને મતે—

"The Hindu community is not festering mass of decay and corruption It is no doubt conservative to a degree, but that conservatism is its strength No nation has any destined place in history which changes its creeds and morals, its customs and its social policy with the facility of fashions At the same time, our conservatism does not prevent the slow absorption of new ideas and the gradual assimilation of new practices "*

હિંદુ સમાજની સંરક્ષક વૃત્તિનો આ વિજય હતો એ સરક્ષક વૃત્તિ માટે આદર આ દસકામા હવામા હતો. ૧૮૭૫મા થિયૉસૉફિકલ સોસાયટી સ્થપાઈ અને તે જ વર્ષમા ભારતમા આર્યસમાજ સ્થપાયો. થિયૉસૉફિકલ સોસાયટીએ આર્યસમાજનો સહકાર સાધ્યો ૧૮૭૯મા કર્નલ ઓલકૉટ અને માદામ બ્લાવાટ્સ્કી હિંદ આવ્યા અને મુંબઈના આર્યસમાજે તેમનો સત્કાર કર્યો. એક સત્કારસમારંભમા નર્મદાશંકર હાજર હતા એમ ખાપર્ડે જણાવે છે.× થિયૉસૉફિકલ સોસાયટીના હેતુઓ અને પ્રવૃત્તિઓ હિન્દુધર્મ હિન્દુસમાજ અને હિન્દુ સસ્કૃતિને પ્રરક્ષક હતા :

"The society teaches and expects its fellows to personally exemplify the highest morality and religious aspiration, to opposé the materialism of science and every form of dogmatic theology...to make known among Western Nations the long suppressed facts about oriental religious philosophies, their ethics, chronology, esoterism, symbolism, to counteract as far as possible the efforts of missionaries to delude the so-called 'Heathen' and 'Pagans' as to the real origin and dogmas of Christianity...; to disseminate a knowledge of the sublime teachings of that pure esoteric system of the archaic period which are mirrored in the oldest Vedas, and in the philosophy of Gautam Buddha, Zoroaster and Confucius, finally and chiefly, to aid in the institution of a brotherhood of humanity, wherein all good and pure men, of every race, shall recognize each other as the equal effects (upon this planet) of one Uncreate, Universal, Infinite and Everlasting Cause."

(Renaissance of Hinduism ;

બેત્રણ વર્ષ આ બંને સમાજોએ સાથે રહી કામ કર્યું, પણ ૧૮૮૧મા એ છૂટા પડ્યા. પણ તેથી દેશના પ્રરક્ષક વલણમા કશો ફેર પડ્યો નહિ આ સમયની આધ્યાત્મિક કે માનસિક સ્થિતિનો યથાર્થ ચિતાર નર્મદાશકર 'ધર્મવિચાર'મા આપે છે

*D. S Sarma 'The Renaissance of Hinduism' પૃ. ૧૪૫-૧૪૬.

×નર્મદ શતાબ્દી ગ્રંથ પૃ. ૧૬૯ (શતાબ્દી અર્ધ્ય વિભાગ)

'હિંદુ પ્રજાની સંખ્યાના પ્રમાણમા સુધારાવાળાની સખ્યા હજી કઈ જ નથી અગ્રેસર કેવા છે? સનાતન ધર્મમા આચાર્ય તથા ધર્મગુરુ ને શિક્ષક બ્રાહ્મણ એ સ્થિતિભ્રષ્ટ છે સાત્વિક તે સમય નથી એમ માની ટકટક જોયા કરે છે, રાજસી તે વિલાસમા મગ્ન છે, ને તામસી તે અર્થ સાધવે પ્રપચ રમે છે કેટલાક પડિત નવા વિચારની આમા પણ થાય છે – કેટલાક પુનર્વિવાહ પ્રકરણમા ને કોઈ કોઈ સ્વામી દયાનદના ધર્મકથનની પ્રજાનો મોટો ભાગ સુધારાના બકવાદને ન લેખવતા સ્વધર્માચરણ ઘરડા કરતા આવ્યા તેમ કર્યા જાય છે ને એમાના કેટલાક જેને સુધારાનો પાસ લાગ્યો છે તેઓ ઘરમા ને જ્ઞાતિમા જૂની રીતિ રાખી રહી કે કાઇક બદની સુધારાને વખાણે છે પણ તે પક્ષમા જતા નથી સુધારાવાળામા સેન તો દિનપરદિન વધારે વધારે ખ્રિસ્તી સાધુના સ્વપ્નરંગમા રમે છે સ્વામી વેદની સહિતાને જ મનાવે છે ને તે પણ તેમાની હિરણ્યગર્ભ સૃષ્ટિની દેવતાઓને કાઢી નાખીને તે હમણા મુબઈ ઇલાકાની આશા છોડી ઉત્તર હિંદુસ્થાનના તથા પજાબના પ્રદેશમા ઘૂમે છે પ્રાર્થનાસમાજના અગ્રેસર તો દયામણા છે આધક સુધારાવાળામા હવે પછી કોઈ ગાદી ચલાવે તેવા હજી લગી તો જણાતા નથી પ્રજામાં વેદોક્ત જ્ઞાન વિશેષ સતેજ થતુ જાય છે, ને જ્ઞાતિ આચાર કર્મ વિષયમા તેણે કાઈ કાઈ હઠ મૂકી છે રાજ્યનીતિ, દેશસમૃદ્ધિ, વિદ્યાકળા, વ્યવહારચાતુર્ય એ વિષયમા સુધારાવાળાના વખાણ કરે છે, પણ નિવૃત્તિધર્મના વિષયમા એ હાથ ઘાલે છે તે તેને પ્રિય નથી સુધારાવાળાના પ્રયત્નમા આર્યસમાજે કેટલાક અગ્રેજી ભણેલાને વેદ માનતા કીધા છે, સૌ સુધારાવાળાએ ખ્રિસ્તી ઉપદેશકોનુ ફાવવા દીધુ નથી પણ પ્રજામા કુસપ કીધો છે, કેટલાકને સશયી કીધા છે, તેઓ બહુબોલા છે, કહેણી પ્રમાણે રહણી રાખતા નથી, વિષયસેવન યથેચ્છ કરે છે, અસત્ય, અમર્યાદા, વ્યભિચાર, મદ્યપાન, સ્વાર્થબુદ્ધિ, સંકોચવૃત્તિ એ આદિ દુર્ગુણ પ્રજામા વધ્યા છે, તે જડ શક્તિને વખાણનારા ને નીતિ વિશે નિસ્પૃહ રહેનારા સુધારાવાળાની સગતિએ કેટલાક પડિતો બગાડી તથા દક્ષણી પુનર્વિવાહના પક્ષમા ગયા છે ને સૂરતનો એક દક્ષણી શાસ્ત્રી દેશાટનને પુષ્ટિ કરનારો હતો થિઓસોફિસ્ટ અગ્રેસરોએ યોગ તથા મનની સિદ્ધિ સત્ય માની એની વિરુદ્ધ જે સુધારાવાળા તેને ઝાખા પાડ્યા છે અને સનાતન ધર્મનો આદર કરવા ભણી કેટલાકની મતિ કરી છે'*

'સુધારાવાળામા સેન તો દિનપરદિન વધારે વધારે ખ્રિસ્તી સાધુના સ્વપ્નરંગમા રમે છે' 'પ્રાર્થનાસમાજના અગ્રેસરો તો દયામણા છે,' 'આર્યસમાજે કેટલાક અગ્રેજી ભણેલાને વેદ માનતા કીધા છે,' 'થિયોસોફિસ્ટ અગ્રેસરોએ સુધારાવાળાને ઝાખા પાડ્યા છે,' – આ વચનો પ્રજાની તત્કાલીન નાડ બતાવે છે પાશ્ચાત્ય સસ્કૃતિની અથડામણમા પ્રત્યાઘાતનુ મોજુ શરૂ થયુ હતુ, અને એ મોજામા સમયમૂર્તિ નર્મદ નાનું મોજુ બની રહ્યો હતો સ્પષ્ટ સમજવુ જોઈએ કે દુર્ગારામ કે નર્મદે ધર્મમા નવવિધાન કર્યું નથી, તેમનામા તે શક્તિ નહોતી તેમના પ્રયત્નો તે ઉત્સાહી બુદ્ધિના સત્યાસત્ય-વિવેક અને રૂઢિ અને વહેમના ખડન માટે ઉદ્બોધનો છે તેમની પ્રવૃત્તિનુ પરિણામ ધર્મવિષયમા તો ખડન ખડનાત્મક હતુ, મડનાત્મક નહોતુ ધર્મમા સાચુ નવવિધાન પશ્ચિમ હિન્દુસ્તાનમા પ્રાર્થનાસમાજ, આર્યસમાજ અને થિયોસોફિકલ સોસાયટીથી થાય છે તેમા ગુજરાત પૂરતી માત્ર પ્રાર્થનાસમાજ અને થિયોસોફિકલ સોસાયટીની ગણના કરવી જોઈએ, કેમકે આર્યસમાજને પજાબે આશ્રય આપ્યો તેટલો ગુજરાત કે મહારાષ્ટ્રે આપ્યો નહિ

---

* 'નર્મદનુ મદિર ગદ્યવિભાગ'–પૃ ૫૦૮-૯

ખરુ જોતા નર્મદાશકરનુ લક્ષ દેશના અભ્યુદયના ધ્યેય પરથી ચસ્યુ નહોતુ ગજકીય સ્વતનતા એ સર્વ અભ્યુદયની ચાવી હતી એ સ્વતનતા લાવવા એવી પ્રજાકીય શક્તિ જોઈએ જેનો સરકાર વિરોધ ન કરી શકે એ શકિત જન્માવના દેશાભિમાન જોઈએ અને દેશાભિમાન એ ભૂગોળના એક ભાગ ઉપર, નકશાના વિભાગ ઉપર ઉઠેરી શકાતુ નથી દેશતાથી જે ધર્મ નીતિ રીતિ સૂચનાય તેનો પ્રેમ કેળવ્યે દેશાભિમાન કેળવાય છે આ કુદરતી અભિમાનને નિંદી સુધારકો દેશનુ શુ હિત સાધી શકે ? આવો વિચાર નર્મદાશકરે કરવા માડયો અને એ વિશે નિશ્ચય થતા તેના નિખાલસ શૂરા અને શૌર્યદર્શક સ્વભાવે 'ધર્મવિચાર'મા વ્યકત કર્યો અલબત્ત, આ વિચારમાળા તકશુદ્ધ નથી, પરંતુ ધીમે ધીમે નર્મદાશકરનુ માનસ દેશના અભ્યુદયના પ્રશ્ન અગે સમયાનુસાર અને પોતાના વીતથી બદલાયુ એનુ એ વિચારમાળા સૂચક છે રાજકારણમા ઉદ્દામ અને ધર્મ તથા સમાજના પ્રશ્નોમા સરક્ષક નીતિમો પ્રવાહ શિક્ષિતોમા શરૂ થઈ ગયો હતો એ પ્રવાહ ઉપર તરતા રહેવાનો નર્મદાશકરનો આ પ્રયત્ન અસમર્થ જ કહી શકાય તેના ખરા ક્ષાત્ર સ્વભાવને – જે સ્વભાવ તેણે વીસપચીસ વર્ષ દાખવ્યો – તેને આ આખો પ્રયત્ન પ્રતિકૂળ હતો ધર્મવિચારની શૈલીમા ઉત્સાહ નથી, ધમક નથી, વેગ નથી કેવળ શરૂઆતના શાબ્દિક બિનઅનુભવીના બળાપાની વાત બાજુએ રાખીએ, ૧૮૭ ના પાકટ નર્મદના ગદ્યમા જેમ, વેધક દૃષ્ટિ, કુદરતી લાગતી વ્યવસ્થા અને આકર્ષણ છે તે 'ધર્મવિચાર'ના ટાયણિયા કે ગાદીપતિ મહારાજની ધાટીના ગદ્યમા લાગતા નથી

વિચારપરિવર્તન થતા મુદ્દાના થોડાક નવીન ખ્યાલો નર્મદના ચિન્તનમા ભળે છે તેમાનો મુખ્ય આ કે દેશના આધ્યાત્મિક વલણો અને સમૃદ્ધિને નબળી પાડી સુખસપત્તિની પ્રવૃત્તિઓ સબળી થવાની નથી આધ્યાત્મિક સમૃદ્ધિ એ પાયાની સમૃદ્ધિ છે બીજો એ કે દેશની પરતત્રતા કે હિંદુઓની વર્તમાન દશાને વિચારી દૈન્ય ધરવાની કે આત્મ – અવગણના કરવાની જરૂર નથી, કારણ કે મનુષ્યની તેમ પ્રજાની ચઢતીપડતીમા કાળબળ, કોઈ અદૃષ્ટ તત્ત્વ પણ કામ કરતુ હોય છે પ્રજાઓના પણ વારાફેરા છે, સર્વ લોક, જનમડળો, પોતાના પૂર્વ અને વર્તમાન કર્મને તેમ કાળને અને ઉત્પત્તિ – સ્થિતિ – લયરૂપ જગતના સ્વભાવને વશ છે (કાળ અને જગતસ્વભાવનો ભેદ નર્મદે કર્યો નથી ખરુ જોતા જગતસ્વભાવનો સમાવેશ કાળમા જ કરવો જોઈએ) સુધારાએ બુદ્ધિચાચલ્ય, પૃચ્છકશકિત અને સાહસવૃત્તિ દેખાડયા છે તેના સત્ત્વનો ઘટતો ઉપયોગ થાય તો જનમડળને લાભ થાય, પણ સુધારકોની દેશાભિમાનની નીતિથી હિંદુ ધર્મનુ નખોદ જશે ૧૮૮૨ મા ગુરુમહારાજની ઢબે નર્મદ આર્યોદ્બોધન કરે છે ત્યારે લાગે છે કે એક બાજુ સ્વામી દયાનદ અને બીજી બાજુ માદામ બ્લાવાટ્સ્કીની વાણીનું અનુકરણ કરતી શિક્ષાપત્રીના કે પયગમ્બરી ડોળવાળી વાણી ઉચ્ચારવાનુ નર્મદને હવે ગમે છે

'ભો આર્ય ! ઉત્તમ તત્ત્વજ્ઞાન, ઉત્તમ રાજનીતિ, ઉત્તમ સસારનીતિ, મહાત્મતા, ઔદાર્ય, ત્યાગ, તપ, ધૈર્ય, પરાક્રમ, એ તારા જ છે, પણ હમણા કાળવશાત્ મોહવશાત્ પરાધીન પતિત છે તેથી તુને વિસ્મરણ છે તુ પાછો સબળ સતેજ થઈશ પણ હવે જાગ, ઊઠ શુદ્ધ થઈ નિશ્ચયે તથા નિયમે કર્તવ્ય કર'

'ભો આર્ય ! સ્મરણ કર, અનેક જન્માતરનો પ્રવાસ કરી તારે મૂળ ધામે જવુ છે, સ્મરણ કર, તે ધામે જવાને આત્મસ્વરૂપનુ જ્ઞાન પામવુ અવશ્ય છે, સ્મરણ કર, તે જ્ઞાન પામવાને વેદવિહિત નિત્ય નૈમિત્તિક કર્મ તારે કરવા છે સસારી અર્થકામનામા તારુ કલ્યાણ નથી, પણ સ્વધર્મવિષયમા ને

ગ્રધર્મપાલણે જ છે, વૈરાગ્ય, ભક્તિ, કર્મ-ઉપાસના ને જ્ઞાન એ સાધને છે, પ્રવૃત્તિની અશાંતિમા નહિ, પણ નિવૃત્તિની શાંતિમા જ પરમ કલ્યાણ છે *

નર્મદાશંકર અનેક ક્ષેત્રમા અર્વાચીન ગુજરાતી સસ્કારિતાનો અગ્રણી વિધાયક હતો સામાન્ય રીતે આપણે નવલરામને ગુજરાતનો પ્રથમ વિવેચક ગણીએ છીએ પણ ખરી રીતે જેમ નવી કવિતાનો પ્રથમ કવિ નર્મદ, તેમ નવી પદ્ધતિનો પ્રથમ વિવેચક, દૃષ્ટિ અપક્વ અને લખાણ આછુ છતા પ્રથમ વિવેચક છે થોમસન આદિ અગ્રેજી પ્રકૃતિકવિઓની કવિતાનો, હેઝ્લિટના કાવ્યવિવેચનનો અને સસ્કૃત રસશાસ્ત્રનો પ્રતિધ્વનિ નર્મદમા સભળાય છે તે લખે છે 'કુદરતના દેખાવની છાપ મારા મન ઉપર મારા બાળપણમા જ સારી પેઠે પડી હતી, અલબત્ત ઝાખી તો ખરી એ ઝાખી છાપો જ્યારે હુ સુરતમા નવ વરસ રહ્યો હતો ને ગામડાઓમા ફરતો હતો ત્યારે ચિત્રરૂપે થવા આવી હતી, તે કવિતા શરૂ કર્યા પછી પ્રસગ તથા વિચારને જોર આપોઆપ આમેહુબ ચિત્રરૂપે બહાર નીકળી પડી છે'

અનુભવ ઉત્કટ હોય તો તે અનાયાસે કાવ્યદેહ ધરે એ એક વાતની આછી આગાહી ઉપરના વચનોમા છે એમા હેઝ્લિટનો સસ્કાર છે, અને તે અગ્રેજી વિવેચનનો આપણા સાહિત્યમા સચાર સ્પષ્ટ કરે છે કવિત્વશક્તિના લક્ષણોમા હેઝ્લિટ પાસેથી જોસ્સો ( passion ) અને 'ચિત્ર પાડવાની શક્તિ' ( Imagination ) નર્મદે લીધા અહીં સર્ગશક્તિના અર્થમા આ 'ઇમેજિનેશન' શબ્દ તેણે નથી વાપર્યો, પણ ચિત્ર પાડવાની શક્તિ માટે યોજ્યો છે આ અભિપ્રાય અનુસાર તેને દયારામમા જોસ્સો જણાયો પણ ચિત્ર પાડવાની શક્તિ ન જણાઈ, શામળમા તેને જોસ્સો ન જણાયો પરતુ 'કવિ અને કવિતા' નિબધમા 'ઇમેજિનેશન'નો અનુવાદ 'તર્કબુદ્ધિ'થી તે કરે છે હેઝ્લિટ કહે છે

It (poetry) is strictly the language of the imagination, and the imagination is that faculty which represents objects, not as they are in themselves, but as they are moulded by other thoughts and feelings, into an infinite variety of shapes and combinations of power,'

નર્મદ આનુ રૂપાન્તર કરે છે 'એક વિચારને બીજા વિચાર સાથે કેટલો સબધ છે અને તેમા ખરા ખોટા કાયો છે એ વાતની તપાસ કરનાર જે આપણી મનશક્તિ તે વિવેકબુદ્ધિ કહેવાય છે, અને બે અથવા વધારે વિચારોને પોતાની તરફનો પ્રકાશ આપી રંગનાર અને તેને તેજી આપનાર અને તેમ કરી નવો વિચાર ઉપજા કરનાર એવી જે મનની શક્તિ તે તર્કબુદ્ધિ કહેવાય છે' અગ્રેજી સાહિત્યમા આ શક્તિને માટે પહેલા 'ફેન્સી' શબ્દ વપરાતો તેથી કદાચ તર્કબુદ્ધિ શબ્દ નર્મદે યોજ્યો હશે, પણ તર્કબુદ્ધિ શબ્દથી તેને સર્ગશક્તિ અભિપ્રેત છે ને વિશે શકા નથી આ સર્ગશક્તિ નવનવોન્મેષશાલિની પ્રજ્ઞા પ્રતિભા આપણા આલકારિકોએ કલ્પેલી તે જ છે Poetry represents forms chiefly as they suggest other forms, feelings as they suggest forms or other feelings (Hazlitt) પ્રેમાનદમા વ્યજના નથી એમ નર્મદ કહે છે ત્યારે તેને આ વ્યજના અભિપ્રેત હશે સસ્કૃત આલકારિકો પાસેથી કાવ્યનુ રસતત્ત્વ પણ તેણે સ્વીકાર્યું એ રસ× અને અગ્રેજી passion જોસ્સાનો મેળ તે ન કરી શક્યો, પણ રસતત્ત્વનું મહત્ત્વ સ્વીકારવાથી

* નર્મદનુ મદિર' ગદ્યવિભાગ પૃ ૫૨૪
× 'રસ એ અતરની મઝા' નર્મદ

તે શુદ્ધ કવિતાને પદ્યરમત, જોડકણાંથી જુદી પાડી શક્યો, એટલું જ નહિ, કવિતાકલાને વર્ણમાધુર્ય અને સંગીતથી અલગ કલા તરીકે પિછાણી શક્યો. "આવી (દયારામના જેવી) રચનાની કવિતા ગાયનમાં ગવાય ત્યારે તેની અસર કંઈ થોડી નહિ. પણ લોકો રાગડા ઉપરથી જ કવિતાની પરીક્ષા કરે છે તે કેવળ ખોટું છે. રાગડાને ને કવિતાને કંઈ જ સંબંધ નથી. જેમ બીજા સાધારણ લોકો દયારામને મોટો કવિ સમજે છે તેમ હું પણ સમજતો. પણ જેમ જેમ તેનું કવન હું વાંચતો જાઉં છું અને રાગડા અને શબ્દરચનાનો વિચાર દૂર રાખી ફક્ત રસાલંકારયુક્ત કવિત્વશક્તિનો જ વિચાર કરું છું અને બીજા કવિઓની કવિત્વશક્તિ સાથે સરખાવું છું તેમ મારા વિચારમાં તેનું શ્રેષ્ઠપણું ઓછું થતું જાય છે.'

રસ ઉપરાંત નર્મદને મતે વિચાર વિદ્યા અને (રસથી ભિન્ન) વ્યંજના જોઈએ, અને એ પ્રેમાનન્દમાં ઓછાં છે એટલે પ્રેમાનન્દ પણ ઉચ્ચતમ કવિઓની કક્ષામાં આવી શકે નહીં. ઉત્તમ કવિ માટે હેઝલિટે બાંધેલું લક્ષણ નર્મદ સ્વીકારે છે જગતનાં સર્વ પાત્ર, સર્વ લાગણીઓ, સર્વ સંજોગોમાં સર્વ પાત્ર સાથે અને લાગણીઓની સર્વ કક્ષાઓ સાથે તદાકાર થઈ શકે, પાત્ર પોતે જ હોય, લાગણી પોતાની જ હોય, એવી પ્રતીતિ ઉપજાવતું લખી શકે તે ઉત્તમ કવિ. તદાકાર થવાની અસાધારણ શક્તિ એ ઉત્તમ કવિનું લક્ષણ છે. જીવનવસ્તુના ગર્ભમાં જવાની શક્તિ, જાણે પ્રકૃતિની સર્વ લીલાનો પોતે સાક્ષી હોય 'જાણે કે કુદરતના જીવ જોડે જ વ્યવહાર રાખતો હોય' એમ વાણી ઉચ્ચારવાની પ્રતિભા કવિમાં હોય છે.

બીજી કલાઓથી કવિતાને જુદી પાડતાં તેની ઉચ્ચતા પણ હેઝલિટને અનુસરી નર્મદ સ્વીકારે છે. 'ભાષાનો કવિતાશક્તિ જોડે પાસેનો ને સીધો સંબંધ છે, તેથી ભાષા તેનું કહ્યું તરત ને ઘણું કરે છે.' કવિનું મન અને ભાષા વચ્ચે લગભગ સાક્ષાત્ સંબંધ હોય એમ લાગે છે, જે બીજા કલાકારોને તેમનાં ઉપાદાન સાથે નથી.

વિવેચન માટે નર્મદને દઢ ગજ મળ્યા નથી. આપણે હજી સુધી કરી શક્યા નથી તો સંસ્કૃત અને યુરોપી કાવ્યશાસ્ત્રના સિદ્ધાન્તોનો એ સમન્વય તો ક્યાંથી જ કરી શકે? એવી અસાધારણ સમન્વયની શક્તિ તેના કોઈ પણ ચિન્તનપ્રકારમાં નથી જણાતી. છતાં તેણે વિવેચનમાં સાચી દિશા લીધી હતી. જે કસોટીઓ મળી તે તેના જમાના માટે આકરી ગણી શકાય એવી હતી. વળી નર્મદને મતે ટીકાકારે સારું નરસું બતાવવું, એટલું જ નહિ, 'વિશેષે નરસું બતાવવું કે જે જલદીથી દૂર કરવું જરૂરનું છે.' એ ધ્યેય જોતાં પણ એ આકરો ટીકાકાર ગણાય. અહીં ય શૂરવીરની ઢબે, ભાષાભક્તિમાં ન તણાઈ, સાચું લાગ્યું તે તેણે આખાબોલી નિર્ભીક સ્પષ્ટતાથી કહ્યું છે. કોઈ પણ કવિનો એ ભાટ નથી. પોતાના કે પારકા, દેશના કે વિદેશના છિદ્રને ઢાંકવાનું તેને કદાપિ મન જ થતું નહિ. સત્યશોધન માટે વિજ્ઞાનીની અને હેતુવાદીની દૃષ્ટિ રાખવા પ્રયત્ન કરનાર આપણો પ્રથમ સાહિત્યકાર અને વિવેચક નર્મદ છે. નિખાલસ માનવ; નિખાલસ વિવેચક

## નવલરામ

શૈલીમાં સમત્વ વિચારમાં વધારે સમન્વય, પદ્ધતિમાં વધારે તટસ્થતા, અને સિદ્ધિમાં વધારે સ્થિરબુદ્ધિત્વ એ લક્ષણો નવલરામને નર્મદથી ગદ્યકાર અને વિવેચક તરીકે જુદા પાડે છે. અને નવલરામની ખરી સિદ્ધિ વિવેચક ગદ્યકાર તરીકે જ છે તેથી અહીં વિવેચક નર્મદ સાથે જ તેની ગણના કરી લઈશું.

વિવેચક નવલરામની બે મર્યાદાઓ જોઈ શકાય એક નર્મદના પ્રશસક અને અનુગામી હોવાથી ઉદ્ભવેલી, અને બીજી શાળા, શિક્ષણ અને શાળાપત્રના સમંધમાથી ઉદ્ભવેલી પહેલીને કેટલેક અશે તેઓ વટાવેલી, બીજી કેવળ મર્યાદા નહોતી પોતે શિક્ષક છે, વસ્તુ નિરૂપણ અર્થલક્ષી અને સરળ થવુ જોઈએ એટલુ જ નહિ, નીતિના ધોરણોનો પોતે ચોકીદાર છે એવી ધર્મભાવના નવલરામ વીસરી શકે નહિ વિવેચન અને શિક્ષણના ઊગમકાળે આ લાભ હતો અને કદાચ એ પરિસ્થિતિમાથી ગેરલાભ સભવત તો રવકીય હાસ્યવૃત્તિ અને સુરતી સસ્કારથી તે દૂર થયો હતો આ ધ્યેય અને પદ્ધતિનો નવલરામનો વારસો નરસિંહરાવને મળ્યો

નર્મદની કવિતાથી નવલરામ પ્રથમ અજાઈ ગયેલા પણ પછી તેને વિશે મત ફેરવી યોગ્ય મૂલ્ય આક્યુ "રસ એટલે અદરની મજા" અને 'રસ એટલે ખરો જોસ્સો' એમ નર્મદના વિધાન અને વલણ લઈ એમણે જોસ્સો–મનોવિકાર–ઊર્મિ અને તેના યથોચિત વર્ણનથી થતો આસ્વાદ કારણ–કાર્ય રૂપે જોઈ લીધા 'ગમે તે મનોવિકારના (અર્થાત્ જોસ્સાના) પૂર્ણ બળનુ (કુદરતી સચ્ચાઈથી) પ્રગટ થવુ (એટલે કે આસ્વાદ્ય રૂપ થવુ) તે રસ' રસ એટલે 'delineation of passions' પણ નર્મદની જેમ નવલરામ પણ કવચિત્ આ જોસ્સાને મનોવિકાર કે ભાવ તરીકે સમજવાને બદલે જોશ, ઉત્કટતા, (rigour)* કે બળના પ્રતિપાદક શબ્દ તરીકે લેતા અને "સુબોધચિંતામણિ" જેવા અર્થવિવેચનમા આવેગ કે આવેગદભથી છેતરાતા પણ ખરા

'જુસ્સો–સાચા અત કરણનો જુસ્સો–ઊભરાતો ઊછળતો જુસ્સો–જે પોતાના સત્ય સ્વરૂપમા તલ્લીન થઈ ગયેલો છે, અને બીજાને કેમ લાગશે તેની કાઈ પણ પરવાહ રાખતો નથી, એવો સ્વયપ્રકાશ સાચા દિલનો જુસ્સો, એ કવિતાનો અને તેમા વિશેષે કરીને સગીત કવિતાનો તો અવશ્ય આત્મા જ છે એ વિના સઘળો પદ્યબધ શબવત્ છે, અને જ્યાં આવો સાચો ઊભરાતો જુસ્સો છે, ત્યા બીજા ગમે એના ને ગમે એટલા દોષ હોય, તો પણ કવિત્વ–મનોહર કવિત્વ–અવશ્યે જ રહેલુ છે ભાઈ વલ્લભદાસના કાવ્યની સઘળી મોહની આ જુસ્સામા જ રહેલી છે" અને દાખલામા નવલરામ ટાકે છે' 'અણસમજુ, અર્ધમૂઆને મારી કા પૂરા કરો! છાતી પર ચડી બેઠો શુ કરે છરો?'×

આ અવતરણમાનુ જુસ્સાના ગુણ વિશે વિધાન કે 'બીજાને કેમ લાગશે તેની કાઈ પણ પરવાહ રાખતો નથી,' તેમજ એ જુસ્સાનુ ઉદાહરણ વાચકને શમમા નાખી દે છે કોઈ પણ રસના સ્થાયિભાવ કરતા કેવળ વીરના સ્થાયિભાવ ઉત્સાહની અપેક્ષા નર્મદની માફક નવલરામ રાખી બેસતા (એટલું તો ખરુ જ કે) કોઈ ભાવની ઉત્કટતા અને સામાન્ય ઉત્સાહ અને ઓજસ્ એ બે પદાર્થો નવલરામના વિવેચનમા ગૂચાઈ ગયા છે

શિક્ષકના વ્યવસાયની અને શાળાપત્રની નીતિની મર્યાદા 'કલાન્ત કવિ'ની તોછડી નોધમા જણાઈ આવે છે 'એમા ઠેકાણે ઠેકાણે ઉઘાડો શૃગાર અને પરકીયા ભાવ હોવાથી અમે તેનુ વિશેષ

* "સુરનો કેવળ ત્યાગ કરી માત્ર તાલ સમજી અથવે આવારે જ જુસ્સો લાવી વાચવુ તેને કવિતા બોલવી એમ કહે છે"

નવલગ્રથાવલિ (તારણ) પૃ ૯૩

× નવલગ્રથાવલિ (તારણ) પૃ ૧૦૧

વિવેચન જ લખવા રાજી નથી.' આમાં નર્મદનો અનુયાયી સૂરતી રસિયો શિક્ષક નવલરામથી પરાભવ પામે છે. 'રામારત્નનિરૂપણ'માં નવલરામ રોષપૂર્વક ઉદ્‌ગાર કાઢે છે: 'આ કવિતામાં જે શુદ્ધ, ઊંચો પ્રેમ તમે વર્ણવ્યો છે તે ક્યાં અને મલ્હારરાવ ક્યાં? એ વિષયાસક્ત પશુનું નામ એક જ સમે પણ મુખમાંથી કાઢીને શા માટે પ્રેમના પવિત્ર શબ્દને અભડાવો છો?'

પરંતુ એકંદરે અને પ્રધાનપણે નવલરામનું દૃષ્ટિબિન્દુ કલારસિકનું—રસનિષ્ઠ ને સૌન્દર્યપરાયણ છે એ સિદ્ધિમાં આપણા ગદ્યલેખકોમાં એ પ્રથમ છે. વિવેચક તરીકે એ તેમની મોટી કીર્તિ છે. 'અમારો હેતુ એમ નથી કે નાટકો બોધપ્રધાન હોવાં જોઈએ. નાટક લખનારે બોધ કરવા ઉપર લક્ષ રાખવું જોઈએ, એમ પણ અમે કહેતા નથી. અમારા વિચારમાં તો બોધ કરવો છે એ વાત જ ભૂલી જાય તો સૌથી સારું છે.'* 'રસ જે કાવ્યનાટકોનું લક્ષણ, તે જેણે છોડ્યું, તે કાવ્યનાટકે તો પોતાનો સ્વધર્મ જ છોડ્યો, અને તેમ થયું એટલે તે કશા કામનું રહ્યું નહિ. સુબોધ એ સારા નાટકનું સ્વાભાવિક ફળ છે, પણ તેનો ઉદ્દેશ નથી.'÷ ધર્મ, રાજકારણ, નીતિ, રીતરિવાજ આદિમાં નવલરામને અમુક અમુક ચોક્કસ મત હતા તથાપિ કોઈ મત વિશે દુરાગ્રહ ન હતો. ભિન્ન ભિન્ન મતોની તુલનામાં તથા વ્યક્તિવિશેષોના તોલમાં તે પ્રશસ્ય સમદૃષ્ટિ રાખી શકતા. 'પક્ષાપક્ષી વગર સર્વ પક્ષમાંથી સારાસાર શોધનારા મહા ઊંચી બુદ્ધિના શાન્ત પુરુષોનો' પુરસ્કાર કરી એકપક્ષી ગ્રંથની ઉત્સાહવૃદ્ધિ અર્થે ઉપયોગિતા પણ નવલરામ સ્વીકારે છે; એટલું જ નહિ, કોઈ મતનો લાગણીપૂર્વક આગ્રહ એ કલાને બાધક નથી એવું વલણ પણ નવલરામનું તરી આવે છે. તે જ રીતે સૌન્દર્યપરિશીલનમાં ઉદાર દૃષ્ટિ તેમના ભાષાશૈલી વિશેના વિચારોમાં પણ જણાય છે. એકાગ્ર અને સર્વાંગ, સંક્ષિપ્ત અને વ્યસ્ત, બંને શૈલી નવલરામને મતે સારી છે. 'અને જેની બુદ્ધિ જે શૈલીને અનુકૂળ હોય તેને અનુસરી તે પ્રમાણે લખે, તો બંને શૈલીના ગ્રંથ સમાન જ રસ આપે છે.'× નવલરામની વિવેચનદૃષ્ટિ પ્રૌઢ ભાષાથી તેટલી જ વ્યવહારી ભાષાથી રાજી થાય છે, જો વિષયને અનુકૂળ હોય તો.+

રસ, તર્ક (સર્ગશક્તિ, કલ્પના, Imagination) અને ચિત્રણશક્તિ, કાવ્યનાં એ ત્રણ તત્ત્વો ઉપર અવ્યગ્ર લક્ષ રાખવાથી નવલરામ ઉત્તમ વિવેચક થઈ શક્યા છે. વળી રસની પરીક્ષામાં પરંપરાના એ દાસ નથી. પ્રેમાનંદમાં વીરરસ ઘણો છે એમ જણાવી તેઓ ઉમેરે છે: "કલ્પિત શસ્ત્રો વડે ફાવેલાં અસંભવિત પરાક્રમોનાં વર્ણનથી હાલના અગ્નિરથ અને વીજળીયન્ત્રના કુદરતી ચમત્કારથી ચમકી રહેલા ઓગણીસમા સૈકાના વિદ્વાનો રસમગ્ન થઈ જાય એ તો મુશ્કેલ જ. તો અદ્‌ભુત સાથે વીરરસ ઊડી ગયો—એ બંને વચ્ચે આત્મા ને શ્વાસનો સંબંધ છે."= સામે પક્ષે પરંપરામાં દોષ હોય છતાં પરંપરા એ વાસ્તવિક, જીવનસ્પર્શી હકીકત હોય તો તેનો સ્વીકાર પણ નવલરામમાં છે. મતલબ કે નવલરામનું વિવેચન તાત્ત્વિક બનતાં હવાઈ બનતું નથી; વસ્તુસ્થિતિની પકડ હંમેશ રાખે છે. ભવિષ્યની છંદોબદ્ધ ગુજરાતી કવિતાનો નિર્દેશ કરતાં કહે છે: 'છંદોબદ્ધ કવિતામાં પણ એક વૃત્તનાં કાવ્યોવાળી ભાષાની પદવીએ

* નવલગ્રંથાવલિ પૃ. ૬૧
÷ નવલગ્રંથાવલિ પૃ. ૬૧
× નવલગ્રંથાવલિ સુબોધચિંતામણિ પૃ. ૯૭
+ નવલગ્રંથાવલિ – પૃ. ૧૬૪.
= નવલગ્રંથાવલિ 'કવિ નર્મદાશંકરની કવિતા' પૃ. ૧૯૪.

પહોંચતાં હજી ગુજરાતીને વાર છે. અને તે વખત આવવા પહેલાં અવશ્યનું એ છે કે કવિતા ગાવાની રીત જઈ આપણામાં તે બોલવાની રીત પડવી જોઈએ.'÷ છતાં હાલ તો, અર્થાત્ નવલરામના સમયની વસ્તુસ્થિતિ જોતાં, 'જ્યાં સુધી આપણી કવિતા રાગની સાથે સંલગ્ન પામેલી છે, ત્યાં સુધી તેને અનુસરી વર્તવામાં જ બંનેની શોભા છે.' આમ સમદૃષ્ટિ, વિવેચન વિષયમાં કલાલક્ષિતા, અને વસ્તુનિષ્ઠા એ સામાન્ય ગુણો નવલરામના વિવેચનાત્મક ચિન્તનના જોઈ શકાય છે.

ઉપર જોયું કે 'જોસ્સો' શબ્દે નવલરામની ચિન્તનસામગ્રીમાં ખામી અને ગૂંચ આણી છે. પણ તે આપણે અળગી કરી શકીએ. ૧૮૮૨માં લખેલા 'કાન્તા' વિવેચનલેખમાં રસનું મૂળ સ્વભાવમાં છે એમ જણાવી 'રસસાધકે દોઢડાહ્યું કે ડોળ કરવું નહિ' એવી શિખામણ તે આપે છે; 'કેમકે ડોળ એ જેટલું ધર્મપક્ષે તેટલું જ રસપક્ષે પણ વિનાશકારી છે.' સાહિત્યકારે પોતાના અનુભવને, રસાનુભવને વફાદાર રહેવું એ પૂરતું આ મન્તવ્ય શુદ્ધ છે. પરંતુ ભારતીય રસસિદ્ધાંત અને યુરોપી અનુકરણાદિના સિદ્ધાંતનો મેળ ઘટાવવો નવલરામને બહુ દુષ્કર લાગ્યો છે. રસનું મૂળ સ્વભાવમાં છે એમ કહેવામાં નવલરામને રસબુદ્ધિ જ અભિપ્રેત છે. 'રસબુદ્ધિનું માણસ હશે તો તેની વાણીમાં સ્વાભાવિક રીતે જ રસ આવ્યા વિના રહેશે નહિ.'× પરંતુ રસતત્ત્વ મનુષ્યમાં નહિ પણ કુદરતમાં છે એમ તે જણાવે છે. ૧૮૬૭માં આ ગૂંચ ઉપર એમણે ઘણો વિચાર કર્યો જણાય છે. 'માયા એટલે કુદરતના સ્વરૂપનું ખરેખરું ચિત્ર તે કવિતા,'+ એમ શરૂ કરી માયા પદ સ્ફુટ કરે છે 'સૃષ્ટિને આરંભે સૃષ્ટિ ચલાવવાને માટે જે ધોરણ, જે ગોઠવણ, જે યુક્તિ કરી મૂકી છે, અને જે ગોઠવણ પ્રમાણે સંસાર ચાલ્યો જાય છે તે ગોઠવણનું નામ તે કુદરત (Scheme of Providence) એવો અર્થ કરીએ તો થાય, અને એ અર્થથી nature કરતાં વધારે સ્પષ્ટ જ્ઞાન થાય છે. માયાનો અર્થ એવો જ છે, પરંતુ વેદાન્તશાસ્ત્રના મતને અનુસરતાં કેટલાંક વિશેષણો — જૂઠી, ઠગનારી — નો એમાં સમાવેશ થયેલો છે. એ વિશેષાર્થ લેવાની કાવ્યશાસ્ત્રમાં કાંઈ જરૂર નથી.' આમ માયામાં સમગ્ર જીવન, સંસાર અને ઋતનો સમાવેશ થયો. પણ આમાં એરિસ્ટોટલનો 'ઇમિટેશન' અનુકરણનો સિદ્ધાન્ત કેમ આવે? તેથી નવલરામ ઉપરની વ્યાખ્યામાં કવિતા એટલે poem, વિશિષ્ટ કાવ્યપુદ્ગલ,● અને કવિતાતત્ત્વ-રસ — તે તો કુદરતસ્વરૂપ જ છે, એમ કહે છે. કુદરતનું સ્વરૂપ, માયા, તે કવિતા–poetry; તે સ્વરૂપનું ચિત્ર–imitation તે કાવ્ય, અને ચીતરનાર તે કવિ. 'નર્મદાશંકરની કવિતા'માં એ જ વિચારનું સ્પષ્ટીકરણ છે 'જે અર્થ આપણા મનમાં ચિત્ર પાડી નાના પ્રકારની લાગણીઓ ઉપર અસર કરે છે તે કવિતા અને એ ચિત્રની સાચાઈ અને સંપૂર્ણતા ઉપરથી કવિતાના ક્રમ બંધાય છે. કુદરત અથવા માયાના સ્વરૂપનું ખરેખરું પૂરું ચિત્ર તે ઉત્તમ કવિતા.' એરિસ્ટૉટલ અને બેકનનો સિદ્ધાન્ત સમન્વિત કરીને રસસિદ્ધાંત સાથે ઘટાવવાનો પ્રયત્ન પણ નવલરામ 'હાસ્ય અને અદ્‌ભુત રસ'ના લેખમાં કરે છે. 'ગમે તે મનોવિકારનું પૂર્ણ બળથી પ્રગટ થવું તે રસ. સંસારમાં તે મનોવિકાર વિવેકથી, રીતભાતથી, પ્રસંગની ખામીથી, અથવા બીજા મનોવિકારથી બરાબર પુષ્ટિ પામતો નથી. કાવ્યસૃષ્ટિ (Poetic world) તે એ જ. દરેક મનોવિકારનું ખરેખરું

÷ નવલગ્રંથાવલિ — પૃ. ૯૮.

× નવલગ્રંથાવલિ 'કાન્તા' — પૃ. ૩૪.

+ નવલગ્રંથાવલિ 'કાવ્યશાસ્ત્ર સંબંધી વિચારો' — પૃ. ૨૭૦.

● આખી કવિતા, વારૂપથી કવિતા. વિરો નવલરામનો નિશ્ચય છે કે કવિતાનો સંપૂર્ણ સમાવેશ પદ્ય વિના બીજા રૂપમાં થઈ શકતો નથી. નવલગ્રંથાવલિ: 'રેશી પિંગળ' — પૃ. ૨૯૫.

કેટલું જોર છે તે માણસ પોતાના મનમાં જ જાણે છે-બારણે પ્રગટ કરવાને ચાહતો નથી, અને તેથી તે સંસારમાં જોવામાં આવતું નથી, પણ પ્રકૃતિમાં છે. તેથી જ્યારે કોઈ માણસ તેનાં પરાક્રમ કવિકલ્પિત વર્ણનોમાં વાંચે છે ત્યારે તેનું અંતઃકરણ અંદરથી સાક્ષી આપે છે અને એ વર્ણન જ ખરું છે, તથા સંસાર જૂઠો છે એવો ભાસ થાય છે.' આ વિચાર તો જાણે બેકનના વિચારનો ગુજરાતી ગદ્યમાં અન્વય કરીને મૂક્યો હોય એવો છે.

"Poetry...raises the mind and hurries it into sublimity, by conforming the shows of things to the desires of the soul, instead of subjecting the soul to external things."

નવલરામ આમ કવિતાના તત્ત્વ સંબંધી મંથન કરે છે પરંતુ તેમાંથી પરિપક્વ સુસંગત સિદ્ધાન્ત તેમને પ્રાપ્ત થતો નથી તેમને ય એ વાતનું ભાન છે ભાવનામય સ્થાયિભાવોનું કવિદ્વારા ભાષામાં અનુકરણ એમ સિદ્ધાન્ત સ્થાપીએ તો પણ રસનું સમીકરણ કેવળ કુદરત સાથે નહિ થઈ શકે, કેમકે લાગણીઓને મનુષ્યના ચિત્તતંત્ર સાથે અવ્યભિચારી સંબંધ છે અને મનુષ્યવ્યતિરિક્ત કુદરતને રસનું અધિષ્ઠાન ગણવું અકલ્પ્ય છે. આ વસ્તુના આછા ભાનથી તેમને લાગે છે કે 'કુદરતની હદ વધારવી પડશે. બેકન કરતાં પણ વધારે ઝીણી રીતે કુદરતને જોવી જોઈએ.'* એરિસ્ટૉટલ અને બેકન બન્નેના કવિતા વિષયક સિદ્ધાન્તોને સમાવે અને ટપી જાય એવો નવો રસશાસ્ત્રનો સિદ્ધાંત રચવો જોઈએ. આ નવલરામની માત્ર અભિલાષા છે; તેમની સિદ્ધિ કે સ્થિર સાધના નથી.

રસ અને કુદરતનું સમીકરણ કરતાં હાસ્ય અને અદ્દભુત રસની ચર્ચામાં દોષ આવે છે. બીજા સઘળા રસમાં કુદરતની નકલ હોય છે પણ હાસ્યરસમાં, નવલરામના ઊહરૂપ ધરેલા મતે, કુદરતની વિકૃતિરૂપ [distorted] નકલ હોય છે.

'સૃષ્ટિસૌન્દર્યમાં હાસ્યરસ હોય જ નહિ.'× અને અદ્દભુતનું મૂળ કુદરતની નકલ હોઈ શકે નહિ એમ નવલરામ સ્પષ્ટ જણાવે છે. 'નકલ' સિદ્ધાન્તને સાહિત્યના સર્વ અંગમાં ઘટાવવા જતાં કવિનું વ્યક્તિત્વ, તેનો પોતાનો પ્રતિભાવ, તેનું પોતાનું અનુભવ ઉપરથી કરેલું કલ્પન કાવ્યમીમાંસામાં અપરિહાર્ય બને છે. અને એ અપરિહાર્ય છે જ.

શુદ્ધ હાસ્ય અને શુદ્ધ અદ્દભુતના ચિંતનમાં નવલરામની અપૂર્વતા થોડીઘણી છે. આ વિષયમાં અને નાટકની ચર્ચામાં સામાન્ય વ્યવહારુ બુદ્ધિનો નિખાલસ વિચાર અને કુદરતી અને કૃત્રિમના ભેદ ઉપર ઠરેલ દૃષ્ટિ નવલરામની જોઈ શકાય છે. હાસ્ય વિશે એ જણાવે છે કે 'ક્રિયાનાં કારણ અને પરિણામ એ બંને ઉપર હાસ્યરસ અને તેની સ્થૂળતાસૂક્ષ્મતાનો આધાર છે અજ્ઞાનને અથવા નિર્દયને જેમાં હાસ્યરસ લાગે તે કોમળ અથવા ઊંડી લાગણીવાળાને ભયરૂપ દેખાય.' વળી હાસ્યનિરૂપણમાં

* નવલગ્રંથાવલિ : 'મનના વિચાર' – પૃ. ૨૮૫, સરખાવો :—

"Poetry then is an imitation of nature, but the imagination and the passions are a part of man's nature." Hazlitt.

× સૃષ્ટિસૌન્દર્યમાં હાસ્યરસ નથી એ મત મને વાસ્તવિક લાગતો નથી.

છે. રચનાનો મરોડ એવો રૂઢ અને સ્વાભાવિક, પદાવલિ એવી પરિચિત ને શિષ્ટ કે નવા સંસ્કૃત શબ્દોનું ભારણ પણ એમાં સમાઈ જાય છે અને સરળતાની એની સમગ્ર છાપમા વિક્ષેપ આણતુ નથી, એના પરિપાકવિશેષમાં ક્લેશકર નીવડતું નથી.*

શબ્દો પરિચિત અને વાક્યો ટૂંકાં છતાં શૈલીમાં અવજ્ઞાપ્રેરક બજારીપણુ નથી. નવલરામની ભાષા સુઘડ છે અને એમનાં વાક્યો ટૂંકા છતા ગાધીજીમાં થાય છે તેમ લયમા તદ્દેવતા લાવતાં નથી. વાક્યોનો બંધ દઢ અને વૃથા પથરાટ વિનાનો, સંક્ષેપમા રાચતો છે. તેથી ગદ્યશૈલી રમણીય નહિ પણ સુઘડ તો થાય છેજ.

અર્વાચીનોમા નવલરામની જ શૈલી, પણુ વધારે વિકસિત સ્વરૂપની, અને પરિભાષા પૂરતી સંસ્કૃતનો વિશેષ આદર કનારી શૈલી, રામનારાયણમા જોવામા આવે છે, – પારદર્શક, તર્કાનુકૂળ અને સુઘડ. સમકાલીનોમા નર્મદની – લય, ઢાળાની દૃષ્ટિએ ડમણિયા પ્રકારની – શૈલીનો સરકાર ઠેઠ સુધી નવલરામમા રહ્યો છે પ્રત્યક્ષ બોધ સારુ કે ઉદ્‌બોધનને પ્રસગે નવલગમનો ગદ્યઢાળો નર્મદાશંકરને વારવાર અનુસરે છે.+ પરંતુ, સામાન્ય રીતે, નવલરામના ઢાળામા મેળ, સંવાદ, સમત્વ,સમથળપણુ રહે

---

* રમણભાઈ, નરસિહરાવ, આનદશંકરની શૈલીની સમગ્રતાના પ્રત્યયમા અચેઝ સસ્કૃત અવતરણોનું વ્યવધાન નડે છે.

+ ઉ. ત ‘નવું તેટલુ બધુ સારું જ, જૂનું તે ખોટુ જ’–જો વિલાયતી મતને મળતુ આવે નહિ તો, બ્રાહ્મણો પર ગાળોનો વરસાદ, તેમણે પોતાના સ્વાર્થને માટે જ શાસ્રો બા યા છે એવો આરોપ, ને કદાપિ તેઓ અમે એવા વિદ્વાન તે કાળે હશે પણ હાલ હુ સમજુ છુ અને બોધુ છુ તે કરતા તો બેહદ ઊતરતા જ એવો અતરનો ભાવ, વગેરે કેટલીક વાતો તો આવા ગ્રથમા હશે એમ આપણે અગાઉથી જાણવું જ જોઈએ, અને એવાં વેણો તો સુધારાવાળાનું મન ધરાય ને વળી વવે એટલે સુધી બોલતા આ જુવાનિયાએ જરા પણ આચકો ખાવો નથી. મુખપૃષ્ઠ ઉપર જ જે શ્લોક મૂક્યો છે તેમા વાચનારને સાફ કહે છે કે આવો, મારા હાથનો (ગાળોરૂપી) તમાચો ખાઓ કે તેથી તમારુ કલ્યાણ થાય. શી કકકડાઈ! શેઠ વલ્લભદાસ તો પૂર્વ કાળના નર્મદાશંકરને પણ એક કોરે બેસાડે એવા જણાય છે’

ન ગ્ર ‘સુબોધચિતામણી’–પૃ. ૮૭

“ભાઈઓ, તમે આવા છેક લોકવિરુદ્ધ કરવા જ લખણુથી શો સાર કાઢવાની આશા રાખો છો? શું આવા લખાણુથી લોકો સુધારામા દેડ્યા આવશે એમ તમે ધારો છો? પવન ને સુરજની વાતનો સાર કેમ ભૂલી જઓ છો? જો લોકોને હસ્તે તમે સુધારો કરાવવા ચાહતા હો, તો તો તેમને મીઠાશથી રીતસર બોધ કરવો જોઈએ. ને જો તમારે તેમની કાઈ પરવા ન હોય અને તમારે એકલા જાતે જ સુધારા કરવા હોય તો તો આ બધા બકમકાટનું શુ કારણ છે? કહો છો તેમ તમારી મેળે કરો, અને ન તજાતને તેની મરજીમા આવે તેમ કરવા દો. તેને ગાળો ભાડી કે દબાવી તમરા વિચાર તેની પાસે મનાવવા પ્રયત્ન કરવાનો તમને શો હક છે? જો તમને તેમ કરવાનો હક છે તો તે લોક પણ તમને તેમના વિચારને તબે કરવા શા માટે ગાળો નહિ ભાડે કે દબાણુ નહિ વાપરે? તેનું તો જૂથ મેટુ તેથી ફાવશે પણ ખરા, અને થાય છે પણ તેમ જ. માટે આવા ઉચ્છૂખલપણામા કાઈ સાર નથી, ને તે વાજબી પણ નથી ને જેને દેશની ખરી દાઝ છે તેણે એમ કરવું પણ નહિ જોઈએ એ દેશદાઝનો નહિ પણ પોતાના લખાણુની નાદાની ભરેલી ફાંકડાઈ બતાવવાનો જ રસ્તો છે. મહેતાજીએ તો આ બાબત ખરુસ સભાળ રાખવાની જરૂર છે, કેમકે આવી બોલાચાલીથી નિશાળ પરથી લોકોની પ્રીતિ ઊડી જાય છે, અને જે કામ કરવાને સાટે સરકાર પગાર આપે છે તે તૂટી પડે છે.’

ન. ગ્ર. (તારણુ): ‘વિધવાનો વકીલ’–પૃ. ૧૪૯

છે પરિચ્છેદોમાં વાક્યોની લઘુતાદીર્ઘતા, શબ્દોની રૂઢારૂઢતા, નમન્ત લયની એકતાને અનુકૂલ હોય છે, વાક્યો વાક્યદ્રંગ બનવાને બદલે વાક્યમાળા બને છે અને રુચિરતા સાધે છે અભિપ્રાયમાં મક્કમપણું, ઉપદેશમાં આર્જવ અને લાગણીમાં ઉત્કટતા આવતા નીચેના પરિચ્છેદના જેવી મનોરમ શૈલી પણ નવલરામની થાય છે

'અને કહીએ છીએ કે ગુજરાતની ભાષા બિનખેડાયેલી નથી વિદ્યાવિષયક વિષયના વિચારને માટે શબ્દો નથી પણ એ તો દરેક ભાષામાં નવી વિદ્યા દાખલ થાય છે ત્યારે હરકત નડે છે, અને ત્યાં જેમ થતું આવ્યું છે તેમ અહીં પણ થવું જોઈએ જૂના શબ્દોની મેળવણીથી તથા ભાષાના વલણને અનુસરી નવા શબ્દ યોજવામાં આવ્યા હોય તો તે ભાષામાં ચાલી શકે છે, અને તે માટે કોઈ દોષ કાઢવું નથી વિના કારણ એક શબ્દ પણ નવો ન જ લખવો જોઈએ તેમાં કવિતાના વિષયમાં તો જે માણસ ગુજરાતી ભાષાને અપૂર્ણ સમજતો હોય તે ભૂલ જ કરે છે જો ગુજરાતની ભાષામાં પ્રેમાનંદ જેવા મહાકવિના સર્વ રસના સઘન વિચારો સમાઈ શક્યા, જો શામળભટની પોતાના સમયને ચીતરતી તથા સંસારને અવલોકતી પ્રબોધતી કલમને ગુજરાતી ભાષાથી કાંઈ આંચકો પડ્યો નહિ, જો દયારામની અતિ સૂક્ષ્મ લાગણીઓ સ્વચ્છંદપણે પોતાનો પ્રકાશ કરી શકી જો મુક્તાનંદ બ્રહ્માનંદ વગેરે નવા ધર્મનો ગંભીર તથા ઊછળતો જુસ્સો તડાકાની સાથે બીજાને દર્શાવી શક્યા, જો નિષ્કુળાનંદનો તીવ્ર વૈરાગ્ય તેની દરેક લીટીમાં સંપૂર્ણ સમાઈ રહ્યો છે, તથા ધીરો, દેવાનંદ, ભોજો ભગત વગેરે કેટલેક દરજ્જે અભણ હતા તો પણ તેમણે તપીને ભૂલમાં અથડાતા જગતને જે વેણ સંભળાવ્યાં તે તેના સફળ સ્પષ્ટવક્તાપણાને માટે અદ્યાપિ મશહૂર છે, તો એવી જે સબળ ગુજરાતી ભાષા તેને કવિતા કે સદુપદેશને માટે નબળી ગણવી એ કેવો અનાહુત અન્યાય છે? એ માત્ર બોલનારનું એ ભાષા સંબંધી અજ્ઞાન કે અશક્તિ જ પ્રકટ કરે છે ઉપર લખેલા સઘળા કવિઓને નવા જ વિચાર કે ગુજરાતી કાવ્યમાં નવો જ પ્રદેશ દેખાડવાનો હતો, પણ તેમનામાં ભાષાબળ જોઈએ તેવું હોવાથી તે કામ તેઓને હાથ કેવું સફળ થયું તે ગુજરાતની તમામ પ્રજા જાણે છે પ્રયાસ, અભ્યાસ ને સૂક્ષ્મ બુદ્ધિ, એ તેમને બેશક બહુ જ વાપરવા પડ્યા હશે, અને તે પ્રમાણે જો હાલના લખનાર કરે તો તેમને પણ માલૂમ પડે કે ગુજરાતી ભાષા મનના ધાર્યા વિચાર બહાર પાડવાને કેવી બળવાન છે આ તો રેવરન્ડ ટેલર એ બાબત કહે છે તેવું જ થાય છે 'અંગ્રેજીમાં કહેવત છે કે મૂઢ સુથાર વાંસના વીંધણાનો વાંક કાઢે.' એ સ્વર્ગવાસી વિદ્વાન પરદેશી હતો તે પરધર્મનો પ્રસારક હતો એને ગુર્જરી ભાષાનું સમજની સાથે સારું અભિમાન હતું, અને તેના જ જુસ્સા ભરેલા શબ્દમાં અમે આ વિષય પૂરો કરીએ છીએ "ગુજરાતી—આર્યકુળની સંસ્કૃતની, ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની શાખા! — તેને કોણ કદી અધમ કહે?" આવાં વચન પરદેશીના મુખથી સાંભળી કયો ગુજરાતી પોતાની જન્મભાષાને વખોડી કહેતાં નહિ લાજી મરે એ સવાલ અમે અમારા વાચનારને પૂછીએ છીએ'

નવલગ્રન્થાવલિ (તારણ) 'સંસ્કૃતમય ગુજરાતી' – પૃ ૧૬૮–૧૬૯



## વ્યાખ્યાન ત્રીજું

# ધર્મશોધક ચિન્તનપ્રવાહ

### પ્રાર્થનાસમાજ

નવલરામના અપૂર્ણ પણ મનનીય નિબંધ 'સુધારાનુ ઇતિહાસરૂપ વિવેચન'મા અંગ્રેજી સુધારાનુ સ્વરૂપ શુ છે અને સુધારો નર્મદે કહ્યુ તેમ ખરેખર પડી ભાગ્યો એ બે પ્રશ્નની મર્મગામી ચર્ચા કરી છે સુધારાની જીવનશક્તિ અંગ્રેજી કેળવણી છે અને તેને પ્રતાપે, તેની અસર તરીકે જગતનુ સામાન્ય જ્ઞાન, બુદ્ધિવાદ, જનસામાન્યભાન, સ્વાતંત્ર્યભાન, રાગવૃત્તિ અને ઉદ્યોગપ્રતીતિ એ લક્ષણો વધતા ચાલ્યા છે અને આ નવા જ્ઞાન, બુદ્ધિ વૃત્તિ ભાવ, પ્રતીતિ સઘળા આપણી જૂની બુદ્ધિ નીતિ અને વૃત્તિથી વિરુદ્ધ સુધારાની વૃત્તિ પ્રગટે તે સ્વાભાવિક, એટલુ જ નહિ, અંગ્રેજી કેળવણીરૂપ જીવનશક્તિ ચાલુ રહે તો સુધારો પડી ભાંગે જ નહીં સભાઓ ઓછી થાય કે સુધારકો મરી પરવારે તેથી સુધારાની આન્તર અને બાહ્ય પ્રવૃત્તિ બંધ પડે એ અશક્ય છે હા, ઉચ્છેદક સુધારો ફીગી જાય ખરો ધર્મખંડન કરતો, મદ્યપાનથી નવધર્મસંબંધ બાંધતો નવો ઉચ્છૃંખલ સુધારો દારૂડિયો સુધારો કહેવાયો અને એના નાશથી સાચો સુધારો નાશ ન પામે દલપતરામ અને દુર્ગારામની રીતનો સાચો સુધારો મંદમંદ પણ સતત ચાલ્યો રહેશે, કેમકે નવલરામને મતે, તેની જીવનશક્તિને આંચ આવી નથી

આ વિચારો આપણા ધર્મ અને સમાજનુ, નીતિરીતિનુ, જ્ઞાન અને વૃત્તિઓનુ સારુ તેટલુ જાળવી રાખવા ઇચ્છનાર, દેશને સમગ્રપણે ઊંચો લાવવા ઇચ્છનાર સંરક્ષક સુધારકના છે એ ૧૮૮૨મા આ સરવૈયુ કાઢે છે પણ એવુ વલણ પહેલેથી જ અનાક્રમક સુધારકનુ છે આપણે જોયુ છે કે હિંદુ સમાજના સંરક્ષક બળો આ દસકામા એકત્રિત થઈ સફળ થવા માંડ્યા હતા દેવેન્દ્રનાથ અને રાનડેના વલણ શાન્ત સુધારકના હતા વિરાટકાય હિન્દુસમાજથી અળગા પડી જવાનુ એમને ગમ્યુ નથી મુંબઈ ને અમદાવાદની પ્રાર્થનાસમાજની પાછળ ભારતીય સંસ્કૃતિને તિરસ્કારવુ બળ નહોતુ પણ તેને પ્રશંસવુ, યુગાનુસાર તેના તત્કાલીન રોગનિવારણ માટે મથવુ બળ હતુ નર્મદનુ પરિવર્તન આ વાતાવરણને લક્ષમા લઈ સમજવુ જોઈએ અલબત્ત, એની પ્રકૃતિ એવી ઊર્મિલ, ચંચળ ને નિખાલસ કે સુધારક થયો ત્યારે ઉછાછળો, અને પ્રત્યાઘાતી થયો ત્યારે સામે છેડે બેઠો આર્યસમાજ અને થિયોસોફીમા જે પ્રત્યાઘાત ઓછોવત્તો મૂર્ત થતો જણાય છે તેનુ જ એક ઉગ્ર સ્વરૂપ ઉત્તર નર્મદમા જોઈ શકાય પણ એ ઘટના બાદ કરતા ૧૮૭૦ થી ૧૮૮૦ના ગાળામા સંરક્ષક શાંત દેશહિતચિન્તકના સ્થિર સુધારાનો વિજય જણાવા લાગ્યો

નવલરામે જણાવ્યુ છે કે ધાર્મિક અને સાંસારિક સુધારાનો ભેદ આપણા સુધારકોએ રાખવો જોઈતો હતો પણ નવા વિચારના ઘોડાપૂરમા એવો ભેદ કરવો અશક્ય હતો સુધારકોએ પોતાની શક્તિનો તાગ કાઢ્યા વિના સર્વ ક્ષેત્રમા ઝંપલાવ્યુ અને તેમની પ્રવૃત્તિ બુદ્ધિવાદ ઉપર નિર્ભર રહી ખંડનાત્મક થઈ દુર્ગારામ કે નર્મદાશંકરે ધર્મવિષયમા નવવિધાન કર્યુ નથી નવવિધાન કર્યુ પ્રાર્થનાસમાજે, પણ તેની ખરી પ્રેરણા બંગાળ અને મુંબઈમાંથી મળી હતી અલબત્ત, તેની જીવનશક્તિ અંગ્રેજી કેળવણીનો પરિપાક

-બુદ્ધિવાદ, વ્યક્તિસ્વાતંત્ર્યવાદ અને દેશહિતચિન્તા-હતો પણ ધર્મ વિષયમા એ શક્તિને અમુક ચોક્કસ વિધાયક પથમા વાળનાર પ્રેરણા દેવેન્દ્રનાથ કેશવચન્દ્ર અને રાનડેની હતી. ભોળાનાથ, મહીપતરામ, રણછોડલાલ, નર્મદાશંકર એમાથી કોનામા નવો પથ સ્થાપવાનુ ખરુ સામર્થ્ય - ઊંડી વિદ્વત્તા, ત્યાગ, અને જનસામાન્યનો હૃદયપલટો કરવાની આવડત-હતી? ભણેલા ખરા, સસ્કૃત ઠીક ભણેલા,* પણ કોઈ પડિત કહેવાય નહિ+ એમના માનસ અમલદારી અને અભિમાની સત્તાસ્નુધારામાં નાતજાતના કડવા વેણ સાભળવા પડચા અને જ્ઞાતિબહાર રહેવુ પડ્યુ એ મોટી આધિ ખરી પણ ધર્મસ્થાપકને કે ધર્મસુધારકને સહન કરવી પડે તેવી યાતના કે તિતિક્ષા એ ન કહેવાય એવા દુ ખને "વનવાસ' નુ નામ આપવુ એ શબ્દનો દુરુપયોગ છે એમનો સુધારો ભણેલાઓનો સુધારો, ખુરસીનશીનનો સુધારો હતો ઘેર ઘેર, ફળિયે ફળિયે, ગામડે ગામડે પોતાના વિચાર પ્રગટ કરવાનો મિશનરીનો ઉત્સાહ યોગ ધર્યો દુર્ગારામે દાખવ્યે, તેવો આ મડળીમાથી કોઈએ દાખવ્યો નથી

તથાપિ ગુજરાતમા ધાર્મિક નવજાગૃતિ પ્રાર્થનાસમાજે કર્યું એમ ગણવુ જોઈએ× મથન કરી કરી આ અગ્રણીઓએ પોતાનો ધર્મમાર્ગ શોધ્યો અને શોધ્યા પછી તેને નિષ્ઠાથી અને દૃઢતાથી વળગી રહ્યા ધર્મમાન્યતાઓ તેમણે ચોક્કસ કરી, અને તેને મૂર્ત કરવા, તેનો પ્રવાહ ચાલુ રાખવા, તેને સસ્થાનુ સ્વરૂપ આપ્યુ અમદાવાદ એ ગુજરાતની પ્રાથમિક કેળવણીનુ હૃદય હતુ મહીપતરામ ટ્રેઇનિંગ કોલેજના એક આખી પેઢી આચાર્ય રહ્યા ત્યાથી ટ્રેઇન્ડ શિક્ષકો આખા ગુજરાતમાં પ્રાર્થનાસમાજનો સદેશ અજાણ્યુત પણ લેતા ગયા પ્રાર્થનામાળા તો શિક્ષક સાથે ગામડે ગામડે ગઈ તેની ભાષા, તેની પ્રૌઢિ, તેની ગેયતા, તેનો બોધ અને તત્ત્વવિચાર અને સૌથી વધુ તેનુ આર્જવ-પ્રભુ આગળ ભક્તનુ આત્મસમર્પણ અને દીનતા-સચ્ચાઈના સૂરથી અને અભિનવતાના તેજથી લોકને ગમી ગયા લોકને તેની ભક્તિની રીતમા પોતાની ભક્તિ-કે ઉપાસનાપરપરાને આઘાતક લાગે એવુ ન લાગ્યુ નવા ધર્મવિચારના સચારમા પ્રાર્થનામાળા અને પ્રાથમિક શિક્ષકનો ફાળો જેવો તેવો નથી

દુર્ગારામે ઉપદેશ શરૂ કર્યો અને ૧૮૭૧ મા પ્રાર્થનાસમાજ સ્થપાઈ એ સમયનુ ગુજરાતી સમાજનુ ધાર્મિક રૂપ ભોળાનાથ આદિમાથી કોઈને ફાવે તેમ નહોતું એકેશ્વરવાદ, અનન્યાશ્રય, ભક્તિ, ઈશ્વરકૃપા વગેરે સિદ્ધાન્તો શુદ્ધાદ્વૈતના, વલ્લભસપ્રદાયના હતા પણ તેની ઉપાસનાવિધિ અને મૂર્તિપૂજા આ સુધારકોને ફાવે તેવી નહોતી ઉપરાત, લાઇબેલ કેસથી અને તે પહેલાથી પણ કેટલાક મહારાજોએ પોતાની અનીતિથી પતન એમ લગાડી હતી તેમના ધર્મપુસ્તકોનો તેમને જ અભ્યાસ ગયો અને રૂપકોના શબ્દને વળગી મનગમતી રીતિઓ તેમણે યોજી વગી નિતાન્તનો બાહ્ય દેખાવ ગમે તેટલો હતો, સિદ્ધાત દૃષ્ટિએ એ ધર્મ જીવનઅભિમુખ ઓછો હતો વલ્લભસપ્રદાયનુ વર્ચસ્વ ગુજરાત ઉપર, ગુજરાતની વધારેમા વધારે વગ ધરાવતી જનતા ઉપર ધનસપત્તિએ આગળ પડતી જનતા ઉપર, સૌથી વિશેષ હતુ અને એ જનતાના જીવનવ્યવહાર ઉપર તત્ત્વદર્શનની દૃષ્ટિએ એ માર્ગની અસર ખાસ જણાઈ નહોતી, અને વણિકમતિ અને વણિકવૃત્તિમા એ સમાજ પરોવાયેલો હતો

---

* મહીપતરામનુ સસ્કૃતનુ જ્ઞાન સાવ સાધારણ

+ આ પછીના સમયનો આવેલો એક પડિત દેશહિતચિંતક લેખક મણિલાલ ગુજરાતી સદુચિન્તામા અને કરુણાનન્દમા રોમનો ભાગ થઈ અટવાઈ ગયો

× ભોળાનાથનુ જીવનચરિત્ર-પૃ ૧૩૯

બીજો ભક્તિમાર્ગ સ્વામીનારાયણનો હતો. એમાં શુદ્ધ ધર્મતત્ત્વ અને સદાચારનો આગ્રહ બહુ આકર્ષક અંગ હતાં. એના કવિઓએ શીલનાં અને દીનતાપૂર્વક ભક્તિનાં પુષ્કળ સુંદર ભજનો ગાયાં હતાં એની અસર અશિષ્ટ કહેવાય એવા સમાજ ઉપર ભારે હતી, પરંતુ તેમાં ય પ્રતીકપૂજા હતી, ઉપાસના –થાળવિશિષ્ટ ઉપાસના,–અટપટી હતી; બીજા દેવોની પૂજાની મનાઈ નહોતી; અને, સૌથી વિશેષ અણગમો ઉપજાવનારું તત્ત્વ ગાદીપતિ મહારાજની દેવ જેમ થતી વંદના હતી

આ બન્ને સંપ્રદાયનાં ભજનોનો ઉપયોગ પ્રાર્થનાસમાજ કરી શકત; તેનું ફળ સારું આવત; પણ ગુજરાતના પ્રાર્થનાસમાજે લોકજીભે રમતાં ભજનોને અપનાવી લીધાં નહિ. આ વિષયમાં 'પ્રાર્થના-સમાજે' તેની પુરોગામી 'ધર્મસભા' કરતાં જુદો જ માર્ગ ગ્રહણ કર્યો. 'ધર્મસભા'એ ભક્તિપોષક જૂનાં પદ્યાના સંગ્રહ પ્રગટ કર્યા હતા.

મૂર્તિપૂજા, વ્યક્તિપૂજા, અને ઉપાસનાનો આડંબર આ ભક્તિસંપ્રદાયના સુધારકોને ગમ્યાં નહિ, સારે શાંકર વેદાન્ત જેમાં તર્કની ઠીક પ્રતિષ્ઠા હતી, જે જિજ્ઞાસુની બુદ્ધિને કસે અને સંતોષે એમ હતું, તેનું શુદ્ધ જ્ઞાન કોઈને હોય એમ જણાતું નથી. બ્રાહ્મણો માતાની પૂજામાં રાચતા અને વેદાન્તનાં ગપ્પાં હાંકતા. વેદાન્તની સાચી સમજ આ વિદ્વાનોને પણ કેટલી ઓછી હતી તે દુર્ગારામના વિધાન ઉપર ભોળાનાથ અને નંદશંકરે મારેલી ટીપ ઉપરથી જણાય છે.* દુર્ગારામે કહેલું, 'અનાત્મા જે દેહાદિક, આત્મા જે જીવ અને પરમાત્મા જે બ્રહ્મ એના વિચારને સમજે છે. જ્યાં સુધી પોતે જીવપણામાં છે ત્યાં સુધી પ્રેમે કરીને પરમાત્માની ભક્તિ કરે છે અને અંતે બ્રહ્મનિષ્ઠ થઈને પરમાત્માના સ્વરૂપને પામે છે.' મહીપતરામે આ બાબત ભોળાનાથનો અભિપ્રાય માગ્યો. ભોળાનાથે જણાવ્યું: 'જ્યાં સુધી જીવપણામાં છે.' આ વાક્યમાં સંદેહ છે. મારા વિચારમાં જીવ પૃથક છે. ઈશ્વર જીવંત છે. બ્રહ્મનિષ્ઠ થવું તે વેદાંતપક્ષે એમ માનવું કે પરમેશ્વર ને હું એક જ છે. આ કેવળ નાસ્તિક મત છે, માટે માનવા લાયક નથી.' નંદશંકરે મતું માર્યું, 'હું ઉપલા મતને સંમત થાઉં છું." થયું. ભારતની ફિલસૂફીની પરાકાષ્ઠાને, મહીપતરામને નાત બહાર મૂક્યા હતા તેથીય વધારે સરળતાથી, નાસ્તિક ગણાવી દીધી. ખ્રિસ્તી મિશનરીઓને પણ ટપી જાય એવી સજા ફરમાવી દીધી. આ હતી ભોળાનાથ આદિની નવાબી વિદ્વત્તા.

## ભોળાનાથ

મહીપતરામ સુરતમાં ભણ્યા દાદોબા પાંડુરંગના હાથ નીચે, અને પોતે કુમાર ત્યારે દુર્ગારામનાં ભાષણો સાંભળતા. સમજ ઓછી પડતી હશે પણ ભણીગણીને દુર્ગારામ જેમ સંસારસુધારો કરી નામના મેળવવાની મહત્ત્વાકાંક્ષા તો તે સમયે જાગી હશે. મુબઈમાં તેમને ગુજરાતી જ્ઞાનપ્રસારક મંડળી અને બુદ્ધિવર્ધક હિંદુ સભાના કરસનદાસ આદિ કાર્યકર્તાઓની મૈત્રી થઈ. (૧૮૫૨ થી ૧૮૫૭) ૧૮૫૭માં મહીપતરામ સરકારી નોકરી અર્થે અમદાવાદ ગયા, પ્રથમ હાઈસ્કુલના હેડમાસ્તર તરીકે, પછી ડેપ્યુટી એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે.

* શાંકર વેદાન્ત સંબંધી અમુક ગેરસમજ કે પૂર્વગ્રહ રમણભાઈ, નરસિંહરાવ વગેરેમાં પણ હતો એ તેમનાં લખાણ અને આનંદશંકરના તદ્વિષયક લેખો પરથી જોઈ શકાશે.

૧૮૫૭ થી ૧૮૬૦માં વિલાયત જતાં સુધી મહીપતરામ અમદાવાદ હતા. તેમના વિચારો સાર્વત્રિક સુધારાના હતા છતાં આ વર્ષોમાં અમદાવાદના નવા ધાર્મિક સંચલનમાં તેમણે આગળ પડતો ભાગ લીધો હોય તેમ જણાતું નથી એ સંચલનના અગ્રેસર ભોળાનાથ હતા અને રણછોડલાલ છોટાલાલ તેમના સહાયક હતા.

'વહેમી' ભોળાનાથમાંથી પ્રાર્થનાસમાજી ભોળાનાથનો ક્રમિક વિકાસ જાણીતો છે. ભસ્મ, ત્રિપુંડ્ર, રુદ્રાક્ષની માળા, આચમની પવાલું ત્રાંબટ સાથે મહાદેવની પૂજા કરનાર અને લગ્નપ્રસંગે અંબામાતાને કંકોત્રી પાઠવનાર ભોળાનાથ ૧૮૫૫માં બાધાઆખડીની વિરુદ્ધ લખે છે: Foolish people do not know that God is everywhere.* તેમના ધાર્મિક વિચાર આ વખતે સરળ અને મૂળને વળગનારા હતા. 'ઈશ્વિર આપણો કર્તા છે. તે સર્વ ઠેકાણે વ્યાપક છે. તેનો ભય રાખવો. નિરંતર સદ્ગુણે ચાલવું કોઈને પીડા કરવી નહીં. શક્તિ પ્રમાણે લોકોને ઉપકાર કરવો. ઈશ્વિરની ભક્તિ કરવી તે તેના ઉપર લક્ષ રહે એવી કરવી. બહારની ક્રિયા ઈશ્વિરને કબૂલ નથી. મનુષ્યનું દિલ કેવું છે તે ઈશ્વિર જુએ છે.'ж આ રીતે આ વખતે ભોળાનાથની ધર્મવિચારણામાં ઈશ્વિરનું એકત્વ, ભક્તિ, સદાચાર અને પરોપકાર એ ચાર બિન્દુઓ સ્પષ્ટ દેખાય છે.

આ અરસામાં સુજ્ઞ ગોકુળજી ઝાલાના મિત્ર પંડ્યા દોલતરામ અમદાવાદ હતા અને શુકદેવ શાસ્ત્રી પાસે સિદ્ધાન્તકૌમુદીનું અધ્યયન કરતા હતા. કોઈ પ્રકારે ધર્મસંબંધી લોકને જ્ઞાન મળે તો સારું એવી તેમની તીવ્ર ઇચ્છા હતી અને તે ઇચ્છાને અનુસરનાર મિત્રો મળી આવતાં ૧૮૫૭માં (૧૮૫૮માં નહીં), સંવત ૧૯૧૩ના અષાઢ શુકલ ૧૩ રવિવારને દિને, **ધર્મસભા** નામની એક મંડળી સ્થાપી. "ત્યાં નાગર આદિ જ્ઞાતિના લોકો એકત્ર થઈ ધર્મવિષયક પ્રકરણોના સંવાદ સાંભળતા, અને બાળકોને સંધ્યાવંદનાદિ શીખવવામાં આવતું. એ વાર્તા પ્રસિદ્ધ થતાં અન્ય ગૃહસ્થોની રુચિ પણ તેમાં થઈ. સંવત ૧૯૧૫માં ધર્મનિષ્ઠ રા. રા ભોળાનાથ સારાભાઈ તથા રા. રા. રણછોડલાલ છોટાલાલ આદિ ગૃહસ્થો તેમાં સામીલ થયા, અને ધર્મસભાનું કાર્ય બહુ સારું ચાલવા માંડ્યું. ત્યાં શાસ્ત્ર વંચાય, ઉપદેશ થાય, ભલામણો કરાય, અને તે ઉપર પ્રશ્નોત્તર તથા ચર્ચા પણ થાય. એમ કરતાં સંવત ૧૯૧૫ના માઘ વદિ ૧૦ની સભામાં આપણા પ્રખ્યાત પ્રિય ગ્રંથકર્તા રા. રા. રણછોડભાઈ ઉદયરામની સૂચના ઉપરથી 'ધર્મપ્રકાશ' નામે માસિકપત્ર પ્રવર્તાવવાનો વિચાર થયો. તેના તંત્રી આપણા શુદ્ધ સુંદર ગુજરાતી લેખક શાસ્ત્રી વ્રજલાલ કાલીદાસ અને ઉપતંત્રી આ લેખક (મનઃસુખરામ સૂર્યરામ) નિયોજાયા. ધર્મસભાના મંત્રી પંડ્યાજી જ રહ્યા.

એ ધર્મસભાના 'ધર્મપ્રકાશ' નામના પત્રના મુખપત્ર ઉપરિ જે નીચેનો દુહરો છે તે આ લેખકરચિત છે.

'મનુષ્યવૃક્ષનું ધર્મ મૂલ થડ નીતિ સત્ ડાલ,
પત્ર પુષ્પ ફલ મુક્તિ છે, મૂલ સીંચો વૃદ્ધ બાલ.'

તેનો શોધિત પાઠ આ છે:—

'મનુષ્યવૃક્ષનું ધર્મ મૂલ, સ્કંધ સત્ય, નીતિ ડાલ,
જ્ઞાન પુષ્પ, ફલ મુક્તિ છે; મૂલ સીંચો આબાલ."+

* અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન: ભાગ ૧-પૃ. ૧૧૮

ж ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત્ર-પૃ. ૯૬.

+ 'સુજ્ઞ ગોકુળજી ઝાલા તથા વેદાન્ત'-મ. સૂ. ત્રિપાઠી, પૃ. ૬૩.

એના કાર્ય પ્રદેશનુ એક અગ એ હતું કે 'નહિ સમજાય એવી ભાષામા જે જરૂરિયાતના પુસ્તકો હોય તે સર્વને સમજાય એવી ભાષામા લખાવવા' તેનું આખુ નામ 'વર્ણાશ્રમ ધર્મસભા' હતુ અને તે નામથી તેની નીતિરીતિ વિશેષ સ્પષ્ટ થશે

ત્યા પ્રથમ તો ઈશ્વરભક્તિ થતી નહિ પરન્તુ પાછળથી ભજન વાચવા માડ્યા, અને તેથી એ સભાનુ નામ 'ભક્તિસભા' પાડ્યુ આ ગાળામા ભોળાનાથનુ ધાર્મિક વિચારમથન પૂરુ થયુ ધીમે ધીમે ધર્મસભાની ચર્ચા તેમને શુષ્ક અને નિષ્ફળ લાગવા માડી હશે ઉપરાત, 'પ્રભુ જોડે નિકટ સબધ રાખનારી ભક્તિની ભૂખ' તેમનામા પ્રગટ થઈ રણછોડલાલના સૂચનથી બ્લેર (Blair) ના ધાર્મિક પ્રવચનો વાચ્યા મહીપતરામનો સમાગમ થતા ધર્મવિષયક સમાન વિચારોથી પોતાની માન્યતાઓમા શ્રદ્ધા દૃઢ થતી ગઈ બન્નેએ બ્રહ્મસમાજના અને વિશેષે કરીને કેશવચન્દ્રના પુસ્તકો વાચ્યા આ વાચન મનન અને સમાગમથી ખ્રિસ્તી ધર્મ તરફ 'અણુ માન એ ન વળ્યા, પરન્તુ ઈશ્વરના સત્ય સ્વરૂપ તરફ એમની જ્ઞાનદૃષ્ટિ ઊઘડી' ૧૮૬૪–૬૫મા નવા બુદ્ધિસરકાર ભોળાનાથને મળ્યા એમ કહી શકીએ + ૧૮૬૭મા મુબઈમા પ્રાર્થનાસમાજ સ્થપાઈ ભોળાનાથ અને મહીપતરામને લાગ્યુ કે ધર્મના વિષયમા ગુજરાતમા પણ કોઈ મહા પ્રયત્નની જરૂર છે એને તેમની માન્યતાઓને મૂર્ત કરે એવી સસ્થા સ્થપાવી જોઈએ છેવટે, ૧૮૭૧ના ડિસેમ્બરમા "સ્વદેશી બધુઓને ખોટે રસ્તેથી સત્ય માર્ગે ચઢાવવા, વહેમ તથા ઠગાઈને દૂર કરી ખરી શ્રદ્ધા ઉત્પન્ન કરવા, મૂર્તિપૂજા જેવી અધર્મ ઉપાસનાને સ્થળે અમૂર્ત ઈશ્વરની માનસિક ભક્તિનો માર્ગ ફેલાવવા, ટૂકામા સર્વ વાતે અધર્મને સ્થળે સદ્ધર્મને ઉત્તમ પદ આપનાના શ્રેષ્ઠ ઉદાર હેતુથી," 'અમદાવાદ પ્રાર્થના સમાજ' સ્થપાઈ ૧૮૭૪મા પ્રાર્થનામદિરનુ ખાતમુહૂર્ત કર્યું ત્યારે મહીપતરામે પ્રાર્થનાસમાજના ચાર મુખ્ય સિદ્ધાતો રજૂ કર્યા હતા (૧) ઈશ્વર એક છે, અને તેજ પૂજ્ય છે, (૨) નીતિપૂર્વક પ્રેમ સહિત ઈશ્વરભક્તિ એ જ ધર્મ, (૩) ભક્તિ એટલે શ્રદ્ધા, ઉપાસના, સ્તુતિ, પ્રાર્થના, અને સદાચાર, (૪) ભક્તિ વડે ઈશ્વર પ્રસન્ન થાય છે અને આત્માનુ કલ્યાણ થાય છે આ સિદ્ધાન્તોમા મૂર્તિપૂજાનો નિષેધ નથી, પરન્તુ મૂર્તિપૂજા વિરુદ્ધ મહીપતરામાદિ કટાક્ષ કરતા રણછોડલાલ મૂર્તિપૂજાની વિરુદ્ધ નહોતા એ વિષયમા રણછોડલાલ અને ભોળાનાથ એકમત થઈ શકયા નહિ એટલે સુધી વાત જતી કે, એક

---

'બુદ્ધિપ્રકાશ' ૧૮૭૯માથી 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન મા (ખડ ૨ પૃ ૧૧૭) નીચેની મતલબનો હેવાલ લીધો છે, પણ તે ચોક્કસ જણાતો નથી મનસુખરામનો વિશેષ ચોક્કસ ને વિશ્વસ્ય છે

૧૮૫૮મા 'ધર્મ સબધી શોધ કરવાને, ધર્મની ચર્ચા કરવાને ઊગતા તરુણોનુ લક્ષ ધર્મ ભણી ખેચવાને અને પરમેશ્વર પ્રત્યે લોકની આસ્થા અને પ્રીતિ વધારવાને તથા સુનીતિનો પ્રચાર અને અનીતિનો નાશ કરવાને ભોળાનાથ અને રણછોડલાલે 'વર્ણાશ્રમ ધર્મસભા' સ્થાપી. આ હેતુથી એક કાર્યદિશા કલ્પી હતી–'નહિ સમજાય એવી ભાષામા જે જરૂરિયાતના પુસ્તકો હોય તે સર્વને સમજાય એવી ભાષામા લખાવવા 'વર્ણાશ્રમ ધર્મસભા' એ આખા નામથી એ સભાની નીતિરીતિ વિશેષ સ્પષ્ટ થશે અને બીજુ પણ એના કાર્યક્ષેત્રનુ સૂચક એ છે કે એની અધિકારીસભામા મનસુખરામ સૂર્યરામ રણછોડભાઈ ઉદયરામ તેમ જ થોડા શાસ્ત્રીઓ પણ હતા રણછોડભાઈ ઉદયરામના તન્ત્રીત્વે નીકળતા 'ધર્મપ્રકાશ મા મુખપૃષ્ઠ ઉપર આ ધ્યાનમત્ર સૂચક હતો

'મનુષ્યવૃક્ષનુ ધર્મ મૂળ થડ નીતિ સત ડાળ,
પત્ર પુણ્ય ફળ મુક્તિ છે મૂળ શીચો વૃદ્ધબાળ

+ ભોળાનાથનુ જીવનચરિત્ર – પૃ ૧૦૪

રવિવારે ગણુછોડલાલ મૂર્તિપૂજા પક્ષનુ મડન કરે તો બીજે રવિવારે ભોળાનાથ ખડન કરે ગણુછોડલાલ પ્રાર્થનાસમાજ પૂરતા હાર્યા, કેમકે ૧૮૭૭મા સભાસદોને, ઇચ્છા હોય તેમને, પ્રતિજ્ઞા લેવાની સૂચના થઈ કે 'નિત્યોપાસનામા ઈશ્વરની પ્રતિમા અથવા મૃષ્ટવસ્તુની આરાધના કરીશ નહીં'

ભોળાનાથ કુટુબવત્સલ વડીલ, ઉદાર, દયાળુ ને નિષ્કપટ સજ્જન, દૃઢ સુવાક્ અને શુદ્ધ સદ્ધર્મ અને નીતિનુ અહર્નિશ ચિંતન કરનાર અને અમૂર્ત ઈશ્વરની કૃપા માટે આર્જવથી પ્રાર્થના કરનાર સુભક્ત નવીન કેળવણીના પરિપાકમાના એ પ્રથમ નવીન શુદ્ધ ભક્ત એમની ભાવનામા સમાન્વેષણનો કોઈ બાધ નહોતો, કૃત્રિમ અથપ્રકાશ કે કેવળ પરપરાબુદ્ધિને સ્થાન નહોતુ, તેમ જ દેશભક્તિથી પ્રેરાઈ પોકળ આધ્યાત્મિક વાતોનો સ્વીકાર ન હતો આથી જ પ્રાર્થનાસમાજ આર્યસમાજમા ન ભળી ગઈ, 'ધર્મરાજ ખટપટી' ધ્યાન ની ભેળવવા મહેનત છતા આથી જ છેક ૧૮૭૯મા માદમ બ્લાવાટ્સ્કીની વાતોમા તેમને પોકળ સમજાયેલુ 'ધીમે ધીમે પોતાપુ ભડાર પકડશે' એમ દૂર દૃષ્ટિથી તેમણે કહેલુ ધીમે ધીમે પણ ચોક્કસ નિર્ણયો ભોળાનાથ કરતા ગયા અને તેને વળગી રહ્યા ૧૮૯૩મા તેમણે નોધ કરી છે કે કૃષ્ણને ઈશ્વર માનવા એ ઈશ્વરી નિયમથી ઊતરતુ છે માટે હુ તો એમને ઈશ્વર માનતો નથી' બ્રહ્મસમાજ, મુબઈની પ્રાર્થનાસમાજ અમદાવાદની પ્રાર્થનાસમાજ એ એક જ આંદોલનના પરિણામ છે અને તે રીતે આપણે તેમને અવલોકીએ છીએ, અગ્રેજી કેળવણીના એ સુફળ અનિવાર્ય હતાં એમ સમજીએ છીએ, છતા આપણે ગણવા લલચાઈએ તેવો કારણ – કાર્યનો સબધ આ સસ્થાઓનો પરસ્પર નથી કૃષ્ણરાવ કહે છે 'ગુજરાતમા પ્રાર્થનાસમાજના ભાગના પ્રચારનુ દૂર દૂરતમ મૂળ બંગાળાની બ્રહ્મસમાજ અથવા મુબઈની પ્રાર્થનાસમાજમા કદાચિત હશે પણ તે અલક્ષ્ય દૂર દૂરતમ જ, વાસ્તવિક એ ધર્મપુનરુજ્જીવનની મધ્યમૂર્તિ ભોળાનાથ જ છે, એ નવીન વિચારમથનનો પ્રચાર કરનાર, પછી દિનપ્રતિદિન વૃદ્ધિગત કરનાર, ભોળાનાથ અને એ પ્રાર્થનાસમાજને એક જીવન્ત ઉન્નત મગ બનાવી ગયા છે'* દૂરગામી દૃષ્ટિથી તેમણે જોયુ કે જાતિબધન તોડવુ જોઈએ પણ તે સહેજે તૂટે એમ નથી, પણ ધર્મનુ એક પ્રાણભૂત તત્ત્વ કે 'સત્ય નિરાકાર અમૂર્ત ઈશ્વરની ભક્તિ કરવી તે તેના સર્વ ફલિતો સાથે જીવનમા ઉતારી શકાય તેમ છે "મૂર્તિપૂજાનો ત્યાગ કરી નિત્ય નિયમસર કોઈની માધ્યસ્થી વિના નિરાકાર પ્રભુની સ્તુતિ પ્રાર્થના કરવામા, તથા અવતાર ન માનવાના, અથવા ગુરુપૂજા કે તત્ત્વપૂજાનો ત્યાગ કરવામા, જાતિબધન હરકત કરનાર નથી એમ એમના વિચારમા આવ્યુ × આને આપણે પશ્ચિમ હિન્દની વ્યવહારી બુદ્ધિ ગણીએ, એની ગુણગ્રાહી શક્તિ અને આ મરક્ષણની વૃત્તિ ગણીએ પ્રાર્થનાસમાજની ઘણી મર્યાદાઓ હજી પણ તેની ધાર્મિક સુવાસ ભંડિયાર પડી નથી તેથી આખા ગુજરાતે સત્કારી છે

'ભોળાનાથની ગદ્યશૈલી નર્મદની શૈલીથી આગળ વધી નથી એવુ જેમ, એની આક્રમકતા, તેમ જ એની અશિષ્ટતા પણ એમનામા નથી મહીપતરામની શૈલી વિશેષ રોચક, છટાદાર ને પ્રવાહી છે ભોળાનાથ સારા કવિ છે, મગળ ગદ્યકાર નથી પણ રમણભાઈ અને નરસિંહરાવના સમય ગદ્યને ભોળાનાથ અને મહીપતરામમાથી પ્રેરણા મળી છે એ નિઃસશય છે નીચેની કડિકા ઢાકમા નર્મદ જેવી છે, પણ પદાવલિમા વિશેષ સમત્વવાળી અને અલ્ટ્રેગમર લાગતો નર્મદ, નવલ, મહીપતરામ જેવી પ્રત્યક્ષ ભાવશરીતિ પણ ભોળાનાથમા જોવામા આવે છે'

* આજે એ સસ્થા તરીકે જાગ્રત જીવત બળ નથી એ સખેદ કહેવુ પડશે.

× ભોળાનાથનુ જીવનચરિત્ર – પૃ ૧૨૩

'વિદ્વાન અને અવિદ્વાનમાં કેટલો અંતર છે પણ હમડાંના લોકોની સ્થિતિ જોઈ ઘણું જ દુઃખ લાગે છે. ગૃહસ્થ તથા ભિક્ષુકોમાં પરસ્પર ચાલવાનો ધર્મ તથા મર્યાદા છે તે વિવેક હમડાં રહ્યા નથી. વિદ્વાન બ્રાહ્મણોને ગૃહસ્થોએ પોતાના પૂજ્ય ગણવા એ ગૃહસ્થધર્મ છે. બ્રાહ્મણોએ પોતે સદાચરણથી ચાલી ગહસ્થોને ઉપદેશ કરવો એ જ તેમનો ધર્મ છે. આ સમયમાં એ ધર્મનો લોપ થઈ ગયો, અવિચાર તથા અવિવેકનું બળ વધી ગયું, બ્રહ્માક્ષર ન જાણે એવા ભિક્ષુકો ગૃહસ્થોના ઉપરી થઈ બેઠા, શાસ્ત્રના પુસ્તકની એક પંક્તિ વાચી શકે નહિ તેમની પાસે ગૃહસ્થો ધર્મશાસ્ત્રનો નિર્ણય પૂછવા જાય અને તે ખોટું કહે તોપણ ગૃહસ્થો તેમને આધીન થાય છે.'*

## · મહીપતરામ

મહીપતરામનો સંસ્કૃતનો કે સંસ્કૃત શાસ્ત્રનો અભ્યાસ ઠીકઠીક જ હતો. તેમના નિર્ણયો જેટલા પરંપરાવિરોધી અને મક્કમ તેટલા સાત્ત્વિક અને મર્મગ્રાહી નહોતા. સુધારા માટે આગ્રહ અને ઉત્સાહ તેટલી ઉદાત્તતા તેમનામાં નહોતી. સુનીતિની એકાન્તિક ભાવનામાથી જન્મતા ચોખલિયાપણાને લીધે રસ અને સૌન્દર્ય પર તેમની દૃષ્ટિ ઠરતી નહિ. પ્રેમનિરૂપણથી ભડકતા. સાહિત્ય અને લાગણીના ઉત્તમ અંશો તરફ વિજ્ઞાનપ્રેમીની તોછડાઈ દાખવતા. જ્ઞાતિએ 'વનવાસ' કાઢ્યા તેનુ વિષ તેમની વિચારણામાં રહ્યું હશે. દુર્ગારામમાં વીરત્વની ઊણપ તેમણે જોયેલી તે તેમનામાં વધુ અંશે કદાચ હતી. ભોળાનાથ, નવલરામ, નંદશંકર આદિ મિત્રોના સંબંધમાં પણ તેમણે થોડી પામરતા જણાવેલી; તથાપિ મહાપુરુષોની તુલના કરવામાં આજે પણ મહીપતરામ માર્ગદર્શક થઈ શકે. તેમનુ કરસનદાસનુ જીવનચરિત્ર એ વ્યક્તિવિશેષના મૂલ્યાંકનનો સારો નમૂનો છે.

મહીપતરામના ધાર્મિક વિચારો સર્વ ભક્તિમાર્ગના મૂળભૂત વિચારો છેઃ "પરમેશ્વર આપણો મહાન પિતા, આપણે તેનાં સૌ સંતાન, આ સૃષ્ટિનો એ સરજનહાર, અનુપમ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, આપણે પામર પ્રાણી, એને ભક્તિ સિવાય શું અર્પી શકીએ ? તેની સ્તુતિ કરીએ. આપણે અપરાધની ક્ષમા માગીએ અને સદાચારી થઈએ" પરમ પિતાની કૃપા પ્રાપ્ત કરવાના સાધનમાં સદાચરણ અને ખરા અંતઃકરણની ભક્તિ મુખ્ય છે. આત્મવત્ સર્વભૂતેષુ એ સદાચારનો પાયો છે. ઈશ્વર પાસેથી મેળવવાનું ઇચ્છીએ છીએ તે બીજાને આપો. જો તેની દયા ઇચ્છીએ તો દયાવન થઈએ. જેવું પોતાને ઇચ્છો તેવું બીજાને કરો.

આમાં તો ચોખ્ખો ખ્રિસ્તી વિચાર પણ હિંદુ મન્તવ્યમા મહીપતરામે ઘટાવી દીધો છે. સદ્ભક્તિની વાત કરતાં **अहं ब्रह्मास्मि** કહેનારને નાસ્તિકોના જોડિયાના ઇલકાબથી નવાજી સદ્ભક્તિ શું નથી એ વર્ણવે છે અને પરિણામથી સદ્ભક્તિનો તોલ કરવાનુ સૂચવે છે. "સદાચરણમાં આપણા મતને દૃઢ કરનાર સદ્ભક્તિ છે. સુનીતિને માર્ગે લઈ જનાર, ઈશ્વર પર સાચી શ્રદ્ધા બેસાડનાર, અંતઃકરણ અને ખરા ભાવથી કરેલી પ્રાર્થના પરમેશ્વર સાંભળે છે. હરકોઈ ઠેકાણે કરેલી ભક્તિ તે સ્વીકારે છે." સામાજિક અને એકાંત બેઉ પ્રાર્થના જોઈએ; કેમકે જોડે મળી ભક્તિ કરવાનો આપણો સ્વભાવ છે.

સદ્ભક્તિ અને સદાચરણ સબંધી ૧૮૭૬ માં પ્રાર્થના-મંદિરના ઉદ્ઘાટન પ્રસંગે મહીપતરામે આપેલા સરસ અને લાગણીપૂર્ણ પ્રવચનમાં ઉપરના વિચાર આપણને મળે છે.÷ તેમાં પ્રચલિત ધાર્મિક

* 'નાગરમિત્ર'ના નિબંધમાંથી ઉતારો-ભોળાનાથ ચરિત્ર પૃ. ૧૩૭

÷ મહીપતરામ (ભાનુસુખરામ મહેતા) પૃ. ૧૨૩-૧૨૮

આચાર અને ઉપાસનાવિધિ ઉપર પ્રહારો કર્યા છે આખું પ્રવચન મહીપતરામના ગદ્યનો સુંદર નમૂનો છે તેમાં ભાષા વિશદ ને શિષ્ટ છે, ઢબ ઉપદેશક અને શિક્ષકની છે, અને શૈલી પ્રવાહી, કટાક્ષગર્ભ, ને આક્રમક વકતૃત્વની છે ×

'હું મારા મનને ઘણીક વાર પ્રશ્ન કરૂં છું કે મહા ભગવાન પરમ પિતા પ્રભુ મારા પર શાથી પ્રસન્ન થશે ? કોઈ ઠેકાણે જઈ હાથને કે અંગના કોઈ બીજા ભાગ પર ડામ દેવડાવું તો પરબ્રહ્મ પરમાત્મા પ્રસન્ન થાય ? કે મારે કપાળે કોઈ વસ્તુ ચોપડું કે અમુક આકારની આડી કે ઊભી નિશાની કરૂં તેથી મહાપ્રભુ પ્રસન્ન થઈ મારા ખોટા કર્મની મને શિક્ષા નહિ કરે ? અગર ગમોડી ચોળથી કે કોઈ પદાર્થની બનેલી કંઠી ડોકમાં ઘાલેથી પરમેશ્વર પ્રસન્ન રહી મારા દુરાચરણને માટે મને પૂછશે નહિ ? આ દેશના ને બીજા દેશોના પર્વો પર નજર કરી વિચાર કરું છું કે મારે અનંતકાળ સુધી જીવવું નથી આ કાયા તજી મારો જીવ કયારે જતો રહેશે તેનો કાંઈ નિશ્ચય થઈ શકતો નથી, તો મારે જરાએ વખત ખોયા વિના પરમેશ્વરની હજૂરમાં હાજર થવાની તૈયારી કરવી જોઈએ, તે તૈયારી કઈ રીતે કરવી ? કોઈ પદાર્થ ખાધાથી પ્રભુ રાજી થશે ? જો હું વખતે વખતે અપવાસ કરું તો મને ખુશીમાં તેમ કરવાની પરવાનગી આપશે ? કે અમુક વસ્તુને અગ્નિમાં બાળવાથી કે સૂર્યાદિ કોઈ આકાશી પદાર્થને પગે લાગવાથી મને કુકર્મ કરવાની રજા મળશે ? કે પાષાણ, માટી કે ધાતુના પૂતળા કે કાંઈ આકાર કરી તેની આગળ પકવાનાદિ ખાવાનું મૂકવાથી મારા લોભ, અહંકાર, ક્રોધાદિ મનોવિકારોના જુસ્સા અનીતિ માર્ગે જાય તો પણ સજાને પાત્ર ન થાઉં, કે તેને વસ્ત્રાલંકાર હીરા મોતીના આભૂષણ પહેરાવેથી મારા દુર્ગુણો મારા આ માને કનડશે નહિ ? આ વહેમ છોડયા પછી મારો આત્મા દુરાચરણની સજાથી કેમ બચે વારુ ! અમુક નદીના પાષાણને કોઈ વૃક્ષના પાદડા ચડાવેથી કે ચન્દન પુષ્પ ચડાવેથી કોઈનું નામ લાખો વખત નિત્ય બોલેથી કે કોઈ મંત્ર માત્ર ભણેથી કે શાથી ? કુમાર્ગે વર્ત્યા છતાં મારું કલ્યાણ થાય તે રસ્તો કયો હશે ? ઘણો ઘણો વિચાર કરતા મારા મનની નિત્ય વધારે ખાતરી થતી જાય છે કે હું મારા માણસજાતને દમુ, પીડુ, પૈસાને અર્થે, રોગને માટે તેને છેતરૂં, દગલબાજી કરું, જારી જુગારી કરું મારા પાડોશીઓને તથા મારા સગાને કે હરકોઈને ન્યાય વિરુદ્ધ દુ ખ દઉં, સુનીતિના નિયમ તોડું તો ઉપર કહેલો કોઈ ઉપાય મારા જીવને બચાવી શકે નહિ એમાનું એકે સાધન પરમેશ્વરને છેતરી શકવાનું નથી જે સર્વજ્ઞ છે, જે સર્વ સ્થળે સદા હાજર છે, જે સર્વ શક્તિમાન વિશ્વાધિપતિ છે તે મારો વાલો કેમ જશે ? હું તેને કેમ પટાવી શકીશ ? *

પૂર્વોક્ત પ્રવચનમાં ઊંડાણ નથી, સમર્પણના ભાવમાંથી ઊપજતી ભક્તિની પૂરી સમજ નથી, કટાક્ષ કરવામાં જાતે ક્ષુલ્લક થવાય છે, છતાં તેમાં ધાર્મિક ભાવોદ્રેક છે તેની ના પડાય એમ નથી પરંતુ હિંદુધર્મતત્ત્વચિંતનમાં દુર્ગારામ કે નવલરામ જેટલી ગતિ મહીપતરામની નથી જગત અને સંસાર માયા છે, નાશવંત છે, માત્ર પરમાત્મા, પરમેશ્વર જ સત્ય છે, એમ જાણે સંસારમાં, રાગદ્વેષમાં મતિ ઓછી રહેશે, એમ દુર્ગારામ કહે છે ત્યારે મહીપતરામ વેદા તીની કપોલકલ્પિત વાતોથી તેમ જ વેદાન્તને નામે

× વાકયો ટૂંકા પણ ક્વચિત્ ક્વચિત્ સમતોલતાથી આકર્ષક થતા, પ્રવાહી લયવાળા ચિત્રાત્મક હાસ્ય કે કટાક્ષની લહરીવાળા વિચાર કે જનપરીક્ષામાં સ્વતંત્રતાની તાઝગીવાળા મહીપતરામના ગદ્યમાં જોવામાં આવે છે. છતાં એકંદરે તેમની શૈલી સુઘડતાથી આગળ વધેલી ના કહેવાય તેમાં સચોટતાને સ્થાને તોડફોડ અને સાદાઈને આગ્રહે આગ્રહતા અ વે છે

* મહીપતરામ ચરિત્ર પૃ ૧૨૬ – ૧૨૭

પ્રચલિત અનાચારથી વહેમાઈ અને ઉશ્કેરાઈ જઈ વેદાન્તના તોલમાં વિચારદોષ આણે છે: 'જે આદમી પોતાના આત્માને બ્રહ્મ માને અને તે દેહમાં સાક્ષી થઈને રહ્યો છે એમ ગણે ને આ જગતને ભ્રાંતિ ગણે તેને દુરાચરણ અને સદાચરણ સરખાં હોય જ. અને કદાપિ તેમાં ભેદ હોય તો પણ તેથી જીવાત્માને કાંઈ લાગતું વળગતું હોય નહિ; કેમ કે તે તો માત્ર સાક્ષી છે. તે કહે છે કે દેહનાં કર્મ દેહ કરે છે તેમાં જીવાત્માને શું ?'

આ દોષદર્શન આજે બાલિશ લાગશે. પણ એની સમાન કક્ષાનું રમણભાઈ અને નરસિંહરાવમાં પણ જણાય છે. પણ એમના જમાનામાં તો વેદાન્તનું શુદ્ધ અર્થગ્રહણ મણિલાલ અને આનન્દશંકર કરાવતા થઈ ગયા હતા.

## રમણભાઈ

રમણભાઈ અને નરસિંહરાવ બંને અદ્વૈત વેદાન્તની વિરુદ્ધ હતા; અને તેમનો વિરોધ એવો ઉગ્ર પણ થતો કે એ માત્ર અભિનિવેશ છે કે અણસમજ તેનો નિર્ણય કરવો કઠણ છે. પ્રાર્થનાસમાજના સ્થાપકોનો એ વારસો તેમણે સાચવ્યો છે. ગોવર્ધનરામે નવલરામને અદ્વૈત મતના વેદાન્તી ગણાવ્યા: "ઈશ્વરની પ્રાથના કરતાં છતાં, આત્મા, ઈશ્વર અને બ્રહ્મનું ઐક્ય માનતા" એમ તેમણે જણાવ્યું. નરસિંહરાવને એ નિર્ણય માન્ય નથી. અને તેના આધારમાં નવલરામની અન્ત વખતની પ્રાર્થના સંભારે છે: "હવે હું પરવારી ચૂક્યો—ચાલો હવે ઈશ્વરસ્મરણ કરીએ; નરભેરામ, Now be on your guard—સચ્ચિદાનંદ! દીનબંધુ! દીનાનાથ! તું જાણે છે કે મેં મારા જન્મપર્યંત કંઈ પણ એવું કામ નથી કર્યું કે હું તારી કૃપાને પાત્ર ન થાઉં—માટે, ઓ પ્રભુ, આ મારો હાથ પકડ!' નરસિંહરાવ જણાવે છે કે આ પ્રાર્થના અદ્વૈત વેદાન્તીની પ્રાર્થના નથી. "જે વેદાન્તી પ્રાર્થનાને અમુક ક્રમ સુધી સ્થાન આપે છે, અમુક અધિકારાદિક દશામાં સ્થાન આપે છે, તે વેદાન્તીની પણ હાવી પ્રાર્થના સંભવે નહિ."*

રમણભાઈ "મોક્ષવિચાર" માં જણાવે છે: "વેદાન્તીના પક્ષની ચર્ચા કરવામાં એક અંતરાય હંમેશ નડે છે. હું બ્રહ્મ છું, બ્રહ્મથી જુદું કંઈ નથી, બધે એક અવ્યય બ્રહ્મ છે એમ કહી અસ્તિત્વ અને બ્રહ્મને પર્યાય રૂપ કરી નાખી પરિણામે તેના હોવા ન હોવાપણાને સમાન નિરર્થક ગણનાર તે ઈશ્વર નથી એમ કહેનાર છે. × × વેદાન્તીથી પોતાનો નાસ્તિકવાદ ખુલ્લી રીતે બહાર પડાતો નથી."+

અદ્વૈત વેદાન્તીનાં માયા અને અજ્ઞાન ખોટી રીતે સમજી માયા અને અજ્ઞાનના સ્વીકારથી વિચિત્ર સિદ્ધાન્તનું પ્રતિપાદન થશે એમ રમણભાઈ કંઈક ઉપહાસની વાણીમાં જણાવે છે. સહજોપલબ્ધિનો વિચાર કરતાં તે કહે છે કે અનિષ્ટ સંસ્કારના બળથી મનુષ્ય સહજોપલબ્ધિ ભૂલી જાય છે. આત્માનો "સ્વાભાવિક ધર્મ કારણબળે ઢંકાઈ જાય છે એ અનુભવ સત્ય છે તેથી માયાવાદના આશ્રયની કશી જરૂર નથી. અજ્ઞાન વાસ્તવિક ન હોય, અજ્ઞાનનું અસ્તિત્વ એ જ ભ્રાન્તિ હોય તો પછી તેને દૂર કરવાનો પ્રયત્ન જ કરવાનું ન રહ્યું! અજ્ઞાની ને પાપીને વિશુદ્ધ થવા યત્ન જ ન કરવો પડે!'×

* મનોમુકુર, ગ્ર. ૧ : પૃ. ૩૦૮-૯
+ ધર્મ અને સમાજ, ગ્ર. ૧, પૃ. ૬૩-૬૪
× 'ધર્મ અને સમાજ' ગ્રં. ૧; પૃ. ૭૬

'સુદર્શન'ને એક સ્થળે "આત્મિક અને ધાર્મિક ઉન્નતિના શત્રુરૂપ તરફથી પ્રગટ થતું" સામયિક ગણ્યું છે +

આમ બન્ને અદ્વૈત વેદાન્તના આગ્રહી વિરોધી છે, પરન્તુ ખ્રિસ્તી ધર્મશિક્ષા તથી તેમનો, અર્થાત્ પ્રાર્થનાસમાજનો, સિદ્ધાન્ત ખૂબ ભિન્ન છે તે તેના ટીકાકારો પૂરું સમજતા નથી હિન્દુ ધર્મ ખ્રિસ્તી ધર્મના સંપર્કમાં આવ્યો અને તેને પરિણામે કેટલાક સારાસારદૃષ્ટિ ઉપર આશ્રય રાખી ધાર્મિક મત અને ધાર્મિક આચારનો સમન્વય અને તર્કશુદ્ધ માર્ગ શોધ્યો એ ખરું છે, પણ એ પરિણામને હિન્દુ ધર્મ અને ક્રિશ્ચિયાનિટી વચ્ચેનો પુલ ગણવો એ ઉચિત નથી ક્રિશ્ચિયાનિટી અને બ્રાહ્મ ધર્મના સ્વરૂપની ભિન્નતા રમણભાઈ સુસ્પષ્ટ કરે છે "ઈશ્વર તે પિતા અને તેના પુત્ર એમ ત્રિમૂર્તિ સ્વરૂપ છે, મનુષ્ય ઈશ્વરના આકારમાં છે, ઈશ્વરનો પુત્ર અવતાર લે અને મોક્ષ માટે તે મધ્યસ્થ હોઈ સાધન છે, સૃષ્ટિની ઉત્પત્તિ અમુક ક્રમમાં થઈ, મનુષ્યની ઉત્પત્તિ અમુક પ્રકારે થઈ, ઈશ્વરપ્રેરિત સ્થાને સ્થાને અને કાળે કાળે પેગમ્બર થાય છે, અમુક કાળે સર્વ મૃતદેહ કબરોમાંથી ઊઠશે અને ત્યારે જ તેમનો ન્યાય થશે, ઈશ્વરને અમુક મનુષ્યવર્ગ પ્રીતિપાત્ર અને અમુક અપ્રીતિપાત્ર છે, સૃષ્ટિમાં સૃષ્ટિક્રમ વિરુદ્ધ ચમત્કાર થાય છે, ઈશ્વરની સદ્ધર્મમૂર્તિ વિરુદ્ધ એક દુરાચાર મૂર્તિ વર્ગ છે અને તે વર્ગ ઈશ્વર સાથે વિગ્રહ ચાલે છે, આ અને આવા ક્રિશ્ચિયાનિટીના મત પ્રાર્થનાસમાજને અમાન્ય છે, એટલું જ નહિ પણ તે સમાજ એમ દૃઢ વિશ્વાસથી માને છે કે એ મત ગ્રહણ કરતાં તો ઈશ્વરના અદ્વિતીયત્વ, નિર્વિશેષત્વ, નિરાકારત્વ, ન્યાયમયત્વ વગેરેમાં મોટી ખામી આવે ઈશ્વરનું અદ્વિતીયત્વ ને નિરાકારત્વ એ પ્રાર્થનાસમાજ મતના મૂળાધારભૂત સિદ્ધાન્ત છે માટે તે મતમાં અને ક્રિશ્ચિયાનિટીમાં મૂળગત ભેદ છે "

આ નવમે તેમ પ્રાર્થનાસમાજે ખ્રિસ્તી સિદ્ધાંતનો બુદ્ધિપૂર્વક અસ્વીકાર, એટલે, કર્યો છે એમ માનવામાં બાધ નથી પણ તેમણે અન્ય હિંદી ધર્મોએ સ્વીકાર્યો તે પુનર્જન્મનો સિદ્ધાંત ન સ્વીકાર્યો * ઈશ્વરને પરમ પિતાને નામે પ્રાર્થના કરવાના સિદ્ધાંત ઉપર ભાર મૂક્યો આપણે અપરાધી છીએ, પાપી છીએ અને ઈશ્વરકૃપા જ ઉદ્ધારનો માર્ગ છે એ કલ્પના પણ તેમને વાસ્તવિક છે, તેમના જ સ્વીકાર્યા પ્રમાણે ખ્રિસ્તી સુનીતિ–શિક્ષાઓને તેમણે માન્ય રાખી, હિંદુ ધર્મની ટીકા કરવામાં તેમણે પરદેશી ખ્રિસ્તીની જ કામગીરી કરી, નેતૃત્વ ગણીમાં તેમનો વર્ગ કંઈક પરદેશી ઢબનો થયો, આ બધા મન્તવ્યોથી પ્રચ્છન્ન ખ્રિસ્તી ધર્મનો આક્ષેપ કેમ થયો હતો તે સમજી શકાશે ખુદ રમણભાઈ જ આવેશમાં આવી જઈ પુરાણોને અધમ કહે છે

આને હરિહર જેને synthesis સમન્વય કહે, તેને રમણભાઈ syncretism કૃત્રિમ એકવાક્યતા કહે છે જુદા જુદા મતનાં શાસ્ત્રોમાં એકરૂપતા જેવી વિરોધી વિચારોને અવિરોધી બનાવવાનો પ્રયત્ન કરવો એ તત્ત્વચિંતનમાં દોષ છે પ્રાર્થનાસમાજ તરફી રમણભાઈને મત દેકાણેથી સત્ય ગ્રહણ કરવામાં ને તે કબૂલ કરવામાં કંઈ બાધ નથી "પ્રાર્થનાસમાજસ્થ વર્ગને વેદશાસ્ત્રાદિનાં વચનો પ્રમાણભૂત નથી તેમાંના ગ્રાહ્ય અને અગ્રાહ્ય અંશો વિશે વિવેચન કરતાં તેને કંઈ બાધ નથી, તેથી તે વચનોને 'કલ્પિત

---

+'ધર્મ અને સમાજ' ગ્ર. ૧, પૃ ૧૮

* ધર્મ અને સમાજ, ગ્રંથ ૧ પૃ ૧૫ 'પુનર્જન્મના મતના પરિણામ વિષમ છે અને મનુષ્યના કૃત્યોના હેતુ સમજવા તે નિરર્થક છે આ જન્મની પહેલાં એ જન્મ નથી અને પછી એ જન્મ નથી'

– ધર્મ અને સમાજ ગ્રંથ ૧ પૃ ૪૬

માર્ગે ' ઉતારવાનું તેમને કંઈ કારણ નથી શાસ્ત્રવચન જ્યા તર્કાનુસાર ન હોય ત્યા તે વચનને અમાન્ય ગણતા જેને હરકત નથી, શાસ્ત્રવચન જ્યા તર્કાનુસાર હોય ત્યા શાસ્ત્રવચન હોવાથી જ સર્વોત્તમ સમર્થન મળ્યુ એમ જેનો મત નથી તેને શાસ્ત્રવચનોને એક અમુક માર્ગે ઉતારવાનુ પ્રયોજન નથી "*

અનેક ધાર્મિક અનુભવની પદ્ધતિઓનો સમાસ કરતી વ્યાપક હિન્દુ ધર્મભાવનાને રમણભાઈની આ પદ્ધતિ ઈષ્ટ નથી કોઈ વિચાર ઋગ્વેદમા કે ઉપનિષદોમા બીજરૂપ હોય અને તેના સ્પષ્ટીકરણથી અનેક ધર્મવિષયક ફલિતો પ્રાપ્ત થતા હોય તો તે મૂળ વિચારકને અભિપ્રેત નહોતા એમ સૂચવવુ યુક્ત નથી કૃત્રિમ એકવાક્યતા એ તત્ત્વચિન્તનમા દોષ છે, પણ તત્ત્વચિંતનનો વિકાસ મનુષ્યહૃદયને સ્વાભાવિક એવા સમન્વયથી ખૂબ થયો છે એમ સ્વીકારવુ જોઈએ વિચારવિકાસને ઐતિહાસિક પદ્ધતિએ જોવો, તેમા બીજ મૂળ થડ ડાળ પત્ર પુષ્પ ફળ ક્યા તે અવલોકવુ, એ ફિલસૂફીને હિતકર છે, હાનિકારક નથી પરંતુ હિંદુ ધર્મના રક્ષણની ઉત્કટ ઇચ્છામા કૃત્રિમ એકવાક્યતાનો આશ્રય નહોતો લેવાતો એમ કહેવાય એમ નથી સનાતની, આર્યસમાજી અને થિયોસૉફિસ્ટ ચિંતકો ને ઉપદેશકો આ કૃત્રિમ પદ્ધતિને ખૂબ અનુસરતા અને આજે પણ અનેક ઉપદેશકો – હિંદુ, ખ્રિસ્તી, મુસલમાન – એનો આશ્રય લે છે એ જોતા રમણભાઈની વિચારણામા અભિનવ સ્વતત્રતા અને સરળ એકરૂપતા લાગે છે ગુરુ વગર, અવતારસ્વીકાર વગર, માધ્યસ્થી વગર, વિધિપ્રપચ વગર કોઈ એક જ ધર્મગ્રથના સ્વીકાર વગર, જગન્નિયતા ઈશ્વરના અસ્તિત્વમા શ્રદ્ધા, પ્રાર્થનાદ્વારા તેની કૃપા મેળવવામા શ્રદ્ધા, અને સુનીતિના સિદ્ધાતોનો સ્વીકાર રાખી, અને એ બધામા બુદ્ધિની સારાસારપરીક્ષાનો આશ્રય લઈ આ નવો માર્ગ સ્થપાયો એ હિંદના અર્વાચીન ધાર્મિક ઇતિહાસમા ખરેખર અવનવી વસ્તુ છે અને એ માર્ગના રમણભાઈ એક સુપ્રતિનિધિ છે એમા શક નથી પરંતુ આ જાતના માર્ગની સ્થાપના હિંદુ સ્વભાવને બહુ જ પ્રતિકૂળ છે, બલ્કે કેવળ પરંપરાભગથી કોઈ માર્ગ હિંદમા દૃઢમૂળ થઈ શક્યો નથી વળી મનુષ્યની ધાર્મિક વૃત્તિઓને એક માર્ગે દોરવામા સાહસ છે, સારાસારબુદ્ધિ સૌ કોઈની સરખી વિકસિત નથી હોતી, તેથી ધાર્મિક વૃત્તિઓને પોષવાને પૂજનઅર્ચનની વૈયક્તિક અને સામાજિક રૂઢિઓ ઊભી થાય છે **न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसङ्गिनाम्**નુ રહસ્ય એ નથી કે અસત્યને સત્ય ન દાખવવુ, પણ સામાજિક કલેશ ઉપજાવ્યા વગર મતમતોનો સમન્વય કરી, અર્થાત્ રહસ્ય પર ભાર મૂકી નવુ અર્થઘટન કરી, પરંપરાનુ સ્વરૂપ ફેરવી નાખવુ પ્રાર્થનાસમાજે એ સનાતન માર્ગ અખત્યાર ન કર્યો તો માર્ગ તરીકે એ નાશ પામ્યો છે, જો કે કોઈ પણ કલ્યાણના કાર્યનો આખરી વિનાશ થતો નથી અને હિંદુ ધર્મચિન્તનને શુષ્ક ચર્ચામાથી બહાર કાઢી+ અનુભવનિષ્ઠ અને બુદ્ધિપૂત કરવામા તેણે કરેલી સહાયતામા તેની સફલતા સાચી છે

તર્કના આશ્રય સાથે સહજોપલબ્ધિ પણ રમણભાઈને માન્ય છે મનુષ્યજાતિને અન્તઃકરણની શુદ્ધાવસ્થામા સત્ય, સદ્ગુણ, ઋતતત્વ, ઈત્યાદિનો વાસ્તવિક અનુભવ સ્વાભાવિક રીતે થાય તે જાતે જ પ્રમાણભૂત છે સદાચરણથી ફાયદો છે માટે સદાચરણે ચાલવુ એમ નહિ પણ સદાચરણ ઇષ્ટ છે કેમકે મનુષ્યની ઈશ્વરદત્ત પ્રેરણા સ્વાભાવિક રીતે સદાચરણ તરફ વળે છે પરતુ આ સહજોપલબ્ધિ વ્યક્તિ પરત્વે ભિન્ન ભિન્ન નહિ પણ મનુષ્યજાતિની, અમુક કાળની નહિ પણ સનાતન સ્વરૂપની ગણવાની છે.

---

* ' ધર્મ અને સમાજ "– ગ્રથ ૧, પૃ ૪૮

+ 'સત્યશોધનની ઇચ્છા વિના મિથ્યા ખંડનમંડનના વાગ્યુદ્ધમા કાલક્ષેપ કરવા કરતા બીજા કર્તવ્યની અત્યારે વધારે અપેક્ષા છે રમણભાઈ 'ધર્મ અને સમાજ'– ગ્રથ ૧, પૃ ૬

આ જ્ઞાનોપલબ્ધિના સનાતન તત્ત્વ ઉપર આધાર રાખનાર ધર્મ સત્ય છે અને પદાર્થવિજ્ઞાનના વધવાથી તેને હાનિ નથી, બલકે લાભ છે. સૃષ્ટિ સંબંધી વીગતોમાં ધર્મશાસ્ત્રો ભૂલભરેલાં જણાયાથી તેમાં કરેલી આધ્યાત્મિક વાતો પણ સંશયગ્રસ્ત થઈ અને યુરોપના આધુનિક નાસ્તિકવાદ, અજ્ઞેયવાદ અને શંકાવાદ જન્મ્યા. પણ એ બધા વાદોનો રમણભાઈ સ્પષ્ટ વિરોધ કરે છે. "સ્વતન્ત્ર વિચાર કરનાર, ફ્રી થિન્કર્સ સૃષ્ટિનાં મૂલગત પ્રાથમિક કારણોનું અન્વેષણ કરવાને બદલે જડમાં રહેલાં ગૌણ કારણોમાં જ આવી બુદ્ધિ વાપરી અટકાવે છે, નાસ્તિકો જે ખરેખરી રીતે છે તેની ના પાડે છે, અજ્ઞેયવાદીઓ જ્ઞેયને હોવે કરીને જાણવા નથી માગતા, શંકાવાદીઓ નિશ્ચય કરવાના સાધન તરફ જાણી જોઈ ચક્ષુ બંધ કરે છે."+ પદાર્થવિજ્ઞાનના નિયમો, રમણભાઈને મતે, ધર્મજ્ઞાનનું પગથિયું થઈ શકે. પરમાત્માના અસ્તિત્વ વિના – જડને ગતિ આપતા પરમ ચૈતન્ય વિના – જડસૃષ્ટિની વ્યવસ્થાનો ખરો આખરનો ખુલાસો મળી શકતો નથી. મર્યાદિત શક્તિવાળો મનુષ્યઆત્મા કારણવ્યાપારને ગતિમાં મૂકી શકે છે, તો સૃષ્ટિની ગતિ અને નિયમન સમજવા માટે આપણે એક પરમ ચૈતન્ય સ્વીકારવું જોઈએ. કેમકે 'જડ પદાર્થો એક બીજાથી જુદા જુદા છે, એક બીજાને ઓળખતા નથી, સર્વ પોતે જુદા જુદા પ્રવર્તન છે, તે છતાં તે સર્વની એક દિશામાં ગતિ થાય છે, એક સરખું નિયમન થાય છે", તે કોઈ પરમ ચૈતન્યની શક્તિનો વ્યાપાર જ હોઈ શકે.

ઐતિહાસિક દૃષ્ટિએ પણ, રમણભાઈ માને છે, કે ઈશ્વરના અસ્તિત્વ વિશેની, અદૃશ્ય પરલોક વિશેની, અને સત્અસત્ની ભાવનાઓ અતીવ પ્રાચીન છે. મનુષ્યના ચિત્તનું એ ખાસ ઉત્પાદન છે. એને સંસ્કારેલા સ્વરૂપમાં લઈએ તો ધર્મનાં ત્રણ શાશ્વત સત્યનું પ્રતિપાદન થઈ શકે. (૧) ઈશ્વર પરમાત્મા છે અને મનુષ્યના જીવાત્માને તે ભજતો છે, (૨) મૃત્યુ પછી મનુષ્યનું જીવન અદૃશ્ય પરલોકમાં કાયમ રહે છે, અને (૩) મનુષ્યના જીવનને નીતિનિયમની આવશ્યકતા છે અને પરલોકમાં મેળવવાની સાર્થકતાને આ નીતિનિયમ સાથે વિશેષ ગાઢો સંબંધ છે.

પ્રાણીજીવનના ઇતિહાસનું રહસ્ય છે કે બહારની ખરી સ્થિતિ સાથે અનુરૂપતા થાય એ પ્રમાણે પ્રાણીની આન્તરિક વ્યવસ્થા થાય છે – જેમ કે તેજનું અસ્તિત્વ હતું તો પ્રાણીમાં આંખ વિકાસ પામી. સદસત્‌ના જ્ઞાનની વૃત્તિ ઉદય પામી એ પરના કોઈ બાહ્ય વસ્તુને અનુરૂપ હોવી જોઈએ. મનુષ્યની અંદર સદસત્‌ની વૃત્તિ ઉદ્દીપ્ત થઈ તો નીતિનિયમની પરિપૂર્ણ સાર્થકતા જ્યાં થઈ શકે એવો પરલોક, અદૃશ્ય હોય છતાં, વાસ્તવિક રીતે અસ્તિત્વમાં છે એમ માનવું પડે.

આત્મત્વમાં જે સમતાપણું છે તેને બળે મનુષ્ય પોતે ઈશ્વર હોવાનો દાવો કરે છે, પણ પ્રાર્થનાસમાજી રમણભાઈને મતે આ અભેદનો વિચાર ભ્રાન્તિ જ છે. ક્યાં સર્વશક્તિમાન અનન્ત પરમાત્મા ને ક્યાં નિરન્તર નિર્બળતા અનુભવતો મનુષ્ય! પણ આત્મત્વમાં સમાનપણાને લીધે મનુષ્ય સત્યનો જ્ઞાનનો નીતિનો અધિકારી થયો છે, અને એ અધિકારી થયો છે તેથી ઈશ્વરે તેના આત્મામાં મૂકેલી વૃત્તિને અનુસરવાની તેની ફરજ છે. મનુષ્યમાં કર્તવ્યબુદ્ધિ ઈશ્વરે સ્થાપિત કરી છે અને એ કર્તવ્યપરાયણ થયે જ મનુષ્યનું સ્વાસ્થ્ય અને ઉત્કર્ષ સધાય છે. જગતની સર્વ ઉદાર પ્રવૃત્તિઓનું મૂળ કર્તવ્યબુદ્ધિમાં છે. "એ બુદ્ધિનું પૃથક્કરણ કરતાં તેમાં રહેલા સુખનો ત્યાગ, ફલની અવગણના, લાભનો

+ "ધર્મ અને સમાજ" —ભા. ૧ પૃ. ૩૧૧

અનાદર–એ સર્વે અંશ દર્શાવે છે કે મનુષ્યનો સ્વાભાવિક અને સાર્વત્રિક વિશ્વાસ એ છે કે જગતમાં સ્વાર્થનો ત્યાગ કરી પરાર્થ કરવો એમાં મોટું કર્તવ્ય સમાયેલું છે"*

આ કર્તવ્યબુદ્ધિ આધ્યાત્મિક સંપત્તિ છે અને ધર્મવૃત્તિથી કે ઈશ્વર ઉપરની શ્રદ્ધાથી અળગી પડાય એમ નથી. જે વિચારકોએ કે ધર્મમાર્ગોએ એને અળગી પાડના પ્રયત્ન કર્યો છે તે નિષ્ફળ ગયા છે. સુનીતિની ભાવનાનો આદર્શ તે ઈશ્વર છે અને તેનું અનુસરણ કરવું, તેને અનુકૂળ થવું, તેને પ્રિય થવું–એમાં મનુષ્ય પોતાને ધન્ય સમજે છે ઈશ્વરી નિયમ સાથે મનુષ્યની કર્તવ્યબુદ્ધિના અનુસંધાનથી તેમાં મધ્યમ માર્ગ કે અપવાદ કે ચ્યુતિને લેશ પણ સ્થાન નથી

"ધર્મ, નીતિ, સત્ય, ન્યાય, એ સર્વ ઈશ્વરના સ્થાપેલા છે, તે વડે કલ્યાણ થાય, સુખ થાય એવો તેનો નિયમ છે તે વડે તે જગતનું કલ્યાણ કરે છે તે વડે ચૈતન્યવાન પ્રાણીનો ઉદ્ધાર થાય છે એ અંશ તેના કૃપામય સ્વરૂપમાં વ્યાપી રહેલા છે તો એ મંગલ તત્ત્વોના ઉલ્લંઘનથી કલ્યાણ થશે એવો નવો નિયમ ઊભો કરવાને મનુષ્યને શો અધિકાર છે?" "રાઈનો પર્વત"માં જાલકા કહે છે તેમ—

"નીતિ-વ્યવસ્થા કરી ઈશ્વર જે
છે માન તેને અનુકૂળ વિશ્વ,
નવી વ્યવસ્થા કરવાની શક્તિ
નથી મનુષ્યતણ વિષે રહેલી"

જે થાય છે તે ઈશ્વરેચ્છાથી, ઈશ્વરી નિયમાનુસાર થાય છે માનવી અલ્પ છે, પણ અલ્પ છતાં એણે ઈશ્વરી નિયમના સાધન તરીકે સ્વેચ્છાથી પ્રવૃત્તિ કરવાની છે. પ્રભુનિર્દિષ્ટ માર્ગ છોડે તેમાં તેની જવાબદારી છે માનવી અબળ છે એમ કરી વિષાદ કેળવી કર્તવ્યપથથી ચ્યુત થવું એ અધર્મ છે, આત્મવંચના છે×

"બે રસ્તા તુજ સમીપ માર્ગ જ્યાં,
તું ગ્રહે ઉભયમાંથી એક ત્યાં"

આમ છતાં શ્રેય અને પ્રેયની પસંદગીમાં મનુષ્યને નિર્મળતા સમજાય છે શ્રેય અને પ્રેય સ્પષ્ટ સમજાય છતાં કોઈ અદૃશ્ય બળથી ધકેલાઈ તે સત્ય માર્ગ ગ્રહણ કરતો નથી અને પાપાચરણ કરે છે તેનો ખુલાસો રમણભાઈ એમ કરે છે કે સદાચરણ કરવાનું બળ કેવળ પોતાની જ શક્તિમાંથી મનુષ્યને નથી પ્રાપ્ત થતું, એ બળનો દાતા ઈશ્વર જ છે તેથી જ માનવે ઈશ્વરાભિમુખ રહી પ્રાર્થના કરી કરી તેની પાસેથી બળ માગતું રહેવું સદાચરણ માટે સદસત્ વચ્ચે વિવેક કરવા માટે જ્ઞાન એકલું બસ નથી જ્ઞાનવાનને પણ સન્માર્ગે નિયુક્ત કરનાર બળ ઈશ્વરની કૃપા છે તેથી જ રાઈ કહે છે "ન એક થાજો પ્રભુપ્રીતિનાશ"

ઈશ્વરની ભક્તિના ત્રણ અંશ–ઉપાસના, સ્તુતિ અને પ્રાર્થના–બીજો કોઈ લેખક ગૂઢ કે દુર્બોધ થઈ જાય એવો વિષય છતાં, અતિશય સરળ રીતે રમણભાઈ સમજાવે છે "ઈશ્વર સર્વની સમીપ છે, તો પછી તેની પાસે જવાનું ક્યાં રહ્યું, એમ પ્રશ્ન કરનાર દિશાના અંતરનો જ વિચાર કરે છે, પણ

* 'ધર્મ અને સમાજ' ગ્રંથ ૧, પૃ ૩૦૧
× 'ધર્મ અને સમાજ' ગ્રંથ ૧, પૃ ૩૧૨

મનુષ્ય અને ઈશ્વર વચ્ચેનું અંતર દિશા (space) નું નથી મનુષ્યને શરીરની ગતિ કરીને ઈશ્વર સમીપ જવાનું નથી ઈશ્વરથી મનુષ્યનું અંતર જ્ઞાનનું છે, ઉપાસનામાં ઈશ્વર સમીપ જવાનું છે તે જ્ઞાનથી" *"ઈશ્વરની સ્તુતિ કરવાથી તેના ગુણનું સ્મરણ થાય, સ્તુતિ કરનાર મનુષ્યને તેના ગુણો યાદ રહે એ સ્તુતિનો હેતુ છે . . ઈશ્વર ન્યાયકારી અને કરુણાસિંધુ છે એ યાદ આવવાથી દુઃખ વખતે ઈશ્વરને દોષ દેતા મનુષ્ય અટકે છે ઈશ્વર સર્વવ્યાપી છે, એમ જાણવાથી મનુષ્ય પાપ કરતા અટકે છે ..ઈશ્વર સત્યસ્વરૂપ એમ જાણવાથી સત્ માર્ગ પ્રિય લાગે છે"x આ રીતે ઈશ્વરની સ્તુતિ ઈશ્વરને સારુ નથી, પણ મનુષ્યને સદ્વર્તનમાં રાખવા સારુ છે ઈશ્વરની પ્રાર્થના વિશ્વસ્ત પ્રેમમગ્ન હૃદયનો ઉદ્ગાર છે, તેમાં માગણી છે પણ તે માગણીનો વિષય દુઃખ વખતે સહાયના અને પાપની યાદી ઉપરાંત સદાચરણબળ, પ્રભુપ્રસાદ વગેરે હોય છે "ઈશ્વર પાસે ભક્તની પ્રાર્થના એ હોય છે કે કરુણા કરી મારા પાપનું મને ભાન કરાવવા કે સંસારમાં મગ્ન થયેલો મારો આત્મા જાગ્રત થઈ પોતાની દૃષ્ટના સમક્ષ પશ્ચાત્તાપ કરે અને પાપની સજા ભોગવે અને ફરી પાપ કરતો અટકે"– રમણભાઈ વારંવાર જણાવે છે કે સદ્ગુણના જ્ઞાનથી સદ્ગુણી થઈ જવાતું નથી, પ્રાર્થનાના ભક્તિયોગની મનુષ્ય સદાચરણનું બળ મેળવે, મનોવિકારને વશ કરી શકે અને સદ્પ્રવૃત્તિમાં ઉત્સુક થાય ઈશ્વર પાસેથી સદાચરણબળ મેળવવાનું છે, પણ સ્વભાવ ઉપર કાબૂ મેળવી સન્માર્ગે જવાની જવાબદારી મનુષ્યની જ છે સ્વેચ્છા સ્વીકારની રમણભાઈની અન્વીક્ષા સૂક્ષ્મ તેમ જ વિશદ છે જે કારણ-કાર્યની નિયતિ માને છે તેણે સ્વીકારવું જોઈએ કે સ્વભાવ બદલવાની ઇચ્છા એ પણ કારણચક્રમાં આવી શકે "સ્વભાવ બદલવાના કે મનનું વલણ ફેરવવાના કારણ ન હોય તો જ અસલ સ્વભાવ કે વલણ પ્રમાણે કાર્ય થાય વસ્તુને પડતી અટકાવનાર કારણ ન હોય તો જ ગુરુત્વાકર્ષણના કારણથી વસ્તુ ગુરુત્વમધ્યબિન્દુ પર પડે, તેમ જ મનના વ્યાપારમાં"+

પરંતુ સદાચરણ અને ઐહિક સુખને કારણ-કાર્યનો અવશ્ય સંબંધ નથી મનુષ્યનીતિથી ઈશ્વરી નીતિનો તોલ કરવો વૃથા છે ઈશ્વરી નીતિનો પૂરો ખ્યાલ આપણને આવી શકે તેમ નથી એ નીતિ એવી વ્યાપક છે કે તેમાં પ્રકૃતિના નિયમોનો સમાસ થઈ જાય છે, અર્થાત્ ધર્મીને સુખ અને અધર્મીને દુઃખ આપવા પ્રકૃતિના નિયમો બદલાતા નથી 'ઈશ્વરે સૃષ્ટિ ચલાવવાના નિયમો કર્યા છે તેનો વ્યાપાર સર્વ તરફ એકસરખી રીતે થયો જાય છે પાણીથી સત્પુરુષની તરસ છીપે છે અને પાપીની તરસ પણ છીપે છે, સૂર્યનો પ્રકાશ સાધુ અને અસાધુ સર્વને એકસરખો મદદ કરે છે ખેતરમાં બીજ વાવ્યા પછી વૃષ્ટિ વગેરે અનુકૂળતા મળે તો ખરી માલિકીના ખેતરમાં વધતું પાકે અને બીજા પાસે છીનવી લઈ વાવેલા ખેતરમાં ઓછું પાકે એમ થતું નથી'=

રમણભાઈની સમગ્ર ધાર્મિક વિચારણામાં વધુમાં વધુ નિર્બળ અંશ તેમની પુનર્જન્મની વિચારણા છે આગળ સૂચવ્યું તેમ વ્યાપક હિંદુ ધર્મથી પ્રાર્થનાસમાજને અપારત કરનાર, બાહ્ય કારણ તેના સભ્યોની રહેણીકરણી તેમ આન્તર કારણ મૂર્તિપૂજાના વિરોધ કરતા, આ પુનર્જન્મના સિદ્ધાન્તનો

* 'ધર્મ અને સમાજ'–ગ્રંથ ૧ પૃ ૨૪.
x 'ધર્મ અને સમાજ'–ગ્રંથ ૧, પૃ ૨૬
– 'ધર્મ અને સમાજ', ગ્રંથ ૧ પૃ ૩૧
+ 'ધર્મ અને સમાજ' ગ્રંથ ૧ પૃ ૧૦
= 'ધર્મ અને સમાજ'–ગ્રંથ ૧, પૃ ૮૪ ૮૩

અસ્વીકાર હશે એ વિષયની તેમની ચર્ચામા વિશ્વાસ પડતો નથી સત્યશોધક કરતા પક્ષવાદીની એ કોટિઓ છે 'દેહના નિયમ તૂટે તો તેના યોગ્ય પરિણામ દેહને થાય છે આત્મા નિયમ તોડે તો તેના પરિણામ આખરે આત્માને થાય છે મૃત્યુ પછી કાયમ રહેનાર આત્માને ઈનામ કે સજા તેની શાન્તિ કે અશાન્તિમા છે આત્માને ઈનામ કે સજા દેહ ધારણ કર્યા પછી જ મળે એવી કશી જરૂર નથી કેમકે દેહ ધારણ કર્યા પછી પણ દેહના વિનાશ કે કષ્ટથી પણ જ્યારે અંતે આત્માને શાન્તિ કે અશાન્તિ પહોચે ત્યારે પરિણામ મળ્યુ કહેવાય તો એ શાન્તિ કે અશાન્તિ તો વગર દેહે પણ થાય

દેહથી થતુ અજ્ઞાનનુ આવરણ ખસી જતા ઇશ્વરના સ્વરૂપનુ, ઈશ્વરને શુ પ્રિય છે તેનુ ઈશ્વરની પ્રીતિ કેવી જરૂરની છે તેનુ ભાન વધારે સપૂર્ણ રીતે થાય, દેહ છતા તેવુ સારુ ન થાય તો દેહથી જુદા પડે જ ખરેખરો પશ્ચાત્તાપ થાય તેમ જ સુખ—અને ઈશ્વરકૃપા અને ઈશ્વર સાંનિધ્ય જેવુ સુખ એકે નથી—એ પણ દેહથી છૂટા પડ્યા પછી જ સપૂર્ણ રીતે થાય સપૂર્ણ શાન્તિ ત્યારે જ મળે × આ વાદકોટિ પ્રમાણે તો દેહની કે લાબા આયુષ્યની સહેતુકતા જ નષ્ટ થાય છે આત્માની ઉત્તરોત્તર પ્રગતિ માટે ઈશ્વરે દેહને આત્માનુ આવશ્યક સાધન ગણ્યુ તો તે શુ આ ટૂકી અવધિના જીવન પૂરતુ જ સાચુ? મૃત્યુ પછી જો ઈશ્વરકૃપાને લીધે દેહધારણની જરૂર નથી, તો આ જીવન પહેના પણ શી જરૂર હતી કે આ દેહ ધારણ કરવો પડ્યો? મને તો રમણભાઈની આ તકરાળ લાગે છે અને આ માન્યતાનુ તાત્પર્ય જોતા, આત્માની પાપિતા ઉપર રમણભાઈએ મૂકેલા ભારને જોતા, તેના ઉપરનો પ્રચ્છન્ન ખ્રિસ્તતાનો આક્ષેપ, સાચો નથી, છતા ક્ષમ્ય ગણાશે

ધર્મના સિદ્ધાતમા વ્યક્તિની ઇલાયદી સત્તા રમણભાઈએ સ્વીકારી, એનુ જ પ્રતિબિબ તેમના સસારવિચાર અને સાહિત્યવિચારમા પણ તે સમયના ઘણા ચિન્તકોની પેઠે તે વ્યક્તિસ્વાતત્ર્યવાદ પર મોહી પડેલા એ વાદ તેમના સર્વ વિચાર સમજવાની કૂચી છે 'સસારસુધારાની પ્રથમ ભાવના તે સ્વતત્રતાની છે દરેક પુરુષ અને દરેક સ્ત્રીને સ્વતત્રતાનો અમૂલ્ય અધિકાર છે, જનસમાજની એકદર સ્વતત્રતા જાળવવા માટે દરેક વ્યક્તિની સ્વતત્રતાના નિયમ થઈ શકે પણ અપરાધ સિવાય કોઈ વ્યક્તિની સ્વતત્રતા છીનવી લેવાય નહીં, અને અપરાધ માટે પણ દડ પૂરતી જ તે લઈ લેવાય આ મહાન ભાવના રાષ્ટ્રીય જીવન પેઠે સામાજિક જીવનમા પણ પ્રવર્તવી જોઈએ એ પ્રતીતિથી જાગૃત થઈ આપણા લગ્નના વિષયમા સ્વાતત્ર્ય સ્થાપવા પ્રયત્ન કરીએ છીએ'— બાળલગ્ન, વિધવાવિવાહ, કૌમાર, સ્ત્રીકેળવણી, ભોજન, પરદેશગમન, આ બધા પ્રશ્નોનો ઉકેલ આ વ્યક્તિની સ્વતત્રતાની ભાવનાની

---

× 'ધર્મ અને સમાજ—ગ્ર ૨ પૃ ૮૪–૮૫

* રમણભાઈ સામીપ્ય મુક્તિને જ ખરી મુક્તિ ગણે છે એ સામીપ્યમા સજ્જ્ઞાન સદિચ્છા સદ્વૃત્તિ અને સદ્ગુણનો લોપ નથી થતો બલ્કે એ ગુણો વડે એ ભેદભાવ કરાય છે આ સદર્ભમા એક પત્રે એ કહે છે કે 'ઈશ્વર તરફ જતા તરત તેના પ્રસાદને યોગ્ય હોવા સારુ આત્માને આ જીવનમા શુદ્ધ થવુ આવશ્યક છે બીજી બાજુ કહે છે મૃત્યુ પછી પાપિતા દૂર કરવાને દેહધારણની જરૂર નથી કેમકે 'વિશુદ્ધિની ક્રિયા ચૈતન્યમય આત્માની છે અને આત્મા તે ચૈતન્યના વ્યાપારથી કરી શકે છે પ્રાર્થનાસમાજરચોની પાપિતાની ગ્રથી ખ્રિસ્તીઓની ગ્રથી જેવી જ છે પણ પાપિતાના સર્વપ્રથમ ઉદયનો તેમની પાસે ખુલાસો નથી તેમને મૂળગત પાપિતા સ્વીકારવી પડે એવી તેમની તકસરણિ છે છતા ખ્રિસ્તી ધર્મે મૂળગત પાપિતાનો પૌરાણિક ભૂતકથાનો તોડ કાઢયો તે તો તેમને સ્વીકાર્ય નથી

— ધર્મ અને સમાજ —ગ્રથ ૨ પૃ ૨૦૮

દૃષ્ટિએ કરવાનો છે આ વિષયમાં રમણભાઈની શૈલીમાં અનાવારણ રસ, વેગ, નર્મયુક્ત મર્મચોટના અને રમણીયતા આવે છે, કેમકે એમાં તેમની ઉત્કટ ભાવમયતા છે, અને એમનું મન તેમાં એવું એકાગ્ર અને એકરસ થયું છે, કે પરિભાષાની કે અલંકરણની સહેજ પણ મુશ્કેલી એમાં નડતી નથી ને તેથી વાચકને અર્થ અને ભાવના પ્રકાશમાં લેશ પણ ક્લેશ થતો નથી રમણભાઈની શૈલીની સમજણ માટે આ હકીકત અતિ અગત્યની છે

સંસારસુધારામાં રહેલી બીજી ભાવના તે સમાનતાની છે તેનો સ્વતંત્રતા સાથે સમવાય સંબંધ છે 'સર્વે ઈશ્વરના બાળક છે, સર્વે ઈશ્વરને સરખા પ્રિય છે, સર્વે ઈશ્વર પાસેથી સરખો અધિકાર લઈને આવેલા છે, સઘળા પ્રજાની સમષ્ટિમાં સરખો એકડો છે, એ પ્રતીતિ જ્યારે હિંદુસમાજમાં ઓતપ્રોત થઈ રહેશે, ત્યારે પ્રજાના શરીરની પ્રત્યેક નસમાં સમાનતાનું લોહી વહેશે અને સ્વતંત્રતાની ભાવના જીરવવાનું મહાબળ પ્રાપ્ત થશે'

સંસારસુધારામાં ત્રીજી ભાવના પ્રજાત્વની [nationality] છે પ્રજાબળને સમગ્ર કરવા તેના વિવિધ અંગો સશક્ત અને સંવાદી થવાં જોઈએ તે ખાતર પણ કુરૂઢિનો ત્યાગ અને સુધારાનો સ્વીકાર થવો જોઈએ આ ત્રણ ઉપરાંત બીજી ભાવનાઓ સુનીતિ, દયા, શિષ્ટતા—પણ સંસારસુધારામાં પ્રવર્તવી જોઈએ અને સંસારસુધારાના પ્રયત્નોમાં એક બળવાન શ્રદ્ધા—જે રમણભાઈની લાક્ષણિક છે કે આપણા સર્વ આદર્શોની પાછળ પરમાત્માનો આદર્શ રહેલો છે, તે કેળવવી જોઈએ, કેમકે આપણાં લક્ષ્ય દૃઢ કરવા સારુ મોટામાં મોટું બળ ઈશ્વર પાસેથી જ પ્રાપ્ત કરવાનું છે

ઉપરની વિચારણાવાળું રમણભાઈનું કદાચ સર્વોત્તમ વ્યાખ્યાન, નિબંધોમાં પણ શૈલી છટા અને સૌષ્ઠવની દૃષ્ટિએ સર્વોત્તમ ગણાય એવું ૧૯૧૮ માં બીજી ગુજરાત સંસારસુધારા પરિષદ આગળ પ્રમુખ લેખે આપ્યું હતું સંસારસુધારાની પદ્ધતિઓની ચર્ચાના વ્યાખ્યાનમાં રમણભાઈ પુણ્યશ્લોક રાનડેને અનુસરે છે તેમાં વિવેચનનું એક બિન્દુ શાસ્ત્રાર્થનું છે તેનો આગળ ઉલ્લેખ થઈ ગયો છે સુધારો ધર્મશાસ્ત્રને અનુસાર છે તે બતાવવા સારુ શાસ્ત્રાર્થ કરવાની ચોક્કસ પદ્ધતિ યોજી શકાય પણ આ પદ્ધતિ રમણભાઈને માન્ય નથી શાસ્ત્રવચન ન મળે તો શાસ્ત્રવચન નવાં રચનાની લઈ માત્ર સુધારાની યોગ્યતા દર્શાવવી એ જ યોગ્ય છે, युक्तिहीने विचारे तु धर्महानि प्रजायते કૃત્રિમ અર્થઘટન કે એકવાક્યતા અયોગ્ય છે, અને નિયામત મનુષ્યોના અંતઃકરણને રુચતી નથી

## નરસિંહરાવ

નરસિંહરાવ અને રમણભાઈ આ વિચારબિંદુમાં કેવળ મળતા છે, જો કે સુધારાની વાસ્તવિક પ્રગતિ કરાવવામાં કે તેની તાત્ત્વિક વિચારણામાં રમણભાઈ નરસિંહરાવ કરતા ઘણા મોટા છે વિચાર, વૃત્તિ અને કાર્યમાં નરસિંહરાવ સુધારક હતા પણ કારકિર્દીની દૃષ્ટિએ ખાસ સુધારક નહોતા રમણભાઈને તો લોકો સુધારક તરીકે જ ઓળખે

સંસારસુધારાની ભાવના અને પદ્ધતિ સંબંધી રમણભાઈ અને નરસિંહરાવ વચ્ચે ફેર નથી, એ તેમના ૧૯૧૩ માં બીજી પ્રાન્તિક સમાજસુધારા પરિષદ આગળ પ્રમુખ તરીકે આપેલા વ્યાખ્યાનમાં દેખાઈ આવે છે શાસ્ત્રને આધારે સુધારો કરવા કરતાં બુદ્ધિ અનુસાર સુધારો એમને ઇષ્ટ લાગ્યો છે 'મનુષ્યબુદ્ધિથી રચાયેલા શાસ્ત્રોમાં સ્વતઃ પ્રામાણ્ય હોઈ શકે નહિ અને તેથી શાસ્ત્રોને જ પાયારૂપ ગણવાં એ એક દોષ છે ન્યાય અને બુદ્ધિના સ્થાયી તત્ત્વોનો જ આધાર સાચો છે

રમણભાઈ કરતા નરસિંહરાવ સુધારાના વિષયમા કાંઈક વધારે વિવેક અને સાવચેતી ઉપદેશે છે ઉપરાત, વ્યક્તિ સ્વાતંત્ર્યની ભાવનાને કાંઈક મર્યાદિત કરવાનુ તેમનું વલણ છે નરસિંહરાવ કાળજીપૂર્વક આગળ વધવામા માને છે અને વ્યક્તિગત કામને પુષ્ટ કરવા સંગમળની અપેક્ષા જણાવે છે વ્યક્તિઓ યાહોમ કરીને ઝંપલાવે તેથી કામ અસ્થાયી અને ધ્યેયને કર્ઈ નુકસાન થાય છે તેથી 'ઉત્તમ પદ્ધતિ તો એ છે કે ઘણા મનુષ્યોએ એકત્રિત થઈ વ્યવસ્થાપૂર્વક, સુચિંતિત તત્ત્વોને આધારે, ઘણી સભાળ લઈને કામ કરવુ જોઈએ ' આમા રૂઢિનો સ્વીકાર નથી પણ સુધારાને માર્ગે મુશ્કેલીઓનો તોડ કાઢીને જવાનુ છે પરતુ તેથી સુધારામા 'અક્રમ'ને અવકાશ નથી 'વખત વખતનુ કામ કરશે' એમ કહેનાર ઉદાસીન કે નૈતિક બળ વગરના હોય છે તેમને વિના પ્રયત્ને કે વિના જોખમે બીજા મનુષ્યોના ફળ ચાખવા છે અને જેને 'વખત' કહેવામા આવે છે તે કંઈ સમયનુ માપ કે 'અકર્મ' સૂચવતુ નથી 'કાર્યકારણની પરપરામા નીપજતાં પરિણામોમા મનુષ્યોનો ફાળો એ જ અર્થ 'વખત'નો છે'×

રમણભાઈ શુદ્ધ વિચારક છે, માત્ર બુદ્ધિની ભૂમિ ઉપર રહી સૂક્ષ્મ પર્યેષણ તે કરી શકે છે નરસિંહરાવની દૃષ્ટિ કવિની છે એક ભાષાશાસ્ત્ર સિવાય કોઈ પણ વિષયમા કેવળ વિજ્ઞાની કે વિચારક પેઠે ચિન્તન કરવામા તેમને તૃપ્તિ થતી નથી તેમનુ આત્મ હૃદય સુકુમાર લાગણીમા, અદ્‌ભુત કલ્પનામા રાચે છે તેથી તેમની બધી વિચારણા ચિત્રમય રીતિમા પ્રગટ થાય છે, અથવા તેને કવિતાની ભાવના દેવાય છે વળી તે ચિન્તનના પ્રાથમિક સ્વરૂપના હોય છે તેથી મૂલ્યવાન છતા કાચા માલ જેવી છે 'વિવર્તલીલા'નો આખો ગ્રથ આ રીતિનુ રમણીય નિદર્શન છે તેનુ એક ભેદસૂચક પરિણામ એ છે કે રમણભાઈને વાચતા રમણભાઈનુ વ્યક્તિત્વ ભૂલી જવાય છે નરસિંહરાવના વ્યક્તિત્વનો પરામર્શ 'મનોમુકુર'મા 'સ્મરણમુકુર'મા, 'વિવર્તલીલા'મા પદેપદે થાય છે રમણભાઈની વાણીમા બુદ્ધિનો નિશ્ચય છે નરસિંહરાવમા હૃદયની શ્રદ્ધા છે 'હૃદયસ્ફૂર્તિ' તેમનો પ્રિય શબ્દ છે વાચકને અભિમુખ કરવામા નરસિંહરાવ વિશેષ સફળ થાય છે ખુબીથી ઉપાડેલો શ્રમ ઓછુ થકવે છે એ સામાન્ય અનુભવનુ બિંદુ લઈ નરસિંહરાવ જડવાદનો આરા પ્રતિવાદ કરે છે "વિચાર અને વિચારવિષય એ વચ્ચે નિતાન્ત ભેદ છે, અન્તઃકરણ અને ઇચ્છાશક્તિ એ કોઈ કાયિક અગ જોડે અભિન્ન કરી શકાય એમ નથી ઉપરાત, વિચાર અને ઇચ્છાવ્યાપાર પ્રવૃત્ત થાય તે સાથે મગજમા અમુક ફેરફાર થાય તે ઉપરથી એ બને વચ્ચે કાર્યકારણનો સબધ હોવો શા માટે માનવો જોઈએ કે મગજના ફેરફાર તે કારણ અને વિચાર અને ઇચ્છા તે કાર્ય? વિપરીત કેમ નહિ? ક્રોધ, હર્ષ, ઇત્યાદિ આવેશની સાથે કપ, હૃદયના ધબકાર, ઇત્યાદિ થાય તે માટે એ કપાદિક તે જ તે તે ભાવ એમ હજી કોઈએ કહ્યુ નથી અથવા એ કપાદિક તે કારણ અને તે તે ભાવ તે તે કાર્ય એમ પણ કોઈએ ઠરાવ્યુ નથી એટલો પાડ માનીશુ"

જડવાદની વિરુદ્ધ આત્મિક સત્તાનુ વીગતે પ્રતિપાદન "મનોમુકુર"ના પહેલા ગ્રથમા છે પદાર્થ અને ગતિ આત્મા ક્યાથી, એ પ્રશ્નનુ નિરાકરણ રમણભાઈ અને બીજા વિચારકોએ કર્યું છે તેમ સહજોપલબ્ધિ અને ઉપમિતિના અવલમ્બનથી નરસિંહરાવે કર્યું છે આધ્યાત્મિક તત્ત્વોની પરીક્ષા માટે વિજ્ઞાનની પદ્ધતિ નહિ ચાલે એમ જણાવી વેદાન્તીઓ માફક 'હું છુ' એ નિર્વિવાદ સ્વાનુભવ રજૂ

×બુદ્ધિપ્રકાશ ૧૯૧૩

*'વિવર્તલીલા'–પૃ ૨૨

કરે છે આધ્યાત્મિક પરામર્શ માટે મનુષ્યને અંતર્જ્ઞાનશક્તિ જેવી વિશિષ્ટ શક્તિ છે સૌન્દર્યનો અનુભવ કરવાની મનુષ્યની વિશિષ્ટ શક્તિ છે 'આ સાધન વડે ચેતનતત્ત્વના વિશેષ સ્વરૂપમા કાંઈક પ્રવેશ થઈ શકે છે, તેની જ સાથે જડથી ભિન્ન ચેતનતત્ત્વનુ અસ્તિત્વ એથી જણાય છે અમુક વસ્તુ, ગુણ વગેરે સુંદર અથવા અસુંદર શા માટે એ પ્રશ્નનો ઉત્તર વિજ્ઞાન નથી આપી શકવાનું, અને એ પ્રશ્ન તપાસતા જ જડ પદાર્થની પેલી પાર જવુ પડશે સુંદરતાની ભાવના જ ચેતનતત્ત્વને માગી લે છે'* વિશ્વતત્ત્વના દરેક વિકાસમા, વ્યાપારમા, જે ગતિનું દર્શન છે તેની પછાડી કોઈ જ્ઞાનમય, શક્તિમય ઇચ્છા છે, જેનુ અધિષ્ઠાન પરમ પુરુષ છે આમા મનુષ્યજીવન ઉપરથી પરમ પુરુષ અને તેની ઇચ્છાની સભાવના કરી છે પરમ પુરુષની જ્ઞાનમય શક્તિમય ઇચ્છા સ્વીકારીએ તો એ ઇચ્છામા જ મૂળ પદાર્થની ઉત્પત્તિ કલ્પવી અશક્ય નથી

ઈશ્વરવ્યક્તિ, જીવોની વ્યક્તિઓ તરીકે ભિન્નતા, ઈશ્વરની કૃપા પ્રાપ્ત કરવામા પ્રાર્થના અદ્વિતીય અને અમોઘ સાધન – એ બધુ રમણભાઈની જેમ સ્વીકારવા છતા, નરસિંહરાવનુ વલણ પૂર્વજન્મ તરફ, વેદાન્તના માયાવાદ તરફ કંઈક તટસ્થ ને કૂણુ જણાય છે નવલરામ પર લેખ લખાયો ત્યાર પછી ધીમે ધીમે વલણ બદલાયુ હશે તે 'વિવર્તલીલા'મા સ્પષ્ટ જણાય છે આચાર્ય શકરે કરેલો પરિણામવાદ અને વિવર્તવાદનો સમન્વય નરસિંહરાવને ગળે કાંઈ ઊતર્યો હતો પણ તે એ રીતે તેનુ સ્મરણ તેમને ન હતુ, કેમ કે એ કહે છે તેમ આચાર્યશકરની સમજાવવાની શૈલીના સૌન્દર્યમા જ એ મુગ્ધ થઈ ગયા હતા × પરન્તુ એ વાત તેમની અનુભાવી નનચુનુ નિદર્શક છે એ બાળકે મૃત્યુ પહેલા પ્રભુભજન તરફ વૃત્તિ દાખવી તેનુ બીજ શુ હશે એમ શકા ઉપસ્થિત કરી, નરસિંહરાવ હિંદુ દૃષ્ટિનો જવાબ સૂચવે છે 'તમે કહેશો–પૂર્વજન્મના સસ્કાર–'હોય! પૂર્વજન્મની કલ્પના મારી બુદ્ધિમા ગોઠવાતી નથી'– રમણભાઈ આ હોય–એવો નરમ ઉદ્ગાર કદાપિ કાઢે નહિ કેવલાદ્વૈત તેમને માન્ય નથી, પણ જેમ નીચા સ્વરમાનનો સૂર ઊંચા સ્વરમાનના સૂરમા ભળી જાય તેમ જીવ અને ઈશ્વર વચ્ચે સવાદ સાધ્ય છે પ્રત્યેક મનુષ્યની વ્યક્તિ શૂન્યમા લુપ્ત થાય એ વાત તે ગળે ઉતારી શકતા નથી 'પ્રતિક્ષણે ભિન્ન થતા આપણા કાયિક સ્વરૂપને વિશે પણ અમુક વર્ષોને અતે સર્વ શરીરતત્ત્વના બદલાયા છતા વ્યક્તિતા કાયમ રહે છે એ મત સ્વીકારાયો છે, તે જ રીતે આપણા આત્મસ્વરૂપને વિશે પણ વ્યક્તિતાની સાચવણી એ પરમ દયાળુ પ્રભુની યોજનાનુ એક મોટુ અગ હુ ગણુ છુ'= આમ છતા ઉચ્ચાવચ માનના સૂરોના અદ્વૈત જેવુ આત્મા પરમાત્માનુ અદ્વૈત તેમને ઇષ્ટ છે નિતાન્ત એકતા એ કલ્પી શકે છે, કદાચ એ આત્યતિક સત્ય હશે એવો પણ વહેમ તેમને રહે છે, પણ તેમનુ હૃદય એ 'શૂન્યવાદ' સ્વીકારી શકતું નથી સ્વર અને સ્વરના સુન્દર દૃષ્ટાંત લઈ નરસિંહરાવ કહે છે—'અન્તિમ લયયોગીકરણમા પછી ૐકારનો મહાનાદ, અથવા શ્વેત કિરણનો જ્યોતિ ભલે લક્ષ્યરૂપ ગણો, એ ખરા ઇષ્ટસિદ્ધ યોગીઓને માટે છે, હુ તો ઉપાધિયુક્ત રૂપલીલા, નાદલીલા, અને પ્રેમલીલા સ્વીકારવાને તૈયાર છુ, પરમાત્માના શૂન્યાકારમા

---

* 'મનોમુકુર' ગ્ર ૧ પૃ ૩૫૪

× વિવર્તલીલા પૃ ૭

– વિવર્તલીલા – પૃ ૯

= વિવર્તલીલા – પૃ ૪૮

વળી આ વ્યક્તિતામા ક્યાં સુધી તરતમ કરે છે ? આત્માના બધારણમા જ સ્ત્રીપુરુષ ભેદ હોવો જોઈએ 'વિ. લી.' – પૃ ૧૮

સ્વરસૌન્દર્ય કે રૂપસૌન્દર્યની વ્યષ્ટિરૂપ ઘટના ક્યાં મળશે? એ સમન્વિત સૌન્દર્યમાંથી થતી રૂપલીલા અને નાદલીલા પ્રગટ થાય છે એ મારે મન કવિતા છે. જીવન એટલે સંચલન, રૂપાંતર, સતત વહન; શૂન્ય સ્તબ્ધતા નથી."[1] એને અદ્વૈતમાં દ્વૈત અને દ્વૈતમાં અદ્વૈત કહી શકાય. આ વિશિષ્ટ પ્રકારનું અદ્વૈત–વિશિષ્ટાદ્વૈત નહિ–સાધવાનું ઉત્તમ બળ તે પ્રેમ, ભક્તિ, પ્રેમભક્તિ, પ્રેમપૂર્વક ભક્તિ.[2] જ્ઞાનથી જે પ્રભુ અગમ્ય છે તેને પ્રેમના તંતમાં સંત ઝીલી શકે છે. 'પ્રેમપાત્ર મેળવ્યા પછી એને જ્ઞાનવિષય બનાવાશે.'[3] પણ ભક્તિપ્રેમને ય સંયમની આવશ્યકતા છે. તે ઘેલછા ન થવી જોઈએ.

'ધીરે ધીરે પીઓ, સાધુ !
અજરા કાંઈ જરી એ ન જાય, ભાઈ વીરા !'[4]

આ ભક્તોને ચેતવણીરૂપ વિચાર નવો છે, નરસિંહરાવની સ્વભાવઘટનાનો નિદર્શક છે, અને વૈષ્ણવ, સૂફી, તેમ જ પ્રાર્થનાસમાજી ભક્તોને લાગુ પડે છે. અહીં તેમ જ અન્ય અનેક નીતિ રીતિના પ્રશ્નોમાં નરસિંહરાવ વસ્તુની પરીક્ષા સત્યદષ્ટિએ જ નહીં, પણ રસદષ્ટિએ, સૌંદર્યતત્ત્વોની દૃષ્ટિએ કરે છે એ એમની ગુજરાતી ગદ્યસાહિત્યમાં લાક્ષણિક ખૂબી ગણી શકાય. 'કરુણ પ્રસંગમાં સંયમની સાધનાથી ગૌરવનું અનુપમ સૌન્દર્ય પ્રગટે છે.' 'આ જીવનની પાર રહેલા અમર સત્યોના સૌન્દર્યના દર્શનથી પ્રાપ્ત કરેલો આનંદ' દુઃખમાં અસાધારણ સંયમબળ આપી શકે. આ અને આવા સત્યદર્શનમાં 'સૌન્દર્ય' પદ ખાસ ધ્યાન ખેંચે છે.

આગળ મેં કહ્યું કે નરસિંહરાવમાં શુદ્ધ ફિલસૂફી નથી પણ તત્ત્વજ્ઞાનનો કાચો માલ છે. કાચા માલનું ઉપમાન જડતાનું સૂચક છે, અને જડતાનું આ ચિંતનસામગ્રીમાં નામ નથી. પ્રિયજનોના વિયોગથી જે 'માત્ર જીવી રહ્યો હું મહાશાન્તિની એક આશે' એમ હૃદયના ઊંડાણમાંથી ઉદ્‌ગાર કાઢે તેને સત્ય એ કેવળ વિચારણાનો પ્રશ્ન ન હોઈ શકે. એ તો શુદ્ધ પરજીવનના આતુરનો પ્રશ્ન છે, હરઘડી હૃદયગુહાનું દ્વાર ઠોકતો આત્માના જીવનમરણનો પ્રશ્ન છે.

## કાન્ત

સત્યધર્મનો પ્રશ્ન મણિશંકર રત્નજી ભટ્ટને માટે નરસિંહરાવ કરતાં પણ વધુ તીવ્ર મનોમંથન, ઉજાગરા, આન્તર ને બાહ્ય કલહ તથા વેદનાનો કરાવનાર હતો. આવા વિદ્વાન અને દેશપ્રેમી સજ્જનને આવું મનોમંથન કરાવી શકવામાં ખ્રિસ્તી ધર્મ અને મિશનરીઓનો જે વિજય છે તે હજારો ક્ષુધાતુરો કે સ્વાર્થીઓને ખ્રિસ્તી કરવામાં નથી. એક મણિશંકર, એક માયકલ દત્ત, એક વાસુદેવ ટીળક, કે એક રમાબાઈ ખ્રિસ્તી થાય ને હિંદુ ધર્મના પાયા ડગે તેટલા ખ્રિસ્તી મીશનોના પ્રચાર અને વૈદ્યકીય શુશ્રૂષાથી ડગતા નથી. પણ હિંદુધર્મના સદ્‌ભાગ્યે કાન્તાદિ અપવાદરૂપ થયા. તેની વ્યાપક ભાવનાએ સજીવ અને બળવાન થઈ પોતાના રુધિરમાં ખ્રિસ્તી પ્રેરણાનો સંગ્રહ કરી લીધો અને સ્થિરદષ્ટિના ખ્રિસ્તીને–દેશીને યા વિદેશીને–હિંદુધર્મ સામે રોષ કે દ્વેષનું કારણ રહ્યું નથી. આત્માની યાત્રા માટે કયો ધર્મ યોગ્ય પાથેય નહિ આપે? અને વિકૃતિઓ જ જોવી હશે, મનુષ્ય મનુષ્ય વચ્ચે વેર વધારવા સામગ્રી જ જોઈતી હશે તો કયા ધર્મના પુરાણ આદિમાંથી, કયા *સમાજની નીતિરીતિમાંથી* તે નહિ મળી આવે?

---

૧ વિવર્તલીલા – પૃ. ૮૮.
૨ ,, પૃ. ૩૨, ૩૩.
૩ ,, પૃ. ૧૨૩.
૪ ,, પૃ. ૬૯.



૨૫

વેદાન્તનો તિરસ્કાર એ રમણભાઈ, નરસિંહરાવ અને કાન્તને જોડનો એક સમાન અંકોડો છે. ૧૮૯૩ના એક પત્રમાં કાન્ત જણાવે છે.

For some months past I have been constantly thinking of writing a vigorous attack on Vedanta If I know this much, that Vedantism is the annihilation of all morality, if सुखदुःखे and लाभालाभौ and जयाजयौ are समे, ततो युद्धाय युद्धस्व is absurd ..I wish to write either in the form of a review of the 'સિદ્ધાન્તસાર' or in the form of letters from a traveller or in some other form where humour also can come in×

કાન્તના ચિત્તની કેવી વિપરીતતા! વેદાન્ત વિરુદ્ધ કેવો બાલિશ ગ્રહ! પણ ૧૮૯૫માં તેમના વલણમાંથી કટુતા ઓછી થઈ છે અભેદ સિદ્ધાન્ત ખોટો છે એટલું જ નહિ, અહિતકર છે એમ માનવા છતાં તેને ઐતિહાસિક દૃષ્ટિએ તપાસી જોવાની દિલની ઉદારતા દાખવે છે—'I have undergone no change of views. It is only the attitude that has changed I for one can't kill my intellect and believe in અભેદ But I have certainly come to look with respect upon a school of philosophy of very old traditions numbering in its train men who can't be summarily dismissed as so many dunces.'*

'Pantheism as Martineau will tell you errs only when it denies the individual will He will also tell you how sublime its spirit is and how it errs only by overzeal I understood all that when I wrote against वेदान्त, but I was not sufficiently serious and did not take in the immense *value of the work done for the system in the country*'–

છતાં આ વલણ પણ બદલાયું ૧૮૮૭ના એપ્રિલ લગભગ, ને કાન્ત ખ્રિસ્તી થયા કુટુંબ વિયોગ અને પરિસ્થિતિ ન સહી શકવાથી નામના આર્ય થયા અને મન મનાવ્યું કે ખ્રિસ્તી તત્ત્વ આર્યોના પ્રાચીન ધર્મનો પુનરુદ્ધાર જ રી તેમાં લાવી શકાશે સ્વીડનબોર્ગે 'પ્રાચીન શબ્દ'નો ઉલ્લેખ કર્યો છે તે આ ઋગ્વેદ હશે એવું સમાધાન પણ ઘણાં વર્ષ સ્વીકાર્યું, પણ હૃદયથી તે આમરણ ખ્રિસ્તી જ રહ્યા રમણભાઈ નરસિંહરાવ, કાન્ત એ ત્રણેમાં વેદાન્તવિરોધ અને વ્યક્ત એકેશ્વરનો સમાન વાદ છે, તેમ તેમનો પરસ્પર સૂક્ષ્મ ભેદ પણ છે ચિન્તનનો વળાંક જોઈએ તો રમણભાઈની પર્યેષણા પ્રધાનપણે બુદ્ધિનિષ્ઠ છે, નરસિંહરાવની સૌન્દર્યનિષ્ઠ છે, તો કાન્તની ભિન્નભિન્ન લાગણીઓથી પ્રેરિત છે' Religions

× કાન્તમાલા પત્રધારા – પૃ. ૩ ૨
* કાન્તમાલા પત્રધારા – પૃ ૩૩૬
– કાન્તમાલા પત્રધારા – પૃ ૨૯૩

should be talked of as better and worse rather than as right and wrong.[1] Christianity as a religion has a far more powerful influence for good on mankind than more philosophical creeds.[2] અહીં સદાચારની દષ્ટિ નિયામક થઈ છે.[3] પરંતુ કાન્તની માનસિક ઘડભાંગમાં પ્રેરક બળ બદલાયા કરતું.

એ પ્રેરક બળોમાં કુટુંબપ્રીતિ ઘણી અગત્યની હતી. પ્રકૃતિથી એ દઢ ન હતા. ઘણી અને ભિન્નભિન્ન વસ્તુઓ તેમને આકર્ષતી અને પરસ્પરવિરુદ્ધ વસ્તુઓને તે વખાણી નાખતા.[4] લાગણીઓથી ઊંચે ચઢી સિદ્ધાંત સ્થાપવાનું, વા સિદ્ધાંત સ્થાપી તે વડે લાગણીઓને ચકાસવાનું વલણ મણિશંકરમાં ઓછું હતું. 'My feelings absorb me at times; and I am not of a religious cast of mind, though I often experience religious sentiments.'[5] આથી, એ કહે છે તેમ તેમના મિત્રો કરતાં ઘણી બાબતો તે વધુ સમભાવથી નિહાળી શકતા અને તેમના ચિત્તની લાગણીઓ ઉદાત્ત બનતી[6] એ ખરું, પણ એકવાક્યતાને ભોગે. વિચારસંગ્રહમાં સુસંવાદ કે સમીચીનતા કે એકવાક્યતાનો એમનામાં ક્વચિત લોપ થાય છે. એમનામાં દેખાય છે તેવો બુદ્ધિભેદ, દ્વૈધીભાવ, રમણભાઈ કે નરસિંહરાવમાં જણાતો નથી. રમણભાઈએ આ દોષ અને તેની પાછળ રહેલી હૃદયની સમૃદ્ધિ ઓળખી હતી. ઉપર ઉલ્લેખેલા ૧૮૯૫ના પત્રની નોંધમાં તે જણાવે છે કે "આમાંના કેટલાક વિચારથી જુદા પડતા વિચાર મણિશંકરે આ પહેલાં અને પછી ધારણ કર્યા હશે. પણ તેમની સરળતા, તેમની પ્રમાણિકતા, સત્કાર્યો તરફની તેમની ઉત્સુકતા, તેમની ગાઢ દેશભક્તિ, તેમની ઊંડી ઈશ્વરપરાયણતા, તેમની નમ્રતા, તેમની મધુરતા, તેમની ઉદારતા, તેમની તત્ત્વદર્શિતા એ સર્વનું આ વિસ્તારી ઉતારાથી કાંઈક દર્શન થયા વિના રહેશે નહિ"[7]

વ્યક્ત [Personal] એકેશ્વરની પ્રતીતિ અને તેની ભક્તિમાં શ્રદ્ધા એ મણિશંકરના તત્ત્વવિચારમાં અચલ અંશ છે. દેશના ઉદ્ધાર માટે એકેશ્વર ભક્તિની એવડી અનિવાર્યતા એમને લાગેલી કે સુધારાનાં બીજાં ક્ષેત્રો કરતાં આ જ ક્ષેત્રને ઘણા માણસોનાં આખાં આયુષ્ય સમર્પાય તે ઇષ્ટ છે, એમ એમણે ગણેલું. આવી ખરી પ્રતીતિનું વ્યવહારમાં સ્પષ્ટ પરિણામ આવવું જોઈએ. આ તત્ત્વ જેને સમજાય તેણે સાથે જ સમજવું જોઈએ કે જે કંઈ બને છે તે ઈશ્વરેચ્છાથી જ બને છે અને વિશ્વક્રમનો ઉદ્દેશ એ દ્વારા સધાય છે. પોતાનું વલણ સ્પષ્ટ ખ્રિસ્તી હતું તથાપિ, ૧૯૦૦ પછી, આર્યસમાજ, આર્યનાસમાજ અને થિયોસોફી દેશને માટેની ભાવિ ઈશ્વરી યોજનાને ઉપકારક છે એમ માનતા, કેમકે પોતાનો મત બીજા પાસે કબૂલ કરાવવાને એ સંસ્થાઓ આગ્રહ રાખતી નહોતી. વ્યક્તિએ પણ આવેગથી પ્રેરાઈ એકદમ સામાજિક પગલું ન ભરવું જોઈએ. પોતાની પ્રકૃતિના ગુણદોષ તપાસી, કુટુંબનો અને સમાજનો સ્વભાવ સમજી સિદ્ધાન્તોને જીવનમાં 'સ-માંસ' બનાવ્યા પછી યોગ્ય સામાજિક પગલું જે ભરવું ઘટે

૧ કાન્તમાલા : પત્રધારા પૃ. ૩૩૭
૨ કાન્તમાલા : પત્રધારા પૃ ૩૩૬
૩ 'સિદ્ધાન્તસાર'નું અવલોકન પૃ. ૯૭
૪ ૧૮૯૦ માંના એક પત્રમાં થિયોસોફિસ્ટોની પ્રશંસા છે, અને રહસ્યવાદને (Occultism) ને સાચો માન્યો છે.
૫ ૧૮૯૭ નો એક પત્ર : કાન્તમાલા : પત્રધારા—પૃ ૩૪૨
૬ કાન્તમાલા : પત્રધારા : રમણભાઈ ઉપર પત્ર : પૃ. ૨૯૩
૭ કાન્તમાલા : પત્રધારા : પૃ. ૨૯૬

તે ભરવું પણ સ-માસ મનાવવાનો સિદ્ધાંત કર્યો? મહત્ત્વનો એક તે આ કે 'જેણે ક્રાઇસ્ટને તેના શબ્દથી જાણ્યો નથી, તેણે પ્રભુને જાણ્યો નથી મનુષ્ય મનથી રચેલા ઈશ્વરની પૂજાને વધારે ઇષ્ટ અને બુદ્ધિપુરઃસર માને, તે તેનો એક ક્ષુદ્ર અહંકાર છે ક્રાઇસ્ટમાં જ પિતા-ઈશ્વર પ્રકટ થાય છે'* પણ એ સિદ્ધાંત સમાસ મનાવ્યા પછી પોતાનુ પરમ કર્તવ્ય તેમને વારંવાર સમજાતું કે જાહેર રીતે ક્રાઇસ્ટની પવિત્રતા અને મનુષ્યની ન્યૂનતા સ્વીકારવી

'સ્થૂલ સૃષ્ટિમા એવુ કશુ નથી કે પ્રથમ સૂક્ષ્મમાં ન હોય, અને સ્થૂલની બધી વસ્તુઓ સૂક્ષ્મની તત્સમ વસ્તુઓમાથી ઉત્પન્ન થયેલી છે'× મૃત્યુ પછી મનુષ્ય કુદરતના અશુદ્ધ પદાર્થોનો ત્યાગ કરે છે પણ તેના શુદ્ધતર પદાર્થો રાખે છે જે સૂક્ષ્મ શરીરનુ કામ કરે છે અને તેના મનનું ધારક તથા પ્રદર્શક બની રહે છે સ્થલના ફેરફારો માત્ર સ્થિતિના ફેરફારો હોવાથી દેવલોકના સાન્નિધ્યો માનસિક સાદૃશ્યોના, અને અંતરો માનસિક વૈલક્ષણ્યોના પરિણામ છે આ કારણે નરક સ્વર્ગથી જુદુ રહેલું છે સ્વર્ગનો શાશ્વત વિરામ અપ્રવૃત્તિ નથી પણ ઉપયોગી કામનો સતોષ છે

મરણોત્તર સ્થિતિ સબંધી ઉપર પ્રમાણે કાન્તે સ્વીડનબોર્ગે આપેલો સ્વીકાર્યો હતો છતાં જીવની વચલી સ્થિતિ (મરણ પછીની પણ સ્વર્ગ જતા પહેલાંની) સબંધી એમને કશો સ્પષ્ટ પ્રબોધ થયો નહોતો સ્ત્રીપુરુષનો જાતિભેદ સ્થાયી છે આત્મા જ પુરુષ અથવા સ્ત્રી હોય છે, એટલે સુધી કે પુરુષનો દરેક વિચાર પુરુષરૂપ છે, સ્ત્રીનો સ્ત્રીરૂપ છે મૃત્યુ પછી પુરુષ પુરુષ અને સ્ત્રી સ્ત્રી જ રહે છે સ્વર્ગમા સ્ત્રીપુરુષનો સ્નેહ છે, સ્ત્રીપુરુષનુ લગ્ન છે, પણ તેનું પરિણામ બાલકો નહિ પણ સ્નેહ અને જ્ઞાન છે ખરો લગ્નસ્નેહ એ જ્ઞાન કે ડહાપણ અને પ્રીતિ કે સાધુતાનુ પરસ્પર આકર્ષણ છે સ્ત્રી અને પુરુષની સરખામણીમા સ્વીડનબોર્ગ સેઇન્ટ પૉલને અનુસરે છે સ્ત્રીઓ કશાની ઉત્પત્તિ કરતી નથી શરીરમા તેમ જ મનમા પુરુષ પિતા અને સ્ત્રી માતા છે જે કંઈ તેનામા છે તે પ્રથમ પુરુષમા હોય છે અનેક સ્ત્રી સાથે લગ્ન અનિષ્ટ છે પૂર્ણલગ્નમા સ્ત્રી અને પુરુષ પ્રત્યેકની દરેક ઇચ્છાની એકબીજા વિશે તૃપ્તિ થાય છે અને આવુ પૂર્ણલગ્ન તે જ પૂર્ણ વિશુદ્ધિ છે ખરા લગ્નસ્નેહમા પતિ અને પત્ની એક મનુષ્ય થવાની નિરંતર ઇચ્છામા દિનપ્રતિદિન વધારે સંયુક્ત થતા જાય છે અને એમનો સબધ શાશ્વત છે એમ સમજે છે પૃથ્વી ઉપર શુદ્ધ લગ્ન એ સ્વર્ગની અને વ્યભિચાર એ નરકની શાળા છે=

ઉપરના લગ્નવિષયક સ્વીડનબોર્ગી નિબધ પહેલા પ્રો મણિલાલના 'સિદ્ધાન્તસાર'નુ અવલોકન એક કલ્પિત નિવાસસ્થાન કાન્તાને ઉદ્દેશીને પ્રેમપત્રરૂપે કાન્તે લખેલુ એમણે પોતે જ કબૂલ્યુ છે કે એ અવલોકન વેદાન્તના ઓછા અભ્યાસ અને કાચી સમજમાં લખાયેલુ અને એ લખાયા પછી પ્રો મણિલાલ તરફ કાન્તનુ વલણ પણ વધારે સમભાવવાળુ થયેલુ ખડનાત્મક કરતા જે ભાવાત્મક અશો 'અવલોકન'મા છે તે જોતા જણાય છે કે કાન્ત હમેશાની માફક વ્યક્ત પરમેશ્વર અને વ્યક્ત જીવોમા માને છે એ દ્વૈતવાદી નથી પણ બહુત્વવાદી છે– "નૈયયિકોના ધર્મ સબધી સિદ્ધાન્તો આપણે જે સત્ય

* કાન્તમાલા પત્રધારા પૃ ૩૬૧ (૧૮૦૬ મા લખેલો પત્ર)

× 'લગ્નસ્નેહ'—પ્રસ્તાવના

= 'લગ્નસ્નેહ' (સ્વીડનબોર્ગી નિબધ)

– 'સિદ્ધાન્તસારનુ અવલોકન'–પૃ ૩૩ 'જ્યારે જ્યારે સર્વ એક છે એમ કહેવામા આવે ત્યારે હમેશા સામાન્ય હોઈને તેની સત્તા કાલ્પનિક હોય છે સવની સત્તા જ વાસ્તવિક હોઈ શકે

માનીએ છીએ તે જ છે तत्र ईश्वर सर्वज्ञ परमात्मा एक एव सुखदु खादिरहित। जीवात्मा प्रतिशरीर भिन्न।"× પરંતુ પ્રમાણ પરત્વે સ્વીડનબૉર્ગ વાંચ્યા પછી ફેર પડી ગયો છે 'અવલોકન'મા પ્રત્યક્ષ ઉપર દૃષ્ટિ વિશેષ ઠરેલી છે અને બુદ્ધિપ્રામાણ્ય સ્વીકાર્યું છે સ્વીડનબૉર્ગી લખાણોમા અપ્રત્યક્ષ કારણ, ભાવના ઉપર દૃષ્ટિ વિશેષ છે સત્ય માટે પ્રમાણ શુ? મનને પોષે, શુદ્ધ કરે, તદુન્નત રાખે તે સત્ય, – આમ સ્વીડનબૉર્ગી લખાણોમા લાગે છે વેદાન્તીને આ સ્થિતિ કઈ અનિષ્ટ નથી 'અવલોકન'કાર કાન્તે પ્રત્યક્ષ ઉપર ભાર મૂક્યો છે તે જોતા તેને તો એ અનિષ્ટ હોવી જોઈએ, પણ સ્વીડનબૉર્ગ વાચ્યા પછી એ સ્થિતિ પલટાઈ હતી

કેવુ વિપરીત કે સ્વીડનબૉર્ગની સત્યમિશ્રિત તરંગક્રીડાને કાન્તે વેદવાક્ય જેવી ગણી અને વેદવાક્ય, જે ઉપર ચિન્તન કરી કરી ફિલસૂફોએ દર્શનો રચ્યા, તે તેમના ઉપહાસનો વિષય બન્યુ 'અદ્વૈત સિદ્ધાત એ, અદ્વૈતવાદીઓ પોતે જ કબૂલ કરે છે તે પ્રમાણે, અજ્ઞાનનો સિદ્ધાત છે આપણે સર્વ ભિન્ન ભિન્ન પદાર્થો વચ્ચે સામ્ય અને ભેદ બન્ને જોઈ શકીએ છીએ, અદ્વૈતવાદી માત્ર સામ્ય જ જોઈ શકે છે અદ્વૈતવાદને બધા સગીતના સ્વર, બધા પ્રકાશના રંગ, બધા પદાર્થોના રૂપ અને ગુરુત્વ, અને બધા વિચારોનુ સત્ય એક જ છે બધુ એક જ અનાદિસિદ્ધ રહસ્યનુ રૂપાન્તર છે!' આ ઉપહાસમા કાન્તની જે સત્યકામતા હોય તો એ સત્યકામતા માટે દયા ઊપજે વ્યક્તિઓનો ધાર્મિક અનુભવ મળતો આવતો હોય તો ધર્મ સર્વસામાન્ય કેમ ના હોઈ શકે? પણ કાન્તને તો એ વિચાર મૂર્ખતાભર્યો લાગે છે મણિલાલ ધર્મનુ યોગ્ય લક્ષણ આપે છે 'અનત, અવિકૃત પરમાનદ પામવા માટે મનુષ્યબુદ્ધિમા જે સ્વાભાવિક પ્રેરણા છે, તેને સતોષ પમાડવાનો માર્ગ' ભ્રાન્તિ કે વાક્છલથી કાન્ત તેમા પણ દોષ જુએ છે એક બાજુ એમ કહે છે કે મનુષ્યબુદ્ધિમા એવી વૃત્તિ નથી અને બીજી બાજુ કહે છે કે ધર્મથી એ વૃત્તિને સતોષ થાય તો ધર્મની અધોગતિ થાય!* કેમ જાણે સત્ય જાણવાની ઇચ્છાને સતોષવાથી સત્યની અધોગતિ થવાની હોય! આગળ કહે છે, 'હુ ધારુ છુ કે પરમાનદ ધર્મનુ પરિણામ છે, કારણ નથી' પ્રો મણિલાલે પરમાનદને ધર્મનુ કારણ માન્યુ નથી, પરમાનદ પામવાની મનુષ્યની સ્વાભાવિક વૃત્તિને કારણ ગણ્યુ છે

કાન્તનો માયાવાદનો વિરોધ રામાનુજ, વલ્લભ આદિને અનુસરતો છે 'ઈશ્વરભાવના આર્યધર્મમા કદાપિ સ્થિરતાને પામી નથી' એમ મણિલાલના કહેવામાં એક રીતે કઈ ખોટુ નથી ઈશ્વર વિષે જે ભાવના ખ્રિસ્તી ધર્મ કે ઇસ્લામમા છે તે ભાવના હિંદના ભક્તિમાર્ગમા નથી, હિંદુ ભક્તનો ઈશ્વર આત્માની બહુ નિકટ છે, એની સર્વવ્યાપકતા એવી તેને લાગે છે કે એ તેની સાથે જાણે લાડ કરી શકે, એ ભયનો વિષય ભાગ્યે જ છે હિન્દુ ધર્મ, હિન્દુ સમાજ, વેદાન્ત, અભેદ આદિ સબધી કાન્તે પત્ર છૂટામા પ્રકાશેલા વિચાર તેમના પૂર્વગ્રહો, ભ્રાન્તિ, અનુદારતા અને પશ્ચિમની મોહની જ સૂચવે છે આ સર્વમાન્ય સત્ય કે હિંદુ ધર્મ જેટલો બીજો કોઈ ધર્મ સર્વધર્મસમભાવી, મતાન્તરસહિષ્ણુ નથી, હિન્દુ પ્રજા જેટલી કોઈ પ્રજા ક્ષમાશીલ નથી, તને કાન્ત સ્વીકારતા નથી અને ધર્મપ્રસાર માટે ખૂનરેજી કરનારાઓને દયાળુ કહે છે, કેમકે તેમને તો લોકના આત્માનો ઉદ્ધાર કરવો હતો! 'મનુષ્ય અને પશુ વચ્ચે ફરક પ્રત્યગ્દૃષ્ટિરૂપ માન્યો છે, ત્યારે મનુષ્યની ધર્મવાસનાની પરાકાષ્ઠા પ્રત્યગ્દૃષ્ટિના વિસ્તારમા જ હોવી જોઈએ' આ સત્યને અથવા મર્યાદાવાળા સત્યને—કાન્ત 'સિદ્ધાતસાર'ના પાચમા પ્રકરણનુ સર્વથી

× અવલોકન—પૃ ૮૧

* 'સિદ્ધાન્તસારનુ અવલોકન –પૃ ૧૫

ભયંકર વાક્ય ગણ્યું છે! અભેદમાર્ગને બાલિશ ગણનારને સ્પીકનઑર્મની બાલિશ વાતો દેવવાણી લાગે છે એ ખરે એક કરુણ ઘટના છે, અને પશ્ચિમની મોહનીથી આપણા ચિત્તની કેટલે સુધી વિકૃતિ થઈ શકે તેનું એક નિદર્શન છે. આ 'અવલોકન' જોઈને તો કાન્તની કલ્પિત પ્રિયા કાન્તા સાથે બોલી જવાય છે: 'કંઈક તમારી ઇંગ્લિશ કેળવણીને લીધે તમારી આંખની આગળ અંધારી આવી ગઈ છે; અને તમે ઘણી વાતો જોઈ શકતા નથી.'[1]

સદ્‌ભાગ્યે અવલોકનના પત્રો પૂરા થતાં અગાઉ વેદાન્ત ઉપહાસનો નહિ પણ ગંભીર રીતે સમજનો વિષય બન્યો હતો. અગિયારમા પત્રમાં એ સમજ સ્ફુટ કરી છે. 'વેદાંતી જ્યારે अहं ब्रह्मास्मि કહે છે, ત્યારે તે અહંપદવાચ્ય અલ્પજ્ઞ અને અલ્પશક્તિ જીવ એ જ બ્રહ્મપદવાચ્ય સર્વજ્ઞ અને સર્વશક્તિ ઈશ્વર છે, એમ કહેતો નથી. તે એટલું જ કહે છે, કે જે અલ્પજ્ઞ અને અલ્પશક્તિ દેખાય છે, તે સર્વજ્ઞ અને સર્વશક્તિનું જ રૂપ છે' 'હું બ્રહ્મ છું' એનો અર્થ હું સર્વશક્તિ છું એમ નથી: એનો અર્થ એ છે કે હું છું જ નહીં, બ્રહ્મ જ છે. अहं ब्रह्मास्मि એનો અર્થ ब्रह्मैव इदं सर्वम् એ જ છે.'[2]

'આવું મત ધાર્મિક અંતઃકરણને રુચે એમાં આશ્ચર્ય નથી. અને તેમાં દોષ એ જ છે કે મનુષ્યની ઇચ્છાશક્તિની અવગણના કરવામાં આવે છે.'[3]

'કારણથી પરિણામ સ્વતંત્ર? આમ માનવું બેશક વિલક્ષણ છે. અને એ ન માનવું પડે તેટલા જ માટે વેદાંતી કાર્યકારણનો અભેદ માને છે'[4]

મનુષ્યની સ્વતંત્ર ઇચ્છાશક્તિનો સ્વીકાર ન કરવાથી વેદાંતી નીતિનો સ્વીકાર કરી શકે તેમ નથી; અને વેદાંતના ખરા જ્ઞાનીને વ્યવહાર સંભવતો નથી. છતાં વારંવાર પોતાની ભિન્ન કર્તૃત્વશક્તિનું ભાન તો થયા જ કરે છે. તેટલા માટે વેદાંતી માયાને માને છે.'*

'અભેદ સિદ્ધાન્તમાં જેમ નીતિનો સંભવ નથી તેમ અનીતિનો પણ સંભવ નથી.'[5]

પણ આમ અભેદ સિદ્ધાંત ટૂંકામાં સ્ફુટ કર્યા પછી કાન્તના મૂલગત આક્ષેપો સ્થિર રહ્યા છે. અભેદ અસત્ છે કેમકે એ અનુભવવિરુદ્ધ છે; અભેદ ઉપર સુનીતિની સ્થાપના થઈ શકતી નથી તે સિદ્ધાન્તમાં કર્માભિમુખતા રહેતી નથી; અને હું બ્રહ્મ છું એ સિદ્ધાન્ત ધૂર્તોને ને દુષ્ટોને ખૂબ લલચાવનારો છે.

ઉપરનાં અવતરણો ઉપરથી જોઈ શકાશે કે ફિલસૂફીના શિક્ષણ અને ગાઢ ચિન્તનને પરિણામે મણિશંકર ભટ્ટ પ્રશ્નોના મર્મ તરત પકડી શકતા. પાંડિત્ય કરતાં વસ્તુગ્રહણ તેમને ગમતું, અને તેથી સંકુલ વિચારને ઋજુ, વિશદ અને પ્રવાહી શૈલીમાં એ સહજ મૂકી શકતા. એમના, એકંદરે, પોચા અને પારદર્શક સ્વભાવનું પ્રતિબિમ્બ એમના વિચારપ્રધાન લેખોમાં પડ્યું છે. અને આપણને લાગે છે કે ગુજરાતીઓની સર્વસાધારણ અને કાન્તની આગવી મર્યાદાઓને લીધે તેમનામાં સ્વતંત્ર ધર્મચિન્તકનો માત્ર અંકુર જ આપણે પામ્યા. ન થયા કાન્ત મહાન કવિ, ન થયા મોટા સુધારક, ન થયા અસાધારણ ધર્મવિચારક.

---

૧ સિ. સા.નું અવલોકન–પૃષ્ઠ. ૯૪
૨ સિ. સા.નું અવલોકન–પૃ. ૧૦૩
૩ „ „ –પૃ. ૧૦૩
૪ „ „ –પૃ. ૧૦૪, ૧૦૫.
૫ સિ. સા.નું અવલોકન—પૃ. ૧૦૪, ૧૦૫.

★

વ્યાખ્યાન ચોથું

# વેદાન્તી વિચારધારા

## સુજ્ઞ ગોકુલજી

પૂર્વ નર્મદ, કરસનદાસ, ભોળાનાથ, મહીપતરામ, રમણભાઈ, નરસિંહરાવ અને મણિશંકર ભટ્ટ એમ એક પશ્ચિમના વિચારનું ચક્ર ફરી વળ્યું અને તેની અન્તિમ ટોચ કાન્તમાં આવી. કાન્તે પશ્ચિમથી મુગ્ધ થઈ ખ્રિસ્તીધર્મ સત્કાર્યો, સ્વીકાર્યો; કુટુંબ, જ્ઞાતિ અને પ્રેમનાં બન્ધનથી, તેમ જ સ્વાભાવિક અદઢતાથી જનમંડળ આગળ ડગી ગયા પણ મનની માન્યતામાં તો ખ્રિસ્તી જ રહ્યા. પરંતુ એક રીતે એ ચક્રનો અનિષ્ટ અંશ પણ ત્યાં પૂરો થયો.

બીજી બાજુ જનમાન્ય પ્રવાહ પોતાની નીતિરીતિ વિશે સિદ્ધાન્તોનું શોધન કરતાં વિમાસણમાં પડયો પણ પાછો સ્થિરતાથી આગળ વધતો જોઈ શકાય છે. એ પ્રવાહને વહેમનો નાશ ઇષ્ટ હતો, વિદ્યાપ્રસાર ગમતો હતો, નીતિરીતિમાં ધીમે ધીમે સુધારો જોઈતો હતો. તેને હિન્દુ સંસ્કૃતિનો પરાભવ નહોતો જોઈતો. પુનરુત્થાન જોઈતું હતું. અને એ પુનરુત્થાન સારુ મૅક્સમૂલર આદિ પાશ્ચાત્ય વિદ્વાનોનાં પુસ્તકો, થિયોસોફી, આર્યસમાજ આદિ બળ મળી રહ્યાં.

સુધારકો, સામાન્ય રીતે, રાજકારણમાં દેશીઓના હક માગતા; પણ નીતિરીતિમાં વહેમનો સાર્વત્રિક નાશ, વ્યક્તિગત સ્વાતંત્ર્ય, સ્ત્રીસન્માન, સમાનતા, એ આદર્શોથી પ્રેરાતા. નીતિરીતિમાં અવળે માર્ગે લઈ જનાર ધર્મપંથોના આચાર્યો ઉપર તેમણે સફળ હુમલા કર્યા. તત્ત્વસિદ્ધાન્તમાં તેમની નેમ વેદાન્તનું–માયાવાદી શાંકર વેદાન્તનું–ખંડન કરવાની હતી.

પ્રાકૃત જન ગળાબૂડ વહેમમાં અને પ્રતીકપૂજામાં પડેલો; ખાધેપીધે સુખી પણ સંસ્કારમાં સાધારણ એવો વર્ગ વૈષ્ણવ આચાર્યોનો દોરવાયો દોરવાતો; અને વિદ્યાપ્રેમી બ્રાહ્મણવર્ગ કાંઈક જડ બનેલા વેદાન્તનો અનુયાયી હતો અને ઘટપટની દલીલોમાં રાચતો.

છતાં શાંકર વેદાન્તે ઉપદેશેલો ત્યાગ ગુજરાતમાં વન્ધ્ય નહોતો રહ્યો. અનેક બ્રાહ્મણો ઉત્તર વયમાં સંન્યાસ ગ્રહણ કરતા. પ્રીતમદાસ અને મનોહરસ્વામી, તથા અખાના અનુયાયીઓ શાંકરમત પ્રબોધતા. અમદાવાદમાં છોટુજી મહારાજ અને વડોદરામાં ત્ર્યબકનાથ અને બદરીનાથ શાસ્ત્રી વિદ્વત્તાના તથા ભિન્નભિન્ન વેદાન્તશાખાના જ્યોતિર્ધર હતા. સૌરાષ્ટ્રના બ્રાહ્મણધર્મમાં શાંકર વેદાન્ત વધારે લોકપ્રિય હતું. ભાવનગર, જૂનાગઢ, 'છોટીકાશી' જામનગર, કચ્છ વગેરેમાં વિદ્વાન સંન્યાસીઓને સારો આવકાર અને આશ્રય મળતો. ૧૮૫૦ ની આસપાસ જૂનાગઢમાં 'પંચીકરણ'ના કર્તા પ્રખ્યાત બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય જ્ઞાની રામગુરુ વા રામબાવા મહારાષ્ટ્રીય સંન્યાસી હતા. તેમની 'અનિવાર્ય બોધશક્તિની કીર્તિ કચ્છ, સુરાષ્ટ્ર અને ગુજરાતમાં પ્રસરી હતી'.* ભટ્ટ જયકૃષ્ણજી વ્યાસ અને સુજ્ઞ ગોકુલજી તેમના અગ્રણી શિષ્ય હતા. આ યુવાન ત્યાગી સચ્ચિદાનંદ પરમહંસ ગિરનારમાં ગોકુલજીને મળ્યા. ગોકુલજી પુલકિત થયા:

* 'સુજ્ઞ ગોકુલજી'–મ. સુ. ત્રિપાઠી : પૃ. ૨૪.

'આજથી મારા ભાગ્યોદયનો અવસર માનુ છુ મારા ઉપર કૃપાકટાક્ષ કરી આપ અત્ર નિવાસ કરો એવી મારી અભ્યતરથી યાચના છે હું વેદાન્તવિદ્યાનો જિજ્ઞાસુ છુ' પરમહંસ વધા, **तथास्तु** પચીસ વર્ષના, જિજ્ઞાસુ, ને સરસ્વતીપ્રેમી ગોકુલજીએ **पञ्चदशी**મા પ્રવેશ કર્યો માનવધર્મસભા અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપાઈ તે વખતે ગોકુલજી વેદાન્તનો એકાગ્રતાથી અભ્યાસ કરતા અને પાછળથી ધર્મસભા સ્થાપનાર બાળમિત્ર પ્રભા દેવતરામ સાથે વેદાંતચર્ચા કરતા આ જ સ્વામી તે ભાવનગરના 'યુવાન સ્વામી' સચ્ચિદાનંદ તેમની પાસે ભાવનગરના સામળદાસ પણ વેદાન્ત ભણ્યા રામકૃષ્ણભારતી સ્વામીનો લાભ ભાવનગર જૂનાગઢને મળતો અને પ્રસગ મળતા ગોકુલજી આદિ પોતાની શકાઓનું સમાધાન કરતા ગૌરીશકર ઓઝા અને ગોકુલજી જૂનાગઢમા એક માસ સાથે રહ્યા ૧૮૫૧ની આસપાસ, ત્યારે હમેશ ગનિએ મનોહર સ્વામીના પદ વાંચતા પાછળથી, ૧૮૭૦ આસપાસ, 'વિદ્વાન વેદાન્તશાસ્ત્રનિપુણ' કૈલાસપર્વત સ્વામીનો ગોકુલજી આદિને સમાગમ થયો તેમની સાથે **सिद्धान्तमुक्तावलि** અને **वेदान्तपरिभाषा**નો ગોકુલજીએ અભ્યાસ કર્યો વેદાન્ત એમનું જીવનબળ હતું "Read the account that has lately been published of two native statesmen, the administrators of two first class states in Saurashtra, Junagadh and Bhavnagar, Gokulaji and Gaurishanker, and you will see whether the Vedanta is still a moral and a political power in India or not' એ મેક્સમૂલરનો અભિપ્રાય હતો ૧૮૭૬મા એક લેખકે "Edinburough Review"મા ગોકુલજી વિષે લખેલું.

'His disposition was very kind and pleasing, his knowledge great, **his piety unaffected**, and, in the course of much intercourse with him relating to business affairs, in which there was some temptation to depart from strict rectitude, I never saw in him the least shadow of guile, or anything which would be unworthy of the highest class of English gentlemen."

ગૌરીશકર ઓઝા અને સામળદાસ ભાવનગરના બને વેદાન્તી કારભારીઓના ગોકુલજી ગુરુ જેવા હતા ભાવનગર ને જૂનાગઢ વેદાન્તની ખૂબ ચર્ચા કરતા ભાવનગર પક્ષનો વિચાર એ હતો કે સન્યાસાશ્રમમા પ્રવેશ્યા વિના આત્માનુ અપરોક્ષ જ્ઞાન થાય જ નહિ ગોકુલજી માનતા કે આત્મજ્ઞાનને અને બહિર્ ઉપાધિને બહુ સબન્ધ નથી તત્ત્વજ્ઞાથી બ્રહ્માત્મૈકત્વબોધે સુકૃતિ વિવેકજ્ઞાનવાન અધિકારીને જ્ઞાનદ્વારા પરમપુરુષાર્થની–મોક્ષની–પ્રાપ્તિ થાય છે ગોકુળજી આદિ સૌરાષ્ટ્રના વિદ્વાનોનો વેદાન્તમત તો પરંપરાપ્રાપ્ત ને બહુમાન્ય હતો, પરતુ વેદાન્ત તે જીવનવિમુખતાનો સિદ્ધાન્ત નથી, શુદ્ધ વ્યવહાર, કર્તવ્ય સાથે તેને મેળ હોઈ શકે એ ગોકુલજીની વાત ગુજરાતના વેદાન્તવિચારમાં અતિશય મહત્ત્વની છે બ્રિટિશયુગમા વેદાન્તને જીવનારૂઢ કરનાર ગુજરાતી ચિન્તકો ને વિદ્વાનોમા ગોકુલજી પ્રથમ છે

"આપણા શાસ્ત્રથી ગુરુદ્વારા મારા મનમા નિશ્ચય થયેલ છે તે સહજ સૂચનાર્થ લખુ છુ. શાસ્ત્રમા ઈશ્વરારાધનરૂપ અનેક પ્રકારના યજ્ઞ, દાન, અધ્યયન (આદિ) ઉપાય ચિત્તશુદ્ધિ સારુ લખ્યા છે, તે સપ્રમાણ છે **छान्दोग्यगत** વાક્ય છે–પ્રથમ એટલે ગૃહસ્થાશ્રમ સારુ ધર્મના ત્રણ સ્કન્ધ છે–યજ્ઞ, અધ્યયન અને દાન એ કર્માનુષ્ઠાનજન્ય ધર્મથી ચિત્તશુદ્ધિ થઈ બહુજન્મજન્માન્તરીય સસ્કારથી સ્વરૂપવિચારની ઇચ્છા થાય છે.

"પછી તુરતમા યથાર્થ વિચારથી સચ્ચિતલક્ષિત સ્વરૂપની ચિત્તમા વ્યક્તિ થાય છે પરન્તુ અજ્ઞાનકૃત આવરણ સ્વરૂપાનંદગત છે વિચારથી એકાગ્રચિત્તનિદિધ્યાસનદ્વારા તે સ્વરૂપાનન્દની વ્યક્તિ વૃત્ત્યારૂઢ કરવી એ જ મુમુક્ષુનો પરમ પુરુષાર્થ છે

भगवद्वाक्य —

शनै शनैरुपरमेद्बुद्धया धृतिगृहीतया।
यत्रोपरमते चित्त। सुखमात्यन्तिक यत्तत्।
यल्लाभान्नापरो लाभ ઇત્યાદિ

' એ રીતની ચિત્તની એકાગ્રતાસિદ્ધિ સારુ સાખ્યરૂપ વિચાર અથવા યોગરૂપ ચિત્તધારણાદિ ઉપાય છે તે ઉપાયાનુસાર વ્યવહાર અવિરુદ્ધ હોવો જોઈએ નહિ તો સન્યાસાદિ આશ્રમ આવશ્યક છે"*

## મન:સુખરામ

મન:સુખરામે શાકર વેદાન્તનુ ટૂકુ દિગ્દર્શન સુજ્ઞ ગોકુલજીના ચરિતમા કર્યું છે તેમા એમની વિદ્વત્તા અને સમજ દેખાય છે પણ ચિન્તન તરીકે નવુ પ્રસ્થાન નથી સન્યાસ વિશે પચદશીકાર વિદ્યારણ્યસ્વામીનો અને શકરાનદ જેવા યોગીઓનો એમ બે પક્ષનો ઉલ્લેખ કરી ગોકુલજીનુ વિદ્યારણ્યને મળતુ વલણ સ્પષ્ટ કરે છે અને પોતે પણ એ સ્વીકારતા હોય એમ જણાય છે+ પણ નવાઈની વાત તો એ છે કે મન:સુખરામની ગદ્યશૈલી તેમની નામના અનુસાર ધારીએ તેટલી ભદ્રભદ્રી નથી ગોકુલજીના જીવનચરિતમા નીતિવિચાર અને સસ્કૃત અવતરણો આવ્યા કરે છે અને એક આખુ પ્રકરણ જ વેદાન્તના નિરૂપણનુ છે, છતા જીવનચરિત તરીકે એકદરે તેમા વિષયની વ્યવસ્થા સારી છે અને નારીજાતિના આકારાન્ત વિશેષણો સિવાય શૈલીમા કશુ કલેશકર નથી તે અટપટી નથી, ભાષણકલ્પ નથી અને વારવાર રુચિર પણ થાય છે–×

'રા ગોકુલજીને વિદ્યા ઉપર બહુ જ પ્રીતિભાવ હતો એ વિદ્યા પ્રતિના પ્રીતિભાવે તેઓની બુદ્ધિ અને ગ્રહણશક્તિ પણ એવી સમર્થ અને બલવતી કરી હતી કે અવધિ રા રા પ્રાણલાલજી, જેઓ મુબઈની પાઠશાળામા પૂર્ણ અભ્યાસ કરીને જૂનાગઢ ગયેલા, અને જેઓએ બહુ વિદ્વાનો અને અભ્યાસીઓ જોયેલા, તેઓના જેવા પણ રા ગોકુલજીની બુદ્ધિ જોઈ કેવા સાનન્દાશ્ચર્ય પામ્યા તે આપણે તેમના જ શબ્દોમા ઉપર વાચ્યુ છે વિશેષ આશ્ચર્યની વાર્તા તો આ છે કે, રા ગોકુલજીને કશા પ્રકારનુ એ વિદ્યાવૃદ્ધિ સબધમા ઉત્તેજન ન હતુ – ન હતો તે દેશમા વિદ્યાનો પ્રચાર, કે ન હતી વિદ્યાની પરીક્ષા, ન હતું અન્ય અભ્યાસકોનુ દૃષ્ટાન્ત, કે ન હતા વિદ્યા સપાદિત કરવાના સાધન, અને ન હતી ગૃહની અનુકૂળતા કે ન હતી સારી આજીવિકાની આશા એમ છતા પણ વિદ્યા ઉપર તેઓની અપૂર્વ પ્રીતિ હતી, એથી તેઓને બાહ્યાન્તરના કેવા લાભ થયા હતા તે અગ્રે જોવામા આવશે તેઓ પોતે વિદ્યાના પ્રભાવથી સુખી હતા, અને તેઓનુ નામ ચિરજીવ રહી તેઓનું ચરિત્ર બહુ જનોને બોધ અને ઉત્તેજન આપી સુખી કરશે એથી સારી માનપાત્રતા અને સ્તુતિપાત્રતા બીજી શી હોય !'–

---

*'સુજ્ઞ ગોકુલજી'—પૃ. ૧૬૦–૧૬૧

+'સુજ્ઞ ગોકુલજી' પૃ. ૧૩૮–૧૩૯

×'અસ્તોદય' પૃ ૬ મા સૂર્ય તથા અગ્નિમા'થી શરૂ થતી કડિકા પણ રુચિરતાનો સારો નમૂનો છે

–'સુજ્ઞ ગોકુલજી'—પૃ ૪૮

નર્મદયુગના ગદ્યકારોમાં નર્મદ, નવલરામ ને નંદશંકર પછી મનઃસુખરામનું નામ આવે. મનઃસુખરામની ગદ્યરીતિ "અસ્તોદય"માં શૈલી નામને વિશેષ લાયક બને છે. એમના પુરોગામીઓમાં નંદશંકર અને નવલરામ બાદ કરતાં, એમની શૈલીનાં પ્રૌઢિ અને 'સમતા' બીજામાં ભાગ્યે જણાય છે. કોઈ સ્થળે તો અનુગામી ગોવર્ધનરામનો રણકો સંભળાય છે.× વળી સંસારનીતિ વિશે પણ સૂક્ષ્મ વિચાર કરવાનું બળ મનઃસુખરામનું જણાય છે.

'તેમાં પણ વિપત્ કરતાં સંપત્‌માં મનુષ્યોએ બહુ જ સાવધાન રહેવાની અગત્ય છે. આ જગતના લોક પોતાની અને વિપત્તિવાનની વચ્ચે દયાનો કાચ રાખીને જુએ છે. દયાના કાચમાં એવો ગુણ છે કે ભૂષણને મોટાં દેખાડે ને દૂષણને છાયામાં નાંખે, તેમ ઈર્ષ્યાના કાચમાં એવો ગુણ છે કે દૂષણ વા ભૂલને મોટી કરી દેખાડે અને ભૂષણને છાયામાં નાંખે. સંપત્તિ સમયે એવી વિચિત્ર અવસ્થામાં મનુષ્ય આવી પડે છે. સંપત્તિમાનની સર્વ આશા રાખે છે. સર્વની આશા પૂરી કરવી દુર્લભ છે તેથી જેની આશા પૂરી થતી નથી તે પછી તેનું વાંકુ બોલે છે. સમૃદ્ધિ પામતા મનુષ્ય ઉપર શ્રીમંત અને રંક બન્ને વર્ગનાં મનુષ્યો દ્વેષભાવથી જુએ છે. સમૃદ્ધિમાન મનુષ્ય શ્રીમંતોની સમીપ આવતું જાય છે તેથી શ્રીમંતો દૃષ્ટિદોષથી ભૂલમાં એમ સમજે છે કે આપણને તે પશ્ચાત્ નાંખે છે, અને તેથી તેઓ દ્વેષ રાખે છે. રંક મનુષ્યોને તો ખરેખર તે પાછળ જ મૂકે છે, તેથી તેઓને અદેખાઈ આવે છે. એ રીતે ઉભય વર્ગની કઠોર દૃષ્ટિ તેના ઉપર રહે છે. સમૃદ્ધિ પામનારની અંતઃકરણમાં પાછી નીચે પડવાની ભીતિ રહે છે તે તો વળી જુદી.'÷

ઉત્તમ જ્ઞાની કર્મનો તિરસ્કાર કરતો નથી ખરી રીતે સદ્‌વિચાર અને સદાચાર વિના જ્ઞાની થવાતું જ નથી. સદાચાર અને શીલ એ પ્રાર્થનાસમાજી વિચારણામાં મિજાગરાને સ્થાને છે. આ વેદાન્તી ચિંતકોએ સદાચારને યોગ્ય સ્થાન આપવા પૂરી મહેનત કરી છે. વેદાન્તવિચારને વ્યવહારમાં મૂર્ત કરવાનો તેમનો પ્રયાસ દેખાઈ આવે છે. તેમના વલણ અનુસાર પ્રાણીમાત્રને સર્વ અવસ્થામાં કોઈ એક ક્રિયા થયા વિના રહેતી જ નથી તો અક્રિયાનો પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી, સત્ક્રિયાનો જ પ્રશ્ન થાય છે. ક્રિયા આવશ્યક અને અનિવાર્ય છે તો સત્ક્રિયા જ કરવી. તે આત્માને પોષક છે.

સ્વધર્મ સમજવા જ્ઞાન જરૂરી છે. જ્ઞાનધર્મમાં દૃઢ હોય છે તેમની શાન્તતા ઈર્ષ્યા ઉપજાવે એવી હોય છે. મહાજનો સચ્ચિદાનન્દઘનમાં તલ્લીન હોય છે. વેદાન્તજ્ઞાનથી જગત નાશવંત છે તે તેમણે પિછાણ્યું છે. તથાપિ જે ભાગના સંબંધમાં તેઓ આવે છે તે ભાગનું શકિત અનુસાર કલ્યાણ કરે છે. આવા જ્ઞાનીઓ સ્વસંબંધમાં નિર્વિકાર છતાં લોકસંબંધમાં નવનીત સમા કોમલ હોય છે. 'તેઓનામાં અનુકમ્પા અને દયા એટલી બધી હોય છે કે તેઓ પારકા દુઃખને પોતાના દુઃખ કરતાં અધિક ગણે છે, અને તેનું નિવારણ કરવું એમાં પોતાનો ધર્મ માને છે.'•

× "આપણા દેશનો ઉદય થઈ તે સમર્થ થવામાં નાના પ્રકારના ગુણ અને લક્ષણવાળા મનુષ્યોની આવશ્યકતા છે. કોઈ વિદ્યામા તો કોઈ કળામાં, કોઈ શૂરત્વમા તો કોઈ શ્રેયમાં, કોઈ કૃષિમા તો કોઈ વ્યાપારમા, કોઈ રાજ્યસેવામા તો કોઈ પરસેવામાં, એવા એવા અનેક વિષયોમાં પોતાની રુચિ પ્રમાણે પ્રત્યેક જને કુશળતા મેળવવી લેઈએ. એ સર્વ અગોનો ખપ છે." "અસ્તોદય"–પૃ. ૧૮

÷ "અસ્તોદય"–પૃ. ૪૨

• 'અસ્તોદય'–પૃ. ૯૩

## મણિલાલ

આપણે જોયું છે કે વિદ્વતકુલમંડન અને ફિલસૂફ મણિલાલ નભુભાઈ દ્વિવેદી ૧૮૮૦ માં ગ્રેજ્યુએટ થયા તે પહેલાંના દસકામાં પ્રરક્ષક શાન્ત દેશહિતચિન્તકના સ્થિર સુધારાનો વિજય જણાવા માંડ્યા હતો. મુંબઈ અમદાવાદની પ્રાર્થનાસમાજને નાનાલાલે બંગાળની બ્રાહ્મસમાજની છાયાપ્રછાયા ગણી છે તેમાં કાંઈક અન્યાય થાય છે. ખરું જોતાં પશ્ચિમ હિન્દના પ્રાર્થનાસમાજી ધર્મસુધારકો અને સંસારસુધારકો દેશજનના વિશાળ સમુદાયમાં રહી પોતાના વિચારોને ખૂબ ફલપ્રદ કરવા માગતા હતા. ભારતીય સંસ્કૃતિને બુદ્ધિવાદથી કસી તેનું યોગ્ય શોધન કરવાનો તેમનો મુખ્ય આશય હતો. ૧૮૬૪ થી દેશી કારીગરીને ઉત્તેજન આપવાના પ્રયત્નો થવા લાગ્યા હતા, તેની પાછળ એક આધ્યાત્મિક તત્ત્વ આ હતું કે સ્વદેશી સ્થૂલ વસ્તુઓ પેઠે હિન્દની ફિલસૂફી, હિન્દનો ધર્મ, હિન્દના રીતરિવાજો, બલકે હિન્દની સમગ્ર સંસ્કૃતિમાં ઘણાં શુભ રમણીય અને તેથી રક્ષણીય તત્ત્વો છે.

આર્યસમાજ ૧૮૭૫ માં સ્થપાયો; ૧૮૭૫ માં અમેરિકામાં થિયૉસૉફિકલ સોસાયટી સ્થપાઈ. પણ મહર્ષિની અસર ગુજરાતમાં ઓછી પણ દેશ પર એક વ્યાપક સ્વરૂપમાં ૧૮૬૩ થી થવા માંડી હતી. થિયૉસૉફીના નેતાઓ ૧૮૭૯ માં હિન્દમાં આવ્યા પણ એની પ્રબળ અસર ૧૮૯૩ માં ઍની બેસંટ હિન્દમાં આવ્યાં ત્યારથી જ થઈ ગણાય. ૧૮૬૯ માં કાશીમાં કાશીમહારાજ સમક્ષ પંડિતોની સભામાં વિવાદ થયો; મહર્ષિ નાની બાબતને મહત્ત્વ મળ્યે કાંઈક હાર્યા ગણાયા; તથાપિ આ સમય સુધીમાં એ એક નવીન આન્દોલનના પ્રવર્તક થઈ ચૂકયા હતા. તેમણે બ્રાહ્મસમાજ, પ્રાર્થનાસમાજ તથા થિયૉસૉફી સમાજને અપનાવી લેવા પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ થયા. બ્રાહ્મસમાજ અને પ્રાર્થનાસમાજને મૂર્તિપૂજાનો વિરોધ ઇષ્ટ હતો પણ વેદપ્રામાણ્ય અને પુનર્જન્મનો સિદ્ધાન્ત ઇષ્ટ નહોતો. થિયૉસૉફીને મૂર્તિપૂજા અનિષ્ટ નહોતી; ઉપરાંત, તેનો એક ઉદ્દેશ સમગ્ર હિંદુદર્શનનો પુનરુદ્ધાર હતો. આથી આર્યસમાજને અળગા પડી ગયા વિના છૂટકો નહોતો.

પણ કર્નલ ઑલ્કૉટ અને માદામ બ્લાવાત્સ્કીને ૧૮૭૯ માં* આવકાર આપવાનો સમારંભ મુંબઈના આર્યસમાજીઓએ યોજ્યો હતો. એ સમારંભમાં નર્મદાશંકર હાજર હતા અને એલ્ફિન્સ્ટન કૉલેજમાં ભણતા જુવાન મણિલાલ પણ કદાચ હશે. આર્યશાસ્ત્રાભિમુખ કરનારો આ મહાપ્રસંગ નાનપણથી જ પ્રાચીન આસ્તિકતાના દૃઢ સંસ્કારવાળા મણિલાલને ખૂબ પ્રેરણાદાયી નીવડ્યો હશે...

ઉત્તર નર્મદે ભવિષ્ય ઉચ્ચાર્યું હતું કે જુવાનિયા સુધારકોના જ મંડળમાં 'એક જુવાન ઊછરે છે જે પરિણામે મારા જ વિચાર ગળે ઉતારશે.' આની નોંધમાં આચાર્ય આનન્દશંકર ઉમેરે છે કે 'મણિલાલની વૃત્તિ સુધારા તરફ પાછલા કાળના નર્મદના જેવી ન હતી. મણિલાલે સંસારસુધારાને પ્રાચીન ધર્મને અંગે મૂકયો ખરો, પણ તેથી સુધારા પ્રત્યે અનાદર જણાવ્યો એમ માનવું ભૂલભરેલું છે.'× પરંતુ એ ભવિષ્યવાણીમાં સત્ય રહસ્ય આટલું કે સમગ્ર પ્રાચીન સંસ્કૃતિનું રહસ્યદર્શી જ્ઞાન બલપ્રદ રસાયન તરીકે વર્તમાન જીવનમાં યુક્તિપૂર્વક અવતારવાની મહત્ત્વાકાંક્ષા મણિલાલને હતી; અને એ મહત્ત્વાકાંક્ષા માટે ગુજરાતમાં એમના જેટલી કોઈ પુરોગામીની યોગ્યતા નહોતી. અને એમના સમકાલીનોમાં, ગોવર્ધનરામ સિવાય, એમના જેટલી સિદ્ધિ કોઈને પ્રાપ્ત પણ નથી થઈ.

---

* આ જ અરસામાં વડોદરાનો શ્રેયસ્સાધક અધિકારી વર્ગ સ્થપાયો. એ સમકાલીન ગુજરાતી ધર્મવિચારપ્રવાહનું એક મહત્ત્વનું નિદર્શન છે

× 'સાહિત્યવિચાર' – પૃ. ૩૫૯

કૉલેજજીવનમાં જ જીવનનું રહસ્ય શોધી પોતાની જિંદગીને તે અનુસાર સહેતુક બનાવવાનો મણિલાલે નિશ્ચય કર્યો હતો. 'ધર્મ, નીતિ તથા સુધારાનાં તત્ત્વ વિષેનો નિર્ણય કર્યા વિના મારી જિંદગી સુખમાં કે નિશ્ચિત માર્ગે જવાની નથી એમ મને દૃઢ આગ્રહ થયો.× વેદાન્તના સર્વાત્મવાદના સિદ્ધાન્તમાં શ્રદ્ધા દૃઢ થઈ અને જીવિતના પરમ પુરુષાર્થ વિશે નિર્ણય થયો એટલે સમસ્ત ચિન્તનમાં વૃક્ષના જીવન-રસરૂપે એ વિચાર થયો. ધર્મ સંબંધી નિશ્ચય વિના એટલે કે જીવિતના ઉદ્દેશનો નિર્ણય થયા વિના નીતિની રચના ન થઈ શકે, ધર્મવિહીન નીતિ કૃત્રિમ છે ને મનુષ્યને માત્ર ઉપયોગી યંત્ર બનાવે. આચાર્ય આનંદશંકરે મણિલાલના મૂલભૂત સિદ્ધાન્તને સંક્ષેપે બતાવ્યો છે: 'ધર્મ એ મનુષ્યના આત્માનું ઊંડું રહસ્ય છે, અને એના ઉપર એની સર્વ પ્રવૃત્તિનો આધાર છે. ધર્મ સારો તો પ્રવૃત્તિ સારી, એટલે પ્રવૃત્તિ સિદ્ધ કરવા માટે, અને તે દ્વારા જનમંડળનાં ગૃહ, રાજ્ય વગેરે સર્વ અંગોને આરોગ્ય અને બળ અર્પવા માટે ધર્મની પરિશુદ્ધિ કરવાની જરૂર છે. આ પરિશુદ્ધિનું મુખ્ય સાધન પ્રાચીન આર્યાવર્તમાં પ્રવર્તતી અદ્વૈતભાવના છે. આ અદ્વૈતભાવના, જે 'વેદાન્ત' નામે ઓળખાય છે, તે કેવળ 'શુષ્ક તર્કજાળ' રૂપ ન હોતાં, પ્રેમ (Love) અને કર્તવ્ય (Duty)ના મનોહર સ્તંભ ઉપર રચાએલી ઇમારત છે.'+ એકમાં અનેક છે. સર્વ સત્યોને પ્રકાશતું, અધિષ્ઠાન આપતું, પોતામાં સમાવી લેતું અદ્વૈતવિજ્ઞાનનું એક પરમ સત્ય છે. મૂલથી ફલ સુધી કોઈ એક તત્ત્વથી વૃક્ષ એક અખંડ વ્યક્તિ બને છે. એક પરમ સત્યના વૃક્ષનાં નીતિ, સદાચાર, રહેણીકરણી, રાજકારણ, અર્થકારણ, સાહિત્ય, કલા આદિ સર્વનાં ભિન્નભિન્ન સત્યો અંગો બને છે. **एकेन विज्ञातेन सर्वं विज्ञातं भवति।** મણિલાલના સર્વ ચિન્તનમાં વિચારમુદ્રાની એકતા છે. તેમના સર્વ ચિન્તનનો ઉદ્દેશ એક છે—અભેદાનુભવ ધર્મમાં, નીતિમાં, ગૃહમાં, કાવ્યમાં અભેદાનુભવને અનુકૂળ તે સારું, પ્રતિકૂલ તે ખોટું.=

પ્રાચીન અને અર્વાચીન—ભારતીય તેમ જ પાશ્ચાત્ય—ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનનો મણિલાલનો અભ્યાસ અસાધારણ કોટિનો હતો. તેમને ધર્મમાં ઊંડી શ્રદ્ધા અને પ્રાચીન કક્ષાને એ જડતાથી વળગેલા નહોતા. પ્રાચીન મતાનુયાયી, સંરક્ષક, રૂઢિસમર્થક એવાં લેબલથી એવો ભ્રમ વારંવાર સેવાય છે. 'મારે આમાંનો એકે પક્ષ 'મારો' નથી, સત્ય જે જણાય તેનો 'હું' છું.'÷ 'પ્રાચીન મતો ને સિદ્ધાન્તો—ધર્મ, વ્યવહાર, નીતિ, આચાર સર્વને—વિલોકતાં તેમાં પણ મને સત્ય સમજાયું છે. નવીન મત અને નિશ્ચયો વિચારતાં તેમાં પણ મને સત્ય જણાયું છે. પણ જે પૂર્ણ, અખંડ, અવિકૃત સત્ય છે તે તો ઉભયથી પર છે એમ મારો મત છે.'* મણિલાલ પ્રાચીન પક્ષનાં પાખંડ અને નવીન પક્ષના દંભને બરાબર ઓળખે છે. તેમના ચિન્તનનું એક પ્રયોજન આ છે કે ચાલતી સ્થિતિ અને સુધારાનાં શુદ્ધ તત્ત્વોનો સમન્વય કરવો; પ્રાચીનમાંથી બળ મેળવી નવીન જીવનમાં તેનો વિનિયોગ કરવો. એકંદરે પ્રાચીન પક્ષ કર્તવ્યજડ કે કર્તવ્યભ્રષ્ટ ને ભેદપરાયણ પ્રવૃત્તિમાં પડેલો, એકંદરે નવીન પક્ષ વર્તમાન અને ભવિષ્યને સમજી કર્તવ્યનો માર્ગ શોધતો રહેલો. મણિલાલના હૃદયની પ્રીતિ આથી નવીન પક્ષ પર વધારે હતી એ હકીકત તેમના સમકાલીનો સાવ ભૂલી જતા અને આજે પણ એ વારંવાર ભુલાઈ તેમને અન્યાય થતો

× 'સાહિત્યવિચાર'—પૃ. ૩૫૨ માં અવતરણ
+ 'સાહિત્યવિચાર'—પૃ. ૪૮૭
= ,, પૃ. ૪૬૭
÷ 'સુદર્શન ગદ્યાવલિ'—પૃ. ૩૮૭
* "સુદર્શન ગદ્યાવલિ"—પૃ. ૩૮૬

રહે છે મુખ્યત્વે એ પ્રાચીન પક્ષના હિમાયતી હતા છતાં પ્રાચીન પક્ષનું અનુમોદન કરનારાઓની જડતા અને કર્તવ્યભ્રષ્ટતાના તે શત્રુ હતા તેમનો મન્ત્ર હતો **सत्यं परं धीमहि**। 'આંખો, કાન અને બુદ્ધિ ખુલ્લાં રાખી જે નિર્ણયો હાથ આવે તેને આધારે પરમ સત્યનું અનુમાન બાંધતા રહેવું એ જ સત્યાન્વેષણનો સિદ્ધાન્ત મારો આધાર છે'× મણિલાલને **शब्द** પ્રમાણ છે, એટલે કે **शब्द** સમાન્ય છે, વિશ્વાસથી તેને સમજવાનો છે, તેનો અર્થ એ નથી કે બુદ્ધિનો ચોક્કસ નિરોધ હોય તોપણ શબ્દ તેમને સ્વીકાર્ય છે માત્ર શબ્દને આધારે સત્યાસત્ય કહેવાનો તેમને આગ્રહ નથી જ

થિયૉસૉફીના મુખ્ય મન્તવ્યનો સ્વીકાર અને પ્રાર્થનાસમાજના મુખ્ય વલણનો વિરોધ એમાં આ સત્યાસત્યની દૃષ્ટિ ઉપરાંત મણિલાલનું એક સ્વાભાવિક વલણ – જે એમને સમજવામાં આવશ્યક તત્ત્વ છે – એ છે કે પરમ સત્ય છે અભેદ, અદ્વૈતની ભાવના જે આચારવિચાર લોકની આધ્યાત્મિક સંપત્તિ વધારે, તેમને ઈશ્વરાભિમુખ, ધર્મપરાયણ કરે અને ભૌતિક આસક્તિઓમાંથી ઉગારે તે શુદ્ધ, ન ઉગારે તે અશુદ્ધ. થિયૉસૉફીની ભાવના તત્ત્વતઃ ચૈતન્યભાવના છે, મનુષ્યને સ્વરૂપનું અનુસંધાન કરાવતી ભાવના છે પ્રાર્થનાસમાજ આદિ સમાજો, મણિલાલને મતે અને કાંઈક એકપક્ષી મતે, તત્ત્વદર્શનનું ઠોળિયું જ લે છે પણ વ્યવહારમાં તેની અસરો જોતાંથી એ વિચારસંગતિ જડવાદ છે 'દેશ, નાત, જાત, વર્ગ ધર્મ, પંથ, સમ્પ્રદાય, રંગ, વર્ણ, આદિને લેઈ મનુષ્યો પરસ્પરનો દ્વેષ કરે છે તેથી વિશ્વને મહા હાનિ થઈ છે, એ વાત લક્ષમાં રાખી સર્વ ધર્મ અને સર્વ વર્ણનો આશ્રય એકનું એક જ ચૈતન્ય છે, એવો પરસ્પર સ્વીકાર કરી'* થિયૉસૉફી મંડળ એવો પ્રથમ અને મુખ્ય ઉદ્દેશ રાખે છે કે વિશ્વમાનમાં આત્મભાવ વિસ્તારવો, સર્વત્ર સમતા અને સમાનતાની દૃષ્ટિ પ્રાપ્ત કરતા કરાવતા રહેવું 'આ મંડળી આ પ્રકારે કેવળ આત્મોન્નતિ, આત્મભાવ, અને વિશ્વમાનના કલ્યાણનો વિસ્તાર કરવાને અર્થે ચૈતન્યભાવનાને સર્વના આગળ લાવવા યત્ન કરે છે, કોઈને ગુરુ કે પૂજ્ય માનતી નથી, સત્યના માર્ગમાં સર્વે સર્વને સહાય થાય છે સત્ય કરતાં અન્ય પરધર્મ નથી, એ તેનો સિદ્ધાન્ત છે એ સિદ્ધાન્તને અનુસરતાં સર્વ ધર્મોમાં જે પરમ સત્ય રહેલું જણાય છે, સાહિત્ય, શાસ્ત્ર કલા, વેદ, પુરાણ કુરાન, આદિમાં એ રીતે વિલોકતાં જે સમાયું છે, તે આર્યાવર્તના અદ્વૈતમાં સર્વથી વધારે જણાય છે એમ પણ હમણાં હમણાં મનાતું જાય છે, પરંતુ તેથી થિયૉસૉફી તે વેદાન્ત છે કે ક્રિશ્ચિયાનિટી છે કે બૌદ્ધ ધર્મ છે, એમ કાંઈ કહી શકાય નહિ જે ચૈતન્યભાવના અને આત્મવિસ્તાર તેના સિદ્ધાન્તમાં મૂલભૂત તે જ થિયૉસૉફી છે, તે સર્વ ધર્મરૂપ છે ને કોઈ ધર્મરૂપ નથી'–

સર્વ દેશની, સર્વ ધર્મની પ્રાચીન ભાવના અને તદનુસાર કર્તવ્યભાવના એક જ સત્યના રૂપાન્તર જેવી છે પણ આજે પાશ્ચાત્ય ભાવનાનું સમીકરણ જડવાદ સાથે થાય છે કેમકે પશ્ચિમની ફિલસૂફી અને વ્યવહારનો પ્રધાન સૂર અને પ્રેરક બળ ઐહિક અને સુખવાદી છે આ જડવાદ અને ચૈતન્યવાદ જેવા ચવણી શબ્દોથી સૂચાતા પહેલાં આ વિષયમાં મણિલાલના સર્વ કથનનું તાત્પર્ય અહીં લઈએ બાહ્યત્વ પામવાની વૃત્તિ જડવાદની વૃત્તિ છે આપણા જીવનમાં બાહ્યત્વનું

×"સુદર્શન ગદ્યાવલિ"–પૃ. ૩૮૭ સિદ્ધાન્તસાર વિશે મણિલાલ જ કહે છે કે તેનું બંધારણ યુક્તિ ઉપર વધારે રાખવામાં આવ્યું છે ' સિદ્ધાન્તસાર –પૃ ૪૧૩

*'સુદર્શન ગદ્યાવલિ'–પૃ ૧૧૬

–'સુદર્શન ગદ્યાવલિ'–પૃ ૧૧૬

પ્રાધાન્ય એ જડવાદનુ પ્રાધાન્ય છે 'માણસો ચારે પાસા બહારને બહાર દોડતા જાય છે. જાણે અંતરમાથી ઊઠેલી આશાઓનો પરિતોષ બહારના કોઈ પદાર્થમા થનાર હોય તેમ મનુષ્યની વૃત્તિઓ આ ઓગણીસમી સદીમા છેક બાહ્યત્વને જ પામી ગઈ છે અને માયાની અગાધ રચનાના અકલિત સામર્થ્યનો અવધિ નથી, એટલે કોઈ એક અંત સિદ્ધ થતો નથી, એક પ્રાપ્તિ પછી બીજી પ્રાપ્તિ, પછી ત્રીજી, એમ નિરવધિ તૃષ્ણા અને એષણાના કલ્લોલની પરંપરા ચાલ્યા જ કરે છે આગળ વધવુ–આગળ આગળ–એ જ આ સમયની બૂમ છે, પણ કોઈ પાછુ વાળીને જોતુ નથી '*

'પાશ્ચાત્ય એટલે વર્તમાન સમયમા પ્રધાન અને સ્વીકાર્ય મનાવેલા ધોરણો પ્રમાણે જીવન એક કલહરૂપ છે, ને અહમહમિકા એ જ એ કલહમા સ્વસ્થાન સાચવવાની નીતિ છે એટલુ ફલિત થાય છે આવો પરિણામ લાવનાર જે પાશ્ચાત્ય ધોરણ તેને મુકાબલે જેમા બુદ્ધિ અને આત્માનો પણ સ્વીકાર છે એવા અનત્ય ધોરણોને તમે વિલોકશો તો સમજાશે કે જીવન એક કલહરૂપ નથી પણ આ *પૃથ્વી ઉપર અવતાર ધારણ કરી, મળે તેટલા અનુભવો કર્તવ્યદ્વારા સગ્રહી, બુદ્ધિના ઉચ્ચ પ્રદેશને ઓળખી,* તે અનુસાર પ્રેમ, શ્રદ્ધા, ઉચ્ચતા, નિર્વિકારિત્વ, એ આદિ ગુણોનો સાત્ત્વિકભાવ અનુભવી આત્મદર્શન પામવુ એટલો જ છે . હુ અને સર્વ એ બે ભાવનાનો જેટલો વિરોધ છે, જે જે પ્રકારે એ વિરોધ દર્શન દેઈ શકે છે તેટલો અને તેવા પ્રકારનો વિરોધ પાશ્ચાત્ય અને અનત્ય ભાવના વચ્ચે છે મનુષ્ય અને પશુનો જે વાસ્તવિક અંતર છે તે વ્યવહારમા સિદ્ધ થતો હોય તો અનત્ય ભાવનાથી થાય છે. પાશ્ચાત્ય ભાવનાના ફળ પશુવૃત્તિને અનુકૂળ યુદ્ધ, પ્રતારણા, કલહ અને ઐહિક સંપત્તિ માટેના અનંત વિગ્રહમા આવી રહે છે અનત્ય ભાવનાથી શાન્તિ, પ્રીતિ, સહનશીલતા, ક્ષમા, અને વ્યવહાર સાથે પરમાર્થ સાધવાનો માર્ગ સિદ્ધ થાય છે '×

આ પાશ્ચાત્ય જીવનના ધોરણો તથા પ્રેરક બળોની જડતા અને અધકારમાથી ભારતને ઉગારનાર, પાશ્ચાત્ય મોહનીમાથી જગાડનાર સ્વામી દયાનંદ છે એમ મણિલાલ સ્વીકારે છે સ્વામી અને આર્યસમાજથી અરુણોદય થયો થિયોસોફી અને આર્યસમાજની ભાવના તત્ત્વત સમાન છે–અંત કરણને સ્વરૂપાભિમુખ કરવુ એ અને એ ભાવનાના પરિણામે આર્યદેશના સમગ્ર અંત કરણમા જ દશ્ય એવો સ્પષ્ટ ફેર પડી ગયો છે કે તે પોતાના જીવનને, વ્યવહારને, ધર્મને, ઇતિહાસને, મરણને, નવી દૃષ્ટિએ જોવા લાગ્યો છે, ને તેમા તેને ભવ્ય મહત્તાના દર્શન થવા લાગ્યા છે પણ આ નવીન સ્થિતિનો અરુણોદય આર્યસમાજથી થયો તો થિયોસોફીના આગમનથી મધ્યાહ્નનો સમય મણિલાલને લાગ્યો હતો દયાનંદે આર્ય નામને ઉદ્ધાર્યું, હિંદમાની ખ્રિસ્તી પ્રવૃત્તિને ધક્કો લગાડ્યો, અને 'પાશ્ચાત્ય અને અનત્યના મિશ્રણરૂપ' જે 'સમાજો' ચાલતી હતી તેમની જડો પણ શિથિલ કરી દીધી અમેરિકાથી હિંદ આવનાર પ્રથમ થિયોસોફિસ્ટોએ સ્વામીના શિષ્ય થવા યે સ્વીકારેલું 'પણ થોડાક પરિચય પછી આ 'ગ્લેચ્છો' ને માલુમ પડ્યુ કે સ્વામીનામાં થિયોસોફી જે અભેદભાવના સમજાવે છે તે સ્વીકારવાની રુચિ અથવા શક્તિ નથી, અદ્વૈત વેદાન્તની ભાવનાને તેઓ હસી કાઢે છે, અને કેવલ વેદાભિરુચિ અને સ્વદેશધર્માભિમાન એ વિના સ્વામીમા વિશેષ નથી **सत्यान्नास्ति परो धर्म** એ વચનને પોતાના મહાવાક્યરૂપે પૂજનારને તેમનાથી જુદા થવાનું બની આવે એ સ્વાભાવિક છે બીજી પાસા થિયોસોફીવાળાએ પણ

* 'સુદર્શન ગદ્યાવલિ' – પૃ ૧૧૧
× 'સુદર્શન ગદ્યાવલિ –પૃ ૮૮

આર્યદેશના લોક જેમાં મહત્તાને બદલે સિદ્ધિની નિકૃષ્ટતા માને છે એવા કેટલાક ચમત્કારો કરવા જારી રાખ્યા, એથી, પોતે તેના ચમત્કાર કરી ન શકતા હો કે થઈ શકે છે એમ માનતા ન માનતા હો તે જુદી વાત છે, પણ સ્વામીને થિયૉસોફી ગમવા માંડી નહિ. પરિણામ એ થયું કે ઉભયે પરસ્પર માનપૂર્વક જુદાં થયાં.'*

થિયૉસોફીના મૂલ્યાંકનમાં ઉદાર કિંવા વાસ્તવિક દૃષ્ટિ મણિલાલે રાખી છે; પણ 'સમાજો'ની સેવાનો આંક કાઢવામાં એ દૃષ્ટિ દાખવી જણાતી નથી. સિદ્ધાન્ત બાંધનારનું વર્તન અનુચિત હોય તેથી સિદ્ધાન્ત બુદ્ધિ ગ્રહી શકે તેવો હોય તો અનુચિત ન ગણાય એ સાદું સત્ય છે. 'ક્રીશ્ચિયન ધર્મના ક્રાઇસ્ટનો સર્વપ્રેમમય ઉપદેશ સ્વીકારનાર અને ક્રાઇસ્ટના પ્રતિનિધિ હોવાનો દાવો કરનાર ધર્મગુરુઓની આજ્ઞાથી માણસોને જીવતાં બાળી મૂકવામાં આવેલાં માલૂમ પડે, કે કોઈ ધર્મગુરુઓ પોતે દુરાચારી ઠરે, તો તેથી ક્રીશ્ચિયાનિટીએ જે એકતા, સુધારણા, અને ઉન્નતિ ઉપજાવ્યાં તે રદ થઈ જશે? નિરુપયોગી ગણાશે?' વળી થિયૉસોફીની ચર્ચાના સંદર્ભમાં જ વ્યક્તિ અને વ્યક્તિદ્વારા પ્રતીત થતા સત્ય વચ્ચેનો ભેદ કરવાનો મણિલાલ આગ્રહ રાખે છે. પણ સુધારાને નામે ચાલેલા વર્તન અને સુધારકોની વિચારસંગતિઓનો ભેદ મણિલાલે હંમેશ લક્ષમાં રાખ્યો હોય એમ લાગતું નથી. 'સુધારો,' 'સુધારકો' ને 'સમાજો' ઉપર આવેશમય અને અનુચિત ટીકા તેમણે કરી છેઃ સુધારાવાળાઓએ ખ્રિસ્તી ધર્મનો કર્તારૂપ ઈશ્વર સ્વીકાર્યો; જડવાદયુક્ત સુધારો જ માન્યો હતો છતાં 'સમાજો' સ્થાપી સુધારાને માથે 'ઈશ્વર'ને બેસાડ્યો; નિરાકાર સર્વવ્યાપી બ્રહ્મ ગ્રહણ કર્યું છતાં તેને ભક્તિભાજન માન્યું; વગેરે. આનો પ્રતિવાદ સરળ છે. આર્યત્વે જ સુધારાવાળાને ઈશ્વરનું ભજન કરવાની પ્રેરણા કરી એમ તો મણિલાલ કહે છે જ: હડહડતો નાસ્તિક જડવાદ સ્વીકાર્યો છતાં પણ આર્યોને ધર્મ વિના ચાલતું નથી; પોતાના જ મતનું ખંડન કરે એવી સંગતિ સુધારાવાળાઓ માને છે આમ છે, તો એમ કહેવું યુક્ત નથી કે સમાજોદ્વારા આર્યધર્મનું જ પુનરુત્થાન હતું? કે એ સમાજોએ ધાર્મિક માન્યતા સાથે નવીન સામાજીક વિચારો સુસંગત કરવા પ્રમાણિક પ્રયત્ન કર્યો? પૂરી સંગતિ, સમગ્ર વિચારમંડળમાં પરસ્પર અવિરોધ, સુધારકો નહિ સિદ્ધ કરી શકયા હોય. કયા દર્શનમાં એવી અસંગતિઓ ટીકાકારોએ નથી જોઈ? અને તીવ્ર અસંગતિઓ હતી એમ કબૂલ કરીએ, તોપણ એ દોષ એમની બુદ્ધિની કે વિદ્વત્તાની ખામી સૂચવે છે, હૃદયની અપ્રમાણિકતા કે કુટિલતા સૂચવતો નથી. 'જડવાદાનુપ્રેરિત સંસારસુધારો સ્વીકારી, જડવાદનું ફળ નાસ્તિકતા તે ન સ્વીકારતાં કોઈ પણ પ્રકારે ધર્મપરાયણતા રાખવી, એમાંથી સમાજોનો ઉદ્ભવ થયો'× – આને સાધ્યસ્વીકૃતવાળો અન્યાયી આક્ષેપ સિવાય શું કહી શકાય? બાકી તત્ત્વ દૃષ્ટિએ જે વાસ્તવિક પ્રશ્નો પ્રાર્થનાસમાજની વિચારસંગતિને કરી શકાય તેનો ઉત્તર – અને, દોષ હોવા છતાં, સબળ ઉત્તર – રમણભાઈએ આપ્યો છે.

મણિલાલના તત્ત્વચિન્તનમાં કેન્દ્રસ્થ વિચાર એ છે કે મનુષ્ય અને પશુનો વિભાજક ધર્મ જ સ્વ – ભાન, પ્રત્યગ્દૃષ્ટિ છે. એ દૃષ્ટિનો સંપૂર્ણ પરિપાક થવે પિણ્ડબ્રહ્માણ્ડની એકતારૂપ બ્રહ્મદર્શન હોય. પ્રત્યગ્દૃષ્ટિ કેળવાતી કેળવાતી, વિકસતી વિસ્તરતી વિસ્તરતી કૈવલ્યદૃષ્ટિમાં જ વિરમે, એના અંતરગત નિયમને અનુસરી. એ ભાવનામય એકતાથી જે સંગતિ વિદૂર તે મનુષ્યની પશુબુદ્ધિનું પરિણામ છે. જીવારોપણ કરવાની પશુબુદ્ધિ જ જીવ અને જગતથી જુદા કર્તા માની તુષ્ટ થાય છે. આ સિદ્ધાન્ત ઉપર

* 'સુદર્શન ગદ્યાવલિ'–પૃ. ૯૨
× "સિદ્ધાન્તસાર" પૃ. ૪૨૮

દઢ રહીને મણિલાલે કેવળ પ્રાર્થનાસમાજની જ નહિ, સર્વ દર્શનો ને માર્ગો જેમાં ઇશ્વર જીવથી અત્યન્ત ભિન્ન છે તેની ટીકા કરી છે. મણિલાલના ચિન્તનમાં પ્રેમલક્ષણારૂપ ભક્તિને સ્થાન છે. 'પ્રેમલક્ષણારૂપ ભક્તિ કે અપરોક્ષ કૈવલ્યરૂપ જ્ઞાન એ ઉભય એક જ છે, ને તેમાંના એક સાધનથી બ્રહ્મજ્ઞાન સંભવે' એમ એ સ્પષ્ટ કહે છે.* પરંતુ 'અદ્વૈત સિદ્ધાંતમાં જડભક્તિનોx સમાવેશ થઈ શકતો નથી માટે જ તે સિદ્ધાન્તને અન્યથા ઘટાવી ભક્તિનું પ્રાધાન્ય આણવા માટે સંપ્રદાયોની પ્રવૃત્તિ થયેલી છે. માણસોએ સર્વ સ્થળે, અગમ્ય અને વર્ણ્ય પરમાર્થને ગમ્ય અને વર્ણ્ય કોટિમાં ઉતારતાં તેનું પરમત્વ ગુમાવ્યું છે; પર ને અપર બનાવી દીધું છે, સુરને અ–સુર બનાવી દીધું છે......આમ અવર્ણ્ય અને અચિંત્ય પરબ્રહ્મને માણસોએ પોતાની બરાબર બનાવી દઈ કેવલ ભ્રષ્ટ કરી નાખ્યું છે; એવી કલ્પિત મૂર્તિને વૈકુંઠવાસી, ગોલોકાધીશ, પુરુષોત્તમ, અક્ષરાતીત, લક્ષ્મીનારાયણ, પશુપતિ, શિવ, આદિ નામ આપી સંતોષ માન્યો છે. અન્ય ધર્મોમાં પણ જીહોવા, ઝીઅસ, જ્યૂપિટર આદિ નામ માણસોએ પોતાના જ પ્રતિબિંબને આપી તેને પૂજ્યું છે, અને ખરા તત્ત્વથી વિમુખ રહ્યાં છે.'+ પરમેશ્વરની ભક્તિથી તેની કૃપા પમાય, તેથી દુરિતનો ક્ષય થાય ને મોક્ષ મળે. પરંતુ ઈશ્વરના 'પ્રતિનિધિઓ' પણ આ માફીપત્ર આપી શકે! આમ દુરિતના ક્ષય માટે સરળ ઈલાજ નીકળવાથી દુરિત વધ્યાં ને પ્રસાદની ધામધૂમ પણ વધી. ગુરુદ્વારા ઈશ્વર જોડે સીધો વ્યવહાર થવાથી બીજાં મનુષ્ય તરફ ઉપેક્ષા વધે. જડભક્તિથી 'સ્વાર્થ વધે છે, પાપપુણ્યનો જમેઉધારી હિસાબ થઈ બેસે છે, સ્વચ્છંદાચાર પ્રવર્તે છે, દ્વેષ ઊઠે છે, નિઃસત્ત્વતા પ્રાપ્ત થાય છે – એટલું જ નહિ પણ પરમ અવર્ણ્ય બ્રહ્મને પણ ભ્રષ્ટ કરી નાખી બ્રહ્મત્વથી વિમુખ થઈ જવાય છે!'÷

સાચી ભક્તિ જ્ઞાનથી નિરપેક્ષ હોય જ નહીં. જાણ્યા વિના ભક્તિ કેમ થાય? ને જે જાણ્યું હોય તે નિરંતર ભજાય નહિ તો જાણ્યું પણ કેમ કહેવાય? જાણીએ તો ભજ્યા વિના રહેવાય નહિ. અને ભજ્યા વિના વસ્તુ પૂર્ણપણે જણાય નહિ. જ્ઞાનમાં દઢ થવું, કૈવલ્યરૂપ સ્થિતિ વધુ વધુ અનુભવવી એ કર્મ જ છે. ભક્તિનો સમાસ આવા વ્યાપક કર્મ પ્રદેશમાં થઈ જાય છે. આવા જ્ઞાનભક્તિ રૂપ કર્મના પરિપાકમાં કૈવલ્યનો અપરોક્ષ અનુભવ થાય છે. અને એ સ્થિતિમાં જ્ઞાન ભક્તિ કે કર્મ જેવી વિશિષ્ટ ને એકાંગી અવસ્થા વા અનુભવ મુમુક્ષુનો હોતો જ નથી.

આમ યુક્તિપુરઃસર મણિલાલ કહે છે. પણ ઘટપટની શુષ્ક ચર્ચામાં પારંગત એવા મણિલાલ શુષ્ક ચર્ચામાં રાચતા નથી. એથી દેશનો ઉદય થાય એમ માનતા પણ નથી. રમણભાઈ કે કાન્ત, મણિલાલ ગોવર્ધનરામ કે આનન્દશંકર આગળ ખરો પ્રશ્ન આ હતો કે ઘટપટમાં રાચતી જડ ફિલસૂફીને જીવત કેમ કરવી? અર્થાત્ તર્કજાળ મટાડી સાચી સમજણ રૂપે શી રીતે વિસ્તારવી? બીજો પણ પ્રશ્ન એને મળતો જ હતો કે વિચારસંગતિમાંથી નિષ્પન્ન થતો ધર્મ અર્વાચીન જીવનની જરૂરિયાતોને સુસંગત કે અવિરુદ્ધ કેમ કરવો? દેશે તરવું હોય તો તેનો ધર્મ અને તેની ફિલસૂફી જીવનઅભિમુખ ન હોય તો પણ જીવનઅવિમુખ તો હોવાં જ જોઈએ. અને આ સમાન ઇષ્ટ ધ્યેય સિદ્ધ કરવામાં આપણા વિચારકોએ શક્તિ અનુસાર કર્તવ્ય કર્યું છે.

---

* 'સિદ્ધાન્તસાર'–પૃ. ૪૩૭

x જડભક્તિ એટલે જ્ઞાનની અપેક્ષા ન રાખતી ભક્તિ, જ્ઞાનની વિરુદ્ધ ભક્તિ.

+ 'સિદ્ધાન્તસાર'–પૃ. ૪૦૮, ૪૦૯

÷ 'સિદ્ધાન્તસાર'–પૃ. ૪૧૧

પ્રેમલક્ષણા ભક્તિ અને અભેદાનુભવરૂપ જ્ઞાન એ વસ્તુતઃ એક જ સંસ્થિતિ છે તે મણિલાલ માત્ર સૂકા બૌદ્ધિક પ્રત્યયરૂપ જણાવતા નથી. એ એમનો આગ્રહ છે, એમની હૃદયની માન્યતા છે. એથી જ એ ધર્મવીર જેમ ઉદ્દ્ઘોષ કરે છે કે–

'પિંડબ્રહ્માંડાતિરિક્ત કર્તારૂપ ભ્રમમાં પડેલા પાદરીઓ પિંડાબ્રહ્માંડૈક્યરૂપ કૈવલ્યના પરમ ઉપાસકોને જંગલી, મૂર્તિપૂજક, કહી સુધારવા આવે છે ! તેમને હજુ કેટલું શીખવાનું બાકી છે ! ઈશ્વરનાં સર્વે બાલક છે, માટે ભાઈચારો રાખવો એમ તેઓ મોટા ઉપદેશ લેઈને પોતાના ધર્મને વખાણી વાજ આવે છે; પણ એક જંગલીમાં જંગલી મૂર્તિપૂજક આર્ય ગામડીઓ પણ એમને સમજાવી શકશે કે ભાઈચારો એ આર્યધર્મ નથી, આત્માચાર એ આર્યધર્મ છે, કિંબહુના ખરો મનુષ્યધર્મ છે; સર્વ આત્મમય, પરપ્રેમમય, એ જ શુદ્ધ ધર્મ છે; પિંડબ્રહ્માંડાતિરિક્ત કર્તા તે ઈશ્વર નથી, પણ તે ઉભયની એકતારૂપ, પ્રેમરૂપ, કૈવલ્ય-બ્રહ્મ–તે ઈશ્વર છે. બધાં ભાઈ નથી, પણ એક છે.'*

આવી તેજસ્વી વેગવતી વાણીનો ઉપદેશક વિદ્વત્તા અને હિન્દુત્વપ્રેમમાં વિવેકાનન્દની કેટલો નજીક છે તે સહેજે જણાશે. એ કેમ વિવેકાનન્દ ન થઈ શક્યા એ ગુજરાતના કઠિન ભાગ્યની વાર્તા કરવાની જરૂર નથી. એટલું જાણવું આવશ્યક છે કે આનન્દશંકરની શૈલી મણિલાલ કરતાં વિશેષ રમણીય, મસૃણ, કોમળ ને મધુર છે છતાં તે ઉપદેશકની શૈલી બનતી નથી. આનન્દશંકરની ગદ્યશૈલી કવિતા જેમ સૂક્ષ્મ ધ્વનિમાં રાચે છે, કલ્પનાને જાગ્રત કરે છે અને કાંઈક વિશેષ ભણેલા, સંસ્કારી ને વેદનશીલ વાચકની અપેક્ષા રાખે છે. મણિલાલ વિષયનું નિરૂપણ યથેચ્છ, યથાપ્રતિજ્ઞ, સમગ્ર રીતે સૌષ્ઠવાપન્ન કરે છે, જો કે તેમાં પ્રત્યેક કંડિકા સુરેખાકાર હોતી નથી. તેમની ખરી ખૂબી કઠિનમાં કઠિન વિષયને સુગમ કરી આપવામાં છે. આનન્દશંકર વિશદ છે, પણ કઠિન વિષયમાં વાચકને તેમનામાં અધિગમ સહેજે થતો નથી. મણિલાલ વિષયને પરિભાષાથી મુક્ત કરી શકે છે, બલકે પરિભાષાને પણ વાચકના અનુભવનું અનુસંધાન કરતી સરળ બનાવે છે. બીજી રીતે કહીએ તો મણિલાલનું વિવેચન અક્ષરગણિતના દાખલા જેવું ન બનતાં વાક્યમાં સાચી સમજણનું, સૂઝનું સ્વરૂપ ધારણ કરે છે. એમાં એક જ વિચાર, વીગત કે દલીલ વારંવાર કે નવીનવી રીતે આવે છે અને પૂર્વાપરની અવધારણા કરનાર જાગ્રત વાચકને એ કદાચિત્ પિષ્ટપેષણ લાગે. પણ મણિલાલના પુરુષાર્થનું દૃષ્ટિબિંદુ હિન્દુ સંસ્કૃતિના વકીલનું, આર્ય ધર્મના ઉપદેશકનું છે; અને એ દૃષ્ટિબિન્દુને યોગ્ય નિબન્ધનરીતિમાં આ લક્ષણ અનિવાર્ય છે. એ એનું દૂષણ નથી. વળી આ લક્ષણ છુટક લખાતા સામયિક લેખમાં જણાય છે તેટલું 'સિદ્ધાન્તસાર' જેવા પ્રકરણ-ગ્રંથમાં નથી જણાતું. વિચારપ્રવાહોના વિશાળ સમપ્રમાણ પર્યાલોચનનો એ ગ્રંથ અસાધારણ નમૂનો છે.

આનન્દશંકરનો ગુણવિશેષ પ્રસન્નતા છે, ઔદાર્ય છે, સ્વસ્થતા છે; તે વિનોદ કરે પણ આક્ષેપ કે કટાક્ષ ન કરે. અર્થઘટન કે વક્તવ્યસમર્થન માટે આનન્દશંકર સ્મૃતિકુંજમાંથી કુસુમ ચૂંટી લાવી નિબંધમાં ગૂંથી લે છે, તેથી તેનું સૌષ્ઠવ ઘટે છે પણ સુભગતા, સામાન્ય રીતે, પોષાય છે. મણિલાલનો ઉત્સાહ વેગીલા વાણીપ્રવાહમાં, દલીલો ને વીગતોના ઓઘમાં વાચકને તાણી લે છે. વાચક અવશ તણાય છે, કેમકે એ વાણીજળ અવગાહનક્ષમ લાગવાથી તે સ્નાનાતુર થયો છે મણિલાલમાં અભિનિવેશ, ગંભીર આક્ષેપ અને કટુ કટાક્ષ હોય છે, પણ તેને અલંકરણ કે અવતરણની પડી નથી. એની મુદ્રા પ્રસન્ન નથી; એમાં વિદ્ધ સંક્ષુબ્ધ અન્યાયપીડિત આર્ય અંતઃકરણની વેદના છે. પણ એ વેદનાને બળ મળ્યું છે

* "સિદ્ધાન્તસાર" પૃ. ૩૧૧

અસાધારણ વિદ્વત્તાનું, તીવ્ર ને અચળ બુદ્ધિનું, અને પુરુષાર્થના અવ્યભિચારી ઉદ્દેશનું. વાસ્તે જ મણિલાલ આપણા દાર્શનિક ગદ્યકારોમાં પ્રથમ સ્થાનના અધિકારી છે.

શાંકર કેવલાદ્વૈત એ નવો સિદ્ધાન્ત નથી. એ સિદ્ધાન્તનાં મુખ્ય તત્ત્વો શિષ્ટોને પરિચિત પણ છે. તેનું સંક્ષિપ્ત નિરૂપણ 'સિદ્ધાન્તસાર'માં કે 'અદ્વૈતજીવન' જેવા નિબંધમાં મળી શકશે. એ સિદ્ધાન્તને અનુભવના ક્ષેત્રમાં આણી શકાય એવો મણિલાલે જીવંત બનાવ્યો. વાસ્તવિક જીવનમાં એ સિદ્ધાન્તની અર્થાપત્તિઓને ઘટાવીને તેને વ્યાપક ને મૂલ્યવાન બનાવ્યો. જીવનનો હેતુ જાણી એ અનુસાર પુરુષાર્થ કરવાનો માર્ગ એ ઉચ્ચ જીવનનો માર્ગ છે. અદ્વૈતભાવના એ મણિલાલને મન ઉચ્ચ જીવનની ભાવના છે અને એમ જાણ્યું એટલે શું થયું તે એ વિચારે છે.

'એટલું જ થયું કે બુદ્ધિથી કરીને તેમાં તર્કવિતર્કનો અવકાશ ન રહે એવો એની સત્યતાનો નિશ્ચય થયો; આપણા મનમાં એક કલ્પના બંધાઈ. કવિઓ કાવ્ય રચે છે ત્યારે જેમ નગર, સરિતા, કાનન, ગિરિ, મનુષ્ય આદિ કલ્પના યોજી તેમના સંબંધ બેસાડી, રસિક રસજાલ વિસ્તારે છે, તેવી અદ્વૈતભાવનાની એક કલ્પના આપણા મનમાં ઊભી થાય છે. પણ મને શંકા છે કે કવિનું કોઈ ઉત્તમ કાવ્ય વાંચતાં આપણને જે ઉલ્લાસ અનુભવાય છે, ક્ષણવાર આપણે આપણું ભાન ભૂલી કાવ્યગત રસમાં લીન થઈ કોઈ અપૂર્વ વિસ્તાર અનુભવીએ તો એક ક્ષણવાર પણ અદ્વૈતભાવનાની કલ્પના પ્રાપ્ત કરનારને થતો હશે કે નહિ થતો હોય ? પણ એવા અનુભવપૂર્વક જ્યારે અદ્વૈતજીવનની ભાવના કલ્પનામાં ઠસે, જ્યારે જ્યારે એ ભાવનાનુ પરિશીલન થાય ત્યારે ત્યારે એ ઉલ્લાસ અનુભવાય, તો જ એ ભાવના યથાર્થ રીતે જાણી કહેવાય, એવી રીતે એ ભાવના જાણવા માટે કેવલ બુદ્ધિ અને તર્કથી જ નહિ પણ હૃદયથી એ ભાવનાની પાસે જવું જોઈએ. હૃદયથી એની પાસે જવું એટલે જે પ્રેમ, શ્રદ્ધા, આસ્તા આદિથી આપણે અનેક વાતોને સ્વીકારીએ છીએ, આદરીએ છીએ અને આચરીએ છીએ તેનું સ્થાન હૃદય છે, તો તે હૃદયનાં ભાવ, પ્રેમ, શ્રદ્ધા, આસ્તા, સર્વથી એ ભાવનાને જાણવી. બીજી રીતે કહીએ તો બુદ્ધિથી નિશ્ચય કર્યાની સાથે હૃદયનો ભાવ અને હૃદયનો વિશ્વાસ એ નિશ્ચયની સત્યતા ઉપર લગાડવો. આમ થાય ત્યારે જ અદ્વૈતભાવના જાણી કહેવાય; એટલા જ માટે અદ્વૈતશાસ્ત્રમાં જ્ઞાનને કેવલ જાણવા માત્ર રૂપે નહિ પણ અનુભવસહિત જાણવા રૂપે, એટલે કે ભાવસહિત જ્ઞાન રૂપે, એટલે કે હૃદયસહિત બુદ્ધિરૂપે વર્ણવેલું છે. આ હૃદય તે જ આ સપ્તભૂમિક પ્રાસાદની સીડીએ ચઢવાનું પ્રથમ દ્વાર છે. જેને અંદર જવુ હોય તેણે તે દ્વાર ઠોકવું.'*

અભેદભાવનામાં મણિલાલે પ્રેમનો સમાસ કરી લીધો છે. અભેદભાવના એ હવાઈ તરંગ, કલ્પનાથી માણવાની વસ્તુ નથી, પરંતુ એની અર્થાપત્તિઓથી જીવન ઘડવાનું છે એ બતાવવા 'પ્રેમ'ને પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાનનો તેમણે વ્યાવર્તક બનાવ્યો. પ્રથમ તો પ્રેમનાં જે વ્યવહારમાં સ્વરૂપ છે તે પણ પરમ પ્રેમની દૂર દૂરથી ઝાંખી કરાવે છે. 'પ્રેમ, દયા, સ્નેહ, મૈત્રી આદિ સ્થૂલ સંબંધોમાં પણ જે જે આનંદ આવે છે, તે તે આનંદનો પરમ પ્રકર્ષ અનુભવાય એ અભેદનું સ્વરૂપ છે.'+ અલબત, આ વિચારપ્રવાહમાં સાવધાન રહેવાની જરૂર છે અને આનંદશંકર જણાવે છે તેમ ઐહિક પ્રેમ પોતે જ પરમ પ્રેમ નથી એ સ્મરણમાં અવશ્ય રહે. પણ મણિલાલે જેમ પ્રેમલક્ષણા પરાભક્તિને અપરોક્ષ

* 'સુદર્શન ગદ્યાવલિ'–પૃ. ૮
+ 'આત્મનિમજ્જન'–પૃ. ૩૯

જ્ઞાનમાં સમાવી લીધી તેમ લોકવ્યવહારમાં અનુભવાતી સદ્‌વૃત્તિઓને પણ તેમણે અભેદભાવનામાં સમાવી દીધી. જે ભાવ કે વૃત્તિ મનુષ્યને અહંકાર અને સ્વાર્થથી વિદૂર કરે, તેની સંકોચવૃત્તિ–લાજ, મરજાદ, ભય, શરમ, આડંબર રૂપી કૃપણતા હરે, તે ઉન્નતિનો અને વૃદ્ધિનો માર્ગ છે; જે કર્મ કે વૃત્તિ સમષ્ટિભાવનાની સમીપ લઈ જાય તે આત્મસાક્ષાત્કારને અનુકૂલ માર્ગ છે. 'વેદાન્ત અથવા જ્ઞાનમાર્ગથી સિદ્ધ કરવાનો જે આચાર છે તે શુષ્કતા, ઉદાસીનતા, નિવૃત્તિ, ત્યાગ એવો નથી પણ અતુલ ભવ્યતા, સ્વાતંત્ર્ય, બલ, પરાક્રમ અને છતાં નિર્લેપતા એ છે. આચાર પરત્વે વેદાન્ત સિદ્ધાન્તથી જે આવું સિદ્ધ કરવાનું છે તે ઉપર લક્ષ રાખીને વેદાન્ત–પ્રતિપાદ્ય બ્રહ્મને વારંવાર 'પ્રેમ' એ શબ્દથી કહેવામાં આવ્યું છે.'* 'પ્રેમનું સ્વરૂપ જ એ છે કે જેવું કલ્પાય તેવું જ દેખાય છે અને અનુભવાય છે. પ્રાકૃત પ્રેમના આવા ધર્મમાંથી અપ્રાકૃત દિવ્ય પ્રેમનું સ્વરૂપ પણ આપણે સમજી શકીએ. 'કલ્પાય તેવું અનુભવાય' એટલે અતુલ હૃદયરસ અથવા અતુલ શ્રદ્ધાને બલે, જે નિશ્ચય થયો છે તે બુદ્ધિ ન રહેતાં પ્રત્યક્ષ અનુભવમાં પણ આવી જાય છે.'× શ્રદ્ધારૂપ પ્રેમ બૌદ્ધિક નિશ્ચય ને કર્તવ્યમાં ઉતારી આચારમાં અપરોક્ષ કરી શકે છે. વિચાર અને આચારનું ઐક્ય સાધનારું લાગણી તત્ત્વ તે જ પ્રેમ છે. એટલે વસ્તુતઃ પ્રેમ એ જ ઈશ્વર છે એમ કહેવામાં મણિલાલને પ્રેમ એ પરમાનુભવનું સાધન છે એટલું જ વિવક્ષિત છે.

વ્યષ્ટિમાં સમષ્ટિનો ઉદય થવા દેવો, અહગત કૃપણતા અને સંકોચને સ્થાને ઉદારતા, વિશાળતા ને વ્યાપકતા સ્થાપવી તેમાં નીતિ અને કર્તવ્યની ભાવના રહેલી છે. બુદ્ધિનો નિશ્ચય જીવનમાં સિદ્ધ કરવાનો માર્ગ અર્થાત્ નિશ્ચયાનુસાર સાચી સ્વરૂપસિદ્ધિનો માર્ગ કર્મ છે. વ્યવહારમાં પણ અનુભવસિદ્ધ છે કે કોઈ પણ રુઢિવિરુદ્ધ સિદ્ધાન્તને જીવનતત્ત્વ બનાવવો હોય તો કર્મદ્વારા જ થઈ શકે. જ્યાં સુધી કર્મદ્વારા અખંડ વ્યક્તિતત્ત્વને તે સિદ્ધાન્તને અનુકૂળ નથી કરવામાં આવતું ત્યાંસુધી બુદ્ધિ હા ભણે ને પ્રાણ વિરોધ કર્યા જ કરે. વિધવાવિવાહ, આન્તર્જાતીય લગ્ન, અન્ત્યજસ્પર્શ આદિ વિષયોમાં આ સુપરિચિત છે. પ્રેમ શ્રદ્ધા તો પ્રેરનાર દોરનાર શક્તિ છે પણ સંસિદ્ધિ તો કર્મદ્વારા જ થાય. **युद्धस्व विगतज्वरः। योगः कर्मसु कौशलम्।**

સમગ્ર વિશ્વની વ્યવસ્થા વૃદ્ધિ અને ઉચ્ચતાનો બોધ કરે છે. જીવિત ઉત્તરોત્તર વૃદ્ધિ અને ઉચ્ચતા ગ્રહતું ચાલે નહિ તો વિશ્વક્રમમાં કશી ભવ્યતા કે સસારતા આવે જ નહિ. આ વૃદ્ધિના સૂત્રને જ ગીતામાં **સમત્વ** નામથી ઓળખાવ્યું છે એમ મણિલાલ કહે છે. કર્તવ્ય કરવાથી વાસના છૂટતી જાય છે, અધિકાર વિસ્તરતો જાય છે, જીવિત સર્વમય થતું જાય છે, "કર્તવ્ય કરવાથી આમ ઉત્તરોત્તર વ્યષ્ટિમાત્ર સમષ્ટિભાવનાની સમીપ જાય છે, એમ જ આત્મસાક્ષાત્કારનુ અપરોક્ષ ઊપજે છે, સમતાનો યોગ સિદ્ધ થાય છે."÷ કર્તવ્ય યજ્ઞરૂપ છે, સમષ્ટિ અથવા ઈશ્વરને અર્પણરૂપ છે, જે અર્પણ થઈ ગયું તેમાં ફલની અપેક્ષા નથી હોતી, અને પરમ પ્રેમનો અવધિ પણ સ્વાર્પણ છે. પ્રેમપ્રેરિત અર્પણરૂપ કર્તવ્યથી વ્યષ્ટિમાં સમષ્ટિનો ઉદય થતો જાય છે. સ્વના સમષ્ટિમય પરમાત્માને ફલાભિસંધિ વિનાના અર્પણમાં કર્તવ્યભાવનાનું ઉચ્ચતમ ધોરણ રહેલું છે. આત્મનિવેદન એટલે આત્મામાં જે વીર્ય બલ વગેરે હોય તેનો કર્તવ્યદ્વારા ઉપહાર. ઉપહાર કોને? કોઈ ગુરુ કે આચાર્યને નહિ, કોઈ ઈશ્વરની અગ્રાહ્ય કલ્પનાને કે દેવને નહિ,

* 'સુદર્શન ગદ્યાવલિ'–પૃ. ૨૩૮

× ,, –પૃ. ૨૩૯

÷ "સુદર્શન ગદ્યાવલિ"—પૃ. ૧૭૭

પણ સમષ્ટિમય પરમાત્માને 'तत्कुरुष्व मदर्पणम्–જે જે કરે તે મને અર્પણ કર, એટલે સમષ્ટિ ભાવનાથી કર્તવ્ય કર એટલું જ તાત્પર્ય છે'? મેઘ, સૂર્ય આદિ પોતાનું કર્તવ્ય કોને અર્પણ કરે છે? ઋતને, ઈશ્વરી નિયમચક્રને તદનુસાર ઈશ્વરી નિયમનને, સર્વને, ઈશ્વરને, મનુષ્યે કર્તવ્ય અર્પણ કરવું. મદર્પણમ્નું આ અર્થઘટન નવીન છતાં વાસ્તવિક લાગે છે આ ભાવનાથી ચાલતા મનુષ્યસંસારનું મણિલાલ હૃદયંગમ ચિત્ર દોરે છે

"અર્પણપૂર્વક કર્તવ્યની ભાવનામાં જ સમષ્ટિનો અથવા બ્રહ્મનો અપરોક્ષ સાક્ષાત્કાર અનુભવવાના માર્ગમાં રહીને જોતાં, અર્જુને યુદ્ધપરાયણ થઈ અનંત દલનો વિધ્વંસ કર્યો એ ભેદદષ્ટિનો વિવાદ તો એક પ્રલાપમાત્ર જ જણાશે જેને કર્તવ્યની ભાવનાનો નિગૂઢ મર્મ સમજાયો તેને એવી શંકાનો સંભવ પણ નથી કર્તવ્યના મધુર માર્ગમાં જે સમતાના ઉપાસક સ્થિતપ્રજ્ઞ, ગુણાતીત, આદિ રૂપે ગવાયા છે, તેમનાં જીવિત કેવાં લલિત, સુશ્લિષ્ટ, અર્પણમય, અને સન્મય થયાં છે! એક એક વ્યક્તિના જીવનમાં કર્તવ્યભાવના કેવા યથાર્થ યોગક્ષેમ આણી શકે છે, કેટલી કેટલી વિષમતાને ટાળી શકે છે, સમષ્ટિમાં કર્તવ્યભાવના તૃણનો મેરુ કરી શકે છે, હતું ન હતું કરી શકે છે, ન હતું હતું કરી શકે છે કર્તવ્યભાવના અને અર્પણના તાલ ઉપર જે જીવિત દોરાયાં તે ખરેખર એક સંગીત જેવાં જ છે, એકે સ્વર કે આલાપ તેમાં નકામો કે વધતો ઓછો નથી, જેવું છે તેવું જ યથાર્થ સંગીત છે એવા જીવિતને અર્થે જ ગીતા ગવાઈ છે, અને એ ગીતના અનંત ભેદથી સિદ્ધ થતું અભેદમય ધ્વનિસામ્રાજ્ય સૂચવતું 'ગીતા' એ નામ એમ જ સાર્થક છે'×

નિવૃત્તિ અને નિશ્ચેષ્ટત્વનો જ્ઞાનમાર્ગ વેદાન્ત નથી એમ વિવેકાનન્દની જેમ મણિલાલ વારંવાર અને આગ્રહપૂર્વક કહે છે બુદ્ધિમાનના વિનાશોથી વેદાન્તને ગ્રહણ કરી, ત્યાગ, નિવૃત્તિ આદિ આલસ્યનો માર્ગ લેવો એ શુદ્ધ વેદાન્તનો માર્ગ નથી, એ તામસ માર્ગ છે "આ વિશ્વ અને જીવન કેવળ જોવાને અને વિચારવાને ઊભું નથી કર્તવ્ય અને વૃદ્ધિના શિક્ષણની શાળા છે, – બુદ્ધિવિનાશનો આનંદ અહંતા જ પોષે છે, અને જનસંસર્ગના ત્યાગને ઇષ્ટ ગણાવે છે અભેદજ્ઞાને જેનામાં લાગણીનું સ્વરૂપ લીધું છે તે સંસારના કર્તવ્યોથી ભડકતો કે ભાગતો નથી 'તેને નાત, જાત, વર્ણ, વ્યવહાર, દેશ, વિદેશ, એવા ભેદની ભાવનાઓ હૃદયના સ્વાભાવિક વિસ્તારને અટકાવવા આડે આવતી નથી – પુરુષપ્રયત્નને આ ભાવનામાં અમુક અર્થમાં જ અવકાશ છે, કેમકે વ્યવહારમાં જે જે થાય છે તે કાર્યકારણથી નિયમિત રીતે થાય છે પણ કાર્યકારણના નિયમમાં જ પુરુષપ્રયત્ન સમાઈ જાય, કેમકે 'કાર્ય થાય તેની, કે તે ન થાય તેની જે ઇચ્છા થઈ તે અમારું થઈ એમ તો છે જ નહિ' વેદાન્તનો સિદ્ધાંત લઈ પાપની છૂટ મળી જતી નથી આમાં અધિકારભેદનો અવકાશ છે સ્વભાવશુદ્ધ બ્રહ્મનો જે સર્વત્ર અનુભવ કરે છે, સમષ્ટિભાવના જેનો હૃદયરસ થયો છે તેને સદાચાર એ સહજ છે પરન્તુ "ધન, પુત્ર દારા સમૃદ્ધિ આદિની તૃષ્ણાથી ભરેલા મન, હજી વિવેકની ભૂમિકા ઉપર પણ આવી શક્યાં નથી, તે પૂર્વે તેમને માટે છેક તુર્યાવસ્થા પર્યંતની સાતમી ભૂમિકાની નીતિનો કાયદો કાઢવામાં કેટલી બધી હાનિ સમાયેલી છે"+ પિંડનું વર્તનમાન

* 'સુદર્શન ગદ્યાવલિ –પૃ ૧૮૦
× 'સુદર્શન ગદ્યાવલિ' – પૃ ૧૮૦
– , , પૃ ૧૬૮
= ' સુદર્શન ગદ્યાવલિ – પૃ ૮૦
+ ' સુદર્શન ગદ્યાવલિ' – પૃ ૨૦

વિશ્વનિયમને અનુસરે તે ઉત્તમ નીતિ એ નીતિ સિદ્ધ થાય તે પ્રમાણે વ્યવહારની રચના જોઈએ અને તો જ સુખ સભવે અને અ યત અભેદ એવુ સ્વસવેદન તે જ ખરુ સુખ છે નીતિસિદ્ધાન્તની સ્થાપનામા પરહિતવાદની કસોટી નકામી છે, કેમક તેના નિશ્ચય માટે કશુ ધોરણ નથી સ્વસવેદન એ અનુભવગમ્ય કસોટી છે મણિલાલ 'ઉન્નત જીવન'મા સ્પષ્ટ જણાવે છે કે દુ શીલ પ્રકૃતિને સયમમા આણી નીતિમાન્ થયેલો સાધુ પરિપૂર્ણ ધાર્મિકતા અને ઉન્નત જીવન પામ્યો છે એમ નહિ કહી શકાય આવી સાધુતા એ આત્મજ્ઞાન અને ઉન્નત જીવનના માર્ગનો મધ્ય મુકામ છે, અત નથી "મનુષ્યની અને સમગ્ર વિશ્વની પરિપૂર્ણ ઉન્નતિ, તેના વિચારમાત્ર તેના આચારમા પ્રત્યક્ષ પ્રકટે તેમાથી થતી જાય છે, જ્યા સુધી પ્રતારણાનો લેશ પણ વ્યવહારમા રહેશે, વિચાર અને આચારનો જ્યા સુધી વિયોગ રહેશે, ત્યા સુધી વ્યષ્ટિનુ કે સમષ્ટિનુ કોઈનુ કલ્યાણ થનાર નથી એનુ કારણ સ્પષ્ટ છે વિચાર અને આચારની એકતાથી જે ભવ્ય કર્તવ્ય અને સ્વાર્પણનો (એટલે કે પોતે જ્યા હોઈએ ત્યા પ્રાપ્ત થતા કર્તવ્યને કરવામા પોતાપણાનો અર્થાત્ સ્વ અને સ્વ અર્થનો ભોગ આપવાનો) મેળાપ છે તે સિદ્ધ ન થવાથી, પ્રતારણા, સકોચ, ભય, શકા, અને કૃપણતા જ વ્યવહાર પરમાર્થ સર્વની નિયામક રહે છે, અને ઉન્નત જીવન અને ધાર્મિકતા એને આવવા દેતી નથી'* "ઉન્નત જીવનનો મુખ્ય મત્ર સ્વાર્પણ અને કર્તવ્ય છે સ્વાર્પણ એટલે અભિમાનની વૃત્તિનો ત્યાગ કરીને પોતાને જે જ્ઞાન થયુ હોય તે બધુ પોતાના આચારમા પ્રદર્શિત કરવુ, એ જ સ્વાર્પણપૂર્વક કર્તવ્ય કરવાનો અર્થ છે, પછી તે કર્તવ્ય પોતાના લાભને અર્થે હોય કે પોતા કરતા વધારે સખ્યા કે સ્થાનના લાભને માટે હોય કે આખા વિશ્વના લાભને માટે હોય તો પણ જે કાલે જેટલુ જ્ઞાન હોય તે જ્ઞાનમાત્રને અભિમાન વિના જ આચારમા આણવુ એ ઉન્નત જીવનનો માર્ગ છે 'લાભ' એટલે અત્ર જેને ઉન્નતિ કે ઉન્નત જીવન કહેવાય છે તે રૂપી લાભ એમ તો સહેજે સમજાય તેવુ છે × નીતિશાસ્ત્રના તત્ત્વ વિશે આવી વિચાર-પરપરા મણિલાલની છે એમના વિચારોમા આ બાબત ઉત્તરોત્તર વિશેષ સ્પષ્ટતા છે આ જ દૃષ્ટિબિન્દુ આનન્દશકરે વધારે સ્પષ્ટ કર્યું છે અને વિકસાવ્યુ છે, કાઈક વધારે પ્રતીતિજનક પણ કર્યું છે પરમ સત્ય અને વ્યાવહારિક સત્ય, નીતિસિદ્ધાન્ત અને અપરોક્ષાનુભવીનુ આચરણ, અભેદભાવ અને સ્વાર્થત્યાગ વગેરે પદાર્થોના દેખાતા વિરોધનુ આનદશકરે સમાધાન કર્યું છે એમા મણિલાલ કરતા ઉપપત્તિ વિશેષ લાગશે એટલુ તો ખરુ જ કે મણિલાલ કરતા આનન્દશકરની વિચારણામા ભક્તિપાત્ર ઈશ્વરનુ અને ભક્તિનુ સ્થાન વિશેષ સ્પષ્ટ અને વિશેષ મહત્ત્વનુ છે શુષ્ક વેદાન્તચર્ચાની કસર મણિલાલમા સહેજસાજ રહી ગઈ છે શાબ્દિક કે તાર્કિક, કેવળ ભુલભુલામણીમાથી આનદશકર અત્યત મુક્ત છે

ધર્મતત્ત્વને અનુકૂળ નીતિતત્ત્વ મણિલાલે દાખવ્યુ, અને સૂચવ્યુ કે ધર્માનુકૂલ નીતિ સિદ્ધ થાય (અને એ નીતિ સિદ્ધ થવામા જ વ્યક્તિ અને સમાજને સુખ છે) તે પ્રમાણે વ્યવહારની રચના જોઈએ સ્પષ્ટ છે કે આ પરિપાટીમા ઉપયોગિતાવાદ, વ્યક્તિસુખવાદ, સ્વહિતવાદ, પરહિતવાદ, બહુજન સુખવાદ, એમાના કોઈનો અત્યન્ત સ્વીકાર થઈ શકે નહિ એમાના કોઈ વાદ ઉપર સમાજવ્યવસ્થા અને નીતિતત્ત્વ યોજી શકાય નહિ છતા "મણિલાલમા જ સુધારો પહેલવહેલો તત્ત્વજ્ઞાનનુ સ્વરૂપ ધારણ કરે છે — તત્ત્વજ્ઞાન બાધી તેમાથી ખરો 'સુધારો' કોને કહેવો એ નિર્ણય કાઢવામા આવે છે' — પરિણામે કાઈક પ્રાચીન, કાઈક નવીન

* સુદર્શનગદ્યાવલિ -પૃ ૨૬૧
× 'સુદર્શન ગદ્યાવલિ -પૃ ૨૬૨
— આનન્દશકર સાહિત્યવિચાર પૃ ૩૭૨

વ્યવસ્થા તેમને અગીકાર્ય છે વળી તેથી જ તેમનું વલણ બહારના આચારથી અન્તર ફેરવવાને બદલે અદરથી વિચારો, લાગણીઓના ફેરફાર વડે બહારના આચાર ઉપર અસર કરવા તરફ છે અને તેથી જ મણિલાલની વિચારણામા લોક અને દેશની, વ્યક્તિ અને આખા મડલની પ્રકૃતિ અને ઐતિહાસિક ભાવના ઉપર સપૂર્ણ લક્ષ છે એવુ લક્ષ 'સુધારાવાળા'ઓમાં નહોતુ, તો આવી ઐતિહાસિક દષ્ટિ એ મણિલાલ તેમ ગોવર્ધનરામ, આનન્દશકર, ઠાકોર, આદિની વિચારણાનું વિશિષ્ટ લક્ષણ છે

મણિલાલે 'સુધારાનુ' માપ કાઢ્યુ છે અને તોલ કર્યો છે જીવનવિકાસમા નાશને પણ સ્થાન છે, એ ન્યાયે સુધારાવાળાઓ જે નાશ કરી શક્યા તે જરૂરી હતો તેમનુ કાર્યક્ષેત્ર મર્યાદિત હતુ "જ્ઞાતિનો બાધ ન ગણવો, પુનર્વિવાહને ઉત્તેજન આપવુ, સ્ત્રીપુરુષને સમાન ગણવા ને પુનર્જન્માદિક ન માનતા કેવળ માણસનુ સુખ સધાય તેની નીતિમા લક્ષ રાખી સાધારણ રીતિના ધર્મ કર્મના વહેમ ન રાખવા એ સુધારાના લક્ષણ અદ્યાપિ પણ સુપ્રસિદ્ધ છે"* પરતુ તેમ કરતા તેઓ ધર્મની બાબતમા ઇહસુખવાદી કે ચાર્વાકી થઈ ગયા. સુધારાનુ ધોરણ શોધવા હિંદુસમાજનુ તાત્ત્વિક સ્વરૂપ સમજવુ જોઈએ કુટુબ એ જ આર્યસસારનુ મુખ્ય બધારણ છે અને કુટુબભાવનામા અભેદભાવના કે સમષ્ટિભાવનાનુ પ્રતિબિંબ પડે છે અથવા સમષ્ટિભાવનાનુ સ્વાભાવિક પરિણામ આચારવ્યવહારના મર્યાદિત ક્ષેત્રમા કુટુબભાવના જ હોય કુટુબભાવનામા વ્યક્ત થતી પ્રાચીન આર્યભાવનાનુ પ્રયોજન એ હતુ કે "એકતા, અભેદ, સમષ્ટિ, તેની ભાવના મનુષ્યની દષ્ટિ આગળ રાખવી, તેના હૃદયમા રોપવી અને તેને એ રીતે સમષ્ટિદષ્ટિએ કર્તવ્યપરાયણ કરવુ પાપ, પુણ્ય સ્વર્ગ નરકની યોજનાઓ, ધર્મ, કર્મ, યજ્ઞ, યાગ ઇત્યાદિના વિસ્તારો, દ્વૈત અદ્વૈત આદિ ભાવનાપ્રધાન તત્ત્વવિવેચનો, તે સર્વનુ તાત્પર્ય એટલુ જ જણાય છે કે મનુષ્યને સ્વ વ ભુલાવી સમગ્રત્વની દષ્ટિએ પહોચાડવુ, સ્વાર્થ અને સ્વજીવનમા કૃતાર્થતા માનવાનું મુકાવી પરાર્થતા અને સર્વમય જીવનમાં કર્ત વ્ય સમજતું કરવુ'×

જનસમાજ અનેક વ્યક્તિઓનો સમુદાય નથી, પણ એક શરીર છે, અને એના અવયવરૂપે વ્યક્તિઓ છે આથી પરસ્પર સબધોમા હક એવી વસ્તુ જ નથી, માત્ર ફરજો જ છે આ બીજ ઉપર સુધારાના સામાન્ય તત્ત્વનો આશ્રય છે અને એ તત્ત્વને અનુસરી સ્ત્રીપુરુષનો સબધ અને સ્ત્રીકેળવણીના વિષયો મણિલાલ ચર્ચે છે, અને આ સિદ્ધાન્ત અનુસાર સુધારાની વિધવાવિવાહ સિવાયની સર્વ કલમો મણિલાલ સ્વીકારે છે

ઘણા માણસોની જે પ્રકારે એકતા થાય અને તેથી આખા સમૂહની ઉત્તરોત્તર કાર્ય સાધવાની શક્તિ વધે એવા જે સાધનો, સાહિત્યો, વિચારો ઇત્યાદિ હોય તે બધુ મણિલાલને મતે સુધારો છે "સુધારાનું તત્ત્વ હુ એકતા, ઐક્ય, સપ, એમા સમજુ છુ, પણ તેમ સમજવા છતા શરીરસબધોની એકતાને આજસુધી સુધારાને નામે ચલાવવાનો જે યત્ન થયો છે તેને કેવલ અમાન્ય ગણુ છુ, અને એ સુધારો ન ચાલી શકવાનુ કારણ પણ કેવલ શરીરસબધોની એકતા કરવા યત્ન કર્યો તેને જ માનું છુ નાતો તોડી નાખવી, લગ્નની મર્યાદાઓનું ઉલઘન કરવુ, મિશ્ર વ્યવહાર ચલાવવો, એ આદિ સુધારા કેવળ શરીરસબધના જ સુધારા છે એ વાતો ન જ કરવી, કે થાય તો પણ અનિષ્ટ છે એવુ હું કહેતો નથી, પણ સુધારો એથી જ થતો નથી, સુધારાનું એ ચિહ્ન પણ નથી સુધારો તો મન અને મનનું

* 'સુદર્શન ગદ્યાવલિ'—પૃ ૩૫૭
× —પૃ ૩૮૧

ઐક્ય થાય, વિચાર અને વિચારનું ઐક્ય થાય, કર્તવ્ય અને કર્તવ્યનું ઐક્ય થાય, સર્વનું લક્ષ એકની એક ભાવના ઉપર રહે એવો વખત આવે, ત્યારે જ થાય છે એમ હું માનું છું.'* સુધારા વિશે મણિલાલની આ વ્યાપક દૃષ્ટિ છે અને તેમાં ભળે છે મણિલાલનો આગ્રહ કે સ્ત્રીપુરુષનાં કર્તવ્ય જુદાજુદા પ્રકારનાં છે. સ્ત્રીની વૃત્તિ મૃદુ અને પ્રેમમય છે અને તેનો ધર્મ તેથી પોષવું પાલવું ને સાચવવું છે. પુરુષનું શરીર બળ અને મન બુદ્ધિયુક્ત તેથી તેનો ધર્મ પેદા કરવું, રક્ષણ કરવું, વગેરે છે. આ ઈશ્વરી વ્યવસ્થાને અનુસરીએ તો સ્ત્રીપુરુષ વચ્ચે સ્પર્ધાનો અંશ આવે જ નહિ. પ્રેમ એક અને અખંડ હોવો જોઈએ; અને લગ્નજીવનમાં સ્ત્રીપુરુષના અન્યોન્ય પ્રેમનું બન્ધન શારીરિક આકર્ષણ હોવા ઉપરાંત દૃઢ ભક્તિ, શુદ્ધ વ્યવહાર, સદાચાર, અને સદ્ધર્મનું જ સૂચક હોય. સદ્ધર્મ, સુવ્યવસ્થા, સર્વનો ઉત્કર્ષ એને જ નિયામક અને શોધક ધોરણ તરીકે રાખી મણિલાલ સ્ત્રીપુરુષસંબંધ, સ્ત્રીઓના હક, પુનર્લગ્ન આદિ પ્રશ્નો વિચારે છે. મણિલાલ જાણે છે કે સુધારકો તેમને પ્રાચીનપંથી ગણે છે ને રૂઢિપૂજકો તેમને અવગણે છે આનન્દશંકરનું વલણ તો તેમને સુધારક ગણવા તરફ છે અને સમકાલીન ઊહાપોહ અને રાગદ્વેષ બાજુએ રાખી જોઈએ તો તેની ગણના યોગ્ય જ લાગશે. પુનર્લગ્નનો વિરોધ તેમનો જાણીતો છે પણ તેને જ એક ઉદાહરણ તરીકે લઈ આપણે જોઈ શકીશું કે મણિલાલ તત્ત્વગામી ભૂમિકા બાંધી વ્યવહાર માટે પુનર્લગ્નને નિષિદ્ધ ગણે છે, અને છતાં વિકટ પરિસ્થિતિમાં તેને ક્ષન્તવ્ય માને છે.

"જગતમાં પરંપરાથી એવો જ વ્યવહાર ચાલેલો છે કે ધર્મનીતિના સદ્બોધનું એક સ્વરૂપ એક તરફથી કઠિન અને કષ્ટકર્તા પણ શુભફલદાયક માર્ગ યોજે છે, અને બીજી તરફથી દયા ઉપજાવે એવા કષ્ટની સંકડામણમાં આવેલાં મનુષ્ય તેમાંથી તાત્કાલિક છુટકારો થવા માટે મુક્ત થવાનો પ્રયત્ન કરે છે. પણ સિદ્ધ વાત તો એ જ છે, કે જે ઉચ્ચ સ્વરૂપ ધર્મબુદ્ધિ આપણને બતાવે છે તે જ ખરો માર્ગ છે; અને તે વડે જ કોઈ સારી પ્રજા પોતાનું સારાપણું પ્રાપ્ત કરી શકે છે."×

"લગ્નથી જ સ્ત્રીપુરુષ આખું મનુષ્ય બની રહે છે અને લગ્નને દૃઢ કરનારી ગાંઠ પ્રેમની જ છે. આવાં પ્રેમગ્રંથીથી બંધાતાં લગ્ન માટે" વય સમજશક્તિ ખૂલે તેટલું મોટું જોઈએ, જ્ઞાન એટલે કેળવણી હાલ અપાય છે તે કરતાં સ્ત્રીઓ પરત્વે તદ્દન જુદી જ જોઈએ, અને તે પછી માબાપ કે વડીલ હોય તેની યોગ્ય આજ્ઞાનુસાર ઇચ્છાની અનુકૂળતાએ લગ્ન થયેલું હોવું જોઈએ.

'લગ્ન વિષેનું આ સર્વ પ્રજાએ માન્ય કરેલું સ્વરૂપ, અને આર્યધર્મે તો વિશેષ પ્રતિપાદિત કરેલું, સવ સંસારને નિયમમાં રાખનારું, એ જ ધોરણ અમને માન્ય છે. અને એવું સ્વરૂપ અમને માન્ય હોવાથી પુનર્લગ્નનો એટલે ફરીથી પરણવાના આચારનો+ અમને અનાદર છે. પણ અમારા મિત્રો કહે છે કે તમે બતાવો છો તેવાં લગ્ન થતાં **નથી**, આપણા રિવાજ બગડી ગયા છે, કેળવણી મળતી **નથી**. બાળલગ્ન ચાલુ છે ને ઇચ્છાનુ તો નામ પણ કોઈ સમજતું નથી, ત્યારે એ સમગ્ર દુષ્ટાચારના દુષ્ટ પરિણામનું નિવારણ કેમ કરવું? બાળાઓ જેમણે હજુ લગ્નનો અર્થ પણ સાંભળ્યો નથી કે વિચાર્યો નથી તેમને દુર્દૈવથી પ્રાપ્ત થતા વૈધવ્યને લીધે નીપજતાં પરિણામનો ભોગ થઈ વિના અપરાધે મરણપર્યંત દુઃખને જ હવાલે કરવી? **विषस्य विषमौषधम्** થવા દો; આવાં દુઃખને માટે પુનર્લગ્ન પણ થવા દો,

* 'સુદર્શન ગદ્યાવલિ'—પૃ. ૩૭૦–૧

× 'સુદર્શન ગદ્યાવલિ'—પૃ. ૩૨૬

+ પુરુષના પુનર્લગ્નનો પણ મણિલાલને અનાદર છે.

આમ કહેનારા પારકી દાઝ જાણનારા દયાશીલ જનસમૂહને અમે સર્વાંશે અનુમોદન આપીએ છીએ; પણ એટલું જ કે અમારો ખરો માર્ગ તો કહ્યું તેમ લગ્ન કરી વૈધવ્યધર્મ પાળવો તે જ. અને અમારી દુર્વૃત્તિને લીધે, અમારી નિર્બળતાને લીધે, લેવો પડેલો પણ ક્ષમા કરવા યોગ્ય અને સર્વેએ સહન કરવા યોગ્ય રસ્તો પુનર્લગ્ન."×

## માસ્તર સાહેબ ( છોટાલાલ જીવનલાલ )

વસ્તુગતિથી જેમ પ્રાર્થનાસમાજી શ્રદ્ધામાંથી ખ્રિસ્તીધર્મ સ્વીકારવાનું પરિણામ આવે અને એક મહાન ગુજરાતી ખ્રિસ્તી થાય, તેમ પ્રતિભાવી વસ્તુગતિથી, પ્રાર્થનાસમાજી વલણના – મૂર્તિપૂજા, ગુરુ ને વેદના વિરોધના–પ્રતિભાવી સંચલનમાંથી વૃદ્ધમાન્ય ઉપાસના ને અનુષ્ઠાન, જપ હોમ આદિ, મૂર્તિપૂજા, અને ગુરુભક્તિરૂપ પરિણામ પણ ગુજરાતી ધાર્મિક જીવનમાં જોઈ શકાય છે. નાના સંતને મોટા સંત સાથે સરખાવીએ અને નાના શાંકરવાદીને મોટા શાંકરવાદી સાથે સરખાવીએ તો વડોદરામાં શ્રીમન્નૃસિંહાચાર્ય, રામકૃષ્ણની માફક, તેમનાં પ્રવચનના શ્રોતાઓ, જેમાં ઘણા કેળવાયેલા હતા, તેમની ધર્મવિષયક અભિરુચિ વધારતા હતા અને ઈશ્વરમાં શ્રદ્ધા દૃઢ કરતા હતા; અને છોટાલાલ જીવનલાલ–માસ્તર સાહેબ–જેવા છોટા વિવેકાનન્દોને પ્રાર્થનાસમાજી વિચારસરણીમાંથી ઉપાડી નવીન ઢબના પણ વસ્તુતાએ પરંપરાગત પથમાં મૂકી આપ્યા. પ્રાર્થનાસમાજ અને શ્રેયસ્સાધક વર્ગ ગુજરાતી જીવનવિકાસમાં શ્રેયસ્કર ફાળો આપી જઈ આજે નામશેષ જેવા બાહ્યાકારે હયાત છે તે વાત સર્વ જીવંત વિચારઆંદોલનોનો જીવનક્રમ સૂચવે છે અને કાંઈક નિસાસો નખાવે છે.

શ્રેયસ્સાધક વર્ગના અગ્રેસર ચિન્તક, સુન્દર લેખક અને રમણલાલ દેસાઈ જેવા ઉપર ઊંડી અસર કરનાર 'યોગિનીકુમારી'ની નવલકથા લખનાર છોટાલાલ જીવનલાલ મણિલાલના સમકાલીન હતા. મણિલાલના જેવા વિદ્વાન કે વિચારક નહિ પણ અમુક વ્યક્તિઓના જીવન ઉપર ખૂબ ઊંડી છાપ પાડનાર પ્રત્યક્ષ ગુરુ, શ્રી ઉપેન્દ્રના પણ ખરું જોતાં ગુરુ હતા. 'સુદર્શન' પેઠે 'મહાકાલ' પણ એક વખત ઘણું વંચાતું. તેમાં આવતી થોડીક વાતો અને માન્યતાઓ કેવળ આત્મવંચના કે પ્રતારણા, અંધશ્રદ્ધા અને વહેમની કોટીમાં જ મૂકી શકાય, તથાપિ એકંદરે માસ્તર સાહેબની પ્રવૃત્તિ ને ચિન્તન શુદ્ધ બ્રહ્મજ્ઞધર્મના પુનરુદ્ધારને પક્ષે હતાં. જીવનનો દ્રોહ કર્યા વગર, પ્રવાહપ્રાપ્ત વ્યવહારકર્તવ્યો તજ્યા વિના, વૃત્તિઓને રોકવા સારુ હઠપ્રયોગો કર્યા વિના, શમ પ્રાપ્ત કરવો; આન્તર જીવન સુધારવું; સ્વરૂપાનુસંધાન કરવું; બલ્કે ઉલ્લાસપૂર્વક ધાર્મિક થવું; એ એ પથનો ઉદ્દેશ તેમની પ્રવૃત્તિથી ઠીકઠીક સધાતો હતો.

છોટાલાલે એક વિદ્યાર્થીમિત્રોની "ગુર્જરોદ્ધારક" સમાજ સ્થાપેલી. તેમાં તેઓ સંસારસુધારો, દેશોદ્ધાર, સ્ત્રીકેળવણી વગેરે વિષયો ઉપર વ્યાખ્યાન આપતા. એ બધામાં સૂત્રરૂપ ભાવ આ હતો કે આત્મજીવનસુધારણા વિના એમાંનું કશું સિદ્ધ થતું નથી. આ કાલમાં તે અમૂર્ત ઈશ્વરતત્ત્વને સ્વીકારતા, પ્રાર્થનાસમાજમાં જતા અને ઈશ્વરપ્રાર્થનાની અગત્ય સર્વ સુધારણામાં માનતા• વડોદરે નોકરીના વ્યવસાયમાં થિયોસૉફિકલ સંસ્થામાં જતા અને તેનું સાહિત્ય વાંચી વિચાર ફેરવ્યા. ગુરુની જરૂર જણાઈ અને 'મહેશ્વરસ્વરૂપ' નૃસિંહાચાર્ય સદ્ગુરુ પણ મળી ગયા. થિયોસૉફીની અસરથી મણિલાલ જેમ પ્રાણવિનિમયમાં રસ લેતા થયા હતા તેમ છોટાલાલ પણ લેતા અને પ્રયોગ કરી જોતા. મણિલાલને પ્રતીતિ થઈ

× "સુદર્શન ગદ્યાવલિ" પૃ. ૩૨૮

• 'શ્રી વિશ્વવંદ્ય વિભૂતિવૈભવ' (પ્રથમ અધિકાર) : શ્રીમતી જયંતીરેટીલિખિત 'વિશ્વવંદ્યશ્રિદર્શન' પૃ. ૩.

કે એ પ્રવૃત્તિ મુમુક્ષુ માટે આવશ્યક નથી અને કદાપિ અહિતકર પણ નીવડે. 'માસ્તર સાહેબ'ને નૃસિંહાચાર્યે કહ્યું, 'આવા પ્રયોગો આપણા સંચિત બળનો ક્ષય કરે છે, ત્યારે યોગશક્તિ બળમાં વૃદ્ધિ કરે છે', ને તેમણે એ પ્રયોગો કરવા છોડી દીધા. સદ્ગુરુશરણ, પ્રાણાયામ પ્રત્યાહાર વગેરે ક્રિયાઓ વડે ચિત્તશુદ્ધિ, ફલાભિસન્ધિ વિના કર્તવ્યપાલન અને એ બધા દ્વારા સ્વરૂપોદયનો પ્રયત્ન, આ બધાં તત્ત્વોનો નૃસિંહાચાર્યના વેદાન્તસિદ્ધાન્તમાં સમાવેશ થતો હતો. એ બધાનું છોટાલાલે પ્રસન્ન વાણીમાં વિવરણ યા પ્રતિપાદન કર્યું છે.* સદ્વૃત્તિ, સદ્વિચાર અને સદાચારની વૃદ્ધિ એ છોટાલાલના ઉપદેશનું તાત્પર્ય હતું. એમની વિચારણા તત્ત્વશોધક કરતાં પ્રબોધક અને પથદર્શક કિંવા નીતિવિષયક હતી. તેનું તત્ત્વવિષયક મધ્યબિન્દુ નીચેના અવતરણથી સ્પષ્ટ થશે, સાથે સુસંસ્કૃત છતાં લોકગમ્ય, સુયોગ્ય દૃષ્ટાન્તથી રોચક, લલિત, ગંભીર ને પરિપક્વ, પ્રસક્ષ ઉદ્બોધક શૈલીનો પરિચય થશે.

'જેમ કૂવામાં ઘડો નાખ્યા વિના તેમાંથી જળ આવવાનો સંભવ આવતો નથી, એમ આપણા પૂર્ણ સ્વરૂપમાં વૃત્તિને વારંવાર જોડીને તેની પૂર્ણતાને આપણા અંતર્બાહ્ય પ્રકટ રાખવાનો પ્રયત્ન સેવ્યા વિના પૂર્ણ થવાનો સંભવ આવતો નથી. ઘડાને કૂવામાં નાંખી તેને જળમાં ડુબાડે તો જ તેમાં જળ આવે છે, પણ તેને પાણી ઉપર હલાવ્યા કરે, અથવા તેને કૂવામાં નાખે જ નહિ તો તેમાં જળ ભરાતું નથી, તેમ આપણા પૂર્ણ સ્વરૂપમાં આપણા અહં–અભિમાનને ડુબાડ્યા વિના, તેમાં તન્મય થયા વિના, તદ્રૂપ જ આપણે છીએ એવો અભ્યાસ સેવ્યા વિના, ઉપર ઉપરથી સ્વરૂપની વાતો કરવાથી, સ્વરૂપાકાર થવાતું નથી. જીવતત્ત્વના કાંઠા ઉપરથી સ્વરૂપામૃતના કૂપમાં પડ્યા વિના સ્વરૂપામૃતનો સ્વાદ શી રીતે આવે? પરંતુ અસંખ્ય મનુષ્યો, આ જીવત્વના કાંઠા ઉપર ઊભા રહી, સ્વરૂપામૃતના કૂપમાં માત્ર દૃષ્ટિ નાંખી, સ્વરૂપામૃતનું પાન કરવા ઇચ્છે છે. તેઓ પોતાના જીવત્વનું એક ક્ષણવાર વિસ્મરણ કરતા નથી. તેઓ પોતાને નિરંતર દોષવાળા તથા અપૂર્ણ જોયા કરે છે. તૃષાથી અત્યંત પીડાયેલા તેઓ કૂપમાં દૃષ્ટિ નાંખે છે, પરંતુ તેમાં યાહોમ કરી ઝંપલાવતા નથી. પોતાના પૂર્ણ સ્વરૂપને, પોતાના બ્રહ્મરૂપને અધિકાર

---

* શ્રી ઉપેન્દ્રાચાર્યનાં ધર્મપત્ની જયંતીદેવીના એક કાવ્યમાં છોટાલાલના સિદ્ધાન્તનો સંક્ષેપ છે:

"સાચા સિદ્ધાન્તને વિચારું, હું, વિશ્વવદના,
સમજી આચારે એ ઉતારું,
એ મુક્તિબારું.
જડ ને અસત્યની તો કલ્પના નિવારું,
સર્વત્ર બ્રહ્મ એવા ભાવને જ પ્રસારું,
હું આત્મબલેથી કદી કશાથી ન હારું,
સામર્થ્ય વધારું.
આત્માના બળથી શમતું સર્વ કાંઈ નઠારું,
સમજી એ બહિરંતરથી ક્લિષ્ટને વિદારું,
ગુરુપ્રબોધથી મુજ જીવનને ઉદ્ધારું,
કરી સારું સારું."

પોતાના એક કાવ્યમાં છોટાલાલ કહે છે:

"કરુણા, મુદિતા, મૈત્રી, ઉપેક્ષા, વ્યવહારે નિત્ય ધારી,
સાધીશ પ્રાપ્ત થતાં કર્તવ્યો અન્તર રહી અવિકારી,
ત્યજી ફલઆસક્તિ, નિત્ય વધારવાનો વિરક્તિ."

વિના તેમાં અભિન્ન થવા પ્રયત્ન સેવવો, એને તેઓ પાપ માને છે. એમ કરવાથી તેઓ છે તે સ્થિતિમાંથી પણ અધમ સ્થિતિમાં આવશે, એવી ભીતિ ધરે છે. 'હું પૂર્ણ શુદ્ધ બ્રહ્મસ્વરૂપ છું. એમ બોલતાં અને માનતાં તેમનું સર્વાંગ ભયથી ધ્રૂજે છે. આમ બોલવાથી, અને આવી ભાવના કરવાથી ઈશ્વરનો મહા અપરાધ થતો હોય એમ તેઓ લેખે છે.

કોઈ મહાનૃપતિના બાળકને દુષ્ટ લોકો વનમાં પકડી જઈ ચોરના બાળક ભેગો ઉછેરી ચોર બનાવે, અને પછી કેટલાક કાળે ચોર થયેલો તે બાળક, કોઈ દયાળુ મહાત્માના ઉપદેશથી પોતાના નૃપતિપણાના જ્ઞાનને પામી પોતાના નૃપતિપણાનું સ્મરણ કરે, અથવા હું નૃપતિ છું એમ બોલે, તો શું તેના પિતા નૃપતિનો તેણે મહા અપરાધ કર્યો, એમ લેખાશે? અને દુષ્ટ લોકોના ભેગો રહેતાં છતાં પણ, શરીરે લૂટારાનાં વસ્ત્ર ધારણ કરવા છતાં પણ અને નૃપતિના ઐશ્વર્યનો અંશ પણ પ્રાપ્ત ન છતાં પણ નિરંતર પોતાના મૂળસ્વરૂપનું ચિંતન કરી 'હું નૃપતિ છું' એમ વદ્યા કરે તો તે વાત જાણી તેનો પિતા શું તેને શિક્ષા કરશે? જ્યારે મનુષ્યનાં લક્ષણવાળા નૃપતિ પણ પોતાના બાળકને આવા વ્યવહારથી શિક્ષા કરતા નથી, પણ ઊલટા પ્રસન્ન થઈ, તેને આ પ્રકારના ચિંતનથી લાગ આવ્યે દુષ્ટોમાંથી ભાગી આવવાના સંભવને સ્વીકારે છે, તો પરમકૃપાળુ ઈશ્વર પોતાના અંશભૂત અને સ્વરૂપભૂત મનુષ્યને જીવત્વમાં રહ્યાં છતાં પણ પોતાના શુદ્ધ સ્વરૂપનું ચિંતન કરતો જોઈ શિક્ષાપાત્ર ગણે એ કેવળ અસંભવિત છે. વસ્તુતઃ 'હું જીવ છું, હું અપૂર્ણ છું, હું દોષવાળો છું, એમ વદવું, અને તે તે દોષોમાં પોતાનો ઓતપ્રોત અનુભવ કરવો, એ ઈશ્વરનો મોટામાં મોટો અપરાધ છે, અને 'હું બ્રહ્મ છું, હું પૂર્ણ છું, હું પુણ્યસ્વરૂપ છું, હું નિર્દોષ નિર્વિકાર છું' એમ વદવું, અને બ્રહ્મત્વનાં તે તે લક્ષણોમાં પોતાનો ઓતપ્રોત અનુભવ કરવો' એ ઈશ્વરની મોટામાં મોટી સ્તુતિ છે. अहं ब्रह्मास्मि એ વેદના મહાવાક્યના અર્થમાં તન્મય થઈ જવું એથી ઈશ્વરની મોટામાં મોટી સ્તુતિ કોઈ છે જ નહિ.

જ્યારે મનુષ્ય પોતાના પૂર્ણ સ્વરૂપની વારંવાર ભાવના કરે છે, અને તેમાં તન્મય થવાનો પ્રયત્ન સેવે છે, ત્યારે તે ક્રમે ક્રમે પોતાના પૂર્ણપણાનો અનુભવ કરે છે. પોતાના અપૂર્ણપણાને વારંવાર જોવું અને તેનું જ ચિંતન કર્યા કરવું, એ જીવત્વના સંસ્કારને દૃઢ કરવાનું સાધન છે; અને જીવત્વનો પોતાને અનુભવ થવા છતાં પણ તે અનુભવની ઉપેક્ષા કરી પોતાના પૂર્ણપણાનું જ વારંવાર ચિંતન કરવું, અને તેનું ભાન હૃદયમાં નિરંતર જાગ્રત રાખવાનો પ્રયત્ન સેવવો, એ પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત થવાનું સાધન છે. સાધનની અવસ્થા જ દર્શાવે છે કે સાધકને સાધ્ય વસ્તુની પ્રાપ્તિ થઈ નથી. સાધ્ય વસ્તુની પ્રાપ્તિ થયા પછી સાધન કરવું રહેતું નથી. સાધ્ય વસ્તુની અપ્રાપ્તિ હોય છે ત્યાં સુધી જ સાધન કરવાનું હોય છે. અને આમ હોવાથી જીવત્વ ધર્મનું પોતાનામાં ભાન કરનાર અભિમાનીને જ પોતાના પૂર્ણત્વની ભાવના કરવાની હોય છે. જીવધર્મને ઓળંગનારને 'હું પૂર્ણ બ્રહ્મસ્વરૂપ છું' એમ બોલવાનું રહેતું જ નથી. આથી જીવત્વ ધર્મવાળા સર્વને પોતાના જીવધર્મની ઉપેક્ષા કરવાનો અને પૂર્ણ સ્વરૂપનું ચિંતન કરવાનો પૂર્ણ અધિકાર છે. પૂર્ણ સ્વરૂપની ભાવના કરવાનો અનધિકાર કોઈને છે એમ નથી.'*

## નથુરામ શર્મા (૧૮૫૮ - ૧૯૩૧)

નૃસિંહાચાર્ય ગદ્યકાર નહોતા તેમ નથુરામ શર્મા પણ, વધારે વિદ્વાન છતાં રસલક્ષી કે સૌન્દર્યલક્ષી ગદ્યકાર નહોતા. પરંતુ નૃસિંહાચાર્યના જેવી જ અસર અમુક વર્ગ ઉપર તેમના ઉપદેશની થઈ હતી.

* [illegible] : "વિચારરત્નરાશિ" પૃ. ૩૨-૩૪

બ્રાહ્મણોમાંનો સાધારણ ભણેલો વર્ગ નથુરામ શર્મા તરફ કાઠિયાવાડ તેમ ગુજરાતમાં ખૂબ આકર્ષાયો હતો. શાંકર વેદાંત અને બ્રાહ્મણોના નિત્યકર્મનો સુમેળ કરવાનો તેમના ઉપદેશમાં સારો પ્રયત્ન હતો નીચેની કંડિકાઓ તેમની વિચારસરણિની ઠીકઠીક નિદર્શક છે

'આ લોકના સુખના સાધનોની ને સ્વર્ગના સુખોના સાધનોની ઇચ્છાનો પરિત્યાગ કરી પોતાનું કર્તવ્ય સમજી શુભ કર્મો કરવાં દુખી ને દીન માણસોની નિરભિમાનપણે પ્રીતિપૂર્વક સેવા કરવી, યથાવિધિ સંધ્યા કરવી ઇષ્ટ મંત્રનો યથાવિધિ જપ કરવો, પવિત્ર અગ્નિમાં યથાવિધિ હોમ કરવો અર્થના જ્ઞાનસહિત બ્રહ્મસ્વરૂપનું ને તેની પ્રાપ્તિના સાધનોનું નિરૂપણ કરનારાં શાસ્ત્રોનું શુદ્ધોચ્ચારથી એકાગ્રમને વાચન કરવું, સગુણ બ્રહ્મની કોઈપણ પ્રતિમાનું પ્રીતિપૂર્વક એકાગ્રમને પૂજન કરવું, યથાવિધિ વૈશ્વદેવ કરવો, પોતાને ઘેર આવેલા અતિથિનો પ્રીતિપૂર્વક યથાયોગ્ય સત્કાર કરવો, શરીરને તથા ઇંદ્રિયોને વશ રાખી શાસ્ત્રમાં કહેલાં વ્રતો મનની પ્રસન્નતાપૂર્વક ભાવ વડે કરવાં, શાસ્ત્રમાં કહેલી રીતે શાસ્ત્રમાં કહેલા પવિત્ર પ્રદેશમાં વા વનમાં જઈ ત્યાં સ્થાપન કરેલી સગુણ બ્રહ્મની પ્રતિમાઓનાં પ્રેમપૂર્વક દર્શન કરવાં, શાસ્ત્રમાં કહેલી પવિત્ર નદીઓમાં શ્રદ્ધાપૂર્વક યથાવિધિ સ્નાન કરવું, અંતઃકરણની પવિત્રતા વધારનારી ને અંતઃકરણમાં પરમાર્થના સાધનોનું અનુષ્ઠાન કરવાનો ઉત્સાહ વધારનારી કથાનું શ્રવણ કરવું, અંતઃકરણની શુદ્ધિમાં ને શાંતિમાં વધારો કરનારાં ભજનો ગાવાં, સદ્ગુરુને બ્રહ્મવેત્તા પુરુષોને અને સગુણ બ્રહ્મની પ્રતિમાઓને ભાવપૂર્વક પ્રણામ કરવા, મન વાણી ને શરીરથી કોઈપણ જંગમ પ્રાણીઓને પીડા ન કરવી, કોઈનું અહિત ન થાય એવું સ્પષ્ટ સત્ય બોલવું, કોઈની કોઈ પણ વસ્તુ ચોરવી નહિ, મન વાણી ને શરીર વડે પરદારાનો ત્યાગ રાખવો, વિહિત માર્ગે પ્રાપ્ત કરેલા દ્રવ્યમાંથી યોગ્ય ભાગ સુપાત્રોને ને દીનજનોને આપવો, શરીરાદિને પવિત્ર રાખવાં, યોગ્ય ઉદ્યોગ કરતાં જે અન્નાદિ પ્રાપ્ત થાય તેમાં સંતોષ રાખવો, ઇંદ્રિયોને તથા અંતઃકરણને નઠારે માર્ગે જતાં રોકી સારા માર્ગમાં જોડવાં, મન વાણી ને શરીર વડે થતાં સર્વે કર્મો પરમાત્માને અર્પણ કરવાં, પદ્માદિ આસનનો અભ્યાસ કરવો નાટક કરવું, અને ઉજ્જાયી, અનુલોમવિલોમ વા ભસ્ત્રિકા પ્રાણાયામ કરવા એ સર્વ ક્રિયાઓ તે ક્રિયા કરનાર મનુષ્યના અંતઃકરણની શુદ્ધિ કરે છે, અને અંતઃકરણની શુદ્ધિ બ્રહ્મરસાયનનું સેવન કરવા ઇચ્છનાર મનુષ્યને ઉપયોગી છે માટે ઉપર કહેલી સર્વ શુભ ક્રિયાઓ અથવા તેમાંથી પોતાનાથી જેટલી બની શકે તેટલી શુભ ક્રિયાઓ સંસારસંબંધી ફલેચ્છાઓનો તથા કર્તાપણાના અભિમાનનો ત્યાગ કરીને બ્રહ્મરસાયનનું સેવન કરવા ઇચ્છનાર મનુષ્યે કરવા યોગ્ય છે

સગુણબ્રહ્મનું ધ્યાન કરવું એ અંતઃકરણની એકાગ્રતાનું સાધન છે, અને અંતઃકરણની એકાગ્રતા અંતઃકરણમાં બ્રહ્મરસાયનનું સેવન કરવાની યોગ્યતા લાવનાર છે, માટે જેઓ બ્રહ્મરસાયનનું સેવન કરવા ઇચ્છતા હોય તેમણે સગુણબ્રહ્મનું ધ્યાન પણ અવશ્ય કરવા યોગ્ય છે

નિર્દોષ ને નિરવધિ આનંદરૂપ બ્રહ્મરસાયન સર્વવ્યાપક છે કોઈ પણ પ્રાણીને, કોઈ પણ નિમિત્તથી કોઈ પણ સમયમાં જે આનંદનો અનુભવ થાય છે તે આનંદ બ્રહ્મરસાયનનું જાણે કે અજાણે સેવન કરવાથી થાય છે'

× × ×

'જ્યારે શુદ્ધ બ્રહ્મરસાયન માયાની સાથે મિશ્ર થયેલાના જેવું જણાય છે ત્યારે તે બ્રહ્મરસાયન ઉત્તમ પ્રકારનું ગણાય છે આ બ્રહ્મરસાયનમાં મલિન સામગ્રી મળેલી નથી પણ ઘણે અંશે શુદ્ધ સામગ્રી

મળેલી છે તેથી આ બ્રહ્મરસાયન લગભગ શુદ્ધ બ્રહ્મરસાયનના જેવું પ્રતીત થાય છે શ્રી મહેશ્વરના, શ્રી વિષ્ણુના કે સગુણ બ્રહ્મના અન્ય કોઈપણ સ્વરૂપના ને શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુના શ્રદ્ધાભક્તિયુક્ત ધ્યાન વડે તે ધ્યાન કરનારના અંતઃકરણને જે આનંદનો અનુભવ થાય છે તે માયાની—શુદ્ધ સત્ત્વગુણની—સાથે મળેલા બ્રહ્મરસાયનનો અનુભવ જાણવો આ બ્રહ્મરસાયનનું સેવન કરનારે આ શુદ્ધ બ્રહ્મરસાયન છે, ને આનાથી ભિન્ન બીજું કોઈ શ્રેષ્ઠ ને શુદ્ધ બ્રહ્મરસાયન નથી એવો દુરાગ્રહ ન સેવવો દુરાગ્રહનો ને અભિમાનનો ત્યાગ કરી, પરમ શ્રદ્ધા ને પરમ પ્રીતિથી જો આ ઉત્તમ પ્રકારના મિશ્ર બ્રહ્મરસાયનનું સેવન કરવામાં આવે તો આ મિશ્રબ્રહ્મરસાયન પોતાના ઇષ્ટ દેવની કૃપાથી વા પોતાના મહા પુણ્યથી માયા દૂર થઈ શુદ્ધબ્રહ્મરસાયનરૂપ પણ થઈ જાય છે

સચ્ચિદાનંદાદિ સ્વરૂપવાળું બ્રહ્મ ના શુદ્ધ બ્રહ્મરસાયન સર્વોત્તમ પ્રકારનું ગણાય છે તેનું અભેદભાવે સેવન કરતાં તે સેવન કરનાર મનુષ્યના અંતઃકરણમાં રહેલા અજ્ઞાનનો ને અજ્ઞાનથી ઉપજનારા સર્વ વિકારોનો નિઃશેષ બાધ થઈ જાય છે આવી સ્થિતિને પામેલા પુરુષ કૃતાર્થ થયેલા ગણાય છે, કેમકે તેમને સ્થિતિની પ્રાપ્તિ થયા પછી કાંઈ પણ કર્તવ્ય બાકી રહેતું નથી'*



* 'ગુજરાતી'નો દિવાળી અંક (સં. ૨૦૦૧)

## વ્યાખ્યાન પાંચમુ

# આનન્દશંકર

પંડિતયુગના ઉત્તમોત્તમ ગ્રંથકાર ને કલાકાર તો ગોવર્ધનરામ પણ ગોવર્ધનરામની વિચારણા મુખ્ય વે સર્જનાત્મક સાહિત્યરૂપે અવતરી છે સસ્કૃતિના સરક્ષણમા તે વિશેષ ફલદાયી નીવડી, કેમકે માત્ર પ્રાચીન જ નહિ, રૂઢિગ્રસ્ત હિંદુ સસારને પણ તેમણે પ્રેમથી નીરખ્યો અને તેમાના સૌન્દર્યથી ગુજરાતને મુગ્ધ કરી દીધો મણિલાલે પક્ષવાદ કર્યો ગોવર્ધનરામે સબળ પક્ષપાત – પ્રેમભર્યો પક્ષપાત – વાચકને રમણીયતાના વાતાવરણમા મૂકીને પ્રેર્યો ગોવર્ધનરામ અને મણિલાલના દેશહિતચિન્તક તરીકે સમાન હેતુ હોવા છતા તેમના વિચારવાહન એટલા ભિન્ન છે કે ગોવર્ધનરામનુ સ્થાન ઇનાયદુ અને અનન્યસાધારણ રાખવુ પડે આથી આનન્દશકરને જ મણિલાલના ઉત્તરાધિકારી ગણી તેમની વિચારણાનો તોલ કરીએ

ગુજરાત કૉલેજમાં સસ્કૃતના પ્રોફેસર થતા મણિલાલ સ વે આનન્દશકરને ૧૮૮૦મા અરસામા સબધ થયો તે મણિલાલના મરણ પર્યન્ત ચાલુ રહ્યો ૧૮૮૦મા આનન્દશકરનો તત્ત્વજ્ઞાનવિષયક કશો નિર્ણય નહોતો, પરતુ કાઈક જિજ્ઞાસાથી થિયૉસૉફી તરફ દોરાયા હતા "પરતુ તે પણ એ મડળ પ્રાચીન આર્યશાસ્ત્રોનુ અધ્યયન અને અન્વેષણ કરે છે એમ સમજીને જ બાકી એના અદ્ભુત ચમત્કાર (mesmerism વગેરેના) એમા મને રસ ન હતો' "સિદ્ધાન્તસાર ૧૮૮૮મા પ્રસિદ્ધ થયો ત્યારે એ ગ્રથનો મોટો ભાગ એકી બેઠકે તે વાચી ગયા અને ગ્રથકર્તા માટે ઘણો આદર ઊપજ્યો 'સુદર્શન'ને 'પ્રિયવદા'ના અકો આનન્દશકરે મગા યા ત્યારે મણિલાલે ભેટ તરીકે મોકલ્યા, સાથે એમ જણાવીને કે "તમે પ્રીવિયસની પરીક્ષામા હતા ત્યારથી હું તમને ઓળખુ છુ" મુરબ્બીના આ મમતાના વચને આનન્દશકરને જીતી લીધા[1]

આ પછી જ શકરાચાર્યના કેવલાદ્વૈતમા આનન્દશકરને નિશ્ચય થયો પણ "સુદર્શન' અને "વસ ત મા નામફેર હતો તે મણિલાલ અને આનદશકરના ભેદનો સૂચક હતો આનદશકર મણિલાલના અધ્યાત્મવિદ્યામા ઉત્તરાધિકારી હતા પણ શિષ્ય નહોતા આનદશકર શાસ્ત્ર વેદાન્તી હોવા ઉપરાત શુદ્ધ કેળવણીકાર હતા મણિલાલ કેવલાદ્વૈતના આચાર્ય–મિશનરી–હતા "આ પત્રનો (વસન્તનો) પ્રધાન ઉદ્દેશ તન્ત્રીના તે તે વિષયના વિચાર વાચકજન પાસે સ્વીકારાવવાનો નથી, પણ વાચકજન . સ્વતત્ર રીતે વિચાર કરતા લાગે એટલી જ પ્રેરણા કરવાનો છે"[2] સુધારાના કે તત્ત્વદર્શનના અમુક સિદ્ધાન્તને બદલે જીવનને વિશાળ ક્ષેત્રમા વગર પ્રણાલિકાએ વહેવા દેવુ[2] એ વસન્તનો ઉદ્દેશ હતો મણિલાલ અને આનન્દશકરની દૃષ્ટિનો વિચારપદ્ધતિનો, તાત્ત્વિક ભેદ આનન્દશકરે પોતે જણાવ્યો છે, અને તેમા અખિલ ભારતીય સસ્કૃતિના પૂજક તથા સાચા કેળવણીકારના દર્શન થાય છે "હુ મણિલાલની માફક પ્રાચીન આર્યભાવનાનો પૂજક હતો, પણ એમની માફક હુ એ ભાવનાનો 'missionary' યાને આચાર્ય ન હતો મણિલાલને એ ભાવના એક સાદા રૂપમાં–અદ્વૈત સિદ્ધાન્તના રૂપમા–દેખાતી હતી, મને એ સકુલ અને

---

૧ આનંદશકર દિગ્દર્શન" પૃ ૪૬૮
૨ પૃ ૪૫૮ ૪૬૧

અનેકરંગી તન્તુઓની બનેલી પ્રતીત થતી હતી, મારે મન અદ્વૈત સિદ્ધાન્ત એ પરમ સિદ્ધાન્ત હોવા છતાં, અન્ય સિદ્ધાંત પણ આર્યભાવનાના જ હતા, અને એની સાથે રાખીને જ વિચારવાના હતા, એમાં લય પમાડવાના કે મિથ્યા લેખી ઉવેખવાના ન હતા આ કારણથી "સુદર્શન" ના વાચકોને અદ્વૈતના પ્રતિપાદનમાં અને ઇતર સિદ્ધાન્તોના ખંડનમાં મ્હારી કલમ મોળી લાગવા માંડી, અને ગાદી ઉપર ચેલાને બદલે એક સ્વતંત્ર લેખક જોઈ એમને અસતોષ પણ થયો "[3] ખુદ અદ્વૈત સિદ્ધાન્તના વિવરણમાં ને વિનિયોગમાં મણિલાલની મર્યાદાઓ આનંદશંકરે બતાવી ને ઓળંગી તે આપણે આગળ જોઈશું ઉપરાંત, ગૃહ, કેળવણી, સુધારો, અર્થકારણ, રાજકારણ, સાહિત્ય, નીતિ, ધર્મ એ સર્વ વિષયને સ્પર્શતી આલોચની આનન્દશંકરની કલમ "વસન્ત" શબ્દની સાર્થકતા સ્થાપતી ઉદાર અને સ્વતંત્ર આજીવન રહી

છતાં ગોવર્ધનરામ અને મણિલાલની જેમ આનંદશંકરના વિચારતંત્રનો પ્રધાન સૂર હતો આર્યભાવનાની પૂજા, અને એ સૂર તત્ત્વવિચારમાં તેમ સમાજવિચારમાં પણ જણાય છે વર્તમાન યુગની–પ્રથમ જગતયુદ્ધ પહેલાના યુગની ઐહિકતા અને વ્યક્તિદૃષ્ટિ જણાવી બંનેની સારાસારતા તે જણાવે છે જનહિતવાદને નામે પાછલે દ્વારથી વ્યક્તિદૃષ્ટિ જ પેસી જાય છે તે બતાવે છે 'જનહિતવાદ સ્વીકાર્યો એટલે વ્યક્તિદૃષ્ટિ મરી ગઈ એમ પણ ધારવું નહિ, જનહિત શેમાં રહેલું છે એનો નિર્ણય દરેક વ્યક્તિએ પોતપોતાના હાથમાં જ રાખ્યો એટલે વ્યક્તિવાદનું દ્વાર ઊઘડ્યું, અને પોતાનું સ્વાતંત્ર્ય સ્વતઃસિદ્ધ રાખી એના ઉપર જનમંડળનો જરૂર પડતો જ કાબૂ કબૂલ કર્યો, એટલે એ વ્યક્તિદૃષ્ટિ થઈ'[4] મનુષ્યની સ્વાભાવિક સુજનતાનો સિદ્ધાંત વાસ્તવિક નથી લોકમાં નિરવધિ વિશ્વાસ મૂકવો યોગ્ય નથી આપણે પોતે જ લોક છીએ અને આપણા દોષો અને આપણી મર્યાદાઓ આપણને પ્રત્યક્ષવત્ છે આપણી પ્રકૃતિ દૈવી તેમ આસુરી પણ છે અને આસુરી પ્રકૃતિના નિરોધ માટે કાયદા વગેરેની યોજના જરૂરી છે વ્યક્તિનું નિરર્ગલ સ્વાતંત્ર્ય સ્થાપવાના સૌજન્યવાદના પ્રયત્નનું પરિણામ રાજકારણમાં અને અર્થતંત્રમાં બળવાન અને અસમાન ગજાવર વહેપારી હરીફાઈના રૂપમાં ભયંકર આવ્યું યુદ્ધોત્તર સમયમાં પ્રગટેલી વિચારસરણિઓમાં આનંદશંકરને શ્રદ્ધા નથી યુરોપ કાલથી મર્યાદિત વસ્તુને જ ઓળખે છે, એશિયા કાલાતીત શાશ્વત વસ્તુને જ ખરી માને છે, અને એ જ ધોરણે સંસ્કૃતિને તપાસે છે આ દૃષ્ટિને શાશ્વતવાદ તે ગણે છે, અને "એ જ અમારી સ્વાભાવિક દૃષ્ટિ હોઈ એ દૃષ્ટિએ અમને જે સત્ય લાગે છે એ જણાવીશું અમને આ પ્રશ્ન જીનીવા (લીગ ઑફ નેશન્સ) કે મૉસ્કો (બોલ્શેવિઝમ) નો નથી લાગતો જીનીવામાં અમને ઘણે ભાગે સ્વાર્થ, દંભ, જૂઠાણું, નમાલા દેખાય છે મૉસ્કોમાં મતાંધતા અને તમોગુણનું સામ્રાજ્ય નજરે પડે છે એમાંથી એકે આ વિશ્વના શાશ્વત નિયમાનુસાર જગતનું રૂડું ભવિષ્ય નિર્મી શકે એમ લાગતું નથી "[5] વળી તેઓ સ્પષ્ટ જણાવે છે કે રશિયાનું રાજ્યતંત્ર હિંદુસ્થાનના આત્મા સાથે બનકે મનુષ્ય માત્રના આત્મા સાથે સંગત થઈ શકે એમ નથી [6] આમ વ્યક્તિવાદના આર્થિક દુષ્પરિણામોનો પ્રતિકાર કરવાને પ્રગટેલી મજિયારાવાદ જેવી ભાવનાઓમાં પણ આનન્દશંકરને શ્રદ્ધા નથી તેનું કારણ મુખ્ય તો એ કે યુરોપી સંસ્કૃતિની ઐહિકતાનો પ્રતિકાર તેમાં તેમને દેખાતો નથી આનંદશંકરના વિચારમંડળમાં, ઐહિકતાનો પક્ષપાત ઇષ્ટ વસ્તુ નથી, ઐહિકતાનો તેમાં તિરસ્કાર નથી પણ પારમાર્થિકતાનો પુરસ્કાર છે બલકે પરમાર્થને અનુરૂપ

---

૩ આનન્દશંકર 'દિગ્દર્શન' – પૃ ૪૬૮ ૪૭૦

૪ 'દિગ્દર્શન' – પૃ ૬૮

૫ "દિગ્દર્શન' – પૃ ૧૦૫-૬

૬ ,, – પૃ ૪૩૬

ઐહિકતાની વૃદ્ધિ તેમને ઇષ્ટ છે ઐહિકતા પારમાર્થિકતાથી અનુપ્રાણિત હોવી જોઈએ અખંડ જીવનનો વિસ્તાર અને સંવર્ધન તેમને ઇષ્ટ છે મનુષ્યની પ્રકૃતિ દૈવી તેમ જ આસુરી પણ છે તેથી તેના ઉત્કર્ષ માટે સ્વતંત્રતા તેમ નિયમન આવશ્યક છે મનુષ્ય મનુષ્યમા શક્તિ, વૃત્તિ, જ્ઞાન આદિમા નિરવધિ ભેદ છે, તેથી અધિકારભેદ ઉત્પન્ન થાય છે, અને તેથી સંસાર-વ્યવસ્થામા એક લાકડીએ સર્વને હાંકવાનું હિતાવહ નથી ધર્મમાર્ગમા, નીતિરીતિમા સર્વ મનુષ્ય માટે એકસરખો સાદો નિયમ હોઈ શકે નહીં સનાતન સત્યના, સનાતન ધર્મના વ્યક્ત સ્વરૂપોમા સત્યને અવિરુદ્ધ એવી અનેક કક્ષાઓનો સમહ થઈ શકે

સર્વ પુરુષાર્થ મધ્યે ધર્મને અગ્રસ્થાન છે અને એની સાથે બીજા પુરુષાર્થો સમન્વિત છે મોક્ષરૂપ મહાપુરુષાર્થ જે પાછળથી સ્ફુટ રૂપે જુદો સ્વીકારાયો તે પણ 'ધર્મ સાથે આન્તર અને જીવંત સંબંધથી જોડાએલો પુરુષાર્થ છે, ધર્મનો નિષેધક પુરુષાર્થ નથી [૭]

"સિપાઈના પહેરવેશ બદલાય તેમ વ્યવહાર અને પરમાર્થના, વા ધર્મ અર્થ અને કામના પહેરવેશ બદલાતા નથી ધર્મના અન્તઃપ્રવેશથી અર્થ અને કામ સપ્રયોજન અને પવિત્ર બને છે ' [૮] પ્રભુ વિશ્વનો અંતર્યામી છે તો આપણા વ્યવહારનો પણ એ જ અંતર્યામી થાય અર્થ અને કામનો ધર્મ દાસ નથી, પણ તેમના ઉપર અમલ ભોગવી તેમને કાર્યમા પ્રેરે છે અને તે કાર્ય ધર્મના અન્તઃપ્રવેશથી સપ્રયોજન અને પવિત્ર બને છે મનુષ્યની સમાનતાના સિદ્ધાન્ત ઉપર નિર્ભર એવી સમાજરચના કે સમાજરચનાના સિદ્ધાન્તો આનંદશંકરને માન્ય નથી, કેમકે વ્યક્તિ વ્યક્તિની પ્રકૃતિની ભૂમિકા ઉપર, અસમાનતા દેખીતી છે, અને ચૈતન્ય રૂપે તેમની સમાનતા નથી પણ એકતા છે અને પાયામા એકતા છે તેથી જ પરસ્પર વ્યવહારના નીતિનિયમો શક્ય છે ' પ્રકૃતિમા જે ઉત્કૃષ્ટ નિકૃષ્ટના ભેદ છે એનો ખુલાસો પ્રકૃતિથી કેમ થઈ શકે ? પ્રકૃતિની પારના જ ( Supernatural ) કોઈક તત્ત્વમાથી એ પ્રકૃતિમા આવેલા હોવા જોઈએ અર્થાત્ આ ઉત્કૃષ્ટતા તે પ્રકૃતિ થકી સિદ્ધ નથી, પણ પ્રકૃતિની પારના તત્ત્વમાથી ઊતરી આવી પ્રકૃતિમા સિદ્ધ છે [૯] વળી વેદાન્ત સિદ્ધાન્તને અનુરૂપ જનતા ( Society ) સિદ્ધાંત તેઓ સ્વીકારે છે જનતા એ જનોનો સમુદાય નથી જનતા એ જ પ્રથમ સિદ્ધ પદાર્થ છે, અને જનો—વ્યક્તિઓ—એ તેના કકડા નથી પણ અવયવો છે વ્યષ્ટિઓ એ સમષ્ટિના વિભાગ નથી પણ અંગ છે [૧૦] જનતાની અખંડતા જ પુરુષસૂક્તમા અભિપ્રેત છે જીવનની સઘળી પ્રવૃત્તિઓ આવશ્યક છે તેમનુ કેન્દ્રભૂત તત્ત્વ તે આત્મા છે, "પણ આમ સઘળી પ્રવૃત્તિઓ કાયમ રાખીએ, અને એમને આત્મામા સમાવીએ, તો પછી આત્મદૃષ્ટિ અને અનાત્મદૃષ્ટિ વચ્ચે ભેદ કયા રહ્યો એમ શંકા થાય એનો ઉત્તર કે અનાત્મદૃષ્ટિ તે તે અનાત્મપદાર્થને ધન, રાજ્ય, સત્તા આદિ—તે તે પદાર્થ રૂપે ગ્રહણ કરે છે આત્મદૃષ્ટિ તે તે પદાર્થની કિંમત આત્માની દૃષ્ટિથી જ—આત્માને સૌના મધ્ય સ્થાને મૂકીને આંકે છે" [૧૧] આમ જીવનની કોઈ પણ હિતકર પ્રવૃત્તિનો ત્યાગ આનન્દશંકરને ખપતો નથી, પણ તેની હિતકરતાનો અન્ત્ય નિર્ણય તે પ્રવૃત્તિદ્વારા આત્માનો ઉત્કર્ષ થાય છે કે નહિ, આત્મા પોતાનુ શુદ્ધ ને વ્યાપક સ્વરૂપ વધુ વધુ

૭ 'આપણો ધર્મ' – પૃ ૫૧
૮ આપણો ધર્મ – પૃ ૧૫
૯ આપણો ધર્મ – પૃ ૫૮
૧૦ 'આપણો ધર્મ —પૃ ૬૧
૧૧ —પૃ ૬૧૧

અનુભવે છે કે નહિ, અર્થાત્ એ પ્રવૃત્તિ, છેવટે આધ્યાત્મિક દૃષ્ટિએ ધર્મ્ય છે કે નહિ તેના ઉત્તર ઉપર અવલંબે છે

સમાજ, નીતિરીતિ, કેળવણી, સાહિત્ય, રાજકારણ આદિ જીવનના સર્વ પ્રશ્નોમા ધર્મને, અખંડ આત્માને કેન્દ્રસ્થાને રાખી આનન્દશંકર વિચાર કરે છે એ એમની અચળ અને અન્ત્ય કસોટી છે પણ મણિલાલમા એ કસોટીનો ઉપયોગ આક્રમક લાગે છે તેમ આનન્દશંકરમા લાગતો નથી. એ દૃષ્ટિનુ દર્શન ખૂંચતુ નથી એ આનન્દશંકરના વ્યક્તિત્વ અને શૈલીની ખૂબી છે. આનન્દશંકરની વિચારણાનો પ્રવર અને નિયામક તત્ત્વ જોતા સમજાશે કે અભિપ્રાયોમા એ ક્રાન્તિપોષક નથી, ઉદાર હિતચિન્તક છે, સુધારક છે, અને નિરૂપણોમા તેમ શાસ્ત્રના અર્થનિર્ણયમા એ ઐતિહાસિક ને તુલનાત્મક વિવેચન કરી ઉકેલ લે છે આજની જ્ઞાતિપદ્ધતિ એ પ્રાચીન વર્ણવ્યવસ્થાની પ્રતિનિધિ નથી તેથી આનન્દશંકર તેની વિરુદ્ધ છે, અને અસ્પૃશ્યતાની પણ વિરુદ્ધ છે માનવતાની તેમ શાસ્ત્રની દૃષ્ટિએ સમાજરચનામા ગૃહનુ મગરૂ સ્થાન સ્થિર અને અબાધિત રહેવુ જોઈએ વ્યક્તિને ઘર જેવુ આશ્રયસ્થાન નથી તો રાજ્યને માટે પણ ઘર જેટલી કોઈ સંસ્થા રક્ષણીય નથી સુશીલ સ્ત્રીપુરુષોના કુટુંબો એ રાજ્યની સંપત્તિ છે, અને એવા કુટુંબમા સ્ત્રીનુ સ્થાન તેના વ્યક્તિત્વના પૂર્ણ વિકાસને અનુકૂળ અને ગૌરવભર્યું હોવુ જોઈએ[12] તદનુસાર, કેળવણીના પ્રકાર અને પદ્ધતિ વિશે મતભેદ હોઈ શકે એ સ્વીકારી આનન્દશંકર સ્ત્રી માટે ઉચ્ચ કેળવણીની અને વિવાહવય અને સમતિવય વધારવાની તરફદારી કરે છે વિધવાવિવાહની એ વિરુદ્ધ નથી, પણ તેને ઘણા સુધારકો જેમ તેઓ ઉત્તેજનને પાત્ર ગણતા નથી

હિન્દુ સમાજરચનાના કેટલાક લક્ષણો ઉપર ઉત્કૃષ્ટતાનો નિર્ણય આપતા ઐતિહાસિક અને તુલનાત્મક દૃષ્ટિથી અસાધારણ ઔચિત્ય આનન્દશંકર દાખવે છે તેનુ એક આકર્ષક ઉદાહરણ હિન્દુઓના અનેકપત્નીત્વના રિવાજની ચર્ચામા મળે છે —[13]

‘એક કરતા વધારે પત્નીનો રિવાજ ઘણુ કરીને પુત્રને અભાવે કે એવા જ બીજા કારણસર હવે (ઉપનિષદ્ સમયમા) વિશેષ પ્રચલિત થયો હશે એમ લાગે છે પણ આ બાબત આપણા પૂર્વજો સામે સખ્ત આક્ષેપ કરતા પહેલા બે વાત ધ્યાનમા રાખવાની છે એક તો એ કે સમસ્ત આર્ય જાતિની પ્રજામા પુત્રો માટે સ્વાભાવિક રીતે જ, તેમ જ સમયની પરિસ્થિતિને લઈ, ઉત્કટ ઇચ્છા રહેતી, બીજુ, સ્ત્રીને છૂટાછેડા આપી દઈને ઘણી પત્નીઓ છતા એક જ પત્ની હોય એવો મિથ્યા દેખાવ કરવામા આવે અને એના ભરણપોષણની જવાબદારી ખસેડવામા આવે તે કરતા ઉપલો રિવાજ ખોટો નહિ ત્રીજુ, આપણા દેશમા પ્રાચીન સમયમા વારાંગનાની સંસ્થા નહોતી, એટલે એક પુરુષને એક કરતા અધિક સ્ત્રીઓ પરણવાનો પ્રસંગ આવે એ પણ સ્વાભાવિક છે પણ આટલો ખુલાસો બહુપત્ની પરણવાના રિવાજની પ્રશંસા કે બચાવ કરવા માટે નથી, પણ કેટલા કારણોથી એ ક્ષન્તવ્ય બને છે એટલુ જ જણાવવા માટે છે ’

૧૮૭૫ પછીના પચીસ વર્ષના ગાળામા ગુજરાતી સમાજની ધર્મવિષયક પરિસ્થિતિ કેવી થઈ આવી હતી તેનું વર્ણન આનન્દશંકરે કર્યું છે[14] કેળવણીની વૃદ્ધિ સાથે બાળકોનો જન્મસિદ્ધ અધિકાર

૧૨ ‘વિચારદર્શન’—પૃ ૧૪૨ ૩
૧૩ “દિગ્દર્શન”—પૃ ૧૩૩
૧૪ ‘આપણો ધર્મ’—પૃ ૪૨૮-૪૩૮

ધર્યો. જિન, બુદ્ધ, શંકર, વલ્લભ આદિ ધર્મપ્રવર્તકોના પરસ્પર વિરોધમાંથી જન્મેલું ધર્મઘર્ષણ ક્ષીણ થયું. 'સુધારાવાળાઓએ' પુરાણ, વર્ણાશ્રમવ્યવસ્થા અને બ્રાહ્મણોના હેતુ વિશે પ્રચલિત કરેલા વિચારોના અનિષ્ટ અંશનો ત્યાગ થયો. કર્મકાંડ અને ધર્મ તરફ કેળવાયેલા વર્ગની દૃષ્ટિની જુદી જુદી કક્ષા હતી. એક વર્ગ ધર્મ તરફ કેવળ બેદરકાર હતો અધૂરી કેળવણીવાળા વર્ગનો કેટલોક ભાગ કર્મકાંડમાં ગૂંથાઈ રહેતો. આ વર્ગમાં આપણે નૃસિંહાચાર્ય અને નથુરામના મોટા ભાગના અનુયાયીઓને તેમજ દ્વારકાપીઠના શંકરાચાર્ય વલ્લભાચાર્ય અને સહજાનંદના ઘણા અનુયાયીઓનો સમાવેશ કરી શકીએ. અધિક કેળવણી પામેલા અને ધર્મ ઉપર આદરવાળા વર્ગના બે વિભાગ છે: એક, કર્મકાંડની વિરુદ્ધ; બીજો, જ્ઞાનને મુખ્ય ગણીને કર્મ ઉપાસના આદિ વસ્તુઓને જ્ઞાનના આવિર્ભાવમાં પ્રત્યક્ષ સ્થાનરૂપ અને સાધનરૂપ માનતો વર્ગ.

આ સ્થિતિદર્શનમાં પ્રાર્થનાસમાજ અને સુધારાવાળાઓ તરફ મણિલાલ કરતાં આનન્દશંકરની દૃષ્ટિ વિશેષ સમભાવયુક્ત, ઉદાર અને સાચી છે. અને કેવળ કર્મકાંડમાં રાચતા અધૂરા કેળવાયલા ઉપર તેમની દૃષ્ટિ મણિલાલને મુકાબલે વિશેષ તીખી છે. પ્રાર્થનાસમાજ ધર્મનું જે પાથેય આપે છે તે આનન્દશંકરને મતે પાતળું પીણું છે અને અન્નની ગરજ સારી શકે તેમ નથી. વળી તે મૂર્તિપૂજાનો વિરોધ કરે છે તે પણ વાસ્તવિક નથી. પ્રાર્થનાસમાજ અને 'સુધારાવાળા'ની મુખ્ય મર્યાદા એ હતી કે તે જનમંડળના હૃદયમાં પૂરું ઊતરી શક્યા નહિ અને ધર્મવૃત્તિનાં વિવિધ સ્વરૂપ હોઈ શકે એ સત્ય તેમણે સ્વીકાર્યું નહિ. તથાપિ તેમની સેવાની કદર કરતાં આનન્દશંકર જણાવે છે કે કર્મકાંડથી અધિક એવા જ્ઞાનનું અને કર્તવ્યબુદ્ધિનું દ્વાર ઉઘાડવાને 'સુધારાવાળાઓને' હાથે લાભકારક પ્રયત્ન થયો છે એ સ્વીકારવું જોઈએ. કર્મકાંડી કહે કે કર્મકાંડમાં પ્રાણવિનિમયનો અર્થ રહ્યો છે તેને સીધો પ્રશ્ન આનન્દશંકરનો આ છે કે "પ્રાણવિનિમય આદિ નામે ઓળખાતી શારીરિક કસરત તે 'ધર્મ'—આત્મા પરમાત્માના સંબંધના 'ધર્મ'—કેમ કહેવાય? હું કર્મકાંડનું રહસ્ય 'પ્રાણવિનિમય' એટલે 'યોગ' રૂપે માનવા કરતાં 'જ્ઞાન' રૂપે સમજવું ઉચિત ધારું છું. મને મનુષ્યજીવનનો ખરો હેતુ યોગથી નહિ, પણ જ્ઞાનથી સધાય છે એ શંકરાચાર્યનો સિદ્ધાન્ત પરમ સત્ય લાગે છે." [૧૫]

તત્ત્વવિચારના બીજા એક બિન્દુમાં પણ આનંદશંકર તેમના "જ્યેષ્ઠ વિદ્યાબન્ધુ" મણિલાલ કરતાં આગળ વધે છે, અથવા સૂક્ષ્મ રીતે જુદા પડે છે. કર્મકાંડ વગરનો કોઈ ધર્મ નથી અને કર્મકાંડથી ધર્મની શક્તિ પકવે થાય છે એમ માનવા છતાં 'અભેદ', 'પ્રેમ', વગેરે શબ્દોનો દુરુપયોગ કરી અજ્ઞાન અને પાખંડ વધારતા કર્મકાંડીઓનો તેમને તિરસ્કાર છે. ભૂતમાત્ર પ્રતિ પ્રેમભાવ એ અદ્વૈત સિદ્ધાંતમાં સમાવિષ્ટ થવું જોઈએ એવું ભાન મણિલાલે કરાવ્યું, પરંતુ પ્રેમનાં સર્વ લૌકિક સ્વરૂપો પરમાત્મપ્રેમ છે વા અભેદાનુભવના પ્રકાર છે એ ભ્રમનું આનંદશંકરે નિરસન કર્યું. ભૂતમાત્ર પ્રતિ પ્રેમભાવનાનું નિદાન જે પરમાત્મદર્શન એના ઉપર ઉપપત્તિપુરઃસર ભાર મૂકવામાં "સુદર્શન"ના તંત્રવાહમાં તેમને જરૂર જણાઈ હતી. [૧૬] "જેમ દરેક હૃદયનો ઊભરો તે કાવ્યનો રસ નથી—એમ હોય તો દરેક લૌકિક રડાકૂટ કાવ્યરસની પદવીએ પહોંચવા જાય—તેમ દરેક 'અભેદ' કે 'પ્રેમ' કે 'રસ'ની વાત બ્રહ્મસાક્ષાત્કાર નથી એ સમજવાનું છે. લૌકિક પ્રેમ અને દિવ્ય પ્રેમ તત્ત્વતઃ એક હોય, અને સમસ્ત વિશ્વ પ્રતિ પ્રેમ,

૧૫ "આપણો ધર્મ" પૃ. ૪૩૩
૧૬ "સુદર્શન"—ઑક્ટોબર ૧૯૦૧

એ પરિણામે પરમાત્મા પ્રત્યેનો જ પ્રેમ છે, તથાપિ પરમાત્મબુદ્ધિથી જે પ્રેમ ઉછળતો નથી તે લૌકિક છે અને તેને બ્રહ્મસાક્ષાત્કાર રૂપે સમજવામાં વ્યક્તિ અને સમાજને ખૂબ હાનિ થવા સંભવ છે.[૧૭]

'આ જે જે સત્ય સુંદર અને સાધુત્વનું દર્શન થાય છે એ વસ્તુતઃ એ પરમાત્મારૂપી સત્ય સુંદર અને સાધુ પદાર્થનું જ દર્શન છે; માત્ર તે તે સત્ય સુંદર અને સાધુ પદાર્થને તે તે રૂપે ન ભજતાં એક અખંડ સત્-ચિત્-આનંદ પરમાત્મા રૂપે ભજવો, એનો સાક્ષાત્કાર કરવો, એ જીવનનો, અસ્તિત્વનો પરમ ઉદ્દેશ—એમાં જ જીવનનું જીવનપણું, અસ્તિત્વનું અસ્તિત્વપણું.'[૧૮]

આનંદશંકરના ચિંતનસંસારના ધાતુરૂપ શ્રદ્ધા અને ભાવના એ છે કે સમગ્ર જીવનમાં, વિશ્વરચના અને જીવનવ્યવહારની પાછળ કોઈ એકતાનું તત્ત્વ છે. સર્વ ગવેષણોમાં તે-વિશ્વતત્ત્વની હો, ધર્મની હો, નીતિની હો કે સાહિત્યની હો—વિચારવિષયમાંની એકતાનું તત્ત્વ-આત્મતત્ત્વ—આનંદશંકર શોધી કાઢે છે, અને તેના ઉપર બુદ્ધિ સ્થિર રાખી, તેની અપેક્ષાએ સર્વ સારાસારતા, ઉત્કૃષ્ટનિકૃષ્ટતા, તારતમ્ય નક્કી કરે છે. આ વિશ્વમાં કોઈ સંવાદ, વ્યવસ્થા, નિયમ લાવનારું તત્ત્વ હશે જ. ચેતન અને અચેતન સર્વ પદાર્થને અસ્તિત્વમાં લાવનાર, તેમની ગતિનું વૃત્તિઓનું પ્રવૃત્તિઓનું પ્રલવસ્થાન કોઈ તત્ત્વ હશે જ. પ્રાણનો પ્રાણ, શક્તિની શક્તિ, સર્વ ભાસમાન પદાર્થોનું અધિષ્ઠાન એક તત્ત્વ છે, તે બ્રહ્મ છે; તે પરમાત્મા છે; તે સચ્ચિદાનંદ છે શ્રુતિમાંથી પોતાનું પ્રિય વાક્ય આનંદશંકર અનેક વાર ઉતારે છે. તેમની સર્વ વિચારણાને સ્પષ્ટ કરતું એ સૂત્ર છે. તેમની વિચારણા એ સૂત્રનાં જાણે ભાષ્ય અને વિનિયોગ છેઃ

यः सर्वेषु भूतेषु तिष्ठन् सर्वेभ्यो भूतेभ्योऽन्तरो, यं सर्वाणि भूतानि न विदुः यस्य सर्वाणि भूतानि शरीरं, यः सर्वाणि भूतान्यन्तरो यमयति, एष त आत्मा अन्तर्यामी अमृत ॥[१९]

આ મૂલગત શ્રદ્ધા કેવલ શ્રદ્ધા નથી પણ તર્કશુદ્ધ છે એ કહેવાની જરૂર નથી. આનંદશંકરના તત્ત્વવિચારમાં બુદ્ધિનો સ્વીકાર છે જ. 'મનુ'ષ્યનો સમગ્ર આત્મા પરમતત્ત્વ સાથે નિકટનો સંબન્ધ ધરાવે છે. એની ઇન્દ્રિયોના વ્યાપાર પરમ તત્ત્વના સિન્ધુ ઉપર જ ચાલે છે. જે જે વિષયોનું એ ગ્રહણ કરે છે એ એ મહાન સિન્ધુ ઉપર તરતા દીપ જેવા, અથવા વધારે ઘટતું ઉપમાન લઈએ તો બુદ્બુદ જેવા છે. ઘટપટાદિ વિષયજાતને એની આસપાસ વિસ્તરતા તેમ જ એના અંતરમાં પ્રવેશી રહેલા અનન્તતાના સાગરથી પૃથક્ પાડી ગ્રહણ કરવા યત્ન કરોઃ એટલે તરત જણાશે કે એના વિના તો તમારી દૃષ્ટિ આગળ કેવળ અંધકાર-જ્ઞાનહીન, વ્યવસ્થહીન, સ્વરૂપહીન કાંઈક (?)-એટલું જ છે, જે 'છે' એટલું કહેવું પણ શક્ય નથી. વળી સમગ્ર વિશ્વનું વિશ્વરૂપે અનાદ્યનન્ત દેશકાળમાં પરસ્પર સંબદ્ધ પદાર્થોની એકતાની મૂર્તિ રૂપે ગ્રહણ થવું આત્મા વિના સંભવે છે? વળી આ આત્મા તે મારો જ (અન્તઃકરણાવચ્છિન્નચૈતન્યરૂપ) આત્મા? મારા (અન્તઃકરણાવચ્છિન્ન) આત્માનું અસ્તિત્વ વિશ્વની કાંઈક અનુભવવિષયતાનો ખુલાસો કરી શકે, પણ વિશ્વ 'છે'—સર્વને માટે 'છે'—એમ એ આત્મામાંથી કેમ સિદ્ધ થાય? માટે એવો આત્મા-પરમ આત્મા-સ્વીકારવો જોઈએ કે જેનું આ સમગ્ર વિશ્વ દૃશ્ય

૧૭ "આપણો ધર્મ"—પૃ. ૩૯, ૪૦
૧૮ 'આપણો ધર્મ'—પૃ. ૨૫૮
૧૯ બૃ० ઉપ. ૩-૭-૫.

છે, અને જેની દૃષ્ટિ સદા યથાર્થ છે, અને જેની એ યથાર્થ દૃષ્ટિ સાથે મારી દૃષ્ટિ મેળવવી એનુ નામ વિશ્વનુ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવુ છે તાત્પર્ય કે જ્ઞાનમા જે પ્રમા–અપ્રમાનો ભેદ પડે છે તેનો એકજીવવાદ સ્વીકારવાથી, અથવા તો અન્તરમા એકતારહિત અનેક જીવોનુ પ્રતિવ્યક્તિ સ્વતન્ત્ર અસ્તિત્વ સ્વીકારવાથી, ખુલાસો થઈ શકતો નથી અનેક જીવો આગળ પ્રમા (યથાર્થજ્ઞાન)ની ભાવના એક જ છે એથી એક આત્માનુ અસ્તિત્વ સિદ્ધ થાય છે'[૨૦] તાત્પય કે અધૂરો જ્ઞાતા અને અધૂરુ જ્ઞાન જ સર્વજ્ઞ આત્માની કલ્પનાને શુદ્ધ ઠરાવે છે

મદ્રાસની ફિલૉસૉફિકલ પરિષદના પ્રમુખ લેખેના વ્યાખ્યાનમા પણ એક સ્થળે આ એક નિર્ણાયક તત્ત્વની શોધ–આનદશકરની વિચારણામા બીજરૂપ તે-જણાઈ આવે છે બરટ્રાન્ડ રસલના એક વિધાનનો ઉલ્લેખ કરી આનન્દશકર વિચારે છે

'Love, beauty, knowledge, and joy of life these things retain their lustre however wide our purview, says Russell Will he inquire why? His own finding is "Because they have value on their own account" It is significant and gratifying that the modern scientist acknowledges that there is a world of values as well as of scientific facts But just as scientific facts would be hopeless jumble in the absence of a principle of unity, so would be the world of values without a single principle of value and underlying and overlying all. Nothing has value on its own account, everything has value on account of Atman, the supreme self, says the Upanishad.[૨૧]

પરમ તત્ત્વ માટે જેમ **य सर्वेषु भूतेषु तिष्ठन्** આદિ મહાવાકય લઈ જાણે તેનો વિનિયોગ આનદશકરે આપ્યો તેમ **न वा अरे सर्वस्य कामाय सर्वं प्रिय भवति आत्मनस्तु कामाय सर्वं प्रिय भवति** એ મહાવાકયમા તેમના જીવનમૂલ્યો અતર્ગત થઈ જાય છે વસ્તુમાત્ર ખરી, પરમ આત્મા તરીકે, સર્વ મૂલ્યોનુ મૂલ્ય તેમા આત્મબુદ્ધિ કેટલી રહી છે તે ઉપર પ્રતિષ્ઠિત છે આગળ સમાજવિચાર અગે આપણે જોયુ કે આચાર્યની આ આત્મદૃષ્ટિ સર્વ પદાર્થની કિંમત આત્માની દૃષ્ટિથી જ આત્માને સૌના મધ્ય સ્થાને મૂકીને પરમ તત્ત્વને **अनु–भववामा** એ કેટલુ અનુકૂલ છે, સહાયક છે, એ દૃષ્ટિથી જ આકે છે

સર્વ અત કરણાદિ – અવચ્છિન્ન જ્ઞાતાઓથી સર્વજ્ઞની ભાવનાનો ઉદય થાય છે અને તે યુક્ત ઠરે છે, તેમ ચિત્ અને અચિત્‌ને એક પરમ સત્ કે પરમ ચિત્‌મા અતર્હિત કરી શકાય, સત્ અને ચિત્‌ના ભાસમાન દ્વૈતનુ અદ્વૈત માની શકાય સત્ અને ચિત્ એક બીજામા સમાયેલા છે, કેમકે જે સત્ ચિત્‌મા પ્રકાશતુ નથી એ શૂન્ય સમાન છે અને જે ચિત્ સત્‌ને પ્રકટ કરતુ નથી એ પ્રકાશરૂપ ચૈતન્ય ધર્મથી રહિત છે અને તેથી શૂન્ય થઈ જાય છે તેથી સત્ અને ચિત્‌નુ અદ્વૈત જ યુક્ત છે[૨૨]

---

૨૦ 'આપણો ધર્મ'–પૃ ૩૧૫-૬
૨૧ "આપણો ધર્મ પૃ ૮૩૭
૨૨ 'આપણો ધર્મ" – પૃ ૧૩૩

આ વિચારગતિમા માયાનો સિદ્ધાત છુપાયેલો જ છે વિકારમાં ચિરંતન તત્ત્વને શોધવાની પ્રવૃત્તિમા, ભિન્ન વસ્તુઓમા અભિન્નતાનો પદાર્થ શોધવામા, ભાસમા ભાસને બાધિત કરતી ભાસનો ખુલાસો આપતી વસ્તુ ગોતવામા, ખરું જોતા, માયાનો સિદ્ધાત એક સ્વીકૃત લઈને જ ફિલસૂફ અને વૈજ્ઞાનિક ચાલે છે અનુભવવિરોધ સ્વીકાર્યા વિના કોઈ શાસ્ત્ર પ્રવર્તી શકતુ નથી માયાવાદ સર્વ શાસ્ત્રના સ્વીકૃતને જ સ્પષ્ટ કરે છે એમ આચાર્ય બહુ આકર્ષક રીતે સમજાવે છે માયાનો સિદ્ધાત અનુભવવિરુદ્ધ છે એમ કહેવામા કંઈ અર્થ નથી કેમકે અનુભવવિરુદ્ધ તો માયાનુ સ્વરૂપ જ છે દેખાય છે તેમ નથી છતા દેખાય છે એ જ માયા છે સમ્યક્ જ્ઞાન અસમ્યક્ જ્ઞાનની વિરુદ્ધ છે એમ કહેવામા અનુપપત્તિ નથી અનુભવવિરુદ્ધતા એ અત્યન્ત કે એકાન્ત અનુભવવિરુદ્ધતા નથી, કેમકે સાચા અનુભવથી ખોટો શમી જાય છે, લુપ્ત થાય છે ' જગતનો આવિર્ભાવ માત્ર માયા જ નથી, પણ બ્રહ્મની માયા છે, અને બ્રહ્મનો વિકાર કે બહિર્ભૂત કાર્ય નથી, પણ માયા છે × × અર્થાત્, જગતથી પર (Transcendent) હોઈ જગતના અતરમા (Immanent) એ વિરાજમાન છે એમ વેદાન્ત–સિદ્ધાત છે પણ આ અન્તરમા હોવુ તે જડની માફક બહિ:સબધ વડે સભવતુ નથી, માટે બ્રહ્મની સત્તાથી જ જગતની સત્તા બની રહે છે એમ કહેવુ યોગ્ય જણાય છે જગત્ 'બ્રહ્મસત્તાનિરૂપિતસત્તા' વાળુ છે, 'મિથ્યા' છે'[૨૩]

ફિલસૂફીના આ પરમ સત્યને અનુકૂળ સમગ્ર જીવન કરવુ એ ધર્મ ધર્મવૃત્તિ મનુષ્યમા સહજ છે પણ ઉત્તમ ધર્મ માગે છે કે પૂર્વોક્ત સત્યનો સમગ્ર આત્માએ સાક્ષાત્કાર કરવો પૂર્વોક્ત સત્યનુ માત્ર બુદ્ધિથી પરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવુ તે નહિ, હૃદય અને ક્રિયાશક્તિ એ સત્યને અનુકૂળ થવા જોઈએ. અર્થાત્ વ્યક્તિના અખડ જીવનમા – તેની ક્રિયામા, તેની લાગણીમાં, તેના વિચારમા એ સત્યનુ સિંચન થવુ જોઈએ "અમુક કર્તવ્ય સબધી સિદ્ધાત જાણ્યા છતા, જ્યા સુધી કર્તવ્ય કાર્ય થાય નહિ ત્યા સુધી જ્ઞાનની સાર્થકતા નથી કર્તવ્યજ્ઞાન મેળવીને તદનુસાર કાર્ય કરવામા પણ જ્યા સુધી અનિચ્છા કે ખેદ જણાય છે અને આનદ આવતો નથી ત્યા સુધી કર્તવ્યભાવના અપૂર્ણ રહે છે"[૨૪] મતલબ કે સમગ્ર ચેતનાને બ્રહ્મની સર્વાત્મકતાનો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી જ્ઞાન પૂર્ણ રીતે જ્ઞાન કહેવાવા લાયક નથી આ અર્થમા જ્ઞાન અને ભક્તિને પરસ્પરની અપેક્ષા રહે છે, અથવા જ્ઞાન અને ભક્તિ સાચા રૂપમા એક જ છે

જ્ઞાન અને સદ્વર્તન સબધી શાકર વેદાન્ત વિશે સેવાતા ભ્રમનુ આનદશકરે સારું નિરસન કર્યું છે જેને અપરોક્ષ જ્ઞાન થયુ છે એટલે કે જેનો સમસ્ત આત્મા અમુક સમજણ અનુસાર થયો છે, જેણે બ્રહ્મભાવ અનુભવ્યો છે તેને જ્ઞાનમા કશુ કર્મરૂપ ઉમેરવાનુ નથી, તે જ્ઞાનમાથી સ્વત 'ઊપજી આવતું કર્મ કરે છે, અને તેનુ કર્મ જ્ઞાનરૂપ જ છે વેદાન્તીનુ કર્મ જ્ઞાનની પછી આવતુ નથી, પણ જ્ઞાનસમકાલીન છે પ્રજ્ઞાની ઉત્પત્તિ અને સ્થિતિ પહેલા રાગદ્વેષથી રહિતપણુ પ્રજ્ઞાના સાધનરૂપ છે, પ્રજ્ઞાની ઉત્પત્તિ પછી જ્ઞાનીના તે લક્ષણરૂપ છે પરોક્ષ જ્ઞાન પણ કેવળ મગજના વ્યાપારરૂપ નથી, તેની અસર પણ વર્તન પર પડે છે અને પડવી અનિવાર્ય છે તે સદ્વર્તનને ઉપકારક છે ખરુ જોતા, આનદશકર સમજાવે છે તેમ, પરોક્ષ જ્ઞાન તે કાચુ જ્ઞાન અને અપરોક્ષ જ્ઞાન તે પાકુ જ્ઞાન છે "પરોક્ષ જ્ઞાન આત્મામા ઠરીને, પોતાને અનુરૂપ વર્તન સુશ્લિષ્ટ રીતે ઊપજાવી, આજ સુધી જે સદ્વર્તન શુભવાસના (પૂર્વના શુભ સસ્કાર અને આસપાસની શુભ પરિસ્થિતિ) ને લીધે એક ટેવ માફક (Instinctive) ઊપજી

૨૩ "આપણો ધર્મ"–પૃ ૧૦૯
૨૪ "આપણો ધર્મ –પૃ ૧૦

આવતું હતુ, એ જ સદ્વર્તનને હવેથી સમજણવાળું (rational) કરી, સમસ્ત આત્માને પોતાના તેજથી રંગે છે, પરિપક્વ કરે છે, એનો આન્તર રસ પ્રગટ કરી આપે છે.' ૨૫

અપરોક્ષાનુભવ એ જીવનનુ પરમ ધ્યેય છે અને નીતિની ભાવના એમાથી જ નિષ્પન્ન થાય છે. કેવળ ત્યાગબુદ્ધિને કર્તવ્યભાવનાનુ સારભૂત રહસ્ય કે બીજ માનવુ યોગ્ય નથી ત્યાગબુદ્ધિમાથી કર્તવ્યભાવના નિષ્પન્ન કરીએ તો સ્વ પ્રતિ કોઈ પણ પ્રકારનુ કર્તવ્ય સભવે નહિ; અને છતા અનિષ્ટ સ્વાર્થના ત્યાગને અદ્વૈત વેદાન્તમા પૂરો અવકાશ છે, કેમકે એ દ્વારા પરોક્ષ અભેદ અપરોક્ષ થાય છે. જે સ્વના ત્યાગથી શુદ્ધ સ્વનો અનુભવ થાય, આત્મા અભાનોર્મિથી ઉલ્લાસે તે વેદાન્તીને ઇષ્ટ જ છે. આવો આત્માનંદ પરાર્થવિરોધી નથી, પરાર્થઉપપાદક છે, એમ આચાર્યશ્રી માને છે ૨૬

અસ્તુ. આપણા વિચારકે ખડનમંડનાત્મક પુષ્કળ વિચારસામગ્રી આપી છે. તેમણે અદ્વૈત વેદાન્તનુ વિવરણ કરી ચિન્તનના અનેક ક્ષેત્રોમા – ખાસ કરીને નીતિવિષયમા – તેનો વિનિયોગ કરી બતાવ્યો છે "તેમણે સર્વાંગી આન્વીક્ષિકી આપી નથી, પણ સર્વ વિષયને સ્પર્શતી નવી દૃષ્ટિ આપી છે. એમણે હિન્દુ ધર્મચિન્તનની નૂતન ભાષ્યકાર પેઠે અભિનવ સમજણ આપી છે એ સમજણ આપણા ધર્મચિન્તનના રહસ્યને જેટલી વફાદાર તેટલી આપણા યુગોના પ્રશ્નોને અનુરૂપ છે. એમના તત્ત્વચિન્તનનુ સ્વારસ્ય પ્રગતિ-અભિમુખ છે, જો કે નવાઈ જેવુ છે કે સબલ પ્રતીતિ લોકસમૂહને થઈ નથી. તેનુ મુખ્ય કારણ એ છે કે જનક્રિયાના સંચનન રૂપે એમના સુધારાવિચાર પરિણમ્યા નથી. તેમના નિબધોમા પણ બુદ્ધિની ભૂમિકા પર વિચારોનુ વિવેચન, અને બનતી, બનેલી હકીકતોનુ રહસ્યદર્શન છે, પણ ક્રિયા માટે ઉદ્‌બોધન નથી પણ તેને જ લીધે તેમના ધર્મચિન્તનમા ભવ્ય તાટસ્થ્ય અને પ્રકાશ લસે છે. તેમણે કેવળ શ્રદ્ધાના અને લાગણીના ગણાતા વિષયમા બુદ્ધિની પ્રતિષ્ઠા કરી. રહસ્યપરામર્શ, ઐતિહાસિક દૃષ્ટિએ ચલાચલ તત્ત્વોનો વિવેક અને ઉચ્ચ માનવતા વડે ભિન્નભિન્ન દર્શનોનો તેમણે અપૂર્વ સમન્વય કરી બતાવ્યો એ સિદ્ધિ ધર્મના વિષયમા ડગમગતા પથિકને, હિન્દુને સવિશેષ, અમર જ્યોતિ રહેશે, એ સિદ્ધિ અગે શિષ્ટ અને સરળ ભાષામા, નાગર ઉદાત્તગંભીર અને પ્રસાદરમણીય શૈલીમા તેમણે જે નિબધો લખ્યા તે ગુજરાતી સાહિત્યમા ચિરજીવિતાના અધિકારી બન્યા." ૨૭

પરંતુ પરિપૂર્ણ દર્શનકારનો, નવેસરથી સમગ્ર જીવનને અવલોકનારનો પ્રકરણબદ્ધ ગ્રથ તેમની પાસેથી એકેય ન મળ્યો, શુ સાહિત્યનો કે રાજકારણનો, શુ નીતિનો, ધર્મનો કે વિશ્વતત્ત્વનો.

★



૨૫. "આપણો ધર્મ" – પૃ. ૩૪૫

૨૬. "આપણો ધર્મ" – પૃ ૨૨૧

૨૭. વિ. ર ત્રિવેદી 'પરિશીલન' – "આચાર્ય આનન્દશંકરનું ધર્મચિન્તન" એ વિષયનો ઉપસંહાર.



માતા – શ્રીમતી જેઠીબાઈ રણછોડલાલ ત્રિવેદી



વિષ્ણુભાઈ – યુવાન વયે



પિતા – શ્રી રણછોડલાલ પ્રાણનાથ ત્રિવેદી

[ ૧ ]

## અખામાં પ્રવેશ

"અખો શું કવિતા કરે, જો વાત ન પહોંચી સરે?"
"વણ દીઠું વેધે તે શૂર."
"ભાઈ રે! વહેતામાં નવ વહિયે."

આપણા મધ્યકાલીન ઉત્તમ કવિ પ્રેમાનંદમાંથી પ્રતિનિધિરૂપ થોડી કંડિકાઓ વાંચીએ. એમાં એની કથન વર્ણન અને ભાવાલેખનની અસાધારણ શક્તિ સહેજે વરતાશે:

"હાર્યો નળ ને પુષ્કર જીત્યો, જઈ બેઠો સિંહાસન જી;
આણ પોતાની વરતાવી પુરમાં, કહ્યું નળને, 'જાઓ વન જી.
વનફળ પહેરો, વન વસો, ને કરો વનફળ આહાર જી;
એક વસ્ત્ર રાખો શરીરે, સર્વ ઉતારો શણગાર' જી.
સર્વ તજી એક વસ્ત્ર પહેર્યું, ઊઠ્યા તવ નળરાય જી;
દમયંતીને કહાવિયું, 'તું જાજે પીહર માંહ્ય' જી.
રુદન કરતી રાણી આવી, બાળક ઝાલ્યાં હાથ જી;
શીર નામી સ્વામીને કહે છે, 'મુને તેડો સાથ જી'.
સુખદુઃખની કીજે વાતડી, એકલાં નહીં સુહાય જી;
હું સેવાને આવું સહી રે, થાકો તો ચાંપું પાય જી.
કંથ કહે, 'હો કામિની, તું આવ્યે મને જંજાળ જી;
તે દુઃખ સઘળું વેઠીએ, પણ ટળવળી મરશે બાળ' જી.
રોતી કહે છે કામિની, 'જેમ છાયા દેહને વળગી જી;
તેમ હું તમારી તારુણી રે, કેમે ન થાઉં અળગી જી.
જો અળગી કરશો, કંથજી, તો પ્રાણ તજું તતકાળ રે;
નળ કહે, 'આવો વન વિષે, તો પીહર વોળાવો બાળ રે.'

(નળાખ્યાન કડવું – ૩૦)

"મોસાળ પધારો રે, મોસાળ પધારો રે,
બાપુઆં મોસાળ પધારો રે, લાડનાયાં બે બાળ,
નમાયાં થઈ વરતજો રે, સહેજો મામીની ગાળ.' મોસાળ૦
હૃદયા ચાંપે રે, રાણી હૃદયા ચાંપે રે,
હૃદયા ચાંપે પેટ, એ છેલ્લું વહેલું લાડ;
'હવે મળવું દોહ્યલું રે; મળીએ તો પ્રભુનો પાડ. મોસાળ૦
થયાં માન વહોણાં રે, થયાં માત વહોણાં રે,
માત વહોણાં દયામણાં રે, નહીં કો રૂડો સાથ;
રૂએ રાણી હૈયે ફાટતે, કોણ માથે ફેરવશે હાથ? મોસાળ૦

મંદિરના ગુરુજી હો ! મંદિરના ગુરુજી !
મંદિરના ગુરુજી સુદેવજી રે ! તમારે ખોળે છે તન;
જઈ કહેજો માહારી માતને રે, જીવની પેર કરજો જતન. મોસાળ૦

પુત્રી-જમાઈ રે, તમ તણાં પુત્રી-જમાઈ,
પુત્રી-જમાઈ તમ તણાં રે, કહેજો વનમાં પૂર્યો વાસ;
જઈ કહેજો માહારા તાતને રે, અમ જોગીનો લેજો તપાસ. મોસાળ૦

ચુંબન કરતી રે, માવડી ચુંબન કરતી,
ચુંબન કરતી માવડી રે, ફરી ફરી મુખ જોય;
હૈયેથી નવ ઊતર્યા રે, દમયંતી રાણી રોય. મોસાળ૦

રૂએ રાણી અતિઘણું રે, વછ સોંપ્યાં ગુરુ-કરમાંહિ રે;
વોળાવ્યાં બે બાળકો રે, ઋષિ સાથે નળરાયે રે.''

( નળાખ્યાન કડવું – ૩૧ )

× × ×

''અરે દૈવ, તેં એ શું કર્યું, ધરમ જતાં કાંઈ નવ ઊગર્યું !
ગયું રાજ, છત્ર, મહિમા ઘણો, ન રહ્યો અંગ સૂત્રનો તાંતણો,
વિહંગમ વસ્ત્ર ગયો રે હરી, દમયંતી આ જોશો ફરી.'
પાછે ડગલે ગઈ સ્ત્રીજન, આપ્યું અર્ધવસ્ત્ર : 'સ્વામી ઢાંકો તન.'
એકેકો છેડો પહેર્યો ઊભે, જાણે તીરથ નાહ્યાં એવાં શોભે;
અન્ન વિના અડવડિયાં ખાય, સતને આધારે ચાલ્યાં જાય.
મહાવનની આવી ઝંખઝાળ, તે સ્થાનક થયો સંધ્યાકાળ;
બેઉં જઈ બેહુ દ્રુમ તળે, ચૂંટી પત્ર પાથરિયાં નળે.
દુઃખની વાત કીધી નવનવી, તવ દમયંતી નિદ્રાવશ હવી;
ક્ષુધા અંગેઅંગ રહી છે વસી, મુખ જાણે પૂનમનો શશી.
નળે દીઠી સતી સુંદરી, નિઃશ્વાસ મૂક્યો બે નયણાં ભરી;
'કાણ દિવસ આવ્યો, શ્રીહરિ ! એ દુઃખ પ્રાણ જાય નીસરી.
વૈદર્ભી વસુધાવશ પડી, દુઃખ નહોતું દીઠું અધઘડી;
ઘણે દોહેલે વરી મેં એહ', રૂએ રાજા જોઈને દેહ.
નખથી નરખતાં જોયું મુખ, ત્યાહારે, લાગ્યું મનમાં દુઃખ;
'શી સગાઈ પરતનયા તણી, દુષ્ટ દમયંતી એ પાપણી.
શી પ્રીત ઉદ્દ દીધો જેણીએ, હું વિના મછ ખાધાં એણીએ;
મલિન મન એનું નિરધાર, કો સમે માહારો કરે આહાર.
ન ઘટે રહેવું એ સાથે મળી,—રાયને ઉપજાવે એમ કળિ,
'તો શમે હૃદયની દાઝ, મૂકું વનમાં એકલી આજ'
બુદ્ધિભ્રષ્ટ મન રાજા તણું, કળિનો પ્રેર્યો ક્રોધે ઘણું;
મનમાંહાં આશકા ગણે, એક વસ્ત્ર પહેર્યું બે જણે.

'મધ્યેથી ચીર ફાડું બળ કરી, થાય શબ્દ, જાગે સુંદરી;
હોય છુરી તો છેદું પટકુળ,' કળિ થયો કાં તું અનરથનું મૂળ.
નળે લીધું છુરિકા શસ્ત્ર, તે વડે વહેર્યું વચ્ચેથી વસ્ત્ર;
કટકા બે એ પટકુળના કરી, ચાલ્યો નળ મૂકી સુંદરી.
ગયો ડગલાં સાત જ ભરી, · પ્રીત શ્યામાની સાંભરી;
નળ વિમાસણ મનમાં કરે, 'એકલડી એ ફાટી મરે.
ધર્યો હું દેવતા પરહરી, વળી વનમાં સાથે નીસરી;
ત્રૈલોક્યમોહન એ માનુની, કેમ વેદના સહેશે રાનની?
ન ઘટે મૂકી જાવું મને:' નળ આવ્યો દમયંતી કને,
દીઠું મુખ અંતર પરજળ્યો, સંભારી મચ્છને પાછો વળ્યો.
કળિ તાણે વાટ વનતણી, પ્રેમ તાણે દમયંતી ભણી,
વિચારે વિચારનિધિમાં પડ્યા, આવતજાવત હિંડોળે ચડયો.
સાતવાર આવ્યો ફરી ફરી, તજી ન જાય સાધુ સુંદરી,
પ્રબળ બળ કળિનું થયું, પ્રેમબંધન ત્રૂટીને ગયું.
'સર્પ કંચુકીને તજે જેમ, મેં દમયંતી તજવી તેમ,
વૃક્ષ પત્રને જેમ પરહરે, પુનરપિ તે અંગી નવ કરે.
જેવું વમનનું રે અન્ન, તેહેવી મારે એ સ્ત્રીજન,
કો સમે મુજને મારે નેટ, હું પે વહાલું એહેને પેટ.
એવું કહીને મૂકી દોટ, ઉવાટે દોડ્યો સાસોટ;
તાંહાં લગી ધાયો ભૂપાલ, રહ્યો જાંહાં થયો પ્રાતઃકાલ.
(નળાખ્યાન કડવું–૩૩)

× × ×

બીજા કથાકવિ શામળમાંથી તેની વિશિષ્ટ શક્તિ દર્શાવતી કંડિકા લઈએ:

"એક દિવસ પુત્રને પારણે, જુવતી ગઈ જલ ભરવા કારણે;
સુંપ્યો નોળને પેલો પુત્ર તુજ સારુ એ છે ઘરસૂત્ર.
રખે એહને રોવરાવતો, રીસ કરી રખે મારતો;
બાળક ઠપકો દેશે મુને, તો હું ગાળો દેઈશ તુંને.
સુંપ્યે બાળ જળ ભરવા ગઈ, વાર ઘડી બેચારેક થઈ;
ચઢ્યો પારણે મોહોટો નાગ, બાળકને ડસવાનો લાગ.
અંગૂઠે વળગે જેટલે, નોળે તે દીઠો તેટલે;
અરે! મારા બંધવને ખાય, એ પાપી કયા નાશી જાય.
એમ કહીને દીધી દોટ, કરડતા પેહેલી ઝાલી કોટ;
મરડી કીધા કટકા સાત, એટલે આવતી દીઠી માત.
વધામણી ખાવા કારણે, આવ્યો નોળ સામો બારણે;
વાચા નહી તે બોલે કેમ? આવ્યો બાહર તે તેમનો તેમ.

મુખ લોહિયાળું ઊંચું કર્યું, જાણે જે માનું હર્ષિત કર્યું;
દીઠું લોહિયાળું મામે મુખ, દાવાનળથી લાગ્યુ દુઃખ
અરે પાપી ! તું કૂડો કાળ, માર્યો મારો નાનો બાળ.
નાખ્યુ બેડું તેણી દીશ, મુવો નોળ ચગદાયું શીશ
ઘરમાં આવી માતા જુવે, પોઢ્યો પારણે બાળક રૂવે.
બોલ્યો બાળક આપોઆપ, મુજને ખાતો તો આ સાપ.
નોળભાઈએ માર્યો આ ઠામ, નહિતર મારુ કરત જ કામ;
એમ કહી ચેતાવી માત, પડ્યા દીઠા કટકા છે સાત
કર્યું કલ્પાંત ને ઘસીઆ હાથ, બળતા માગ્યુ તેની સાથ;
જીવ કેહાડવા તતપર થઈ, શિક્ષા લોકે તેને કહી.
પ્રથમ મન સમજી નહિ માય, હવે હાથ ઘસે શુ થાય ?
તેને વિમાસણુ કરવી પડી, જો ચેતી નહિ પહેલી ઘડી.
એમ સમજાવી કહે છે લોક, હવે દુઃખ કરવુ તે ફોક;"

(શામળ — લક્ષણુદ્ધિની વાર્તામાથી)

સત્તરમા અઢારમા શતકના બે મુખ્ય કવિઓની પ્રતિભા ક્યાંથી પ્રેરણા ઝીલે છે અને પોતપોતાના હૃદ્ગગનનો આવિષ્કાર કરવા કેવી રીતિ યોજે છે તે ઉપરનાં ઉદાહરણોથી દેખાઈ આવશે શામળ કેવળ વાર્તાપ્રવાહ કે ઘટનાપ્રવાહના કૌતુકરસમાં રાચે છે. એને બનાવોમા પ્રધાનપણે અને બોધમા ગૌણપણે મઝા પડે છે. એને ચરિત્રાલેખનની, માનસિક ઝીણવટની કે રસના ઉપચયની પડી નથી જેટલી એને અદ્ભુત રસની, સાહસિક પ્રસંગની, વાર્તાની પડી છે પ્રેમાનંદને વાર્તામા સ્વાર્થ છે; એની પ્રતિભા પણુ કથાવસ્તુ લઈ પ્રવર્તે છે, પણુ વાર્તા કહી નાખવાની એને ઉતાવળ નથી શ્રોતાનો દોડાવ્યો એ દોડે તેમ નથી જુદા જુદા ભાવો નિષ્પન્ન કરવા, તેમા લોકને લેનીન કરવા, તે ભાવોનું તેમની સ્વાનુભવની લાગણી સાથે અનુસંધાન કરાવવુ — તેમના જ પ્રેમનો, વાત્સલ્યનો, શ્રદ્ધાનો, દીનતાનો, વેદનાનો, દુઃખનો, પરાક્રમ ને પ્રસન્નતાનો સાક્ષાત્કાર કરાવવો અને એ રીતે ઉત્તમ આહ્‌લાદ નિપજાવવો એ પ્રેમાનંદનુ ધ્યેય છે આ ધ્યેય માટે તે પૌરાણિક વસ્તુ પસંદ કરે છે એથી અલબત્ત તેની કવિતાને ધાર્મિક રગ લાગે છે જેનુ ય આકર્ષણુ ઓછુ નથી. પૌરાણિક વાર્તા તરફ શ્રોતાની અભિમુખતા પણુ સિદ્ધ જ છે, એટલે માનસિક સંવેદનો, લાગણીઓ ને ઘર્ષણો તથા પાત્રસ્વભાવની ભિન્નતાઓ આલેખવાનુ મોટુ ક્ષેત્ર તેને માટે રહે છે અને તે પરિતર્પક સફળતાથી તે ખેડે છે. અખો, આ બન્ને કવિઓનો પુરોગામી, કંઈ ગુજરાતી કવિતાપ્રવાહથી અળગો રહેલો કવિ નથી ગુજરાતી પ્રાચીન ને સમકાલીન કવિતા તેણે જોઈ છે, તેના સંસ્કાર તેની ભાષા ઉપર પડ્યા છે, અને માણુનો તો તે ખૂબ ઋણી જણાય છે પણુ તેની પ્રેરણાનો વિષય જુદો છે, અને એના ઉત્કટ સંવેદનો, ઉગ્ર લાગણીઓ ને સૂક્ષ્મ વિચારો રજૂ કરવાની એની રીતિ પણુ લાક્ષણિક ને જાણે આઘાત આપી ખેંચનારી છે.

[ ૨ ]

આ સ્વાતંત્ર્ય, વીજળી અને અણુના યુગમા પણુ આપણી પ્રજામાં અસંખ્ય માણુસો જુદા જુદા ગુરુઓના શિષ્યો થયા છે, તેમના પ્રવચનો સાંભળે છે, તેમની પાસેથી કથાવાર્તા કે ભજનો પૂર્ણ

શ્રદ્ધાથી સાભળે છે તેમની આસપાસના અસખ્ય માણસો નાટકસિનેમા જુએ છે, છાપા વાચે છે, સાહિત્ય વાચે છે, નેતાઓના ભાષણો સાભળે છે. અને બીજો એક વર્ગ ગુલબકાવલિની વાતો જેવી નવલકથાઓ કે ચમત્કારપૂર્ણ ડિટેક્ટિવ કથાઓમા રસ લેનાર છે આ ત્રણે ય વર્ગમા સાધનસપન્ન અને ઊજળિયાત ગણાતા વર્ગના પણ લોક હોય છે તે રીતે શામળના શ્રોતાઓ તે પ્રેમાનદના શ્રોતાઓ હોય ને અખાના પણ હોય, અર્થાત્ તે તે પ્રકારની કવિતાના હોય એમ છતા, તે તે કવિતાના શ્રોતાઓના અમુક સમૂહ વિશિષ્ટ પણ હતા આપણી પ્રજાના અમુક વર્ગને પરમ તત્ત્વની વાતો ને સસારની ટીકાનો ખૂબ રસ હતો (આજે પણ એવો મોટો વર્ગ છે) સસારની ટીકા વૈરાગ્યને પોષક બનતી વૈરાગ્યને જ્ઞાનમૂલક બનાવવા અદ્વૈતસિદ્ધાન્ત ચર્ચાતો અને તેની આટીઘૂટીમા ઉતરવુ અને એકમાત્ર સત્ય બ્રહ્મને પામવા માટે સંસારપ્રપચ છોડી ભક્તિપૂર્વક સાધનાનો આદેશ અપાતો એવો ઉપદેશ માત્ર પુસ્તકિયો નહોતો, ગુરુપરપરાનો હતો અને સાધુ કે સ યાસી થઈ જવાની ભાવના સમગ્ર સમાજમા બહુ જ પ્રબળ હતી ઓગણીસમી સદીના અત સુધી તો આ ભાવના કામ કરતી દેખાય છે પછી ત્યાગ, વૈરાગ્ય અને દીક્ષાના સ્વરૂપ બદલાય છે અને આ સૈકામા તો સન્યાસની ભાવના નવો બાહ્ય આકાર ધારણ કરી યુગધર્મને અનુરૂપ થઈ છે રામકૃષ્ણ મિશન એનુ અત્યત ઉજ્જ્વળ દૃષ્ટાત છે

અખાને સમજવા સારુ એ વાત સ્મરણમા રાખવા જેવી છે એક તો મોક્ષની કામના તે સમયમા આજ કરતા વિશેષ વાસ્તવિક કામના હતી, પછી તેને પોષનારા કારણો ગમે તે હોય અને બીજી, એ સસારતરણના બે મુખ્ય ઉપાય લોક સામે હતા વૈષ્ણવમાર્ગી ભક્તિનો અને જ્ઞાનમાર્ગની અદ્વૈત ઉપાસનાનો બને એકમેકને પોતામા સમાવવા આતુર હતા બને આનદમય રહસ્ય તરફ ઢળતા હતા, બનેને સંસારની ઉપરતિ ઇષ્ટ હતી અને તેથી બને માર્ગની કવિતામા વ્યવહાર – પ્રપચનુ સૂક્ષ્મ અવલોકન, તાદૃશ આલેખન અને કટુ વિવેચન દેખાય છે પ્રેમાનદ અને શામળની કવિતા સીધી રીતે સસારી છે અને નીતિ કે ધર્મ તેને ઓપ કે વળ ક આપનારુ તત્ત્વ છે ભક્તોની કવિતા સીધી રીતે ધાર્મિક જિજ્ઞાસુને, મુમુક્ષુને જ ઉપયોગી પણ તેમા પ્રવેશતી સસારની ટીકા તેમા સસારનો, માનવતાનો રસ સીંચી જાય છે આપણે દયારામના "ભક્તિપોષણ' માથી બે કડી લઈએ

યોગી તરે કદા એકલો, હરિજન તારે સહુ સગી,
સિદ્ધ ઉદાસી રહે સદા, હોય સત ત્તદા રસરગી
રગે રસિક સેવે, ગુણ ગાય, પોતે પીએ સુધા, સામાને પાય,
ભક્ત–સ્નેહી સૌનુ સારે કામ, ધ્યાની સાથે કોઈનો નહિ ઠામ

× × ×

હરિજન તે હરિરૂપ છે તેને મૂરખ નિજસમ જાણે,
જેમ શશી સાગરમા હતો માન્યો મીને મીન પ્રમાણે,
મીન પ્રમાણે થયો નહિ સોમ, મકર રહ્યો જળ, તે વસ્યો વ્યોમ,
તેમ વૈષ્ણવ વૈકુઠે જાશે, અધમ તે અહીંના અહીં અથડાશે

અથવા દયારામના રમણીય પદ "મોહનને એટલુ કહેજો" મા કેટલો બધો સસારી રસ ભર્યો છે!—

મધુવત ! કહેજો રે મોહનને એટલુ
સુણ્યુ તે દિવસનો હરખ ન માય,

ભાગ્ય મોટું કન્યા પામ્યા કંસની કિકરી,
પૂર્ણ પુણ્ય વિના એવું કોને નવ થાય.
મધુવ્રત !

× × ×

હરિજનનું વર્ણન કરતાં અખાને ઊલટ આવે છે :

"ભિન્ન ટળે, વસ્તુ મળે—મોટો મહિમા હરિજનનો :
ચૈતન્ય સાગરમાંહી ભેળે; અધ્યાસ ટાળે આ તનનો.

× × ×

આપ સરખો કરી મૂકે એવી સંતની પ્રીત;
જેમ વેહેરો ન કરે વરસતાં—એવી છે ઘનની રીત—
સિંચે સરખા સહુ જનને, તેણે ફળે ભાર અઢાર;
હરિ હરિ તે કરી મૂકે—એવી સંતસંગત સાર."

(અખેગીતા કડવું – ૩૩)

પરંતુ બગભગતને તો તે ઊભો ને ઊભો સળગાવી દે છે :

હરિને કાજે ઘાટ જે ઘડે નિજ સ્વરૂપથી પાછો પડે;
પર્વત કહે, હું પા'ણો લહુ : એ આશ્ચર્ય તે કેને કહું ?

× × ×

જાણપણામાં જાડા થયા, ડહાપણ ડોળી રાબડ રહ્યા.

× × ×

વૈષ્ણવભેખ ધારીને ફરે, પરસાદટાણે પત્રાવળાં ભરે,
રાંધ્યાં ધાન વખાણતા જાય, જેમ પીરસે તેમ ઝાઝાં ખાય;
કીર્તન ગાઈ ને તોડે તોર, અખો કહે જુવાનીનું જોર.

× × ×

નાહ્યા ધોયા ફરે ફૂટડા, ખાઈ પીને થયા ખૂટડા;
જગતપ્રમોદે જાડા થઈ, પણ ઝીણી માયા તે માંહી રહી;
કાય કરે તે ઝીણીનો પક્ષ, તે ઝીણી જાડાનો કરશે ભક્ષ.

× × ×

સમજુ સાખી અરધ ઓચરે, તેની તરોવડ શુ પંડિત કરે ?
પંડિતને પંડિતાઈનુ જોર પણ અંતઃકરણમા અંધારું ઘોર.

સેતાન પણ શ્રુતિને ટાંકે એમ કહેવાય છે. મતલબ કે અનૃત (Evil) સતનો વેશ જ્યાં ત્યાં સજી શકે છે. સતની આડશે એનુ જ રૂપ ધરી અનૃત ઉદ્‌ભવે છે. સંસાર અને જગતની એ વિચિત્રતા કે કરુણતા છે કે સત્યદર્શન, સત્કર્મ, સદ્‌ભાવને ઓથે એનાં જ નામરૂપ લઈ ને અસત્ય અને પાપ પ્રગટ થાય છે અને મનુષ્ય છેતરાય છે. વસ્તુને આધારે એ અવગ્ગુ રહી છે, પણ એનુ વર્ણન કે વ્યાખ્યા થઈ શકે નહિ. તેથી તેને અનિર્વચનીય માયા કહી છે. આ સૂક્ષ્મ વાત અખાએ બરાબર પકડી છે અને ભારતના બહુ ઓછા કવિઓએ એને આવો સચોટ શબ્દદેહ આપ્યો હશે. અખો કેટલી સૂક્ષ્મ દૃષ્ટિવાળો છે તે સમજવા એના માયાવિચારનો ઉલ્લેખ મને પર્યાપ્ત લાગે છે :—

શબ્દજાળ માયાનુ ફંડ, ત્યા નરપશુ પડે મતિમૂઢ,
શણગારી વાણી સૌ ગાય, ત્યા મોહ્યા જીવ સાભળવા જાય

× × ×

પરને વળગ્યો હીંડે અધ, આખ્યાળા નવ વળગે ખધ

× × ×

અનેક રૂપે માયા રમે ત્યા તેવી જ્યા જેવુ ગમે;
વળી જો કોઈ ને જ્ઞાન ઊપજે તો જ્ઞાની થઈ ને ભેળી ભજે

× × ×

ગહન ગતિ છે કાળ જ તણી જેણે જે જે વાતો ભણી
તે તેના પામ્યો પરમાણુ પરછદાની પેરે જાણ
મહા દુર્ધર્ષ, અગમ્ય અગાધ અખા જીવને નાવે સાધ્ય

× × ×

બાજરો જીવ જુગતું શ કરે? પ્રકૃતિ પાપણી પૂઠે ફરે,
જે જે સાધન સાધે સહાય તે જ વાતના મળ બધાય

શબ્દ, જ્ઞાન કર્મ, સાધના સપ્રદાય, દર્શન આદિ સૌના સ્વરૂપ વિકૃત થાય છે ભક્ત, મુમુક્ષુ આદિ સૌ કોઈ ને બાધે છે એની એને ખબર પણ પડતી નથી એવી આત્મવચના અ ઉપજાવ છે માયાનુ આ વ્યાપક, ગતિશીલ અને ભ્રમોત્પાદક સ્વરૂપ છે આથી જ મૂળ વસ્તુ વિશે મુમુક્ષુએ સતત જાગૃતિ રાખવી ઘટે આ નગીના અદ્દભુત કારસ્તાન અખો અખેગીતામા પણ વર્ણવે છે કર્મના ફળ લખનાર તેમ કથનાર પણ માયા છે સ્વર્ગના ભોગ અને નરકના દુ ખ દેખાડનાર પણ માયા છે નમણ, દમણ, વેષ, મુદ્રા, ચૌદ વિદ્યા જાણનાર પડિત, કલ્પનાવિહારી કવિ અને દાનેશ્વરી એ સૌ માયાનો જ પ્રપચ છે મતલબ કે, મૂળ વસ્તુને વિસરાવી દેવાની શક્તિ આ સર્વ ઉત્તમ ગણાતા પદાર્થોમા પૂરેલી છે

વાસ્તવની પકડ અને તેના સચોટ આલેખનની શક્તિ અખામા એટલા મોટા પ્રમાણમા છે કે કવિએ પ્રધાનપણે સસારી રસના કવિ થવા ઇચ્છ્યુ હોત તો થઈ શકત જો કે લાલિત્ય, માધુર્ય અને ગૌરવમા કદાચ તેની કવિતા ઓછી નીવડત પણ એ અટકળની રમત નહિ કરીએ જે ઉદાહરણો આપણે ઉપર જોયા, જેમા કવિની સૂક્ષ્મ વિચારણામા કેવી ગતિ છે તે બરાબર દેખાય છે, તે પરથી લાગશે કે તત્ત્વવિચારના આપણા બીજા મધ્યકાલીન કવિઓમા, પ્રીતમદાસ, દયારામ કે નરસિંહમા પણ, બુદ્ધિની અખા જેવી પ્રભા કે વિષયનુ વિશાળ ને સૂક્ષ્મ નિરૂપણ નથી એ સ્વીકારથી સમગ્રપણે અખા કરતા પ્રેમાનદ કે નરસિંહ મોટા કવિ છે એ અભિપ્રાયને આચ આવતી નથી કવિઓ શુ કરી જાય છે તે પર આપણે નિર્ણય બાધીએ છીએ, તેઓ શુ કરી શકત તે પર નહિ

[ ૩ ]

અખો મુમુક્ષુ છે, કેવલાદ્વૈતનો સમર્થક છે અને તેની સર્વ વિચારણાનુ તાત્પર્ય કર્મ, ભક્તિ, વૈરાગ્યને સમાવતા જ્ઞાન તરફ જ છે આ મનુષ્યની વૃત્તિઓ આ સસારની ઘટમાળ આ વિશ્વનુ વૈચિત્ર્ય જુઓ, તેમા કશી સનાતનતા, સતતા હોય, તો મનુષ્ય અનુભવે છે જે રાગદ્વેષમોહ અને જુએ છે જે સર્જન ને વિસર્જન જીવન ને મરણ, કારણ ને કાર્ય તેનો શો ખુલાસો? વિશ્વમા રૂપ, ગતિ ને પરિવર્ત

દેખાય છે; ચિત્તમાં હર્ષ, શોક, કામ, ક્રોધ આદિ જણાય છે. તે શાને લીધે બને છે? તે કોના નિયમને અધીન? તે સર્વનું અધિષ્ઠાન શું? જગતના આ સૌ પદાર્થો વ્યક્ત શામાંથી થાય છે? કોને આધારે ટકે છે? શામાં સમાઈ જાય છે? સર્વ વેદાન્તીઓનો એક જ જવાબ છે આ બધું બ્રહ્મ છે. તેમાંથી સૌ નીપજે છે, તેના વડે સૌ જીવે છે, તેમાં જ સૌ વિલય પામે છે. આ શરીરી જીવ પણ વસ્તુતઃ તે જ બ્રહ્મ છે અને તેને જ આધારે, તેમાંથી જ શક્તિ પ્રાપ્ત કરીને, વૃત્તિઓ અને કર્મોમાં પ્રવર્તે છે. આ જો સાચું હોય તો જગતના પદાર્થોનો અને વ્યક્તિ વ્યક્તિના અહમ્‌નો બ્રહ્મરૂપે કેમ અનુભવ નથી થતો? નથી થતો તેનું કારણ આપણું અજ્ઞાન છે. આપણો જીવ આવરણો અને મર્યાદાઓ લઈને જ ઉદ્‌ભવ્યો છે અને મર્યાદાઓ અનુસાર જ એ પોતાને અને બાહ્ય પદાર્થોને ગ્રહે છે. આ અજ્ઞાન એ કેવળ બુદ્ધિ વિષયક વસ્તુ નથી. પણ વાસનારૂપે જીવમાં ગૂંથાઈ ગયેલી વસ્તુ છે. બાહ્ય પદાર્થોની સમજણમાં પણ એ અજ્ઞાન, મર્યાદા અને વાસનાના રંગ લાગે છે. સાચી વસ્તુ નથી ભાસી ત્યાં લગી અજ્ઞાન છે જ; એ ભાસતી થાય તેમ તેમ અજ્ઞાન ઓસરતું જાય ને જ્ઞાન પ્રકાશતું જાય પણ વસ્તુના સંદર્ભમાં જ જેનો ઉલ્લેખ થઈ શકે એવા અભાવાત્મક પદાર્થને વાસ્તવિક કહી શકાય નહિ પ્રકાશનું વર્ણન થઈ શકે, અંધકારનું નહિ. "અંધકારનો અભાવ એ પ્રકાશ નથી; પણ પ્રકાશનો અભાવ એ અંધકાર છે." આથી આ અજ્ઞાનનું વર્ણન—એ છે છતાં નથી—એ રીતનું કંઈક કરવું પડે આ તો આપણી મનુષ્યોની દૃષ્ટિએ વાત થઈ. બ્રહ્મની સપાટીથી આપણા અનુભવોનો શો ખુલાસો આપવો? એના સ્વભાવમાં જ એ વસ્તુ રહેલી છે. એ એની લીલા છે. એ એની માયા છે પોતાનું જ પ્રવર્તન મનુષ્યને રૂપ, ગતિ, કારણ ને કાર્ય એ કોટિઓમાં દેખાય, એ એની શક્તિ છે. જીવનું અજ્ઞાન અને ઈશ્વરની માયાનું આમ સમીકરણ થાય છે; અને તેને તરી જવું એ માનવનો મોટો પુરુષાર્થ છે. એમ તરી જતાં અખિલ બ્રહ્માંડમાં સમરસ બ્રહ્મ અનુભવાશે; અગોચર ગોચર થશે; જીવનું જીવપણું જશે અને ઈશ્વરનું ઈશ્વરપણું જશે; ધ્યાતા અને ધ્યેય એક થઈ જશે; સંસાર અને જગત એમાં ઓગળી જશે; દ્વૈતમાત્ર અદ્વૈતમાં વિલીન થશે.

આ તો ચપટી વગાડતાં સિદ્ધ થઈ જાય એવું સુતરું લાગે છે. પણ એમ નથી. આપણું અજ્ઞાન એ કંઈ જીવને વળગેલો કોઈ છૂટો પદાર્થ નથી કે તેને ઊંચકીને ફેંકી દઈએ એટલે નિરાંત. અને એ માયા પણ નવરી બેસી રહે એવી નથી. અજ્ઞાન અને માયા ગતિશીલ ને ક્રિયાશીલ છે; વસ્તુની ઓથે ભરાઈને વસ્તુનો વિપર્યાસ કરે એવી છે. કોઈ પદાર્થ અસત્ય ભાસ્યો. પણ જ્યાંસુધી એ અસત્ય છે એવી શ્રદ્ધાને આધારે આપણી વૃત્તિ અને વ્યવહાર ન ફરે ત્યાંસુધી એ બાબત અજ્ઞાન રહેલું જ ગણાય. દેહ અને ભંગી મનુષ્ય જ છે અને બીજા મનુષ્યો જેમ જ આપણા સમાન વ્યવહારના અધિકારી છે એમ સમજ્યા પછી એ પ્રમાણે વર્તન ન થાય ત્યાંલગી અજ્ઞાન જીવમાં પચેલું જ ગણાય. સંસાર છોડી માણસ સાધુ થાય કે ભગત થાય, પણ જંગલમાં કે મંદિરમાં શિષ્યોની દુનિયા ને પૂજાપાઠનો પ્રપંચ રચે તો એણે સસાર છોડ્યો જ નથી. પેલી માયાએ નવું રૂપ ધરી તેનો કેડો પકડ્યો છે. ભગતને લાગે છે કે મેં મોક્ષનો માર્ગ લીધો છે, પણ એ આત્મવંચના છે. માયાએ એને આબાદ બનાવ્યો છે.

[ ૪ ]

ગ્રોવીસ તત્ત્વ અને પ્રકૃતિનું આ અખિલ વિશ્વ સ્થૂલ દૃષ્ટિથી જોઈશું તો સ્થૂલ જણાશે પણ અંદરની સૂઝથી જોવાશે તો એ બ્રહ્મનો વિલાસ છે. સમગ્ર વિશ્વ વસ્તુની જ વેલી છે.



કુટુંબીજનો સાથે

શ્રી. શાન્તાગૌરી ત્રિવેદી • રમણલાલ ભટ્ટ માતુશ્રી જેઠીબાઈ રમેશચન્દ્ર ઠાકુર વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
ચિ વસતિકા (ખોળામા)

વેલી વિશે ફળફૂલ તે વસ્તુનાં, ફળ થકી બહુ ભાત્ય ચાલે;
વેષવ્યવહાર રંગરીતિ ચલણવલણ, અખંડ મંડળ ચારે ખાણ માલે.
જ્યાં જ્યમ ત્યાં ત્યમ આપ વ્યાપી રહ્યા, સમવિષમ સૌ ભાત્ય એની;
નામ ને રૂપ ગુણ કર્મ સૌ એહનાં, અખંડ અભેદ બુદ્ધિ હોય જેની.
(અખાની વાણી, પૃ. ૧૯૫, પદ ૭૩ મું)

એ જ વાત બીજા પ્રતિરૂપથી અખો સમજાવે છે :
ઘૃતની પૂતલી નખશિખે ઘૃતભરી, ઘૃતના સોળ શૃંગાર સાર્યા;
એમ અભેદ વિચારતાં અખો પદ પામિયો, નામરૂપે રખેરે'તા ભાર્યા.
(અખાની વાણી, પૃ. ૧૯૮, પદ ૭૭ મું)

અખેગીતામાં સત્તરમા અને અઢારમા કડવામાં તત્ત્વનિરૂપણ છે. પરમ તત્ત્વ વાણીથી વર્ણવી શકાય તેમ નથી, કેમકે તે અનુભવથી જ સમજાય તેમ છે. તે પૂર્ણ છે, અખંડ છે, અવ્યય છે, અવિનાશ છે; તેને આદિ, મધ્ય કે અંત નથી; તેને દેશકાળની મર્યાદા નથી. તે સર્વમાં છે, સર્વને નિયમમાં રાખે છે, સર્વનું જીવન છે, પણ છતાં તે અલિપ્ત ને નિરંજન છે.

જેને વર્ણ વેષ ન રૂપ મુદ્રા, તેહ તણા સર્વ રંગ;
છાયા માયા નહિ જેને, તેના જાણો સર્વ ઢંગ.
× × ×
વાણી માંહે જે ન આવે, તેહ તણી સર્વ વાણ્ય;
'નેતિ' 'નેતિ' કરતાં તે રહ્યું; ભાઈ! તેને જાણ્યે જાણ.
કૂટસ્થ આત્મા, બ્રહ્મ કેવળ, તેનો સર્વ પ્રસાર:
જેને વિશેષણ એકે ન લાગે, તે વિલસી રહ્યો સંસાર.
(અખેગીતા કડવું ૧૮મું–૪, ૬, ૭)

આ કૂટસ્થ એકમાત્ર પરમ તત્ત્વ દેખાતા અનેકાનેક પદાર્થોમાં વિલસી રહ્યું છે એ સમજવું કેમ? આપણા પ્રાકૃત અનુભવમાં એનાં એંધાણ કે દૃષ્ટાંતો મળે છે? અખો બરાબર સમજે છે કે દૃષ્ટાંત કે ઉપમા એ દલીલ નથી અને દૃષ્ટાંતાદિથી અવબોધની માત્ર અનુકૂલતા જ વધે છે, પૂર્ણ અવબોધ થતો નથી. પરંતુ સાક્ષાત્ અનુભવની અવેજીમાં ઉપલબ્ધિને સહાયક ઉચિત ઉદાહરણ આપવું એ અખાનો કવિ તેમ વિચારક લેખે ધર્મ બન્યું છે, અને તેમાં તેને લોકપ્રિય બનાવનાર, સૃષ્ટિ અને સંસારના વિલોચક તેમ જ કવિ લેખે પ્રતિષ્ઠા અપાવનાર, તેની આગવી ખૂબી છે. 'અનુભવબિંદુ'માં "ચહુદિશ ચમકે ચંદ"નું કે વનરાજિ પલ્લવિત કરતા વારિધિના વારિનું વર્ણન વાચકને વસ્તુનો બોધ ને કાવ્યોચિત તૃપ્તિ એકસાથે કરાવે છે. બ્રહ્મની અપેક્ષાએ મર્યાદિત સત્ય ગણાય એવા જગત અને જીવના પ્રપંચને કવિ અખેગીતામાં વર્ણવે છે :—

જેમ કાચનું મંદિર રચ્યું નીલ પીત શુભ્ર શ્યામનું—
તે ઉપર તપ્યો સૂર જ્યારે, ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું.
કૈવલ્યસૂરજ તપે સદા, માયા તે મંદિર કાચ.
ઈશ્વર નામ તે તેહનું; પણ જીવ થઈ માન્યું સાચ.
(કડવું ૧૯ મું ૭, ૮)

સામસામાં બે દર્પણ હોય ને જેમ અનંત સૃષ્ટિ "સરજાય" એમ આ જગત અને સંસારની રચના છે. ઈશ્વર, જગત અને જીવો એ સૌ કેવળ બ્રહ્મનો વિલાસ અને વ્યાપ છે. અવિકારી આકાશમાં ભાતભાતનાં વાદળાં દેખાય છે. આકાશ વાદળાંનું કારણ નથી પણ આકાશ વિના વાદળાં સંભવે નહિ, તેમ બ્રહ્મ આ ઈશ્વર, જગત અને જીવનું હેતુ વિનાનું કારણ છે.

વેદાન્તીઓ અવિદ્યા અને માયાનો સિદ્ધાન્ત સ્વીકારવા છતાં સાંખ્યના જગત-ઉદ્ભવનો ક્રમ થોડાઘણા ફેરફાર સાથે સ્વીકારે છે. અનાદિ માયા એ શૂન્યરૂપ કૈવલ્યની સ્વામિની છે, એમ કહો કે સત્‌માં રહેલી ગતિરૂપ સ્ફુરણશક્તિ ચેતના છે. એને લીધે બ્રહ્મ નવા નવા આકાર લેતું લાગે છે. આ માયા ત્રણ ગુણોને જન્મ આપે છે અને એમાં પાછી પ્રવર્તતી રહીને પાંચ મહાભૂતો, પાંચ તન્માત્રા (મહાભૂતોનાં સૂક્ષ્મ તત્ત્વો) ઉપજાવે છે. આ દસ તત્ત્વો તમસ્‌માંથી ઊપજે છે. રજસ્‌માંથી પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો એમ દસ ઇન્દ્રિયો ઉદ્ભવે છે અને સત્ત્વમાંથી મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એમ ચાર તત્ત્વો પ્રગટ થાય છે. આ ચોવીસ પરિણામો ત્રિગુણમયી પ્રકૃતિનાં (માયાનાં) પરિણામો છે. એટલે આ પ્રકૃતિ એ પચીસમું તત્ત્વ છે. એ જેમ સર્વમાં ભરાયેલું છે તેમ પરમતત્ત્વ બ્રહ્મ સર્વમાં સભર છે, પણ તે નિર્વિકાર છે. એના વિના પેલો પ્રપંચ શક્ય નથી, પણ તે સદૈવ "યથારથ જ્યમ-ત્યમ રહ્યો." એ પરમ તત્ત્વ, તત્ત્વનું તત્ત્વ પરમાત્મા છવીસમું તત્ત્વ છે. આમાં મહત્ત્વની બે બાબતો છે. સમસ્ત વિશ્વમાં બ્રહ્મ જ એકમાત્ર સત્ વસ્તુ છે. તેના સ્ફુરણરૂપ માયા છે, જે એનાં સર્વ પરિણામોમાં ઓતપ્રોત રહેતી વાધે છે.

ત્રિગુણ પટેલી; શૂન્ય-સ્વામિની; જેણે ગુણજનમી ઊભા કર્યા;
પછે જનની થઈ જોષિતા, બલ પોષી પોતે વર્યા.
(અખેગીત કડવું ૭ - ૨.)

પરબ્રહ્મ સ્વસંવેદ્ય છે, પોતાથી જ ઓળખી શકાય એમ છે. પરબ્રહ્મરૂપ વહ્નિ "ફટકીને થયો ફરફરો" ત્યારે નાનાવિધ સૃષ્ટિ દેખાવા લાગી. એ વહ્નિ પાષાણ, કાષ્ઠ અને ઘટઘટમાં સમાયેલો છે. માયા જનની થઈ યોષિતા થાય છે એમ કહેવામાં પ્રકૃતિની અનન્ત સર્જકશક્તિનું તાત્ત્વિક દર્શન છે. પ્રકૃતિના અણુએ અણુમાં પોતામાંથી બીજું રૂપ નિર્માણ કરવાનું સામર્થ્ય છે. માયા અમુક તત્ત્વ ઉત્પન્ન કરી અલગ થઈ જતી નથી, એ તત્ત્વના યોગમાં પાછું નવું તત્ત્વ ઉત્પન્ન કરે છે, અને એમ અનન્ત અને અકળ સંસૃતિ ચાલ્યા કરે છે. પરંતુ આની સંસૃતિને બ્રહ્મરૂપે ઓળખવાની, માયાને ઓળંગી જવાની, કશી અનિવાર્યતા છે? એ માટે ભક્તોને ને મુમુક્ષુઓને આવડી આરત શાને? આનો ખુલાસો માયાને જીવની સપાટીથી જોવામાં મળે છે. માયા એ પરબ્રહ્મની શક્તિ છે અને તેના વ્યાપારથી વિશ્વ અને સંસાર ઉદ્ભવે છે એ ખરું; પણ વ્યક્તિને તો તે પરબ્રહ્મના સાક્ષાત્ અનુભવમાં બાધક છે; એ તેને અજ્ઞાનરૂપ જ થાય છે; કેમકે પોતાના અહમ્‌ની પ્રતીતિથી એને બધે અનેકતા જ દેખાય છે. એ પોતાનું સ્વરૂપ જોઈ શકતો નથી અને ઇન્દ્રિયો જે દેખાડે તે જુએ છે અને તેમાં લુબ્ધ થાય છે:

"પરમાત્માને પૂંઠ દઈને આત્મ ઇંદ્રિયને જુએ;
ઇંદ્રિયની દૃષ્ટિ વિષય સામી: એમ આપોપું નર ખુએ."
(અખેગીતા કડવું ૪ - ૭.)

આ મૂઢતાથી જીવના જનમમરણના ફેરા ચાલુ જ રહે છે :

ફરે ફેરા બહુ ભવ વિષે, અને વિષયનો તાણ્યો વહે.

× × ×

કર્મફળ ને જીવ કેરો જોગ માયા મેળવે;
(ને) વિષતૃષ્ણા માંહે મૂકી એમ જંતને જોડવે.
(અખેગીતા કડવું ૬ – ૪.)

[૫]

પરંતુ, ભવસાગર તરવાની દૃષ્ટિએ નહિ પણ પોતાની સમગ્ર શક્તિ વ્યક્ત થાય અને એકાગ્રપણે કામ કરે, સ્વરૂપબોધ અને સ્વરૂપસિદ્ધિ થાય, એવી વૃત્તિ માણસમાં સહજ છે; પણ પદે પદે અજ્ઞાન તેને અંતરાયરૂપ છે. આપણું સ્વાતંત્ર્ય મર્યાદિત છે, આપણું જ્ઞાન મર્યાદિત છે, આપણી લાગણીઓ ને કલ્પના મર્યાદિત છે, અને ગહન વાત એ છે કે ઇચ્છા ન હોવા છતાં કોઈનાથી ધકેલાતા હોઈએ એમ આપણે અશુદ્ધ કે પાપ કર્મ તરફ ઢળીએ છીએ. પ્રકૃતિથી આપણને એવું કંઈ મળ્યું છે જે આપણને ઝંપવા દેતું નથી ને કામ ક્રોધ રાગ દ્વેષ મોહ આદિમાં વ્યગ્ર રાખે છે. નર્યા સામાન્ય વ્યવહારમાં પણ આપણે સત્ય બરાબર જાણીએ ને એમાં શ્રદ્ધા રાખીએ તો યે કેટલી મૂંઝવણ ને યાતનામાંથી ઊગરી જઈએ! આપણી વાસનાઓ જેમ જેમ ઓગળતી જાય છે તેમ તેમ પદાર્થોનું જ્ઞાન સ્પષ્ટ થતું જાય છે અને પદાર્થોનું સ્પષ્ટ જ્ઞાન થતાં વાસનાઓને ઓગળવાનો અવકાશ વધે છે. એટલે આત્મસિદ્ધિને માટે, આપણા અનુભવમાં આવતા પદાર્થોમાં સત્યાસત્યનો અને શુભાશુભનો વિવેક કર્યા કરવો પડે છે. એ વિવેક કરવા માટે આપણી પાસે આત્માનુ જે સાધન છે તે બને તેટલું શુદ્ધ અને પૂર્ણ જોઈએ. મતલબ કે, આત્માના પૂર્ણત્વની પ્રાપ્તિ માટેની ઝંખનાનો અણસારો આપણા વ્યવહારમાંથી જ મળે છે અને તે આપણી સ્વાભાવિક વૃત્તિ છે. એ વૃત્તિ જ આપણને અજ્ઞાન અને માયાને તરી જવાની પ્રેરણા આપ્યા કરે છે.

શાસ્ત્રજ્ઞાનથી, પાંડિત્યથી, વાદવિવાદથી, કર્મકાંડથી, યજ્ઞયાગથી, ધ્યાનધારણાથી, સાંપ્રદાયિક રૂઢિઓ અને આચારોથી માયા તરી જવાય અને પરમાત્માનો અપરોક્ષાનુભવ થાય એમ અખો માનતો નથી. એ બધા ખેલમાં તો અવિદ્યા જ પોતાની રમત રમી જાય છે. તમે રમો છો તે બાજી તો એના હાથમાં છે. સ્વસ્વરૂપની જાણ્ય તો "જાણવિહોણી જાણ્ય" છે; એમાં વેત્તા નથી અને વેદ્ય પણ નથી.

"તેને ઉપમા દીજે કશી, જો તે વડે સર્વ કોય;
જે કહીએ તે અણછતુ, ભાઈ! તે તો તેહ ન હોય.
દૃષ્ટાંત ઉપમા જે જે દીજે, તે તો સર્વ રહે ઓરું.
શું કરે એ બુદ્ધિ બાપડી, જો ચાલ્યાથી દસ ડગલાં પરું?"
(કડવું ૨૩મું ૪–૫)

જીવભાવને ટાળવાની સાચી આરત હોય, પરમ પદ પામવું હોય, ચૈતન્ય-ઘનરાય થવું હોય તો જ્ઞાની ગુરુનુ, બ્રહ્મભાવ પામેલા ગુરુનું શરણ લેવું. તેના પરિચયથી જ બ્રહ્મની ઓળખ થશે. ગુરુ વિના જ્ઞાન નહિ, એ તો આપણો ઠીકઠીક જૂનો ખ્યાલ છે. હરિ, ગુરુ અને સંતની એકતાનો અખાનો

વિશિષ્ટ ખ્યાલ છે. મુમુક્ષુ જીવ બ્રહ્મનિષ્ઠ ગુરુમાં બ્રહ્મની સાન પામશે. ગુરુનું જીવન એવું પવિત્ર છે, એમનુ જ્ઞાન એવું નિર્મળ છે, એમનું હૃદય એવું અનાસક્ત છતાં કોમળ છે કે એમનામાં રહેલો પરમાત્મા શિષ્યને કળાય છે "જેમ રવિ દેખાડે રવિવિંબને તેમ ગુરુ દેખાડે રામ." પ્રકાશના યોગથી જ પ્રકાશિત થવાય; પ્રકાશ સંબંધી વિચાર, વાદ કે વિતંડા કરવાથી નહિ. "દીપથી દીપ થાય આપે સહેલો."

"જેમ અગ્નિસંગે શીત વ્યાપે નહિ :
(જેમ) જ્યોતિ દેખાડે ને તિમિર ત્રાસે;
તેમ ગુરુપ્રતાપે પરબ્રહ્મ ભેટીએ
માયારૂપી આ ઘેહેન નાશે."

(પદ બીજું-૩)

પ્રત્યક્ષ રામ તે તત્ત્વવેત્તા વિષે,
જેમ કુંડળ વિષે કનક દીસે.

(પદ ૮મું.)

હવે સાધનાનો માર્ગ અને દિશા ખુલે છે. મુમુક્ષુનું પ્રથમ લક્ષણ બ્રહ્મજિજ્ઞાસા છે. એ જિજ્ઞાસા ભાવોદ્રેકનુ રૂપ લે તો એને વસ્તુની આરત કહી શકાય. પાણી વિના મત્સ્યની સ્થિતિ હોય એમ પરમાત્માના અનુભવ વિના ભક્તની સ્થિતિ હોય. એને અદ્‌ભુત વિરહાવસ્થા પણ કહી શકાય. વસ્તુ કે પરમાત્મા તરફ સર્વભાવે જવું, એની અવ્યભિચારિણી ઉપાસના કરવી, શરીર મન અને બુદ્ધિના સર્વ વ્યાપારો એના તરફ વાળવા એનુ નામ ભક્તિ. સાચી વસ્તુ પ્રાપ્ત કરવાનો—સાચી વસ્તુ બનવાનો—સર્વથા પ્રયત્ન એ ભક્તિ. અને જે સાચું નથી, અવસ્તુ છે, માયાનો વિલાસ છે તે પ્રતિ ઉપરતિ એનું નામ વૈરાગ્ય. આ ભક્તિ અને વૈરાગ્યની પાંખો વડે સાધક ચિદાકાશમાં ઊડે છે, અર્થાત્ બ્રહ્મના પૂર્ણ સાક્ષાત્કાર તરફ એની ચેતનાની ગતિ થયા કરે છે. "પરબ્રહ્મ રહે ને પોતે (જીવભાવ) ખપે." [ક. ૧૦] એને સારુ આ સાધનામાર્ગ અખો સ્વીકારે છે. સદ્‌ગુરુએ ચીંધેલા માર્ગે જે ભક્ત જાય છે તે સર્વત્ર ભરપૂર પરિબ્રહ્મ દેખે છે. આવા હરિભક્તને વર્ણવતાં અખાની જીભટ માતી નથી. કવિને હરિભક્તની આત્મિક સ્થિતિનુ પ્રતિભાન થાય છે :—

"દેખે: નેત્ર પરબ્રહ્મનાં. પરબ્રહ્મના કર્ણ મંત્ર.
પાદ પાણિ પરબ્રહ્મના. પરબ્રહ્મ દાતા ને પાત્ર.
જળે પરબ્રહ્મ. સ્થળે પરબ્રહ્મ સ્વર્ગ મૃત્યુ પાતાળ
ગિરિ ગહ્વર વન વાટિકા પરબ્રહ્મ જાળ ને માળ :
પરબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલું, એમ દેખે તે ભરપૂર.
જ્યિહાંત્યિહાં દેખે હરિ, ભાઈ, જેનાં પડળ થયાં હોય દૂર."

(કડવું ૧૦મું, ૭-૮-૯)

ભૂતમાત્ર તરફ હરિભક્તની દૃષ્ટિ પ્રેમ અને કરુણાએ ભરી છે :—

"'મા'રો રામ રમે છે સર્વ વિષે'—એમ હેતે હીસે મન :
હરિ કહે, એ સાંભળે હરિ. હરિને સોપે તન.
નિત્ય રાસ નારાયણનો, દેખે તે અનંત અપાર;
× × ×

"નવનીત સરખું હૃદય કોમળ કહીં ન માયે હેત;
આંખ માંહે અમૃત ભર્યું, હરિભક્તિ કેરું ખેત."
ખાતો પીતો બોલતો દેખતો સઘળે રામ :
વેધ્યું મન રહે તેહનું. શીતળ સંસારી કામ.
(કડવું ૧૧મું)

કથન, જ્ઞાનવાર્તા, દલીલ, દૃષ્ટાંત આદિની પાર જતું કવિત્વ કેમ સ્ફુરી આવે છે તેનું આ સુંદર ઉદાહરણ છે.

આવો જ ઊર્મિનો ઉછાળાટ અખેગીતાને અંતે કવિ અનુભવે છે, જે આપણા સૌ વિવેચકોને પ્રિય થઈ પડ્યા છે :

"અભિનવો આનંદ આજ: અગોચર ગોચર હવો એ.
પ્રપંચપાર મહારાજ — તે પૂર્ણ બ્રહ્મ રતવું હું એ.
× × ×
સ્વયં ચૈતન્યઘનરાય, શૂન્યમાં સોહામણો એ;
તે ના'વે વાણી માંહે, તે નહિ વિરાટ ને વામણો એ.
× × ×
તિહાં હવું મન લયલીન, જહીં ચૈતન્ય સભર ભર્યું એ."
(અખેગીતા પદ ૧૦)

કેવલાદ્વૈતની વિચારધારામાં આકાશમાંના વિહંગમ જેવી અખાની ગતિ છે. એની પકડ અદ્ભુત છે. એને એ આન્વીક્ષિકી પચી ગઈ છે. એ તત્ત્વવિચારને રાગની ભાવના સાંપડતાં પૂર્વોક્ત પંક્તિઓ જેવી રમણીય કવિતા અખામાં ઊભરાઈ આવે છે. ચિન્તનને કલ્પના અને ઊર્મિની ભાષા મળતાં 'સરે પહોંચે' એવી કવિતા પ્રકાશે છે.

"શાં શાં રૂપ વખાણુ, સંતો રે, શાં શાં રૂપ વખાણું?
ચંદા ને સૂરજ વિના મારે વાયું છે વહાણું. સંતો૦
નેજા રોપ્યા નિજ ધામમાં, વાજાં અનહદ વાજે;
ત્યાં હરિજન બેઠા અમૃત પીએ, માથે છત્ર વિરાજે. સંતો૦
× × ×
વિના રે વાદળ, વિના વીજળી, જળ સાગર ભરિયું;
ત્યાં હંસરાજા ક્રીડા કરે, ચાંચે મોતીડું ધરિયું. સંતો૦
× × ×
ઝગમગ જ્યોત અપાર છે, શૂન્યમાં ધૂન લાગી;
અખો આનંદશું ત્યાં મળ્યો, ભવભ્રમણા ભાગી. સંતો૦
(અખાની વાણી, પદ ૫૩મુ)

[ ૬ ]

અખાના કાવ્યવિસ્તારમાં આવી ભાવ-ઉદ્રેકની કવિતા ઓછી છે, એમ છતાં અખાની મઝા અખાની જ છે. એક તો એની વાણીનું આખાબોલાપણું, અણિયાળાપણું, પ્રગલ્ભતા અને પૌરુષ આપણને મૂઢ કરી દે છે. એની વાણીનું વૈચિત્ર્ય છક કરે છે. અખાની કવિતામાં આવતા જગત અને

સંસારના એના વિચારો, કટાક્ષો, તત્ત્વનો આગ્રહ અને મિથ્યાત્વની નિર્વ્યાજ ભર્ત્સના સંસ્કારી તેમજ ગામડી ભાષામાં તે વહાવે છે. ઉપમાઓ, દૃષ્ટાંતો અર્થક્ષમતાથી અને સંક્ષિપ્તતાથી જાણે રૂપાસોનાની ઢાળેલી લગડીઓ લાગે છે. એનાં વચનો ઘણી વાર સામસામાં તોળાતાં ઝૂલતાં હોય એમ જણાય છે. વૈચિત્ર્યનિરૂપણનું આકર્ષણ જેવુંતેવું નથી. સન્ધ્યાએ પશ્ચિમમાં આકાશની રંગબેરંગી ચિત્રવિચિત્ર છટાઓ દેખાય, એમ સૃષ્ટિ અને સંસારનાં પારવિનાનાં દૃશ્યો ચમકાવતો ચમકાવતો અખો કવિતા રેલાવતો જાય છે. એનો પ્રધાન હેતુ તત્ત્વપ્રતિબોધનો છે, પણ એ સાધતાં પોતાના વિપુલ અનુભવની ચિત્રમય સામગ્રી કુશળ બાજીગરની જેમ વાચકની આંખ આગળ એ ધરતો જાય છે. "સામેસામાં બેઠાં ધૂડ", "આંધળો સસરો ને સણગટ વહુ", "અખા ઊછળી ભાંગવો પાગ", "પછે ઘેર રહેજે કે જાજે વને", "એકને આપે એકનું ઝરે", "સકલ જીવ શણગાર્યા ઘણું", "મરડે મૂછ પણ માંહે કલીબ", "ભરચે ગરચે માણચો આફરો", "વણદીઠું વેધે તે શૂર", "વેલ ન દીસે દીસે પાન", "બાજી અખા રમાડે મન", "ઉધ્યા બરસે પંડિત કવિ", "અખા મૂવો તે નિરભય રૂહે", "શણગારી વાણી સૌ ગાય", "મરતું દીસે તે નોહે મર્ત્ય", "કોઈ વર્ણું વેષ અહંકારે મરે", "એક એક પેં હૂંકી રહ્યા", "ત્યાંથી ટાંક ન પામે ધૂળ",— આ સર્વ વચનોમાં રંગબેરંગી દુનિયાનું દર્શન અખો અનાયાસે અને અવાન્તર પરિણામરૂપે કરાવે છે. "શ્વાન શૂકર બિડાલ ખર, તેના ટોળાનો જે જંત, તેને મૂકે હરિ કરી"; "જાહ્નવી ને વોહોકળો; બાવનાચંદન ને કેરડો"; "જેમ મર્કટ હીંડે માગતો", "બાલકની ઢિંગોલિયો"; રવિ ને રવિધામ; અજાનું દોઢ; કૂલીનો આહાર; બદરીનો વેપાર; સરિતા ને સિંધુ; અગ્નિ ને જ્યોતિ; નીરથી વિછર્યું મીન; "ગિરિ ગહ્વર વન વાટિકા"; પાલો ને પાણી; નવનીત ને તૂપ; આકાશ ને અભ્ર; ધનની રીત; છીપની રત;–આ બધુ સંસાર અને પ્રકૃતિદર્શનના આપણા સંસ્કાર જગાડી કૌતુક પ્રેરે છે. જ્યાં કવિ પોતાનાં પ્રતિરૂપો વિસ્તારે છે ત્યાં તેની સ્વાભાવિકતા ને તાદૃશતા રમણીય બને છે. માયાની છેતરપિંડી વર્ણવતાં કવિ કૂતરાનુ વર્ણન કરે છે:—

> "બાળક જ્યમ રમાડે શ્વાન, દૂર થકી દેખાડે ધાન;
> પૂંછ હલાવે, ચાટે લાળ, ઊંચું કરી ભરાવે ફાળ;
> લલચાવ્યો દેશાન્તર જાય, અખા એમ રમાડે માય."

એથી પણ વિશેષ તાદૃશતા ખાટકી અને બેરીના વર્ણનમાં છે.

> "વાત્સલ્ય જાણી વામદક્ષિણ વણદોર્યો કેડે ફરે,
> તેને મહાજન મુકાવવા કરે તો ય તે સાથ જવનને સંચરે."
>
> (અખેગીતા, કડવું ૫)

વળી,

> "આકાશ વિશે જેમ અભ્ર નાનાં થાય જાય, પાછાં ફરી—
> નીલ પીત ને શ્યામ ઉજ્જ્વલ રકત ભાત અનંત
> વિચિત્ર પેરે વિલસે; વળી ત્યાં હાં જ આવે અંત—"
>
> (અખેગીતા, કડવું ૨૧)

> "વારિધિ કેરું વારિ ચાર દિશ મધ્યે ચાલે;
> પૃથ્વી પર પથરાય; વનરાજિ સહુ ફૂલે ફાલે;
> ઊગરતું રહે અંબુ સર્વ ઢળી આવી ઢાળે
> તે નદી નામ ધરાય; ન્હાય સહુ; મહિમા ભાળે

ગર્વભરી ગાજે અખા ! શરૂ ન લહે સરિતા સહી;
જેમ સાગર તેમ શ્રીહરિ વચ્ચે જીવનદી વહી."
(અનુભવબિંદુ ૧૧)

ઉપરનાં ઉદાહરણોમાં અલંકારતત્ત્વ વીસરીને, કવિના પ્રયોજનને ભૂલીને પણ આપણે કવિતા માણી શકીએ છીએ. એના પ્રયોજનને સાધવામાં અર્થાત્ અલંકારની કાર્યક્ષમતામાં પણ તેને અસાધારણ સફળતા મળે છે. સદ્ગુરુના પ્રત્યક્ષ પરિચયથી શિષ્યનું હૃદય પ્રસન્ન થાય છે એ વર્ણવવા કવિ કહે છે :—

"જેમ શરદકાળે અંબર ઓપેઃ નીર નિર્મળ હોય ઘણું,
—સદ્ગુરુ સંતપ્રતાપ પ્રાપે એવું કરે મન જંત તણું."
(અખેગીતા, કડવું ૩૯)

ઘનની રીતે પ્રવર્તના સદ્ગુરુને વર્ણવતાં વરસતા પર્જન્યનો ધ્વનિ કવિ સાધે છે. અવિદ્યારૂપ પ્રપંચને અયોગ્ય રસ્તે ફિટાવવા જતા એ અળગો થતો નથી, જ્ઞાનથી જ અળગો થાય એ દર્શાવવા અખો મરીચિજલ સંભારે છે :—

"પ્રપંચ કેરું પેખવું—તે મરીચિજળવત સદાઃ
તે ઉલેચ્યે ઓછું ન થાય, એમ સમજ્યે શ્રમ ગયો તદા."
(અખેગીતા, કડવું ૩૯)

જીવને જ્ઞાનની આરત હોય તો ક્યાંકથી પણ જ્ઞાનપ્રસાદ તેને મળશે, જેમ છીપની સુરત્યનો તાણ્યો પર્જન્ય વરસે છે. કોઈ કોઈ વખત અખાની વાગ્મિતા વેગીલી થાય છે અને આપણે એની સાથે ત્વરાથી ગતિ કરીએ છીએ. કવિ શૂન્યવાદીનો વિરોધ કરે છે :—

"ધૂંધવાતો ધોખે ભર્યો — તે શૂન્યવાદીનો વાદ—
ધૂમ્રભર્યો અતિ ધૂખળો, તે ચાલ્યો જાય અનાદિ.
તે કાષ્ઠ નોહે, કૃશાનુ નોહે, અને કરે તે ઘોર અંધારઃ
દારુનાં દલથી ટળ્યો, અને ઝળક્યો નહિ લગાર."
(અખેગીતા, કડવું ૨૫)

કૂટસ્થ આત્મતત્ત્વ નહિ સ્વીકારનાર સિદ્ધાન્તની કવિએ આબાદ ઠેકડી ઉડાવી છે. ધૂમાડાની શી સાર્થકતા ? ન રહ્યો તે લાકડું અને ન થયો તેનો પ્રકાશ. એવી શૂન્યવાદની ફિલસૂફી છે. જીવન્મુક્તને જગત અને સંસારમાં કશો અવરોધ રહેતો નથી તે દર્શાવવા મીન ને નીરનું પ્રતિરૂપ કવિ ઉપાડે છે :—

"ભૌતિક ભાવના ટળી તેને ભાસ્યું ચિદ્ આકાશઃ
રોધ ન પામે મીન જેમ—તેને નીર મધ્ય અવકાશ—
નેત્ર ઉઘાડે ને ગતિ કરે, ભરે તે શ્વાસોશ્વાસ.
તેને નીર ફીટીને નભ થયું, જે આપ રહે અવકાશ."
(અખેગીતા, કડવું ૧૪)

નીર ફિટાવીને નભ કરવાનો અખા જેવો સમર્થ પ્રપંચ ગુજરાતના કોઈ મધ્યકાલીન કવિએ કર્યો નથી. એના વિચારો, એનાં અવલોકનો, એની દલીલો, એનું જ્ઞાન, એના કટાક્ષ, એની ઊર્મિ સૌ ઉચિત પ્રતિરૂપો દ્વારા ચિત્રાત્મક, મૂર્ત, ગતિશીલ ને ધ્વનિશાલી બને છે. સર્વદા આકર્ષક અને વારંવાર રમણીય એવાં પ્રતિરૂપોથી બુટ્ટાદાર બનેલી આ કવિતામાં શૂર અખાએ અણદીઠું ખરે જ વીંધ્યું છે.

[ ૭ ]

વેદાન્તની સાધનાએ અનેકાનેક જીવોને મુક્તિ અપાવી છે અથવા જીવનમાં પુરુષાર્થનું કેન્દ્ર આપી સ્થિરતા, સ્વસ્થતા ને સમતા આપ્યાં છે. ઉપરાંત તેણે દેશમાં વિચારની આહ્લાદક મુક્તતા, સૂક્ષ્મતા, ઉડ્ડયનશીલતા આપ્યાં છે જેનું સુભગ દર્શન અખાની સમગ્ર કવિતામાં સહેજે થાય છે.

સંસ્કૃત કાવ્યશાસ્ત્રની પરિભાષા યોજીએ તો આપણે અખાની સ્વભાવોક્તિ, વક્રોક્તિ ને ભાવોક્તિ (રસોક્તિ) વિલોકીએ. એમાયે અખાની વિશિષ્ટ ખૂબી વક્રોક્તિમાં વરતાય છે. વક્રોક્તિ એટલે કથનની ચમત્કારક ખાસ ભંગિ. કવિને ઘણું કહેવાનું છે. એ મનોગત વિચારપ્રધાન નથી, અનુભૂતિ છે; અર્થાત્ મનોગતમાં અખાની સમગ્ર સંવિત્ પરોવાઈ છે. એનું નિરૂપણ આપણે ચોંકી જઈએ એ રીતે કરે છે—આપણી નીતિરીતિ દંભ પાખંડને ઝાપટમાં લે છે તેથી જ નહિ, પરંતુ તેનું કથન ઘૂંટેલું ને ધારદાર બને છે તેથી. સામાન્યપણે કહીએ કે ચિત્રો માટે છપ્પા, સૂત્રો માટે પદ્ધરી ચોપાઈ, વિચારવહન માટે દેશી, ભાવાવિષ્કાર માટે પદ, એમ વિવિધ રચનાઓ તેને બરાબર ફાવી છે. ઉપમેય અને ઉપમાન, હૃદ્ગત અને તેને ચિત્રિત કરનું પ્રતિરૂપ એવાં ઓતપ્રોત થઈ જાય છે, એટલાં સમાસોક્ત છે, એવાં સમાન્તર વિસ્તરે છે, કે વિશ્વના પદાર્થો એની વિચારણા માટે જ સર્જાયા હોય એમ ભાસે. બીજી રીતે કહીએ તો તે પદાર્થો અખાની વિચારણાથી ભાગ્યા થઈ જાય છે. એને જાણે એ પદાર્થોમાં રહેવાને ને નામ પામવાને ચિર સ્થાન મળી ગયું છે! એ દ્વારા વિષયને અનુરૂપ સૂક્ષ્મતા ને વિશાળતાની પ્રતિપત્તિ તે કરાવે છે. પ્રતિરૂપ ક્ષુદ્ર હોય કે રમ્ય, અખાનો અર્થ સરે તો બસ· અખેગીતામાં મૂષક પણ ખપમાં લીધો છેઃ

"જેમ હિમના પર્વત વિષે મૂષક ચાલે મધ્ય;
તેણે ખરયા વરાણી ખાણ થાય-એની ઉષ્ણતાની સિધ્ય.
અદ્રિમાં આકાશ તેનેઃ મહાકળા મૂષક વિષે;
—તેમ લૌકિક ભાવના તિહાં નહિ, જે અનુલિંગી આતમ લખે."
(અખેગીતા, કડવું ૧૪)

તો પ્રકાશથી સમરસ કરતી ચંદ્રિકાનું દર્શન પણ કવિ કરાવતો જાય છે :

"જેમ જાય ઋતુ જલદ, શરદ ઋતુ રૂડી દીસે;
દામિની દમક પલાય, વાય હળવે મન હીસે.
ચદૃદિશ ચમકે ચંદ; ધંદ સહુ મનનુ ભાગે;
તેમ ભાગે ભવભ્રાન્તિ, કાંતિ દ્વિતીયાની આગે.
વિમલ વપુ હોયે વળી; ચતુર લિંગ દેખે, લહે;
ચિદાકાર ચિન્મય અખા! ધ્યાતા ધ્યેય સમરસ રહે."
(અનુભવબિન્દુ, ૧૫)

અહીં કવિતાની કવિતા તરીકે સિદ્ધિ વિશેષ છે કેમ કે તેમાં રમણીયતા ને આહ્લાદકતા વિશેષ છે. પ્રતિરૂપ નિરૂપણની આ રીતિનું અનુકરણ અખાના અનુગામી પ્રીતમદાસ જેવા જ્ઞાની કવિઓમાં જોવાઈ આવે છે, અને એ રીતે જ્ઞાનની કવિતાની એ શિષ્ટ પદ્ધતિ બને છે.

*

[ ૨ ]

# રામાયણ

રામાયણ એ ભારતવર્ષનો સૌથી વધુ લોકપ્રિય ગ્રંથ છે. હિન્દુ હૃદય, હિન્દુ ભાવના અને હિન્દુ સંસ્કૃતિ ઉપર એના જેટલી કોઈ એક ગ્રંથે ભાગ્યે અસર કરી હશે. ભારતવર્ષનો ધર્મ તથા તેનું સામર્થ્ય સમજવાને રામાયણ સમું કોઈ સાધન નથી. ભગવાનના નામોમાં રામ જેટલું વ્યાપક અને પ્રિય કૃષ્ણ સિવાય આ દેશમાં બીજું કોઈ નથી. કરુણાસાગરની કરુણાની આછી કે તીવ્ર ઇચ્છા થાય તો મુખમાંથી રામનામ સરી પડે. અદૃષ્ટની વિષમ કે ક્રૂર ઘટનાઓને પ્રસંગે બધું પ્રભુની ઇચ્છાથી થાય છે એમ સૂચવવા રામરામ બોલી ઊઠીએ છીએ. મનુષ્યની અન્તિમ યાત્રાએ પણ રામનામની જ્યોત તેની સાથે સ્વજનો જાણે પહોંચતી કરે છે. જીવન અને વિજ્ઞાનની અનેક વાસ્તવિકતાઓ કરતાં પણ વધુ વાસ્તવિક, વધુ નક્કર હકીકત આ રામનું જીવન અને રામની લોકોત્તરતા હિન્દુને મન છે. એના આન્તરજીવનના તાણાવાણામાં સીતારામ ગૂંથાઈ ગયાં છે.

આનો યશ "આદિકવિ" વાલ્મીકિને છે. એમણે લોકોત્તર પુરુષને પૂરા કાવ્યની વાણીમાં મૂકી જનહૃદયમાં સનાતન વાસ આપ્યો. એમણે ધર્મવીરનાં પરાક્રમોની સદાકાળ ગુંજતી ગાથા સર્જી. અનેક કરુણ ને ક્રૂર ઘટનાઓને તથા વિષમતાઓને કવિએ સમગ્રતાની સુન્દરતામાં તથા વિશ્વના વ્યાપક કરુણમાં સમાવી લીધી. આવી અતીવ રમણીય કૃતિને કેવળ શ્રદ્ધાથી જોવા કરતા કાવ્યની દૃષ્ટિથી વિલોકીએ તો લોકની અસાધારણ શ્રદ્ધાનો પ્રભાવ સમજી શકીએ. એ અસાધારણ શ્રદ્ધાની ભૂમિકા ઉપર રામની કથા હિંદની અર્વાચીન ભાષાઓમાં અનેક કવિઓએ રચી છે. અને ઘેરેઘેર પહોંચાડી છે. એવા અનેક પ્રયત્નોમાં તુલસીદાસનું રામચરિતમાનસ ઉત્તર ભારતનો એક ધર્મગ્રંથ બન્યું છે.

બે વાત નોંધી આગળ ચાલીએ. વાલ્મીકિ રામાયણનો મુખ્ય ભાગ ઘણુંખરું ઈ. સ. પૂ. ૪૦૦ વર્ષની અગાઉ રચાયો છે. મહાભારતની મુખ્ય વાર્તાને હજી ચોક્કસ સ્વરૂપ મળ્યું નહોતું તે વખતથી જ રામાયણનો અસલ ભાગ તૈયાર થઈ ચૂક્યો હતો. રામાયણના બે કાણ્ડ – પહેલો અને સાતમો – પાછળથી ઉમેરાયા છે, એવો ઘણા વિદ્વાનોનો મત છે. આ સ્વીકારવાથી સીતાના પુનરત્યાગનો આક્ષેપ વિચારવાનો રહેતો નથી, અને છતાં, રામ ઈશ્વરના અવતાર કરતાં માનવવીર, અને લોકોત્તર ગુણસંપન્ન ધર્માત્મા તરીકે તરી આવે છે. સંયમ, તપ, ચિન્તન આદિથી, ધર્મકૃત્યોનાં સતત આચરણથી મનુષ્યમાં જે ઐશ્વર્ય વા ઈશ્વરતત્ત્વ ઊતરે એ એમનામાં ઊતર્યું હતું એમ ગણવામાં બાધ નથી. પરતુ રામાયણનુ સૌન્દર્ય અને રામની સાચી મહત્તા અને ધર્મપ્રેરકતા સમજવા માટે એવી શ્રદ્ધા કેળવવાની જરૂર છે કે રામ મહાવીર હતા, ધર્માત્મા હતા, છતાં માનવ હતા, માનવ રહી પુરુષોત્તમ બન્યા હતા. નારદ કહે છે તેમ કોઈ દેવતામાં નહીં પણ **नरचन्द्र** રામમાં ગુણોની સકલ લક્ષ્મી આવીને વસી છે.

રામચન્દ્ર રૂપ અને ઔદાર્યના ગુણોથી લોકનાં મન હરે છે. ધર્મજ્ઞ, સત્યસન્ધ, વિજિતેન્દ્રિય અને શાન્ત છે. મનુષ્યનાં દુઃખે દુઃખી અને ઉત્સવે તે સુખી છે. **सत्यपराक्रम** રામ જીવિતહેતુ માટે પણ અનૃત બોલે નહીં, અનૃત કરે નહીં.

કુટુંબપ્રેમ, દંપતીપ્રીતિ, પ્રજાવાત્સલ્ય અને ધર્મનિષ્ઠ આચાર–એ મંગલ તત્ત્વોના પૂર્ણ પ્રવર્તનમાં કેટકેટલી આપત્તિ આવી પડે છે, જીવન કેવો મહાસંગ્રામ થઈ જાય છે, તેની રામાયણ એક અદ્ભુત

કથા છે. માતાઓને માટે આદર, પિતા માટે પૂજ્યભાવ અને ભાઈઓ માટે ગાઢ સ્નેહ, એ રામના ગુણો તો એક જ મહાપ્રસંગમાં–કૈકેયીની ઇચ્છાના કિંવા દશરથની આજ્ઞાના હૃદયપૂર્વક અને અક્ષરશઃ સ્વીકારમાં જણાઈ આવે છે. રાજાનું વચન સાર્થક કરો, એવાં કૈકેયીનાં મરણ જેવાં કટુ વચન સાંભળીને પણ–

श्रुत्वा न विव्यथे रामः कैकेयीं चेदमब्रवीत् ।
एवमस्तु गमिष्यामि वनं वस्तुमहं त्वितः ।
जटाजीनधरो राज्ञः प्रतिज्ञामनुपालयन् ॥

અહો મા, આટલા માટે તમે પિતાને શું કામ તસ્દી આપી? તમે જ બોલ નાખ્યો હોત તો ક્યાં બસ નહોતું? ભરત માટે હું ગમે તે કરવા તૈયાર જ હોઉં. રાજાની પ્રતિજ્ઞાનું પાલન કરવા અબઘડી ચાલ્યો. આ જરા કૌશલ્યાની રજા લઉં ને સીતાને સમજાવી લઉં. સંસારસુખને હું વળગ્યો નથી; હું તો ઋષિઓની જેમ કેવળ ધર્મનિષ્ઠ રહેવા માગું છું.

विद्धि मां ऋषिभिस्तुल्यं केवलं धर्ममास्थितम् ।

કૌશલ્યાની રજા લેવી કે સીતાને પટાવવી એ સહેલું કામ નહોતું. લક્ષ્મણનો રોષ શાન્ત કરવો વિકટ હતો. ખુદ દશરથે પણ પ્રેમવશ થઈ ઇચ્છા કરી કે રામ પોતાનો અનાદર કરીને પણ અરણ્યમાં ન જાય. પણ રામનો નિશ્ચય અફર અટલ હતો. ધર્મ લોકમાં પરમ વસ્તુ છે, ધર્મમાં સત્યની પ્રતિષ્ઠા છે, અને ધર્મને અનુસરતું પિતાનું વચન ઉત્તમ છે. રામે વચન આપ્યું તે આપ્યું; હવે ફરે નહિ. જુઓ, બધી મુશ્કેલીઓ, આપત્તિઓ ધર્મના આગ્રહમાંથી આવે છે. સત્યમાં બાંધછોડ કરો તો તો જીવન અનુકૂળ થાય છે જ, બાંધછોડમાં કેટલું બાંધો અને કેટલું છોડો તેનો હિસાબ જ રહેતો નથી. બાંધો ઓછું અને છોડો વધારે; અને મનને સમજાવ્યા જ કરાય કે સત્યનું આચરણ ચાલુ છે. વળી, સતનો આગ્રહ વધે તેની સાથે તેનો સામનો કરવા અસત્ પણ પૂર્ણ બળે પ્રગટ થાય છે. એને આપણે દશમુખ રાવણ કહી શકીએ. ઘણી વખત તો પાપ અને અનૃતનાં બળ અને વ્યાપકતા ઉપરથી તેની સાથે ઊભાં રહેલાં પુણ્ય અને સત્યનું માપ પણ નીકળી શકે. ભરત અરણ્યમાંથી રામને તેડી જવા આવે છે ત્યારે લક્ષ્મણને વહેમ આવે છે કે રામનું કાસળ કાઢવા આવે છે, તો એનો વધ કેમ ન કરવો? રામ ભરતને વધુ સમજતા હતા. ભરત રામને હણવા આવે જ નહીં, અને આવતો જ હોય તો એની સામે હથિયાર ઉપાડવાનું હોય જ નહીં. ધર્મ, અર્થ, કામ અને પૃથ્વી સુદ્ધાં પણ બાંધવો માટે જ એ વાંછે છે—

यद् विना भरतं त्वां च शत्रुघ्नं चापि मानद ।
भवेन् मम सुखं किञ्चिद् भस्म तत् कुरुतां शिखी ॥

અને વળાવતી વખતે ભરતને ઉપદેશ આપે છે કે કામથી કે લોભથી કૈકેયી માતાએ કર્યું તે કર્યું, પણ તે મનમાં લાવશો નહીં અને એમના તરફ માતૃવત્ વર્તશો.

સીતાનું હૃદય તો રામમય છે, એને અયોધ્યા રહેવાનું રામ કહે છે ત્યાં તો આવી લઘુ વાત તમે કેમ કહી શકો છો એમ પૂછી તેમને લગભગ મહાત કરી દે છે. સીતાનું હૃદય રામમાં જડાયેલું છે, તેનું જીવન રામને અધીન છે. રામ વિનાની અયોધ્યા જ એને અરણ્ય કરતાં દુઃખકર છે. રામને પણ સીતા કિમપિદ્રવ્ય છે. એ હોય તો એમને નથી ખપ રાજ્યનો, નથી અયોધ્યાનો. नायोध्यायै न राज्याय स्पृहये च त्वया सह । અશોકવનમાં સીતા હનુમાનને કહે છે કે રામની પ્રવૃત્તિની કેવળ વાર્તા સુણવા જેટલી તો જીવવાની અભિલાષા એને છે. હનુમાન રામના અત્યન્ત પ્રેમની વાત કરે છેઃ નિસર્ગનું કાંઈ પણ ચિત્તહારી તત્ત્વ જોઈ રામ તમને સંભારે છે અને નિશ્વાસ નાખે છેઃ

दृष्ट्वा फलं वा पुष्पं वा यच्चान्यत्सुमनोहरम्।
बहुशो हा प्रियेत्येवं श्वसंस्त्वामभिभाषते ॥

બેઉના પ્રણયની પ્રશસ્તિ કરતાં હનુમાન બોલે છે: આ દેવીનું મન રામનામાં અને રામનું મન સીતામાં દૃઢ પ્રતિષ્ઠિત છે અને તેથી જ બંને જણ જીવન ધારણ કરી રહ્યાં છે. આવી ગાઢ પ્રીતિ પણ વિજયને પ્રસંગે કામ આવતી નથી. રામ ક્રૂર રીતે સીતાનો ત્યાગ કરે છે. રામનું ઔદાર્ય અલોપ થાય છે. સીતા આવે છે એમ સાંભળતાં વેંત જ હર્ષ, દૈન્ય અને રોષથી રામ આકુલ થઈ જાય છે. અરે, મારા પરાક્રમથી મેં રાવણને જીત્યો છે, મારું અપમાન ધોવાઈ ગયું છે. પણ તું રાવણના સ્પર્શથી દૂષિત થઈ છે. એ કામાંધના ગૃહમાં તેં વાસ કર્યો છે. આંખ આવેલાને દીવો ન ગમે તેમ હવે તું અણગમતી થઈ છે. તારે જ્યાં જવું હોય ત્યાં જા; મારી રજા છે. મને તારો ખપ નથી.

एता दश दिशो भद्रे कार्यमस्ति न मे त्वया।

× × ×

नास्ति मे त्वय्यभिष्वङ्गो यथेष्टं गम्यतामितः ॥

રામના કોપ આગળ લક્ષ્મણ, હનુમાન, વિભીષણ, આદિ ડઘાઈ ગયા. પુરુષની સહજ નિર્બળતા અને સ્ત્રીની સનાતન કરુણતાનું આ પ્રતિબિંબ છે. સીતા અગ્નિ પ્રવેશ કરે છે; શુદ્ધ કુંદન સાબિત થાય છે; અગ્નિદેવ જાતે સીતાને રામને સોંપે છે ને રામ અને સીતા હતાં તેવાં દંપતી થાય છે, પણ આપણા દિલમાં ખટકો રહી જાય છે: અનન્ય પ્રીતિ અને ઉદાત્ત નારીજીવનની આ દશા! પ્રકૃતિના એ સુકુમાર ને કલ્લોલ કરતા પંખીની અવદશા હૃદયને નિર્વેદથી ભરે છે. વિશ્વની ગહનતાથી તે આશ્ચર્યમૂઢ થાય છે. વાલ્મીકિના ભાવનામંદિરનો પાયો કેટલો વાસ્તવની ભૂમિકા પર છે તેની પણ આપણને પ્રતીતિ થાય છે.

દશરથના કુટુંબમાં જુદા જુદા સ્વભાવનાં પાત્રો છે, પણ કોઈ ખાસ દુષ્ટ કહી શકાય તેમ નથી, કૈકેયીને પણ નહીં. એ બધાંમાં ગુણવૈચિત્ર્ય છે, નબળાઈઓ છે, અને તેમાંથી રામ અને સીતા ઊપસી આવે છે. દશરથ, કૈકેયી, કૌશલ્યા, લક્ષ્મણ, ભરત, આદિની વૃત્તિઓ અને વર્તન વચ્ચે રામસીતાનાં વૃત્તિવર્તન તારાજડિત અંબરમાં જ્યોત્સ્નાપ્રવાહ જેવાં ચિત્તાકર્ષક બની રહે છે. જેમને પિતા સદૈવ પૂજ્ય છે અને માતાઓ સર્વ સમાન છે, જે ગુરુજનનો પડતો બોલ ઝીલવા તત્પર છે અને ભરતને માટે ગમે તે કરવા ઉત્સુક છે, તે યુવરાજપદના અભિષેકની ઘડીએ દશરથ–કૈકેયીની આજ્ઞા-અનુજ્ઞાથી વનવાસ પામે છે. જેને સર્વ જગત સીતાના સહવાસથી હસતું લાગે છે, તેના અનહદ દુઃખનું સીતા જ નિમિત્ત બને છે. આ કુટુંબકથા જ રાજ્યકથા, યુદ્ધકથા ને સંસ્કૃતિકથા થઈ જાય છે. રામરાવણનું યુદ્ધ પણ રામસીતાની દાંપત્યપ્રીતિને અવલંબે છે, અને તેની અપાર ઉજ્જ્વલતા દેખાડી આપે છે. પ્રજાધર્મ બજાવતાં પણ રામ સીતા પ્રત્યે અનન્ય પ્રીતિ દાખવી રહ્યા છે. ઉત્તરકાણ્ડનો સીતાત્યાગનો પ્રસંગ સ્વીકારીએ તો પણ એ રાજધર્મના પાલનદ્વારા લોકોત્તર દંપતીપ્રેમનું જ દર્શન થાય છે. બીજી રીતે જોઈશું તો યે કવિએ ગૃહસ્થાશ્રમ અને કુટુંબધર્મને કેવું મહત્ત્વ આપ્યું છે તે જણાશે. રાવણવિભીષણ, વાલીસુગ્રીવ, રામભરત, એ ત્રણ બંધુયુગ્મો જુઓ. વિભીષણે રાવણનો સકારણ ત્યાગ કર્યો, તેનું મૃત્યુ પણ ઇચ્છ્યું. અને તેનું રાજ્ય સ્વીકાર્યું. સુગ્રીવે વાલીનું દોષમય રીતે મરણ સાધ્યું અને સંપત્તિ લીધી. રામે ભરત માટે સરળતાથી રાજત્યાગ કર્યો, ભરતે રાજ્ય ન સ્વીકાર્યું, ચૌદ વર્ષ રામને નામે રાજ્ય કરી રામ પાછા પધાર્યા ત્યારે સમગ્ર રાજ્ય પાછું સોંપ્યું.

एतद्राज्यं मम भ्राता दत्तं संन्यासवत् स्वयम् ।
योगक्षेमवहे तस्य पादुके हेमभूषिते ॥

આદર્શ ગૃહસ્થાશ્રમ સમાજ અને રાજ્યને ધારણ કરનાર છે એ રામની કથાનું એક રહસ્ય છે અયોધ્યાનુ રાજગૃહ ખટપટથી વિચ્છિન્ન થયુ છતાં પ્રેમસત્રથી ટક્યુ. અયોધ્યાનુ રાજ્ય આપત્તિમાથી ઊગરી ગયુ, એટલું જ નહીં, ભારતવર્ષમા રામરાજ્ય વ્યવસ્થા આવી અને નવા આદર્શોના મડાણ થયાં

રાવણમા આકર્ષણ નથી એમ નહીં કહેવું, પ્રતાપનુ, ભૌતિક શક્તિઓનું રાવણ પ્રતીક છે એનામા મહત્તાનુ આકર્ષણ છે, પણ મહત્તા અને શક્તિ તે પોતાની રાજસિક અને તામસિક વૃત્તિઓને સતોષવા અર્થે જ વાપરે છે સીતાનુ હરણ વસ્તુત સત્તાને જોરે સૌંદર્યનો શિકાર છે વિશ્વમા જે સવાદ અને પ્રેમ છે તેમા એકાએક વિસવાદ ને ક્લેશ ઊતરી આવે છે પ્રકૃતિમા કોલાહલ થઈ જાય એવો એ બનાવ છે એવા બનાવો બન્યા કરે છે એ જીવનની હકીકત છે પણ જીવનનુ રહસ્ય ને પ્રતિષ્ઠા એવા બનાવમા નથી પણ તેના પ્રતિકાર અને ઉપશમમા છે રામ અને રાવણનુ યુદ્ધ સનાતન છે : સત્ય અને અસત્ય, પુણ્ય અને પાપ, આત્માના ગુણો અને અનાત્માના ગુણો પરસ્પર અથડાયા જ કરે છે, પણ એમા વિજય રામનો છે, રાવણનો નહીં, સત્ય આદિનો છે, અસત્ય આદિનો નહીં મનુષ્યમા એટલો ઈશ્વરી તત્ત્વનો અવતાર છે કે એ રાવણ જેવી પ્રચડ, કરાલ પણ ભૌતિક શક્તિ સામે વિજય મેળવી શકે છે આવા સર્વ સઘર્ષમા મનુષ્યે પોતાનુ ઈશ્વરી તત્ત્વ જાગ્રત કરવાનુ છે ને વિશ્વાસ રાખવાનો છે કે રામચદ્ર જેમ એ અસત્ સામે જીતશે રામચન્દ્ર અને સીતા જેવા પરિપૂર્ણ માનવ, દેવના ગણી શકીએ એવા માનવ ચીતરી વાલ્મીકિએ આપણી પરિપૂર્ણતાની આકાક્ષા પૂરી કરી છે બધુપ્રેમ, પાતિવ્રત્ય અને સત્યપરાયણતાની તેમણે ઊંચામા ઊંચી કલ્પના કરી ઉચ્ચ જીવનના ધોરણો સ્થાપ્યા છે.

બાધવોને મારી આ રાજ્યને શુ કરું એવો સાચોસાચ યુદ્ધને પ્રસગે અર્જુનને મોહ થયો હતો એ મોહ હતો અને તાત્કાલિક હતો રામમા ત્યાગની વૃત્તિ સ્વભાવરૂપ હતી ધર્મપ્રેરિત સ્વસ્થતા અને દૃઢતા તેમના સ્વભાવમા રોપાયેલા હતા તો કૈકેયીને માતૃવત્ આદર આપવાનો આદેશ એ ભરતને આપી શક્યા, તેમ જ બિભીષણ ને રાવણને ઉચિત નિવાપાજલિ અર્પવાનુ કહી શક્યા

मरणान्तानि वैराणि निवृत्तं नः प्रयोजनम् ।
क्रियतामस्य संस्कारो ममाप्येष यथा तव ॥

વનવાસ પ્રસગે રામે શુ કહ્યુ હતું ? विद्धि मा ऋषिभिस्तुल्यं केवलं धर्ममास्थितम् । રામ કેવળ ધર્મમા આસ્થિત છે સત્યપરાક્રમ, ધર્મનિષ્ઠા એ જ રામાયણનુ મોટુ રહસ્ય છે ને ઉપદેશ છે પ્રીતિ હોવા છતા ધર્મ ખાતર પ્રીતિને તેમણે ગૌણ બનાવી પિતાનુ વચન પાળવુ, કુટુબની કીર્તિની રક્ષા કરવી, કે શત્રુને હણવો, એ સર્વમા ધર્મદૃષ્ટિ જ તે અનુસરે છે, આગ્રહથી અનુસરે છે, સર્વત્યાગની હદ સુધી અનુસરે છે આમ મનુષ્યમાથી, મનુષ્ય રહેવા છતા, દેવતાની ભવ્ય મનોહર સીમાએ આ નરચન્દ્ર પહોચી જાય છે અને તેથી જ—

रामो रामो राम इति प्रजानामभवन् कथा ।
રામ રામ અને રામ સર્વ લોક રટી રહ્યા



## [ ૩ ]

## "સરસ્વતીચન્દ્ર"નાં કેટલાંક પ્રભાવક તત્ત્વો

"જ્યાં સુધી હું છેલ્લાં પ્રકરણ લખી કહાડું ત્યાં સુધી કેવું પરિણામ હું આણીશ તે હું જાતે જ જાણતો ન હતો." × × "દેશના કલ્યાણ કરવાને અર્થે લખેલા લેખમાં મારે મારા હૃદયની ભાવના માનવી કે તારી માનવી એ વિકટ પ્રશ્ન મારા હૃદયમાં ઊઠત."× ગોવર્ધનરામનાં આ બે વાક્યમાં દેશના કલ્યાણની ચિંતા અને કલાનિષ્ઠા બંને વ્યક્ત થયાં છે. એમની કલાને છેવટે જે સુંદર લાગશે તે જ સત્ય અને કલ્યાણકારી હશે, અથવા જે જીવન અંતિમ દૃષ્ટિએ રાગદ્વેષરહિત તપોમય છે, તપોમય છે છતાં લોકવ્યવહારને ત્યજતું નથી, યત્તકર્મ સ્વીકારે છે, તે જ રમણીય છે. તેના અનુભાવનમાં આપણું હૃદય જેટલો લોકોત્તર આહ્‌લાદ મેળવે છે તેટલો બીજે ક્યાંયે મેળવતું નથી. આહ્‌લાદનો વિષય બનેલાં ચિત્રો અને ઘટનાઓ જીવનના આદર્શો બને છે અને તેને પ્રત્યક્ષ કરવા, જીવનમાં તેનો સાક્ષાત્કાર કરવા સહૃદયો ઉદ્યોગશીલ થાય છે. સાહિત્યકારની આ એક કૃતાર્થતા છે. કલાકાર શિક્ષકની આ સંપૃક્ત કૃતાર્થતા ગોવર્ધનરામને મળી છે.

કલા એ ફિલસૂફી નથી. એ ફિલસૂફી વ્યક્ત કરવાની યુક્તિ નથી; ગણિતમાં તાળો બેસાડવાની રીતની અજમાયશ નથી. ચોક્સ ઘટનાઓમાંથી ચોકસ પૂતળાને પસાર કરવાં અને ચોકસ વિચારો ને લાગણીઓ તેઓ વ્યક્ત કરે અને એનુ ચોકસ પરિણામ આવે ને એ પરિણામની અમુક વલણ કે વિચાર ઘડવા ગોગ્ય ચોકસ છાપ વાચક ઉપર પડે,—એ પ્રક્રિયા સાચા કલાકારની હોય જ નહિ. કલા એ જીવનની સમજણ છે–એની રીતે. એ રીતમાં સૌથી મહત્ત્વની બાબત એ છે કે એમાં જીવન જીવન રૂપે જ રહે છે; તે પૃથક્કૃત પદાર્થ [ abstraction ] રૂપે, ખ્યાલ રૂપે રહેતું નથી; એમાં જીવનનો જ સંસ્પર્શ રહે છે; એમાં જીવનનો જ અનુભવ થાય છે. સાહિત્ય એ પ્રવાહાત્મક વસ્તુ છે: ગંગાની વાત નથી, ગંગાનો અનુભવ છે; તેના શૈત્યનો પાવનત્વનો અને બીજી અનેક વસ્તુઓનો અનુભવ છે. કલાકાર તરીકે ગોવર્ધનરામની મોટી વિશિષ્ટતા એ છે કે સરસ્વતીચંદ્રમાં જીવનના પ્રવાહનો અને એની ઘનતાનો અનુભવ થાય છે. આટલી સઘનતાનો અનુભવ જગતની ઓછી નવલકથાઓમાં થતો હશે. એ સઘનતાનું એક, એક જ નહિ, કારણ નવલકથાનો ઐતિહાસિક વ્યાપ છે. સરસ્વતીચન્દ્રમાં પ્રાચીન ભારતનું દર્શન તો સ્વપ્ન તરીકે કે રૂપક તરીકે આવે છે, પણ નવલકથાનાં મુખ્ય પાત્રોનો સમય પણ ઓગણીસમી સદીને વ્યાપી લે છે: નાગરાજ, મલ્લરાજ, મણિરાજ; જરાશંકર યા માનચતુર, વિદ્યાચતુર, કુમુદ; ઈશ્વરકાર, બુદ્ધિધન, સરસ્વતીચંદ્ર; સાસુ, વહુ અને અલકકિશોરી કિંવા મા દીકરો ને પ્રમાદધન, વગેરે પેઢીઓ નોંધો.

આ સઘનતા પોષનારું એક તત્ત્વ ગોવર્ધનરામની શૈલી છે. ક્યાંયે તેમણે શૈલીમાં આછકલાપણું આવવા દીધુ નથી. એમની શૈલી હળવી બને છે, પણ આછકલી કદાપિ થતી નથી. મારે કંઈ ખરેખર પ્રજાને જણાવવાનું છે, તેમની આગળ આપણા જીવનનું સાચું સૌન્દર્ય નિરૂપવાનુ છે એવી દૃઢ પ્રતીતિવાળી, કલાકારનું અદ્‌ભુત ધૈર્ય, વ્યક્ત કરતી ઉદાર ગાંભીર્યથી અન્વિત ગોવર્ધનરામની સંઘટના છે. ત્વરાયુક્ત પ્રસંગો કે વાતચીતના નિરૂપણમાં તેમની શૈલી બાધક નથી નીવડતી બુદ્ધિધન સરસ્વતીચન્દ્ર આગળ રોષ વ્યક્ત કરે છે ત્યારે, પ્રમાદધન કુમુદ જોડે ગુસ્સે થાય છે

× લીલાવતીને પત્ર.

ત્યારે, મલ્લરાજ ભાયાતોને ઉશ્કેરે છે ત્યારે, કે કુસુમ સુંદર જોડે દલીલબાજી કરે છે ત્યારે, શૈલી આઘાત વગર અનુકૂળ થઈ જાય છે; મહાપ્રવાહના ધીર ગાંભીર્યમાં લહેરી જેમ એ ભળી જાય છે. આવી શૈલીના સર્જનમાં બાણભટ્ટનો તેમ જ ઈંગ્લંડના બર્ક જેવા મહાન અંગ્રેજ લેખકોનો શૈલીસંસ્કાર સ્પષ્ટ છે.

એક કથામાં અનેક જીવનની કથા ભળે છે એ પણ સભર જીવનની અનુભૂતિનું કારણ છે. એનો આદિ અનાદિ છે ને અંત અનંત છે. તેનો પ્રારંભ ઝાંખા દૂરના ભૂતકાળમાં લઈ જાય છે, તેનો અંત 'અહીં આપણે જરા વિશ્રામ લઈએ' એવો જ છે. "ઘેલી મારી કુસુમ!" એક રમણીય પ્રશ્નમાળા ને મૂંઝવણ મૂકી જાય છે. અને તેને વાગોળતા વાગોળતા કુમુદકુસુમના દૂરના ભાવિની આપણે જાણે પ્રતીક્ષા કરીએ છીએ. 'સરસ્વતીચન્દ્ર'ની રચનામાં ભૌમિતિક તરેહ કે સપ્રમાણતા નથી, અને મુખ્ય પાત્રોની કથા સુખાન્ત કે દુઃખાન્ત છે એમ પણ ચોક્કસ કહી શકાતું નથી, એ પણ મને ગોવર્ધનરામના જીવનદર્શનની ખાસ ખૂબી લાગે છે જ્યાં પ્રસન્ન થઈએ છીએ ત્યાં પ્રસન્નતા પણ નિર્ભેળ નથી· જીવનમાં હોય છે તેમ ક્યાંક કશો ખટકો રહી જાય છે. કુસુમ, કુમુદ અને સરસ્વતીચન્દ્રનુ નવુ જીવન મંગલ છે, પાવન છે, હું એને મંગલ ને પાવન ગણું છું, પણ એ સંપૂર્ણ સુખી નથી. એ એક સમાધાન છે; એક તપ છે. બુદ્ધિધન લો, ગુણસુંદરી લો, મલ્લરાજ લો, એમને અસંતોપ છે અને આપણને પણ ગ્લાનિ થોડી નથી. ગુણસુંદરી હારી જાય છે; બુદ્ધિધન દીકરો ગુમાવે છે ને રંક કુમુદનુ દુઃખ છાતીમાં ભારી રાખે છે;[1] મલ્લરાજ ક્ષાત્રઉદ્રેકને છાયા અડકતી દુઃખી દ્રષ્ટિ જોઈ રહે છે :—

"રજપૂતાઈ ગંડાઈ; હવે આપણે ચૂડીઓ પહેરી; લડવાનું ગયું; બૈરાનું રક્ષણ આપણે કરીએ તેમ આપણુ રક્ષણ ઈંગ્રેજ કરશે. ધરતી, શાંતિ અને નામરદાઈ, ત્રણ સ્ત્રીઓ હવે સુહાગણ થશે અને રજપૂતાઈ દુહાગણ થશે".[2]

× × × ×

મલ્લરાજ :—"જો આમાં ઈંગ્રેજ જીત્યા તો ક્ષત્રિયોને નામે પોક મૂકવાનુ થશે એમાં કાંઈ વાધો લાગે છે?"

જરાશંકર :—"ના."

"ત્યારે?"

"ત્યારે શુ? ધન્ય દહાડો ધન્ય ઘડી કે રાજાઓમાં ને પ્રજાઓમાં શાંતિ શાંતિ થઈ જાય! મને તો ઈંગ્રેજોની અમીદષ્ટિનો વિશ્વાસ છે."

"પણ સરત રાખજે કે એ પણ માણસો છે, એમને પણ પેટ છે, ને વાણિયા જેવાના હાથમાં આખો દેશ જશે એટલે એકલદથ્થા વાણિયા જેવું ભૂંડું કોઈ નથી."

"મહારાજ એમ ગજો પણ ઉપાય શો છે? તમે ક્ષત્રિયો એકઠા થઈ જાય એમ કરો તો પરદેશીને કહાડવા લડનારાઓને બંડખોર કહેવા વારો કેમ આવે? કંઈક આપણામાં જ અસાધ્ય રોગ હોય નહિ તો જમનાં પગલાં આમ સંભળાય નહીં."[3]

× × ×

1. સરસ્વતીચન્દ્ર ભાગ ત્રીજો—પૃ. ૮૩, ૮૪.
2. સરસ્વતીચન્દ્ર ભાગ ત્રીજો—પૃ. ૧૩૪.
3. સર. ભાગ ૩—પૃ. ૧૩૪, ૧૩૫.

મલ્લરાજ :-" ઇંગ્રેજને સાકર જાણી ખાતા નથી, પણ મરચાં કરતાં મરી સારાં ગણી ચાવીએ છીએ."[૪]

× × ×

મલ્લરાજ :-" મારી પ્રિય તરવાર ! તારું પાણી હવે ઊતરી ગયું ! હવે રજપૂતોએ લાકડી ઝાલવી."[૫]

સામન્તનો ત્યાગ કરીને મલ્લરાજ પસ્તાય છે અને રાજાની જાતને જ ધિક્કારવા લાગે છે. રાજ્યાસનને લીધે જ મિત્રનો ત્યાગ કરવાનો પ્રસંગ આવ્યો. એ કરતાં રાજ્યાસનનો ત્યાગ જ શું ખોટો હતો ! " રાજ્યને અંતે નરક લખ્યાં છે તેમાંનું એક તો હું આ અનુભવું છું. અહો પરમાત્મા ! તારી ગતિ ન્યારી છે."[૬]

અવસાન સમયે તેને પ્રજા સાંભરે છે. " પ્રજાનો વિચાર મારાથી નથી થયો. હું તમને નિષ્કંટક રાજ્ય સોંપી જાઉં છું—પણ તમે હવે આ રંક પ્રજાના કલ્યાણનો વિચાર કરજો—હોં."[૭]

અત્યંત ગ્લાનિથી મલ્લરાજે ઇંગ્રેજો સાથે નિર્વાહની નીતિ સ્વીકારી છે. એ નીતિનાં ભયસ્થાનો એને દીવા જેવાં સમજાયાં છે છતાં એ નીતિ સ્વીકારી છે. આમ પરિસ્થિતિના સમગ્ર આલેખનમાં ગોવર્ધનરામે જેટલી દેશભક્તિ તેટલી સમજ ને સર્વહિતદૃષ્ટિ દાખવી છે.

મુખ્ય મુખ્ય પુરુષપાત્રોનાં જુદાં જુદાં કાર્યક્ષેત્ર અને પરિસ્થિતિભેદ હોવાથી પણ સંસારવૈચિત્ર્ય ઊપસી આવે છે. યુનિવર્સિટીના નવા ગ્રેજ્યુએટો સરસ્વતીચન્દ્ર, ચન્દ્રકાન્ત, તરંગશંકર વગેરેની ભાવના-સૃષ્ટિ, મુંબઈના વૈભવવંતોનું જીવન, રત્નનગરીના પ્રધાનનું સયુક્ત કુટુંબનુ ગૃહજીવન, રાજાઓનું અને રાજકુટુંબોનું જીવન, મધ્યમ સ્થિતિના પંડિતનું ગૃહજીવન, સાધુ અને સાધ્વીઓની જીવનચર્યા, દરિયો, નદી, જંગલ, ગિરિશૃંગો આદિની પશ્ચાદ્ભૂવાળો પટ,—આ સૌ જીવનવૈચિત્ર્યમાં રંગવિવિધતા આણે છે, એટલું જ નહિ, આપણા જીવનના—ગૃહ, સમાજ, રાજ્ય, ધર્મ આદિના અનેકાનેક પ્રશ્નોના દર્શનને અવકાશ આપે છે.

પરંતુ સરસ્વતીચન્દ્રની મહત્તા સભરતામાં જ નથી; એના વિપુલ વૈચિત્ર્ય અને વૈવિધ્યમાં જ નથી. આ નવલકથાની દુનિયામાં કલાદૃષ્ટિએ હૃદયંગમ વ્યવસ્થા આવે છે. એમાં પરિસ્થિતિમાં ઘડાયેલાં રાગદ્વેષયુક્ત માનવોના સંઘર્ષ યોજાયા છે. કેટલાક સંઘર્ષ માનવોએ યોજ્યા કરતાં નિયતિએ યોજ્યા છે. લક્ષ્મીનંદન ને ગુમાન, બુદ્ધિધન ને શઠરાય, ગુણસુંદરી અને તેનુ કુટુંબ, કુસુમ ને કુટુંબ, માનચતુર ને ધર્મલક્ષ્મી, મલ્લરાજ ને સામન્તો તથા અંગ્રેજ સરકાર, વગેરેના તો છે; પરંતુ મોટામાં મોટો સંઘર્ષ સરસ્વતીચન્દ્ર અને સંસારનો છે, વિધિનો છે. સરસ્વતીચન્દ્ર અને કુમુદનો, સરસ્વતીચન્દ્ર અને વિષ્ણુદાસના મઠનો એક પ્રકારનો સંઘર્ષ જ ઉદ્ભવે છે. એ સંઘર્ષ એવો પ્રીતિજન્ય છે કે એમાંથી જ સરસ્વતીચન્દ્રનો સરસ્વતીચન્દ્ર જોડે અને કુમુદનો કુમુદ જોડે સંઘર્ષ સર્જાય છે. આ સંઘર્ષો, જેમાં કેટલીક વખત આપણો સમભાવ બન્ને પક્ષે હિલોળા લે છે, વાચકની કૌતુકવૃત્તિ ટકાવી રાખે છે, અને કર્તાની કલાકારની સમદૃષ્ટિની પ્રતીતિ કરાવે છે. એકબે સ્ત્રીપાત્રો સિવાય કોઈ પાત્રને તમે પરિપૂર્ણ કહી શકો નહિ. દુષ્ટ ન કહી શકાય, સારાં માણસો કહી શકાય એવાં પાત્રોમાં પણ દોષો કે ભારે ઊણપો છે. રાજ્યવ્યવહારમાં

૪. સર. ભાગ ૩—પૃ. ૧૩૬.
૫. સર. ભાગ ૩—પૃ. ૧૩૦.
૬. સર. ભાગ ૩—પૃ. ૧૪૩.
૭. સર. ભાગ ૩—પૃ ૩૧૮.

ગળાબૂડ ડૂબેલા કારભારીઓ કુટુંબ પ્રતિ પૂરતું લક્ષ આપી શકતા નથી, અને વિપત્તિ આંખ આગળ આવે છે ત્યારે જ તેમને એ વાતની ગમ પડે છે. સૌભાગ્યદેવી કુટુંબવત્સલ પણ ભોળું માણસ છે; ગુણસુંદરી વીર ગૃહિણી છે પણ સંસારના આઘાતો ખમી ખમી ભાંગી પડે છે; કુમુદ ઉગ્ર થઈ શકતી જ નથી,—" Bends and then fades silently one frail and fair anemone." ધર્મલક્ષ્મી પતિપરાયણ પણ "મહેતા મારે નહિ" જેવી છે. એ બધું ઠીક. કલાદૃષ્ટિએ રસનિષ્પાદક વસ્તુ એ છે કે એ સમાન ઢાળામાં પડેલાં પાત્રોમાં પણ ગોવર્ધનરામ વિશિષ્ટ વ્યક્તિત્વ ઉતારે છે. કુમુદ, કુસુમ, ચંદ્રાવલી, ગંગાભાભી, ગુણસુંદરી, સૌભાગ્યદેવી, ધર્મલક્ષ્મી, ત્રણચાર વિધવાઓ, મેના, કમળા, બુદ્ધિધન, જરાશંકર, વિદ્યાચતુર; માનચતુર, ગાનચતુર; સરસ્વતીચન્દ્ર, ચન્દ્રકાન્ત, તરંગશંકર; સરસ્વતીચન્દ્ર, વિહારપુરી, વિષ્ણુદાસ—આ પાત્રમંડળોમાં પ્રત્યેક પાત્રમાં નમૂનાપણું અને વ્યક્તિવૈશિષ્ટ્ય દેખાશે.

વ્યવહાર, વાસના અને લાગણીઓના સંઘર્ષોમાંથી કટોકટીઓ ઉદ્ભવે છે. સરસ્વતીચન્દ્રના ગૃહત્યાગની મુખ્ય કટોકટી છે જે ઉપર આજ સિત્તેર વર્ષથી વાચકોએ આંસુ ઢાળ્યાં છે. "વિશુદ્ધિનું શોધન"નો પ્રસંગ અદ્ભુત કલાસૂઝ અને હૃદયદ્રાવક આલેખનનો નમૂનો છે. ગુણસુંદરીની સુવાવડ અને સુંદરની લાચારી બીજા ભાગમાં અને અંગ્રેજો સાથે કેવું વર્તન રાખવું તેમાંથી ઉદ્ભવતી ત્રીજા ભાગની કટોકટી ગોવર્ધનરામની વસ્તુનિષ્ઠા, કલાનિષ્ઠા અને જીવનદૃષ્ટિ ત્રણેય એક સાથે દર્શાવે છે. ચોથા ભાગમાં તો ક્ષુરસ્ય ધારા ઉપર ઊભેલાં સરસ્વતીચન્દ્ર અને કુમુદ આપણું ઔત્સુક્ય અને પરિણામચિન્તા ખૂબ વધારી દે છે. આ બે પાત્રો શું કરશે, અને એમણે શું કરવું જોઈએ, તેની ચિન્તામાં વાચક પડી જાય છે; અને ગોવર્ધનરામનો કલાત્મક પક્ષવાદ એવો સબળ છે કે ગમે તે નિર્ણય આવત તો યે સામાન્ય વાચકને અજુગતો લાગત નહિ. ગોવર્ધનરામનો અન્તિમ નિર્ણય એવો વાસ્તવિક સ્વાભાવિક ભાવનાપરાયણ અને શુદ્ધ છે કે એ વિશે વિવેચનમાં ગૂઢતા કેમ દેખાતી હશે તે સમજાતું નથી. કુમુદ–સરસ્વતીચન્દ્રનું ભલે કિમપિ દ્રવ્યમ્–અમુક જમાનાની, કુટુંબમાં રહેલી અને કુટુંબવત્સલ નારી છે. એનામાં રાજસી પરાક્રમશીલતા નથી. સરસ્વતીચન્દ્ર અને કુમુદ સુંદરગિરિની દુનિયા છોડે એટલે એમનાં પ્રિય કુટુંબીજનની મમતાઓ વચ્ચે જ આવી પડે છે; તેઓ બન્ને પોતપોતાનું નહિ પણ અન્યોન્યનું હિત જોવામાં જ કૃતાર્થતા જુએ છે; તેઓ બન્ને દેશના કલ્યાણના વિષયમાં ભાવનાપરાયણ છે. આ નિર્ણય ઉત્તમ સુખનો નથી એ તો દેખીતું છે. અવરુદ્ધ પ્રણયના કરુણનું શલ્ય કુમુદ અને સરસ્વતીચન્દ્ર બન્નેમાં આજીવન રહેવાનું છે. તેથી તો આ કથા એક રીતે કરુણ કથા છે, પણ એ કરુણમંગલ કથા છે. એમાં સમાધાન છે, પણ એ અધર્મ્ય સમાધાન નથી. એનો અંત ઉલ્લાસમય નથી તો કલેશકર પણ નથી: પરિસ્થિતિમાં શક્ય તેટલી પ્રસન્નતાની સૌરભ તે મૂકી જાય છે.

સકલ જીવનનું વૈચિત્ર્ય ને વૈવિધ્ય ગોવર્ધનરામની કલાથી વ્યવસ્થિત રીતે પુરસ્કૃત અને રસાન્વિત થયું છે. જીવનના કલેશોમાંથી ધીમે ધીમે વાચકને ઊર્ધ્વારોહણ થાય છે: એનું મન તો મુખ્ય પાત્રોમાં પરોવાઈ ગયું છે, કુમુદ–સરસ્વતીચન્દ્રનો સંગાથ તેમને ગમી ગયો છે, ને તેઓ જ્યાં જાય–ક્લેશમય જગતમાં કે ભાવનાસૃષ્ટિમાં—ત્યાં જવા તે તૈયાર છે. એ રીતે આ કથા અનેક અગાસીઓવાળા, છેવટે જીવન તરફ કરુણા અને મૈત્રીની દૃષ્ટિ નાખતા સ્તૂપ પર લઈ જતી, બોરોબુદુરના મંદિર જેવી થઈ છે. પ્રથમ ભાગમાં વાત્સલ્ય અને અવરુદ્ધ પ્રણયના ભાવ જામતા અનુભવાય છે; બીજામાં ભય, પ્રણય, વાત્સલ્ય સાથે કરુણની ચિત્તાવસ્થા ઉદ્ભવે છે; ત્રીજામાં પ્રણય સાથે મુખ્ય રસ વિપ્રલમ્ભ વીરનો છે; ચોથામાં જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, પ્રીતિ, મૈત્રી, ઉપેક્ષા વગેરેથી પોષાતો શાન્ત રસ છે. આ રસયોજના કૃત્રિમ નથી, પણ

ગોવર્ધનરામને જીવનના આલેખનમાં જે સમગ્રતા લાવવી હતી, વાસ્તવિક જીવનમા જે રહસ્ય જોવુ હતું અને તે દ્વારા તેને જે નવો ઓપ આપવો હતો, તેને લીધે તે આવી છે વાસ્તવ અને ભાવનાના ઓછા વધતા, ધીમે ધીમે વધતા જતા ઓતપ્રોતપણાને લીધે ગ્રસયોજના આવી છે, અને તે તેમના તત્ત્વદર્શનને અનુરૂપ છે

સમ્લ વિશ્વ એક સનાતન અને પરમ તત્ત્વનુ લક્ષ્યસ્વરૂપ છે સમસ્ત સસાર પણ કોઈ ખ્યાલ અગર ખ્યાલોને વ્યક્ત કરવા માગે છે માણસે જે સસ્થાઓ ઉપજાવી છે અથવા એનાથી જે ઉપજનાઈ છે તેમા કોઈ ને કોઈ જીવનને વ્યવસ્થિત તથા સુદર ને પ્રગતિશીલ કરવાની ભાવના રહી છે એ સ્પષ્ટ-અસ્પટ ભાવનાઓ આપણા સંસારના સ્થભ છે એને પૂરી સમજીએ, એને ફરીથી આપણા સમાજની ચેતનામા જાગૃત કરીએ તો આપણુ જીવન નવી પરિસ્થિતિને સ્વીકારી લેતુ અને વધ્ધા વધુ સુભગ અને ઉપયોગી થઈ શકે સમાજના સુપ્ત મનમા જે પડેલું છે તે જાગૃત કર્યા વિના આપણી પ્રગતિ અશક્ય છે, એવી શ્રદ્ધા ગોવર્ધનયુગમા લગભગ બધા જ પંડિતોની હતી કોઈની હવેલી જોઈ આપણી ઝૂપડી તોડી ના નખાય, અને નવી અગ્રેજી કેળવણી તો સસારમા અને ચિત્તમા અરાજકતા આણતી હતી સરસ્વતીચન્દ્ર—આ નવલકથાનો નાયક—આ નવી વિદ્યાનો પ્રતિનિધિ છે એ છે તો દેશભક્ત અને નિરક્ત, છતા તેણે પોતાના ઘરમા, વિદ્યાચતુરના ઘરમા, ચન્દ્રકાન્તના ઘરમા, બુદ્ધિધનના ઘરમા અને કઈક અંશે વિષ્ણુદાસના મઠમા ઉત્પાત મચાવ્યા પશ્ચિમની સસ્કૃતિ પ્રકાશ અને તોફાન બન્ને લાવે છે તોફાનથી બચી જઈ પ્રકાશ સ્વીકારવાનો એક જ રસ્તો એ છે કે એ પ્રકાશને અનુકૂળ પડે એવુ આપણામા શુ છે તે જોવુ ને પ્રત્યક્ષ કરાવવુ સામાજિક માનસ અને વ્યવહારમા કોઈ નવી વસ્તુ સ્વીકારવાની હોય તો તેના પ્રાણમાં રહેલા કોઈ તત્ત્વ સાથે તેનુ અનુસધાન કરાવવુ એ સર્વોત્તમ માર્ગ છે એ ન થાય તો સમાજનું સ્વાસ્થ્ય જોખમાય અને લાભ કરતા હાનિ વિશેષ થાય જીવન એ કઈ વિદ્યાપીઠ કે પ્રયોગશાળા નથી જ્યા સત્યનું દર્શન પૃથક્પણે કરવાનુ કે તપાસવાનુ હોય જીવનના સબધો જીવન સાથે ને ઇતિહાસ સાથે જડાઈ ગયેલા છે, અને એની ઓષધિઓ પણ જીવનની પરિસ્થિતિઓ જોઈને જ સૂચવવાની છે **स्थितस्य खडन** થી કોઈ સુધારો થતો નથી ને થાય તો ટકતો નથી, કેમકે જેનુ ખડન કરવા માગો છો તે સાથે જેનું ખડન તમે કરવા નથી માગતા તેનુ પણ ખડન થઈ જાય છે ગોવર્ધનરામ **स्थितस्य** સમર્થક નથી, જે છે તેનું રૂપાન્તર કરવા તેઓ માગે છે, એમા જ રહેલા ઉત્તમ તત્ત્વોને પોષીને, એ ઉત્તમ તત્ત્વોના સૌન્દર્યને આલેખીને

મનુષ્યો વાસનાઓ, લાગણીઓ અને પૂર્વગ્રહોના ભારા જેવા છે કેવળ જ્ઞાનથી ભાગ ઓગળતા નથી, એ જ્ઞાન માત્ર મગજમા રહે છે, ચોપડીમા રહે તેમ જ કેટલીક વાર એ જ્ઞાનના આઘાતમા જડતા વધારે કાઠી થવાનો સભવ છે લાગણીઓ અને પૂર્વગ્રહોના પટ બદલાય છે નવા સૌન્દર્યદર્શનથી, નવી લાગણીના અનુભવથી ચન્દ્રકાન્ત અને સરસ્વતીચન્દ્રની મૈત્રીએ તથા તેમના મનોરાજ્યે ગગાભાભી જેવાને પણ આર્દ્ર કર્યાં છે વિદ્યાચતુર અને ગુણસુદરીનુ સુભગ ગૃહજીવન બુદ્ધિધનને નવી દૃષ્ટિ આપે છે મલ્લરાજનુ વીરત્વ એકપત્નીવ્રતના નવા સકલ્પ સાથે જોડાયેલુ હોઈ સોહામણુ થયુ છે વિષ્ણુદાસની ઉદાર દૃષ્ટિ નવા ફિલસૂફ આગન્તુકને અપનાવે છે અને સરસ્વતીચન્દ્ર વિષ્ણુદાસની ફિલસૂફીને પોતાની કરી લે છે પોતાના જ દેશમા પરદેશી માફક ભમતા વિદ્વાનો નવી દીક્ષા લઈ પાછા દેશના બની શકે છે સરસ્વતીચન્દ્ર અને કુમુદ જેવાના પ્રણયચિન્તનથી સૂક્ષ્મ પ્રેમની જે મોહની ઊભી થઈ છે અને સ્ત્રીજાતિ માટે જે સદ્ભાવ ઊભો થયો છે તે તેમના લગ્નથી ભાગ્યે થાત વિષ્ણુદાસ અને ચન્દ્રાવલી જેવા સરસ્વતીચન્દ્ર અને કુમુદને સમજી શકે છે અને એ પથભૂલેલાને જીવનપથે ફરી ચઢાવે છે, એ વાતમા રાગદ્વેષમય સસારને નવી રીતે અપનાવવાની સૌન્દર્યદીક્ષા રહેલી છે

શ્રીઅરવિંદના પૂર્ણયોગ પહેલાં ગોવર્ધનરામે વિયોગયોગ પ્રબોધ્યો છે. લક્ષ્યાલક્ષ્ય યોગીઓ જીવ, ઈશ્વર અને બ્રહ્મ એ ત્રણનું અદ્વૈત કર્મયોગ અને જ્ઞાનયોગથી સાધે છે "અન્ય જનો તો, જીવ-ઈશ્વરનું, (કર્મયોગ વડે) અથવા તો જીવ-બ્રહ્મનું (જ્ઞાનયોગ વડે), એમ બેનું અદ્વૈત સાધે છે. અને તે માત્ર એક યોગ વડે (કર્મયોગ વડે કે જ્ઞાનયોગ વડે), પણ તે કોઈ ત્રણનું અદ્વૈત નથી સાધતા. માટે જ પરમશ્રેષ્ઠ આ અમારો વિયોગ નામનો યોગ છે"

ઈશાવાસ્ય અને મુંડકમાં હિરણ્મય શબ્દ આવે છે એમાં મૂલ્યવત્તાનું અને ગ્રહણયોગ્યતાનું સૂચન ગોવર્ધનરામ જુએ છે "હિરણ્મય એટલે સુવર્ણમય પાત્રથી સત્યનું મુખ ઢંકાયેલું છે, હે પૂષન્! સત્યધર્મને માટે-દૃષ્ટિને માટે-એ મુખ તું ઉઘાડ!" પૂષન્‌નું સંબોધન પાત્રની ગ્રહણયોગ્યતાનું સૂચક છે. "પાત્રનું સંપોષણ, સંરક્ષણ ત્યાંથી ધર્મની સ્થિતિ છે અને તેને ઉઘાડવાથી દૃષ્ટિ એટલે બોધ થાય છે" ગોવર્ધનરામની સમસ્ત વિચારણાના-જેમ ધર્મમાં છે તેમ-પાત્રના રક્ષણની વાત પાયાની છે સંસ્થાઓથી, પરંપરાઓથી, રૂઢિઓથી, સિદ્ધાન્તોથી, આચારથી, વિધિઓથી ભાવનાનું રક્ષણ થાય છે હા, એ ભાવનાઓને યોગ્ય પાત્રો રચ્યાં છે કે કેમ તે તપાસવું જોઈએ પરન્તુ સર્વ લક્ષ્ય સંસારને અવલોકવાની આ અલક્ષ્ય બુદ્ધિ છે મુંડક કહે છે કે "હિરણ્મય અને પર એવા કોશ (એટલે તત્ત્વાગારના સ્થાન)માં વિરજ-શુદ્ધ અને નિષ્કલ-કલાહીન-જન્મવૃદ્ધિક્ષયાદિ શરીરધર્મથી રહિત બ્રહ્મ છે." આ બ્રહ્મરૂપ તત્ત્વાગારનું સ્થાન ત્યાગ કરીને કાઢી નાખવાનું નથી, તેનું યથાર્થ રીતે રક્ષણ કરવાનું છે આ સમગ્ર ઇન્દ્રિયગોચર અને બુદ્ધિગોચર વિશ્વ અક્ષરમાંથી ઉદ્‌ભવી લક્ષ્યરૂપ બન્યું છે. તે પાછું અલક્ષ્યમાં ભળી જવાનું છે તેની લક્ષ્ય સ્થિતિમાં જીવોએ-જે પણ લક્ષ્ય સૃષ્ટિ છે તેમણે-તેનો વિનાશ કરવો યોગ્ય નથી, કેમકે અક્ષર જે અલક્ષ્ય છે તેની જ આ સર્વ વિભૂતિ છે. આ લક્ષ્યના અલક્ષ્ય બ્રહ્મમાંથી ઉદ્‌ભવેલી, અલક્ષ્ય બ્રહ્મને લીધે લક્ષ્ય થયેલી ઉપેક્ષાયોગ્ય હોય જ નહિ આથી જ મનુષ્યને હરેક સ્થિતિમાં ધર્મ્ય કર્મ કરવું વિહિત છે, કર્મસંન્યાસ વિહિત નથી કર્મત્યાગ તો સંભવતો જ નથી, કેમકે એ તો જીવને માટે શરીરધર્મથી જ અશક્ય છે. કર્મનું પાર્થિવપણું, તેની જડતા નિવારી શકાય તેમ છે "કર્મોનું ઈશ્વરસમર્પણ કરવાથી કર્મો સ્વયોનિને પ્રાપ્ત થઈ તેના રૂપને પામે છે, તેથી જીવને બંધનકર્તા રહેતા નથી"

'કર્મનો ઉદ્‌ભવ બ્રહ્મથી જાણ, અને બ્રહ્મનો ઉદ્‌ભવ અક્ષરમાંથી છે,' એવું ગીતાવચન છે તેનો અર્થ એમ છે કે અલક્ષ્ય જે અક્ષર છે તેમાંથી લક્ષ્યબ્રહ્મનો ઉદ્‌ભવ છે અને એ લક્ષ્યબ્રહ્મ એ કર્મનો યોનિ છે" કર્મની જડતાને, અને એ રીતે આત્માને જડતામાં ધકેલી દેનાર માયાને નિવારવાનો આ જ એકમાત્ર ઉપાય છે જગત અને સંસારને બ્રહ્મનું લક્ષ્ય સ્વરૂપ માની, બ્રહ્મને સમજી, લક્ષ્ય સ્વરૂપનું આરાધન ધર્મ્ય કર્મો નિર્મમ ભાવે કરી કરવું એ માનવનો કે મુમુક્ષુનો પુરુષાર્થ છે "સરસ્વતીચન્દ્ર"નું સમગ્ર રહસ્ય પામવા આ લક્ષ્યાલક્ષ્ય દૃષ્ટિ ઓળખી લેવા જેવી છે*



* નડિયાદમાં આપેલું ગોવર્ધનરામ સ્મારક વ્યાખ્યાન, વિજયાદશમી સં. ૨૦૧૩ તા. ૩-૧૦-૧૯૫૭

## [ ૪ ]

# જ્ઞાનબાલ કે સૌન્દર્યબાલ ?

નરસિંહરાવ ૧૯૩૭મા ઇઠ્ઠોતેર વર્ષે અવસાન પામ્યા દેશે સલામતીનો શ્વાસ અને નવી વિદ્યાનો પ્રકાશ લેવો શરૂ કર્યો ત્યારથી તે ગાધીજીની સ્વાતન્ત્ર્યની ઝુમ્બેશ લડતો તેમ જ ગુજરાત વિદ્યાપીઠની કેટલીક સિદ્ધિ પર્યંત તેમનુ આયુષ્ય પહોચ્યુ એમણે દલપત નર્મદનુ ઉત્તમ કાર્ય જોયુ તેમ ઉમાશકર-સુન્દરમ્‌ની રમણીય ઉષા નિહાળી મણિલાલ, ગોવર્ધનરામ, રમણભાઈ જેમ મુબઈ યુનિવર્સિટીની પહેલી પચ્ચીસીના એ પડિત હતા સસારસુધારો અને ધર્મસુધારો, રાષ્ટ્રના સાસ્કારિક જીવનના એ બે ક્ષેત્રમા—અને એ બેઉ ક્ષેત્રમા આપણા અગ્રણીઓ દેશભક્તિથી પ્રેરાતા—નરસિંહરાવ નર્મદયુગની ભાવનાઓને આગળ વધારતા હતા અને તેને વધારે તર્કશુદ્ધ અને સ્વસ્થ કરતા હતા પરતુ એમની દેશભક્તિના આવિર્ભાવનુ મુખ્ય ક્ષેત્ર ગુજરાતી ભાષાસાહિત્યની સેવા જ રહ્યુ પ્રજા અમુક કાર્ય કરે કે નવુ જ્ઞાન પ્રાપ્ત કરે એટલું બસ નથી એનુ માનસિક જીવન શુદ્ધ ને સમૃદ્ધ થાય, જગત અને લોકજીવનને જોવાને એને કવિદૃષ્ટિ લાધે, એની સસ્કારિતા વધે, એ એમના જીવનકાર્યની નેમ જણાય છે કવિતા, સૌન્દર્યપાન, વિવેચન, પ્રવચન, ચર્ચા, મનન, વ્યક્તિચિન્તન, ભાષાવિચાર, એ સર્વ અમૂલ્ય સેવાઓમા એક પ્રેરક ભાવના જણાય છે—સત્યનિષ્ઠ પાડિત્ય અને ઉલ્લાસી સૌન્દર્યપરામર્શથી પોતાનુ વ્યક્તિત્વ સુન્દર બનાવવુ અને પોતાના અનુભવને ભાષામા યથાતથ ઉતારી લોકમાનસને શિષ્ટતાનો ઓપ આપવો ૧૮૮૭નો "કુસુમમાળા"-નો કવિ ૧૮૮૮નો જોડણીનો નિબંધ લખનાર છે ૧૮૮૩મા "ઉત્તરરામચરિત'ના મણિલાલના ભાષાતરનુ વિલોકન કરનાર વિવેચક ૧૯૨૦ સુધીમા સાહિત્યના તપસ્વી તરીકે નામના પામે છે અને છતા, યુવાનના ઉમળકાથી બટુભાઈ ઉમરવાડિયા, ચન્દ્રવદન મહેતા, સુદરજી બેટાઈ, ઉમાશકર જોશી આદિનો પુરસ્કાર કરે છે ભવ્યદર્શને નિર્વ્યાજ શિશુભાવ, સૌન્દર્યદર્શને ઉન્નાસી કવિપણુ, અભદ્ર કે અસત્યના દર્શને સત્યનિષ્ઠ ઉગ્રતા, આપણા સાહિત્યકારોમા નરસિંહરાવમા જણાય છે તેટલા પ્રમાણમા કોઈ ગુજરાતી સાહિત્યકારમા જણાતા નથી "વસ્તુને શુ જાણે વ્યાકરણી ?' એમ દયારામ કહે છે, પણ નરસિંહરાવ સૌન્દર્યપદાર્થના અનુભવી અને તેના ચોક્કસ વ્યાકરણી પણ છે રમણીયતાનો આસ્વાદ કરતા શુષ્ક વ્યાકરણીપણુ દાબી રાખવાનો એ પ્રયત્ન કરે છે, કેટલી વાર તેમા નિષ્ફળ નીવડે છે, તો ક્વચિત્ ક્વચિત્ ધર્મ યા ફિલસૂફીના પોતાના પ્રિય સિદ્ધાન્તને ભૂલીને પણ રસબોધ કરે છે, કરાવે છે રસબોધ કરવો ને બીજાને તેમા ભાગીદાર બનાવવા એ એમની પ્રવૃત્તિ અને વ્યક્તિમત્તાનુ અતિ રમણીય પાસુ છે શુ ચિત્રમા, શુ સગીતમા, શુ સાહિત્યમા સૌન્દર્યપિપાસા એમની સ્વાભાવિક વૃત્તિ જણાય છે, કેવળ ગુણદોષવિવેક એનો આનુષગિક વ્યાપાર છે

નરસિંહરાવે સાહિત્યકૃતિની રમણીયતા, રહસ્ય, ખૂબી જોતા શિખવાડ્યુ નાનાલાલીય અપદ્યાગદ્ય કવિતાને માટે યોગ્ય વાહન નથી કેમ કે એ પદ્ય જ નથી—અને પદ્ય જ કવિતાનુ સહજ વાહન છે—એમ માનવા છતા, નાનાલાલની કવિતાની ગૂઢ અને અસ્પષ્ટ ખૂબીઓ જોવાનો એમના જેટલો પ્રયત્ન ઓછાએ કર્યો છે "જયા અને જયન્ત"ને ઉચ્ચ આસન આપવાના તેઓ પ્રથમ હતા "ઓઢુ ઓઢુ ને સરી" જતા સૌન્દર્યસત્ત્વ જેવી "લોમહર્ષિણી'ની કલ્પનાછવિને હુ નહિ સરી જવા દઉં એવુ ઉમળકાથી ઉચ્ચારતા આ કવિવિવેચકમા ઉલ્લાસી સૌન્દર્યપ્રીતિ ને કૌતુકપ્રિયતા તરી આવે છે આવી ક્ષણોમા

નરસિંહરાવમાં કવિ અને વિવેચક જોડિયા ભાઈ જ નહિ, અભિન્ન બને છે અને તેથી એવા વિવેચનમાં સર્જકતા પણ પ્રવેશે છે

સર્જનાત્મક અંગો વિનાનું પણ તેમનું વિવેચન વ્યવસ્થિત, વીગતસ્પર્શી અને મર્મગ્રાહી થાય છે ભોળાનાથ, રમણભાઈ કે બોટાદકરની કવિતાનું કે "ઉત્તરરામચરિત" કે "જયા અને જયન્ત"નું વિવેચન આ દૃષ્ટિએ નમૂનેદાર છે આવા વિવેચનમાં કૃતિના પ્રત્યેક ઘટક તત્ત્વની – શબ્દપસંદગી, પદરચના, રીતિથી માંડી સમગ્ર આકૃતિની – ચિકિત્સા દેખાય છે પણ વિવેચનમાં અરોચકતાનો તેમનો આગ્રહ કોઈ વખત ઊભરાઈ જાય છે અને એમની સર્જકતાને ઢાંકી દે છે એટલું જ નહિ, છિદ્રાન્વેષી પણ દેખાય છે તેઓ અકારણ કટુ ને તીખા થાય છે, પ્રમાણવિવેક સાચવતા નથી, તરંગવિહાર કરે છે, એ પણ સાચું પણ એકંદરે તેમનું સાહિત્યશિક્ષકનું અને વિવેચનશિક્ષકનું કામ ઉત્તમ છે એમની ચિકિત્સકવૃત્તિ ને રસિકતા, એમની ભાવનાપ્રીતિ ને ધાર્મિકતા, એમની શૈલી ને પદ્ધતિ એક જ નાની વિવેચનકૃતિમાં એક સાથે જોવી હોય તો હું "કૂનડા કટોરી"નું વિવેચન સૂચવું એમાં દેખાતી સાહિત્યસૌન્દર્યથી મોહ પામવાની શક્તિ નરસિંહરાવે કદાપિ ગુમાવી નહોતી.

કવિત્વ, સુધારકવૃત્તિ ને ધાર્મિકતા કવિપિતાનો તેમને વારસો મળેલો હતો એ વારસો ટેનિસન સિંગી શિક્ષણ, ગોલ્ડન ટ્રેઝરી અને ઓગણીસમી સદીના શ્રદ્ધાળુ છતાં ધર્મવિષયમાં વિચિકિત્સા કરનાર કવિઓની કવિતા વડે પરિમાર્જિત થયો Eternal Quest, માનવીની અનન્ત ખોજનો સૂર તેમનામાંથી નીકળ્યા કરે છે આને લીધે તેઓ સાહિત્ય વિવેચકમાંથી સાહિત્યતત્ત્વના મીમાંસક થાય છે નરસિંહરાવ પૂછે છે —"પ્રકૃતિ અને મનુષ્ય વચ્ચે સંબંધ કશો જ નહિ હોય? એ બે ગૂઢ સત્ત્વોને જોડનારો સુવર્ણનો અંકોડો હશે કે નહિ? હશે તો કિયા બળે તે તોડી નાખ્યો હશે? કિયા બળથી પાછો જોડાય? એ બે વચ્ચે સંવાદી સ્વરસંયોગ શી રીતે સધાય? કિયો સંગીતશાસ્ત્રનો પ્રવીણ કલાનિધિ આ સાફલ્ય મેળવી શકશે? હું એનો નિરન્તરનો શિષ્ય થઈશ!'

નરસિંહરાવનું આ પ્રશ્નોનું કંઈક આવું સમાધાન છે કે પ્રકૃતિનું સૌન્દર્ય અને મનુષ્યસર્જિત કલા એ આવો સુવર્ણ અંકોડો છે —

"રૂડા સન્ધ્યારંગે, ઉડુમણિ વળી વ્યોમકુહરે,
સુણું તેડાં તારાં જગજનની ઓ! પ્રેમલ સૂરે'

આ સમાધાનમાં નરસિંહરાવ કેટલાક યુરોપી ભાવિનિયાઓની નજીક જાય છે "અદૃશ્ય તત્ત્વને પ્રત્યક્ષ કરવાને સમર્થ સ્વાભાવિક ચિહ્નો વડે એ અદૃશ્ય તત્ત્વનો સાક્ષાત્કાર તે સૌન્દર્ય," એવું તેમણે સૌન્દર્યનું લક્ષણ બાંધ્યું છે સૌન્દર્યની વ્યાખ્યામાં તેઓ આકૃતિની સમપ્રમાણતાને સાર્થક કરનાર અતિ-લૌકિક ભાવનાતત્ત્વનો સ્વીકાર કરે છે ભાવનામાત્રનું આદિ કારણ ધાર્મિક ભાવના છે, અને "કલાનો પાયો જે સૌન્દર્યની ભાવનામાં છે' તે પણ તેમાંથી જ વહે છે કલા, સૌન્દર્ય અને ધર્મ આમ સંકળાય છે, અને ધર્મની જેમ કલા, અને સૌન્દર્ય પણ જીવનહેતુ અને પુરુષાર્થ માટે સપ્રયોજન બને છે

કલાઓમાં સંગીત તરફ નરસિંહરાવનો પક્ષપાત સ્પષ્ટ છે કુટુંબના સંસ્કાર તેનું એક કારણ છે, પણ વધારે અગત્યનું મને આ લાગે છે લલિત કલાઓમાં, અનિર્વચનીય ભાવસમાધિ નિપજાવવામાં, પરમ સત્ત્વના સાક્ષાત્કારના અનુભવ જેવો અનુભવ કરાવવામાં સંગીતકલા પોતાના સ્વરવિન્યાસના અતિ સૂક્ષ્મ સાધનવાહનને લીધે સૌથી વધુ સફળ છે નરસિંહરાવનાં ગીત અને ગરબીઓ પાછળ આવો પ્રેરક ભાવ રહ્યો છે એમની ઊર્મિકાવ્યની ચર્ચામાં પણ લિરિકમાં સંગીતતત્ત્વની અનિવાર્યતા ઉપર ભાર મૂક્યો છે, જો કે ત્યાં સંગીતનો અર્થ જરા વિસ્તૃત કર્યો છે કાવ્યની ગાનાત્મ જેવા સ્વરૂપની, એટલે કે

## જ્ઞાનબાલ કે સૌન્દર્યબાલ ?

અમુક કાલમાન, લઘુગુરુ અથવા માત્રાના બંધનથી નિયમિત થયેલી શબ્દરચનાની અપેક્ષા રાખે છે કવિતાભાવનાના અમૃતને ઝીલવાને "ચાળણી જેવી કાણાવાળી અંજલિ નહિ પણ રસિકતાની ગૂંથેલી ફૂલની કટોરી જ જોઈએ" કવિતા એ "સંગીતમય વિચાર" છે, એ કાર્લાઇલનું કથન એના વિશાળ અર્થમાં તેમને સ્વીકાર્ય છે પરન્તુ એ કવિતાની આતરિક સગીતમયતાનો સ્વાભાવિક આવિષ્કાર છે અને તેથી કાવ્યના પ્રકટીકરણનુ તે સાધક છે

સગીતની જેમ કાવ્યમા ચિત્રકળાના સસ્પર્શનો અર્થાત્ ચિત્રાત્મકતાનો પણ નરસિંહરાવ આદર કરે છે અપ્રત્યક્ષને પ્રત્યક્ષ બનાવવાની ચિત્રાત્મકતાની ખૂબી તેમની કાવ્યવિવેચનામા સ્વીકૃત છે એમના કવિતાવિવરણમા પ્રત્યક્ષતાવાળા ભાવપૂર્ણ કાવ્યવર્ણનો ઉપર તેમની દૃષ્ટિ ઠરે છે. નરસિંહ, અખો, પ્રેમાનદ, દયારામ આદિમાથી એવી કડિકાઓ તેમણે તાની સૌન્દર્યદર્શન કરાવ્યુ છે એક ઓછા જાણીતા હરિભટની કૃતિમાનું એક મધુર દૃશ્ય તેઓ રસલીન થઈ રજૂ કરે છે

માતા જસોદા બોલાવે જમવા લાલને,<br>
આવો લાડકવાયા લાગુ તમને પાય,<br>
તેમ તેમ રિસાઈને રસિયાજી આવે નહિ,<br>
પાછળ દોડે તેમ તેમ નટવર નાસી જાય<br>
માતા જસોદા૦"

આનો આહ્લાદ તેઓ વર્ણવે છે "આ નાનકડા કાવ્યમા એક છૂટક દૃશ્ય, રમણીય રીતે, દીપિત કરાયુ છે, એ દૃશ્યની દરેક વીગત શ્રોતાની દૃષ્ટિ સમુખ પ્રગટ થાય છે, અને પ્રગટ થતા એ પ્રસગની સાથે તન્મય થઈ જવાય છે, આપણા પોતાના દુખ ભૂલી જવાય છે, અને બાલકૃષ્ણ અને જસોદાનુ સુભગ દર્શન છૂટતુ જ નથી"

આ એક વાકયમા તો સમગ્ર કાવ્યમીમાસાનુ સૂત્ર પડેલુ છે, જેનુ ભાષ્ય કરવુ હોય તો થઈ શકે રસિક કલાઓના પરસ્પર સબંધ અને આશિક યોગ નરસિંહરાવ બહુ રસપૂર્વક વિચારે છે એ વિષયનુ એમનું મનન જેટલુ આહ્લાદક તેટલુ મૂલ્યવાળુ છે વિવેચનના બીજા એક ક્ષેત્રમા પણ નરસિંહરાવનુ અર્પણ ધ્યાનપાત્ર છે પાશ્ચાત્ય અને ભારતીય વિવેચન પરપરાઓના સામાન્ય અને વિશેષ તત્ત્વો સ્ફુટ કરવા અને તેમનો યથાશકય સમન્વય કરવો એ અર્વાચીન ભારતીય વિવેચકો સમક્ષ મોટુ કર્તવ્ય પડેલુ છે નરસિંહરાવ ભાવ અને રસનો ભેદ સ્ફુટ કરે છે અને બતાવે છે કે સામાન્ય રીતે આપણે જે અગ્રેજી ગુજરાતી કે સસ્કૃત ટૂકા કાવ્યો વાચીએ છીએ તેમા ભાવ રસની કક્ષા સુધી જતો નથી ભારતીય અને પાશ્ચાત્ય રસદર્શનની પદ્ધતિઓમા તાત્ત્વિક ભેદ નથી, તેમનુ પ્રયોજન એક જ છે, માત્ર વિવરણની રીતિમા ફરક છે, એ પણ તેમણે સમજાવ્યુ છે

પડિતયુગના નરસિંહરાવ મહારથી છે, પરન્તુ જેમ તેમની કવિતામાં ને વિવર્તલીલામા તેમ આ સર્વ મીમાસા અને અવલોકનોમા પણ તેમના નિખાલસ ભાવનાપ્રિય વ્યક્તિત્વની મધુરતા જ મને સૌથી વિશેષ આકર્ષક લાગે છે પડિતના ગુરુભાવ કરતા તેમની સૌન્દર્યબાલની મુગ્ધતા મનોહારિણી છે, અને સમકાલીન કોઈ વિવેચકમા તેટલા પ્રમાણમા તો તે જણાતી નથી એમના ગદ્યને એમના વ્યક્તિત્વના ગુણો – પાડિત્ય, શોધકબુદ્ધિ, નીતિઆગ્રહ, શ્રદ્ધા વિશિષ્ટતા આપે છે, પણ એને રમણીયતા અર્પનારુ પ્રધાન તત્ત્વ આ સૌન્દર્યબાલની મુગ્ધતા છે



[ ૫ ]

# મણિલાલનું તત્ત્વજ્ઞાન

ગુજરાતમાં વિચારકો કહી શકાય એવા કવિઓ અને સાક્ષરો ઠીક સંખ્યામાં થઈ ગયા છે, પણ શુદ્ધ તત્ત્વવિચારકો બહુ ઓછા છે. ગુજરાતના શુદ્ધ તત્ત્વવિચારકોમાં આપણે અખો, મણિલાલ અને મશરુવાળાને ગણાવી શકીએ. અખા પછીના, અને ગદ્યમાં વિવરણ કરનાર તરીકે ફિલસૂફની વધારે ક્ષમતાવાળા લેખક, ગુજરાતના પ્રથમ પૂર્ણ ફિલસૂફ ગણાય એવા, જીવનના બધા પટોનો વિચાર કરનાર સાક્ષર તે મણિલાલ નભુભાઈ દ્વિવેદી. નર્મદ અને નવલરામની વિચારધારા અને વિચારપદ્ધતિની ભૂમિકામાં આપણે મણિલાલની વિચારણા–તેનો વ્યાપ, તેનું ઊંડાણ, તેની સંગતિ, તેની સંશ્લિષ્ટ પદ્ધતિ અને સુગમ છતાં સુભગ, ગુણસુંદર ને પ્રવાહી શૈલી જોઈશું તો મણિલાલે વિચારક તરીકે કેવી મોટી ફાળ ભરી છે તે સમજાશે. નર્મદની વિચારણા એની લાગણીઓની દાસી હતી–પ્રસંગે ઉગ્ર ને વેગી; પ્રસંગે ધ્યેયનિષ્ફળતામાંથી જન્મેલી સાવધ અને સંરક્ષક. અને તેની શૈલી ક્વચિત્ ઉદ્બોધક કે વક્તાને યોગ્ય, ક્વચિત્ કવિને યોગ્ય, ક્વચિત્ વાર્તાલાપીને યોગ્ય, એકંદરે અણસરખી ને અસ્વસ્થ. ધર્મની મીમાંસામાં નર્મદ ઊંડો ઊતરી શકનો નથી, તેનાં નિદાન જોઈ શકતો નથી. યુક્તિપુરઃસર સાધકબાધક ચર્ચા કરતો નથી; માત્ર સરળ ઉપયોગિતાવાદથી ચલાવી લે છે, અંગ્રેજી કેળવણીથી તેનામાં "પૃચ્છકશક્તિ" આવી છે અને ઈંગ્લંડનો બુદ્ધિવાદ તેમજ વ્યક્તિ–સ્વાતંત્ર્યવાદ તેનામાં પ્રવેશ્યો છે, પણ એ સિદ્ધાન્તપ્રેર્યો દેશહિતચિંતા કરતો નથી. દેશહિતચિંતા પ્રેર્યો, દેશાભિમાનપ્રેર્યો સિદ્ધાન્ત ઘડે છે. ઈ. સ. ૧૮૭૦માં તે કહે છે તે એની પોતાની મનઃસ્થિતિને નિરૂપે છે તેટલી દેશજનની સ્થિતિને નિરૂપતું નથી : 'આજકાલ કોઈને જૂના ધર્મમાર્ગ ઉપર આસ્થા નથી જ ને નવો ધર્મમાર્ગ કિયો સ્વીકારવો તેનો નિશ્ચય નથી.'......'મારી સમજમાં તો આમ છે કે જ્યારે અનેક ધર્મમાર્ગથી દેશીજનોનો સંપ શિથિલ થાય છે અને જ્યારે દેશદેશના વિદ્વાનો, પેગંબર, આચાર્યોના મત જુદા જુદા છે ત્યારે આપણે હાલમાં આટલું જ રાખવું. જગતનો કોઈ કર્તા છે; તે એક છે ને નિરાકાર અને સર્વશક્તિમાન ને સર્વજ્ઞ છે; આપણે તેના યશ ગાવા અને પાપ તથા દુઃખમાંથી ખસવાને અને વળી પુણ્ય તથા સુખ પ્રાપ્ત કરવાને તેની પ્રાર્થના કરવી; કેમકે તે આપણાં સુકૃત જોઈને પ્રસન્ન થાય છે ને પ્રસાદ આપે છે તેમ અનીતિના કર્મને માટે આપણને શિક્ષા કરે છે. હાલ બંગાળામાં જે ધર્મમાર્ગનો ઉપદેશક કેશવચંદ્ર છે તે ધર્મમાર્ગ આપણે સૌએ પાળવો, નીતિ સંબંધી વિષયોમાં 'आत्मवत् सर्वभूतेषु' એ વિચારે કોઈનું કંઈ હરણ કરવું નહિ. એ જે બોધ છે તે સર્વત્ર માન્ય છે ને ખરો છે. વિશેષમાં આટલું કે પ્રેમશૌર્ય, સ્નેહ, ઐક્ય, મહાત્મતા, ઉદ્યમ, હિંમત, સાહસ, ધૈર્ય આદિ સદ્ગુણો સમય પરત્વે અવશ્યે ને વિશેષે પ્રાપ્ત કરવા.'* સુધારાનું વિસર્જન કરી 'સ્વધર્મપાલન'માં આત્મા, અન્યધર્મ વગેરેનું વર્ણન કરે છે ત્યાં પણ વેદ, બ્રહ્મ, પુનર્જન્મ, ચૈતન્યશક્તિ, મોક્ષ, આચાર વગેરેની તેની વાતો તે સમયના સામાન્ય બ્રાહ્મણના પોપટિયા જ્ઞાનથી આગળ વધેલી જણાતી નથી; મનન, મંથન, ચિંતનના પરિપાકરૂપ જીવનરસ બનેલી તે ફિલસૂફી નથી.

નવલરામની શૈલી અર્થાનુસારી, મરોડદાર ને સ્વસ્થ છે, પણ તેમની વિચારણાનો વ્યાપ મર્યાદિત છે. સરકારી નોકરીને લીધે પણ કેટલાક વિષયની તાત્ત્વિક ચર્ચા તેમણે કદાચ ટાળી હશે, એમ ન હોય

* નર્મદ "આપણી દેશજનતા" (૧૮૭૦)

તો પણ એમનું દૃષ્ટિબિન્દુ, એકંદરે વસ્તુસ્થિતિના વિવેચનનું સાગસાર ગ્રહણનું, સમાલોચકનું કે સાક્ષરનું છે જનમંડળની પ્રવૃત્તિઓના તેઓ પ્રેક્ષક છે અને તેના રહસ્ય તપાસે છે તેટલે અંશે તેઓ સાક્ષર છે એવી સાક્ષરતાનું વધુ સફળ પ્રસ્થાન આનંદશંકરમાં જણાય છે, પણ આનંદશંકરની આલોચનામાં ભાવનાવિષયક જે સ્થિર તેજસ્વિતા અને એકસૂત્રતા જણાય છે, સર્વ તત્ત્વબુદ્ધિનું જે અધિષ્ઠાન જણાય છે તે નવલરામમાં નથી સર્વ સમાલોચનાને ફિલસૂફીની કક્ષાએ લઈ જનાર પ્રથમ સાક્ષર આનંદશંકરના પુરોગામી મણિલાલ છે, અને નવલરામ તેમ જ આનંદશંકર બન્ને કરતાં એમની વિશેષતા આ છે કે એમના ચિંતને સામાન્ય વાચકના ચિત્તને સ્પર્શ કર્યો, તેને સંતોષ આપ્યો, તેને જાગૃત કર્યું આ અંશમાં અને અભિનિવેશની માત્રામાં પણ એ નર્મદના અનુયાયી હતા, પરન્તુ પોતાના પાંડિત્ય ને તર્કબળથી તથા તેજસ્વી તેમ જ સરળ, તાત્ત્વિક તેમ જ નિર્ભય નિરૂપણથી તેમને અતિશય સફળતા મળી સમકાલીન પ્રજાની હૃદયવૃત્તિ અને સમકાલીન સાક્ષરોના માનસ ઉપર મણિલાલની છાપ અચળ અને ઊંડી છે આપણે માટે અર્વાચીન ગુજરાતની બૌદ્ધિક ને સાહિત્યિક સિદ્ધિઓ તથા અપૂર્ણતાઓને વિલોકવાનું નર્મદ પછી બીજું કેંદ્રસ્થાન મણિલાલ અને ગોવર્ધનરામ છે, પણ ગોવર્ધનરામ ફિલસૂફ કરતાં કવિ – જીવંત આકારોમાં રમતા સૌન્દર્ય ને સત્ય જોનાર – કવિ છે, મણિલાલ કવિ કરતાં ફિલસૂફ વિશેષ છે કાન્તે જે મણિલાલ વિશે કહ્યું તે મણિલાલ અને ગોવર્ધનરામ બન્ને માટે સાચું છે "પ્રો૦ મણિલાલમાં કંઈક એવું સામર્થ્ય છે કે તેનું બીજા કોઈ પણ સમકાલિન લેખકમાં દર્શન થતું નથી જેમને તેમના નિકટ સમાગમનું સુખ મળ્યું છે, તે બધા બેધડક કહે છે કે દેશનો ખરો ઉદય કંઈક એમના જેવી દૃષ્ટિએ દેશની ભૂત અને વર્તમાન સ્થિતિને જોયા વગર થવાનો નથી *

મણિલાલને સુધારક તરીકે સમજવા માટે જગતની ઐતિહાસિક ગતિની તેમની સમજ તથા સુધારાના તાત્ત્વિક વિચાર માટે તેમની ધર્મતત્ત્વની સમજ બરાબર પિછાણવી જોઈએ, તો જ તેમને ન્યાય થાય ૧૮૮૧ પછીના નર્મદને અને વિચારક મણિલાલને એક પલ્લામાં મૂકી દેવાની ભૂલ ન કરાય નર્મદ તો માત્ર એટલું જ કહે છે કે સુધારાના ડહોળા પાણી ઊતરી જઈ, સ્વચ્છ થઈ, એક નાના ઝરણા તરીકે જનમંડળની વિચારધારામાં પ્રવેશી તેનું અશત શોધન કરશે, તેને પુષ્ટ કરશે મણિલાલ સંસારસુધારાને તાત્ત્વિક પીઠિકા આપે છે ને એ પીઠિકાને આધારે તે સુધારક ગણાવા જોઈએ, પણ 'સુધારક' નો અર્થ કંઈ વિશિષ્ટ ને વિકૃત થઈ જવાથી આપણે મણિલાલને એ નામે ના ઓળખીએ તો કંઈ ખોટું નથી મણિલાલને આપણે શાસ્ત્રનિષ્ઠ દેશહિતચિંતક, ધર્મશોધક ને તત્ત્વવિચારક કહી શકીએ મનનીય નિબંધ 'નવીન અને પ્રાચીન'માં એમણે પોતાનું સ્થાન સ્ફુટ કર્યું છે 'અપરિમેય સંસ્કાર-પરંપરામાં જે કાંઈ સ્થિર, સ્થાયી રહેવા પ્રયત્ન કરે છે તે પ્રાચીનતાનું સ્વરૂપ ધારણ કરે છે, જે કાંઈ નવીન નવીન સંસ્કારાનુસાર પ્રતિક્ષણ બાહ્યાંતરના યથાયોગ્ય આકાર નીપજાવી લેવા તત્પર રહે છે તે નવીનતાનું સ્વરૂપ ધારણ કરે છે' 'પ્રાચીનતાનો અને નવીનતાનો વિરોધ નથી ઉભય પ્રત્યેક વ્યક્તિમાં સ્વભાવસિદ્ધ છે અને આવશ્યક છે, વિશ્વનો નિર્વાહ જ તેમના યોગ વિના થાય નહિ યોગક્ષેમના નવીનતા અને પ્રાચીનતા એ અંગ છે' આ મધ્ય વર્ગમાં જ પ્રાચીનતાના આગ્રહી સુજ્ઞનું સ્થાન છે પ્રાચીન અને નવીનનો વિરોધ આ મધ્ય માર્ગમાં નથી, એ માર્ગના અંત આગળ તેમનો વિરોધ છે' 'નવીનતા જ્યાં વિનાશનું રૂપ ધારણ કરે છે, પ્રાચીનતા જ્યાં સાગસાર ન વિચારતાં અંધ અવિવેકતાનું રૂપ ધારણ કરે છે, ત્યાં ઉભયનો વિરોધ થાય છે' 'સ્થિરતા, દૃઢતા, શાન્તિ

* કાન્ત સિદ્ધાંતસારનું અવલોકન"

એ જેમ કાર્યમાત્રની સિદ્ધિને આવશ્યક છે, તેમ તેનાં તેજ બહુ વધી જાય તો હાનિકર્તા છે, સાહસ, ચાપલ્ય, પરાક્રમ, એ જેમ સાધ્યને સિદ્ધ કરવા આવશ્યક છે, તેમ બહુ વધી જાય તો ઉન્માદ અને હાસીના જ નિદાન થાય છે મધ્ય માર્ગ સર્વત્ર સારો છે'

મણિલાલનો આ મધ્યમાર્ગ સિદ્ધાન્તની દૃષ્ટિએ ખોટો નહિ લાગે સમાજની સુદૃઢતા ને ઉન્નતિને માટે, તેની સ્વસ્થતા માટે તેના ઇતિહાસમા બંધાયેલા વ્યક્તિત્વની રક્ષા થવી જોઈએ તેને જાળવીને તેને પુષ્ટ બનાવી શકાય નહિ તો કદાપિ સમાજનો જ વિનાશ થાય વ્યક્તિઓના હિતો સમાજના ધારણની દૃષ્ટિએ ગૌણ છે મણિલાલની સામાજિક વિચારણા સમાજલક્ષી છે, વ્યક્તિલક્ષી નથી "પ્રત્યેક વ્યક્તિએ પોતાનો વિચાર સમગ્ર મનુષ્યવર્ગની નીતિના પ્રતિબિંબરૂપે યોજવો જોઈએ પ્રત્યેક વ્યક્તિ માટે જે નિયમ છે તે પ્રત્યેક રાજ્ય કે મડળી કે નાતને માટે પણ સત્ય છે'× વ્યક્તિને અન્યાય થતો હોય, કદાપિ તેની પ્રત્યે ક્રૂરતા દેખાતી હોય તથાપિ જો તે પ્રવૃત્તિ સમાજના હિતમા હોય તો નિર્વાહ્ય છે આ સિદ્ધાન્તના વિનિયોગમા મણિલાલ ઘણી વખત આઘાતક લાગે છે સિદ્ધાત કરતા વધુ તો સિદ્ધાતના તેમના વિનિયોગથી મણિલાલે રમણભાઈ જેવાનો અણગમો ને વિરોધ વહોર્યો હતો એવા વિનિયોગમા કદી તર્કછલનો ભાસ પણ થાય છે*

સમાજને, જનમડળને પણ મણિલાલ વિશ્વયોજનાના એક અગ તરીકે જુએ છે મનુષ્યની સર્વ પ્રવૃત્તિનુ અતિમ ધ્યેય ને પરિણામ મોક્ષ હોવુ જોઈએ, એટલે મણિલાલની સમાજલક્ષી વિચારણા પણ વસ્તુત મોક્ષલક્ષી થાય છે 'ધર્મ, અર્થ કામ એ ત્રણ વિષયોમા એવી જે જે પ્રવૃત્તિ થાય, જેથી મોક્ષને કોઈ રીતે જરા યે હાનિ પહોચે તે તે પ્રવૃત્તિ દુષ્ટ, અધાર્મિક અને ન ઇચ્છવા યોગ્ય છે × × 'અથવા સિદ્ધ રીતે કહી શકાય કે મોક્ષના સિદ્ધાન્તથી કોઈ રીતે, ને કોઈ અશે પણ જે વિરુદ્ધ જાય તે બધુ અનીતિ જ છે'§

× મણિલાલ વ્યાવહારિક નીતિ (૧૮૮૮)

* મણિલાલની શૈલી તેમ જ વિચારણાનુ તેના ગુણો તથા મર્યાદાઓનું સરસ પ્રતિબિંબ એમના 'નિવૃત્તિમાર્ગ' (૧૮૮૪) નિબધમા જણાશે. એમની શૈલીની સુગમતા તેમ અને વાગ્મિતા તથા નર્મદી જોસ્સો તેમા ઓળખાય છે, તો વિચારણામા વ્યવહારમાના અનુભવમાના સર્વ નનાત્વમા રહેલુ એક આત્મતત્ત્વનું મનન પણ જણાય છે 'કાયિક માનસિક કે હૃદયના જે જે અનુભવ થાય છે તે ઉત્તરોત્તર એક એકના દૃશ્ય-દ્રષ્ટારૂપ છે, શરીર અને હૃદયના અનુભવ મનને દૃશ્ય છે ને મન તેમનુ દ્રષ્ટા છે, પણ મનના અનુભવ પાછા કોઈકને દૃશ્ય હોવા જોઈએ કે જે અનુભવમા નનાત્વ છે–એક કરતા વધારે રૂપે જણાવાપણું છે–ક્રોધ, લોભ મોહ તર્ક આદિરૂપે નાનાત્વ છે–તેનો દ્રષ્ટા તેથી ભિન્ન હોવો જોઈએ તે દ્રષ્ટા આત્મા કહેવાય છે ને તે નાનાત્વવાળો નથી માટે તે કોઈનો દૃશ્ય થતો નથી પોતે સ્વયપ્રકાશ સ્વતસિદ્ધ સર્વમય સર્વદ્રષ્ટા છે પરતુ આ સિદ્ધાન્ત સાથે વ્યવહારના જે સુખદુઃખ છે તેનુ મણિલાલનું નિરાકરણ પ્રતીતિકર નથી સાચા સુખમા આત્મજ્ઞાનનો અશત પણ અનુભવ અને દુઃખમા આત્મજ્ઞાનથી વિદૂરતા એ સમજવા છતા મણિલાલની સુખદુઃખ બબત યુક્તિશૃંખલા કૃત્રિમ જણાય છે 'આ માર્ગનો એવો સિદ્ધાત છે કે આત્મદર્શન એ જ સુખ છે જેને જેટલુ આત્મદર્શન તેટલુ તેને સુખ. વસ્તુત સુખ એવુ કાઈ છે જ નહિ જેટલુ જેટલુ નનાત્વ જેટલો જેટલો ભેદ તે બધો મિથ્ય, માયારૂપ અથવા બીજી રીતે કહીએ તો દુઃખ છે જન્મ માત્ર, આખો વ્યવહાર પ્રવૃત્તિમાત્ર દુઃખ જ છે નિર્વેદ જ છે જેને આત્માના નિર્વિકાર અને સર્વમય સ્વરૂપનું–અભેદનું સાનુભવ ભાન છે તેને દુઃખ છે જ નહિ કેમ કે એક નાટકના જોનારને પાત્રોના વિકારથી વસ્તુતઃ સુખ દુઃખ હોત તો આવા આત્મસ્થ દ્રષ્ટાને પ્રવૃત્તિ–વ્યવહાર–માયના નાટકથી વાસ્તવિક સુખદુઃખ હોય આનદશકરની જગવૈચિત્ર્ય અને સસારવૈચિત્ર્યની સમજ વધારે વાસ્તવિક છે

§ મણિલાલ "નીતિવ્યવહાર' (૧૮૯૨)

આ મોક્ષનો સિદ્ધાન્ત શો છે ? સમગ્ર વિશ્વનું ત્રિકાલાબાધિત સત્ય, તેનું રહસ્ય શોધ્યા જાણ્યા વિના, તેમાં શ્રદ્ધા પ્રગટ્યા વિના ધર્મદર્શન થઈ શકે નહિ. અને વાસ્તવિક ધર્મદર્શનને આધારે જ જીવનનાં બધાં પાસાંનો અને કર્તવ્ય-અકર્તવ્યનો નિર્ણય થઈ શકે. મણિલાલે ભારતીય દર્શનોનો અભ્યાસ કરી, તેની પાશ્ચાત્ય દર્શનો સાથે તુલના કરી શાંકર વેદાન્તમાં શ્રદ્ધા સ્થિર કરી. આ સઘળું બ્રહ્મ છે અને પ્રાણીમાત્ર વસ્તુતઃ બ્રહ્મ છે. આ સત્ય અને શ્રદ્ધા પ્રગટ થયા પછી મનુષ્યનો પરમ પુરુષાર્થ બ્રહ્મમય થવામાં છે. બ્રહ્મનો અનુભવ નિરંતર થતો નથી; તે ધીમે ધીમે વધતો જાય, નિરંતર થાય, વ્યવધાન વિનાનો થાય, એ માનવનો જીવનહેતુ હોય. ધર્મની તાત્ત્વિક ગંગોત્રી આ પુરુષાર્થવિષયક સિદ્ધાન્ત છે. આ સર્વ બ્રહ્મ છે એ વાતની સાક્ષી આપતું કોઈ જીવનતત્ત્વ આપણા અનુભવમાં છે? હા, અને તે છે પ્રેમ. મૈત્રી, કરુણા, દયા અનુકંપા, સ્નેહ, વાત્સલ્ય, આદર, ભક્તિભાવ એ પ્રેમનાં જ રૂપ છે અને વાસ્તવિક જીવનમાં થોડેઘણે અંશે અભેદનો અનુભવ કરાવે છે તો પરમ તત્ત્વ, બ્રહ્મ એ પ્રેમસ્વરૂપ જ છે એવો નિશ્ચય મણિલાલ કરે છે. આ સર્વમાં રહેલું વિષ્ણુનું તત્ત્વ આ જીવનમાં સર્વત્ર લીલા કરી રહ્યું છે. **ईशावास्यं इदं सर्वम्।** એટલે સર્વ કર્તવ્યોની ગતિ અને કસોટી મણિલાલની વિચારણામાં અભેદાનુભવ બની રહે છે. વિશ્વરચના શું છે, આપણો તેની સાથે શો સંબંધ છે **ને આપણો એ સંબંધ યથાર્થ રીતે પરિપૂર્ણ સાચવવાને શું કરવાનું છે** એ જ મુખ્ય વાત છે. એને સત્ય કહો, ધર્મ કહો, તત્ત્વ કહો, તર્ક કહો, શ્રદ્ધા કહો, તેથી કાંઈ બાધ નથી.......ધર્મ એટલે જીવિતનો યથાર્થ હેતુ જેવો સમજાય તે જ પ્રમાણે નીતિ, આચાર, વિચાર, વ્યવહાર, રાજ્ય સર્વે રચવાનાં. †અભેદાનુભવ. સર્વાત્મભાવ, બ્રહ્મભાવ કે મોક્ષ એ અભાવાત્મક નથી, ભાવાત્મક છે; એ આત્માનો સંકોચ નથી સૂચવતાં. વિસ્તાર, બૃહદ્‌ભાવ, વર્ધન, ઉન્નતિ સૂચવે છે. કેટલાક અંધશ્રદ્ધાળુઓ આત્મનિવેદનનો અર્થ કરે છે તેનો મણિલાલ તિરસ્કાર કરે છે. એવું આત્મનિવેદન અધમતા અને પાપનો જ માર્ગ છે; કેમકે કોઈ એક વ્યક્તિનો તે દ્વારા પિંડ જ પોષાય છે. સાચું આત્મનિવેદન તો 'પોતાના આત્મામાં જે બલ વીર્ય, સાધન-સમૃદ્ધિ આદિ હોય તેને કર્તવ્ય દ્વારા સમષ્ટિમય પરમાત્માને ઉપહાર કરવામાં સિદ્ધ થાય છે.'* વ્યક્તિનો અર્પણપૂર્વક કર્તવ્યની ભાવનાથી સધાતો આત્મસાક્ષાત્કાર અને સંસારમાં પ્રેમમય-અભેદભાવનામાંથી જન્મતો અભેદાનુભવ કરાવતો પ્રેમમય-વ્યવહાર એ મણિલાલની સર્વે વિચારણાનું, તેમના નીતિવિચારનું, કુટુંબવિચારનું, રાજ્યવિચારનું. સાહિત્યવિચારનું નિયામક અને ચાલક તત્ત્વ છે. આના અર્થઘટનમાં. મણિલાલ. જીવનમાં તેમ જ દર્શનમાં, ઠોકર નથી ખાતા એમ નહિ, આત્મવંચના સુદ્ધાં કરે છે; પણ એક કેન્દ્રરૂપ મહાન સત્યને આધારે તેમણે રચેલો વિચારમિનાર ખરેખર ભવ્ય છે અને દીવાદાંડી જેમ ચેતવણી આપતો પથદર્શક રહ્યો છે.

★

† "ધર્મબોધ."

* 'શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો વેદાન્ત'.



૩૪

[ ૬ ]

## આદિવચન*

બાલાશંકર કંથારિયા અને મણિલાલ નભુભાઈ બંને નડિયાદના, બંને ૧૮૫૮માં જન્મેલા બંને ૧૮૯૮ માં અવસાન પામેલા, બંને સહોદર, બંને મિત્રો, બંને વિદ્વાનો અને બંને રંગરાગી કવિઓ. તેમને નડિયાદ આજે કૃતજ્ઞતાથી સંભારે છે એ મંગલ પ્રસંગે બે પ્રાસ્તાવિક બોલ કહેવા આપે મને કહ્યું તેથી હું બહુ આભારી છું. આપણે ગોવર્ધનરામનું તર્પણ કર્યું; આપણે વીર નર્મદની સ્મૃતિ તાજી કરી; અને આજે આ બે મિત્રકવિઓને અંજલિ આપવામાં સહભાગી થઈએ છીએ.

નર્મદનું જેમ "જય જય ગરવી ગુજરાત" કે "સહુ ચલો જીતવા જંગ" પ્રત્યેક ગુજરાતીના ચિત્તમાં અંકિત છે, તેમ "કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે" અને "ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સહેજે" એ બે પંક્તિઓ પણ તેનું સંસ્કારવિત્ત બની ગઈ છે.

ગુજરાતી પંડિતયુગની કવિતાનો ઉદય નરસિંહરાવથી થાય છે, પણ તેની આગાહી આ બે કૌતુકરાગી ને ભાવાવેગી કવિઓમાં જણાય છે. વ્રજ, સંસ્કૃત, ફારસી અને અંગ્રેજી શૈલીની કવિતા બાલાશંકરે લખી છે, સૂફીવાદનો એનામાં દૃઢ સંસ્કાર છે, અને આત્મનિમજ્જન એનું લક્ષણ છે. ગઝલની મદીલી છટા એમના સ્વભાવને બહુ અનુકૂળ છે અને તેઓ ગુજરાતી ગઝલના પિતા બને છે. આત્મલક્ષી કવિતાનો આ ગુણ અંગ્રેજી રોમાન્ટિક શૈલીની કવિતારચના માટે પણ અનુકૂળ બને છે અને તેથી બંને કવિઓ શેલી–બાયરન જેવી અંગ્રેજી શૈલીની પણ રમણીય કવિતા આપે છે:

"કવિ રાજા હું ને વળી તુ પટરાણી નૃત કરે,
મૃગે બીજે શું શચિપતિ વિના રે ગતિ કરે;
પપૈયા કોકીલા સ્વરપૂરક કેવાં, મીઠી, યતાં,
વળી વિહીં બહીં દરદી મૃગ શ્રોતાજન હતાં"
"પછી કોઈ કાળે ક્ષણિક વપુના બંધ વિખરે
રહે તુ પાસે ને નજર વપુ તારા પર રહે
તજી સંસારાબ્ધિ સતત દુઃખતાપ્તિથી ઝૂઝજો,
રહે આશા, તારા સ્વરૂપ મહીં ચૈતન્ય વિચરે."
(ક્લાન્ત કવિ)

"ભર્યાં તાપી નીરે, ખળખળ વહે છે ગતિ થકી,
ઉતારે સાહેલી જલભરન આવે હરખથી.
ઘડા મૂકી માથે યુવતિયુથ ડોલે અનુપમે,
વચે નાની મોટી અધિક શિશુ ચેષ્ટા કરી રમે."
(સૂર્યાસ્ત)

* નડિયાદમાં તા. ૨૦–૨૧ સપ્ટેમ્બર ૧૯૫૮ના દિવસોએ મણિલાલ દ્વિવેદી અને બાલાશંકર કંથારિયાના જન્મશતાબ્દી સમારંભ ઉજવાયા તેના આરંભે બોલાયેલું —

"તજ્યો તેં ત્યાંથી મેં નથી નિધિવિધુયોગ નીરખ્યો,
તજ્યો તેં ત્યાંથી મેં નથી હજુ ઉષારંગ પરખ્યો;
તજ્યો તેં વ્હાલા તો સરિતતરુનો ઘાટ રમતો
તજ્યો છે મેં એ કુહુરવ છવ્યો કુંજ નમતો."

બાલાશંકરે ફારસી ને સંસ્કૃતમાંથી ભાષાન્તરની પ્રવૃત્તિથી પણ પોતાની વિદ્વત્તા દાખવી હતી. પણ મણિલાલ કવિ તરીકે "રસના રસિક" અને "કવિતાના કોડી" બાલાશંકરના શિષ્ય જેવા, – બાલાશંકરની અસર મણિલાલ તેમ જ કાન્ત અને કલાપી ઉપર પણ વરતાય છે;–તો વિદ્વાન તરીકે, પંડિત તરીકે, તત્ત્વચિંતક તરીકે ગદ્યકાર તરીકે એ યુગના જ નહિ, સમગ્ર ગુજરાતી સાહિત્યના પ્રથમ કક્ષાના એ અધિકારી છે. મણિલાલની કક્ષામાં, સમગ્ર રીતે, ગુજરાતના માત્ર બેત્રણ વિચારકો જ આવી શકે. કવિ તરીકે બંનેએ કવિતામાં વિષયમર્યાદા વધારવામાં, સૂફીવાદ અને ભારતીય પ્રેમભક્તિનાં તત્ત્વોના સમન્વયમાં, સંસ્કૃત છંદોના રચનાકૌશલમાં અને રેખાસૌન્દર્ય અને પ્રવાહિતા લાવવામાં પ્રદાન કર્યું છે. સુન્દરમે નોંધ્યું છે તેમ વિચારરંગી ભાવને આકાર આપવામાં મણિલાલ બલવંતરાયના પુરોગામી છે.

"અપાર સુખ સાંપડ્યાં, વિપત વેઠી વડી ગયો,
તથાપિ રમતો સદા, ઉભય પાર ઊભો રહ્યો,
યુવા, રસિક, બાલ કે તરુણ, વૃદ્ધ, ભોગી, યતિ,
ન દુઃખ, સુખ ના કહીં–નિજશું નિજની એ રતિ."
(જન્મદિવસ)

પરંતુ મણિલાલ કવિને વટાવી અને નવલકથાકાર ને નાટકકાર મણિલાલને પણ વટાવી, આપણે જ્યારે ગદ્યકાર, વિચારક અને પંડિત મણિલાલની કલ્પના કરીએ છીએ ત્યારે તેમની કેટલીક મર્યાદાઓ છતાં, એ યુગના અજોડ વિચારક લાગે છે એ મર્યાદાઓ કેટલીક તે સમયની હતી; દા. ત. યોગવિદ્યાના અમુક શારીરિક પ્રસંગોમાં શ્રદ્ધા અને તે દ્વારા સ્વરૂપાનુસંધાનનો અભ્યાસ. ઉત્તર નર્મદ, મણિલાલ, ગોવર્ધનરામ વગેરે એ માર્ગે ઢળ્યા હતા અને થિયોસોફીએ એને પુષ્ટિ આપી હતી. મણિલાલનો બ્રહ્મવાદનો ઇષ્ટ વેદાન્ત સિદ્ધાન્ત સર્વ સાંસારિક ને સાહિત્યિક પ્રશ્નોમાં વિનિયોગમા સરખો ઊતરતો નથી. ગુજરાતનુ નાતજાતનુ સાંકડાપણુ અને ક્વચિત્, ક્વચિત્ ઊપડી આવતો વૈયક્તિક અભિનિવેશ ને સ્મરજ્વર પણ એમની વિચારણામા ક્યાંક ક્યાંક ખામી આણે છે. પણ એ બધુ સ્વીકાર્યા પછી પણ મણિલાલ, માત્ર ચાલીસ વર્ષમાં, એટલે લેખનનાં તો વીસથીએ ઓછાં વર્ષમાં વેગીલા પ્રવાહી સરલ ગદ્યની, અને જીવનનાં બધાં અંગોને સ્પર્શતી વિચારણાની અઢળક સંપત્તિ અર્પી જાય છે.

આ વિશ્વનુ રહસ્ય કોઈક પરમ સત્ય છે, જે ફૂટસ્થ અને અચલ છે, છતાં સર્જકશક્તિવાળું અને આનંદમય છે, માનવના સર્વ વ્યવહારમા જે આનંદદાયી છે, મૈત્રી, સ્નેહ, કરુણા આદિ દ્વારા જે સમાનભાવ, ઉદારતા અને વિશાળતા અનુભવ કરાવે છે, જે વૈયક્તિક અભિમાન અને સ્વાર્થ ભુલાવી અન્યમય બનાવે છે, જે ફળની ઇચ્છા વગર કર્તવ્ય કરવા પ્રેરે છે, એ સર્વ એ વિશ્વમાં પર્દતરે રહેતા બ્રહ્મનો અંગુલિનિર્દેશ કરે છે. એ અનુસારો વ્યક્તિના પુરુષાર્થનો તથા સંસારના ધ્યેયનો નિયામક બને છે.

સમાજરચના એવી થાય કે સમૂહો સમષ્ટિનો, સમસ્ત માનવજગતનો વિચાર કરે; વ્યક્તિઓ આપરાગી મટી સમાજહિતનિષ્ઠ થાય. મોક્ષ એ અભાવાત્મક કે અનુભવના સંકોચની સ્થિતિ નથી; એ ભાવાત્મક, ઉદાર, વિશાળ, વર્ધનાત્મક અવસ્થા છે. મોક્ષ કર્તવ્યના ત્યાગથી ઉદ્‌ભવતો નથી, કર્તવ્યના પાલનથી, ઈશ્વરાર્પણના ભાવપૂર્વક કર્તવ્યપાલનથી પ્રગટે છે. જે જે ભાવ કે કાર્ય પરમાત્માનુભવ ઓછેવત્તે અંશે કરાવે તે તે નીતિમય અને કર્તવ્ય; જે તેની આડે આવે એ અયોગ્ય ને અનીતિમય. મણિલાલે વિચારની એવી ભૂમિકા આપી છે જે સર્વ જીવનધર્મ અને આત્મઆવિષ્કારની ચાવી બની શકે. તેમની તર્કોજ્જ્વલ અને વ્યાપક વિચારસંગતિએ કાન્ત જેવા અસંખ્ય સંવેદનશીલ પણ દ્વિધા અનુભવતા આત્માઓને પ્રભાવિત કર્યા હતા. તેમના વેદાન્તના વિવરણે જેમ પાશ્ચાત્ય વિદ્વાનોને આંજ્યા તેમ ગુજરાતના હૃદયમાં ભારતીય સંસ્કૃતિ ને દર્શનની પુનઃ પ્રતિષ્ઠા કરી. જે કામ સમગ્ર દેશમાં વિવેકાનંદે કર્યું તે તેમણે ગુજરાતમાં કર્યું. એમની સિદ્ધિનું સ્મરણ આપણને નવાં ને તેજસ્વી કર્તવ્યમાં પ્રેરો।



[ ૯ ]

# અશો જરથુશ્ત્રની ગાથાઓ*

## (૧)

નેમોઃ‡ વેઃ ગાથાઓ અશઓનીશ્.

( મહર્ષિ જરથુશ્ત્રની પવિત્ર ગાથાઓને નમસ્કાર. )

ધરતીમાતા ગાયનું રૂપ ધારણ કરી ભગવાન પાસે પ્રાર્થના કરે છે : હે પ્રભુ ! મને શાને બનાવી ? ને કોણે બનાવી ? કામ, ક્રોધ અને જુલ્મ મને ત્રાસ દઈ રહ્યાં છે. ભગવાન પ્રસન્ન થઈ જરથુશ્ત્રને તેના રક્ષક તરીકે મોકલે છે. પૃથ્વી તેને પોતાના પથદર્શક તરીકે સ્વીકારે છે. યાનીમ્ મનોઃ, યાનીમ્ વચોઃ, યાનીમ્ શ્યઓથનેમ્ અશઓનોઃ જરથુસ્ત્ર હે. ભગવાન જરથુશ્ત્રનો દરેક વિચાર, દરેક વચન, દરેક કામ માનવીને રસ્તો દેખાડનાર છે. સાચા જીવન અને અમૃતત્વ માટે અનેક માર્ગો આર્ય ઋષિઓએ જોયા છે. તેમાંનો એક જરથુશ્ત્રનો પણ મહામાર્ગ છે.

"ધરતી ગૌરૂપ જઈને તમ પાસ રડી,
સરજી મને શીદ તમે ? મને કોણે ઘડી ?
કામ, ક્રોધ ને અત્યાચારો, મને ઘેરી વળ્યા,
લૂંટફાટ ને જુલ્મ મને બહુ પીસી રહ્યા;
તમ વિણ ન આશ્રય કોઈ મળે સુજને,
બળિયો કોઈ તારણહાર બતાવો મને."

પ્રો. તારાપોરવાળાએ જરથુશ્ત્રની ગાથાઓમાંથી અતિ મહત્ત્વની "ગાથા અહુનવઇતિ" નો ગુજરાતી અનુવાદ સરસ અને સરળ પદ્યરચનામાં કરેલો છે. એ અનુવાદને પારસીઓનો તેમ હિંદુઓનો સારો સત્કાર મળવો જોઈતો હતો. આ ધર્મગ્રન્થનું નિબન્ધન આપણી પ્રાચીન રીતિને કેટલું બધું મળતું છે તે ઉપરનું ઉદાહરણ સચોટ દર્શાવે છે. અનેક રીતે આ અને આવી ગાથાઓ હિંદુઓને પ્રિય થઈ પડવી જોઈએ, પરંતુ હકીકત છે કે હિંદુઓમાં આ ગ્રન્થનો પ્રચાર થયો નહિ. અને આવું સરળ અને રોચક ભાષાન્તર પારસીઓને અતીવ "શુદ્ધ" લાગ્યું ! "શુદ્ધતા" પણ દોષ ! પ્રો. તારાપોરવાળાએ, હારીને, અન્ય રીતે આકર્ષક એવી "પારસી ગુજરાતી" માં અને તે ય ગદ્યમાં બધી ગાથાઓનું ભાષાન્તર કર્યું. અવલોકનવિષય ગ્રન્થની રચનાનો આ ટૂંકો પણ રસિક ઇતિહાસ છે.

આ નાનો પણ સંસ્કારિતાની દૃષ્ટિએ અગત્યનો બનાવ આપણી સામાજિક પરિસ્થિતિની માર્મિક ટીકારૂપ છે. એ ગ્લાનિકર છે, કેમકે એ પરિસ્થિતિ સહેજે ટાળી શકાય તેમ છે. પ્રસ્તાવનામાં

---

*[ "અશો જરથુશ્ત્રના ગાથા" અસલ અવસ્તા સરળ ગુજરાતી તરજુમા સાથે, કર્તા ડૉ. એરચ જ. સો. તારાપોરવાલા, મુંબઈ, કિંમત ત્રણ રૂપિયા. ]

‡ આ વિસર્ગ જેવી સંજ્ઞા આગલા સ્વરના સુદીર્ઘ ઉચ્ચારણ માટે છે, એ વિસર્ગ નથી.

પ્રો. તારાપોરવાળા જણાવે છે: "પાંચે ગાથાનો જે તરજૂમો આપ્યો છે તે 'પારસી ગુજરાતી'માં યાને પારસી કુટુંબોમાં દરરોજ બોલાતી ભાષામાં કીધો છે. વળી તેમાં છંદ વગેરેની ખટપટ રાખી નથી.' નવી પદ્ધતિ અનુસાર ઉપરની જ કડી નીચે પ્રમાણે અવતરે છે:—

"ધરતીમાતા ગાયના રૂપમાં તમો પાસ જઈને રડી, 'મને શા માટે પેદા કીધી? મને કોણે બનાવી?' કામ, ક્રોધ અને જુલ્મ મને ચાર તરફથી ઘેરી નાખે છે, લૂંટફાટ અને ખરાબી મને બધેથી પીસી રહ્યાં છે, તમો સિવાય મને બચાવનાર કોઈ નથી, તેથી કોઈ જોરમંદ રક્ષક મને દેખાડો."

સાહિત્ય એ માત્ર અર્થ નથી, શક્તિ છે; એમાં માણસના દિલને હલાવવાનો ગુણ છે. નવા અનુવાદમાં અર્થ પ્રકાશ સહેજે થાય છે, પણ પૂર્વોક્ત પદ્યાનુવાદનું લાલિત્ય આવતું નથી, તો મૂળની પ્રૌઢિ તો ક્યાંથી જ આવે? કલાની દૃષ્ટિએ તો સમશ્લોકી અનુવાદ સૌથી ઇષ્ટ, પણ કર્તાએ પોતાની કોમનું જ અને તેમાં પણ "સાધારણ પારસી વાચક"નું દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં રાખ્યું છે. પંડિતસુલભ અતડાઈ છોડી સમાન ભાવે એની મુશ્કેલી જોઈ છે, પણ ગાથાઓની પ્રાણપ્રદતાનો પૂર્ણ સંચાર આ ધરછોડના માર્ગથી અશક્ય છે. પણ કેવળ સરળતા આ વિદ્વાન ભાષાન્તરકારનું ધ્યેય નથી. યુરોપી ભાષાન્તરોમા જે ખ્રિસ્તી કે સામી (સેમિટિક) પૂર્વગ્રહથી ચેતનાની ઊણપ આવે છે, તે ન આવે તેની કાળજી તેઓ બીજી રીતે રાખવા ધારે છે. પાંડિત્ય અને કલ્પના બંનેને તેઓ ખપમાં લે છે. ગાથાઓના એકેએક શબ્દનો અર્થ ભાષાવિજ્ઞાનની દૃષ્ટિએ તેમણે નિર્ધાર્યો છે, તેમ જ જ્યાં બુદ્ધિ પહોંચે નહીં ત્યાં અર્થઘટનમાં તેમનો ભક્તિભાવ પહોંચી જાય છે. "સાયન્ટિફિક રૂઢિ તથા ફાઇલોલૉજી વગેરે મને મારા યુરોપિયન ગુરુઓએ શિખાડ્યું, પણ મુખ્ય વસ્તુ—જરથુશ્ત્રના પયગામની ઊંડી મતલબ—તેમાંથી મળતી જીવન પાર ઊતરવાની આત્મવિદ્યા—મને મારા ગુરુઓ આપી શક્યા નહિ, કારણ કે એ વસ્તુ એમના પાસ હતી જ નહિ." ઐહિક કરતાં આધ્યાત્મિક જીવન અને પ્રગતિનો પયગંબરને પહેલેથી જ આગ્રહ છે. તેઓ કહે છે કે પ્રભુએ સર્વ પ્રથમ બે મીનો સરજ્યા; બંને સહોદર જોડ અને સરખા કાર્યકર; પણ એક જીવનનો સર્જક ને બીજો અ-જીવનનો સર્જક. તેઓ પ્રાર્થે છે: અશાને મારા જિગરમાં સ્થાપી હું ક્યારે મારું ઇનામ મેળવીશ? આ ઇનામ તે મારી દસ તાબેદાર ઘોડીઓ તેનો સરદાર ઘોડો, અર્થાત્ દસ ઇન્દ્રિયો અને તેને કાબૂમાં રાખનાર શુદ્ધ મન. આવી કંઈક ગૂઢ લાગતી વાણીનું અર્થઘટન સુયોગ્ય કલ્પના અને ભક્તિભાવથી થઈ શકે, અને પ્રો. તારાપોરવાળાએ તેમ કરવામાં સમુચિત દૃષ્ટિ જ રાખી છે. ઋગ્વેદના કેટલાક મન્ત્રો શાસ્ત્ર કરતાં કલ્પના અને ભક્તિભાવથી શ્રી. અરવિન્દે કે આચાર્ય ધ્રુવે વધારે રહસ્યપૂર્ણ અને સાચી રીતે સમજાવ્યા છે, તે આ પદ્ધતિનું સમર્થન કરે છે. આમ છતાં, મને લાગે છે કે ગાથા વહિસ્તા ઇશ્તીમાં પોઉરુ-ચિસ્તાને જરથુશ્ત્રની સાચેસાચ દીકરી સમજવાને બદલે પેગંબરની "સંપૂર્ણ જ્ઞાનરૂપ" આધ્યાત્મિક શક્તિ ગણી છે, તે યથાર્થ નથી. ગાથાનો સંદર્ભ સમગ્ર રીતે જોતાં પેગંબરની પુત્રીનો ઉલ્લેખ વાસ્તવિક હોવાનો વધુ સંભવ છે.

(૨)

ગાથાઓની અવેસ્તા ભાષા તરીકે ઋગ્વેદની આર્ષ સંસ્કૃત વાણીની નિકટવર્તી છે ગુજરાતી અને હિન્દીની નિકટતા છે તેટલી બધી આ બે ભાષાઓની છે, એટલે સુધી કે થોડા નિયમો યોજો તો બધી ગાથાઓ આર્ષ સંસ્કૃતમાં બરાબર ઊતરી જાય. શબ્દો અને અન્વય સમજવામાં પણ બે ભાષાઓ પરસ્પર ઉપકારક છે. ઉપરાંત, જરથોસ્તી ધર્મ પણ આર્ય ધર્મની શાખા ગણાય એટલો આપણી પ્રાચીન

ધર્મભાવનાની સમીપ છે. આ તત્ત્વોથી પ્રેરાઈ ને શ્રી. જતીન્દ્રમોહન ચટર્જીએ ગાથાઓનો સંસ્કૃતમાં અનુવાદ કર્યો છે. કદાચિત્ આવાં જ કારણે દસ્તૂર નેર્યોસંઘ ધવલે પહેલવી ભાષાન્તરમાંથી સંસ્કૃત રૂપાન્તર કર્યું હશે. ગાથાઓ જરથોસ્તી ધર્મની સાચી સમજ માટે ઉત્તમ સાધન અને પ્રવેશદ્વાર છે: પારસીઓના સમગ્ર ધર્મવિચારનું ગાથાઓ કેન્દ્રસ્થ બિંબ છે. પાંચે ગાથાઓ—અહુનવઇતિ, ઉશ્તવઇતિ, સ્પેન્તા–મઇન્યૂ, વોહૂક્ષત્ર, વહિશ્તા–ઇશ્તી—જરથુશ્ત્રનાં પોતાનાં વચનામૃત છે. રચનામાં મંત્રો ગાયત્રી, ત્રિષ્ટુભ અને જગતીને મળતા છે અને વાક્યવિન્યાસ પણ ઋગ્વેદ અને ઉપનિષદોને મળતો છે. સૃષ્ટિવિચાર, જીવન-પરજીવનવિચાર, નીતિઉપદેશ અને સ્તુતિ તથા પ્રાર્થનાના એ મંત્રોની શૈલી ચારુ, સંક્ષિપ્ત, ક્વચિત્ રૂપકમય તો ક્વચિત્ અગમનિગમની મરમી ઢબની છે. તેમાંથી ઐતિહાસિક જરથુશ્ત્રનું વ્યક્તિત્વ તરી આવે છે: તેમનાં સુખદુઃખ, આશાનિરાશા, ભય અને યાતના, ઉત્સાહ અને ધૈર્ય, માર્ગી–અમાર્ગી તરફની વૃત્તિઓ વગેરેનો તેમાં પરિચય થાય છે.

"પહેલાં તો હું જરથુશ્ત્ર છું. હું પ્રેમ–ભલાઈનો દાસ છું. હું મારા જિગરના પૂરા જોશથી અસત્યની સામે થઈશ. હું ભલા નરનું જીવન આનંદથી ભરી દઈશ."

(ગાથા ઉશ્તવઇતિ.)

"મજ્દા ! હું સારી પેઠે જાણું છું જે મારી પાસે દુનિયાનો દોરદમામ નથી; નથી મારી પાસે કશી દોલત, કે નથી મારો કોઈ દોસ્ત. છતાં, અએ અહુરા ! તારી પાસથી એક ચીજ માગું છું, તે એ જે તું મને તારી સાથે જોડી દે અને સાચું સુખ આપ. આવી અરજ ફક્ત આશકો માશુકને જ કરી શકે." (ગાથા ઉશ્તવઇતિ.)

અહુર મજ્દ—ઈશ્વર—વિશ્વનો સર્જનહાર છે. તે સૌમાં પ્રથમ છે અને સૌમાં છેલ્લો છે. સત્ય, ધર્મ અને પ્રેમનું એ જન્મસ્થાન છે સારીનરસી જે જે શક્તિઓ જગતમાં કામ કરી રહી છે તે તેના વડે છે; તે પુરુષવિશેષ છે અને પ્રાણીમાત્રની ભક્તિ અને પ્રાર્થનાનો અધિકારી છે. એની કૃપાથી જ દુન્યવી સુખ અને આધ્યાત્મિક પ્રગતિ ને મુક્તિ મળી શકે. એની કૃપાથી જ મનુષ્ય ઈશ્વર જેવો પવિત્ર થાય, તેના ધામમાં જાય અને તેનું સામીપ્ય કે સાયુજ્ય પામી શકે. શુદ્ધ મન, વચન અને કર્મથી, શીલ અને ધર્મથી ઈશ્વરની કૃપા પામી શકાય. આ ઈશ્વરી નિયમ, ઋત, પ્રબોધનાર, લોકના તારણહાર પેગંબર જરથુશ્ત્ર છે અને તેમનો ઉપદેશ સર્વ માનવ માટે છે. ઈશ્વરી નિયમ બે છે: એક શ્રેયનો ને બીજો પ્રેયનો; એક સુખનો, બીજો દુઃખનો. પણ મનુષ્યના અંતરમાં આર્મઇતિ વસે છે, તેના અંતઃકરણમાં સદ્–અસદ્ વિશે સ્ફુરણ થાય છે, જે દરેક જણને ધર્મનો માર્ગ બતાવે છે. નેક વિચાર, નેક વચન અને નેક કામવાળો સાધુ પુરુષ, અશો નર અમર થશે; પણ બૂરા મનુષ્યને દુઃખ જ મળશે. દુઃખને અતે પાપીની પણ દૃષ્ટિ ઊઘડશે. એનો વિનાશ આત્યન્તિક નથી: તે પણ છેવટે વોહુમન–ભલાઈ–નો માર્ગ સ્વીકારશે ને અસત્યને ધર્મનો દાસ બનાવશે.

"અમારે માટે, અએ મજ્દા, તેં શરીરો બનાવિયાં ને પછી તેમાં જીવ મૂકિયો. પછી જ્ઞાન મેળવવા મનશક્તિ અમને બક્ષી આ રીતે આ હાડમાંસના શરીરમાં તેં બધું સમાવી દીધું. પછી અમને જ્ઞાન આપિયું. અને કાર્ય કરવાની શક્તિ બક્ષી. આથી દરેક માનવી પોતાને ગમે તે માર્ગે જવા છૂટો છે."

(ગાથા અહુનવઇતિ)

## સમીક્ષા લેખો

જરથુસ્ત્ર તો માર્ગ બતાવનાર છે. તે માર્ગે ચાલવાનું કામ મનુષ્યનું છે. તેને માટે જરથુસ્ત્ર મધ્યસ્થ, વકીલ, બીજાનું પાપ ઓઢનાર કે શહીદ નથી. સદ્‌બુદ્ધિ ને સદાચાર, પ્રેમ અને ભક્તિથી મનુષ્ય ઈશ્વરને ઓળખે, ઈશ્વરની સમાન થાય અને સ્વર્ગ પ્રાપ્ત કરે. જરથુસ્ત્રના ધર્મદર્શનમાં સત્કર્મ જ પ્રધાન વસ્તુ છે સત્કર્મથી જ ઊંચું જીવન પ્રાપ્ત થાય અને સત્કર્મ કરવા ને વધારવા માણસે અંતઃકરણને ઓળખવું જોઈએ ને વિકસાવવું જોઈએ. ઇચ્છાશક્તિની સ્વતંત્રતા એ આ ધર્મનુ વિશિષ્ટ તત્ત્વ છે.

કવિતાની દૃષ્ટિએ ગાથા ઉસ્તવધતિનું એક સૂક્ત રમણીય છે. ઋગ્વેદના દસમા મંડળમાં કે કેનોપનિષદમાં જેવી ઉચ્ચ પરમતત્ત્વવિષયક કવિતા છે તેવી જ અહીં પામીએ છીએ. જરથુસ્ત્ર ઈશ્વરને યાચે છેઃ "તને હું કેવી રીતે આરાધું ? સાધુ જીવનનો બદલો કેવોક હશે ? મારા આત્માને તારી આખી યોજના દેખાડ, હુ તને મેળવવા આતુર છું. મને માર્ગ બતાવ, અમારુ મન વિશાળ કર, અમારી ભક્તિ વધાર." જરથુસ્ત્રનાં આધ્યાત્મિક કુતૂહલ અને અદ્‌ભુત બુદ્ધિ આ સૂક્તમાં ઉન્નતગંભીર મરોડમાં આવિષ્કાર પામે છે. મૂલાનુસારી ગદ્યમાં પ્રો. તારાપોરવાળાએ વાચ્યાર્થને સારો ઉતાર્યો છે પણ વાચકના મનમાં સંદેહ રહે છે કે મૂળનુ ગૌરવ ગુજરાતીમાં આવ્યું નથી. કાંઈ કે આવત તો તે તેમના પ્રથમ અનુવાદ અહુન-વધતિની પદરચનામાં; પણ તેનો તેમણે પરિત્યાગ કરી દીધો ધર્મબન્ધુઓનાં મન રીઝવવા. ભલે...આપણે એ સુંદર કાવ્યતત્ત્વની ઝાંખી કરીએ :—

"અશાનો દરજ્જો કયા સાહેબે નક્કી કીધો છે ? આ અચૂક નિયમો કોણે પહેલાં ઘડ્યા ? કયા સરદારે સૂર્ય માટે તથા તારાઓ માટે માર્ગો મુકરર કર્યા ? કોણ ચન્દ્રમાને ચાલુ મોટો અને નાનો બનાવે છે ?"

"કોની શક્તિથી ધરતી અને આસમાન જુદાં રહ્યાં છે ? પાણી અને ઝાડપાનને તેમને સ્થાને કોણ બરાબર રાખે છે ? પવનને આકાશમાં કોણ માર્ગ દેખાડે છે ? કોણ પાણીથી ભરેલાં વાદળાં ખેંચી લાવે છે ? અને કોણે વોહુમનોનો પ્રેમ પેદા કીધો ?"

"તને હું પૂછુ છું, અએ અહુરા ! તું મને ખરી હકીકત કહેઃ કયા હુશિયાર કારીગરે રોશનીનું મુકામ રચિયું ? અને વળી અંધકારનું ધામ કોણે બનાવ્યું ? કોણે બામદાદ, દિવસ અને રાત ગોઠવિયાં, જેથી માનવીને ઊપ તથા જાગૃતિ, આરામ તથા મહેનત એક પછી એક મળ્યાં કરે ?"

(ગાથા ઉસ્તવધતિ)



## [ ૮ ]

# અર્વાચીન સાહિત્યમાં રાસ

"રાસની મૂર્તિ કલ્પો : નરી જાણે મલપતી ગુણગર્વિલી આત્મછલકાતી કો ગુજરાતણ."
(નાનાલાલ)

"સંગીત, નૃત્ય ને બોલ, ત્રિવેણીએ ઝીલવો,
જનઅંતરના રસઝોળ ઉરઆંગણુ ખીલવો."
(ખબરદાર)

—આમ કવિ નાનાલાલ અને ખબરદાર રાસને વર્ણવે છે. રાસ એ ગુજરાતી સમૂહજીવનની સૌથી સુભગ રેખા છે. રાસ, રાસડો, ગરબી, ગરબો, એ સર્વમાં ફરતાં ગાવાની કૃતિનું સૂચન થાય છે. એમાં કાવ્ય, ગાન અને નૃત્ય સંપૃક્ત છે. સરલ તાલને અનુસરતું ઊર્મિગાન અને બંનેનો યોગ રમણીવૃન્દના લલિત નૃત્ય સાથે એમાં મોટે ભાગે હોય છે અને ધાર્મિક ઉત્સવો અને શરદૃઋતુની રળિયામણી રાત્રિઓ એની પશ્ચાદ્‌ભૂમિ બને છે.

રાસનો ઉદય તો બધાં નૃત્યોના ઉદય પેઠે પ્રાચીન માનવના સામૂહિક ઉલ્લાસ અને ઉત્સવમાંથી છે. પ્રકૃતિમાંથી નવી શક્તિ, અને નવા જીવનની, નવા સર્જનની પ્રેરણા મેળવવા માટે અથવા અભદ્ર તત્ત્વોના નાશ સારુ નૃત્ય યોજાતું હશે; પણ સંસ્કૃતિના વિકાસ સાથે એ નૃત્ય વ્યવસ્થિત થાય છે અને એમાં નિસર્ગની અદ્‌ભુતતાનો અને કૃષ્ણનો અનુરાગ પ્રવેશ પામે છે. લોકજીવનમાંથી પ્રગટેલું છે તેથી એ નૃત્યની રચના તથા તેને પોષનાર સંગીત અને કાવ્ય પણ સરલ રહે છે. એની રેખા અને સૌષ્ઠવ સિદ્ધ થતાં આલંકારિકો એને ઉપરૂપકમાં સ્થાન આપે છે. હલ્લીસક અને રાસ એટલે **मण्डलेन स्त्रीणां नृत्तम् ।**

લાંબા ગરબા અને રાસડા લગભગ અદૃશ્ય થયા છે; અને ગરબી અને રાસમાં તાત્ત્વિક ભેદ હવે રહ્યો નથી. રાસના ઉદય અને વિકાસમાં ઘણાં બળોએ ભેગું કામ કર્યું છે તેથી કેટલાંક લક્ષણોનું મહત્ત્વ કેવળ ઇતિહાસદષ્ટિએ જ હવે રહ્યું છે, રાસના વર્તમાન સ્વરૂપની દૃષ્ટિએ નહિ.

× × ×

ઐતિહાસિક કે પૌરાણિક વસ્તુ, અંબા, શક્તિ, અન્નપૂર્ણા આદિની ભક્તિ, શ્રીકૃષ્ણની ગોપીભાવે ઉપાસના, એવાએવા ભિન્નભિન્ન આશ્રયથી રાસનાં વિવિધ સ્વરૂપો પ્રગટ્યાં હશે. કેવળ નૃત્ય તરીકે રાસનાં બે સ્વરૂપ જોઈ શકાય છે : એક દાંડિયારાસ અને બીજો તાળીરાસ. પણ ગરબે ફરી તાલબદ્ધ ગાઈ શકાય એ રાસ; એવું તેનું સર્વસાધારણ રૂપ ગણીએ તો બાધ નથી. તાલ અથવા ઠૅસ એ રાસનું વ્યાવર્તક લક્ષણ છે. એ લક્ષણ અર્વાચીન રાસમાં જળવાયું છે, બલકે એ લક્ષણવાળાં ગીતને જ આપણે રાસ કહી શકીએ. અર્વાચીન રાસમાં વિષય અને ભાવની મર્યાદા વિસ્તરી છે, નવી લાગણીઓ અને નવાં પ્રયોજનો વરતાય છે, છતાં ઉત્તમ રાસમાં શબ્દસૌરભ લય અને છટા પ્રાચીન જેવાંજ છે. વિદ્યાવિસ્તાર અને છાપખાનાની નવીન પરિસ્થિતિથી રાસ, નાટકની જેમ, અભ્યાસખંડમાં વંચાતો થયો છે, અને તેની પાસે ભારઝલી કવિતાની અપેક્ષા રખાઈ છે. આથી રાસ ક્વચિત્, કૃત્રિમ



૩૫

અને દુર્બોધ થયો છે, તો બીજી બાજુ, લાભપક્ષે, એ વધુ ગંભીર, વધુ ચિન્તનપરાયણ અને વધુ સૂક્ષ્મ રસવાળો પણ થયો છે.

નર્મદદલપત યુગમાં સાહિત્યસર્જનનું મોટું પ્રયોજન કેળવણી હતું. ભૂરી રૂઢિનો નાશ થાય, બુદ્ધિ અને જ્ઞાન શુદ્ધ થાય અને વધે, એ આપણા તે સમયના લોકસેવકો અને વિદ્વાનોનો પુરુષાર્થ હતો. દલપતરામ, નર્મદાશંકર અને નવલરામે બાળાઓની કેળવણીને લક્ષમાં રાખી ગરબીઓ રચી. બાળલગ્ન વિશે નવલરામ ઉગ્રતાથી ગવરાવે છે:

"હાં રે નામ બાળલગનનું બાળો,
બાળો કે ખાડામાં ઘાલો રે, નામ બાળલગનનું બાળો."

એ ત્રણે કવિઓને કુદરતનો પ્રેમ હતો પણ એમાંથી શુદ્ધ કાવ્ય ક્વચિત્ જ પ્રગટ થતું. નવલરામ ગુજરાતની મુસાફરી ગરબીમાં કરાવે છે. વલસાડઅમલસાડના પ્રદેશને નિરૂપતાં તે કહે છે:—

"શાં શોભે કદલીવન શીતળ, શી બહેકે લીંબુવાઈ રે,
આંબા ઇક્ષુના અમૃત સરખા, હરખી કહે દેસાઈ,
રમીએ ગુજરાતે રે."

કુદરતવિષયક ખરેખર આકર્ષક ગરબી નર્મદ એક આપે છે:

"સાંજની શોભા તે રળિયામણી,
હાં રે હિંગળોકિયા તરંતા તેજબિંબની, હો, જી રે;
સાંજની શોભા તે રળિયામણી."

૧૮૮૫ પછીના ગોવર્ધનયુગમાં રાસને લોકપ્રિય કરવામાં શિષ્ટ કવિઓનો જેટલો ફાળો છે તેટલો લોકરંજન કરનાર નાટકકારોનો તથા પાછળથી લોકગીતોના પુનરુદ્ધારની પ્રવૃત્તિનો છે. ડાહ્યાભાઈ ધોળશા અને ફૂલચંદ માસ્તરના કેટલાક રાસ લોકઝીલ્યા થયા હતા અને રાસ એ નાટકનું લગભગ અનિવાર્ય અંગ બન્યો હતો. શિષ્ટ કવિતાપ્રવાહમાં નરસિંહરાવ, નાનાલાલ, ખબરદાર, લલિત, બોટાદકર તથા કેશવ શેઠના રાસ અપૂર્વ રમણીયતાની રંગતવાળા છે. સૌરાષ્ટ્ર અને ગુજરાતના તળપદા રાસના સરળ અને છટાદાર ઢાળ અપનાવી, એ કવિઓએ નવીન સંવેદન, નવા ઉમંગ અને ઉમળકા, નવીન ભાવ, નવીન અભિલાષા વ્યક્ત કર્યા છે. એમાંય નાનાલાલ અને બોટાદકરમાં ભૂમિનું આગવું લાવણ્ય પ્રકટ થાય છે. સ્ત્રીહૃદયના કોમળ ઓરિયા અને ઊંડી આરતોને એ કવિઓએ એવી સચોટતાથી વ્યક્ત કર્યાં છે, હિંદુ કુટુંબજીવનની ભાવનાની એમાં એવી સુમંગલ હવા છે, કે એમની લોકપ્રિયતાનો મુખ્ય આશ્રય જ રાસ હોય એમ ઘણા ગણે છે.

આ કવિઓએ પ્રકૃતિપ્રેમ, કૌટુમ્બિક લાગણીઓ, સંસારી સુખદુઃખ વધારે સંસ્કારી સ્વરૂપનાં ને વધારે સંસ્કારી ભાષામાં ગાયાં. કૃષ્ણનાં ગીતમાં પણ દયારામી મત્તવિલાસને સ્થાને ઉદાત્ત પણ સંયમિત પ્રણયમાધુર્ય આવ્યું. વિષયવૈવિધ્ય સાથે રસવૈવિધ્ય પણ આવ્યું. દેશભક્તિનો વીરરસ અને શુદ્ધચિન્તન તથા વિષાદનો શાન્તરસ પ્રવેશ્યાં. પાશ્ચાત્ય સાહિત્યપરિચયથી પ્રેરાયેલો રંગરાગ તથા ઉલ્લાસ, જે છંદોબદ્ધ કવિતામાં ન ઊતરી શક્યા હોય, તે આ લલિત છટાદાર રચનાઓમાં ઊતર્યા. નરસિંહરાવ જૂના ઢાળમાં ફૂલડાંને ઉદ્બોધે છે:

"આવો ફૂલડાં મધુરાં રે આપણ રંગે રમીએ
દિન એક આનંદે રે ભેળાં રહી નિર્ગમીએ.

× × ×

તમમાંનું હું પણ રે કુસુમ એક કોમળિયું,
રહી મનુજસમૂહે રે વદન કરમાઈ ગયું."

પ્રકૃતિ એ અર્વાચીન કવિની સંવેદનાનું વિશ્રામસ્થાન છે, એ ગાય છે. પ્રકૃતિ સાથે મનનું જાણે અનુસંધાન કરીને. કુદરતનાં જ પ્રતીકો તેની સિસૃક્ષાને તર્પે છે.

"પૂછશો મા, કોઈ પૂછશો મા,
મારા હૈયાની વાતડી પૂછશો મા.
દિલના દરિયાવ મહીં કાંઈ કાંઈ મોતી;
ગોતી ગોતીને તેને ચૂથશો મા:"
(નાનાલાલ)

કૌમારના સ્વયંભૂ નેહને કવિ ઝરમર વરસતા વરસાદમાં ભીંજાતી ચુંદડલી જોડે જોડી દે છે. પ્રૌઢાને પ્રણયવિલાસના શમણાં જાગે છે: રજની હસતી અને ચાંદલિયો રસ ઢોળતો ત્યારે દંપતી વિરલ વિલાસમાં રમ્યાં હતાં; પણ હવે?

"એવા યે દિવસો પણ પ્રિયતમા! વહી ગયા."

પણ નાનાલાલની ખૂબી એ છે કે જૂના ઢાળમાં નવા ભાવ પુરાતાં પ્રાચીનતાની રંગત આછી નથી થતી. કોઈ કોઈવાર તો દયારામ જેવી મસ્તી પણ એ દાખવે છે:—

"હલકે હાથે તે નાથ મહિડાં વલોવજો,
મહિડાંની રીત ન્હોય આવી રે લોલ."

કુદરત અને મનુષ્યને સાંકળી, લોકગીતની સાદી સચોટતાથી બોટાદકર ઉદાત્ત કુટુંબભાવ ગાય છે:

"ટહુકે વસન્તકુંજ કોકિલા રે લોલ;
ઘરમાં ભાભીનાં એવાં ગીત રે
ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ.

× × ×

માડીજાયો તે મધુર મોરલો રે લોલ;
ભાભી ઢળકતી શી ઢેલ રે; ભાભીના૦"

કૌટુમ્બિક લાગણીઓ અને નિસર્ગપ્રેમ ઉપરાંત વતનપ્રેમ, દેશભક્તિ, સ્વાતંત્ર્યની આકાંક્ષા, લોકનેતાને આદર, સંસારવિષાદ, તત્ત્વદર્શન, સમર્પણ વગેરે વિષયો ખબરદાર, લલિત, કેશવ શેઠ વગેરેમાં ઊતર્યા છે. વૈવિધ્યમાં અને ભાષાપ્રભુત્વમાં નાનાલાલ પછી સૌથી વિશેષ ધ્યાન ખેંચે છે ખબરદાર. કૃષ્ણને ગાવાની ખબરદારની રીતિમાં નવીનતા ને વિનોદની લહરી પણ જણાય છે. લલિત જન્મભૂમિનું જય-મંગલ ગજાવે છે; રામમોહનરાય જનસેવા ઉપદેશે છે; કેશવ શેઠ ગાંધીજીને જોગીરાજ કહી બિરદાવે છે.

જૂના કવિઓમાં ભાણુદાસ અને વલ્લભમાં કલ્પનાનું ઉડ્ડયન આભ વીંધે છે; તેવું નાનાલાલ અને ખબરદારમાં પણ જણાય છે :

" તરસ્યા એ વાદળીને તીર
વિહંગરાજ તરસ્યા ઊડે રે;
સંધ્યાના સાગરને નીર
વિહંગરાજ તરસ્યા ઊડે રે."

(નાનાલાલ)

ખબરદાર ગગનના ગરબાને વર્ણવે છે :

" ગગનનો ગરબો રે કે કોણે કોર્યો, સાહેલડી ?
જ્યોતિને ઝબકે રે કે ફુલડે ફોર્યો, સાહેલડી ?
માજીની તાળીએ રે કે સૂર્યચંદ થાપ્યા, સાહેલડી.
અણુકર્યા ઘૂમતા રે કે ગરબે વ્યાપ્યા, સાહેલડી.
માજીને પાવલે રે કે કાલ કંઈ ફૂટયા, સાહેલડી.
કંકણુ ખંખેરતાં રે કે ધૂમકેતુ છૂટયા, સાહેલડી.
માજીને ચાંદલે રે કે દિશદિશ ઝબકે, સાહેલડી.
ઝાંઝરને ઝમકે રે કે કુંકુમ ટપકે, સાહેલડી."

*
* *

વસ્તુ, ભાવ કે વિચાર રાસ માટે અમુક જ પ્રકારનાં જોઈએ એવો નિયમ થઈ શકે નહિ. એમાં આછેરા ભાવ અને સપાટિયા વિચારને જ અવકાશ છે એમ નથી. ભાવ ગંભીર હોઈ શકે, વૈયક્તિક હોઈ શકે; અભિલાષા આત્મલક્ષી હોય, સામાજિક પણ હોય; વિચાર માત્ર ચમકાર હોય કે ઊંડા મંથનનું નવનીત હોય; પરંતુ સર્વને આ તાલ–આશ્રયી રમણીય રચનાને અનુકૂલ થવું પડે. સર્વ ઋજુ, પ્રાસાદિક, સદ્ય-આસ્વાદ્ય રૂપમાં ઊતરવું જોઈએ. રાસની પ્રકૃતિ સંગીત–નાટકાદિની જેમ સાધ્ય દશાની છે, તેની માફક પ્રત્યક્ષ સર્જન છે. એ શિલ્પ કે ચિત્ર જેમ સૃષ્ટ, સિદ્ધ પદાર્થ નથી. કાવ્યના સાધારણ સ્વરૂપમા કલ્પના દ્વારા ચિત્તતંત્રને વિષયાભિમુખ કરવાનુ હોય છે; સંગીત, રાસ આદિમાં ઇન્દ્રિય દ્વારા ચિત્તને અભિમુખ કરવાનું છે. એટલે યથેચ્છ પરામર્શ (contemplation) માટે કાવ્ય જેટલો અવકાશ રાસને નથી. તેથી રાસનો અર્થ, તેનું ધ્વનિસમેત સમગ્ર તત્ત્વ સદ્યઃસંવેદ્ય હોવું જોઈએ.*
૩૦–૪–૫૧

★

* ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી.

[ ૯ ]

# " ઇતિહાસ દિગ્દર્શન "

સાહિત્ય પરિષદના ઇતિહાસ વિભાગના અધ્યક્ષ તરીકે ૧૯૨૦મા "ઇતિહાસ દિગ્દર્શન" વ્યાખ્યાન લેખે અપાયેલુ, તે ૧૯૨૮મા ટિપ્પણોમા સુધારાવધારા સાથે પ્રસિદ્ધ થયુ તેમા પ્રાચીન ઇતિહાસ, મધ્યકાલીન ઇતિહાસ, આધુનિક આર્થિક ઇતિહાસ અને ગુજરાતના સક્રાન્તિકાળના ઇતિહાસને અનુલક્ષતા ચાર વિભાગ પાડ્યા છે શ્રી મુનશી, શ્રી હીરાલાલ પારેખ, આદિએ ૧૯૨૮ પછીના ગાળામા ઐતિહાસિક લેખો ને પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે, જેમા સસ્કાર-વિકાસને પૂરતો લક્ષમા રાખ્યો છે, પણ સક્રાન્તિકાળના ઇતિહાસની જે સામગ્રી લુપ્ત થઈ, નર્મદ, દુર્ગારામ, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ વગેરેની જીવનસામગ્રી જે વિસ્મૃતિના ગર્તમાં પડી તે ગઈ ન ગઈ થશે નહીં હજી પણ રહીસહી વેરવિખેર સામગ્રી એકઠી કરી ઓગણીસમી સદીનો ગુજરાતનો સાસ્કૃતિક ઇતિહાસ, સમગ્ર અને સુવાચ્ય કોઈ વિદ્વાન રચી શકે એમ હુ માનુ છુ

આવા ઇતિહાસકારે બનાવો પ્રત્યે શી દૃષ્ટિ રાખવાની છે? આ જમાનામા તો બનાવો બને છે તેમ છાપે ચડે છે અને એ ગજમાથી મહત્ત્વના બનાવોનું તારણ કાઢવાનુ મોટુ કામ ઇતિહાસકારનુ છે દેખીતો નાનો બનાવ, ઠાકોર જણાવે છે તેમ, ઇતિહાસકાર માટે ઘણો મહત્ત્વનો હોય, વળી ઊલટસુલટ વસ્તુસ્થિતિ ન હોય એમ પણ નહિ બનાવોના ક્રમમાથી સમાજના વલણો ને પ્રવાહો જોવા તે વળી વધારે ઝીણી દૃષ્ટિ માગી લે છે દાદાભાઈ પાડિયાએ પોતાના સહયોગીઓની મદદથી સૂરતની એક રેલ વખતે એકસો છ માણસ બચાવ્યા એ હકીકત ખરી પણ કેટલાયે નોધી? તેને ચિરજીવ કરવા સૂરતની જનતાએ કઈ ના કર્યું એ વાત આપણા સ્વભાન પરખમા મુદ્દાની છે અધિકારીઓ વિદાય થતા બબ્બે મહિના દસૈયા કરે, તેમના દર્શને ધનાઢ્યો વ્હીલા વ્હીલા થાય, પણ ગજ્જર નવલરામ, દુર્ગારામને મ્યુનિસિપાલિટી જેવી લોકસસ્થા આજે ઓળખતી જ ના હોય એમ કેમ બને છે? વિદ્યાપીઠમા નિયત થયેલા પુસ્તકોમા અમુક ભાગ કાઢીને વાચવો એવુ ફરમાન સત્યાન્વેષી યુનિવર્સિટી તરફથી નીકળે એમા કયુ બળ કામ કરી રહ્યુ છે? 'સત્યાર્થ-પ્રકાશ" અગે એક સરકાર અમુક વલણ દાખવે, આબેડકર હિન્દુ ધર્મને ગાળ દે અને આપણે ન્હાવુ નિચોવવુ ના હોય એમ વ્યવહારમગ્ન રહીએ એ, બનાવોનુ મહત્ત્વ વિચારીને કરીએ છીએ, વારુ? બનાવો પાછળના રાજકીય વલણો વિચારીને કરીએ છીએ? આ છેલ્લા દાખલાઓ હુ આપુ છુ ઠાકોરે ૧૯૨૦મા આપ્યા નથી, પણ એમનો મત સમજવા માટે એ નોધ યોગ્ય છે

અર્થકારણ અગે પ્રો ઠાકોર ઓગણીસમી સદીના બે મુખ્ય બનાવ તરફ વાચકનુ ધ્યાન દોરે છે-'સરકાર મારફતે થયેલી આવ-જાની જોગવાઈઓ, રેલવે આદિ, અને સાહસિક ધનપતિઓએ સ્થાપેલા ઉદ્યોગો આવજાની જોગવાઈઓએ પરદેશી માલનો ઓઘ આણ્યો અને આપણા કારીગરો કસબી મટી મજૂર યા ખેડૂત થયા આને લીધે એક બાજુ ગ્રામકરણ રોજબરોજ વધ્યુ, બીજી બાજુ ઉદ્યોગપતિઓએ ગ્રામતાને તોડી મિલોમા મજૂરી કરવા હજારો ખેડૂતો અમદાવાદ જેવામા ભરાઈ ગયા ગ્રામતાની કાઈક જીવનદાતા સસ્કૃતિ હતી તે તેમની ગઈ તેમનુ જીવન, તેમના સસ્કાર વિકૃત થઈ ગયા' આ બે બનાવોને બરાબર પકડી ચિન્તામુક્ત અને આવેશમય વાણીમા ઠાકોર વસ્તુસ્થિતિનો કરુણ ચિતાર આપે છે એમની

શૈલી ના ચેનો કેવો પ્રપચ સાધે છે તે સમજવા આ ખડ સુદર ઉદાહરણ છે, ઉપગત ઠાકોરને ન સમજનાર તથા તે સમયના દેશહિતચિન્તકોને વિસારે પાડનાર વર્ગ માટે, ખાસ કરીને કોંગ્રેસી સેવકો સારુ, મનનીય છે વ્યાખ્યાન ૧૯૨૦મા અપાયુ, ૧૯૨૮મા પૂર્તિઓ સાથે પ્રસિદ્ધ થયું, એને લીધે ત્યાગપછીના આદોલનો ને સિદ્ધિઓનો એમા સમાસ ન જ થાય એ સ્પષ્ટ છે ગુજરાતી તરીકે આપણી અસ્મિતા ગાઢ થતી ચાની છે, છેલ્લા બે દસકામા આપણુ આખુ અર્થતન્ત્ર, ઠાકોરે સૂચવ્યુ છે તેમ, બદરથી માડી દૂર ઊડે પડેના ગ્રામ સુધી, દરિદ્ર મજૂરથી માડી કુબેરભડારીને ઓછુ વધતુ સ્પર્શતું, વધની ઓછી સફળતાથી આયોજાયુ છે, ગાધીજીની આર્ષદૃષ્ટિને પ્રતાપે વળી આ યુદ્ધને પરિણામે ઝપાટાબધ સામાજિક આર્થિક પરિવર્તન થાય છે તેના ભોગ વર્ગેકવર્ગ આપણે થઈ રહ્યા છીએ એ વાતનો સ્પર્શ આ નિબધમા ના થાય એ દેખીતુ છે આ વિભાગની આ મર્યાદાઓ સ્વીકારીને પણ ઠાકોરની દીર્ઘદૃષ્ટિ ને દેશભક્તિની પ્રશસા જ કરવી રહે છે

મધ્યકાલીન ઇતિહાસવાળા બીજા ખડમા કર્તા વિપુલ મુસલમાની સાધનોની ખામીઓ ધ્યાનમા રાખી, હ્રયચરિત, કહાનડદે પ્રબધ આદિ હિન્દુ ગ્રન્થોનુ અલ્પમૂલ્ય થાય છે તેથી વધુ મૂલ્ય કરવાની જરૂર જણાવે છે મુસલમાની ઇતિહાસમા ફારસી અરબી સાહિત્યમાની ભાવનાઓ પ્રવેશ પામે છે દીનપરસ્તી અજિત વિજેતાપણુ અને મદોન્મત્ત ઉચ્છૃખલ પૌરુષ તેમના પ્રિય નરેશોમા એ ઇતિહાસકારો જુએ છે પણ હિંદી સસ્કૃતિના ઇતિહાસ સારુ, તેમ જ મુસલમાને છાવણીઓની બહારના હિન્દના રાજકીય ઇતિહાસ સારુ પણ, હિન્દુ સાધનો, તેમની યે આગવી મર્યાદાઓ છતા વધુ કીમતી છે છાવણીશાહી મટી બગાળ, ગુજરાત, મુગલ, નિઝામશાહી જેવી બનેલી મિશ્ર સ તનતોએ હિન્દુ સસ્કૃતિમાથી હિન્દી સસ્કૃતિ ઊભી કરવામા શો વેગ યા ફાળો આપ્યો તે મધ્યકાલીન ઇતિહાસનો એક મોટો અન્વેષણનો વિષય છે હિન્દી કલાઓ, ઉર્દૂ આદિ વર્તમાન ભાષાઓ ને તેમના વાઙ્મય, હિન્દુ નાતો, જાતો, પહેરવેશ, સાસારિક રિવાજો, હિન્દુ કથાઓ, ભવાઈઓ, રામલીલાઓ, ભજનો, લોકગીતો, સર્વનુ ઊગમસ્થાન આ મિશ્ર સ તનતોમા છે, એ વિસ્તારથી ને વિગતથી તપાસવુ જોઈએ ગુજરાતી સ તનતોના ગુજરાતી ઇતિહાસ આ દૃષ્ટિએ ખૂબ પ્રાથમિક કક્ષાના ને નિશાળિયાજોગ આજે પણ છે એ સ્વીકારવુ પડશે

"પ્રાચીન ઇતિહાસ ઉકેલનારી વિદ્યાઓ"ના પહેલા ખડમા ગુજરાતના પડિતશિરોમણિ પડિત ભગવાનલાલ ઇન્દ્રજીને મુખ્યત્વે અજલિ આપવાનુ સત્કાર્ય પ્રો ઠાકોરે કર્યું છે એ મહા પુરુષે અશોકના શિલાલેખોની લિપિ ઉકેલવાના જેમ્સ પ્રિન્સેપના અધૂરા કાર્યને પૂરુ કર્યું તે લિપિના દરેક મૂળાક્ષર, જોડાક્ષર અને ચિહ્નને નિર્વિવાદ ઉકેલી આપ્યા સિક્કાશાસ્ત્ર, મૂર્તિશાસ્ત્ર, ઇમારતશાસ્ત્ર, ઉપસ્કરશાસ્ત્ર આદિ અનેકાનેક વિદ્યાઓમા 'હિન્દના પ્રાચીન કાળને લગતુ જેટલુ કાર્ય જેટલી શાસ્ત્રીયતા અને મર્મશક્તિથી ભગવાનલાલે કરી આપ્યુ છે અને જેટલા મહત્ત્વના નિર્ણયો સ્થાપી આપીને સર્વમાન્ય બનાવ્યા છે તેટલા એમના સમયના કે એમના પછીના આ વિદ્યાઓને લગતા કોઈ પણ વિદ્વાને કરેલા નથી' ગુજરાતના ઇતિહાસના નિર્ણયોમા ઘણો મોટો ભાગ આ પડિતના નિર્ણયોનો છે આવા મહા પડિતના જીવન દરમિયાન કે પાછળ કોઈ સગીન પુરાતત્ત્વ મદિર ન સ્થપાયુ, પડિત શિષ્યોની પેઢી પછી પેઢી ન પાકી, તે ગુજરાતનુ અન્યવહારુપણુ અને વિદ્વાનોની ધન કે સત્તા-લોલુપતાનુ અને વિદ્યાપરિશીલનના અભાવનુ જ સૂચન કરે છે

વિષયની આ અનેકાંગી સમાલોચનામાં ગંભીર ઇતિહાસમીમાંસાનાં બીજ રહેલાં છે. દેશ સારુ આદર અને સત્ય માટે બંનેનો સંવાદ સાધી ઇતિહાસ લખી શકાય, એ સિદ્ધાન્તનું દિશાસૂચન જ નહિ, કોઈ કોઈ અંશની ચર્ચામાં સુંદર નમૂનો પણ ઠાકોર આપે છે. ગુજરાતી અસ્મિતા કાંઈક જાગ્રત થઈ છે. ગુજરાતીઓનાં સાહસ અને મળતાવડાપણું દેશપરદેશમાં તેમનાં થાણાં સ્થપાવે છે, પણ ગુજરાતી પ્રજા એક શરીર પેઠે હજી વ્યવહાર કરતી થઈ નથી. ગુજરાતીઓનો પથરાટ એક લોકસમુદાયના આર્થિક પથરાટ જેવો જણાય છે, તેમનું પ્રજાકીય પુદ્ગલ હજી સિદ્ધ થતું નથી. તે સિદ્ધ કરવા સંસ્કૃતિ વિનિમયના સૂક્ષ્મ પ્રવાહો વહેતા થવા જોઈએ. ક્રયવિક્રયના વ્યવહારતંત્રથી જે પ્રાપ્ત નથી તે બન્ધુપ્રીત્યર્થ અર્પવા માટે સ્વયંસેવક શિક્ષકોએ બૃહદ્ ગુજરાત ઉપર નજર નાખવી જોઈએ. ખરે, બન્ધુપ્રીત્યર્થ સેવા અર્પનાર માટે આજે વિષમ સમો ઉપસ્થિત થયો છે, ધનપતિઓ ધન કમાવામાં પડ્યા છે, તેમની અને મધ્યમ વર્ગની વચ્ચેનું અંતર વધતું જાય છે; પણ સ્મરણમાં રાખવું જોઈએ કે નીતિનાં ધોરણો, સંસ્કાર અને શિષ્ટતાની માવજત મધ્યમ વર્ગે કરી છે અને તેમણે જ કરવાની છે. ધનપતિઓ તેમ જ મહામોટાં ફંડો વિદ્યાલયો બાંધે, ઇસ્પિતાલો સ્થાપે, અનાથાશ્રમો ઉઘાડે, પણ તેમાં જીવ મૂકવાનું કામ તો કારકુનો, શિક્ષકો, પરિચારકો, દાક્તરો, ગૃહપતિઓ વગેરે કરે છે. શિક્ષક, દાક્તર, વકીલ, વહેપારી, અધિકારી, સર્વની બન્ધુપ્રીત્યર્થ સેવાની જરૂર છે, બીજા કોઈ દેશ કરતાં આ દેશમાં વિશેષ જરૂર છે; અને તેઓ જ ધનપતિઓ જેમ વિત્તવિવર્ધનમાં પડશે જેમ દાક્તર વકીલ ને શિક્ષકે પણ કરવા માંડ્યું છે, તો દેશને તેમ તેમને પણ પારાવાર હાનિ થશે. ધર્મને નામે લોકસંગ્રહ નથી થતો કેમકે ધર્મમાં શ્રદ્ધા નથી; બન્ધુત્વને નામે થવો જોઈતો નથી થતો, કેમકે તેને કાગળોમાં ને ભાષણોમાં ચાવીચાવી સ્વસંવર્ધનમાં જ આપણા "માનાર્હ" કાર્યકરો ને "જનતા સેવકો" રાચતા પડ્યા હોય છે.

શાસ્ત્રીય ઇતિહાસની ઇમારત ચણવા માટે શાસ્ત્રીય નિર્ણયોનું મહત્ત્વ અને ધોરણ ઠાકોર બાંધે છે. શાસ્ત્રીય નિર્ણયો માટે, લેખક કહે છે. "બધા પુરાવો જોઈએ, આખી પરિસ્થિતિ ધ્યાનમાં લેવાવી જોઈએ, સામસામાં તમામ બલાબલની ચોક્કસ તુલના કરવી જોઈએ." શુદ્ધ નિર્ણય માટે પ્રાપ્ય તેટલી બધી સામગ્રી જોઈએ, ઉપરાંત એ સામગ્રીમાંથી ન્યાયબુદ્ધિ અને સર્ગશક્તિથી કારણ અને કાર્યની ઘટના તારવવી જોઈએ આ ન્યાયબુદ્ધિ એટલે જડ મધ્યમ માર્ગ નહીં. હમણાં હમણાં સંવાદી, એકાગ્ર દેશભક્તિ પોષવા, હિન્દુ મુસલમાન ઇતિહાસ રચતાં ગુજરાત મહારાષ્ટ્ર ઇતિહાસ રચતાં બંને પલ્લામાં સરખા ગુણદોષ નાખવાની લાલચ ને વલણ વધી છે. તે વિશે ઠાકોર દૃઢ સૂર કાઢે છે કે "ગુણદોષ બંનેનું એકસરખું ધાણું પાડનારી અગર તો બંનેને એકસરખા અવગણનારી જડતા શાસ્ત્રીય તટસ્થતાની પુરશીએ ચડી બેસે છે" તેના કરતાં પક્ષકાર ભલે હોય તથાપિ ગુણદોષ બંનેનું નિરીક્ષણ અને તુલના કરવાની શકિત ખીલવી હોય એવા પંડિતને હાથે જ ઇતિહાસ રચાવો જોઈએ.

રમણીયતાના વિશાળ અર્થમાં આ વિસ્તૃત નિબંધ રમણીય ના હોત તો આપણે તેને સમર્થ ના ગણત, ઇતિહાસની પગથી ને તેના ધોરી માર્ગ તેમાં બતાવ્યા છે છતાં, ઉપર જોયું તે મૂલ્યવાન ઇતિહાસચિન્તન તેમાં ભર્યું છે છતાં ભાષાપટની અને લયપ્રવાહની વિશિષ્ટતા આ નિબંધમાં આપણે સાદ્યન્ત માણીએ છીએ. ઉત્તર વયનાં કેટલાંક લખાણોમાં આ વિશિષ્ટતા એક સરખી અનુભવાતી નથી અને કાંઈક વિકૃતિ પણ ધરે છે, પણ અહીં તેના સુરેખ અને સમથળ રૂપમાં, જુવાનીના ભરી શિંગ જેવા દેહમાં, દેખા દે છે એ જોતાં આ નિબંધ ઠાકોરની શૈલીનો પ્રતિનિધિ-નમૂનો કહી શકાય.

આ રમણીયતા તે આખમા સમાય તે પ્રકારની ચારુતા કે સુન્દરતા નથી, આખને અસ્વસ્થ કરી દેતી, વાચક પર ભાર બેસાડતી એ રમણીયતા છે શબ્દોનુ, પદસમૂહોનુ, વાક્યોનુ આક્રમણ વાચક પ્રયત્નપૂર્વક જ ઝીલે છે અને પ્રયત્ન કરી ઝીલવામા તેને ચિત્તવિકાસનો સતોષ થાય છે સમધારણ પદાવલિથી બનેલુ સુવાળુ વસ્ત્ર આપવાને બદલે પદાન્વયમા વ્યુત્ક્રમ, સસ્કૃત ફારસી તળપદા શબ્દોના મિશ્રણથી નિર્મિત ઝાકઝમાળ જડતરભાત લેખક આપે છે આ લેખક જુદો છે એવુ તેના વ્યક્તિત્વ વિશે તીવ્ર ભાન એ કરાવે છે આ ભાષા પ્રપચમા ખરેખર પ્રવાહ છે, ને પ્રતાપી દશ્યોનુ હોય તેવુ આકર્ષણ છે તેમા લાવણ્ય નથી, ઓજસ્ છે, સાથે કઠણાઈ ને પરુષતા યે પ્રવેશે છે લાલિત્ય અને માધુર્યનો એ શૈલીને ખપ નથી તમારી મધુરતા તો સત્ય માટે ય ન લડવાની નાણિયાવિદ્યા છે ને! તમારુ લાલિત્ય તો વેવલાપણાનુ બીજુ નામ જ છે ને! બલિષ્ઠ આત્મપ્રત્યયને, ઉગ્ર અસન્તોષને, "ઉત્તિષ્ઠત" ગર્જનાર ઉદ્બોધનને એ માધુર્ય ન ખપે આનુવશિક પ્રગલ્ભતા, વિપુલ જ્ઞાનસપત્તિ, મનન ને પરિશીલનથી થયેલા મક્કમ નિર્ણયો સાથે થોડા "જ"કારી મન્તવ્યો, વાચક પ્રત્યે નિરાદર દાખવતું પડિત સુલભ સ્વાભિમાન, અને સાહિત્યકલાની ઊચી ભાવના, આ અને આવા અગત લક્ષણોમાથી ઠાકોરની શૈલીના લક્ષણો ઊતરી આવેલા મને સમજાય છે

☆

## [૧૦]

# વિવેક અને સાધના

સાધક અને કર્મયોગી તરીકે શ્રી કેદારનાથ મુંબઈ પ્રદેશમાં સુપ્રસિદ્ધ છે. શ્રી મશરૂવાળાએ ગુજરાતને તેમનો વ્યાપક રીતે પરિચય કરાવ્યો છે. ગાંધીજીની જેમ કેદારનાથજીએ મશરૂવાળા જેવા અનેકના ચિન્તનને વિશિષ્ટ ઝોક આપ્યો છે. એ સૌના ચિન્તન દ્વારા સામુદાયિક જીવનની શુદ્ધ આરાધના માગતી ફિલસૂફીનો પ્રવાહ બળવાન બનતો જાય છે. આપણું રાષ્ટ્રીય જીવન ઉન્નત અને સમર્થ થાય, આપણો સાંસારિક વ્યવહાર શુદ્ધ થાય તેને માટે એ સૌ મથે છે. સામુદાયિક જીવન વિશે કેદારનાથનું વસ્તુનિષ્ઠ મંથન ઘણા સાધુસંતોથી તેમને નિરાળા પાડે છે.

"વિવેક અને સાધના"માં તેઓ હિન્દના આન્તર રોગની ચિકિત્સા કરે છે અને તેનો ઉપાય
દર્શાવે છે. અનેક સાધકો, ભક્તો, યોગીઓ, તત્ત્વજ્ઞાનીઓ થઈ ગયા છતાં હિંદની અનેક બાબતોની
અધોગતિ, ક્ષુદ્રતા, પરાધીનતા અને સામાજિક દુર્વ્યવસ્થા સૈકાં ને સૈકાં કેમ ટકી હશે એ કોયડો છે.
આપણા ધર્મચિન્તનમાં, નીતિવિચારમાં, સાધનાપ્રણાલીમાં, અને સદ્ગુણોની કેળવણીમા ક્યાક મોટા દોષ
રહેલો છે. એક તો સંસાર દુ:ખમય છે એ આપણો વ્યાપક ખ્યાલ ભૂલ ભરેલો છે સંસાર કદાપિ
સ્તુતઃ દુઃખમય હોય તો પણ દુઃખ ઓછું કરવાના પ્રયત્નમાં જ મનુષ્યનો પુરુષાર્થ હોઈ શકે. મંથન,
દ્ગુણોનો વિકાસ, સંયમ અને સત્કર્મ વડે જે શાન્તિ, આનદ અને મુક્તિ પ્રાપ્ત થાય તે એક વિચાર-
રણિના રટણથી કે બૌદ્ધિક સ્વીકારથી યા મુક્ત સ્થિતિની કોઈ કલ્પનાથી પ્રાપ્ત ના થઈ શકે. હિંદુઓએ
અમુક વિચારસરણિને જ જ્ઞાન સમજી તેનો મોક્ષ સાથે નિત્ય સંબધ માની લીધો છે, તેથી જેમ મૂર્તિની
પૂજા થાય તેમ વિચારસરણિને સાચવતા ને પૂજતા આપણે થયા છીએ. પરિણામે, આપણામાં દભ
અને કૃપણતા વધ્યાં છે. તત્ત્વવિષયક વિચારસરણિ મોક્ષનુ સાધન છે એમ માનીને તેને જ તર્કથી, રૂપકથી,
માનવસહજ આવેગો સાથે અનુસંધાનથી આપણે ચિત્ત ઉપર ઠસાવીએ છીએ. "આ હિપ્નોટિઝમનો
પ્રકાર છે, પણ તે જ્ઞાન નથી અને તેમાં કૃતાર્થતા નથી." "જીવનનુ આપણુ ધ્યેય મોક્ષ છે; તત્ત્વજ્ઞાનીનું
જ્ઞાન આપણે માન્યું; તે આપણા ચિત્ત ઉપર ઠસાવ્યું કે આપણને મોક્ષ મળશે એવી આપણી કલ્પના.
એ કલ્પના દૃઢ થઈ એટલે મોક્ષની ખાતરી." આ શ્રદ્ધા આપણા પ્રજાકીય આન્તર રોગનુ મૂળ છે,
એને લીધે ગૃહસ્થાશ્રમ અને તેનાં કર્તવ્યો વિશે આપણો અનાદર અને કર્મમાર્ગમા શિથિલતા વધ્યાં છે.
"ધન, વિદ્વત્તા, વૈભવ કે બીજી કોઈ પણ વિશેષ પ્રાપ્તિથી પોતે સુખી થવું અને તેવી રીતે મોક્ષ પ્રાપ્ત
કરીને પોતાનું કલ્યાણ સાધવુ—આ બધામાં સામુદાયિક કલ્યાણનો પ્રશ્ન, વિચાર કે હેતુ જણાતો નથી."
મોક્ષનું ધ્યેય વૈયક્તિક છે તેથી સામુદાયિક વૃત્તિઓ અને સદ્ગુણો આપણે કેળવ્યા નથી.

આ રોગ મટાડવા વ્યક્તિના જીવનધ્યેય વિશે સ્પષ્ટતા થવી જોઈએ. એનો નિર્ણય કરાય તો મનુષ્યનો પોતાની તરફનો તથા બીજાની તરફનો ધર્મ નિશ્ચિત થઈ શકે. માનવી આસપાસના જનસમુદાય સાથે, કુટુંબ સાથે, ગામ સાથે, રાષ્ટ્ર સાથે એવો સંકળાયેલો છે કે એને કેવળ વ્યક્તિ કહેવામાં ભ્રાન્તિ છે. સમાજ સાથેનો તેનો સંબંધ ઉરાડી દઈને તેનો વિકાસ કલ્પવો એ ભ્રમ છે, બીજાના ગુણઅવગુણનાં, સંસ્કારકુસંસ્કારનાં, કર્મઅકર્મનાં પરિણામો મનુષ્ય ભોગવતો આવ્યો છે; પોતાનાં કર્મઅકર્મના ફળ પોતાને

તેમ જ આસપાસનાંને ચાખવાનાં છે. વ્યક્તિ શું કરે છે, શું નથી કરતી, શી લાગણી અનુભવે છે નથી અનુભવતી, શી આત્મિક સંપત્તિ પામે છે યા ખુએ છે, એ બધું સમાજના જીવનપ્રવાહ સાથે જોડાયેલું છે. તેથી વ્યક્તિનું સાચું કલ્યાણ આ નિત્ય સંબંધ સ્વીકારીને કરેલી ઉન્નતિમાં જ હોઈ શકે. કેવળ વ્યક્તિગત કલ્યાણની કે હિતની કલ્પના આપણે દોષાસ્પદ માની છોડવી જોઈએ. કર્મનો વિચ્છેદ ને ચિત્તનો વિલય શક્ય હોય તો યે અધૂરો આદર્શ છે. કર્મની તથા ચિત્તની ઉત્તરોત્તર શુદ્ધિ દ્વારા સાચી મુક્તિ પ્રાપ્ત થઈ શકે, તેથી સમાજમાં રહીને માનવના ગુણોની રક્ષા અને વૃદ્ધિ એ જ વ્યક્તિનો ધર્મ બને છે. આત્મતત્ત્વની વૃદ્ધિ અને વિકાસમાં જ મુક્તિ છે; અને સંયમ, સદ્‌ગુણ તથા માનવના કેળવ્યા વિના આત્માનો વિકાસ શક્ય નથી. આપણો સમભાવ જેટલો વ્યાપક ને ક્રિયાવંત તેટલો આપણો આત્મભાવ વ્યાપક, તેટલું આપણું સચેતનપણું; તેટલી આપણી જડતામાંથી મુક્તિ. સમભાવ વધારવા માટે દયા, બન્ધુતા, સત્યપરાયણતા, પ્રામાણિકતા, ઉદારતા, વગેરે ગુણો ખીલવવા જોઈએ. આ સદ્‌ગુણો ખીલવવામાં જ સાચી કૃતાર્થતા, સંતોષ, સુખ અને કલ્યાણ છે. જગત સાથે સક્રિયપણે સમરસ થવામાં જ સૌનો ઉદ્ધાર છે.

જીવનના મુખ્ય ધ્યેય વિશે તથા તેની પ્રાપ્તિનાં સાધન વિશે–માનવી સદ્‌ગુણો વિશે, મનુષ્ય-મનુષ્યના વ્યવહાર વિશે, અને ચિત્તનાં સ્વરૂપ અને શક્તિ વિશે–કેદારનાથે આ ભૂમિકા ઉપર વિચાર કર્યો છે. કદાપિ એમ લાગે કે આવી વસ્તુનિષ્ઠા અને વ્યવહાર પરતાથી, મોક્ષ વસ્તુની અવગણનાથી અને સામાજિક સદ્‌ગુણોના પુરસ્કારથી તેમણે ઈશ્વરનો છેદ ઉડાડી દીધો છે કોઈને કદાપિ એમ પણ લાગે કે આવી વિચારણાનું પરિણામ નાસ્તિકતા આવે. કેદારનાથની કલ્પના કે ધારણાથી આવું પરિણામ ખૂબ વિદૂર છે એ એમને જરા પણ ઇષ્ટ નથી ઈશ્વર વિશેની નિષ્ઠા સિવાય મનુષ્યની પૂરી શક્તિનો ઉદય થતો નથી. "પરમ શુદ્ધ, અત્યંત વ્યાપક, મહા મંગળ અને મહા સમર્થ એવી ઈશ્વરવિષયક ભાવના આપણે ધારણ કરવી જોઈએ. તે આપણા હૃદયમાં ઊંડે ઊતરીને આપણા લોહીમાં એકરસ થઈ ગયા પછી આપણી દ્વારા થનારા દરેક કર્મમાં આપણી વૃત્તિઓ અને ભાવનાઓ બધામાં, તે જ નિષ્ઠા અને શ્રદ્ધાનું દર્શન થતું રહેશે. સદ્‌ગુણ અને સત્કર્મને રૂપે તે મહાશક્તિના અંશનુ યથાકાળે યથાયોગ્ય પ્રકટીકરણ આપણી મારફતે થયા કરશે." કેદારનાથનો સામાજિક ધર્મનો ને સદ્‌ગુણનો ઉપદેશ આધ્યાત્મિક હેતુ માટે જ છે.

કેદારનાથ લોકસેવક છે તેવા યોગી પણ છે. એ માર્ગે સિદ્ધિ પ્રાપ્ત કરવા તેમણે ખૂબ પરિશ્રમ કર્યો છે, એમ છતાં સામુદાયિક જીવન અને સામુદાયિક કલ્યાણની ભાવના જ આ પુસ્તકમાં સર્વત્ર તરતી દેખાય છે, એ એમના ઉપદેશની વિશિષ્ટતા છે. કામ, ક્રોધ, મોહ, રાગ દ્વેષાદિમાંથી મુક્ત થવા મથનાર, ચિત્તનુ નિરંતર પરીક્ષણ કરી તેને વિષયોમાંથી વાળી સ્થિર કરવા પ્રયત્ન કરનાર, તેની ધ્યાનાદિથી એકાગ્રતા વધારનાર સાધકને માટે પણ આમાં માર્ગદર્શન છે. ચિત્તનો વિલય મનુષ્યનું અન્તિમ ધ્યેય ન હોઈ શકે. તેને શુદ્ધ કરી, તેની શક્તિ વધારી આપણાં કૌટુમ્બિક અને સામાજિક કર્મોમાં તેનો ઉપયોગ કરવાનો છે. સદ્‌ગુણો અને સત્કર્મ દ્વારા ચિત્તને શુદ્ધ કરતું જવાનુ છે, ચિત્ત શુદ્ધ થતું જાય તેમ સદ્‌ગુણોનો વિકાસ અને સત્કર્મોની વૃદ્ધિ કરતા જવાની છે, આ રીતે જ માનવી પૂર્ણતા પ્રાપ્ત કરે. "અભ્યાસકાળ દરમ્યાન અનેક શુભ ભાવનાઓ ચિત્તમાં જાગ્રત થાય છે. તે ભાવનાઓ યોગ્ય કર્મમાં પરિણત થવી જોઈએ. તે પરિણત થવાથી તેમને જ આધારે બીજી ભાવનાઓનો પણ ઉદય થશે અને

એ ભાવનાઓ પણ કાર્યમાં પરિણત થવા માંડશે આવી રીતે સદ્‌ભાવના સત્કર્મ અને સદ્‌ગુણ વડે આપણું જીવન ઉત્તરોત્તર સમૃદ્ધ થતું જશે, આપણા જીવનના બધા વ્યવહારોની શુદ્ધિ થશે અને બધાનું પરિણામ શાંતિને રૂપે આપણને પ્રાપ્ત થશે. "

ગ્રંથની સંકલના શ્રી. મશરૂવાળા અને શ્રી. રમણીકલાલ મોદીએ કરી છે. નોંધો, પત્રો વગેરેમાં કેદારનાથના વિચારો વેરાયેલા પડ્યા હતા પણ તે બધું નવેસરથી જ તેમણે લખી આપ્યું છે જીવનના બધા મુખ્ય પ્રશ્નોને આવરી લે એ રીતે એ લેખોની ગોઠવણી સંપાદકોએ કરી છે. આમ ધર્મ અને નીતિનો આ અત્યંત મહત્ત્વનો ગ્રંથ બન્યો છે. એમાં કશું અટપટું નથી. શૈલીની ઋજુતા, શિષ્ટતા અને ભાવવાહિતા વિષયને સુગમ અને રોચક બનાવે છે. એમા કેવલ સાધક અને મુમુક્ષુ માટે સામગ્રી નથી. એમને માટે સામગ્રી છે જ પણ, ઉપરાંત કુમાર યુવાન ગૃહસ્થ સ્ત્રી પુરુષ બધાં માટે બધી સ્થિતિમાં ઉપકારક થાય, શુદ્ધ નીતિ સારુ પ્રોત્સાહન આપે એવો વિચારભંડાર છે. કેદારનાથની વિચારણામાં દુરાગ્રહ કે અભિનિવેશ નથી, પણ સુસ્પષ્ટતા, સંગતિ, તત્ત્વગામિતા અને સમગ્રતા છે. સાધનાને નામે ચાલતા અગડંબગડંની, અપરોક્ષાનુભવને નામે ચાલતા વેવલાપણાની મુમુક્ષાને નામે રાચતા સ્વાર્થની આ ગ્રંથ જેવી ચિકિત્સા બીજે ભાગ્યે મળશે.



# [ ૧૧ ]

## સહકારી વિદ્વત્તાનું સિમાચિહ્ન*

ગુજરાતી શબ્દોની જોડણી અને તેના અર્થ માટે એક પ્રમાણભૂત ગુજરાતી શબ્દકોશ જનતા સમક્ષ ધરવાનો ગુજરાત વિદ્યાપીઠે જે અનેક સફળ પ્રયાસો કર્યા છે તેમાં આ ગ્રન્થના પ્રકાશનથી એ પ્રવૃત્તિ એક કોટિએ પહોંચે છે. આ ગ્રન્થ મહાત્મા ગાંધીની પુણ્યસ્મૃતિને અર્પણ કરવામાં આવ્યો છે એ ઉચિત છે. કારણ કે આશરે પચીસ વર્ષ પહેલાં ગાંધીજીની જ પ્રેરણાથી આવા કોઈ કાર્યનો પ્રારંભ કરવાનો વિચાર ઉદ્ભવ્યો હતો. તેમણે આ ગ્રન્થ તૈયાર કરાવવામાં જે રસ દાખવ્યો અને જનતા તથા સરકાર બન્નેએ એમના શબ્દનું જે મૂલ્ય ગણ્યું. (જો કે સરકારે તો એને મંજૂરી ઘણી મોડી આપી) તેને પરિણામે જ આ ગ્રંથ પ્રમાણભૂત તરીકે માન્ય થયો. અને એથી જ એ આ કદમાં અને આ સ્વરૂપે અત્યારે પ્રસિદ્ધ થાય છે. આપણને એમ લાગે છે કે જ્યારે ઊંડી વિદ્વત્તા ધરાવતા સાક્ષરો જોડણીના સિદ્ધાંતો પ્રામાણિકતાથી ને અભિનિવેશપૂર્વક રજૂ કરતા હતા ત્યારે ભાષાને એ વાદોમાંથી ઉગારી લેવાને કોઈક લોકનાયકના વજનદાર આદેશની જરૂર હતી. જ્યારે ગાંધીજીએ આદેશ આપ્યો કે "હવે પછી કોઈને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી." ત્યારે વિદ્વદ્વર્ગ એ આદેશ પ્રત્યે સહેજ વક્રદૃષ્ટિએ જોવા લાગ્યો. પણ હવે જનતા અને શિક્ષિતવર્ગ પણ એ આદેશમાં શાણપણ સમાયેલું જોઈ શકે છે. બીજી બાજુ, આ ગ્રથના સંપાદકો પણ કબૂલ કરશે કે મહાત્માજીનો અભિપ્રાય બાહ્ય દૃષ્ટિએ દેખાય છે એવો અન્તિમ નથી. એ આદેશ પાછળ માત્ર એક જ હેતુ હતો: જોડણીના ક્ષેત્રમાં તાત્કાલિક સહાયભૂત થાય એવી કોઈ વ્યવસ્થા ઊભી કરી આપવી, જેની ઉપર ભાવિ વિદ્વાનો વધારે સફળતાથી અને વધારે વૈજ્ઞાનિક ઢબે કાર્ય કરી શકે. જોડણીને પ્રમાણભૂત બનાવવાનુ મહાન કાર્ય સંપૂર્ણ—લગભગ સંપૂર્ણ થયું છે; અને વ્યુત્પત્તિદર્શક, રૂઢપ્રયોગદર્શક, ઠીક ઠીક વ્યાપક એવા આ શબ્દકોશથી ભાષાનો સકલ કોશ તૈયાર કરવા માટેની ભૂમિકા રચાઈ છે

શબ્દોના અર્થ અને વ્યાખ્યાઓ આપતો એક શબ્દકોશ તૈયાર કરવામાં રહેલી મુશ્કેલીઓ ખરેખર મોટી હતી પણ એ અનિવાર્ય નહોતી, કારણ કે ઈ સ ૧૮૬૧ જેટલા વહેલા કવિ નર્મદાશંકરે એમના શબ્દકોશનો પહેલો ભાગ પ્રસિદ્ધ કર્યો અને અવિરત તથા વીરને છાજે એવો પરિશ્રમ લઈને ૧૮૭૩મા પ્રથમ સંપૂર્ણ અને પ્રમાણભૂત શબ્દકોશ બહાર પાડ્યા. બધા ય અનુગામી કોશકારો× એના ભારે ઋણી છે આ અગ્રેસરને પોતાને પણ ગુજરાતી ઉચ્ચારોની વિશિષ્ટતાઓમાથી ઉદ્ભવતી મુશ્કેલીઓ સમજાઈ હતી. એ મુશ્કેલીઓ લગભગ અનિવાર્ય હતી અને અત્યારે કોઈ પણ જોઈ શકે છે કે એ વટાવી ગયા વિના, આદરપાત્ર જોડણીકોશ તૈયાર થઈ શકે નહિ.

સંસ્કૃત મૂલાક્ષર અને દેવનાગરી લિપિ લગભગ સંપૂર્ણ છે અને સંસ્કૃતોત્થ ભાષાઓમાં ઉચ્ચારાનુ સારી જોડણી દેવનાગરીમા અથવા એમાથી ઉદ્ભવેલી અન્ય લિપિઓમાં થઈ શકે, પરંતુ આ મુખ્યત્વે સાચું છે;

*સાર્થ ગુજરાતી જોડણીકોશ, સુધારાવધારા સાથેની ચોથી આવૃત્તિ: મુખ્ય સંપાદક: મગનભાઈ પ્રભુભાઈ દેસાઈ. (નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ; ૧૯૪૯. રૂા. ૧૨)

× નાનાભાઈ આર. રાણીના; અંબાલાલ સા. દેસાઈ; મણિલાલ છબારામ ભટ્ટ; ભાનુસુખરામ નિ. મહેતા વગેરે

સર્વાંશે નહિ. એનો અર્થ માત્ર એટલો જ કે ગુજરાતી, મરાઠી, બંગાળી આદિ ભાષાઓમાં બૃહદંશે ઉચ્ચારને અનુસરતી જોડણી હોઈ શકે. પણ તેમાં એવા કેટલાક ઉચ્ચારો અને તેનાં સૂક્ષ્મ મિશ્ર રૂપો રહેવાનાં કે જે જોડણીની ગમે તેવી વ્યવસ્થામાં પણ નહિ આવી શકે, પછી યોજના ભલેને ગમે એટલી વિશાળ, ગમે એટલી કાળજીપૂર્વક તૈયાર કરવામાં આવી હોય. ગુજરાતીમાં કેટલાક સ્પષ્ટપણે લાક્ષણિક ઉચ્ચારો છે જેવા કે, વિવૃત ઍ અને ઑ, દ્રુત વા અસ્વરિત અ, લઘુપ્રયત્ન ય, ઔરસ્ય અને અલ્પ ઔરસ્ય હ, મૂર્ધન્ય સાથે મૂર્ધન્યતર ડ, ઢ, તાલવ્ય સાથે ઉપતાલવ્ય કે વર્ત્સ્ય ચ છ જ ઝ, કોમલ અને તીવ્ર અનુસ્વાર આમાંની મોટા ભાગની ખાસિયતો નર્મદાશંકરે પિછાણી હતી, પરંતુ એને જોડણીમાં દર્શાવવામાં એને ખાસ સફળતા મળેલી નહિ. તથાપિ ઉચ્ચારાનુસારી જોડણીનો સિદ્ધાંત તો તેણે પણ સ્વીકાર્યો હતો. ઉચ્ચારોને લગતી ખરેખરી મુશ્કેલીઓ તો હતી જ, તે ઉપરાંત બીજી કેટલીક સરકારે ઊભી કરી. સરકારે વર્ષો સુધી જોડણીના કોઈ સ્પષ્ટ ને ચોક્કસ નિયમો ધ્યાનમાં લીધા વિના પ્રાથમિક શાળાઓ માટે પાઠ્ય પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં. ૧૮૭૧–૭૨ માં સરકારે જોડણી માટે એક નિયમાવલિ ઘડી; પરંતુ એનું પાલન એનાં પોતાનાં પાઠ્ય પુસ્તકોમાં સુદ્ધાં ન થયું. આ પરિસ્થિતિનો નવલરામે સખત વાણીમાં વિરોધ કર્યો અને ડૉ. બ્યૂલરના ઉત્તેજનથી તેમણે સમગ્ર વિષયને વધારે સંગીન રૂપમાં મૂક્યો (૧૮૭૩). પણ ખાતાએ તે તરફ આંખઆડા કાન કર્યા. ૧૮૮૮ માં નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાએ આખાય વિષયનું તલાવગાહી નિરૂપણ કરતી એક પુસ્તિકા બહાર પડી. આ વિષયમાં અદ્યાપિપર્યંત એ પ્રમાણભૂત મનાઈ છે. એમાં નરસિંહરાવે વ્હેન, હમે આદિ શબ્દોમાંના હ ને તથા વિવૃત ઍ અને ઑ તથા આંખ્ય અને આવ્ય જેવા–શબ્દોમાં લઘુપ્રયત્ન ય ને જોડણીમાં દર્શાવવાની હિમાયત કરી હતી. કેશવલાલ ધ્રુવ અને ગોવર્ધનરામ ત્રિપાઠીએ પણ જોડણી માટે બે જુદી જુદી નિયમાવલિ સૂચવી હતી. ૧૯૧૨ માં ગુજરાતી સાહિત્યપરિષદે એ બધામાંથી વચલો માર્ગ કાઢી આપવાના શુભ આશયથી જોડણીના કેટલાક નિયમોની ભલામણ કરી. દિવેટિયાએ બતાવેલું ધોરણ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ સંપૂર્ણ ને સંગીન હતું અને ગુજરાતી લેખકોનું વલણ પણ ઉચ્ચારને અનુસરતી જોડણી અપનાવવા તરફ વધતું જતું હતું, તેમ છતાં, દિવેટિયાની યોજનાને પૂરેપૂરા વળગી રહેવામાં મિથ્યાપાંડિત્યની જડતા જણાઈ. એ વ્યવસ્થા લખવાછાપવામાં અટપટી અઘરી અને ઘણી મુશ્કેલીઓ ઊભી કરે એવી હતી. એ જોડણી બહોળી શિષ્ટ રૂઢિને અનુસરતી નહોતી તેથી એ બહુજનમાન્ય થવાનો સંભવ પણ નહોતો. આ અટપટા તાકીદના પ્રશ્નને કઈ પદ્ધતિએ ઉકેલવો જોઈએ એ અંગે આનંદશંકર ધ્રુવે સરસ માર્ગદર્શન કરાવ્યું છેઃ

"ભાષાનું સ્વરૂપ ઉચ્ચારથી, વ્યુત્પત્તિથી, તેમ જ સગવડથી ઘડાય છે. ઉચ્ચાર વ્યુત્પત્તિની દરકાર ન કરે અને લખાણમાં કલમને પોતાનું ઇષ્ટ પ્રતિબિમ્બ પાડવા તરફ દોરે; વ્યુત્પત્તિ પોતાની મેળે જ ઉચ્ચારનું સ્વરૂપ રચે, અને વ્યુત્પત્તિ સંબંધી મીમાંસા કરીને જે સિદ્ધાંત બાંધવામાં આવે–ઉચ્ચાર ઉપર અસર કરે; તેમ જ સરલતા અને સગવડ ખાતર વ્યુત્પત્તિની અવગણના પણ થાય, અને ઉચ્ચાર અને લેખન વચ્ચે સહજ વૈષમ્ય રહે તો તે પણ વૈયાકરણો કેટલીક વાર એક માત્રાભેદ સહી લે છે એમ સહી લેવાય. સર્વત્ર અમુક શક્તિ નિયામક કરે એવો સાર્વત્રિક નિયમ બાંધી શકાતો નથી. અને તેથી ભાષામાં સ્વાભાવિક રીતે વિકલ્પ ઊપજે છે. આ વિકલ્પ તે અવ્યવસ્થા નથી, પણ અનેકતાનો યથાર્થ સ્વીકાર છે.*

પરિષદે કરેલી ભલામણોને આધારે સરકાર આ બાબત પહેલ કરી શકી હોત, પરંતુ તે કાં તો ઉદાસીન હતી વા નવો ચીલો પાડવાની એની મરજી નહોતી. ગમે તેમ, એનું પરિણામ એ આવ્યું કે

* "સાહિત્યવિચાર" – પૃ. ૧૦૯

પરિસ્થિતિ ફરીથી અરાજક નીવડી. એવે સમયે સરકારના નિર્ણય જેવા વજનદાર ઇતર અભિપ્રાયની જરૂર જણાઈ. વજનદાર એટલે કોઈ પંડિતના અભિપ્રાય તરીકે વજનદાર નહિ, પરંતુ માનવસમૂહના માનસ ઉપર જેનું વર્ચસ્ હોય તેવાના અભિપ્રાયની મૂલ્યવત્તા વાળો. "હવે પછી કોઈ ને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી." એ ગાંધીજીના વચનનું રહસ્ય આ જ છે. અને આપણે જાણીએ છીએ કે એ આદેશથી વાદોનો સંઘર્ષ ઓસરી ગયો.

નવજીવને ૧૯૨૯ માં જોડણીકોશની પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ કરી. એમાં સામાન્ય રીતે વપરાતા ૪૩,૭૪૩ શબ્દોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. એ જોડણીકોશ હતોઃ માત્ર જોડણી માટેનો સંદર્ભગ્રંથ હતો; શબ્દકોશ નહોતો ડૉ. ધ્રુવ આદિ વિદ્વાનોએ જે ભલામણો કરી હતી તેમાંથી વચલો માર્ગ કાઢીને એને માટેના સિદ્ધાંતો નિર્ધાર્યા, અને મુખ્યત્વે સાહિત્યપરિષદની ભલામણો અનુસરવામાં આવી. તેમાં જોડણીના વૈકલ્પિક રૂપોને વિશાળ સ્થાન આપવામાં આવ્યું હતું. એ આશાએ કે આખરે એમાંનાં કેટલાંક રૂપો કાલગ્રસ્ત થઈ જશે. પણ જોડણી બહુજનમાન્ય થાય એવી કોઈ ચોક્કસ વ્યવસ્થા સ્થપાવી જ જોઈએ એ પ્રથમ સંપાદકોનું ધ્યેય હતું.× એ ધ્યેય સિદ્ધ કરવાને તેમણે સંનિષ્ઠાથી કાર્ય કર્યું. એની સાથોસાથ લેખનમુદ્રણમાં સરળતા તથા સુગમતા એ વ્યુત્પત્તિ તથા ઉચ્ચાર જેટલી જ મહત્ત્વની બાબતો તેમણે ગણી. લઘુપ્રયત્ન ह અને य જેને માટે નરસિંહરાવે ઝુંબેશ ઉપાડી હતી તેને અહીં અવગણવામાં આવ્યા. વિવૃત ઍ અને ઑ જોડણીમાં બતાવવામાં આવ્યા, પણ તે ગુજરાતી ભાષામાં જે અંગ્રેજી શબ્દો ચલણી હોય તેની બાબતમાં જ બે જાતના અનુસ્વારો, બે પ્રકારના મૂર્ધન્ય ઉચ્ચારો અને બે પ્રકારના તાલવ્ય ઉચ્ચારો વચ્ચેનો ભેદ બતાવવામાં આવ્યો નહિ. આથી સરળતા સાચે જ સધાઈ પણ કંઈક અંશે ઉચ્ચારશાસ્ત્રને ભોગે.

એકાદ વર્ષમાં સુધારાવધારા સાથેની મોટા કદની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ. સાચા અર્થમાં શબ્દકોશ કહી શકાય એવો એ કોશ હતો. એમાં શબ્દોની પ્રમાણભૂત જોડણી હોવા ઉપરાંત સંક્ષિપ્તપણે શબ્દોના રૂપ અને ચોક્કસ અર્થો પણ આપવામાં આવ્યા હતા.

૧૯૩૭માં સુધારાવધારા સાથેની ને મોટા કદની ત્રીજી આવૃત્તિ બહાર પડી. એમાં આશરે ૫૬,૮૩૦ શબ્દો હતા. આ આવૃત્તિનું આગવું લક્ષણ એ હતું કે એમા સંસ્કૃત, ફારસી, અરબી, પોર્ટુગીઝ વા અંગ્રેજીમાંથી ગુજરાતીમાં દાખલ થયેલા તત્સમ શબ્દોનો તત્સમ તરીકે નિર્દેશ કરવામાં આવ્યો. વિવૃત ઍ ઑ અને ઔરસ્ય ह આદિ જોડણીમાં બતાવ્યા નહોતા, છતાં જોડણીના સામ્યને લીધે ઉચ્ચારમાં સંદિગ્ધતા આવવાનો સંભવ હોય તેવા શબ્દોના યોગ્ય ઉચ્ચારો દર્શાવવામાં આવ્યા. આ સિદ્ધાંત પ્રસ્તુત આવૃત્તિમાં વધારે મોટા પ્રમાણમાં અપનાવાયેલો દેખાશે, કારણ કે જ્યાં જરૂર જણાઈ ત્યાં મોટા ભાગની ઉચ્ચારની ખાસિયતો બતાવવામાં આવી છે. એમ લાગે છે કે નરસિંહરાવની માગણીઓ મોટે ભાગે સંતોષાઈ છે, અલબત્ત, એમને ઇષ્ટ હતી એ રીતે નહિ.

છેલ્લાં ૭ વર્ષોથી બજારમાં શબ્દકોશ સુલભ નહોતો એટલે સુધારાવધારા સાથેની આ ચોથી આવૃત્તિ પ્રસિદ્ધ કરવા બદલ નવજીવન પ્રેસના આપણે ખરેખર ઋણી છીએ.

× "જોડણી શાસ્ત્રશુદ્ધ હોય કે શિષ્ટ રૂઢિને અનુસરતી હોય. એ બધું જેટલું આવશ્યક છે તેટલું જ અથવા તેના કરતાં યે, જેવી હોય તેવી પણ જોડણી બહુજનમાન્ય અને નિશ્ચિત થઈ જાય, એ વધારે આવશ્યક છે." કોશની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાંથી

હરેક રીતે હવે આને એક સારો શબ્દકોશ કહી શકાય એમાં શબ્દોની સંખ્યા વધીને આશરે ૭૫,૦૦૦ની થવા જાય છે. જરૂર સમજાઈ ત્યાં સર્વત્ર શુદ્ધ ઉચ્ચાર દર્શાવવામાં આવ્યા છે. શબ્દોના રૂઢ પ્રયોગો સદૃષ્ટાન્ત સમજાવવામાં આવ્યા છે. પહેલાંની અને પ્રસ્તુત આવૃત્તિ વચ્ચેનો ભેદ તો આ ગ્રંથ ઉપર સામાન્ય નજર ફેરવી જઈએ તો ય પ્રત્યક્ષ થશે. દા. ત. 'આખ' શબ્દ ઉપર ત્રીજી આવૃત્તિમાં ચૌદ લીટીઓનું એક કોલમ છે. ચોથી આવૃત્તિમાં એ જ શબ્દ લગભગ બે પૃષ્ઠ રોકે છે. જૂની આવૃત્તિમાં 'નાંખવું' શબ્દ ઉપર ભાગ્યે એક જ લીટીની પણ નોંધ હશે. નાંખવું સ. ક્રિ. નાખવું, ફેંકવું, ઉશેટવું. હવે આ આવૃત્તિમાં જુઓ :

**નાંખવું** સ. ક્રિ. [ સ. **निक्षिप्**; પ્રા **णिक्खिव** નાંખવું; ફેંકવું; ઉશેટવું ( ૨ ) દૂર કરવું; બાજુ પર રાખવું; પડતું મૂકવું, ( ૩ ) મૂકવું ( જેમ કે, ઘાસ ક્યાં નાંખવાનું છે ? 'ખડગ પર હાથ હાથ નાંખ્યો.' ) ( ૪ ) અંદર ઉમેરવું; ઘાલવું ( જેમ કે ગોળ નાંખો તેટલું ગળ્યું થાય.) ( ૫ ) કારીગરને ત્યાં તૈયાર કરાવવા સોંપવું ( જેમ કે, જોડા કપડાં નાંખવાં ) ( ૬ ) કર કે વેરો બેસાડવો. ( ૭ ) અન્ય ક્રિ. ની સહાયમાં તે ક્રિયા ઝપાટાબંધ પૂરી કરવાનો ( અથવા કોઈ સ્થાને તે ગમે તેમ પૂરી કરવાનો ) ભાવ બતાવે છે. ઉદા૦ કાપી નાંખ; લખી નાંખ. [ નાંખી મૂકવું રાખવું-લઈને સંઘરી કે સાચવી રાખવું ( ૨ ) કાઢવા જેવું હોવા છતાં રાખવું સંઘરવું. ]

ઉપલા અવતરણથી આ ગ્રંથની પદ્ધતિ ને ક્ષેત્રનો પણ કંઈક ખ્યાલ આવશે. આ શબ્દકોશ વ્યુત્પત્તિદર્શક છે એ એનું સૌથી આકર્ષક લક્ષણ છે. એની પાછળ સંપાદકોએ, અવશ્ય, અત્યંત ધીરજ, પરિશ્રમ અને ખંત દાખવ્યાં હશે. શબ્દનું સંસ્કૃત, પ્રાકૃત વા ફારસી, અરબી, તુર્કી વા અંગ્રેજી, પોર્ટુગીઝ વા દ્રાવિડી મૂળ, જ્યાં ઠીકઠીક ચોક્કસ કરી શકાયું ત્યાં ત્યાં આપ્યું છે મરાઠી અને હિંદી સજાતીય શબ્દોની અગત્યની તુલનાઓ પણ દર્શાવી છે કેટલીક વ્યુત્પત્તિવિષયક ચોખ્ખી ભૂલો સંપાદકોની નજર બહાર રહી ગઈ છે, અને આ વિષયની પ્રાપ્ય સામગ્રીનો પૂરો ઉપયોગ થયો નથી; તેમ છતાં એકંદરે તેઓએ દુરાગ્રહી અથવા તરંગી બનવાનુ ટાળ્યું છે. આ ગુણથી અભ્યાસી અને વિદ્દદ્વર્ગ માટે આ ગ્રંથનું મૂલ્ય વધી ગયું છે. વ્યુત્પત્તિક્ષેત્રમાં પંડિતોએ જે સંશોધનકાર્ય કર્યું છે તેમાંના ઠીકઠીક ભાગના કાર્યને અહીં સમાવી લેવામાં આવ્યું છે, તેથી એક સંપૂર્ણ વ્યુત્પત્તિદર્શક કોશ માટે ભૂમિકા તૈયાર થઈ છે.

આ બધા ગુણો છતાં એક બાબતમાં આપણે સચેત રહેવા કહેવાનું મન થાય છે. હિંદુસ્તાનીના શબ્દો આપણી ભાષામાં એકરૂપ ન થયા હોય, સાક્ષરોની પદાવલિમાં વારંવાર એનો વિનિયોગ ન થયો હોય, ત્યાં સુધી એનો શબ્દકોશમાં સમાવેશ થવો જોઈએ નહિ. જે જે ભાષાઓમાંથી ઉછીના શબ્દો લેવામાં આવ્યા હોય તે સર્વે ભાષાઓને આ નિયમ લાગુ પડે છે, પરંતુ અમે હિંદુસ્તાનીનો અહીં ખાસ નિર્દેશ કરીએ છીએ, કારણ કે સંપાદકોને હિન્દુસ્તાની શબ્દો માટે પક્ષપાત હોય એમ લાગે છે. દા. ત. નીચે આપ્યા છે એવા શબ્દો શબ્દકોશમાં ન લીધા હોત તો ઊણપ લાગત નહિ.

મરમ્મત, મરહબા, મરહમ, મલંગ, મલૂક, મશરક, મશાગત, મસ્લહત, મહાજરીન, મહાબો, મહારત, મહાસબો, મુજહામત, મુઝબો, મુતવલ્લી, મુતાબિક, મુતાલિક, મુફાસલો, મુમકિન, મુમાનિયત, મુશ્કિફ, મુરકાવું, મુસ્તકીન, મુસ્તનદ, મુહતમિમ, મુહાજિર.

આમાંના કેટલાક શબ્દો આકસ્મિક સંજોગોને લીધે વા અલ્પજીવી મોહને લીધે અથવા તો આપણા વિશાળતર જીવનને લીધે સાહિત્યમાં ઘૂસી ગયા હોય, તો પણ પ્રમાણભૂત શબ્દકોશે તે શબ્દોને

ગુજરાતી તરીકે માન્ય કરવાની ઉતાવળ ન કરવી જોઈએ. કોશની બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં કાકા કાલેલકરે પરદેશી શબ્દોનો અવિવેકી સ્વીકાર કરવામાં જે ભયો રહેલા છે તે દર્શાવતાં જે વચનો લખ્યાં છે તેનું વિનયપૂર્વક અમે સંપાદકોને સ્મરણ કરાવીએ છીએ:

"ક્ષેમવૃત્તિ એ જિજીવિષાનું વ્યાકરણ છે. પણ જ્યારે સમાજ સમર્થ બને છે, પરાક્રમ પ્રગટ કરે છે, વિજિગીષા કેળવે છે, ત્યારે ક્ષેમવૃત્તિ કોરે મૂકી તે યોગવૃત્તિ ધારણ કરે છે. એ વખતે પણ નવું નવું ધારણ કરવાના ઉત્સાહમાં એ તણાઈ ન જાય અને આખો પ્રવાહ ડહોળાઈ ન જાય એટલા ખાતર વિજિગીષાનું વ્યાકરણ પણ જાળવવાનું હોય છે."

આ મુદ્દા ઉપર આથી વધારે લખવું બિનજરૂરી છે. મહાન ગુણો ધરાવતા આ ગ્રંથમાં ઝીણાઝીણા દોષો બતાવવા એ અનુદાર ગણાય. અમને આ જોડણીકોશની સિદ્ધિ માટે બહુ આદર થાય છે. શ્રીયુત મગનભાઈ દેસાઈ અને તેમના સહયોગીઓએ એ તૈયાર કરવામાં જે પરિશ્રમ લીધો છે તે બદલ તેઓ આપણા ધન્યવાદને પાત્ર છે. તેમણે ને તેમના પુરોગામીઓએ એક પ્રણાલી, એક સંપ્રદાય સ્થાપ્યો છે એ પ્રણાલી વ્યવહારુ ઉપયોગિતા અને સંસ્કારિતાના યોગના પ્રતીકરૂપ છે. "જોડણીકોશ" એ ગુજરાતમાં સહકારી વિદ્વત્તાની પ્રગતિમાં એક સીમાચિહ્ન છે.*



* અંગ્રેજી અવલોકનનો અનુવાદ પ્રો. રમણલાલ મા. ભટ્ટે 'માનસી' માટે કરી આપ્યો છે.

[ ૧૨ ]

# નવી ગુજરાતી વાચનમાળા

રાષ્ટ્ર જે નવા જીવનમાં પ્રવેશ કરે છે અને જેમાં આપણે સૌ ભાગીદાર છીએ તે ઉપર અચળ દૃષ્ટિ રાખી આ નવીન વાચનમાળાના સંપાદકોએ બહુ ગંભીર રીતે કામ હાથ પર લીધું છે, અને પહેલી ત્રણ ચોપડીઓ – બાળપોથી, પહેલી ચોપડી ને બીજી ચોપડી જોતાં એ કામ, એકંદરે, પ્રશંસાને લાયક સફળતાથી પાર ઉતાર્યું છે. એની થોડીક ઊણપો અને મર્યાદાઓ આપણે આગળ જોઈશું. પણ એની મોટી સફળતા તે એમાં ઓતપ્રોત થતી રાષ્ટ્રીય જીવન અને પુનર્વિધાનની ભાવના છે. આપણો સમાજ બહુરંગી છે. એની રહેણીકરણીમાં, રીતરિવાજમાં, ધાર્મિક માન્યતાઓમાં અનેક ભેદો છે. એની સામાજિક ભૂમિકાઓમાં ગ્રામ, શહેર, નગર, મહાનગરની વિવિધતા છે. સંપતની દૃષ્ટિએ એના પટમાં ખેતરમાં કામ કરતો ગરીબ મજૂર, તેનાથી કંઈક સારી સ્થિતિનો ખેડૂત, ગ્રામ જમીનદાર, ગ્રામ વેપારી ને મજૂર તથા જેનો ભદ્રલોકમાં સમાસ કરીએ તે નગરવેપારી, શિક્ષક, દાક્તર, વકીલ, નાણાવટી, યન્ત્રવિદ્, કારકૂન, અમલદાર, આદિનો વર્ગ, એમ ભાતભાતની કક્ષાના માણસો આવે. આ બધાની સંસ્કારિતા નહિવત્‌થી માંડીને સમૃદ્ધ ગણાય એટલે સુધીની હોય છે. આવા ભાતીગળ સમાજનાં બાળકોને શિક્ષણ આપવાને જ્યારે એકસૂત્રી સરકારી યોજના પ્રવર્તે ત્યારે તેની નિયામક ભાવના બહુ વ્યાપક જ હોવી જોઈએ, એટલું જ નહીં, એમાં એવી સાવચેતી પણ રાખવી પડે કે કોઈ વર્ગની ધાર્મિક માન્યતા કે સંસ્કારિતાના ખ્યાલને આક્રમક લાગે એવું એમાં કશું યે ના આવે. સંપાદકોને આ માર્ગ ખાંડાની ધાર જેવો લાગ્યો હશે. એમની વૃત્તિઓનું મંથન અને માનસિક બાંધછોડ આપણે કલ્પી શકીએ. એ માર્ગે જવાથી કોઈ જૂથની ખાસ મમતા આ માળાને કદાચ નહીં મળે, પણ એ નિશ્ચિત માર્ગે જવામાં ઘણી સફળતા સંપાદકોને મળી છે અને તે બદ્દલ તેઓ અભિનંદનને પાત્ર છે.

બાળપોથીના ૨૪મા પાઠની પ્રાર્થના "પિતા અમે તુજ બાળકો" "જગમાં સૌ સુખિયા હજો" એવી આશિષ માગે છે. પહેલી ચોપડીમાં ભગવાન સર્વવ્યાપી છે એવો બોધ અપાય છે, જેમાં ચિત્ર જોડેલું ના હોય તો આ બોધ હિન્દુ ગુરુદ્વારા અપાયો એવું સૂચન પણ રહે નહીં. બીજી ચોપડીમાં પણ એવી પ્રાર્થના છે જે બાળપોથીમાં પણ આવી શકે. એમાં રામ અને કૃષ્ણ વિશે બેત્રણ પાઠો છે, પણ રામ* અને કૃષ્ણ ઇશ્વરના અવતાર છે એ હિન્દુઓની વિશિષ્ટ માન્યતા એમાંથી ગાળી કાઢીને આદરપાત્ર ઐતિહાસિક પાત્રોની વાત હોય એવી પાઠની રચના કરી છે. બિનસાંપ્રદાયિક રાજ્યની સર્વસાધારણ વાચનમાળામાં ધર્મવિષયમાં આવું પાતળું પાણી જ હોય, રાષ્ટ્રીય એકતાના ઘડતર માટે આને આપણે અનિવાર્ય ગણીશું.

•

કોઈ અગમ્ય ઈશ્વર સાથેના સંબંધ કરતાં મનુષ્ય મનુષ્ય વચ્ચેનો સંબંધ અને ખાસ કરીને આપણા રાષ્ટ્રનાં અંગોનો પરસ્પર સંબંધ સંપાદકોએ આંખ આગળ વિશેષ રાખ્યો જણાય છે.

* રામને બદલે ભક્તિસૂચક શ્રી. રામચન્દ્ર નામ હોત તો સારું થાત. મહંમદ માટે માનસૂચક મહમદ પયગંબર સાહેબ છે; અહીં પણ ભક્તિસૂચક શબ્દ હોત તો સારું.

રાષ્ટ્રીય એકતા, રાષ્ટ્રના નવનિર્માણ માટે આવશ્યક કાર્યપ્રણાલી, સમૂહમાં રહેનાર દેશજન તરીકેનો ધર્મ, અને નીતિની દૃષ્ટિ,–આ તત્ત્વો વાચનમાળામાં આગળ તરી આવે છે.

બાળપોથીના ૧૦ મા પાઠ "ઉજાણીમાં" રાષ્ટ્રનાં અંગોની સામાજિક એકતા સ્વીકારીને જ વાત કરી છે. એ બાબત બાળકની કોઈ પારંપરિક ગ્રંથિ હોય તો નાબૂદ થાય એવી નેમ પાઠની છે. "ઉજાણી"માં નટુ લાકડાં આવે છે, હુસેન પાણી લાવે છે અને કુસુમ શાક સમારે છે. ભોજનમાં ખીચડી ને શાક છે અને બધાં રમી જમીને ઘેર જવાનાં છે. પહેલી ચોપડીના ૨૧મા પાઠમાં બાળકોના ખેતીકામમાં રતુ, શારદા, જહાન ને ઝુબેદા નાયક બન્યાં છે. અને તેના છેલ્લા પાઠમાં તો એકતાનો બાળકો ઉદ્‌ઘોષ કરે છે. બીજી ચોપડીમાં એક પાઠમાં નવો નિશાળિયો હુસેન છે અને મરિયમ ચાચી તેને રમેશ જોડે નિશાળે મોકલે છે. "બેટા રમેશ, હુસેનને તારી સાથે બેસાડીશ ને ?" રમેશ કહે છે, "હા ચાચી, સાંજે અમે ઘેર પણ સાથે જ આવીશું." નિશાળના કાર્યમાં અને રમતગમતમાં બધી કોમનાં બાળકો સાથે રહી કામ કરે છે એ વાત રજૂ કરવામાં સંપાદકોએ ખાસ કાળજી રાખી છે.

સામાન્ય સદાચારની બાબતમાં માનવપ્રેમ, પશુપ્રેમ, દયા, સંપ, હિંમત, ટેક, સાહસ, ત્યાગ, કાર્યશીલતા વગેરે ગુણો અને કેટલીક સામાજિક ફરજો ઉપર ભાર મુકાય એ રીતે પાઠો આવે છે. સફાઈ ઉપર ખાસ લક્ષ ખેંચવામાં આ માળાની કદાચ વિશિષ્ટતા હશે. બાળપોથીમાં 'જાતસફાઈ' ઉપર પાઠ છે પહેલીમાં 'આપણું ઘર' ઉપર પાઠ છે અને બીજીમાં "ચોખ્ખાઈ" વિશે ગાંધીજીના જીવનમાંથી વીણેલો પ્રસંગ છે ને ૨૪મા પાઠ "સફાઈ" માં ચોગાન ચોખ્ખું કરવાનો વિષય છે. ચોખ્ખાઈ વિશે બાળકમાં યોગ્ય સંસ્કારનું સિંચન થાય એ આવશ્યક છે, જો કે ગાંધીજીના ચોખ્ખાઈ વિશેના આગ્રહવાળા પાઠમાં ચોખ્ખાઈ કરતાં ગાંધીજીની આગ્રહની વૃત્તિ ઉપર બાળકનું ધ્યાન વિશેષ ચોંટવા સંભવ છે.

રાષ્ટ્રની એકતાની એટલે કે આપણે સર્વ હિન્દી છીએ એ ભાવના, રાષ્ટ્રપિતા ગાંધીજી માટે ભક્તિ અને ઉપરના સામાન્ય નીતિનાં સ્વરૂપો એ રાષ્ટ્રના—અભ્યુદયમાં—નવનિર્માણમાં આવશ્યક છે, અને એ વિશે ચોક્કસ સંસ્કાર પડે એવી સામગ્રી વાચનમાળામાં છે. ઉપરાંત એ જ હેતુસર જે વિવિધ કાર્યપ્રણાલી ગાંધીજીએ કલ્પેલી તેને પણ વિચારપૂર્વક સંપાદકોએ આમાં વણી લીધી છે. કાંતણ આદિ હાથકામ તરફ તેમ જ ખેડૂત, કારીગર વગેરેની મજૂરી તરફ સાત્ત્વિક ને મમતાળુ દૃષ્ટિ કેળવે એવા પાઠો ખાસ ધ્યાન ખેંચે છે. બાળપોથીમાં ગોવાળની તથા બાગકામની વાત છે, પહેલી ચોપડીમાં ગોવાળ, ખેડૂત અને લુહારના જીવનને સ્થાન મળ્યું છે; બીજીમાં ટપાલી, ખેડૂત અને કુંભાર દર્શન દે છે. બાળપોથીમાં કાંતવા ઉપર પાઠ છે તો પહેલી ચોપડીમાં 'આંટી ખોલી' એ પાઠમાં કાંતણના કામને નિમિત્ત કરી બાળકને સંપનો ઉપદેશ આપ્યો છે.

આ ધ્યેયલક્ષિતા અને બોધપરાયણતા એ વાચનમાળાનો પ્રશંસનીય ગુણ છે, પણ તેને લીધે બાળક માટેની પ્રમોદક અને કલ્પનોત્તેજક તથા કાંઈ અદ્‌ભુતરસિક વાનીઓનું દળ એકંદરે મર્યાદિત થઈ જતું લાગે છે. વાચનમાળાની યોજનામાં વાસ્તવની દૃષ્ટિ વિશેષ જણાય છે અને એ ખોટી છે એમ ન કહી શકાય; પણ તેને લીધે જે થોડી અદ્‌ભુતરસિક સામગ્રી કવિતા અને વાર્તાની આવે છે તેનું બાકીના ભાગ સાથે સુસંવાદીપણું ઓછું થાય છે. એવા પાઠો જાણે હકથી નહીં, બાળકની કેળવણીમાં ખરેખર અનિવાર્ય છે એમ ગણીને નહીં, પણ એને કંઈ રમાડી લેવા અને પાઠોમાં એ નિમિત્તે વિવિધતા લાવવા મૂક્યા લાગે છે. દાખલા તરીકે, પહેલી ચોપડીમાં બે કાવ્યો–"જો હું થાઉં" અને 'ઝરણું'–સુન્દર છે

અને બાળકોને ગમી જાય એવાં છે. બીજા ચારેક પાઠ અદ્‌ભુતરસિક કહી શકાય એવા છે. આમ છત્રીસ પાઠમાં છસાત જ કલ્પનોત્તેજક કહી શકાય. એમાંના બે "હાથી ને સસલું" અને "વાઘ અને વાળંદ" બાકીની વાસ્તવિકતાની છાપવાળી સામગ્રી સાથે બંધ બેસતા નથી અને ખુદ બાળકની કલ્પનાને પણ પ્રતીતિકર લાગે એવા નથી. એ જ રીતે એ ચોપડીમાં "સાચા બોલી ગાય" કાંઈક કૃત્રિમ છે. એમાં ચાલીસ પાઠ છે પણ તેમાંય અદ્‌ભુતરસિક કહેવાય એવા સાત આઠ જ હશે. અહીં પ્રમોદક ને કલ્પનોત્તેજક તત્ત્વની વાત કરું છું તો ચિત્રો સંબંધી પણ બે શબ્દ કહું. રંગીન ચિત્રોમાં રંગની છપાઈ, રેખા શુદ્ધ હોય, ત્રાંસી ન હોય, તો જ તે આહ્‌લાદક થાય. એમ ન થઈ શકે તેમ હોય તો કેવળ રેખાચિત્રો જ સારાં. આપેલાં ચિત્રો વિશેષ સુરેખ અને હૃદયંગમ બની શકયાં હોત એમ સમગ્રપણે જોતાં લાગે છે.

પણ આવી મર્યાદાઓ ઉપર આંખ ઠેરવી રાખવાની જરૂર નથી ઉપર જણાવ્યું તેમ રાષ્ટ્રના નવવિધાનની વાસ્તવિક દૃષ્ટિ વાચનમાળાની નિયામક ભાવના છે, અને એ તેનો મોટા ગુણ છે. બાળકના અભ્યાસની દૃષ્ટિએ તેમાં બે રીતનો ક્રમિક વિકાસ દેખાય છે તે કહેવાની જરૂર નથી પાંચથી સાત વર્ષનું બાળક પોતાની આસપાસ સૃષ્ટિનું સંવેદન પામે તેને અનુસરતી પાઠોની કક્ષા છે, અને એ અભ્યાસ કરતું જાય તેમ તેનું ભાષાજ્ઞાન શબ્દભંડોળ, રૂઢપ્રયોગ, વાક્યરચના, આદિનું – વધતું જાય એવી ક્રમિક વ્યવસ્થા છે. બીજી ચોપડીમાંના 'પતંગની સહેલ' અને 'પાવાગઢ' નામના પાઠો વિષય અને નિરૂપણની દૃષ્ટિએ પહેલીમાંનો 'મેળો' અને 'લુહારની કોઢ' થી એક બે ડગલાં આગળ જાય છે. પહેલી ચોપડીનું બાળક આગગાડી તરફ કેવળ કૌતુકની દૃષ્ટિથી જ જુએ છે; બીજી ચોપડીનું બાળક એ જ વિષય પરત્વે વધારે જિજ્ઞાસુ છે અને તે યોગ્ય છે. બાળકની શારીરિક શક્તિ વધતી જાય, એનું સંવેદનનું ક્ષેત્ર વધતું જાય, બુદ્ધિ ઝીણી થતી જાય અને પૃચ્છકવૃત્તિ વધતી જાય તેમતેમ અભ્યાસની સામગ્રીમાં ફેરફાર થાય એ વાચનમાળાનો સર્વસાધારણ પણ સૌથી મહત્ત્વનો ગુણ છે. અને એ ગુણથી આ માળા સમૃદ્ધ છે.



[૧૩]

## પાયાની કેળવણી તરફ પ્રયાણ*

ગાંધીજીના જીવનદર્શનનું અનુશીલન કરનાર વિચારકોમાં શ્રી મશરૂવાળા અગ્રણી છે એ કેવળ ગાંધીજીના ભાષ્યકાર નથી પણ સ્વતંત્ર વિચારક છે, એટલું જ નહિ, ગાંધીજીને કે કાલેલકરને લાગુ ન પડે એ અર્થમાં એ એક ક્રિતમુક્ત છે ગાંધીજી અને મશરૂવાળાની (બલકે એક બાજુ મણિલાલ ગોવર્ધનરામ, આનંદશંકર, ગાંધીજીની અને બીજી બાજુ મશરૂવાળાની) પર્યેષણામાં પદ્ધતિનો તાત્ત્વિક ભેદ છે ગોવર્ધનરામ આદિ પરંપરામાં જળવાયેલા ખ્યાલોની પાછળ રહેલી ભાવનાને પ્રગટ કરી તેનું વ્યવહારમાં નવા યુગને અનુરૂપ સ્વરૂપ પ્રગટ કરાવે છે મશરૂવાળાની વિચારણા ઘણી વખત અકારણ આઘાત આપે છે દાખલા તરીકે, હિંદુ ધર્મ સંબંધી કલેશકર વાણી એમણે ઉચ્ચારી છે તેવી ગાંધીજીએ કદાપિ ઉચ્ચારી ન હોત મશરૂવાળાને "વિશ્વાસ નથી કે જગતમાં આજે જે ધર્મો કે તેના સંપ્રદાયો ચાલુ છે તે પૈકી એક પણ આપણો ઉદ્ધાર કરવા સમર્થ છે"× ગાંધીજીને ગભીર શ્રદ્ધા હતી કે વર્તમાન ધર્મો અને પંથોમાં એવું સત્ય ભર્યું પડ્યું છે જેને જીવનમાં ઉતારવાથી આપણો ઉદ્ધાર થઈ શકે ધર્મસ્થાપક ગાંધીજી અને શુદ્ધ વિચારક મશરૂવાળા વચ્ચેનો આ ભેદ સ્પષ્ટ છે અને સ્મરણમાં રાખવા જેવો છે શુદ્ધ બુદ્ધિ અને શુદ્ધ તર્કનો આશ્રય લઈ ધર્મ, નીતિ, વ્યવહાર અને રાજકારણના અનેક પ્રશ્નોનું શ્રી મશરૂવાળાએ વિવેચન અને મૂળગામી પર્યેષણ કર્યું છે સત્ય અને લોકહિત બંને ઉપર સ્થિર દૃષ્ટિ રાખી, સાદી છતાં ચોક્કસ ભાષામાં તેઓ દેશને અનેક વિષયોમાં માર્ગદર્શન આપતા રહ્યા છે, પણ પૂર્વોક્ત પદ્ધતિને કારણે તેઓ ઉત્સાહ જન્માવી શક્તા નથી

એમના પુસ્તક "કેળવણીવિકાસ'માં ખરું જોતાં ત્રણ વિભાગ છે શ્રી નરહરિ પરીખે પુસ્તકની વિસ્તૃત ભૂમિકા લખી છે જેનું જોકે અલાયદા વિભાગ તરીકે મૂલ્ય ઘણું છે આ ભૂમિકાના પ્રથમ અને સર્વથાવી ખંડમાં ગાંધીજી કેળવણીના સિદ્ધાંતમાં વર્ધા યોજનાના તત્ત્વો સુધી કેવી રીતે પહોંચ્યા, તથા ઉદ્યોગ દ્વારા કેળવણીમાં સ્વાવલંબનને તેઓ શા સારુ આટલું બધું મહત્ત્વ આપતા તે સમજાવે છે ભૂમિકાના બીજા ને ટૂંકા ખંડમાં શ્રી મશરૂવાળાના ઇતિહાસશિક્ષણ વિશેના વિચારોનું સમાનભાવી ને સાવધાની વિલોકન છે

પુસ્તકના બીજા અને ત્રીજા વિભાગમાં શ્રી મશરૂવાળાના કેળવણી વિશેના, ખાસ કરીને **નઈ તાલીમ**—એને ગુજરાતીમાં નવી શિક્ષણ-પદ્ધતિ કેમ નહિ કહેતા હોય!—વિશેના લેખોનો સંગ્રહ છે "ગાંધીજીની સાથે કોચરબ તથા સાબરમતીમાં કામ કરતા કરતાં વર્ધા યોજનાના સિદ્ધાંતોનો શી રીતે વિકાસ થયો, તે એમાંથી જોઈ શકાય છે" જુદે જુદે સમયે એ લેખો લખાયા છે તેથી નવી કેળવણીનું શાસ્ત્ર તેમાં નથી, પણ એ શાસ્ત્રના મુખ્ય મુખ્ય અંગોનો સ્પર્શ તેમાં થઈ જાય છે પ્રકરણ ગ્રંથમાં અતિ વ્યવસ્થા આવી જાય ને બધિયારપણું આવે તે આ છૂટક લેખોમાં આવતું નથી એક વર્ધમાન ચેતનમય વસ્તુનું દર્શન થાય છે નવી કેળવણીના સિદ્ધાંતો તરફ અનુભવ અને

* શ્રી મશરૂવાળાના "કેળવણી વિકાસ"ની આલોચના

× સંસાર અને ધર્મ"—પૃ ૬૮

ચિન્તનથી સંચરતી માનસિક વૃત્તિનું-શાસ્ત્રકારની શાસ્ત્ર રચાતા પહેલાંની આન્તરિક ગતિનું-અહીં દર્શન થાય છે. પરિણામે આ પુસ્તકમાં, ખાસ કરીને તેના "સાબરમતી" નામના વિભાગમાં કર્તાએ ધાર્યા કે ઇચ્છ્યા નહિ હોય એવા શુદ્ધ સાહિત્યના ગુણો આવી ગયા છે. "કેળવણીનાં લક્ષણો", "કેળવાયેલા તથા ન કેળવાયેલા", "જ્ઞાન અને અજ્ઞાન", "બરદાસી ભીલ", "વર્ધા શિક્ષણનો એક નમૂનો" એ લેખો વાંચતાં ટૂંકી વાર્તાઓ કે ટુચકાઓ વાંચતા હોઈએ એવી મઝા પડે છે. સામાન્ય રીતે શ્રી. મશરૂવાળા આરામથી વાંચી શકાય એવા લેખક નથી. એમની શૈલી સરળ છે, બને તેટલી ઋજુ અને ચોકસાઈવાળી છે, છતાં તેની સૂક્ષ્મતા માટે વાચક સહેજે અભિમુખ થાય એવું તેમાં લાવણ્ય નથી. પરંતુ આ ટુચકા દ્વારા કેળવણીના વિચારોનો પથરાતો પ્રકાશ રોચક લાગે છે. એક નિદર્શન લઈએ. લેખક એક વાર જેલની ઇસ્પિતાલમાં હતા ત્યારે ત્યાં એક બરદાસી ભીલને શીખવવાનો તેમણે ભારે પ્રયત્ન કરેલો. તદ્દન ઠોઠ હોય તેને કેળવણી કેમ આપવી તેની મૂંઝવણ તેમાં રજૂ થાય છે. એવા દાખલામાં પણ પરિચિતમાંથી અલ્પપરિચિત અને અલ્પપરિચિતમાંથી અપરિચિત સુધી જવાનો નૈસર્ગિક શિક્ષણક્રમ તેમને સૂઝી આવે છે.

"કાલ્પનિક વાતો સામેનો મારો વિરોધ બાજુએ મૂકી મેં એને ચકલા ચકલીની, 'ગોળ કેરી ક્ષીંતરડી' વાળી બકરીબાઈની, એવી વાતોથી શરૂઆત કરી. એ હોંશપૂર્વક સાંભળવા બેસતો ખરો, અને જાણે બહુ જ મજા પડતી હોય તેમ હસતો, પણ એની આંખ પરથી મને જણાઈ જતું કે વાતનો એક અક્ષર પણ એને સમજાતો નથી. હું એને પૂછું: "અલ્યા, કોની વાત કરી ગયો, કહે તો?" ત્યારે એ જવાબ આપે: "એ મને ન ખબર પડે, તમે વાત કરો તે હું સાંભળું, પણ યાદ રાખવાનું મને ન આવડે."

હું વિચારમાં પડ્યો. મને લાગ્યું કે આ ઉંમરે આવી નજીવી વાતોમાં એને રસ નહીં પડતો હોય. પછી મેં રામની વાત કહેવા માંડી. એક દિવસ થોડી કહી. બીજે દિવસે આગલી સાંજે શી વાત થઈ હતી તે પૂછ્યું. જવાબમાં "શૂન્યમ્." મેં ફરીથી શરૂઆતથી કરી, અને ત્રીજી સાંજે પાછું પૂછ્યું. પાછું શૂન્ય જ. માણસની વાત કહેલી કે જાનવરની તે પણ એને યાદ ન હોય!

હવે કેમ કરવું તે હું વિચારવા લાગ્યો. એક દિવસ મેં એને સહજ પૂછ્યું: "તને તીરકામઠું ચલાવતાં આવડે કે?" બસ; પ્રશ્ન પૂછવાની જ વાર હતી. જોરથી 'હા' કહીને એ અતિશય ઉત્સાહમાં આવી ગયો. ઊડતાં પક્ષીને ય પાડી શકે એવો એ સરસ તિરંદાજ છે, એમ એ મને વાતો કરવા લાગ્યો.

વાતનું ભાતું મને થોડું મળી ગયું. નામ દીધા વિના મેં એને હવે ધનુર્વિદ્યાની જુદી જુદી વાતો કહેવા માંડી. દશરથના શબ્દવેધની, અર્જુનના દ્રૌપદીસ્વયંવરની, દ્રોણે તીર વડે કૂવામાંથી બહાર કાઢેલી મોઈની વગેરે વાતો વર્ણવી. એની સ્મૃતિ હવે જાગ્રત થઈ."[1]

બ્રિટિશ અમલમાં દૃઢ કરવામાં આવેલી શિક્ષણ – વ્યવસ્થાના કેટલાક દોષો બહુ જાણીતા છે. એનું ગાંધીજીને બહુ તીવ્ર ભાન થયેલું. શ્રી. મશરૂવાળા એ દોષોના ઉલ્લેખ આ પુસ્તકમાં અવાર નવાર કરે છે. ભણેલા માણસો નકલો કરવાનો શ્રમ કરે પણ દળવા ખાંડવા કે કાંતવાનો પરિશ્રમ નહિ કરે;

૧ "કેળવણીવિકાસ"—પૃ. ૧૯-૨૦

સુથાર લુહારનું કામ તો તેમનાથી જાણે શિખાય જ નહિ. મશરૂવાળા જણાવે છે કે ગૃહિણીકર્મ, ભૃત્યકર્મ અને ખેડૂત કારીગર આદિનું કર્મ, એ તો સભ્યતાનો આધારસ્તંભ છે. એ ધંધાને ઊતરતા ન કહેતા, એ ઘેર અજ્ઞાન છે. 'માનવ સભ્યતાની સ્થિતિ અને વૃદ્ધિને માટે મહેતાગીરીની એટલી જરૂર નથી, જેટલી ગૃહિણીકર્મ, ભૃત્યકર્મ, કૃષિકર્મ, તથા કારીગરકર્મની છે. જોઈએ તો આ કર્મ સ્ત્રી કરે અથવા પુરુષ કરે, શિક્ષિત લોક કરે અથવા અશિક્ષિત કરે, હાથથી કરે અથવા યંત્રથી કરે, પ્રેમ અને ધર્મબુદ્ધિથી કરે અથવા પૈસાને માટે કરે. આ કામ પડ્યો કરશે તો જે માણસોને હાથે એ કામ થશે એ હાથો સભ્યતાના આધારસ્તંભો થશે."[2]

અર્વાચીન કેળવણીનો બીજો દોષ એ છે કે વીસ વર્ષની ઉંમર પહેલાં ધંધો નક્કી કરી શકાય નહીં એવો આપણો મત બંધાઈ ગયો છે. ધંધાના કોઈ પણ ખ્યાલ વિના વિદ્યાર્થી પ્રાથમિકમાંથી માધ્યમિક અને ત્યાંથી ઉચ્ચ કેળવણી લેવામાં વર્ષો ને વર્ષો ગાળે છે. આ સ્થિતિથી આર્થિક નુકસાન તો અપાર છે જ, પણ પ્રજાની બુદ્ધિની અને શક્તિની પણ હાનિ છે. કિશોરલાલભાઈને મતે ધંધા વિશે નિર્ણય જેમ બને તેમ વહેલો થાય તે સારું. વળી એ નિર્ણયમાં કુટુંબના ધંધાને પસંદગી આપવાનું વલણ હોવું ઘટે. સામાન્ય શિક્ષણ વ્યાપક બને તો પણ અમુક મર્યાદા પછી જુદા જુદા ધંધામાં પ્રવેશ કરનારનું સામાન્ય શિક્ષણ જુદા જુદા પ્રકારનું હોય. પ્રચલિત કેળવણીનો ત્રીજો દોષ એ સમજાય છે કે મેળવાતું શિક્ષણ પણ કુટુંબ દ્વારા સમાજમાં વ્યાપક થતું નથી એટલું જ નહિ, એ સમાજમાંની અસમાનતાને દૃઢ કર્યા કરે છે. 'ઉચ્ચ કેળવણી' તો હજારે બે ત્રણ વ્યક્તિઓ લે.

આ દોષોનું નિવારણ થાય અને હિંદ જેવા ગરીબ પણ વિરાટકાય દેશમાં કેળવણી વ્યાપક બને તે સારુ ગાંધીજીએ શિક્ષણની નવી કલ્પના કરી, જે ઘણા ફેરફાર નહિ ને આજે વર્ધા યોજના તરીકે ઓળખાય છે. એ પદ્ધતિ "ભણાવવાની નવી રીત જ નથી, પણ જીવનની નવી રચના અને ફિલસૂફી છે."[3] એ રચનાને ભદ્ર સંસ્કૃતિ કે ઉજળિયાતોની સંસ્કૃતિ નહિ, પણ સંતસભ્યતા કહી શકાય. સતસભ્યતાના ત્રણ સિદ્ધાંતો છે—માનવમાનવની સમાનતા, અહિંસા અને પરિશ્રમ. ધર્મના સનાતન સિદ્ધાંતોનો આશ્રય લઈ વ્યક્તિ જેમ પોતાની મુક્તિની સાધના કરે છે તેમ સમાજે સામૂહિક પ્રયત્ન કરી સામૂહિક અભ્યુદય માટે એ જ સિદ્ધાંતોનો સામુદાયિક વિનિયોગ કરવાનો છે. અત્યારની સાક્ષરતાને વર્ધાપદ્ધતિમાં જ્ઞાન માની નથી, જ્ઞાનનું સાધન પણ માની નથી. એ સાક્ષરતા, ગાંધીજી, મશરૂવાળા આદિને મતે, હૃદયની કેળવણી નથી. હૃદયને કેળવણી અપાયા પછી તર્ક અને કલ્પનાશક્તિનો વિકાસ સાધી માણસ પ્રગતિ કરી શકે. આ હૃદયની કેળવણી માટે સર્વ ધર્મ શીખવે છે એ ભલાઈભૂરાઈના નિયમો જાણવા જોઈએ. "સર્વ દેશના ઈશ્વરી પુરુષોના દિલનું ઊંડાણ પ્રગટ કરનારાં જીવનચરિત્રો" સમજવાં જોઈએ. "જેમ ખેડૂત ખેતી, સુથાર સુથારી, લુહાર લુહારી, વાણિયો દુકાનદારી, ગૃહિણી ઘરકામ વગેરે ધંધાઓની કેળવણી પોતાનો ધંધો કરતાં કરતાં પોતાનાં બાળકોને આપે છે એ જ રીતે, પણ શાસ્ત્રીય પદ્ધતિથી, આપણી બધી યે જરૂરી કેળવણી દેશના તમામ બાળકોને જાહેર શાળાઓ દ્વારા આપવાનો સરકારી તંત્ર દ્વારા બંદોબસ્ત કરીએ. એનો બીજો અર્થ એ કે સરકાર એવા એવા ઉત્પાદક ધંધા ઉપાડે કે (૧) જે મોટા પાયા પર સરકાર તરફથી સીધી રીતે ચલાવી શકાય, (૨) જે બાળકોને લાયક હોય, (૩) જેમાં

૨ કેળવણીવિકાસ—પૃ ૨૩

૩ "કેળવણીવિકાસ"—પૃ ૪૯

એટલી સામગ્રી ભરવાની ગુંજાશ હોય કે તે ઉદ્યોગ કરાવતા કરાવતા તે મારફતે સાહિત્ય, ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન વગેરેની પૂરતી માહિતી બાળકોને આપી શકાય, અને (૪) એ ઉદ્યોગો માત્ર બાળકના મનોરંજન, રમત કે શિક્ષણ માટે જ યોજેલા કૃત્રિમ ઉદ્યોગો નહીં હોય, પણ લાખો લોકોના ગુજરાનનું યે સાધન ગણાય એવા સાચા ઉદ્યોગ હોય તેથી તેમાં રાજ્યવ્યવસ્થા, સમાજવ્યવસ્થા, સંપત્તિ-વ્યવસ્થા વગેરે બધી સમાજવિદ્યાઓનું પણ વહેવારુ જ્ઞાન આપવાની કુદરતી સગવડો મળે"[૪] આવી કેળવણીનું મુખ્ય વાહન ઉત્પાદક ઉદ્યોગ હોય અને આસપાસની કુદરત અને સમાજ એ ઉપવાહન બને વળી તેમાં સ્વાવલંબનનું કાંઈક તો અંગ હોવું જ જોઈએ ઉત્તમ કેળવણી ગરીબ વર્ગના બાળકને સુલભ કરવી હોય તો સ્વાવલંબનનો સિદ્ધાંત સ્વીકારવો જ જોઈએ કંઈ નહિ તો શિક્ષકોના વેતન જેટલું બાળકોના ઉદ્યોગમાંથી નીકળે એવી અપેક્ષા રાખવામાં આવે છે કેમકે, આર્થિક દૃષ્ટિએ જ નહિ ઉદ્યોગના ધોરણની ઉચ્ચતાની ખાતર, અર્થાત્ કેળવણીની દૃષ્ટિએ પણ, કેળવણીમાં સ્વાશ્રય આવે એ ઇષ્ટ છે

"કેળવણીવિવેક"માં મશરૂવાળાએ શિક્ષણની યોજનાની નિશ્ચિત ભૂમિકા આપી છે "શિક્ષણની યોજના એવી રીતે જ વિચારવી જોઈએ કે પહેલાં તો સમગ્ર સમાજને જે પ્રવૃત્તિઓ જીવનભર કરવાની છે તેને સારામાં સારી રીતે, શાસ્ત્રીય ઢબે કરવાની તાલીમ આપે, એના શરીર, મન, બુદ્ધિ, ચારિત્ર્ય વગેરે તેને માટે અનુકૂળ કરે, તેમાં એના આનંદો નિર્માણ કરે, એને તેની કુશળતા નિર્માણ કરે એને સારી રીતે ગ્રામવાસી, નગરવાસી, કુટુંબી, અને સમાજની વ્યક્તિ તરીકે જીવતા આવડે એનામાં સ્વાવલંબન અને આત્મવિશ્વાસ પેદા થાય એ નેતા ન બને પણ સ્વાભિમાની તો બને જ, એ ધનપતિ ન બને પણ સ્વાશ્રયી બનવાની તો હિંમત રાખે જ, એ રામમૂર્તિ ન બને પણ હાથેપગે પાંગળો તો ન જ રહે બધાને માટે આ યોજ્યા બાદ અને એને સોળેક વર્ષ સુધીની ઉંમરમાં સ્વાશ્રયી થઈ શકે એટલી લાયકાત આપ્યા બાદ, જેને હોંશ છે, સગવડ છે, બુદ્ધિ છે, તેને આગળ વધવાની યોજના કરે"[૫]

વર્ધા યોજનાનું આ ધ્યેય છે. એ ધ્યેયસિદ્ધિ માટે પ્રયોગો મોટા પાયા પર શરૂ થઈ ગયા છે પણ એમાં અનેક મુશ્કેલીઓ ને અંતરાયો છે, જેનો ચિતાર નરહરિભાઈએ ભૂમિકામાં આપ્યો છે વર્ધા યોજનાની સાચી સફળતા માટે થોડા ઉત્સાહી, નિપુણ અને વીર શિક્ષકોની જરૂર તેમને સમજાઈ છે. તો પછી આ યોજનાનો પ્રયોગપ્રદેશ અત્યારે છે તે કરતા વિશેષ મર્યાદિત હોય એ ઇષ્ટ નથી ? સમાજમાં આ યોજનાએ પૂરી શ્રદ્ધા જમાવી નથી એ હકીકત છે તો પછી કેળવણીના વિચારકોનો ધર્મ છે કે આ વિશે શુદ્ધ હેતુથી પૂર્ણ ચર્ચા કરવી "કેળવણીવિકાસ" એવી ચર્ચા માટે પુષ્કળ સામગ્રી આપે છે

અનુબંધની જ પદ્ધતિ સાક્ષરી કેળવણી માટે સ્વીકારીએ તો એ બહુ ક્લેશકર ને કૃત્રિમ નથી ? વિવિધ વિષય ને તેની વીગતોમાં ક્યાં સુધી તે પહોંચી શકે ? જૂની શિક્ષણ-પદ્ધતિ અખંડ મનુષ્યત્વની ખીલવણી માટે અનુચિત છે, એ સાચું છે નવી શિક્ષણ-પદ્ધતિ પણ અખંડ મનુષ્યત્વના આનાવરણ માટે પર્યાપ્ત દેખાતી નથી તેમાં જિજ્ઞાસા, ક્રીડા, આનંદ અને ભાવશોધન કરતા પ્રયત્ન (ગાંડી), હાથકામ અને ચિત્રકાર્ય ઉપર વિશેષ ધ્યાન નહિ અપાય ? ઉત્પાદક કામ અને કલાત્મક કામ એનો ભેદ બાળકની શક્તિ અને વૃત્તિ ધ્યાનમાં રાખી કરવો ના જોઈએ ? એમાંથી કોના ઉપર વિશેષ ભાર મૂકવો જોઈએ ?

૪ 'કેળવણીવિકાસ —પૃ ૬૨
૫. 'કેળવણીવિવેક"—પૃ ૩૦

મનુષ્યના ચિત્તની પૃથક્કરણની શક્તિ છે તેવી સંકલનની છે. જુદા જુદા અવયવ રૂપે પ્રાપ્ત થયેલા જ્ઞાનને અન્વિત કરવાનું માણસના સ્વભાવમાં જ છે. "સાક્ષરી" કેળવણી માહિતી[૬] આપે છે, જ્ઞાન બનતી નથી. એ હૃદયની કેળવણી નથી એ માન્યતા સાવ નિરાધાર છે. એવી માન્યતામાં મને તો ભારે ભૂલ અને જોખમ સમજાય છે. આખા પુસ્તકમાં કાલિદાસ કે ગોવર્ધનરામ જેવાના વાચનથી અથવા એવા પણ સરળ સાહિત્યના વાચનથી હૃદયને કેવો પરિતોષ થાય છે, સૌન્દર્ય પરિચયથી વૃત્તિઓ કેવી કેળવાય છે, મનને કેવી ઉચ્ચ આધ્યાત્મિક ને નૈતિક ભાવના મળે છે, તેનો હરફ સરખો શ્રી. મશરૂવાળાએ ઉચ્ચાર્યો નથી. એ સાક્ષરી કેળવણીનો એવો અભાવો સમાજને પરવડે તેમ નથી. એ અભાવમાં ઉચ્ચ કેળવણીના હ્રાસનું તત્ત્વ રહેલું છે. શિક્ષણતંત્રમાં ઉત્પાદક ઉદ્યોગને સ્થાન છે, મહત્ત્વનું સ્થાન છે; પણ બાળકની દસ વર્ષની ઉંમર પછી પરિશ્રમ અને ઉત્પાદક ઉદ્યોગ અને સાક્ષરી કેળવણીમાં વિશ્વાસ જરૂર બેસે એમ છે. શિક્ષણમાં ઉદ્યોગની માધ્યમ લેખે સફળતા અત્યંત મર્યાદિત જણાય છે.

એ ગમે તેમ હો, "કેળવણીવિકાસ" ગાંધીજીના આદર્શના વિચારની દૃષ્ટિએ જ નહિ, વ્યવહારુ દૃષ્ટિએ પણ સબળ પક્ષવાદ છે. વર્ધા યોજના સાથે જરા દૂરનો સંબંધ ધરાવતા બે લેખોમાં—"બે સંસ્કૃતિઓ", "ઇતિહાસનું જ્ઞાન"માં—શ્રી. મશરૂવાળાએ આપેલા અભિપ્રાયો તથા તેમણે કરેલું પૃથક્કરણ અત્યન્ત ચિન્ત્ય છે. પરંતુ એ વિષયની ચિકિત્સાને અહીં અવકાશ નથી. એટલું તો સહેજે લાગે છે કે કર્તાની નિદાન-પદ્ધતિ વધુપડતી સરળ છે.[૭]



૬. સાહિત્ય માહિતી આપે છે? શાળામાં સાહિત્યની માહિતી આપવાની હોય છે?

૭ આ લેખનો મુખ્ય ભાગ વડોદરા રેડિયોના સંભાષણ તરીકે રજૂ થયો હતો. તેમાં સુધારો તથા વધારો કરી અહીં પ્રગટ કર્યો છે.



વિષ્ણુભાઈ
યુવાન વયે
(ઈ સ. ૧૯૨૩)



શ્રીમતી તારામતીબેન
વિષ્ણુભાઈના પ્રથમ ધર્મપત્ની
જન્મ ઈ સ ૧૮૦૬ અવસાન ઈ સ ૧૯૩૩

## [ ૧૪ ]

## 'પત્રમ્ પુષ્પમ્'*

આ ભક્તિકાવ્યોનો વાચક સંપાદકોએ કેવો કલ્પ્યો છે ? કેવલ સહૃદય. તેથી વિશેષની તેની પાસેથી કશી અપેક્ષા રાખી નથી. ધર્મ, સંપ્રદાય કે સ્વરૂપસિદ્ધિવિષયક કોઈ વિશિષ્ટ પ્રણાલીને વરેલો અમારી કલ્પનામાં નથી, એવો ભક્ત અનુયાયી કે અભ્યાસી હોય તેને પણ આવું વાચન ઇષ્ટ જ હશે એવી, અલબત્ત, ધારણા છે સચેતન ધર્મવૃત્તિ એની વિકસેલી હશે તો તો એને વિશેષ રસ પડશે, એનું હૃદય વિશેષ પુલકિત થશે, એને આશ્વાસન, આશા કે શાન્તિ મળશે. પણ આ સંચયના આસ્વાદ ને અનુભાવન માટે પ્રાથમિક સહૃદયતાવાળો વાચક હશે તો પણ બસ છે; સંપાદકો પોતે જ એથી ઉત્તર કક્ષાનો દાવો કરી શકતા નથી.

લાગણીના આલેખનથી લાગણી અનુભવવી, ઉદાર લાગણીના આલેખનમાં ચિત્તની પ્રસન્નતા કે વિકસિતતા અનુભવવી, એ સહૃદય વાચકનું સહજ કાર્ય છે; અને ધર્મતત્ત્વ સાથે સંલગ્ન એવી ઊર્મિઓના સ્ફુરણને જીવનમાં અનહદ અવકાશ છે. મૂંઝવણો, નબળાઈઓ અને પાપ સુદ્ધાંતનું ભાન પણ ચિત્તને વિચિકિત્સાથી ભરી દે છે. આમ કેમ ? આ ખોટું કરવાની ઇચ્છા નહોતી છતાં કેમ થઈ ગયું ? આ કામ કરવાની ખૂબ ઇચ્છા છે છતાં નથી થતું, તેને માટે શક્તિ નથી, સ્વાતંત્ર્ય નથી, આ જરા વહેલું સૂઝયું હોત તો ઠીક થાત. મર્યાદાઓ અને નબળાઈઓનું આવું ભાન મર્યાદા વિનાના, સ્વતંત્ર અને શક્તિસંપન્ન જીવનની કલ્પના ઉપજાવે છે. આ માર્ગ આસ્તિકતાનો જ માર્ગ છે. કોઈ સ્પષ્ટ શ્રદ્ધાનો ઉદય ના થયો હોય છતાં માણસ અહીં, અબઘડી અને આ જ જીવન છે તેમ સ્વીકારવાની વાતને ઓળંગી ગયો છે. કેવળ શરીરયાત્રાની આસપાસ ફરતાં જ હિતો કરતાં જે ઉચ્ચતર જીવનમૂલ્યો સ્વીકારે છે તેને આસ્તિક ગણવામાં બાધ નથી. તેનુ સ્વર્ગ તેની કલ્પનામાં છે; તેનો ઇશ્વર જીવનનિયમ છે; તેનો આત્મા માત્ર મનુષ્યજાતિનુ સાતત્ય છે; એમ છતાં પણ તેની વૃત્તિઓ, લાગણીઓ અને વ્યવહારમાં ધર્મિકતા પ્રવેશી શકે, કેમ કે તે પ્રાપ્ત જીવનરસને કેવળ ચૂસ ચૂસ કરવામાં જ પુરુષાર્થની પર્યાપ્તિ નથી ગણતો.

અને મનુષ્ય જરાક ઊંડો ઊતરે કે જરાક વિશ્વ તરફ નજર કરે તો તેના આશ્ચર્યનો પાર ના રહે. **केनेषितं पतति प्रेषितं मनः ।** કોની ઇચ્છાથી મન તેના વિષયને ગ્રહે છે ? કયા પ્રધાન બળથી આંખ પોતાનુ કામ આપે છે ? આપણામાં એવી તે કઈ શક્તિ પડી છે જેથી આપણે આપણા વિશે વિચાર કરીએ છીએ ? આપણા જ ચિતના વ્યાપારોનું તટસ્થ દૃષ્ટિએ પૃથક્કરણ કરીએ છીએ ? આપણે, વ્યક્તિઓ, આ વિશ્વમાં કાંઈ બાહ્ય પદાર્થો તરીકે, અજાણ્યા અતિથિઓ તરીકે નથી આવ્યા. કશોક ક્યાંક ગૂઢ-સંકેત છે; અવ્યક્ત કાંઈક રહસ્ય છે; નહિ તો અઢળક ઢળતી નદી, કે અડીખમ પહાડ, કે અનહદ વિસ્તરતો સમુદ્ર, કે વનોપવનના મંજુલ નિનાદ, કે રૂપવિધાયી આકાશ જોઈ મન રમણે ચઢે છે?

* શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને શ્રી શારદાપ્રસાદ વર્મા સંપાદિત ભક્તિકાવ્યોના એક સંચય "પત્રમ્ પુષ્પમ્"ની પ્રસ્તાવના.

Behold the lilies in the field...ત્યાં કશુંક છે જે ચેતનાને સ્પર્શે છે? રમણીયતાનો સ્પર્શ કેવો ઉદ્‌બોધક ને માદક છે! એક માણસ આલાપ છેડે અને બીજો આર્દ્ર થાય, એમાં સમષ્ટિનું કોઈ વ્યાપક સત્ય છે. બાળક માટે વાત્સલ્યના સ્પન્દનમાં કોઈ વિશ્વનું અતીન્દ્રિય રહસ્ય છે. રતિ અને મૈત્રીના કોઈ કોઈ અનુભવમાં સ્વાર્થ માત્ર ઓગળી જતાં કોઈ અદ્‌ભુત શાતા અનુભવાય છે. આ બધું વિશ્વમાં પ્રવર્તતા કોઈ સત્ત્વની લીલા છે. એ બધું માનવની ઊર્ધ્વ ગતિની શક્યતાનું સૂચક છે, આધ્યાત્મિક ઋતનો એ અણસાર છે. આ નિયમ જડતાનો નિયમ નથી કેમ કે તેમાં પદે પદે ચેતનાનો સ્પર્શ, ચેતનાનો આવિષ્કાર, ચેતનાનો પ્રબોધ સંકલ્પ ને નિશ્ચય, ચેતનાની સર્જકતા દેખાય છે. આવી આવી અતીન્દ્રિય ભાવનાલીલાના સ્વીકારમાં ધાર્મિકતાનું પ્રથમ સોપાન જણાય છે. એવી સમજણના ઉલ્લાસમાં જ નરસિંહ ગાઈ ઊઠે છે:

નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો,
તે જ હું તે જ હું શબ્દ બોલે.
× × ×
પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા,
વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે.

મીરાંનો ઉમળકો તો અનેરો છે:

ઊડત ગુલાલ લાલ ભયો અંબર બરસત રંગ અપાર રે.

અને અર્વાચીન કવિ એવા જ ઊછળતા ભાવથી ઉચ્ચારે છે:

રહ્યું અનાલંબન જે પ્રતાપે, બ્રહ્માંડ આ ને મહિં જેહ વ્યાપે;
વ્યાપી દિશા સર્વ વિષે વિરાજે, તથાપિ રે'તો અવશેષ ગાજે.

આ વિશ્વમાં વ્યાપી રહેલા નિયામક તત્ત્વનું, સત્યનું, ઋતનું, ઈશ્વરનું ચિત્તને વાળીને અનુસંધાન કર્યા કરવું એનું જ નામ ભક્તિ. વળી વળીને સ્થિરમતિ થતાં સુધી, નિદિધ્યાસન થતાં સુધી અનુસંધાન કરવું એનું જ નામ ભક્તિ. એ બૌદ્ધિક સ્વીકાર અને ચૈતસિક અનુસંધાનનાં સર્વ ફલિતો અને પરિણામો સ્વીકારી લેવાં એ મોક્ષમાર્ગ. વનસ્પતિના રસમાંથી પત્ર, પુષ્પ અને ફલ પ્રગટે એમ ઈશવિષયક અભિમુખતામાંથી જીવનક્રમ પ્રગટે. ઈશ્વરની ભાવના સ્પષ્ટ, સ્પષ્ટતર સમજતા જવું; એ ભાવના સાચી હોય તો આપણે કોઈ એકલ કે એકલવાયા પદાર્થ તરીકે વ્યવહરવાનું નથી પણ જોયેલા સત્યને અનુરૂપ, તેના પ્રકાશમાં વ્યવહરવાનું છે, કેમ કે આપણામાં, આપણી મારફત પણ કોઈ સત્ય પ્રગટ થવા મથી રહ્યું છે અને એ ગતિને મદદ કરવી એ જ ધર્મ છે. એ વ્યવહાર પાછો આ સત્યદર્શનની કસોટી થતો જાય, એને વધુ પ્રકાશિત કરતો જાય; વૃત્તિઓ અને વાસનાઓનો એની સાથે મેળ રાખવામાં તેમને સંયમમાં રાખવી પડે, અને સંયમમાં રાખતા જઈએ તેમ તેમ દર્શન ઊજળું થતું જાય. જે ભાવાત્મક શક્તિથી આપણે સ્વરૂપસિદ્ધિ કરી શકીએ તેને ખીલવવા માટે, દૃઢ કરવા માટે ખાલી, વ્યવહારશૂન્ય જીવન કામ નહિ આવે. જીવન કર્મથી ભરેલું હોય તો જ ચિત્તની પૂર્ણ શુદ્ધિની, ચિત્તની પૂર્ણ શક્તિની સિદ્ધિની શક્યતા છે, કેમ કે ચિત્તને ઇન્દ્રિયગ્રામથી કે શરીરથી અલગ વિચારવાનું નથી. ચિત્ત જેમ ઇન્દ્રિયગ્રામનો કબજો લઈ લે છે, તેમ પ્રયત્નપૂર્વક ઇન્દ્રિયગ્રામ અને શરીરનાં કર્મોથી ચિત્તને સંસ્કારી શકાય છે. સમૃદ્ધ કરી શકાય છે.

## 'પત્રમ્ પુષ્પમ્'

પદાર્થમાત્ર, પ્રવૃત્તિમાત્ર, ચેતનાનું પ્રત્યેક સ્ફુરણ જીવનનો પ્રત્યેક અંશ ઈશાવાસ્ય હોય, તો પરમ સત્યને સમર્પણ અને એ તરફ ગતિ મનુષ્યનો પરમ પુરુષાર્થ બને છે. વૃત્તિઓની ખેંચતાણ, સંકલ્પવિકલ્પ, ધર્મસંકટો, મોહ, શોક અને મૃત્યુ તરી જવાવાનાં હોય તો સાધનાની એ જ દિશા છે. આત્માની સ્વાભાવિક સ્થિતિ પ્રાપ્ત થવાની હશે તો એ જ માર્ગે થશે નિર્વાણ કે કેવલતાની સ્થિતિ પ્રાપ્ત થવાની હશે તો એ રીતે જ થશે. ઈશનું આત્યન્તિક સાંમુખ્ય અને પ્રસાદ પ્રાપ્ત થવાનાં હશે તો માનવની માત્રા એવી જ રહેશે. ઈશનો અમિત અને અનન્ત ઉદધિમાં બિન્દુ જેમ ભળી જવાનું હશે તો એ જ માર્ગે થશે. વ્યક્તિત્વના ઉત્તમ ધર્મો, અહિંસા, મૈત્રી, કરુણા ક્ષમા, ઉદાત્તતા, ત્યાગ, ધૈર્ય સમતા આદિ આ બૃહત્‌ની બુદ્ધિથી બૃહત્ થતાં થતાં જ પમાય. લોકકલ્યાણની પ્રવૃત્તિઓમાંથી અભિમાન, મોહ, એષણા ટાળવાં હોય તો અલ્પતા અને વિરાટપણાના એકી સાથે ગ્રહણથી થઈ શકે. મનુષ્ય જાતે અલ્પ પણ વિરાટના કરણની બુદ્ધિથી અનલ્પ છે :

I am the voice within the Voice,
The song within the Song,
The life within the Life.
The light breaking through the heart of
Darkness.*

આવો ભાવ જાગ્રત કરવો એ ધાર્મિકતાનું પ્રથમ સોપાન છે. એવું અલ્પસ્વલ્પ વાચકને થાય, એવા કવિસ્ફુરણનું એને અનુભાવન થાય એવી કલ્પના આ સંચયમાં રાખી છે.

---

* ટાગોરનું "બલાકા"માંનું કાવ્ય :

તાઈ તો આમિ જાનિ,
  આમિ બાણીર સાથે બાની;
આમિર ગાનેર સાથે ગાન,
  આમિ પ્રાણેર સાથે પ્રાન;
આમિ અન્ધકાર હૃદયફાટા
  આલોક જ્વલ જ્વલ.



## [ ૧૫ ]

# હૃદયંગમ સ્મરણચિત્રો

છેલ્લાં પાંચસાત વર્ષોની ગુજરાતી સાહિત્યની મોખરે મૂકાય એવી કૃતિઓમાં 'અમાસના તારા' ગણવી પડે એવી. અનુભવની સમૃદ્ધિ, સૌન્દર્યની સૂઝ અને શૈલીની ચારુતા એમાં વરતાય છે. જિપ્સીના ઉપનામના આછા આચ્છાદનમાં સંતાયેલા લેખકે કૌતુક પ્રેર્યું અને એમણે એવા એવા જીવનમાં ડોકિયું કરાવ્યું અને પોતાની વસ્તુનિષ્ઠ છતાં કૌતુકરાગી અને ભાવનાપ્રેમી દૃષ્ટિનો પરિચય કરાવ્યો કે વાચકની કૌતુકવૃત્તિ દૃઢ જ થયા કરી. લેખો શરૂ થયા ત્યારે લેખક પાકી ઉંમરના જ હતા અને એમની વાર્તાઓ ને શૈલી માટે જાણીતા હતા; પણ આ લેખોમાં રમણીયતાનું સર્જન અભિનવ હતું અને શૈલીનું લાવણ્ય પણ નોખું હતું. જીવનના અનુભવી અને પરિપક્વ બુદ્ધિના ને જાણીતા લેખકે અભિનવ કલ્પનાના કોઈ ઊગતા લેખક જેવું આકર્ષણ કર્યું. આ લેખક ગુજરાતી હશે? ક્યાંનો હશે? કોણ હશે? એની સંગીતની સમજ જુઓ; એનો રાજપૂતીનો પ્રેમ જુઓ; એનો ભજનમંડળીઓનો પરિચય જુઓ; દેશવિદેશનું એનું અટન જુઓ—આવા આવા તરંગો ઊઠ્યા.

આપણા સાહિત્યમાં નવલકથા અને વાર્તાનું ગદ્ય જીવનકથા અને ગંભીર નિબંધનું ગદ્ય ઠીક પ્રમાણમાં છે અને ગુણવત્તામાં પણ સારું છે. પણ આ પ્રકારનું લલિત નિબંધનું ગદ્ય આછુંપાતળું છે. વ્યક્તિચિત્રો, રેખાચિત્રો, પ્રસંગચિત્રો, ચિન્તન, કલ્લોલ, લલિત સાહિત્યમાં મૂકી શકાય એવાં આપણે ત્યાં નથી એમ નહિ. પણ રસની સિદ્ધિ અને શૈલીનું માધુર્ય આ સમુચ્ચયને અપૂર્વતા અપાવે એમ છે. નિબંધ કહી શકાય છતાં ભારે નહિ, અને લલિત અને આત્મલક્ષી કહી શકાય છતાં હુંપણામાંથી જન્મતાં તોછડાઈ અને મુરબ્બીવટથી મુક્ત આ સર્જન નિરાળા સ્થાનનું અધિકારી છે.

આ નિબંધો કે પ્રસંગચિત્રો સંસ્મરણોને કલામય આવિષ્કાર આપે છે. જે ભાવ કે વસ્તુ ઉપર જીવ ઠર્યો હોય તે યથાર્થ પ્રકાશિત થાય એની તજવીજમાં શ્રી. ચાવડા રહે છે. જ્યાં પ્રસંગો ભિન્નભિન્ન હોય ત્યાં પણ લખતાં લખતાં બધા અંશોને આવરી લેતું કોઈ તત્ત્વ એમને લાધે છે અને અન્વિતિ ને સંવાદ સધાય છે. એક લેખમાં એમને જિપ્સી તત્ત્વ પ્રત્યક્ષ થાય છે. નાયગરા જતા 'હંસગતિએ સરતી' મોટર એકાએક અટકી પડી. મોટરનાં પૈડામાં કાણું પણ હતું, અને બીજું બરાબર બેસે નહિ એટલામાં કોઈ બીજી અટકી પડેલી મોટરના બે ભાઈઓ મળી આવ્યા, તેમણે પૈડું ચડાવી આપ્યું. અહીં સુધી લેખમાં કશું ખાસ રહસ્ય આવતું નથી. પણ આ તો હતા જિપ્સીભાઈઓ. એમને બીજાની મદદની કશી ભૂખ નહોતી. તેમની વાત લેખકને એક જીવનદૃષ્ટિ આપી જાય છે. 'અમે તો જિપ્સી છીએ. અસ્થિરતા અમારું જીવન છે. રઝળપાટ અમારો ખોરાક છે. અને અકસ્માત એ અમારો આનન્દ છે.' 'અમે જન્મ્યા છીએ ઇજિપ્તમાં પણ આખું જગત અમારો દેશ છે. અમને ક્યાંય પારકું લાગતું જ નથી. મિસરમાં અમે હજારો વર્ષોની ઉંમરનાં મડદાં જોયાં છે. એટલે જ્યારે અમે નાની ઉંમરનો પણ જીવતો આદમી જોઈએ છીએ ત્યારે અમને અદ્‌ભુત ખુશી થાય છે કે ચાલતું એ જ જિન્દગી છે.' આટલી ચાલવાની જ વાત લેખને એકતા દે છે અને લેખકના અન્તરમાં ઊતરી જાય છે. લાક્ષણિક ભાષામાં એ ઉચ્ચારે છે, 'નામથી અજાણ્યા આ જીવતા માણસોને જોઈને અસ્તિત્વે પળનાર જિંદગીનો

રોમાંચ અનુભવ્યો.' બનવા જોગ છે, ગુજરાતી લેખકને ગમતી વાત કરનારનો કોઈ પૂર્વજ ભારતીય હોય, ગુર્જર પણ હોય !

એવી જ પદાવલિ 'જીવન, વિષ, અમૃત'માં અન્તે આવે છે. જાગીરદાર રઘુરાજસિંહનું અવસાન અને દારૂડિયા માળીના અવસાનને શ્રી. ચાવડા તટસ્થતાથી જોઈ લે છે. માળીના અગ્નિસંસ્કાર પછી તેમને માટે 'આખું અસ્તિત્વ થાકી ગયું હતું,' પણ જીવનનું દ્વૈત તેઓ નીરખી રહે છે, અને દ્વૈતની ઉપર રહી એને સ્ફુટ કરી આપે છે. 'પ્રામાણિકતાનો સ્વભાવ,' 'મૃત્યુ અને જીવન,' 'જીવનનું કાવ્ય' (અને કદરૂપતા), અને એવા તાજા લેખોમાં પણ વિસંવાદી વસ્તુઓ ઉપર મીટ માંડી લેખક હૃદયના સંવેદનને ઘેરું થવા દે છે.

શ્રી. ચાવડાની પૂર્વપરિચિત શૈલી ભાતીગળ, આકર્ષક, પણ કંઈક આયાસસિદ્ધ અને કૃત્રિમ લાગતી. અહીં તો એમને હૃદયની વાત કરવી છે: દુનિયા જોઈ, માણસો જોયાં, પ્રસંગોની રહસ્યમયતા જોઈ, લલિત કલાઓનો વિમર્શ માણ્યો, તેની તમારી આગળ નિખાલસતાથી વાત કરવી છે; નિખાલસતાથી, પણ તમારું હૃદય અનુકૂળ થાય, પ્રસન્ન થાય, નાચી ઊઠે, આકુળ થાય, આર્દ્ર થાય, વિહ્વળ થાય, તમે પોતે જ રડી પડો અથવા આ જિન્દગીની અનન્ત અદ્ભુતતાના ભેદ આગળ સ્તબ્ધ થાઓ એ રીતે તેમને વાત કરવી છે. નિસર્ગરમ્યતાના, કલા સૌન્દર્યના અને જીવનની મંગલ ભાવનાઓ અને ભાવોના એ આશક છે એમાં શક નથી. કદાપિ તમને લાગણીનો અતિરેક ક્યાંક લાગશે. રસરસિયાપણું દેખાશે, પણ તે તો સર્જકના વ્યક્તિત્વમાં જડાયેલું છે તેનો એ ઇનકાર શી રીતે કરે ? શી રીતે તેને દબાવી રાખે? એ છે, એ સંવેદનશીલતા છે, એ ભિંજાવાની શક્તિ છે, લાગણીના પ્રવર્તનની ચાલુ ઘરેડમાંથી મુક્તિ છે, એ કવિત્વ છે, મસ્તી છે, તો આમાંની કલાસિદ્ધિ ને રસસિદ્ધિ છે. 'માનવનું મન બદલાતું હશે, અંતઃકરણ નહિ,' એ એમની શ્રદ્ધા છે. 'અંતઃકરણ જેની ખાણ છે એ આજન્મ સંબંધ તો ઋણાનુબંધની ઋજુગરવી કવિતા છે.'

'ધૂમકેતુ'એ સર્જી હોય એવી ગુલબ્બોનું ગીત – 'બંસી કાહેકો બજાઈ'–મોહક વાતાવરણમાં 'આળોટીને' હૃદયને ભરી દે છે:

'એક સવારે ઊઠ્યા ત્યારે ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. વાતાવરણમાં ઠંડીનો કંપ હતો. સામે બારીમાંથી દૂરસુદૂર સુધી દેખાતી નયનમનોહર હરિયાળી વરસાદમા નહાતી હતી સ્નાન કરતી પ્રકૃતિનું આવું અભિનવ નિર્મળ સૌન્દર્ય જીવનમાં પ્રથમવાર સાક્ષાત કરીને અસ્તિત્વ ઓશિંગણુ બની રહ્યું અને મારા એકલાનુ અસ્તિત્વ જ નહીં ! બાગના રમ્ય પુષ્પો પણ પોતાના ઐશ્વર્યને ભૂલી જઈને નિસર્ગના આ અભૂતપૂર્વ સ્વરૂપને વિનમ્રભાવે નમી રહ્યાં હતાં. પળવારમાં તો પ્રકૃતિ અને પુરુષ વચ્ચે સંકેત થયો. વરસતી વાદળીઓ વિખરાઈ ગઈ. આકાશ નિરભ્ર થવા માણ્યું. પૂર્વમાં રંગાવલિ પ્રગટી. સોનેરી તેજની ટશરો ફૂટી તેજકિરણો પર સવારી કરીને પૃથ્વી પર સુવર્ણમેઘ ઊતર્યો. સમસ્ત પ્રકૃતિ પ્રેમથી પાંગરી ઊઠી. પુષ્પોએ મસ્ત બનીને સુગંધ છલકાવી દીધી આ સૌરભનો સાથ કરીને પેલુ પ્રિય ગુંજન આવ્યું:

બંસી કાહે કો બજાઈ,
મૈં તો આવત રહી ! બંસી કાહે કો ?

'ધીરે ધીરે ગુંજન, ગીત અને ગુલબ્બો મારે માટે એકરસ થઈ ગયાં.'

મૂર્તિવિધાયક ગમનાણુએ ઘડેલી સુજાતા ' જાણે હમણા બુદ્ધમા જઈને સમાઈ જશે એવી અભીપ્સા અને આરતભરી ' હતી ' સમર્પણની જાણે થીજી ગયેલી સુરાવલિ '

પરંતુ કિસનસિંહની ભરતી ફૈયાઝખાના મસ્ત સગીતને જાણે પોતાનુ વર્ચસ્વ ન્યોછાવર કરે છે ઉત્તમ સગીતના અપૂર્વ અને તીવ્ર સવેદનને ભાષામા વ્યક્ત કરવા કલા અને કસબ અદભુત હજી છે રાગની મોહનીમા રૂપો ચિત્રમા ઉતારવા ખૂબ પ્રયત્નો થયા છે, કઈક એની રીતે ફૈયાઝખાએ પ્રગટાવેલાં મલ્હારના વિવિધ રૂપોને શબ્દમા આલેખવા તેઓ મથે છે

' સુરમલ્હારના સૂરોનો ફુવારો ઊડે છે મેહ વરસી રહ્યો છે ક્યારેક મુશળધાર પડે છે, ક્યારેક ઝરમર ઝરમર વરસે છે ઈશાન ખૂણામાં વારવાર વીજળી ઝબૂકે છે પરંતુ કોઈનો ખ્યાલ કર્યા વિના, કોઈથી ડર્યા વિના દુલ્હન તો ચાલી જાય છે પ્રિયતમને મળવા એના હૈયામા એક જ ઝખના છે એના અતરમા એક જ આતુરતા છે અને તે પોતાના આતરદેવતામા સમાઈ જવાની આલિંગનની આ ઉત્સુકતા એને બળ આપે છે ત્યા તો આશાની યાદ આપતી કોયલ બોલે છે પપૈયો સાથ આપે છે દુલ્હનની છાતી ધડકે છે, બેચેની પીડે છે, અને આગળ ચાલે છે એક જ ધૂન છે, એક જ ધ્યેય છે ' પ્રિયતમ-મિલનનુ'.

નન્નુ ઉસ્તાદને વર્ણવવામા પણ શૈલીનો એવો જ કસબ તેઓ વાપરે છે તમે જાણે સિતારીને ક્યાક જોયો છે ' વાદામ પીળી પાઘડી, ઘઉંવર્ણો વાન, રંગીન નશાબાજ, ઘેનમસ્ત આખો, પાતળી કાયા, શરબતી મલમલનુ અગરખુ, ફૂલોની બનેલી એમની આગળીઓ, સિતાર પર ફરતી જુઓ તો એમ લાગે કે જાણે સૂરોની બનેલી ગુલછડીઓ ' એમની ભીમપલાસી વિનસી ત્યારે આ કલાકારને ગુજતી કોઈ લાવણ્યપ્રભા મિનરી સમજાઈ જાણે ' પ્રિયતમની આર્તિ ખેંચાઈ આવતી હોય ' એવી સૂરોની લીલા હતી

આ નિબધો-વાર્તાઓનુ એક આકર્ષણ એની કુતૂહલપ્રેરકતા છે અનનવી ભૂમિ જોવામાં, નવા રળિયામણા દૃશ્યો નિહાળવામાં જૂનીનવી વ્યક્તિઓનો પરિચય સાધવામા સહૃદયનો આનદ ભળી જાય છે વિરૂપતા અને વિષમતા છતા આ દુનિયા અને દુનિયાના માણસ વહાલા લાગે છે, અહિંયા ને સ્વીડન-યુરોપમા, આફ્રિકામાં, અમેરિકામા પરિચયપૂર્વક શિકારની વાતો લખનાર ગુજરાતીમાં બેત્રણ જ હશે માનવતાની છાટવાળા શ્રી ચાવડાના શિકારના વર્ણનો રોમાચક છે ક્યા નિરાતનો કલાપરામર્શ ? ક્યા જીવને અદ્ધરતાલ રાખતુ શિકારનું બયાન ? એકથી બીજુ ઊપસી આવે છે એકને પડછે બીજાનો આનદ બમણો થાય છે અને લેખકનો અનુભવવૈભવ મુગ્ધ કરે છે પનાના જગલમા અનેક સાધનો ને માણસોની મદદ લઈ નિકારાગ્વા મહારાજકુમાર અને સાથીઓએ કરેલા જગલના શહેનશાહ જેવા વાઘના શિકારનુ વર્ણન રોમાચક છે અને ' વાઈસરોય માપ ' મા પણ એવુ જ રોમાચક છે પણ હાસ્યકટાક્ષથી મિશ્રિત લેખકનો સાહસનો આદર અને પ્રાણીપ્રેમ સમતોલન થઈ ને રહે છે જીવન માગલ્યનો આદર ' આત્મવિલોપનનો ઉત્સવ ' મા પણ ફરકરી રહે છે, પણ વર્ણન જાણે અપરિચિત દુનિયાનું ને કુતૂહલપોષક છે નેપાળનુ ' ભીમફેદી પોતે પણ પ્રકૃતિનુ સુરમ્ય બાળક છે ત્યાથી જ પહાડોની ચડાઈ શરૂ થવાને કારણે જાણે હિમગિરિને ઉબરે કોઈ નાનુ બાળક બેઠુ હોય એવી લાગણી થાય છે ' અને ખટમડુમા ભારતીય યુવરાજની સ્વસવારી નીકળી તેમા, ' બનારસી ભરતભરી અને કિનખાબમા ઝમકતા અચકન સેરવાની, જરિયાની સાફા, હીરા, માણેક અને નીલમથી ઝળાંઝળાં થતા તોરા અને કલગીમા સજ્જ થયેલા રાજવીઓ ગેનકથી નીકળ્યા હતા '

લેખક સાથે કિકુયુ સરોવર અને કુંવરી મસાઇનો સિંહવધ જોઈએ છીએ;' કળાકાઓનું સ્મશાન જોઈએ છીએ; સ્કૉટે વર્ણવેલા સ્મશાનના સંરક્ષકો-'જ્યાં મૃત્યુ દટાય છે ત્યાં જીવન ઉછેરવાનું સુભગ કાર્ય કરતા' સંરક્ષકોને જોઈએ છીએ; લાચાર ઉસ્માનને જોઈએ છીએ; 'નામે જાતે મુસલમાન અને દેખાવે તથા રીતભાતે હિંદુ તુલનાત્મક ધર્મોના અધ્યાપક અને પોતે કોઈ ધર્મમાં નહીં માનનારા' ડૉ. અલીને ઓળખીએ છીએ, અને 'અમાસના તારા'ની મૂળ કૃતિમાં બીજા અનેક દશ્ય, પાત્રો અને પ્રસંગો પણ નીરખી શકીએ. અનેક ચિત્રો સ્પષ્ટ રેખાથી ચિત્તમાં છપાઈ જાય છે. તેમાં એમના અને આપણા મુરબ્બી ને મિત્ર પ્રો. બ. ક. ઠાકોર-'એ મી જ'-પણ તખ્તા ઉપર ઊતરે છે :

'મને કહે કે ચાલ ઉપર, હું કપડાં પહેરી લઉં. ચિરૂટને એમણે સળગતી રહેવા દીધી. વળી પાછી સળગાવવાની લમણાઝીંક કોણ કરે! કાકાએ કપડાં પહેરતાં પહેલાં પસંદગી શરૂ કરી. એક ચૂડીદાર પાયજામો કાઢયો. એમાં નોકર પાસે લાલ રંગનું જાળીદાર નાડું નખાવ્યું. ખાખી રંગનું એક ખમીસ કાઢયું. ધોબીને ત્યાં ધોવાઈને જેનો રંગ ઓળખાતો નથી એવા લાલભૂરા રંગની શેરવાની બહાર આવી. ડોસાએ કપડાં પહેર્યાં. રસોઈયા નટવરે બૂટની દોરી બાંધી આપી. નીચે આવીને એમણે માથે ખાસ્સી મિલિટરી ઢબની સનહૅટ પહેરી ખૂણામાંથી લાકડી લીધી. કદાચ વધારે તાપ લાગે તો સાથે છત્રી રાખી. પછી મને પૂછ્યું કે પરદેશનું મિશ્રણ કેવુંક છે! લોકોને આનંદ આપશેને!' (પૃ. ૨૦૧)

કિસનસિંહ હાસ્યની સિજ્જત પણ ઠીક આપે છે હાસ્ય બુદ્ધિવિલાસમાંથી નથી નીપજતું પણ વૈચિત્ર્યમાંથી નીપજે છે. ગાડી આવી ત્યારે પાન બનાવવાનો અને ઊપડવાની થઈ ત્યારે હુક્કો સરવાનો હુકમ કરનારા એક રાજવી, ખાનગી પોખી માટે વીસપચીસ મણનો લીસો પથ્થર અસબાબમાં સાથે લઈ જનારા દેશી' મહારાજા; અને તેમની સૂક્ષ્મ ખુશામતો વ્યકત કરતું 'વાઇસિરોય માપ' હૃદયને વિનોદથી હળવું ને રમતું કરી દે છે-વાઇસરોય તો મહા મોટો વાઘ જ મારે ને! એમનો (કે એમના કોઈ સાથીદારનો) મારેલો વાઘ આઠ ફૂટ દસ ઇંચનો હોય તો મહારાજની આબરૂ જાય. એટલે ફૂટપટ્ટીની શરૂઆતની એક ફૂટની લંબાઈ જ કાપી નાખી એટલે વાઘ વાઈસિરોયને શોભે એવો બરાબર નવ ફૂટ દસ ઇંચ લાંબો થયો. આ છે 'વાઇસરોય માપ' સાહિત્યમાં કદાચ ચિરંજીવ થઈ જાય એવું.

પણ એ કદાચ ભુલાય ભૂતકાળમાં સ્મૃતિ દટાતાં દટાતાં એવી ઐતિહાસિક ને પ્રાસંગિક વસ્તુઓનો રસ પાતળો થઈ જશે. નહિ ભુલાય ત્રણ વ્યક્તિઓનાં ચિત્ર-શ્રી. કિસનસિંહના પિતા, માતા અને બહેનનાં સ્મરણમુકુરમાં ઊતરેલાં સુરેખ ને જીવંત ચિત્ર. ત્યાં પેલી લાગણીની ખાણ આવે છે. ત્યાં આનન્દસિંધુ, કારુણ્યસિંધુ પથરાયેલો છે જેમાં ડૂબકી મારી કવિજનો મોતી ગોતી લાવે છે. એ લેખોમાં કવિતા છે. એમાં વાર્તારસ છે, પણ વાર્તા નથી; દિલની વાત છે; અને માનવહૃદય એવા સનાતન ગાનમાં તાલ પૂરે છે.

નિરાંત સંપ્રદાયમાં નિષ્ઠાવાળા પિતા ભકત અને ભજનિક તરીકે તે સમયમાં આશ્ચર્ય ઉપજાવે એવી આગ્રહભરી માનવતાવાળા હતા. એમની મહેફિલમાં મોચી, કડિયો, ધોબી, જમાદાર, કુંભાર, વાળંદ અને જરા દૂર રહી ધૂળાભાઈ ભંગી પણ સામેલ થતા. ઓળખીતાઓમાં હિંદુ અને મુસલમાન સૌ હતા. પત્ની નર્મદાએ ભંગિયણને મહાકોરને બદલે એક ચીડને પ્રસંગે, માકલી કહી તુચ્છકારનાં કડવાં વેણ કહ્યાં તેમાં તો તેમણે પાંચ ઉપવાસ કર્યા, પ્લેગના દિવસોમાં મૃત્યુને નોતરવા જેવું સાહસ કરી

અનેક પડોશીઓના અગ્નિસંસ્કારમાં તેમણે મદદ કરી. છેવટે ઘરમાં જ પ્લેગ આવ્યો. તેમાં મોટી બહેન ગઈ અને પિતા પણ પટકાયા. મરતાં પહેલાં, સુરતના સંપ્રદાયને બક્ષિસ કરેલી મિલકત બાબત દાવાદૂવી પુત્ર નહિ કરે એવી પ્રતિજ્ઞા લેવરાવી. માતાએ પણ રગમાં રગ ભળે એમ કહ્યું, 'બેટા, પાણી મૂક્યું કે એ મિલકત આપણે પાછી મેળવવાનો વિચાર સુદ્ધાં નહિ કરીએ.' અને પિતા ચિર શાન્તિમાં પોઢયા. માતાનો પતિ માટે તેમ જ પુત્ર માટે ગાઢ પ્રેમ પણ સરસ આલેખાયો છે અને તેમની છબી જાણે પ્રત્યક્ષ થાય છે. સૂરતની નિરાંતની ગાદી ન સ્વીકારવાનું કેવું ઉદાત્ત કારણ નર્મદાબાને જડે છે. પતિના આત્મકલ્યાણની આડે હિંદુ પત્ની કેમ આવે? પણ લોક કહેશે કે આપણે સાધુ થઈને પણ વસ્તુએ બક્ષિસ કરેલી મિલકત ભોગવી ત્યાગ તો લોકમાં ત્યાગ મટી કલંકરૂપ થઈ જશે એ જ મા ભવિષ્યમાં મંગલસૂત્ર વેચી દીકરાને સાયકલ વસાવી આપે છે! નાનપણમાં એણે પોતાની માને સાજી કરવા કોઈ સાધુને સોનાની સેર આપી જ હતી ને! આ બધા પ્રસંગોનું નિરૂપણ 'ધૂમકેતુ' ની કલાનું સ્મરણ કરાવે છે. એને તમે ભાવવિલાસ કે લાગણીવેડા ના કહેશો. સાચી સ્નેહાર્દ્રતાના પ્રસંગો પણ અદ્યતન 'ડાહી' દૃષ્ટિ ઘણીવાર પરખી શકતી નથી. એવા પ્રસંગો આવે ને ત્યાં સ્વાર્થ અને શાણપણ એમને ફૂંક મારી ઉડાડી મૂકે છે.

આ આત્મકથા નથી. એનાં પ્રસંગચિત્રોમાં એવા અંશો આવે જે આકાંક્ષાને પૂરી ન સંતોષે. કેટલાક એવા પણ હોય કે સાધ્યસાધન એકરૂપ થવાને બદલે સૂત્રમાં મણકા પેઠે પરોવાયેલાં હોય. પણ આ કૌટુંબિક જીવનનું આલેખન નિતાન્ત સુંદર છે. એમાં શ્રી. ચાવડાએ કલા વાપરી છે એની ના નહિ. અથવા એમ કહો કે એમાં કેન્દ્ર આણી પ્રસંગોને કલામય કર્યા છે. પિતામાતા સાથે રમતિયાળ અમુનું ચિત્ર, મંગલનાનું માંગલ્ય અને કરુણની કરુણતા ઘેરી કરે છે. સર્વ લેખોમાં 'અમૃતા' અણીશુદ્ધ ચારુતાવાળો અને હૃદયદ્રાવક થઈ ગયો છે. આરસના પાંચીકાઓ રમતી અમુ આરસની પૂતળી જેમ કોરાઈ છે: તંદુરસ્તીની ખુશ્બુ, નમણો ચહેરો, ધનુ યાકાર ભવાં, અણિયાળી આંખો, નાની અમુએ પોતાનો બધો વૈભવ લેખકના લગ્નપ્રસંગે ભેટ ધરી દીધો—પાંચીકાની મખમલની થેલી. એ જ પાંચીકા પચ્ચીસ રૂપિયા સાથે એની લગ્નભેટ બન્યા. પાંચીકાની મંગલ રમત ચાલુ રહી. લગ્નનાં ચાર વર્ષમાં તો તંદુરસ્તી ગઈ ને અમુ કતાઈ જઈને અવસાન પામી. પરંતુ અમુ હવે અમૃતા થઈ:

"સોમનાથના ઓવારા ભણીથી વહી આવતી નર્મદાને કરનાળી અને માંડવાની વચ્ચે જ્યાં ઓર નદી મળે છે એ ઓરસંગમ તરફ મારી હોડી જઈ રહી છે. હાથમાં અમુનાં અસ્થિની થેલી છે. મારા ગજવામાં પાંચીકાની મખમલની થેલી પડી છે અને મારા અંતરમાં અમુની સ્મૃતિ જીવતી પડી છે. અકસ્માત માછીએ કહ્યું : 'લાઈ, આ ઓરસંગમ'. મેં અસ્થિની થેલી પાણીમાં મૂકી. જીવ તો ના ચાલ્યો પણ પેલી પાંચીકા સાથેની મખમલની થેલી ય પાણીમાં મૂકી દીધી. અમુનાં અસ્થિ અને આરસના પાંચીકા મેં પાણીમાં મૂક્યાં ત્યાં તો લાવણ્ય અને લજ્જાભર્યાં એનાં લોચનો, ધનુષ્યાકૃતિ ભમરોથી જડાયેલાં મારી સામે હસી ઊઠયાં!"

આ સર્વ ચિત્રદર્શનોમાં ગૂઢ રહેલી શ્રી. ચાવડાની દૃષ્ટિ ભાવભીની, ભાવનાનિષ્ઠ અને નિર્મળ છે' નિર્મળ અને વિનમ્ર છે. સંપ્રત્યાત્મક પ્રકારનાં અર્વાચીન લખાણમાં કટાક્ષના ડંખ અને મજાકની હવાઈઓ આકર્ષણ પૂરતા મળે છે; ચિત્તશાસ્ત્રની નવી 'ઓથ'નો આશ્રય લઈ મનુષ્યજીવનની કેટલીક ઉત્તમ બાબતોને તુચ્છ ને વાસનાગંધી બનાવવામાં આવે છે; તટસ્થતાની ગાદીએ બેસી બીજાનાં વેજ

ઉતારી લેખક પોતાની જ મહત્તા સ્થાપે છે; વસ્તુતઃ તો બીજાના દોષો ઉપસાવવામાં પોતાની જ અપરસિકતા ને મર્યાદા દાખવે છે. આવો અળખામણો મત્સર આ પુસ્તકમાં નથી. અને એ ગુણ કેવળ અભાવાત્મક નથી. અખિલ વિશ્વના ઓશિંગણ હોય એમ લેખક વિહરે છે. સ્નેહને સંભારતાં કેટલાંકને વસમું થઈ પડે છે, દેવું સંભારવા જેવું. કિસનસિંહ એવા સ્મરણની સદૈવ ખોજમાં છે ! 'પ્રકૃતિની સુંદરતા અને માણસના હૃદયની મીઠાશ પણ ઘણી વિસ્મરણની ખાઈમાં ખોવાઈ જાય છે. પણ કોઈની મૂગી દૃષ્ટિ, કરુણતાથી છલકાતો કોઈ નો નિઃશ્વાસ. સૂનું પડેલું એકલવાયું કોઈ ખંડેર; અને હૃદયની નિગૂઢ શ્રદ્ધા સમું ઉજ્જડ વનમાં ખીલેલું કોઈ કુસુમ હંમેશાં, ભીનાશથી અંતરમાં, ચિરંજીવ બની રહે છે.' એમને કેવી સ્મૃતિ રુચિકર છે અને તેનું ફલક કેવું છે તે આ ઉદ્‌ગારમાં સૂચિત છે. ધર્મતત્ત્વમાં આસ્થા, વાત્સલ્ય, પ્રીતિ, મૈત્રી, કરુણા, માનવતા, નિષ્ઠા, પ્રકૃતિની સુન્દર ભવ્ય લીલા, માનવકલાનાં અદ્‌ભુત સર્જન વિભુતિમત્ સત્ત્વ–આ ઉપર એમની કલ્પના ઠરે છે. અશુભને ઢાંકયા વિના જીવનના સુભગ અને મંગલ અંશને એ બિરદાવે છે. ગુલબ્બો માટે વહાલ અને ગાંધીજી માટે ભકિત; ફફડચાચા માટે ભાવ અને ફૈયાઝખાં માટે રાગ એ સકલ ભાવઝરણાંમાં જીવનને જીવવા જેવું કરવાની. પ્રસન્ન રાખવાની, એના અશુભ અંશોને જીરવી લેવાની ખેવના છે. સ્મશાનમાં પણ જીવનવેલો ઉછેરો, એવો જાણે આ કૃતિઓનો મર્મ છે : અમાસ તો છે જ; તેનું માર્જન કરતા તારાઓનું તેજ ઝીલો.*



* 'અમાસના તારા'નો પ્રવેશક.

# [૧૬]

## 'ઇંદ્રના મોતી'*

બ્રોકરની હમે થોડી વાત કરું ?

રેખાએ પૂછ્યું "આ વાર્તાઓ વાચવા જેવી છે ને ? તમે વાચી રહો પછી મને આપજો મને તમારા જેટલી વાર નહિ લાગે "

રેખા ચૌદ વર્ષની. મારી વાચનની મંદતાની એણે ઠીક ટીકા કરી પણ તેના સવાલનો શો જવાબ આપવો ? એને સમજાય એવી ને એને "વાચવા જેવી" 'ઊભી વાટે'મા કેટલી વાર્તાઓ ? પણ મે જાગીને ઉત્તર આપ્યો "હા કેટલીકમા તો તને જરૂર રસ પડશે પણ કેટલીક નહિ સમજાય"

મારા મને ઉમેર્યું કેટલીક હમણા સમજવા જેવી છે પણ કયા ? શશી અને નીલી ઉર્ફ ગુલામદીન, પ્રમુખનાહેતન વગેરેનુ અહજ જીવનની સુરભિ, એ બધા હમણા કયા સમજાય તેમ છે ? હમણા કયા ઓળખવા જેવાય છે ? ન જાને, ક્વાપિ માન કરતા પણ આ નાટકરસિયા બાળકો તરત ઓળખી જાય પણ હુ ના કહીશ તો એ વાર્તાઓ પહેલી વચાશે મેં વાત ઉડાવી

"ન સમજાય એવું તે નવલિકાઓમા શુ હોય છે ?" હુ જૂઠ્ઠું કહેતો હતો ન સમજાય એવી બાબતોની આ વાર્તાઓ છે પણ મેં વક્તવ્યનો સૂર ચાલુ રાખ્યો

"પણ કેટલીક બહુ નાની તને પીંજણ જેવી લાગશે, વચ્ચેથી શરૂ થઈ આગળ અને પાછળ ઝોલા જેમ લઈ જાય કેટલીકમા કશુ બનતુ જ નહિ જણાય, જાણે રોજની વાત, ઘટમાળ જેવી, નિકાલ જ નહિ." હું ટીકા કરતો હતો કે પ્રશંસા ?

"અમને નિકાલ લાવતા આવડે છે ને ? છેલ્લુ પાનુ જોઈ લેવાનુ " રેખાના ચપળ બનેલા ચક્ષુ અને આંગળાએ કેટલાયે પાના જાણે ફેરવી નાખ્યા હું એને કયા સમજાવુ કે આવી નવલિકાઓમા અન્તમા અન્ત નથી હોતો અન્તને મધ્ય સાથે જોડીએ તો જ અન્ત સમજાય અથવા અન્ત તો વાર્તામા ગૂથાયેલી બીજી વાર્તાના મધ્યમાં હોય સુરભિના પ્રસંગમા અન્ત છે ? ભત્રીજો કાકા સાથે તાળી ઝીલે છે એમા અન્ત છે ? મેં ચલાવ્યું

"અન્ત જોઈ ને તો તુ ફૂલ કહેવાની આખી વાર્તા ન વાચે તો અન્તમાં કશી મઝા નહિ આવે "

"ત્યારે તો તમારા બ્રોકર કઈ કામના નહિ " રેખા મૂગી થઈ પણ તેની આંખોમા અદ્ભુત આકર્ષણ આવ્યુ પણ મારે મૌન જોઈતુ હતુ એ ક્યા સમજાનુ ને એ સમજે પણ શી રીતે કે મૈનસિક વ્યાપારનો ચમત્કાર બાળકોને ન આવે આ વાર્તાઓમા તો ઘણુ બધુ મનમા બને છે એનો ઇતિહાસ દેખાય તેટલો ટૂંકો નથી હોતો આન્તર પ્રવાહમા ચુમ મનની એક પળ સપાટી ઉપર દેખાય, બીજી પળે બીજુ દેખાય એક પળનો એક રંગ, બીજીનો બીજો એક ક્ષણના પ્રયોગથી ઘટના બની જાય, નીતિનો કદાપિ વિજય

* ગુલાબદાસ બ્રોકરના વાર્તાસંગ્રહ "ઊભી વાટે'ની બીજી આવૃત્તિ સાથે જોડાયેલો પ્રવેશક-લેખ

થાય ને માણસ ઊગરી જાય. બીજી ક્ષણ જોર પર આવે તો તે આપત્તિ નોતરે ને કહો તો અનીતિમાન ગણાય. પણ એટલામાં આ વિમર્શધારામાં વિક્ષેપ પડ્યો. રેખા ટપકી :

"આ બ્રોકર તે ખરેખર બ્રોકર છે કે તમારા જેવા ત્રિવેદી—કહેવાના? આપણા ગાડીવાળાની અટક દારૂવાળા છે ને તેને ત્યાં સોડાની બાટલી પણ મળતી નથી."

હું ચમક્યો, પણ મારી વાત ખાઈ ગયો. "આ બ્રોકર તો પાકા બ્રોકર છે. તું વાર્તાઓ વાંચે તો સમજાય. વહેપારી દુનિયાના આદમી છે. આ 'અર્ધો કલાક'ની મિયાંસા'બની વાર્તા તો બ્રોકર જ લખે. સરસ છે. પ્રામાણિક જીવન જીવનારો મિયાંસા'બ છેલ્લી ઘડીએ પણ ગાઢ સંસ્કારને બળે પ્રામાણિક રહે છે અને વાચક સહિત સૌ તેને અભિનંદન આપે છે."

મિયાંસા'બની વાર્તા કહી સંભળાવી. મને રસ હતો તેટલો રેખાને ના પડ્યો. પરીક્ષામાં છેલ્લી ઘડીએ ચોરી કરવાનું માંડી વાળે, અથવા ચોરી ન થવાથી છેવટે, પાસ થતાં, વિદ્યાર્થી ખુશ થાય એથી વિશેષ આ વાર્તામાં તેને લાગ્યું નહિ. તે ચાલી ગઈ.

* * *

મને વાર્તા કહેતાં કદાચ નહિ આવડી હોય અને વળી હું ક્યાં એક ચિત્તે કહેતો હતો? મારું મન દોડ્યા કરતું હતું. મિયાંસા'બમા દુર્વૃત્તિ બળવાન થઈ હોત તો? મિયાંસા'બને બદલે તેમની સૂચના પ્રમાણે શેઠે જ ફોનમાં ઘરાક જોડે સોદાની વાત કરી હોત તો મિયાસા'બ નબળાઈથી તો પ્રામાણિક નહોતા રહ્યા? એમનું જિગર નહોતું ચાલતું. કપટની વાત કરતાં પણ તેમને ગભરાટ, મૂંઝવણ, પરસેવો થઈ જતો હતો. તો તો વાર્તા જ ન થાત. એવી લુચ્ચાઈ તો રોજ થાય છે. એમાં ચમત્કૃતિ શી હતી? મિયાંસા'બ જીતે છે સંસ્કારને બળે, ટેવને બળે. લેખક હમેશાં સંસ્કારને જિતાડે છે?

બ્રોકરને સદ્‌વૃત્તિ અને સદાચારને માટે પક્ષપાત છે, પણ તે પક્ષપાત નીતિશિક્ષકનો નથી; કલાકારનો છે, જીવનમાં સુન્દરતા જોનારનો છે. એમાં વેવલાઈ નથી. સદ્‌વૃત્તિનો વિજય થાય ત્યારે લેખક અને વાચક બેઉ પ્રસન્ન થાય છે. પણ પ્રસન્ન કરવાને તે સાહિત્યકાર થયા નથી. પોતાને અને વાચકને ગમગીન કરવા પણ તે તૈયાર છે. સદ્‌વૃત્તિનો પરાજય અને દુર્વૃત્તિનો જય માનવજીવનમાં નથી એમ નહિ, પછી જયપરાજયના શબ્દાર્થ બદલીએ તો જુદી વાત છે.

બ્રોકરને સાચો રસ જીવનના મુક્ત ચિન્તનમાં છે, તેની આ કે તે ઘટનાઓમાં નથી. મુક્ત ચિન્તનથી પમાશે તે અદ્‌ભુત હશે. પ્રણય, વાત્સલ્ય, દાંપત્ય, મૈત્રી, વફાદારી આદિ જીવનનાં પરમ ધ્યેયોમાં તેમને શ્રદ્ધા છે. પણ તે સત્યપ્રતિષ્ઠ જોઈએ ને? એનો દંભ અને દેખાવ પણ ક્યાં ઓછો છે? એની ઓથે કુટિલતાયે ફાલેફૂલે છે. મનુષ્યના ઊંડા મનમાં શું ચાલી રહ્યું છે તેની એને ખબર નથી હોતી. એ મન એના શરીર પાસે એના નિશ્ચયથી વિપરીત કરાવે છે. એનુ એને દુઃખ થાય છે, સુખ પણ લાગે છે. આન્તર મનમાં ચાલી રહેલી વસ્તુથી વિરુદ્ધ રીતે, પરિસ્થિતિને જોરે કે જે નથી તે દેખાવા, ચગે છે, આવી આવી ચિત્તની વિષમ સ્થિતિઓ એ જ આ વાર્તાઓનુ, આમાંની ઉત્તમ વાર્તાઓનું રસ-ઉપાદાન છે. વાર્તાકારની કલા પણ પાત્રની સુરેખતા, જીવંતતા, તેના બાહ્ય વ્યાપાર, પરિસ્થિતિનું આબેહૂબ વર્ણન, તેની માનસ ઉપર થતી અસર, વાસનાભાવનાનાં ભરતીઓટ, આંતર સંઘર્ષોમાંથી ઊભી થતી કટોકટી, એ બધાંના પ્રતીતિજનક સંવિધાનમા છે. 'સુરભિ'માંથી પ્રસંગ લઈએ.

સૂર્યકાન્તે સુરભિને અમુક પરિસ્થિતિમાં ચૂમી છે સુરભિની વાસનાને તે ગમ્યું છે, એની ભાવનાને નથી ગમ્યું તે વિચાર છે

"હું યે કેટલી ખરાબ છું ? મને એ ગમ્યું જ શા માટે ?" પણ પાછો વિચાર આવ્યો

"સૂર્યકાન્ત સરસ છે હો ! કેટલો રસિક છે ! અને હિંમત પણ કેટલી ?"

"તેને દેખાયું તો નહિ હોય પણ એ પળે એનું મુખ લાલ લાલ બની ગયું "

"પતિ કેટલા ભોળા છે ! તેમને તો શક પણ નથી " થોડી વારમા એ વિચાર આવ્યો અને સુરભિ મક્કમ બની ગઈ

"હું એવું સહન કેમ કરી શકી ? હજી એમા આનદ કેમ લઈ શકું છું ? ગમે એવું હોય, મારે એ સૂર્યકાન્ત સાથે કશો સબધ નથી રાખવો "

"એ મીઠો તો હતો જ હો !"

"ગમે એ હોય મારે એવું કશું ન જ જોઈએ "

બીજી જ પળે કપાઉન્ડમા પગલાંનો અવાજ થયો

સુરભિ કોચ ઉપરથી અર્ધી ઊભી થઈ ગઈ પણ સાજ ક્ષણ પહેલાં કરેલો નિશ્ચય યાદ આવ્યો અને તે પાછી બેસી ગઈ અવાજ વધારે ને વધારે નજીક આવતો જતો હતો

સુરભિને ખાતરી થઈ ગઈ કે સૂર્યકાન્ત જ આવ્યો (આવતો તો હતો પોસ્ટમેન) મક્કમ નિર્ણયને વળગી રહી તે સોફા ઉપરથી ઊભી તો ન થઈ પણ સા બેઠા બેઠા ય તેનાથી સાડીનો પાલવ વ્યવસ્થિત થઈ ગયો, પગ આગળ સાડી બરાબર ગોઠવાઈ ગઈ

* * *

'ધૂમ્રસેર'મા પિતાએ પોતાની અવેજમા જાણે પુત્ર પાસે પરાક્રમ કરાવવુ હતું દેશને માટે નહિ, પોતે ક્રાન્તિકારીના પિતા કહેવાય તે સારુ ! સમયમાણુની આખી કથા વ્યથાજનક છે એ સમરણગર્ભ કરુણ ઘટનાને અતે તે પત્ની આગળ એકરાર કરે છે "તને મેં બાળક-વિહોણી બનાવી " જીવનદાયિની પત્ની પતિની ધાત્રી, માતા બને છે "મારે તો તમેયે બાળક જેવા જ છો ને, આ ઉમરે પણ ?" ક્રાન્તિમરી પુત્રના પિતાનું ગૌરવ ધરનારને બાળક જેમ સાચવવો પડે છે અને એ "બાળકને" એકાએક બેપાચ વર્ષ વધીને ખખડેલ તરીકે વર્ણવી લેખક ઉત્તમ ક્લાની મહોર મારે છે

"ગુનામદીન ગાડીવાળો"મા ગુજરાતી પતિપત્ની અને રાવળપિંડીના પતિપત્ની વચ્ચેનો સાસારિક રહેણીકરણીનો ભેદ ઊપસી આવે છે

"પણ એ વાત કર એમા થઈ શુ ગયુ, ગુલામદીન ? આ મારી બીબી તો ગમે તેની સાથે બોલે, હસે, હરેફરે તો પણ મને કઈ ન થાય " મેં કહ્યું

"ખરેખર !" એક પળ તો તે આશ્ચર્યમા ડૂબી ગયો

"ખરેખર," મેં કહ્યું

"એ તમારી વાત જુદી, જનાબ અમારુ તો લોહી ગરમ થઈ જાય આ પન્નમ છે, મુબઈ નથી આપણી બીબી સાથે કોઈ વાત કરે? એ પણ રસ્તા વચ્ચે? આ તો ઠીક છે કે હુ હતો, બીજો હોત તો જાન વઈ જાય!"

ગુનામદીન કૃપા બતાવી પોતાની બીબીને તલ્લાક આપે છે ઘરને માટે તેને પગમા ન બેસેલી જુત્તી જેવો ગણતો તે તેની ખૂબસૂરતી ઉપર લળી પડવામા પુરુષત્વ અનુભવે છે અને પેલો ગુજરાતી પતિ મશ્કરીમાયે પત્નીને છોડી દેવાની વાત કરી શકતો નથી ગુનામદીન ઉપરનો વાચકનો ક્રોધ સ્વમાની ગુજરાતી પત્નીના રોળથી મનકાટમા ફેરવાય છે.

"તમે? તમે તે શુ છોડતા'તા?' કહી તેણે મારી સામે એની રીતે જોયુ કે હુ તો બધુ ભૂલી એના નેનોના સરવર જ જોઈ રહ્યો"

સ્ત્રીત્વને નમવામા પુરુષત્વ છે કે ખૂબસૂરતીને સનામ ભરવામા? એ પ્રશ્નનુ ચિન્તનબીજ રોપાય છે

માનસના અજ્ઞાત પ્રદેશની ઘટનાઓમાથી ઉદ્ભવતી જીવનની વિચિત્રતાઓ શ્રી બ્રોકર બહુ કુશળતાથી આલેખે છે એના ઉત્તમ ઉદાહરણ છે ત્રણ વાર્તાઓ "ઊભી વાટે,' 'નીલીનુ ભૂત" અને "ધૂમ્રસેર" કેવળ સવિધાનની દૃષ્ટિએ સૌથી વધુ ધ્યાનપાત્ર "નીલીનુ ભૂત' છે બાહ્ય શશી અને આન્તર શશીનો—કદાચ એમ કહોને કે બાહ્ય પુરુષ અને આન્તર પુરુષનો—આપણે સાક્ષાત્કાર કરીએ છીએ નિર્મળા અને પ્રબોધ આગળ શિયાળાની જામતી રાતે નીનીને નિંદવાનુ શશી શરૂ કરે છે એનો રસ એટલો વધતો જાય છે કે નીનીના પતનમા પોતાનો પણ હિસ્સો છે, પોતાનુ પણ પતન હતુ, તે બાહ્ય શશીએ દાબી રાખ્યુ છે અને સ્મૃતિમા જેમ એ બહાર આવવા મથે છે તેમ તેમ વધારે આવેશથી નીનીને વગોવે છે બ્રોકર વર્ણનમા બહુ સાવચેત રહે છે બનાવના પુનઃકથનમા પણ કહેનાર જૂનીનવી લાગણીઓ પ્રગટ કરતો રહે છે વાતમા ચગતા શશી કહે "એના પરિચયમા આવવુ એ પણ પાપ હતુ" સ્મૃતિપટમાથી જવાબ ઊઠે છે 'એમ કે? ને તમારા પરિચયથી તો મને પુણ્ય મળ્યુ કેમ?" વાર્તાને અતે વાચક જીવનવૈચિત્ર્યના દર્શનમા લીન થાય છે નીની ગમે તેવી હશે, એને વગોવવાનો શશીને હક નહોતો પણ સમાજ આગળ બલકે પોતાની આગળ પોતાને ઉજ્જ્વલ જણાવવા બીજાને તે કાળો ચીતરે છે છતા એવાને પણ મધુર હૂફ મળી જાય છે નીલીના ભૂતથી ભયભીત શશી પત્નીને પૂછે છે "તને કશુ ન દેખાયુ? એને ખરેખર દેખાયુ હોત તો શુ થાત? પણ પત્ની સરળ ભાવે ખૂબ રહસ્યવાળુ બોલે છે "મને તે શુ દેખાય? મને તો તમે જ દેખાઓ છો તમે શુ જુઓ છો?" એનો જવાબ નથી મળતો એ જ ઠીક છે

આ કલાબિન્દુ અદ્ભુત સુદર છે સરળ અને પવિત્ર હૃદયે પાપ અને દભ ઉપર અણધાર્યો કટાક્ષ કર્યો વાચકના ક્રોધ ઉપર મધુરતાની છાયા ઢળે છે અને વિષમ સૂરોમાથી જાણે સવાદ અનુભવાય છે

બ્રોકર ઉચ્ચ લાગણીઓ અને ભાવનાઓ પ્રતિ અસારવાદીની દૃષ્ટિથી જોતા નથી નરહરજી જેવુ અસામાન્ય પાત્ર એ નિરૂપે છે વિશ્વાસથી. પણ વિષમતાઓ તરફ આખમીંચામણા પણ તેમને કરવા નથી ગામના મસ્ત જુવાનને તેમ જગતને કપૂરચદ શેઠનુ વર્તન નથી સમજવાનું ભાનુને દુનિયાની વૃત્તિ

નથી સમજાતી માતાની ચિતા સમીપ વિલાપ કરતો એ એમ સમજે છે કે "જગત આખું અર્થહીન બની જાય છે મારે માટે તો, તેમાં ક્યાં જમણ ને લગ્ન, નગ્ન ને તોરો! મા, મા, મા!" કાઘુઓના જમણુઆથી તે અત્યંત અકળાય છે "ફરી પાછી જમવાની જ વાત? એને તો એક પળ વીસરતા જ નથી આ લોકો' પણ પોતે બોળ શરૂ કરીને પણ છેવટે બરાબર તૃપ્ત થઈને, પ્રાણને અન્ન મળ્યું ત્યાં તો મૃત્યુ ઉપર જીત મેળવી દીધી છે એ પણ અર્થલક્ષી બની જાય છે, વીમા કંપનીની વાતો કરે છે, લાખ બે લાખ કમાવાની યોજના વિચારે છે, અને પગ પહેલાનો સ્મશાનવૈરાગી પાનું રોકને "મસાણિયો" કહે છે! આ છે જીવનના વક્રતા અને દૃઢ ભાનું લાગણીના આવેગમાં લોકને સમજતો નથી પોતાની લાગણીનો સર્જન અનુભાન ઇચ્છે છે એ ન મળતા દુભાય છે, પણ લોક સમજતું જ એ અગ છે એનો એને અણસારો આવતો નથી. વાચક હળવા આવાતથી આ તત્ત્વ પામી જાય છે અને નાયક પ્રત્યે કરુણા બતાવી કાકાનો સમભાવી બને છે "સુરભિ" ની વાર્તામાં વફાદારીની ભાવના વિજયી નીવડે છે પણ એ વિજયનો આપણને હર્ષ નથી આત્મરક્ષણની વૃત્તિ અને સહજ પ્રકૃતિ સુરભિને હૃદય ખોલવા દેતા નથી પતિ અને પત્ની બંને માટે આપણો ઉદ્ગાર નીકળે છે "બિચારાં! વિધિના દાસ રતો અજ્ઞાનની કૃપા તેમના મંગલને અખંડ રાખો!"

સંસારની પળોના સ્મરણગર્ભ મોતી જેવી વાર્તાઓ આ સંગ્રહની ઉત્તમ નવલિકાઓ છે જ્યાં પર વિસ્તાર પામે છે, જ્યાં લેખક ઘણું બધું, સૂચવવા કરતાં નિરૂપવા માંડે છે, જ્યાં કથનભાગ લાંબા સમયના પટ ઉપર પથરાય છે ત્યાં રચના શિથિલ રહે છે "રખડુ" અને "નવું પાનું"માં આ મુશ્કેલી છે નરહરજીનું પાત્ર પ્રતીતિજનક અને પ્રસન્ન કર એવું છે પણ તેમની કસોટીમાં લેખકની આયાસસિદ્ધિ છે પણ આપણી દૃષ્ટિ ઠરે છે "ધૂમ્રસેર," "સુરભિ," "નીતીનું ભૂત" જેવી નવલિકાઓ ઉપર તેમાં ચિરંજીવ કલાતત્ત્વ નિહાળી તે મુગ્ધ બને છે



## [ ૧૭ ]

# બિન્દી

લેખિકાઓ, ભલે ગણતર સખ્યામા, પણ વાર્તાઓ લખતી થઈ છે એ સાહિત્ય માટે શુભ ચિહ્ન છે આમ તો સાહિત્યની દુનિયામા અમુક વર્ગ પ્રવેશ કરે છે એ મહત્ત્વનુ નથી, કલામા કે દૃષ્ટિમા અપૂર્વતા આવે છે કે કેમ તે ગણવા ને સમજવા યોગ્ય છે અને એ જ હુ સૂચવુ છુ સ્ત્રી–લેખક સાહિત્ય વિષયની મર્યાદાઓ વિસ્તારી શકે અને દૃષ્ટિબિંદુની નવીનતા આપી શકે, નિષ્ઠા સાચવી શકે તો વ્યવહારના અનેક ચિત્રોમા વધુ સચ્ચાઈ, સાવધાની અને સયમ આણી શકે પુરુષ લેખક ઘણુ જે કલ્પી લે છે તેને સ્ત્રી–લેખક સ્વકીય અનુભવની ભૂમિકા ઉપર મૂકી, વિશ્વાસી વધુ પ્રતીતિજનક બનાવી શકે

શ્રીમતી લાભુબેન મહેતાના વાર્તાસગ્રહને આ દૃષ્ટિએ આવકાર ઘટે છે સ્ત્રીપુરુષના સબધમા, બાળક પ્રતિ ગતિમા, લોક સાથેના વ્યવહારમા, જગત તરફ વર્તણુમા સ્ત્રીની વિશિષ્ટતા સ્ત્રી સમજે તેટલુ પુરુષ ના સમજે તેના અસત વાસના, કોડ, ઓરિયા, મૂત્યબુદ્ધિ મૂઝવણુ, દુ ખ, યાતના વગેરે એ વધારે 'નજીકથી' પિછાની શકે છે 'બિન્દી'ની વાર્તાઓમા આ નારીસમજ દેખાશે ખાસ કરીને તેના સ્ત્રીપાત્રોની માનસિક પ્રક્રિયાઓનુ પૃથક્કરણુ આ દૃષ્ટિબિન્દુથી અવલોકના જેવુ છે સમગ્રપણે આ વાર્તાઓની સ્નિગ્ધતાનુ કારણુ આ નારીસમજમા જડશે એમા પુરુષ તરફ કઠોરતા પ્રવેશી નથી એ પણુ એનુ ધ્યાન ખેંચે તેવુ તત્ત્વ છે 'સસારસુધારક' લેખિકાઓમા સમાજના નિયતા પુરુષ તરફ દ્વેષભાવ છતો થઈ જાય છે

'બિન્દી'નુ બીજુ સાધારણુ લક્ષણુ–એને પણુ આકર્ષક લક્ષણુ ગણુ છુ–વાર્તાની સીધી, અકૃત્રિમ કથનશૈલી છે બહુધા એ આસમાની વાતાવરણુ ને રગભર્યા બનાવો ટાળે છે આપણા પરિચયની દુનિયા જ એમની વાર્તાઓનુ ક્ષેત્ર છે, આપણા પરિચયની દુનિયાના જ એમની વાર્તાઓના પ્રશ્નો છે, આપણા પરિચયની દુનિયામા સભવે એવા એના ઉકેલ વા પરાકાષ્ઠા છે લાભુબેનની વાર્તાઓમા ચોટ છે તે માનસિક ને સામાજિક પરિસ્થિતિના તથા તેમાથી ઊપજતા સઘર્ષોના અનાડબર, એકાગ્ર આલેખનમા છે તેમા ભાષાની રોનક કે નકશી નથી, પણ પ્રસન્ન કરતી નિર્મળતા ને ચારુતા છે આયોજનમા વૈચિત્ર્ય નથી, પણુ વાર્તાના વળાંકની વા અવમર્શની સ્પષ્ટતા અને અતની અનિવાર્યતા અનુભવાય છે, અને લગભગ દરેકમા હૈયુ ભાવાર્દ્ર થાય છે

વાર્તાઓમા 'વૈજયતી'નુ વાતાવરણુ આસમાની છે અને તેની ઘટનાઓમા સમરસ થતા કલ્પનાને કઈક આયાસ પડે છે 'વિષ્ણુપ્રિયા' અને 'ફૂલ વીણી લીધા'મા ઘટનાઓ અવનવી નથી, પણુ તેનો સ્થળપ્રદેશ ગુજરાતનો નથી 'ફૂલ વીણી લીધા'મા તો મર્મભૂમિ સ્પષ્ટપણે કાશ્મીર છે ઘણીખરી વાર્તાઓમા સ્પષ્ટ નિર્દેશ ન હોય છતા કૌટુમ્બિક સામાજિક અને ભૌગોલિક પરિસ્થિતિ મુબઈ જેવા શહેરની કે ગુજરાતની છે ઘણીખરી વાર્તાઓ મધ્યમ વર્ગના પૈસાપાત્ર અને ગરીબ વર્ગના જીવનને સ્પર્શે છે, માત્ર 'રાજુ' અને 'ફૂલ વીણી લીધા'મા સમાજના ત્રીજા પણુ માનવતા–અકિત વર્ગમાથી વસ્તુ લેવાયુ છે તાત્પર્યની દૃષ્ટિએ વાર્તાઓ બહુધા કરુણગર્ભ છે એક–બે સ્પષ્ટપણે સુખાન્ત

વા દુઃખાન્ત છે, પણ સર્જન મનુષ્યની હીણપત કરતા ઉદાત્તતા ઉપસાવવાનો લેખકનો આશય છે અને ઉદાત્તતા, વીરત્વ કે ત્યાગવૃત્તિના દર્શનથી કરુણનો ક્લેશ પણ ઓગળી જાય છે "માતાનુ ગૌરવ' અને 'અનવરચાચા'મા પાપ અને દુષ્ટતા સામે પ્રેમ કે પશ્ચાત્તાપ અને ન્યાયબુદ્ધિ કે માનવતા બરાબર તોળાય છે અને આધ્યાત્મિક રીતે તો વિજયી નીવડે છે જ્યા અત સુખદ છે, જેમકે 'બિન્દી'મા, 'કલ્યાણી'મા ત્યા પણ જીવને કશો વમળનો કે ક્ષોભ રહે છે, જ્યા પરિણામ દુઃખદ છે, દા ત 'દીકરો ખોયો' કે 'અનવરચાચા'મા ત્યા પણ પાનો વાતાવરણ કે પરિસ્થિતિના માત્ર કરણ થઈ પ્રવર્તતા હોય છે આમ વાર્તાઓને અતે જે ભાન સ્ફુરે છે તેમા સસાર અને નિયતિનું વૈચિત્ર્ય અનુભવાય છે અને તેમા વાર્તાકારની કલાનો વિજય છે ત્રણ વાર્તાઓ– 'બિન્દી,' 'કલ્યાણી' 'બે આખનું સ્મરણ'–આત્મકથનરૂપે છે તેમા વળી 'કલ્યાણી' પત્રના રૂપમા છે પત્રનુ નિબન્ધન નવલિકાને માટે બહુ કઠિન છે અને અહીં લાભુબેન બહુ સફળ થયા નથી, જો કે માનસિક પ્રક્રિયાનુ આલેખન જે આ સર્વ વાર્તાઓની વિશિષ્ટતા તેમ જ આકર્ષકતાની ચાવી છે, તે અહીં પણ નોધપાત્ર છે જ સામાન્ય રીતે વાર્તાની આયોજનરીતિ આપણા પ્રમુખ વાર્તાકારોને અનુસરતી છે મન પરોવાઈ જાય એવી માડણી, ખપપૂરતી વર્ણન અને સંવાદની યોજના અને ચિત્તવૃત્તિનુ ચોક્કસ નિરૂપણ એ સર્વથી વાચક એકાગ્ર થઈ વાર્તાના અત તરફ તણાય છે

પ્રીતિના જુદા જુદા સ્વરૂપો, તેના સઘર્ષો અને પ્રશ્નો આ વાર્તાના વિષયો છે પ્રેમનુ સ્વાભાવિક સ્ફુરણ ને તેની માગણીઓ સામે કુટુબની ટેક, જરૂરિયાતો કે આસક્તિઓ વા સમાજની રૂઢિઓ અથવા પોતાની જ બીજી વાસનાઓ વા ભાવનાઓ અથડાઈ પડે છે એ પ્રેમના સ્ફુરણમા નાનો યા મોટો બનાવ નિમિત્ત બની જાય છે 'પ્રેમની વિદાય'મા સુનદા જે પ્રશ્ન પૂછે છે તે ઘણીખરી વાર્તાઓનો પ્રશ્ન છે

'પણ તને નથી લાગતુ કે લગ્નજીવનનુ શ્રેષ્ઠ સુખ સ્વાતંત્ર્યમા છે અને આપણી આજુબાજુ એવુ વાતાવરણ પણ હોવુ જોઈએ ?'

કેટલીક વાર્તાઓમાં નાયક કે નાયિકા સ્વાતંત્ર્ય શોધી લે છે અથવા વધારે ઊચા પરિતોષ ખાતર તેને જતું કરે છે એ નિર્ણયમા કોઈ સંસ્કાર કે નિમિત્ત હોય છે, જે વાર્તાકાર કસબથી છતુ કરે છે પ્રેમ એ વિશાળતા હોઈ શકે એમ સકોચ પણ હોઈ શકે, તેની કિંમત ઉદારતા હોય તેમ હીનતા પણ હોય મધુ–નીમુ અને મોટા ભાઈ ખાતર 'પ્રેમની વિદાય'મા વિનોદ સુનદાનો ત્યાગ કરે છે આમા આપણે સુનંદાનો દોષ જોઈ શકતા નથી, પણ વિનોદની પ્રશસા કર્યા વિના પણ રહેતા નથી એ ભાવિ લગ્ન જીવનનો કોયડો બરાબર સમજી ગયો છે 'મને ખાતરી થઈ ગઈ છે કે તુ મોટાભાઈ ને મધુ–નીમુને સાખી શકશે નહિ અને હુ એમને કોઈ કાળે તજી શકીશ નહિ એ પ્રેમ નિરાશો છે પણ છે જ અને અનહદ છે તારા ને મારા જીવનમાર્ગો ને જીવનમૂલ્યો જુદા જ છે' 'બે ભાઈ'મા મોટા ભાઈ નાના ભાઈ ખાતર પોતાની લગ્નની ઝખનાને દબાવી દે છે 'પ્રેમની વિદાય'માં નાનો ભાઈ મોટા ભાઈ ખાતર પરણતો નથી અને વિધુર બાપની પેઠે ગુણવંતની સભાળ રાખતો સતોષ અનુભવે છે!' 'શાસ્ત્રીજી'મા ડૉ વીરેન્દ્ર ઉદાત્તતા ટકાવી શકતો નથી અને પિતા અને પત્નીના મલિન ભાવોમા ઘસડાય છે 'દીકરો ખોયો'મા વાત્સલ્યનો અતિરેક રોગ નીવડે છે, તો 'ફૂલ વીણી લીધા'મા સ્વાભાવિક પ્રણય દુન્યવી આકર્ષણો ઉપર વિજય મેળવે છે આમ સર્વ વાર્તાઓમા પ્રણય વિવિધ રૂપે સ્ફુરતો દેખાય છે અને નવલિકાકારનુ કાંઈ એવુ દર્શન લાગે છે કે એકદરે શુદ્ધ કામવાસના સતોષાય, તેને સ્વાભાવિક

માર્ગ મળે, એમાં જ વ્યક્તિનું, કુટુંબનું અને સમાજનું સ્વાસ્થ્ય છે. અપવાદરૂપ પુરુષ કે સ્ત્રી સંસ્કારથી કે સ્વનિર્ણયથી તપનો, બ્રહ્મચર્ય કે સંન્યાસનો માર્ગ ગ્રહણ કરે એ જુદી વાત છે. વાર્તાકાર બરાબર સમજે છે કે જે પ્રથા અને આચાર સમાજની એકંદર સ્વસ્થતા માટે અનિવાર્ય છે તે કુટુંબ કે વ્યક્તિના સંદર્ભમાં મૂંઝવણ, મુશીબત કે દુઃખ પ્રેરનાર પણ નીવડે. કલાકારના નિરૂપણના તાટસ્થ્યની, એની પ્રજ્ઞાની એમાં જ કસોટી છે અને એમાં જ વાચકને રસમય ચિંતનની સામગ્રી મળે છે.

'બિંદી'નાં સંસારચિત્રોનાં પાત્રો વ્યક્તિઓ કરતાં નમૂનારૂપ વિશેષ છે. એમની ભાષા કે બોલચાલની લઢણથી વા પરિસ્થિતિનાં વર્ણનથી તેઓ અમુક કક્ષાનાં કે પ્રદેશનાં લાગે, પરંતુ એકંદરે વ્યાકૃત વ્યક્તિતાનું દર્શન ઓછું થાય છે, એ દિશામાં લેખિકાને પ્રગતિનો ઘણો અવકાશ હોય એમ મને લાગે છે. 'બિન્દી'ની કમળા, કલ્યાણી, મણિલાલ શેઠની વહુ અને સાવિત્રી આદિમાં વ્યક્તિતાનો ઝાઝો ફેર નથી, પરિસ્થિતિનો થોડો થોડો ફેર છે. એ રીતે વાર્તામાંના યુવકો અને વૃદ્ધ પુરુષોમાં પણ વ્યક્તિતાનો બહુ ફેર નથી. એમ છતાં, એકંદરે શાસ્ત્રીજી, સુપ્રિયા, વિષ્ણુપ્રિયા, રાજુ અને સોંદરી વ્યક્તિચિત્રણની દૃષ્ટિએ ઠીક તરી આવે છે.

પ્રસ્તુત વાર્તાઓનો સંસાર અવનવો નથી; પાત્રોનાં કાર્યોમાં અદ્ભુતતા નથી; તેમનાં ચિત્તતંત્રમાંનું કોઈ અપૂર્વ ઊંડાણ વ્યક્ત થયું નથી; તથાપિ આગળ કહ્યું તેમ, દરેક વાર્તા ભાવાર્દ્ર કરે તેમ છે. તેમાં હૃદયની સીધીસાદી વાતનો રસ છે; તેના આઘાત પ્રત્યાઘાત અને તે જે કરી–કરાવી બેસે છે તેમાં રસ છે. વિવિધ પરિસ્થિતિમાં તેનાં બલાબલનાં દર્શનમાં રસ છે. આરંભ અને અંત વચ્ચે જે તફાવત કે વિરોધ છે તેને નિષ્પન્ન કરતી, સ્પષ્ટ કરતી સમગ્ર માનસિક પ્રક્રિયામાં રસ છે. ઉમંગના કેટલા ગુલાબી વાતાવરણમાં 'બિન્દી'માં કમળાનો વિવાહ થાય છે. કોઈને ય ખબર નથી કે દીકરીને તેઓ કૂપમાં નાખે છે. આટલા ઉમળકા ને આડંબરથી કૂવામાં દીકરી કોઈ નાખતું હશે? પણ આપણા સંસારની વિષમતા તેમ કરાવે છે અને ક્ષયરોગી, સંવેદનશીલ વર પણ કુળની આબરૂ ઢાંકવા હાથપગ જોડી બેસી રહે છે. એ વર મરે છે પણ રૂપ અને યૌવન તેનું કાર્ય કરતાં અચકતાં નથી અને એ જ કમળા આપ સંતોષ સામે જઈને વરના મિત્રના પગમાં પ્રિયતમા બની આળોટી પડે છે. પ્રણયનો સંસ્કાર તેનું કાર્ય મોટી ઉંમરે પણ કલ્યાણીમાં કરે છે અને સેવાભાવી, તપસ્વી 'દાદા'ના જીવનસમરતના પરિશ્રમનો પરિપાક નિષ્ફળ જાય છે. ધનશંકર શાસ્ત્રી અને તેમનાં પત્ની માનકુંવરનો દીકરો નહોતો, અચાનક ડૉ. વીરેન્દ્ર દીકરા જેવો મળ્યો અને તેમને પોષતો થયો, પણ અંતે પિતા અને પત્નીએ એ લૂંટી લીધો. પોષણ સાથે શાસ્ત્રીની કીર્તિ પણ ગઈ અને દીકરો પાછો મળ્યો ત્યારે તો ઘણું મોડું થઈ ગયું હતું.

એક પેઢી અને બીજી પેઢીના અંતરાલમાં મુસ્લિમ લીગની પ્રવૃત્તિએ હિંદુમુસ્લિમ વચ્ચે કેવી વિષમય ફાચર મારી હતી તેનું 'અનવરચાચા' દૃષ્ટાંત છે. ભાઈ જેવા ગણેલા હિંદુ પડોશીને તથા તેના દીકરાઓને પોતાનો જ દીકરો પાકિસ્તાની ઘેલછામાં મારી નાખે છે. અને મુસ્લિમ માબાપને નશીબે તેના બાકીના કુટુંબને સાચવવાનું જ આશ્વાસન રહે છે 'મારું ઘર ગમશે ને?' એમ કહીને પોંખેલી વિષ્ણુપ્રિયાને અગાશીમાંથી ધક્કો મારી પતિ હરિનાથ જ મારી નાખે છે. દીકરી શાન્તિ ખાતર લગ્નના વિચારને ટાળતી, સાવિત્રી, પતન થતાં તેને જ ખાતર, તેના સંસ્કાર ખાતર, પતિનાં પરાક્રમનું સ્મરણ કરી આપઘાત કરે છે.

એ ઘટનાઓ પાછળ માનસપ્રક્રિયાનો બરાબર આલેખ દેખાય છે. એ આલેખમાં જ આ નવલિકાકારની વિશિષ્ટ સફળતા છે. 'ફૂલ વીણી લીધાં'માં સુલાનાને દેશ અને સોંદરી સાંભરે છે. ચાંદની

બાપુનાં સાંઅ અને મેમસાંબ જોઈ એનું મગજ તપી જાય છે અને એ નિર્ણય કરી લે છે : 'ધૂળમાં જાય એ ભણતર અને સાહ્યબી, મારે તો કાંઈ નથી જોઈતું. મારે મારો મુલક, મારી ધરતી મા અને મારી સોંદરી સારાં.' રાજુમાં વાસના કેવી ધીમી ધીમી જાગવે છે. તેના ભગત તો દાઢીવાળા વૃદ્ધ નહોતા, જુવાનજોધ નીકળ્યા. 'આ તો કાંઈક જુદું જ છે' એવો વિચારમણકો લઈ આશ્રમમાં રહેતી રાજુ પ્રેમભાવથી ભગતને પોતાનો પ્રભુ કરી લે છે, પછી ભલે ભગતમાં કામવાસના હોય. 'બહેનનો ભાઈ'માં આખી ચૈતસિક ક્રિયા બહુ આહ્લાદક છે. દીકરી જ માના મનમાં બીજ મૂકી દે છે : 'બા, મારે કેમ એકે ય ભાઈ નથી? બધાને ભાઈ છે ને મારે જ કેમ નથી?' રાતે ગોપાળકાકા આવ્યાની 'મને બધી ખબર છે હોં'થી દાઝી ગઈ, એની જઈ, સાવિત્રી દેહમાં આગ મૂકે છે અને તેમાં યે પતિ કેશવરામની છબી અને તેના આત્મબલિદાનનું સ્મરણ નિર્ણાયક બને છે. સતી કે સાધ્વી ન હોવા છતાં મણિલાલ શેઠનાં વિધવા શેઠાણી ચાર દીવાલો વચ્ચે મર્યાદાશીલ અને લજ્જાવતી સ્ત્રીનું જીવન ગાળે છે તેનો રહસ્યસ્ફોટ તેઓ જ કરે છે. એમના લાંબા એકરારમાં પતિની પોતા માટેની લઘુતાનો ઇતિહાસ છે, અને એ ઇતિહાસને સદૈવ તાજો રાખનાર મરતી વખતની એમની ઊંડી બખોલોમાંથી પણ શેઠાણીની ચોકી કરતી આંખો છે. અહીં મરણપર્યંત અને પરજીવનમાં પણ પતિત્વનાપણાનો કોલ ન મળે ત્યાં સુધી એ આંખો મૃત્યુમાં લય નથી પામવાની એવી બિહામણી વાત એ વાર્તામાં છે. વાર્તાની નાયિકા કહે છે : 'આજ આટલાં વરસે પણ એ આંખો મારાથી જુવાતી નથી. કાંઈ કામ કરતાં, કાંઈ આનંદ ભોગવતાં કે ઘરની બહાર નીકળતાં એ આંખો પ્રત્યેની વફાદારી, અનુકંપા ને આછો ડર મને હજી પણ સતાવે છે.' પુરુષની સ્ત્રીવાસનાની આ કેવી પામરતા, વિકૃતિ ને ક્રૂરતા છે! અને એ કાંઈ કલાકારની માયાછાયા નથી. સંસારનો ઇતિહાસ એ કાળાશથી ભરેલો છે. સંસ્કારિતાની ઘણી મજલ મનુષ્યે હજી કાપવાની છે.

'બિંદી'માંની ચિત્તની ચિકિત્સા બહુ પ્રશંસનીય છે. એ વાર્તાને સંગ્રહમાં પ્રથમ મૂકી છે અને સંગ્રહને નામ પણ તેનું મળ્યું છે તે સુયોગ્ય છે. વાર્તાની ધરતી બહુ સ્વાભાવિક છે. તેનો ઉપાડ પણ ચિત્રાત્મક ને પકડવાળો છે. સતી સાવિત્રીનું સ્મરણ કે ભગવાનની પ્રાર્થનાઓ કમળાના પતિને મૃત્યુમાંથી ઉગારી શકતાં નથી; અને યૌવનના ઉચ્ચાટમાંથી કમળા ઊગરી શકતી નથી. મનના ઓરિયા અને વિધવાધર્મ એ બંનેનું યુદ્ધ શરૂ થઈ ગયું. નાની નણંદના પ્રશ્નોએ વાસનાને સળકાવી અને એક દિવસે તો તેણે કમળાના લલાટમાં બિંદી કરી જ દીધી. બસ, ભાવિ બંધાઈ ગયું. આ પ્રસંગમાંથી સુંદરતાનું આત્મભાન પ્રગટ્યું તે છોડ્યું છૂટ્યું નહિ અને મહેન્દ્રભાઈ સાથે લગ્ન કરીને જ અટક્યું. કમળાના મનની આ મુસાફરીનું વર્ણન યથાર્થ અને મનોરમ છે.

આમ, પરિચય કરવો ગમે એવી વિવિધ સૃષ્ટિ શ્રીમતી લાભુબેને આ સંગ્રહમાં આપી છે. સ્ત્રીસહજ ગૌરવ જાળવીને, એકસરખી શિષ્ટ ભાષામાં જીવનના મંગલ તેમ જ મલિન અંશોને તેમણે નિરૂપ્યા છે; અને મલિન અંશો દ્વારા પણ ઉદાત્તતાને પુરસ્કારી છે. એ બધામાં રસ પડે છે તેમ સંસારગતિનું ચિંતન કરીએ એવો સંજોગ પણ થાય છે. 'બિંદી', 'રાજુ', 'બે આંખનું સ્મરણ', 'માતાનું ગૌરવ' અને 'બહેનનો ભાઈ' આદિ વાર્તાઓની રચના સહેજે ભુલાય તેમ નથી; અને કલાકારની ઊંડી સમજણ અને તટસ્થતાની મુદ્રા સર્વત્ર અનુભવાય છે.*

★



* શ્રી લાભુબહેન મહેતાના વાર્તાસંગ્રહનો પ્રવેશક.

## [૧૮]
# નવીન કવિતા

કાવ્યપ્રવાહ અને કાવ્યસ્વરૂપની સમજમા જુદી જુદી રીતે બબ્બે મુખ નજરે પડે છે: સવિધાનની પરંપરા સ્વીકારે છે, ફેરવે છે, ભાષા અને સઘટના આગલી પેઢીની અપનાવે છે, બદલે છે, પ્રનાલપતિત વિચારોનો પુરસ્કાર કરે છે, તપાસે છે વા વિરોધે છે, ઐતિહાસિક ઘટનાઓના એના પ્રતિભાવોમા જનસામાન્યનું અનુસરણ કે ટીકા હોય છે એટલે કવિની વૈયક્તિક વિશિષ્ટતા જોવા સમજવા સાહિત્યિક અને સામાજિક સદર્ભ જોવો પડે છે બાકી કાવ્યના અસ્તિત્વને ન્યાય્ય ઠેરવતું તત્ત્વ તેમા પ્રવેશતુ વૈયક્તિક વૈશિષ્ટ્ય છે

પાછના દસ વર્ષમા શુ શુ બનેલું દેખાય છે? ભારત સ્વતત્ર થયુ દેશના ભાગલા પડ્યા, કાશ્મીરનો પ્રશ્ન ઉદ્ભવ્યો, સરહદો પર ભીષણ સહાર થયો અને શરણ શોધતા નરનારીઓની યાતનાનો પાર રહ્યો નહિ ભારતની રાષ્ટ્રીય સરકારે એ મહાપ્રશ્નનો સફળ મુકાબલો કર્યો ગાધીજીનુ ખૂન થયુ, 'દેશી રાજ્યો' ભારતમા પૂર્ણપણે ભળી ગયા, દેશનુ રાજકીય અને સાસ્કારિક મૈત્રીનું ક્ષેત્ર ખૂબ વ્યાપક બન્યુ વિધાયક તટસ્થ પચશીલની નીતિ અસરકારક જણાવા લાગી માત્ર પોર્ટુગલ, પાકિસ્તાન અને દક્ષિણ આફ્રિકા સાથેના સબધો બગડેલા રહ્યા કે વધુ બગડ્યા દેશની અદર પ્રજાશાસન વિકસવા માડ્યુ પ્રથમ પચવર્ષી યોજના પૂરી થઈ આર્થિક અને સામાજિક અસમાનતાઓ ઓછી થવા માડી પ્રજામા ધર્મવિષયક સામજસ્ય કે સરખી ઉપેક્ષા વધી મધ્યમ વર્ગની સ્થિતિ કથળી એટલુ જ નહિ તે જે મૂલ્યોનો પ્રતિનિધિ હતો તે મૂલ્યોનો હ્રાસ થયો પ્રાન્તિય અભિમાન, જે સ્વતત્રતાની લડતમા નિરકુશ પોષાયુ હતુ તે, રાજ્યપુનર્રચનાના પ્રશ્નમા રાવણરૂપ ધારી રહ્યુ ગૌતમ બુદ્ધના એશિયાવ્યાપી સ્મરણે ગાધીજીના કાર્યની અને એમની જીવનપદ્ધતિની યાદ તાજી કરી વિનોબાની ભૂદાનપ્રવૃત્તિએ પ્રજાના કેટલાક વર્ગની વ્યર્થતાબુદ્ધિ ઓછી કરી ને ચુસ્ત ગાધીવાદીઓને દેશવ્યાપી પ્રવૃત્તિઓનો માર્ગ કરી આપ્યો

બૌદ્ધિક બળોને પોષનાર તથા નાથનાર વ્યવસ્થાઓ પણ દેશમા વધી છે રેડિયોનુ કાર્ય, વિવિધતા, વિપુલતા અને વિસ્તારમા ઘણુ વધ્યુ એનો લાભ મધ્યમ શક્તિના સર્જક અને કલાકારને પણ મળે છે સાહિત્ય અકાદમીએ દેશની સર્વ ભાષાઓનુ સાહિત્યમદિર સ્થાપ્યુ ખુદ ગુજરાતમા ત્રણ યુનિવર્સિટીઓ થઈ અને પ્રાથમિક શાળાઓ, માધ્યમિક શાળાઓ અને કૉલેજોની સખ્યા એકદમ વધી ગઈ વિવિધલક્ષી શાળાઓ ઉદ્ભવી અને પ્રાથમિક શિક્ષણ ખૂણે ખૂણે પહોચવા માડ્યુ

આમ છતા, ૧૯૨૦–'૩૦મા જે બળો એકત્રિત થયા હતા, સ્વતત્રતાના યજ્ઞે પુરુષાર્થની વેગવતી જે પ્રેરણા આપી હતી અને મહામાનવ ગાધીએ જે માનવતા ઠેરઠેર સકોરી હતી તેણે જે ઉદાર કવિતાસપત્તિ આપી છે તેવી ઉદાર કવિતાસપત્તિ આ દશકાની નથી આજે નવ ઉમાશકર કે સુન્દરમ્ નથી ઊલટુ એ બે કવિઓએ પણ કશીક મર્યાદાઓ જાણીબૂઝીને સ્વીકારી હોય એમ લાગે છે વાસ્તવપકડ સુન્દરમ્‌ની વિશિષ્ટ શક્તિ હતી જીવનની વિવિધતા એમની કવિતાની લીલાભૂમિ હતી તે હવે ભક્તિકવિતામા ને શ્રી અરવિંદની ફિલસૂફીના અનુશીલનમા, ઘણી વખત કવિતારૂપી અનુશીલનમા,

સંકોચાઈ છે: "સલામ ધરતી–ઉરેની મુજ હેલ્લી હે મંજિલ!"* ઉમાશંકરે સાક્ષરત્વનો જીવનવિવેચકનો ભાર વધુ ને વધુ સ્વીકાર્યો લાગે છે, કવિતારચનાની કેટલીક નવીન તરકીબો તેમણે અજમાવી છે અને એવી અજમાયશને એમણે પ્રતિષ્ટાની છાપ આપી છે. તેમનાં સમાધાન અને માનવશ્રદ્ધા છેક ગયાં નથી પણ હવે તારુણ્યનો ઉલ્લાસ નથી અને હૃદય પણ શંકાથી વીંધાયું છે. હમણાં જપાનમાં તેમણે ઉચ્ચાર્યું: "In the absence of any such faith, all that remains for the present day man is to grope and hope for the best." (શ્રદ્ધા કે ધાર્મિક શ્રદ્ધાના અભાવની સ્થિતિમાં આજના માનવે અંધારામાં ફાંફાં મારવાં અને પ્રકાશની આશા રાખવી.) એમના જ એક કાવ્યમાં એ કહે છે:

"માની લીધેલી એકતા વ્યક્તિત્વની
શતખંડ ત્રુટિત મેં નજરોનજર દેખી લીધી છે.

* * *

દિનરાત રાતદિન ખિન્ન છું:
એક – કેન્દ્ર થવા મથી રહેલ કિલન્ન છું:
ધબકધબકમાં ભિડી રહેલ છિન્નભિન્ન છું."

રચનાતરીકામાં અને કવિતામત્ત્વમાં, બંનેમાં, આ પંક્તિઓ પ્રતિનિધિરૂપ છે. એમની પહેલાં કોઈ કોઈ કવિઓએ વર્તમાન માનસની છિન્નભિન્ન અવસ્થા દર્શાવી છે:—

"અહો મનુષ્ય કેટકેટલા – પદે પદે જણાય ચાલમાં સ્ખલન
ન હોય સ્વપ્નમાં શું એમનું હલનચલન?" (નિરંજન ભગત)
"આસ્ફાલ્ટને મારગ અશ્વડાબલા...
અરે કુરુક્ષેત્રની સૌ ભૂતાવળ!"
(રાજેન્દ્ર શાહ)

પ્રિયકાન્ત મણિયારે ગદ્યપદ્ય શૈલીમાં "કાળ" ઉપર આકર્ષક કાવ્ય લખ્યું છે શ્રી. શ્રીધરાણીના 'મીણબત્તી'માં પ્રાસીલા ગદ્યથી સફળ અન્ત આવે છે. આવી કાવ્યનટના છેક ૧૯૪૪માં શ્રી. ચીમનલાલ વ્યાસે "સામસામી બે નીસરણી" નામના કાવ્યમાં યોજી હતી.× આ શૈલી અપદ્યાગદ્યની જેમ કોઈ કોઈ કવિઓ માટે, વક્તવ્ય અનુકૂળ હોય તો, સફળ નીવડે. એનો સંપ્રદાય અત્યંત સસ્તી રચનાઓ અને વરવી વિકૃતિઓમાં પરિણમશે. એ પદ્ધતિ ચૈનસિક યથાર્થદર્શન સૂચવે છે. કળાનો એક પ્રકારનો એ ચૈનસિક વાસ્તવવાદ છે જે સૌંદર્ય અને સત્યની ગંગોત્રીએ પહોંચવા પ્રયત્ન કરે છે. યથાર્થ તેમ જ ગૂઢને પહોંચવાનો એ દુવિડી માર્ગ છે. અપક્વ હાથમાં એ માત્ર ચાતુરીનું રમકડું બને છે.

* "વિરોધાયો: "ઘરે આવું છું હું. નવ કદિ રહ્યો દૂર ઘરથી" (ઉમાશંકર)

× "પુસ્તકાલયમાં અમારા
સામસામી બે નીસરણી
શ્રેયની કઈ? પ્રેયની કઈ?
સરખાં પગથિયાં.
ને ચડો સાથે ઉભય
ઉપર મળો બે સામસામા."

હતાર્થતા અને નિરાશાવાદની સાથેસાથ વક્રદર્શી અસારવાદ ડોકાય છે. સર્વત્ર ધ્યેય વિનાની ધમાલ અને જીવ વિનાનો પ્રપંચ જોઈ ઉમાશંકરને મુર્દાની વાસ આવે છે. નવી દિલ્હી પર કિંવા આ સ્વાતંત્ર્ય વર્ષો પર શ્રીધરાણી કટાક્ષ કરે છે :—

"સર્વવ્યાપ્ત સરકાર વિરાજે, કવિને કરતી ભાટ
જંગલ છોડી દિલ્હીકાંઠે યોગી માંડે હાટ."

નવા ભાવ ને નવી ટીકા રજૂ કરવા કવિ ભાષામાં, લયમાં અને પ્રતિરૂપોમાં ફેરફાર કરે છે. ક્વચિત્ મણિયાર જેવામાં કવિતા પ્રતીકરાગી બને છે. પરંતુ વસ્તુદર્શનથી વિચારનું થતું સ્વયંભૂ સ્ફુરણ અને વિચાર માટે વસ્તુની શોધ એમાં કવિતાનું તત્ત્વ જ બદલાઈ જાય છે કે જતું રહે છે. એવો પ્રતીકવાદ દલપતરામનાં બોધક કાવ્યો કરતાં આગળ લઈ જતો નથી એ પણ બોધવ્યક્તિને માટે દ્રવિડી પ્રાણાયામ છે. નવીન અંગ્રેજી અમેરિકી કવિતા તથા ઇલિયટ જેવાનું વિવેચન તેમ જ નવીન હિન્દી કવિતાની મને આ માઠી અસર જણાય છે. હિન્દીમાં પ્રયોગવાદી કવિતા તરીકે પુરસ્કાર પામેલી આ અલ્પશ્વાસી તણખલા જેવી ગબલઢણ આપણા કવિઓએ બહેલાવવા જેવી નથી. અંતે તો એમાથી કલાનો વિપર્યાસ જ થશે, અને વચગાળામાં દૃઢ બંધની, સુરેખ સ્વરૂપની લાંબીટૂંકી કૃતિઓ લખાતી અટકશે. અત્યંત ટૂંકી ને ગદ્યસંકીર્ણ રચનાઓનો પ્રેમ વધ્યો છે તે સાથે સૉનેટનો પ્રેમ ઓછો થયો છે તે સૂચક છે આમ છતાં નવીનો—રાજેન્દ્ર, જયન્ત, ઉશનસ્ રમ્ય સૉનેટો લખે છે તે કવિતામાં વિચારસમૃદ્ધિને અવકાશ છે તેનું સૂચક છે, અને ઉશનસે તો "નેપથ્યે" મા વૃત્તાત્મક ખંડકાવ્યો કાંઈક "પ્રાચીના" ને અનુસરતાં આપ્યાં છે. આવાં પ્રમાણમા લાંબાં કાવ્યોમાં રામનારાયણનું "તુકારામનું સ્વર્ગારોહણ" અને નરસિંહભાઈ પટેલનું "સુવા મંગલ" વિશેષ નોંધપાત્ર છે.

લઘુ કૃતિમાં જરા ચાપલ્ય દાખવવા ઉપરાંત વ્યવસ્થિત બંધ માટે ધીરજ નથી અને ગઝલમાં છૂટી છૂટી ચાતુર્યમુક્ત શેરો હોય છે પણ તેનો બંધ પ્રયત્ન અને કાળજી માગી લે છે. ગુજરાતી ગઝલ પણ લોકપ્રિય રહી છે અને એનુ સ્વરૂપ સુઘડ્યું છે. એમાં ભાષાભક્તિ અને શુદ્ધ કવિત્વ પણ વિશેષ પ્રવેશ્યાં છે. શયદા અને બેફામના અનુગામીઓમા શ્રી. રતિલાલ 'અનિલ' અને શ્રી. ગની દહીંવાળા વગેરે છે. ગની ગાય છે :

"હૃદયના ભાવ પાંખે કલ્પનાની લઈને આવ્યો છું;
સિતારાઓ, સુણો કથની ધરાની લઈને આવ્યો છું.

*

ઊઠીને જેમ સાગર નીર વર્ષા થઈને વરસે છે,
જીવને ખારુ, છતાં દૃષ્ટિ કળાની લઈને આવ્યો છું"

(ગાતાં ઝરણાં)

'અનિલ' કહે છે :

"હું ના તો ગતાગમ જગની ના, તો મારી ગતાગમ રાખું છું."

*

"શમાએ પ્રેમમાં કેવળ પતંગોને નથી બાળ્યા,
પતંગો બાળવા સાથે જ નિજની જાત બાળી છે."

અમૃત ઘાયલ કહે છે :

"દિવસોની રોશની છે, રાતોની ચાંદની છે,
શું યાદ કોઈની છે? એક જ્યોત છે હૃદયમાં."
(શૂળ અને શમણાં)

સ્વાતંત્ર્ય કે સુખના સાચા ઉલ્લાસમાંથી આજની ગેય કવિતા પ્રગટી નથી. એક તો સમારંભો અને રેડિયોએ તેને પ્રોત્સાહન આપ્યું છે. વિકૃત લોકરુચિને સરળતાથી આનંદ આપી શકે એવી કવિતા ગાણાની જ લાગે છે. આપણા દેશમાં તેને કૃષ્ણને નામે ભક્તિનું રૂપ પણ આપી શકાય છે. કૃષ્ણલીલાના ગાનના પ્રજાકીય સંસ્કાર સાથે આવી કવિતાનું અનુસંધાન થઈ શકે છે. પણ તે ઉપરાંત, ફાગણિયો અને શ્રાવણિયો ને રાધા ગોરી ને દિલની ચોરીની ગરબીઓ નિષ્પ્રયોજન, રેઢિયાળ, ભારરૂપ જિંદગીનો રસ બને તેટલો ચૂસી લેવાની વૃત્તિમાંથી જન્મી છે. ઉમાશંકર, સુંદરમ્, બેટાઈ ઉપરાંત રમણીય અને વિવિધ ઢાળોમા ગીતો આપનાર નવીન કવિઓ રાજેન્દ્ર શાહ, રતિલાલ છાયા, પિનાકિન્ ઠાકોર આદિ છે. નવીનોએ બંગાળી મારવાડી ફિલ્મી લયોનું મિશ્રણ કર્યું છે.

"કેવડિયાનો કાંટો અમને વનવગડામાં વાગ્યો રે;
મૂઈ રે એની મ્હેક, કલેજે દવ ઝાઝેરો લાગ્યો રે."
(રાજેન્દ્ર શાહ)

"ફૂલ હોય ત્યાં ભમરો ભૂરો વણબોલાવ્યો આવે રે
અંગલંગને કામણ એનું હરદમ હૈયું ગાવે રે."
(રાજેન્દ્ર શાહ)

"મને ફાગણનું એક ફૂલ આપો, કે લાલ મોરા
કેસૂડો કામણગારો જી રે લોલ."
(સુન્દરમ્)

"હે રંગ લાગ્યો, રંગ લાગ્યો રંગ લાગ્યો રે
ફાગણ મહિનો ફરી ફરી આવ્યો રે.
હે રંગ લાગ્યો.

*

છલકે પૂનમ-ચાંદની શી મલકે માઝમ રાત,
છેટા રે'જો છેલ હો મોરા કંપે કોમલ ગાત."
(પિનાકિન્ ઠાકોર)

સુન્દરમ્, બેટાઈ અને સુધાંશુ જેમ પ્રહ્લાદ પારેખ અને વેણીભાઈ પુરોહિત ભજનના ઢાળ સાચવે છે, પોતપોતાના વૈયક્તિક રંગ પૂરીને; ક્વચિત્ ક્વચિત્ ભક્તિના ભાવને બદલે બીજી લાગણીઓ પણ એમાં પ્રવેશે છે :—

"ખબર નથી એ ઝગમગિયાને
કેવા પવનને પીવો, રામ!"
(વેણીભાઈ પુરોહિત)

" અગન અંગારે તારે દાઝે આ કીકી ત્યારે
અખંડ રહો એ મારાં પોપચાં હોજી."
(પારાશર્ય)

" કોઈ રે ગાઈ મૂંગું રહી ગયું
છાયો ઉરમાં સૂનકાર,
એવું રે લાગે આજે એકલું"
(પ્રહ્લાદ પારેખ)

નવીનોમાં રતિલાલ છાયામાં ટાગોરની અસર સૌથી વધુ વરતાય છે; બીજાઓમાં ઓસરતી ગઈ છે કે છે જ નહિ છાયા બંગાળી લઢણમા ટાગોરની શ્રદ્ધા વ્યક્ત કરે છે :—

" આવી આવી દ્વારે મારે,
ખુશ્બો મૂકી જાય !
પ્રિયા ખુશ્બો મૂકી જાય.
નીલ આકાશે ઓઢણી ઊડે
દેહ ના દેખાય."

બીજાં અશ્રદ્ધાનાં બળો ન પ્રવેશ્યા હોત તો પ્રેરણાભૂમિ તરીકે ટાગોરનુ સ્થાન શ્રી અરવિંદે લીધું હોત. આમ તો સુન્દરમ્‌ના જેવી પૂર્ણ પૂર્ણયોગની શ્રદ્ધા પ્રજારામમા જણાય છે. પણ સામાન્ય રીતે આત્મિક હતાર્થતામાંથી ઉગારનાર એક ચૈતસિક બળ તરીકે શ્રી અરવિંદ અને " દક્ષિણા " ગણી શકાય. સુન્દરમ્-પ્રજારામની કવિતાનો મોટો ગુણ છે કવિના આન્તર સત્ત્વની એકકેન્દ્રિતા. વિદ્યમાન કવિઓની નવીન કવિતામાં પણ ઉત્તમ તો હજી ચોથા દાયકાનુ કવિચતુષ્ક જ છે, પણ એના—ઉમાશંકર અને સુન્દરમ્‌ના—મનોગતમાં, શ્રદ્ધામાં ભેદ પડી ગયો છે. ઉમાશંકર આજના આન્તર વિસંવાદના પ્રતિનિધિ છે; સુન્દરમ્ સાચા ભકત ને સાચા મુમુક્ષુ છે :—

અલકમલક તારી આંખડિયે,
તારી આંખડિયે ચૌદ લોક;
આવોજી આવોજી અમ આંગણિયે.

*

તમે રે અમોને દીધા સૂરજ સિતારા, રાજા,
દીધાં રે પવન અને નીર;
મનખામાં મન એક અણમૂલ દીધુ હવેઃ
ઊતરો અંતરિયાને તીર; આવોજી, આવોજી.
(સુન્દરમ્)

કવિ લેખે સુન્દરમે વિષયમર્યાદા સ્વીકારી છે છતાં આ દસકાનો ઉત્તમ કાવ્યગ્રંથ મને તેમનો 'યાત્રા' લાગે છે. તેમની અભીપ્સાને વિવિધ રમ્ય આકાર તેમણે તેમાં આપ્યો છે. જૂનાનવા કવિઓના બીજા સુન્દર સંગ્રહોમાં 'પનઘટ,' 'વિશેષાંજલિ,' 'વસંતવર્ષા,' 'અનુભૂતિ' 'ધ્વનિ,' 'પરિક્રમા,' 'મર્મર,' 'પ્રસૂન,' 'પદ્મા' વગેરે છે

દેશસ્વાતંત્ર્ય, સ્વાતંત્ર્યઉત્સવો, ગાંધીજીનું અવસાન, ભૂદાનયજ્ઞ, પંચવર્ષી યોજના અંગે નવું દેશદર્શન આદિ વિષે ઉમાશંકર સુન્દરમ્, બેટાઈ, રાજેન્દ્ર, મકરંદ દવે, હસિત બૂચ વગેરેએ ઓછાંવત્તાં રમણીય કાવ્યો લખ્યાં છે. ઉમાશંકરે "રડો ન મુજ મૃત્યુને"માં ભવભૂતિના રામની ભાવકોમલતા સાધી છે. आराधनाय लोकस्य જાણે ગાંધીજી કહે છે :

"હતું શું બલિદાન આ મુજ પવિત્ર પૂરું ન કે ?
અધૂરપ દીઠી શું કે મુજ અક્ષમ્ય તેથી રડો ?"

બીજો કવિ (મનસુખલાલ) સમગ્ર ભારતની લાગણીને બોલ આપે છે :
"મુક્તિના અમ દાતાને મૃત્યની આપી દક્ષિણા !"

ત્રીજો ચીસ પાડે છે :

"કોણે રે દૂભ્યો ને કોણે વીંધિયો ?
રુધિરે રંગાયો હરિનો હંસલો."
(બાલમુકુન્દ દવે)

પ્રજાકીય સત્ત્વ ગાંધીજીના મૃત્યુ બાદ ભક્તિભાવના પાત્રનું તરસ્યું હતું અને તેને પ્રેરણા આપે, કર્મણ્યતા આપે, સામ્યવાદના હાઉમાંથી બચાવે, વ્યક્તિને મોક્ષના અને સમાજને સંપત્તિના માર્ગે લઈ જાય એવા કર્મયોગીની જરૂર હતી. એને વિનોબાજીમાં એવા તપસ્વી મળી ગયા ને કાર્યક્ષેત્ર પણ મળ્યું. એ નવી ભાવનાને વ્યક્ત કરતાં ઉશનસ્ ગાય છે : "રામની ભોંયમાં, રામની ખેતરવાડીએ જી; આપણા નામની અલગ છાપ ન પાડીએ જી." હસિત બૂચ અને જયન્ત પાઠકે રાષ્ટ્રીય ઔદ્યોગિક સાહસથી ઓપતું દેશદર્શન કર્યું છે. જરા નવાઈ જેવું છે કે ઔસૌંદર્યની માદકતા અને રાધાકૃષ્ણના રાસ ખૂબ ગવાયા છે, પણ રામનારાયણના "સાલમુબારક" જેવાં પ્રેમ અને સદ્‌ભાવનાં નવીન કાવ્ય બહુ ઓછાં છે. બેટાઈ, મનસુખલાલ, રાજેન્દ્ર, બાલમુકુન્દ, જયન્ત પાઠક આદિએ ઘરપ્રેમ અને ઘરવિરહ સુરેખ, મનોહર અને મધુર કાવ્યોમાં વહાવ્યો છે. બેટાઈનું "બાલાપુરનું બારું," મનસુખલાલનું "વિપર્યય," રાજેન્દ્રનું "આયુષ્યના અવશેષે," બાલમુકુન્દનું "જૂનું ઘર ખાલી કરતાં" ખરેખર, ભાવાન્વિત કે રસાન્વિત કાવ્યો છે આપણા કવિઓની સાચી સંવેદનશક્તિ અને કલ્પનાશીલતાની એ કાવ્યો પ્રતીતિ કરાવે છે.

"ઊભાં છેલ્લી નજર ભરીને જોઈ લેવા જ ભૂમિ.
જ્યાં વિતાવ્યો પ્રથમ દસકો મુગ્ધ દામ્પત્ય કેરો;
જ્યાં દેવોના પરમ વર શો પુત્ર પામ્યાં પનોતો
ને જ્યાંથી રે કઠણ હૃદયે અગ્નિને અંક સોંપ્યો !
ડેલીથી જે નીકળી સહસા ઊડતો બોલી જાણે :
"બા-બાપુ ! ના કશુંય ભૂલિયાં, એક ભૂલ્યાં મને કે ?"
(બાલમુકુન્દ દવે)

'મુખથી ઉધર્યાં તાળાં, દ્વારે કર્યું જરી ક્રન્દન,
અચલ સ્થિતિમાં ગાત્રો જેનાં જડાઈ ગયાં હતાં;
ભીતર થકી ત્યાં ભીની, વામી હવા તક સાધતાં
ધમી રહી શી ! કો પ્રેતે જાણે લહ્યું નિજ મોચન."
(રાજેન્દ્ર શાહ)

આવાં રમણીય કાવ્યો વાત્સલ્ય રસનાં પણ ઉશનસ્* આદિ નવીનોએ આપ્યાં છે. તેમની વસ્તુપકડ અને તેમનું શુદ્ધ કવિત્વ તેમના નિસર્ગલીલાના આલેખનમાં જણાય છે. રાજેન્દ્ર અને જયન્ત પાઠક આવાં કાવ્યોમાં પદાવલિની સમુચિત અને સૂચક પસંદગી કરે છે અને આ લક્ષણમાં ઉમાશંકર અને સુંદરમની પરંપરા ચાલુ રાખે છે. જયન્ત પાઠકનાં ઋતુકાવ્યો અને રેવા દશ્યો અને રાજેન્દ્રનું 'વનખંડન' આનાં સ્મરણીય ઉદાહરણો છે. માત્ર અવાજ, માત્ર ધ્વનિથી તે વસ્તુનો એવો સ્પર્શ કરાવે છે કે કવિતાતત્ત્વ જ આ છે એવું લાગે અને મમ્મટ આદિએ ભાષા ને બદલે કાવ્યની વ્યાખ્યામાં શબ્દાર્થૌ લખ્યું તેનું ઔચિત્ય સમજાય છે:—

"તકમરી તણાં ફૂલો કેરી સુગંધ હવા મહીં !
ધુસર સમયે કંસારીના રમે સ્વન રૂંહે રહી !"

(રાજેન્દ્ર શાહ)

"અને નિરખ્યું પ્રાતમાં: પૃથિવી અંગેઅંગે દીઠી,
અસખ્ય તૃણુની પ્રસન્ન પુલકંત રોમાવલિ.

(જયન્ત)

નવીન કવિતામાં બુદ્ધિની પ્રભા ઓછી છે, પણ વિષયવૈવિધ્ય છે, સંવેદનશીલતા છે, તરંગલીલા છે, ઇન્દ્રિયસ્પર્શિતા છે. સમગ્રતયા તેની મોટામાં મોટી ઊણપ શ્રદ્ધાનો અભાવ છે. તેને જાણે કશા ય વાદમાં શ્રદ્ધા રહી નથી–સિવાય કે કદાચ વક્રવાદ. તેનું હૃદય અત્યત તરલ, અસારદર્શી, વાંકદેખું થયું છે. કવિને નિજના પુરુષાર્થમાં પણ–સાહિસકલા દ્વારા જીવન સાફલ્ય થાય એ વાતમાં પણ શ્રદ્ધા નથી. કદાચ આને લીધે જ તે આકારમુક્તિ અને આકારાત્ મુક્તિ તરફ ઢળ્યો છે. સુરેખ ઘાટીલું સર્જન એ પણ એક પ્રકારની જીવનશ્રદ્ધાનું પ્રતીક છે. તે પણ એને નથી જોઈતું. મધ્યકાલીન યુગના કવિ પેઠે ભૌમિતિક તરેહથી–અને તેય છાપકળાની!–તે લોભાય છે એ આશ્ચર્યજનક છે. એક રીતે આશ્ચર્યજનક નથી, કેમકે આપણે આકારનિર્માણમાં શિથિલ થયા છીએ ને બેહદ્દ અનુકરણ કરીએ છીએ. ભૌમિતિક તરેહ ભાષા, લય કે અર્થની કશી શોભા સાધી શકે નહિ નવીન કવિતાના લલકાર, મળ્યું તે ભોગવી લેવાની વૃત્તિનો આવિષ્કાર છે: કાલ કોણે દીઠી છે? આ ભ્રમ છે, પેલું ભ્રમ છે, સર્વ ભ્રમ છે; ડામરના રસ્તા પર દોડતું હરાયું માનવ–પશુ મોટરની અડફટે અબ ચઢશે ને એ અને એની ઇન્દ્રજાળ છે છે ને નથી નથી થઈ જશે આ પણ અનુભૂતિ છે એટલે કવિતા આ ધૂંધળાપણામાંથી જન્મે તો ખરી, પરતુ સાચી શ્રદ્ધા વિના, માનવના ભાવિમા સાચી શ્રદ્ધા વિના, મહાન સર્જન અશક્ય છે. મને વર્તમાન કવિતા અને ભોક્તાનુ પ્રતીક રાજેન્દ્રની આ પક્તિઓમાં જડે છે :

"વાય રે ઊડી ઊડી જાય રે પટોળું;
એવું એવું રે અડી જાય કે અમૂંઝવે
મૂંઝાઈ રે' છે મન ભોળું."



* ઉશનસ્‌નાં "પ્રથમ શિશુ"; "શિશુ ઊજરતા" વગેરે

[ ૧૯ ]

# નવી પ્રયોગલક્ષી કવિતા

આ પ્રશ્નનો વિચાર કરવા એક વાત પ્રથમ સ્પષ્ટ કરું. કલા ચમત્કારજનક ભાવસ્થિતિમાં ભાવકને મૂકે છે. કલા પોતાનું સાધન એવી રીતે વાપરે છે કે અધિકારી રસિક તેનો પરિચય કરી, રહસ્યનો અનુભવ કરતો, આનંદ પણ અનુભવે છે. રહસ્યનો અનુભવ અને આનંદનો અનુભવ ઓતપ્રોત છે અને એવા અનુભવની નિષ્પત્તિની શક્યતા કલાકૃતિમાં હોવી જોઈએ. એનો અર્થ એ છે કે કલાકાર અને કલારસિકની વચ્ચે કોઈ સમજતું સમાન બિંદુ હોવું જોઈએ. કવિનાકલા ભાષાનું વાહન વાપરે છે, શબ્દ વાપરે છે, શબ્દની અમુક વ્યવસ્થા, યોજના, લય સાધે છે, અને એ બધી યોજના દ્વારા અર્થ વ્યકત થઈ ઇષ્ટ ભાવ પ્રગટ થાય છે. શબ્દનો કેવળ અર્થ–વાચ્યાર્થ–મહત્ત્વનો છે. પણ કવિનું ધ્યેય તો શબ્દના કેવળ અર્થબોધને આવરી લઈ અભિપ્રેત ભાવ નિષ્પન્ન કરવાનું છે, અને તેને પ્રગટ કરવા તે રચનાનો બન્ધ, શબ્દનો લય, શબ્દનું માધુર્ય યથોચિત ઉપયોગમાં લે છે. એમ કહી શકાય કે કવિનો ઇષ્ટ-ભાવ પ્રાણવાન અને ઉત્કટ હોય અને કવિની સંસ્કારની તેમ જ વિદ્યાની સંપત્તિ ઉચ્ચકોટિની હોય તો સ્વયંભૂ લાગે એવો સમગ્ર આકાર કવિનો ઇષ્ટભાવ ધારણ કરે.

## પ્રતીક ને પ્રતિરૂપ

આપણી નવીન કવિતામાંની અભિવ્યક્તિની રચના પૂર્વોક્ત વિચારબિન્દુઓમાંથી કોઈક કોઈકને સ્પર્શે છે. કવિને ઇષ્ટ ભાવદશા કે ભાવસ્થિતિ એ કોઈ ઘરના ચારે બાજુથી મર્યાદિત ખંડ *જેવી નથી;* પ્રવાહી ઝરણા કે નદી જેવી છે. કવિ એ ભાવમાં વાચકને મૂકી આપી તેને તેમાં રમવા દે છે. વાચકનાં સંસ્કાર, અનુભવ અને સ્મૃતિ અનુસાર મૂળ ઝરણામાં બીજાં તત્ત્વ ભળે છે, પણ ઝરણાની દિશા, તેના પાણીનો ગુણવિશેષ કવિચિત્તમાં હતો તે જ રહે છે ભાવસંક્રાંતિ વાચકમાં અંશતઃ વિશિષ્ટ થાય છે; પણ એનો અર્થ એ નથી કે રચનાના કોઈ અંશથી વાચકમાં હરકોઈ સંવેદન પ્રગટે તો કાવ્ય કૃતાર્થ થયું. આ મતલબના કશાક સ્પષ્ટ–અસ્પષ્ટ ખ્યાલને લીધે "આજના" કવિને પોતાની કવિતાની અસ્ફુટતા વિષે ઊંચો જીવ રહેતો નથી.

પદ્યયોજનાની જેમ પ્રતીક કે પ્રતિરૂપની યોજનો પણ કવિ પોતાના ભાવનું યથેચ્છ દર્શનવહન કરવા સ્વીકારે છે. નવીન પ્રયોગશીલ કવિની પ્રતીકયોજના ઘણી વાર સુગમ નથી હોતી, તેની તે વ્યાખ્યા કરી આપે તો જ તે સમજાય. આ રીતનાં પ્રતીકોમાં અશ્વસિંહાદિ આવી ગયાં છે, અને એક કાવ્યમાં વાનર પણ આવે છે. એ વાનર મને સમજાયો નથી. શ્રી. ચંદુલાલ દત્તાણી એક કાવ્યમાં લખે છે:

"ને આમ તો આવા અહીં
હું સેંકડો નિર્માલ્યની વણઝાર!
(પણ) આશ્ચર્યનું આશ્ચર્ય તો એમાં વસ્યું:
આ વાંદરો મારે હજી ગુલાંટ!
શી આપણી આ પંજરસ્થા સભ્યતા!"

'પણ' શબ્દ કૌંસમાં ન મૂક્યો હોત તો ચાલત. શ્રી. હેમન્ત દેસાઈના એક ધ્યાનપાત્ર કાવ્યમાં "મૂકે છ દોટ" બિનજરૂરી છે. એને પણ કૌંસમાં મૂકવાથી કશું સધાતું નથી.

"સૂર્ય હાંફતો—
'મોડું થાય ના રખે' વિચારતો (મૂકે છ દોટ!)
'પૂર્વમાં છલંગ મારતો દીસે.'

છલંગ મારવાનું કહેવું હોય તો 'દોટ મૂકે છે' કહેવાની જરૂર નથી. ઊર્મિકાવ્યમાં કૌંસ એ કવિના ચિત્તમાં ચાલતા વિવાદ કે વિસંવાદનું નાટ્યાત્મક આવિષ્કરણ છે. કોઈક જગાએ એ કામ આપે, આવશ્યક પણ હોય; પરંતુ નવતર કવિતાનું એ ઉપલક્ષણ બની જવા બેઠું છે. મનના ફુદકારા, ગલીકૂચીઓ, સંતાકૂકડી નિરૂપવાનો નવા કવિનો દાવો છે. એને માટે કૌંસ-યોજના તેને ઉપયોગી લાગે છે. પણ જે આલેખાયું છે તે જ મૂલ્યવાળું હોય, પોતાને સંભારવા જેવું હોય, તો જ એ યોજના સાર્થક છે.

## સંવેદન-ક્ષેત્રની વૃદ્ધિ

આપણા સંવેદનનાં ક્ષેત્ર વધી ગયાં છે, આપણા આન્તરતમ જીવનમાંની ગૂઢ વાતો આપણે આલેખવી છે, આપણે નવા અણુયુગમાં યંત્રવિદ્યાના જંગતમાં જીવી રહ્યા છીએ, આર્થિક અને રાજકીય વાદપ્રતિવાદોની ભીંસમાં આપણે ફસાયા છીએ, એટલે આપણે રચનાની જુદી જુદી ભંગીઓ અને વિચિત્રતાઓ યોજીએ છીએ, એવી તરેહો યોજીએ તો જ આપણા મનની વાત વાચકમાં ઊગી આવે, આ વાત મને મંજૂર નથી. આન્તર વિસંવાદ અને પરિસ્થિતિની મૂંઝવણ હરેક યુગમાં કવિઓને લાગી છે, અને છતાં તેમણે રમણીય આકારમાં એ વાત કરી છે. સંસ્કૃત વૃત્તો વધુ પડતાં દાવકાં કે ધરેડિયાં લાગતાં હોય તો સંખ્યામેળ, માત્રામેળ બીજાના આકાર થાય તેનો બાધ નથી, પણ નવા આકારો માટે વર્તમાન જીવનની વિશિષ્ટતાનું કારણ આપવાની જરૂર નથી. પ્રયોગ કરવાની વૃત્તિ, કંઈક નવું, આકર્ષક, ધ્યાન ખેંચે એવું, આઘાતક કરવાની વૃત્તિ, અને ફેશન સિવાય કશો હેતુ જણાતો નથી. કયા દેશની કઈ કવિતાની અસરમાં આપણે છીએ એ ચોક્કસપણે કહેવું શક્ય નથી, પણ હિંદમાં અને હિંદ બહાર "કાવ્ય"ના પ્રયોગોની એક જ દિશા દેખાય છે. અંગ્રેજીમાં આવતાં ગદ્યભાષાન્તરમાં આપણે અન્યદેશીય કવિતા વાંચવા લાગ્યા એ પણ કદાપિ એક કારણ હોય. પંક્તિઓની સંખ્યા પ્રમાણે રશિયામાં રૂબલનો પુરસ્કાર મળે છે એ પણ ટૂંકી પંક્તિઓના કારણ તરીકે ગણાવાયું છે. એમ વળી કહેવાય છે કે અમુક સ્થાને થોભવાથી અથવા આશ્ચર્યમૂઢ રહેવાથી કવિનું પ્રયોજન બરાબર સધાય છે. પણ એવું તો ગદ્યમાં પણ કરવું પડે છે. આ નવી રીતે તો કવિના ભાવ વ્યક્ત કરવા આપણે જૂના કવિઓનાં કાવ્યો પણ છાપી શકીએ.

### ઉદાહરણો

નવીન કવિતામાંથી શ્રી. નિરંજન ભગતના એક ચમત્કારક કાવ્યનો દાખલો લઈએ. એમણે નાનીમોટી પંક્તિઓ કરી છે, એને જ હું મને સમજાતા એમના ઇષ્ટ અર્થની દૃષ્ટિએ જુદી રીતે ગોઠવું:

"લાગ્યું હવે તો મૃત;
લૈ સ્મશાને ગયા.
ચિતાની પર જ્યાં સુવાડ્યો ને આગ મેલી,
સહસા જ જાગ્યો વંટોળિયો,
ડાઘુ થયા અલોપ,
બેઠો થઈએ,

ક્ષણુમાં જ,
માનવી પાછો ફર્યો આ જગમાં,
—હતો કવિ.' ૧

એ જ રીતે બીજા કવિ શ્રી. જયન્ત પારેખની કૃતિ બતાવું :

૧

" આંખ સામે મત્ત મહેરામણુ ઉછળતો.
ગુંજનાની લ્હાણુ ના શ્રુતિને.

[ પછીની પંક્તિ તરીકે આવતા એકમાત્ર શબ્દ ' અને 'ની જરૂર નથી. "ગુંજનાની કાનને ના લ્હાણુ"—ન ચાલત ? ]

૨

પેલી લતાનું ફૂલ
લેતું હોય વાયુની લ્હેરમાં :
[ વાયુ–લ્હેરમાં ? ]
ના આંહિ એનો સ્પર્શ,
નહિ ગંધ :

[ ' એની ' ને બદલે ' નહિ ' મુકાય ? ]

૩

કંડીશન્ડ મુન્જ ખંડ ૨

૧: લાગ્યું હવે તો મૃતઃ લૈ સ્મશાને
ગયા, ચિતાની પર જ્યાં સુવાડ્યો
ને આગ મેલી, સહસા જ જાગ્યો
વંટોળિયો, ડાઘુ થયા અલોપ
ખોઃ થઈ એ ક્ષણુમાં જ માનવી
પાછો ફર્યો આ જગમાં, હતો કવિ.
( છંદોલય )

૨: આંખ સામે મત્ત મહેરામણુ
ઉછળતો
ગુંજનાની લ્હાણુ ના
શ્રુતિને
અને
પેલી લતાનું ફૂલ
લેતું હોય વાયુની લ્હેરમાં
ના આંહિ એનો સ્પર્શ,
એની ગંધ......
કંડીશન્ડ
આ મુન્જ ખંડ !
( કવિલોક – ૨ )

હવે હું પૂછું : આ નવીન કવિતા ક્યાંથી આવે છે ? એ બુદ્ધિનો ઉન્મેષ છે, હૃદયની ઊર્મિ નથી. અરે, એ બુદ્ધિનો ઉન્મેષ પણ નથી હોતો. માત્ર ચંચળ, રહસ્ય વગરની, ઉત્સાહ કે વિષાદ ન જગવી શકે એવી અવસ્થાનો નિર્દેશ માત્ર છે. પોતાની રચનાની બહાદુરીથી, કુબ્જતાથી, બીભત્સતાથી આઘાત આપવાની અપેક્ષા રાખે છે.

સાચો કવિ **રમણીયતા** સર્જે છે, વસ્તુની અંતર્ગત રમણીયતાને પકડીને. બાકી તો ઉખાણા નીપજે; કદાપિ સચોટ હોય, પણ ઉખાણા. આછા આછેરા ઇન્દ્રિયસંવેદનમાં ય ક્યાંક વસ્તુગત રમણીયતાનો, રહસ્યમયતાનો અંશ હોય તો જ તે કવિતા રમણીયતામાં ઉતારવા લાયક ગણાય.

## પણ એ કવિતા થશે ?

અદ્યતન કવિતામાં ઉપમા, દૃષ્ટાન્ત, પ્રતિરૂપ ( image ) આંચકો આપે એવાં અણધાર્યાં હોય છે. રાજેન્દ્ર શાહ ગ્રીષ્મનો તડકો વર્ણવતાં કહે છે :

ગ્રીષ્મના મધ્યાહ્નનો તડકો
ગલી રોકી રહ્યો ચોખૂણ.
કોઈ નહિ આવતું-જાતું,
અરે ટહુકાર માગણનો ય છેલ્લો
ક્યારનો
હોળાયલા પાણી સમો
આ રુદ્રની ઉત્તપ્ત શાંતિની માંહી
ક્યાં ય વિલુપ્ત.
નીરવ લૂ વહે
કોઈ વિજેતાની કડક સત્તા સમી.

ન્હાનાલાલ આદિ મૂર્તને અમૂર્ત સાથે સરખાવતા, એટલે નવતર કવિતામાં એ જ માત્ર લક્ષણ નથી, પણ નવીન કવિતામાં વસ્તુ કે વસ્તુનું પ્રતિરૂપ માત્ર તુચ્છ કે અણગમતું હોવાને કારણે જ બાતબહાર નથી. કવિ વરસાદના ચાલુ કકળાટને કંટાળાજનક લાંબા ભાષણ સાથે પણ સરખાવે. વરસાદનું મધુર જ વર્ણન કરવું જોઈએ એમ એને લાગતું નથી. એથી કંટાળો આવતો હોય તો એને કંટાળાજનક ભાષણ સાથે સરખાવી શકાય. પણ એ કવિતા થશે ?

## કવિતાની તરેહ ને માળખું

નવો કાવ્યકાર કવિતામાં કોઈ કોઈ વાર કેવળ ગદ્ય જ કહી શકાય એવા રચનાઅંશનો આશ્રય લે છે. ભલે લે. એથી કોઈ સંવેદનભંગિ અનુભવાતી હોય તો એમ કરે. પણ એ નવીનતા દેખાય છે તેટલી નવી નથી. કવિતામાં શું, સંગીતમાં, સિનેમા-ગીતમાં પણ આ ' ખૂબી ' આ પહેલાં આવી ગઈ છે. એમાં કશુંક નાટ્યત્વ લાગે છે, અને કદાચ કોઈ પ્રસંગે કવિને તે ઇષ્ટ હોય. પણ આ હકીકતનું તત્ત્વ બીજી રીતે વિચારીએ. અનાવૃત્ત સંધિવાળા વૃત્તમાં કવિતા લખાય એમાં વિશિષ્ટતા એ રહે છે કે કવિતા ભાષાના સ્વાભાવિક ઉચ્ચારણની બને તેટલી નજીક રહેવા છતાં નિત્યવ્યવહારની ભાષાની તુચ્છતામાંથી બચી જાય છે. તે વક્તવ્યને સ્થિર ને રોચક આકાર આપે છે; એટલું જ નહિ લયવિધાન, વિચાર અને લાગણીને ગાળી, સ્વસ્થ બનાવી, તેને વ્યવસ્થિત વેગ આપી શકે છે. વિશિષ્ટ લયવિધાન વિના ભાષામાં આકાર શક્ય નથી. ગદ્યપદ્યની વિચિત્રતાઓ કે ભૌમિતિક તરેહો જન્મે છે તેનાં કારણોમાં કવિતા

છાપેલી જોવાની ટેવ પડી છે તે એક લાગે છે. કવિતાની તરેહ કે માળખું શ્રવણેન્દ્રિય માટે છે, ચક્ષુ માટે નથી; છાપેલું જોઈને પણ, પહોંચાડવાનુ શ્રવણેન્દ્રિયને જ છે.

### કેવળ ગદ્યઅંશ : કેવળ સંગીત

પદ્યના ટુકડાઓ માત્રામેળ હોય ત્યાં એ સંગીતનાં બીજ પણ બની જાય. કેવળ ગદ્ય કહી શકાય એવા અંશ સાથે કેવળ સંગીત કહી શકાય એવાં તત્ત્વોના યોગવાળી નવતર કવિતા રચાય છે. આવા યોગમાં સંવાદિતા સાધવી મુશ્કેલ છે. એના એ કવિઓ નવીન ઢબનાં, મિશ્ર છટાનાં જેમ કાવ્યો આપે છે તેમ વિમુક્ત દિલનાં લહેરી ગીતો પણ સર્જે છે. ગીતોમાં લોકગીતોના વૈચિત્ર્યયુક્ત ઢાળોમાં પ્રેમવાર્તા છૂટથી ગવાય છે. ક્વચિત્ જૂની બ્રહ્મની કે માયાની કે ભક્તિની વાત થોડાક નવીનતાના ઓપથી આવે છે. બેકનાં ઉદાહરણ લઈએ:

(૧) " મધરો મધરો પાયો કલાલણ !
અંકાશે કૈં ના માયો રે લોલ,
આવડું અંકાશ ભલે ઓછું પડે તું મારી
બાધિણીની ગાંઠે બંધાયો રે લોલ."
—ચંદ્ર પરમાર

(૨) " કાયા રે કાચી ને માયા રહી એને વળગી !
કેમ રે મેલાય એને અળગી ?
રે, મન મારા !"
—રાજેન્દ્ર શાહ

### કાવ્યના મૂલ્યનો વિવેક

નવીન કવિ પાસે હુન્નર છે; મનના ઊંડા ઊંડાણમાં તે પ્રવેશવા મથે છે; ત્યાંથી સંવેદનોના ટુકડા તે લઈ આવે છે અને તેથી તેને ઇષ્ટ એવી આકારની ખંડિતતા તે યોજે છે. રમ્યતાની એને ખબર નથી એમ નહીં, પણ એનાં ઊંડાણ ને ચાપલ્ય નાના નીલકંઠ કે કાળોતરી જેવાં છે. તેને આંતરનાટકની, સંઘર્ષની સમજ છે ને રસ છે; પણ એનો પ્રક્ષેપ કે ઉપન્યાસ કરી, એને બહેલાવી, એ કાવ્યનાટક કે કાવ્ય-વાર્તા ભાગ્યે જ લખે છે. એને કદાચ એમ લાગતું હશે કે કાવ્યનું મૂળભૂત તત્ત્વ ટૂંકી કૃતિમાં જ યથાતથ ઊતરે. એની મસ્ત ઊર્મિની વાત એના વાસ્તવિક જીવન-સંકોચમાંથી મુક્ત થવાનો તલસાટ છે. એ આજના સાધારણ માનસનું પ્રતિબિમ્બ છે, અને તેને પોષનાર આજની પરિસ્થિતિ પણ છે. ઊર્મિ અને વિચારના પ્રભાવ કરતાં તરલ ને લંગર સંવેદનને, અલ્પ-સ્વલ્પ પ્રસક્ષને, એ શબ્દમાં બાંધી દેવા આયાસ કરે છે અને તેમાં તેને સફળતા પણ મળે છે. કવિ કવિતા ભૂલી ગયો છે એમ નથી, પણ કવિતાના મહાન કાર્યની તેને બહુ પડી હોય એમ લાગતું નથી. છેવટે તો કાવ્યોનાં મૂલ્યમાં વિવેક કરવાનો આવશે ને? શા વડે કરીશું? કેવળ અભિવ્યક્તિની સફળતા જોઈને કાવ્યનું તારતમ્ય કેમ સાંપડશે? અભિવ્યક્તિની સફળતા ઉપરાંત કાવ્યનો બીજો કસ નથી? આન્તરસૌન્દર્યની ખોજમાં કવિ નહિ હોય, વસ્તુગત રમણીયતાને કવિ નહિ નિરૂપે, અને આકારના કેવળ ઔચિત્યથી સૌન્દર્ય સિદ્ધ થતું અટકશે, તો કવિતા વક્રોક્તિથી આગળ નહિ જાય. એવું જ ચાલશે તો આજની કવિતાને રીતિવાદના નવા અવતારની કવિતા કહેવી પડશે.



[ ૨૦ ]

# પ્રો. ઠાકોરનાં બે કાવ્યો

પ્રો. ઠાકોરનું આ સબળ ઊર્મિગર્ભ ચિન્તનકાવ્ય ( Ode ) ગુજરાતી કવિતામાં સ્વકીય સૌન્દર્યથી તેમ જ વર્તમાન આધ્યાત્મિક પરિસ્થિતિના તેમાં પડેલા પ્રતિબિંબથી ચિર ટકે એવી કૃતિ છે. " આરોહણ "માં જેમ ભૂતકાળ પર ચિન્તન અને ભવિષ્ય વિશે વિષાદ અને ચિન્તાનો વ્યાપક ભાવ છે તેમ આ " ચોપાટીને બાંકડે "માં હિંદના ભૂતકાળ પર મનન અને તેના ભવિષ્ય વિશે આશંકા એ પ્રવર્તક તત્ત્વ છે. બંને કાવ્યમાં સર્જક બીજ આવું છે અને કુદરતના અનુકૂલ સંનિવેશમાં વિકસે છે ને વિસ્તરે છે. " આરોહણ "માં કવિ ઉચ્ચરે છે :—

" અહા મધુર ઘંટ, મન્દિર વિશે યદૃચ્છાનિલે
થતા મુખર, શો વિષાદ પ્રકટો ત્હમે આ ઉરે !
રહ્યો શું પૂર્વજ મહાપ્રબલસત્ત્વ આર્યો તણો
ત્રિકાલજિત ધર્મ, —ઘંટરવ મિષ્ટ આ કેવલ ? "

*　　　*　　　*

" નહીં શશિકલા ધરી, ક્રૂસ શું ધારશે મંદિરો ?
ન ક્રૂસ ન શશિધ્વજ કળશ નાપિ ગુંબદ શિખર,
ન મંદિર મસીદ દેવળ, ન ધર્મ નામોનિશાન,
સમાજ પાર્થિવ નર્યો જ અથવા હશે શું ભાવીતણો
બીજે સમ અહીં ય આ ભરત મંડલે યે હવે ? "

આ વિષાદમય ચિન્તન મૂળે ૧૮૮૭ થી ૧૯૦૦ના કાળનું. તેમાં અજ્ઞેયવાદી વસ્તુનિષ્ઠ દૃષ્ટિ-પરિવર્તનથી થોડાક નવીન અંશો ૧૯૨૯ લગભગ ઉમેરાયા. પણ વિષાદનું બીજ એનું એ જ છે. આ ધર્મસંઘર્ષ, સંસ્કૃતિ સંઘર્ષમાંથી હિંદુ સંસ્કૃતિ ને ભારતીયપણું કેટલું ઊગરશે ? પચાસ વર્ષે ફરી ભારત વિશે કવિ વિમર્શ આદરે છે પણ આ વખતે વિષાદનું બીજ રાજકીય પરિસ્થિતિ છે. અને ઐતિહાસિક સિંહાવલોકન તેની ભૂમિકા બને છે. વર્ડ્ઝવર્થ, ટૅનિસન, નરસિંહરાવ આદિનાં કેટલાક કાવ્યયુગ્મો જેવું " આરોહણ " અને " ચોપાટીને બાંકડે "નું ચિન્તનપ્રધાન રમણીય કાવ્યયુગ્મ આપણા કવિગુરુનાં પચાસ વર્ષને છાતું ઇન્દ્રધનુ બને છે, અને દેશના પચાસ વર્ષના મંથનને બળથી સ્પર્શી જાય છે યુવાન કવિને ચડવાની જ તૃષા છે, થાક લાગ્યો છે છતાં પગથિયાં ઠેકતો જાય છે : અહીં એંશી વર્ષે કવિ બાંકડે નિરાંતે બેસી ચડતાંઊતરતાં વાદળાં ને ચડતો ઊતરતો સમુદ્ર નિહાળે છે.

જલધિ અને વાનિધિ અવલોકતા ચોપાટીને બાંકડે કવિ શ્રાવણ મહિનામાં બેઠા છે. સમુદ્ર સદા ગતિમાન, સદાચલ વિશ્વનું પ્રતીક, આકાશની સકલ લીલાનું પ્રતિબિંબ ઝીલે છે. વ્યક્તિજગતમાં આકર્ષણ, સમભાવ, પ્રીતિ વગેરે જોવામાં આવે છે. તે જ શું આ સમુદ્ર અને વાયુજગતના પરસ્પર સંબંધમાં હશે ? એમાં કોઈ દૈવી નિયમનું સૂચન મળે છે ? કે પછી જડ કારણકાર્યભાવ ઉપરાંત કંઈ નથી ? સમુદ્ર અને સમુદ્રને આવરતા ઘનસમુદાયની એકરાગી લીલા જોઈને આપણા દેશના ભાગ્યચક્રના ચિન્તનમાં કવિ સહેજે સરે છે:—

"સ્મૃતિનિધિથી ઊભરે વિવિધ આકૃતી, જે ગયાં
રચી મખમલી વળી મલમલી મળી વાદળાં.
સ્મરું ફરી ફરી પ્રસન્ન શિશુ તે સદે સુંદરી
વળી પલટ અજબ તેની ઇંગ્લાંડયૂરોપમાં,
ભરંતી વિનતાભ ને મગજ માહરું વિરમયે."

પ્રકૃતિલીલાનું એ વર્ણન યથાર્થ ને રમણીય છે. પ્રાચીન હિંદી સ્થપતિઓ પેઠે બારીક, ભરચક તથા તાદૃશ આલેખન પ્રો. ઠાકોર કરે છે.

"સદા ઉદધિ ડોલતો ભરતી ઓટ રહેતો સદા"

× × ×

"શ્રાવણ બિછાવતો વાદળાં,
કંઈ મલમલી, કંઈ મખમલી, કંઈ ગ્લાની,
સુઘટ્ટ, ઢગલા."

શ્રાવણની વર્ષા તો શાંત અને શં-કરા; અષાઢ અને ભાદ્રપદની વર્ષા ક્રાન્તિની પ્રતીક બની જાય એવી હોય છે:—

"ફરે કુદડીઓ તિહાં વિજળી હેલી ઝંઝા નચે
ઘૂમે ઉથલુલાંટ દાવ નભટોચ સિંધુ વચ્ચે,
પ્રશાંત રમતે બને ઝપટમત્ત સાહેલીઓ
દરેક ઊલટે છ, ગાંડક, ક્રમે બીજી ચૂકવવા."

વાદળાંની જે ભિન્નભિન્ન ચિત્રવિચિત્ર રચનાઓ થતી તેમાં કવિ ઘડીમાં ઇંગ્લંડ, તો ઘડીમાં ભારતનો અતિકાય હાથી જુએ છે. ઇંગ્લંડની સત્તા વધતી વધતી ચક્રવર્તી થાય છે; પણ અન્તે ભારતનો હાથી એને ભગાડે છે. ભારત સ્વતંત્ર થાય છે. પણ સંસ્કૃતિની દૃષ્ટિએ, વિદ્યાની દૃષ્ટિએ, શુદ્ધ વિચારબળ અને વિચારસામર્થ્યની દૃષ્ટિએ એનો શો અર્થ ? એનું શું પરિણામ ? ભૂતકાળમાં આપણે સમૃદ્ધ ને સ્વતંત્ર તો હતા જ, પણ આપણે આપણા જ દોષોથી સ્વાતંત્ર્ય ખોયું, સમૃદ્ધિ પણ ખોઈ. એ દોષો આપણા નિર્મૂળ થયા છે ? વળી આપણે પડવા માંડ્યા અને પડ્યા ત્યારે કેવા જૂતન્મક્ત, વેવલા આભડછેટપરાયણ, સાંકડા, હાથે કરીને મર્યાદાઓ વધારનાર અને વિકૃત મનોદશાવાળા થઈ ગયા ! આવી કોઈ દુર્દશા ફરી તો નહિ આવે ને ? પશ્ચિમે આવી આપણી સમૃદ્ધિ લૂંટી. પાશ્ચાત્ય યંત્રે દેશને ગરીબ બનાવ્યો. ઇગ્લંડે આપણને તેને અધીન બનાવ્યા. પણ એમ છતાં, એ બધી વિષાદજનક અને વૈરપ્રેરક ઘટનાઓ છતાં એક આશીર્વાદ એ દુર્દશાએ પણ આપ્યો. આપણા અચલાયતનની નિબિડ બારી ઊઘડી. આપણા ખંડમાં નવી તાજી હવા અને નવો પ્રકાશ આવ્યો. દૃષ્ટિમર્યાદા દૂર દૂર ખસી; કલ્પના વિશાળ વ્યોમ માપતી થઈ; હૃદયે નવાં નવાં સંવેદનો અનુભવ્યાં. અરે, એ પશ્ચિમની દૃષ્ટિ વડે ભારતનું જ સાચું વડપણ આપણે ઓળખ્યું. એને શબ્દે આપણી શક્તિમાં શ્રદ્ધા બેઠી.

પણ હવે ? હવે આપણી સ્વતંત્રતાનો આપણે કેવોક ઉપયોગ કરવાના છીએ એ આ પર્યેષકને માટે મોટો ચિન્તાનો વિષય છે. વ્યક્તિપ્રતિષ્ઠા, વિચાર સ્વાતંત્ર્ય અને ઉદારમતવાદ એ અંગ્રેજી સંપર્કનાં ઉત્તમ ફળ નીવડ્યાં. રાજા રામમોહનરાય, સર ટી. માધવરાવ, દાદાભાઈ નવરોજી, રાનડે, ફિરોઝશાહ

મહેતા, શ્રીનિવાસ શાસ્ત્રી, ભાણ્ડારકર, ચીમનલાલ સેતલવાડ, રમણભાઈ, ગોવર્ધનરામ, અંબાલાલ સાકરલાલ, પ્રો. ઠાકોર પોતે–એ સર્વે એ નવી હવા, નવા પ્રકાશ અને નવા મંથનની નીપજ છે. એમના કાર્યનાં પ્રેરણા અને ધ્યેય ટકશે કે કેમ એની આ વૃદ્ધ કવિને આશંકા છે. નવી વર્ષાને વધાવનાર, શ્રાવણને તો ઉત્સવમય કરનાર આપણે પશ્ચિમથી આવતા સંસ્કારપ્રાણને અભદ્ર ગણીએ છીએ. એ ચેતન નહોતું જોઈતું ને પરતંત્રતા સાથે આવ્યું. એનો દ્વેષ કરી ફરી મધ્યકાલીન સંકુચિત માનસવાળા થઈ આપણે એ નવા પ્રવાહને અવરોધીશું? ગાંધારીની જેમ આંખે પાટા બાંધવામાં સતીત્વ અને મહત્તા સમજીશું? આપણી અહિંસા વિકૃત થાય, આપણી ઉદ્દામ હામ જાય ને કેવળ જીવ ઉગારવામાં નાસી છૂટવા પૂરતી શક્તિ દાખવીએ, વર્ણ જ્ઞાતિ અને પેટાજ્ઞાતિમાં કકડેકકડા થઈ જઈએ, એવો કવિનો ભય અકારણ નથી.

"બની પિહિતચક્ષ પ્રેક્ષી પતિ અંધ ગાંધારજા,
ગ્રહતી કર ભૂતનો વરીજ અધતા આ પ્રજા."

દેશની આ પ્રધાન નાડી છે, તેનો જૂનો છૂપો હઠીલો રોગ છે અને અનુકૂળતા મળતાં ફૂટી નીકળે એવો છે. અંગ્રેજ ગયા; ઉદારમતવાદ જામી શક્યો નથી; ઇંગ્લંડ યુરોપ અમેરિકા તરફ ભારતદેશ કાંઈક વૈરબુદ્ધિ, કાંઈક અતડાશ કેળવી રહ્યો છે. એના ઘણા નવા નિર્ણયોમાં પાશ્ચાત્યમાત્ર ટાળો–નો મંત્ર સંભળાય છે. આ વલણ કવિને જરાયે હિતકર લાગતું નથી. આપણો દેશ મોટો અતિકાય છે પણ—

"'ધપું?' 'ન ધપું'–કોયડો હરપ્રજા શું જાતે, નરી
એકેલ, નિજપ્હોંચથી જ, સ્વીય ભૂત પ્રજ્ઞાશ્રયે
ઉકેલી શકતી? ...... ......
પ્રજા ભાગિનીઓ પરસ્પર કરી રૂડી ગોઠડી,
રહેલું અતડા વહેમી શું ઉચિત એહ સહકારથી?"

કવિનો સ્પષ્ટસૂચિત અભિપ્રાય છે કે બીજી પ્રજાઓ ઇંગ્લંડને અગ્રણી ગણી તેનો સહકાર સાધતી હોય તો ભારતે પણ તેમ કરવામાં નાનમ ગણવાની જરૂર નથી.

—આમ વિચારપતંગ પ્રકૃતિલીલા અવલોકતો ઊંચે ને ઊંચે ચડે છે. ત્યાં તો મસ્ત ગજો જેવાં વાદળાં ક્ષિતિજથી ધસી આવ્યાં ને અબઘડી "અશ્રાવણી" ઝાપટાં તૂટી પડશે એમ કવિને થાય છે. "ઉઘાડું છત્તરી, લપેટું તનકું ઝભે મોસમી" એમ કરી વૃદ્ધ શરીરને રક્ષવા બાંકડા પરથી ઊઠે છે. ચોપાટી જવાની નથી; બાંકડો યે જવાનો નથી; ફરી કોઈક વાર ચિન્તનદોર આગળ ચલાવીશ, એવી એમની મનીષા છે. અને ચિત્તવૃત્તિ બદલાતાં વિચારો પણ સમેટાઈ જાય છે. પ્રો. ઠાકોરની પરિચિત આકૃતિ આબેહૂબ ખડી થાય છેઃ ચોપાટી છોડી વિલ્સન કૉલેજ પાછળ પોતાના નિવાસ તરફ વળતાં ભારે શરીરનાં એ ઠક્ક ઠક્ક થતાં પગલાં સંભળાય છે.

કાવ્યનો ધ્વનિ સ્પષ્ટ છે. પણ તેમાં આશંકાની માત્રા મને જરા વધુ પડતી લાગે છે. નવા સ્વાતંત્ર્યને પરિણામે દેશમાં હિન્દુત્વની ભાવના બળવાન થાય અને કેટલાક પ્રાચીન સંસ્કારોનું પુનરુત્થાન પણ થાય. સામી બાજુ, અભિનવ હિન્દુત્વ ભાવ અને વિચાર બંનેમાં ઉદાર રહેશે એવી શ્રદ્ધા પણ ખોટી નથી લાગતી. એની પ્રેરણાની ગંગોત્રીઓ વિવેકાનંદ, ટાગોર, ગાંધીજી વગેરે છે. ખુદ હિન્દુ મહાસભા જ્ઞાતિઓ જેવા આંતરિક ભેદોની વિરુદ્ધ છે, હરિજનોને અપનાવે છે, અને જૈન, બૌદ્ધ, શીખ આદિનો

પોતામાં સમાસ કરે છે. વસ્તુતઃ નવા હિન્દુત્વના આદર્શ વિવેકાનંદ આદિએ કલ્પ્યા છે તેને અનુસરતા જ હિન્દુ માનસ પ્રયત્ન કરે છે ને કરશે, એમણે યોજેલા ઢાળામાં જ પોતાનો પ્રાણ રેડશે. એટલે આભડછેટ અને 'અટક'ની દીવાલો સ્વરક્ષણને નામે ફરી ઊભી થાય એવો સંભવ નથી. પણ કાવ્યની આ આલોચનામાં આવી ચર્ચાની બહુ અપેક્ષા નથી. આપણી સતત ઉદ્દ્ધૃતિ માટે કવિનાં શંકા, ચિન્તા અને વિષાદ સકારણ છે, એટલો ખ્યાલ બસ છે.

"ચોપાટીને બાંકડે" ગુજરાતી કાવ્ય સાહિત્યનાં અતિ ચિન્તનપ્રધાન કાવ્યોમાંનું એક છે. રમણીયતામાં એ કેટલેક અંશે "આરોહણ"ની કક્ષાનું છે. એની ખૂબી એની ગૂંથણીમાં છે, એક પ્રકારના સંવાદી મૂર્તિવિધાનમાં છે. ચંચલ કુદરતનું વસ્તુનિષ્ઠ આબેહૂબ વીગતપ્રચુર વર્ણન, લીલારત કલ્પના દ્વારા મનોભાવનું ઉદ્દીપન, દેશના યશસ્વી અને અપયશી ભૂતકાળનો દશ્યપટ, પૂર્વપશ્ચિમના સંઘર્ષનાં થોડાં મિષ્ટ ફળની તથા સ્વતંત્રતાની વર્તમાન પળની કથા,–એ બધાં પરસ્પર સંકળાઈ, અન્યઅન્યથી પુષ્ટ થઈ એક રમ્ય આકૃતિમાં બંધાય છે. પ્રકૃતિસૌન્દર્યનો વિમર્શ, ઇતિહાસને પ્રત્યક્ષ કરતી કલ્પના, વિચારની ઝીણવટ ને ગંભીરતા, અને એ સૌમાં પરોવાતી, વૃદ્ધ છતાં ધીર અને પૌરુષોજ્જ્વલ કવિની ભારતના ભાવિ વિશે વ્યગ્રતા કાવ્યને અસાધારણ સૌન્દર્ય અર્પે છે. વિષયનું મહત્ત્વ, ભૂમિકાની પકડ, અને સમગ્ર કૃતિની પ્રૌઢ ગતિ અમોઘ નીવડ્યાં છે.

૧

## શાન્તિ

### એક આધ્યાત્મિક અનુભવ

અતિવહન–સૌ થંભી ઝંપી નિશા ઉદરે શમ્યાં,
નર મૃગ ખગો મત્સ્યો જંતુ–ન નામ નિશાન રહ્યાં;
નભ મુકુટનો નીલો તંબુ લસે સ્થિર મસ્તકે,
જલપટ મહા નીલો શૂનો વસે લસતો દગે.
અવનિ *અવનિદશ્યો કાર્યો સ્વરો ગતિ વીચિઓ
દિન દિનતણાં રંગો ડાઘો પરાક્રમણો ભયો,
સરી ગળી જતાં સત્યો એ ને અસત્ય જ એ સહુ,
ઉર નરવું એ રાગદ્વેષો વદાય થતાં સહુ.
અનુભવ ન આ ચાલે લાંબો, શું એ હું જાણતો ?
ઘડી દશ મહીં પાછો ઊગે નભે રવિ મ્હાલતો.
ઘડી દશ મહીં પાછો ડુબું દિનેશ સવારીમાં
અવનિદિનના ડાઘે પૂર્યો છૂટી શકું હૈ જ ક્યાં ?
તદપિ દરેક નિઃશ્વાસોના સદી વહનાં દિનો,
ભવ સફર મધ્યે આજે આ પ્રકાશ ઝીલ્યું નવો:
ખલકભરનાં શાંતિ માતર્, જુએ શિશુ આપને,
જલ–નભ–નિશા–જ્યોત્સ્નાદેહા, નમે શિશુ આપને.
જલપટ લસે આ તે અંબા, ચૂમુ તવ પાવડી,
વિધુ અરધ ને ત્રીજા નેત્રે ભરું મીટ માવડી

દ્યુતિદલ લસે વચ્ચે શીળું લપેટતું વિશ્વને,
ઉદર જનની ત્હારું એ તો ઉદાર, સદાશિવે:
ઉદર મહીં એ પામું આજે સમાસ, અહો ઘડી !
રગરગ સુધા વ્યાપે ત્હારી, દયામય માવડી.
ભવ દરદ ને નિઃશ્વાસોના શમે સહુ તાપ જો,
દ્યુતિ પસરતી ચકે ચકે,–વિલક્ષણ વિદ્યુતો !
વળી નવલ ને સૌથી મોટી,–અહા શી ચમત્કૃતિ !
ઉરકુહરમાં શાંતિજ્યોતિ થતી સહસા છતી !
ઘડી દશ ભલે જાઓ ચાલી, યથાક્રમ વિશ્વનો,
ઘડી દશ મહીં ઊગો પાછો ભલે રવિ નિત્યનો;
અવનિ દિનનાં રાગદ્વેષી પરાક્રમણો ભલે
ઘડી દશ પછી હુંને પાછાં વીંટી ડુબવી વળે.
ઉર ગયું હતું ખટ્ક્રી થંભી, યથાક્રમ વિશ્વનો;
ફરી વિચરશે ધીરે, વેગે, યથાક્રમ વિશ્વનો;
નહિ પણ કદાપિ તે પાછા જયાજય પૂર્વના,
અવનિ દિનના રાગદ્વેષો ન તે ફરી પૂર્વના:
ઉરકુહરમાં શાંતિજ્યોતિ કદી કદી રાજશે,
નભ–જલ–નિશા–જ્યોત્સ્નાદેહા ન બાળ વિસારશે.

૨

## વિવેચન

પ્રાચીન કવિતામાંથી ગમતાં કાવ્ય પસંદ કરી શકાય; ગોવર્ધનયુગની કવિતામાંથી પણ રમણીય કાવ્ય લઈ શકાય; પણ અહીં અર્વાચીન દૃષ્ટિવાળું મને ગમતું કાવ્ય રજૂ કર્યું છે. પ્રો. ઠાકોરનાં કાવ્યોમાંથી ચારપાંચ ઉપર પસંદગી સહેજે ઊતરે, પણ જેમાં અર્વાચીન દૃષ્ટિ વિશેષ જણાતી હોય અને રમ્યતા પણ અલબત હોય એવા કાવ્યની પસંદગી કરું છું. વિચારવ્યવહારની રૂઢ ને સમકાલીન લઢણોથી મુક્ત થઈ, શોધક બુદ્ધિથી પ્રાપ્ત થયેલી નવી વસ્તુપરાયણ અને વૈજ્ઞાનિક દૃષ્ટિને આપણે અર્વાચીન દૃષ્ટિ કહીશું. એ અર્વાચીનતા એ એકાન્ત અર્વાચીનતા નથી, માત્ર સમકાલીન કે ભૂતકાલીન દૃષ્ટિની અપેક્ષાએ અર્વાચીન છે. પ્રો. ઠાકોર ગોવર્ધનયુગના આદમી ને વિદ્વાન, પણ કવિ ને વિચારક લેખે જાણે ૧૯૨૦ પછીની સરજત છે. વળી અર્વાચીન દૃષ્ટિ એટલે આ યુગની પ્રતિનિધિ–દૃષ્ટિ છે એમ પણ નહિ; એ દૃષ્ટિની નીપજ આ યુગની વિશિષ્ટ નીપજ છે અને એને ભાવના–કે કલ્પનાપ્રધાન કરતાં વસ્તુ-આગ્રહી હકીકત-આશ્રયી જીવનદર્શન સાથે વિશેષ નિસબત છે. ગાંધીજીની સરખામણીમાં મશરૂવાળા અને ઠાકોરની ફિલસૂફી વિશેષ વસ્તુ-આશ્રયી છે, અને તેથી આ લેખના સંદર્ભમાં તેને વૈજ્ઞાનિક ને અર્વાચીન ગણી શકાય.

પ્રો. ઠાકોરની દૃષ્ટિ જીવનના પરમ પ્રશ્નોના પ્રાપ્ત ઉત્તરો સંબંધી આસ્થા કે ઇનકાર બંનેમાંથી એકેનો સ્વીકાર કરતી નથી. બંનેથી દૂર રહેવાનું તેને વાજબી લાગે છે. એક બાજુ આ વિશ્વના નિર્માણમાં કશી સહેતુકતા કે બુદ્ધિવ્યાપાર તેને જણાતો નથી; બીજી બાજુ એવા અનુભવમાં–પ્રકૃતિના સંસ્પર્શમાં, લાગણીની સૂક્ષ્મતામાં, ભાવનાના ઉદ્રેકમાં, સદ્વૃત્તિમાં, કર્તવ્યબુદ્ધિમાં, બુદ્ધિ વિશે પણ તટસ્થ 'બુદ્ધિ'થી વિચારવામાં કલાનાં પ્રક્રિયા અને વિમર્શમાં એવાં ગહન તત્ત્વો તેને જણાય છે જે એને ભેદી અને કોઈક

અગમ્ય વસ્તુનું સૂચન કરી જતા લાગે છે. જગત અને જીવનની કોઈ વિદૂર દૃષ્ટિમર્યાદાને તટે એ એવાં તો લઈ જાય છે કે આ જીવનના મતામતી, ક્ષુધાતૃપ્તિ અને કામવાસના સિવાયનાં ભાવનાત્મક મૂલ્યો ખોટાં ગણાતાં તેને નડે છે. એવા શ્રેયોની ઝાંખીમાં તેને રસ છે, બને તો એમાં એને શ્રદ્ધા દૃઢ કરવી છે. એ દ્વારા ઈશ્વરની, પુનર્જન્મની, મોક્ષની કલ્પના સુધી જવાય તો તેને વાંધો નથી, પણ માત્ર આપ્તવચન, ગુરુવાક્ય કે લોકશ્રદ્ધા તેને માટે બસ નથી. પ્રો. ઠાકોર અજ્ઞેયવાદી તરીકે કાંઈક આવા છે. કોઈ વિશિષ્ટ સંવેદન તેમને અડી જાય તો તેને તે સત્કારે છે. કોઈવાર વિશ્વની યોજનાનો તે આત્યંતિક વિરોધ પણ પોકારે છે. તથાપિ આ બધા કલ્પનાના દર્શનો તેમને માટે તાત્કાલિક કે કામચલાઉ છે. તેથી એમનાં કાવ્યોમાંથી એકાદ બે ઉપાડી એમની જીવનદૃષ્ટિ વિશે વિધાન કરવું અનુચિત છે. વિચારક તરીકેયે ઘણી વસ્તુની નિશ્ચિતતા નહિ-સંભવિતતા તેઓ સ્વીકારે છે. કવિ તરીકે તો જુદી જુદી ભાવસ્થિતિ અને જીવનદૃષ્ટિને એ મૂર્ત કરે અને કલાસંદર્ભમાં તે તે જીવનદૃષ્ટિ આપણી પાસે – ભલે ઘડીભર–સંમતિ ભણાવે છે. આને લીધે જ કોઈ કોઈ કાવ્યમાં પ્રો. ઠાકોરની અનાસ્થા ઊછળી આવે છે, તો કોઈમાં પરમ આધ્યાત્મિક સ્થિતિની નિગૂઢ આકાંક્ષાની આરત વરતાય છે. 'વિરહ'ગુચ્છના મનોહર કાવ્યોમાંના "સુખી ગ્રીષ્મ"ને અંતે એક જીવનવલણ પ્રગલ્ભ થઈને ઊભરી આવે છે. ગાઢ દુઃખમાં ભૂતકાળમાં ભોગવેલા સુખની સ્મૃતિને નિયતિની દયા અને આશીર્વાદ ગણવા? અથવા સુખની સ્મૃતિ દુઃખને વધુ ઘેરું બનાવે છે એમાં નઠોર નિયતિની દ્વેષવૃત્તિ સંતોષ પામતી ગણવી! આ વીતકની વાત તટસ્થ જડ નિયતિને નિવેદવામાં અર્થ પણ શો છે? આટલો જ કે આવી નિયતિને ભયના માર્યા મનુજે દયાઘન ઈશ્વરનું ભવ્ય નામ આપી સ્વર્ગને સિંહાસને બેસાડી દીધી છે!

> ગયું, બધું ગયું જતાં જ મુજ સ્વપ્નિનો મેર હું,
> ન ક્યાંય કંઈ ભાળતો, અનુપરૂપ જાતે ભલે
> તથાપિ યમઝાળ દંશ મુજને શકે ઠારી જે
> પરંતુ વધી જાય છે વરસ એક એકે સદા
> સ્મરું ફરી, સ્મરું જ ગ્રીષ્મ મધુ વીત એ આપણી,
> સ્મરું, બળી રહું, તથાપિ વળી વિસ્મયે ચિંતવું
> હશે નિયતિ શું કંઈક કરુણાનું પ્રકૃત્ય કે
> તને હરી જતાં જ જે દઈ ગઈ પૂગ સાધ્યની
> સુરેખ ઉરમેળ સૌમ્ય સમન આખી મધુ
> સ્મરે સુખ તણી કણો દુઃખવનાતપ્યો જીવને,
> નિહાળી કણ એહવો, નિયતિ, લાગણી વી તને?
> સ્મરી દુઃખ વિશેષ ચિંચિન કરું કરી, તે થકી
> ઠરી, નિયતિ, તૃપ્તિ શું અનુભવે દયા તાહરી?
> સ્મરી સુખ દુખે દુખી જ બનું ઊલટો, તે થકી
> ઠરી, નિયતિ, શું રહે હમી નઠોરતા તાહરી?

આની સામે પ્રકૃતિની કોઈ વિરલ સ્થિતિના સંપર્કથી અનુભવની ગાઢ શાન્તિનું નિરૂપણ કરતાં કવિને ચિત્તમાં એવી વિલક્ષણ ને અપૂર્વ સંવેદના થાય છે કે તેને 'આધ્યાત્મિક' કહ્યા વિના તેમનાથી રહેવાતું નથી. મનુજ પ્રકૃતિનું બાળ છે, છતાં તેનાથી અલગ થઈને તેને વિચારી શકે છે અથવા પોતે અલગ હોય એમ જીવનની ગડમથલમાં મૂઢ કે મગ્ન થઈ મહાલે છે. વળી પ્રકૃતિના વ્યાપની

સહેતુકતા જ મનુજ દ્વારા સિદ્ધ તો નહિ થતી હોય એવી અનુભૂતિ પણ માનવને થાય છે. વિશ્વનું કોઈ અગોચર સૂક્ષ્મ તત્ત્વ પ્રકૃતિ અને માનવને સાંકળી રહ્યું છે, એ બેનો તન્ત્રી કોઈ એક જ છે, એવું સ્ફુરણ થાય એવો તદાકારતા અને સમાન ભાવનો અનુભવ થાય છે બાળક માતાને નીરખે એમ પ્રશાન્ત નિસર્ગને કવિ આત્મીયતાથી નીરખી રહે છે, તેને વળગી પડે છે, તેમાં લીન થાય છે. સંસારના સમસ્ત ક્લેશસંતાપ વિલય પામે છે. આ છે કવિની કુંવારી દૃષ્ટિ, નવપલ્લવ કલ્પના, જેના જેવી કલ્પના વડે પ્રાચીન માનવઋષિએ નિસર્ગલીલામાં દેવો જોયા ને સ્તવ્યા.

જલ પટ લસે આ તે અંબા, ચૂમું તવ પાવડી,
વિધુ અરધ ને ત્રીજા નેત્રે ભરું મીટ માવડી.

ઉમાની કલ્પના પ્રકૃતિના સુખદ સખ્યમાંથી કંઈ આમ જ નહિ ઉદ્‌ભવી હોય!

કાવ્યનું અવલંબન બનેલું પ્રકૃતિનું દૃશ્ય સ્વસ્થ, સ્થિર ને રળિયામણું છે. તેમાં નથી દેખાતી ગતિ; પાણી છે પણ નથી વરતાતું વહન. જીવ માત્ર જંપી ગયાં છે. ઉપર ભૂરું આકાશ ને નીચે ભૂરાં પાણી વિસ્તર્યાં છે. જેમ કશું હલનચલન દેખાતું નથી તેમ ચિત્તની વૃત્તિઓ પણ વિશ્રાન્ત, પ્રશાન્ત છે. નભ અને જલપટની નીરવતાનો સંચાર ચિત્તમાં સહેજે થાય છે અને એ પણ એમના જેવું વીચિહીન પણ પ્રસન્ન છે. હવે રાગ નથી, દ્વેષ નથી, છે કેવલ ગાઢ ભાવાત્મક શાન્તિ. એ એટલી અપૂર્વ છે કે ઋષિઓએ ગાયેલો આનન્દઘન આત્મા ગોચરતાના પ્રદેશમાં તો નહિ ઊતર્યો હોય! પ્રકૃતિ અને મનુષ્યનું સખ્ય આધ્યાત્મિક ગણાય એટલું સૂક્ષ્મ અને ઊંડુ થયું છે.

આ અનુભવ ક્ષણિક છે ને વ્યવહારની ક્લેશકર સવારી આવવાની જ છે. આકાશના રંગ બદલાશે, પાણી હાલશે, ને જનજનાવર પ્રવૃત્તિમય થશે. વિશ્વનો ક્રમ બદલાતાં ચિત્તમાં પણ લહરીઓ ઊઠવાની: "અવનિદિનના કોષે પૂર્યો, છૂટી શકું જે જ ક્યાં?" પણ આ અપૂર્વ સ્પન્દનમાં સમયની ગણતરી નથી. આ શાંતિજ્યોતિની અનુભૂતિ સ્થળ–સમયના ગણિતમાં બેસે એમ નથી. એ ઝાંખી મળી તે મળી; હવે સર્વ વ્યવહાર, સર્વ સ્મરણ, સર્વ રાગદ્વેષનું રૂપ એના પ્રકાશમાં ને સ્મરણમાં થોડું ઘણું યે ફરી ગયું છે. કવિ એક વાર, ભલે એક ક્ષણ પૂરતો, આખા વિશ્વના રહસ્ય સાથે એકરૂપ થઈ ગયો છે. સદાશિવા પ્રકૃતિના શીળા ઉદરમાં તેને સમાસ લાધ્યો છે અને આખું અસ્તિત્વ સુધામય બની ગયું છે:—

દ્યુતિદલ લસે વચ્ચે શીળું લપેટતું વિશ્વને,
ઉદર જનની ત્હારું એ તો ઉદાર સદાશિવેઃ

ઉદર મહીં એ પામું આજે સમાસ, અહો ઘડી!
રગરગ સુધા વ્યાપે તારી, દયામય માવડી.

વિશાળ જળપટ, નિઃસીમ આકાશ અને સતત્ ઝમતી જ્યોત્સ્નાની આ દેવતાનો પ્રસાદ કવિ નહિ ભૂલે:

નભ–જલ–નિશા–જ્યોત્સ્નાદેહા ન બાળ વિસારશે.

કઠણ શબ્દોના કસબી પ્રો. ઠાકોરે શાન્તતાનું સંવેદન ઉદ્‌બોધવા લીસી, પારદર્શક ને સુકુમાર પદાવલિ યોજી છે. એક 'ખટૂકી' શબ્દ કદાચ ખટકે, તે સિવાય બધો શબ્દવિસ્તાર લલિત છે. અનેક પદાર્થોને બાથમાં ધારણ કરતી તેમની અલસગંભીર પંક્તિઓ કાવ્યની મુદાભરી શાન્તિને ડહોળ્યા વિના ધીરે ધીરે વહે છે. **ન ર લ સ** નો વર્ણગ્રામ સમગ્ર જ્ઞાનતંત્રને સ્થિર ને લીન કરે છે. ગતિની ગંભીરતા અને આ સ્વરનું આવર્તન દિક્કાલની નિઃસીમતા ને શાન્તતાની સંવાદિતા સર્જનારો વિભાવ બને છે. હૃદયમાં વિસ્મયજનક શાન્ત દ્યુતિમય સત્ત્વનું આવાહન થાય છે:

ખલકભરનાં શાન્તિ માતર્, જુએ શિશુ આપને,
જલ–નભ–નિશા–જ્યોત્સ્નાદેહા, નમે શિશુ આપને.

*

## [ ૨૧ ]

## પનઘટ

આપણા કવિઓનો કલાવિકાસ વિશિષ્ટ અભ્યાસ માટે ઠીક સામગ્રી આપે છે. એ દ્વારા કવિતાતત્ત્વ વિશે તથા ગુજરાતી ભાષાની ક્ષમતા તથા આપણી પારંપરિક રુચિ વિશે નિર્ણયો પણ બાંધી શકાય તેમ છે. 'કુમાર' તથા 'દક્ષિણા'માંનાં ગીતો જુઓ. ગેય કવિતાનું પ્રમાણ વધ્યું છે. સુન્દરમ્ અને ઉમાશંકર બંને ય ગેય અને અગેય બેઉ પ્રકારની કૃતિઓ આપે છે અને એમાંનાં ગેય કાવ્યોમાં રસ લેનાર વર્ગ મોટો છે. મનસુખલાલે ગીતોના સફળ પ્રયોગ કર્યા છે. તો સ્નેહરશ્મિએ નવીન કવિતાની— વિષયમાં નહીં, કેમકે વિષયમાં અદ્યતનતા તેમના "અર્ધ્ય"માં પણ જણાય છે, પણ નિબંધનરીતિમાં— વિશિષ્ટતાઓ 'પનઘટ'માં દર્શાવી છે. કવિતાનો પ્રવાહ પ્રાપ્ત સિદ્ધિનો સમાસ કરતો કરતો આગળ વહેશે એવું ચોખ્ખું જણાય છે. ભલે એક યા બીજી રીતિ તત્કાલ કવિપ્રિય કે વાચકપ્રિય બની હોય. બીજો નિર્ણય પણ સહેજે થઈ શકે : બધા કવિઓ બધી પદ્ધતિમાં સરખા કુશળ નથી હોતા; તેમની પ્રતિભા ને વલણો અને મર્યાદા હોય છે, છતાં સમયસમયના વાયરાની અસરમાંથી તે મુક્ત રહી શકતા નથી. જેમ વિષયમાં તેમ કલાકસબમાં, ફેશનની અસર પ્રતિષ્ઠિત કવિઓ ઉપર પણ થાય છે.

બંગાળી લહેકો લાવવામાં શ્રી. સ્નેહરશ્મિ પ્રથમ સફળ કવિ છે, પણ આપણી ભાષાનો સ્વભાવ એ લહેકો જીરવી શકે તેમ નથી એવી પ્રતીતિ તેમને થઈ લાગે છે. વિનોદની હળવી લહર "અર્ધ્ય"માં હતી તે, "ચિ. ગૌરીને"માં ને કાંઈક "ગલબાઈ કેરી ટેકરીએ"માં સ્પર્શી જાય છે.

ગૌરી, તારો નાનકડો પણ કાગળ મીઠો રૂડો,
મળતાં મારું હૈયું નાચ્યું – મરચે જાણે કો સૂડો.

ગલબાઈની મદભર ત્વરિત ગતિથી ચાલતી નારીની છબી કવિ ઝડપે છે. પાવડર, ક્રીમ અને શણગાર સજ્જિત સુંદરીઓને ઝાંખી પાડી દેતી

રૂપ રંગનાં નખરાં કરતી
ખીલી'તી જે નભ સંધ્યા,
એ નારી જોતાં શું લાગે
પુત્રવતી આગે વંધ્યા !

પુત્રવતી આગે વંધ્યા શી
સન્ધ્યાકાન્તિ વિલાતી'તી,
લક્કડિયા પુલ પર જ્યારે તે
નારી ગાતી જાતી'તી !

પ્રકૃતિની મુક્ત અસર અને કાયાના સતત આયાસ વડે ખીલતું સૌન્દર્ય નગરની વાસકસજ્જાને ક્યાંક ઝાંખી પાડી દે છે એવો અનુભવ કોને નથી ? નારીની સાચી મોહની આવી ઓમાં જ છે એટલું જ નહીં, આપણા કવિનું સમભાવશ્લેષ જનપદને સારી રીતે સમાવી લે છે એ પણ આ ઊજળતું કાવ્ય

દર્શાવે છે. આવી રમતિયાળ સામગ્રી આ ઉલ્લાસી અને ઉત્સવપ્રિય કવિ વિશેષ આપી શકયા નથી. જીવનની ગંભીરતાનો, તેની કરુણતાનો અને અતાગ રહસ્યમયતાનો ભાર એમને વધુ ને વધુ લાગ્યો હશે એમ આપણે સમજીએ. એમની પ્રતિભાના સ્વયંભૂ સ્ફુરણ જેવાં તેમનાં સંવેદન ગીતો, જેમાં જીવનનો ઉલ્લાસ જ નહીં, કરુણતા પણ કવિએ ગાઈ છે, તેને અવલોકતાં પહેલાં મનનપ્રધાન સૉનેટો તથા લાંબાં કાવ્યો, જેમાં તેમની શકિત નવું પ્રસ્થાન પણ કરે છે તેને જોઈએ.

"પડોશી"માં (જેની પ્રેરણા મરાઠી વાર્તામાંથી લીધી છે) કવિનો વિનોદ કટાક્ષગર્ભ બને છે. પોતપોતાની મર્યાદાઓ એક પંખી અને એક માછલું ઓળંગવા જાય છે ને નાશ પામે છે. વ્યવહારજ્ઞો તો કહે છે—

ધન્ય આ સ્વપ્નદ્રષ્ટાઓ !—અનાયાસે ક્ષુધા શમી !

બધા સ્વપ્નદ્રષ્ટાઓ આટલા કમનસીબ છે એમ તો કવિને અભિપ્રેત નહીં હોય, પણ કવચિત આવી લાગણી થઈ આવે છે તે કવિએ પ્રતિરૂપ દ્વારા વ્યક્ત કરી છે. એવાં પ્રતિરૂપો દ્વારા સ્નેહરશ્મિએ બીજા પણ મનનીય વિચાર રજૂ કર્યા છે, પણ બધામાં વિચારનું પ્રતિપાદન સ્વયંભૂ લાગતું નથી. અવલોકન અનુભવ કે વસ્તુવિમર્શના પરિણામરૂપ વિચાર હોવાને બદલે વિચાર ગોઠવવાને માટે અનુરૂપ દૃશ્ય કે ઘટનાપ્રતીક કવિએ શોધી કાઢ્યું હોય એમ લાગે છે. "રેલ", "કમળ અને તરંગ" જેવાં સૉનેટોમાં ઓછીવત્તી કૃત્રિમતા જણાય છે. પરંતુ "એ તો ન તું", "મિલનનું સ્વપ્ન", "શ્રી—શૃંગ", "સત્ત્વનાં કવચ", અને "વતન" આકર્ષક છે, અને તેમાં 'વતન'ની અપૂર્વતા હૃદયસ્પર્શી યે છે. આમ તો **ईशावास्यम् इदम् सर्वम्** આપણે સૌ કહીએ છીએ પણ કલ્પના ચિત્રમાં તેનું પ્રતીતિજનક સૂચન "એ તો ન તું ?"માં આધુનિક માનસને રુચે એવા શકયતાના સ્વરૂપમાં કવિ કરે છે. શાન્ત વિશ્રતસત્ત્વ ગુહામાં જેમ બહારના હવાના દધિમાંથી હવા પ્રવેશી બધું હવાથી ભરી દે છે,

એવી રીતે મન તણી મુજ કોટડીમાં,
ઓચિન્તી કો કહીં થકી અણુદીઠી આવી,
વાયુ તણી લહર શી મૃદુ, વા કદાપિ,
કો વીજના કડકડાટ શી પ્રેરણાઓ,
ચોપાસથી ભરી દિયે મુજ પ્રાણ જ્યારે,
ત્યારે જઈ ભૂલી મને બની હું રહું છું,
કો ભિન્ન સત્ત્વ, અતિદેહ, વિરાટ, દિવ્ય!

× × ×

એ તો ન તું ?—હૃદયશાયી અનંત ઈશ ?

આ તો સુન્દરમ્‌ને ગમે એવું જ નહીં, બલવન્તરાયને પણ વિચારમાં નાખી દે એવો પ્રશ્ન છે. મનુષ્યની શક્તિઓ કોઈ કોઈ વખત એવી કેન્દ્રિત, પરસ્પરપુષ્ટ, એકરૂપ થઈ જાય છે, કે એની ચેતનાને નવું જ રૂપ મળ્યું તેને સમજાય, આખો વ્યાપાર કોઈ લોકોત્તર ઘટના લાગે, અને અગમ્ય ને ઈશ્વરી પણ તે ગણે. ત્રીજા નેત્રની વાત પ્રો. ઠાકોરને પણ કરવી પડે છે ને ? નેતાઓને, સેનાનીઓને પોતાનાં પગલાંમાં અને ધર્મ સ્થાપકોને પોતાની વાણીમાં ઈશ્વરી દિશા દેખાઈ છે કલાને મહત્તા આ કારણે જ અપાઈ છે. અને કવિતાને આત્માની કલા કહેવામાં આવું જ રહસ્ય હશે. પણ દુઃખની વાત

એટલી છે કે ચારે કોર વ્યાપેલા ઉદધિની શક્તિ રામને જ નહીં, રાવણને પણ મળી જાય છે, અને માનવના શત્રુ જ ગણી શકાય એવા અસંખ્ય પુરુષોએ અસાધારણ સંકલ્પશક્તિ, બુદ્ધિશક્તિ, વ્યૂહશક્તિ દાખવી છે, આવી હકીકત કાવ્યના પ્રેરિત વિચારને કંઈક અયથાર્થ બનાવે છે.

વીગતસભર ઉપમા "એ તો ન તું ?"માં તેમ "મિલનનું સ્વપ્ન"ને "શ્રી-શૃંગ"માં કવિની રીતિનું આકર્ષક અંગ છે. બલકે એમ કહી શકાય કે પ્રલંબ અલંકાર-રચના એ 'સ્નેહરશ્મિ'ની કવિતાનું એક લક્ષણ છે. "મિલનનું સ્વપ્ન"માં નદી સમુદ્રના મિલનનું સ્વપ્ન સેવે છે, તેમ પરમાત્મારૂપ ઉદધિના મિલનનું સ્વપ્ન આ જીવ સેવે અને સુખદુઃખના માર્ગમાં થઈ તેમાં ભળી જાય એ કાંઈ અશક્ય નથી. કાળનો–મૃત્યુનો બોલ સાંભળી આત્મા એક વાર તો આઘાત પામે, પણ નદી જેમ ઉદધિમિલનને પોતાનું ઇષ્ટ ગણી તે તરફ હૃદય ઉછાળતી દોડે છે તેમ આત્મા પણ બનવાજોગ છે, કાળરવથી ભડકયા વિના પરમાત્માના પરમ ચેતનામય ઉદધિમાં લય પામે. જે નથી દેખાતું, જે અગમ્ય છે, તે અનિષ્ટ જ છે એમ ગણવાની આપણે ભૂલ શા માટે કરીએ ? એ પરમ ઇષ્ટ અને પરમ મંગલ હોવાનો સંભવ ઓછો નથી.

મૃત્યુ નહીં તું જીવનસાથી !<br>
તું મુજ હૃદય વિહારી ! ('મૃત્યુને')

પર્વત પર ચઢનારને અગમ્યને–વિરૂપનો ડર લાગે છે, પણ ધીરજથી જે ચઢે જ છે તેને સૌંદર્ય અને મધુર તાજગી મળી રહે છે. મરણ એ જીવનપ્રયાણમાં શિખર છે. એ વિરૂપ અને ભયાનક કેમ હોય ? એ તો શાશ્વત સૌંદર્યનું ધામ હશે.

"સત્ત્વનાં કવચ" અને "વતન"માં કાવ્યબીજ પ્રત્યક્ષ અનુભવનું કે સૂક્ષ્મ પણ સાચા સંવેદનનું છે. શિષ્યોના ઉન્માદને જીરવી લેવા શિક્ષકને કવિ સૂચવે છે કેમકે એ તોફાન તો અંદર ખીલતી શાન્ત શક્તિનું કવચ છે. નાનેરાંનાં તોફાન ને ચેનચાળાથી આકળા થનાર વડીલને ધીરજમૂર્તિ ખેડૂતનું દૃષ્ટાંત અર્પે છે, જે બરાબર સમજ્યો છે કે "છળ અંગ્લને, ખીલતી મિટ્ટીની પૂર્ણતા." 'વતન'માંનો વિષાદ વિશેષ હૃદયસ્પર્શી છે. જૂના વસવાટનું પ્રિય સ્થળ અનેક વર્ષે આપણે જોવા જઈએ તો આપણી આતુરતાને યોગ્ય પ્રતિશબ્દ ક્યાં, જાણે, મળતો નથી. આપણે એ ભૂમિને, એ વાતાવરણને, એ ગૃહ અને શેરીને ભેટવા માગીએ છીએ; અને એ બધાં તો જાણે "તું કયાંનો આવ્યો ? અમે તો તને ઓળખતાં નથી" એવો પોકાર કરી મૂકી આપણને ભાગી જવા કહે છે. આ જિંદગી વિશે મમતા અને રાગ બાંધીએ પણ તે મિથ્યા તો નહીં હોય ?

લોકમાં અર્થની અને પ્રતિષ્ઠાની વિષમતા છે, ખરેખર જ્યાંથી પોષણ પામીએ છીએ તેની જ ઉપેક્ષા અને અવનતિ આપણે કરીએ છીએ; આપણા તેજના ગુમાનમાં તેજના પ્રભવનીજ અવજ્ઞા કરીએ છીએ; શ્રમજીવીઓને ખભે ચઢી શ્રમજીવીને જ કૃશ બનાવીએ છીએ. આ પરિસ્થિતિને "શિખા અને દિવેટ"*માં કવિએ કલ્પાત્મસ્વરૂપ આપ્યું છે. કાવ્યમાં લાઘવથી સચોટતા વધત, કાવ્યને અંતે અર્થનું સ્પષ્ટીકરણ કરવાની કશી જરૂર નહોતી કેમકે પૂર્વની પંક્તિઓનો ધ્વનિ સ્ફુટ છે. દીપપાત્રના વિચારમાં કવિનો અભિપ્રાય વગેસોજ છે.

---

* 'સેવા'માં આને મળતું જ ચિંતન છે; તેમાં પ્રતિરૂપ નાટ્યાત્મકપુષ્ટ અને વેધકતા હોવાથી એ વિશેષ સફળ લાગે છે. જો કે પદ્ધતિ શમોદીય છે.

"જે પ્રાણને પોષી, સુપુષ્ટ અંગ સૌ
કરે પ્રયત્ને નિજ સર્વ ભાગથી,
તેને લલાટે અતિહીન દૈન્ય,
વિધાત્રી આવું લખતી હશે કે
કે ઓશિયાળા બનીને જ તેણે
દેવું રહ્યું જીવનહીર મૌને!

અને વળી એ શુચિ ત્યાગથી જે
પોષાય તેને નહિ મૂલ્ય તેનું કૈં!"
એવું વિચારે જ્યહીં દીપ-પાત્ર
ત્યાં વાટ પૂરી જળી તે ગઈને
પ્રદીપ-જ્યોતિ હતી ના હતી બની!

આ વિચાર અને પ્રતીક કાવ્યક્ષમ નથી એમ નહીં, પણ કવિના કસબમાં કૈં ખામી છે જ. કાંઈક પ્રસ્તાર, કાંઈક વિવરણ, કાંઈક ગદ્યપણું કાવ્યતામાં ધુસી જાય છે અને નવો વિચાર ચમત્કાર રૂપે દિલમાં વ્યાપી જવો જોઈએ એ થતું નથી. એટલી કાવ્યની વેધકતામાં, અર્થાત્ કાવ્યતામાં ઊણપ જ છે. વિચારપ્રધાન કે ચિંતનપ્રધાન કવિતા, જે કેવળ ઊર્મિબળ ઉપર નિર્ભર નથી, તે ગદ્ય પેંડે પથરાઈ જવાનો બહુ સંભવ છે. સામાજિક વિષમતાને અવલંબતું બીજું કાવ્ય "સંસ્કૃતિવૃક્ષ" જોહ્ન ડેવિડ્સનના "This Beauty, this Divinity, this Thought" નું રૂપાંતર છે;× પણ એની વેધકતા મૂળ કરતાં ઓછી છે.

---

× "*This Beauty, this Divinity, this Thought,*
This hallowed bower and harvest of delight
Whose roots ethereal seemed to clutch the stars,
Whose amaranths perfumed eternity,
Is fixed in earthly soil enriched with bones
Of used-up workers; fattened with the blood
Of prostitutes, the prime-manure; and dressed
With brains of madmen and the broken hearts
Of children. Understand it, you at least
Who toil all day and write and groan all night
With roots of luxury, a cancer struck
In every muscle; out of you it is
Cathedrals rise and Heaven blossoms fair;
You are the hidden putrefying source
Of beauty and delight, of leisured hours,
Of passionate loves and high imaginings;
You are the dung that keeps the roses sweet."

ચિંતનગર્ભ કાવ્યોમાં "વ્યક્તિને" તથા "જુદાઈ" વાણીના પ્રસાદ અને લાઘવથી વિશેષ રમણીય અને સ્મરણીય બને છે. એ ગીતની લખાવટમાં સ્નેહરશ્મિને જન્મસિદ્ધ ફાવટ છે એ તેનું કારણ હશે. તમારે જીવન સાર્થક કરવું છે ને? તો પછી જીવનની જડતા, મૂર્ખતા, ક્રૂરતા આદિ મર્યાદાઓથી દુણાયેલા ન રહેતો. જ્યાં હો ત્યાં તમારી પકડ પેરે સુગંધ રેલાવો. "જુદાઈ" માંની વિચાર-રેખામાં નવીનતા પણ છે. કવિને આત્મામાંથી સ્ફુરતી કવિતા–પોતાનું ખરેખરું દ્રવ્ય–પણ પોતાની ઉત્પત્તિ નથી લાગતી એ મની વિચિત્ર ઘટના! ગાન ગાયું અને હાથમાંથી ગયું! છતાં સદુપયોગની વાસના ટાળવી ટળાતી નથી.

ગાન આ ઉર મહીં આજ જાગી વહે
ને નથી ગાન બીજા ઘણાં યે
તેય ના પાસ રહે, સ્મૃતિ ન કો સાથ રહે
નિજનું કો કયાંય ના કો જણાયે!
નિત્ય જુદાઈની કારમી જ્યાં પડી
જગ સૌ ઉરઉરે હોયે આરી—
સાથ ઉરવા તણી તોય આ ઝંખના
પ્રાણને કેમ રે! રહે અનાવી!

સ્નેહરશ્મિનાં મનનપ્રધાન લાંબાં કાવ્યો વિચારની દૃષ્ટિએ દ્રવ્યવાળાં છે. પણ કાવ્ય તરીકે બહુ આસ્વાદ્ય નથી. કાં તો તેમાં શ્રદ્ધા કે અભિનિવેશની પૂરતી ગતિ કે ચેતના આવતી નથી, કાં તો તેમાં ચમત્કારક નાટ્યતત્ત્વ આવતું નથી, કાં તો તેમાં આવશ્યક સંક્ષેપ નથી. "બ્રહ્માંડમંગલ" ઉપાડમાં નાનાલાલ અને શેલીનું સ્મરણ કરાવે છે પણ એનો માત્ર પ્રવેશક–ખંડ જ અહીં છે. કવિની પાંખ ઉડ્ડયનમાં ટકાવ રાખી શકશે યા નહીં એ પ્રશ્ન અપ્રસ્તુત ગણીએ, સર્વમંડળના સંગો સત્ત્વયોગ્ય વ્યક્તિતા પૂરતી નહીં દાખવે એવો અંદેશો રહે છે. 'ઘડાતા ઇતિહાસનું એક પાનું' 'પનઘટ'નાં એકવીસ પાનાં રોકે છે અને સમાજની અર્થવ્યવસ્થા અંગે અતિપરિચિત સ્વરૂપની ચર્ચા કરે છે, જેમાં ઉશ્કેરાયેલો સમાજવાદી યુવક સીન–માલાની વાતથી પોતાની દલીલને તીક્ષ્ણધાર કરતો લાગે છે. સંપત્તિની વહેંચણીનો પ્રશ્ન મનુષ્ય ઉન્નતિનો મોટામાં મોટો પ્રશ્ન છે. અને લોકનેતાઓ આડી અવળી વાત કરી જનતાને આંખે પાટા બાંધે છે. ધર્મનામે કે રાષ્ટ્રનામે તેને આર્થિક ગુલામીમાં સબડવા દે છે. હવે આ અહિંસાનું નવું અફીણ શોધાયું છે!

ને અહિંસા કેરી એ
વાત છે એ જાગતા જગ પ્રાણને
આત્મઘાતક ઘેનમાં ફરી નાખવાની
('ઘડાતા ઇતિહાસનું એક પાનું')

જનતામાં, મનુષ્યજાતિમાં શ્રદ્ધા અને તેના ઉપર કોઈ ને કોઈ રીતે અમલ ચલાવનારમાં અવિશ્વાસ એ બે વિચાર આવાં કાવ્યોમાં તરી આવે છે. કવિનો મનુષ્યપ્રેમ ધર્મ અને દેશના સીમાડાઓ ઓળંગી જાય છે. ભારતની મુક્તિ એ મનુષ્યમાત્રની મુક્તિના પગરણનું પર્વ છે અને એ રીતે આપણી સાર્વત્રિક ઉદાસીનતા ને નિરાશામાં વધાવવા યોગ્ય છે. એ કવિએ બંગાળી ઢબની પણ સુમધુર અને ઉમંગભરી વાણીમાં ગાયું છે. ઇતિહાસનું સત્ય છે કે

કુદરત ને મનુજોની પશુતાની સામે છતાં
ખાધી નથી માનવતાએ કદી કશી હાર!
('જનતા અને કવિ')

જિંદગીનાં પરમ મંગલો – પ્રેમ, સૌંદર્ય, સર્વકલ્યાણવાંછા છોડી સત્તાને મનુષ્ય વરે છે વસ્તુ કવિએ "વરદાનમાં"માં સરસ વર્ણવી છે. એ સત્તાનો ઉપયોગ તો પોતાનાં જેવાં બીજાં મનુષ્યો હીર ચૂસવામાં અને તેમને અંધકારમાં રાખવામાં તે કરે છે. પણ જનતા લાંબો વખત અંધકારમાં રહેલ નથી એટલું એનું પોતીકું પ્રકૃતિદત્ત વર્ચસ્ છે.

જનતા દોરવાયે છો, ક્ષણ બે ક્ષણ કોઈથી,
સદાને કાજ ના કિંતુ કોનાથી દોરવાય તે.
પડતી, લડતી, ખોતી, વેચાતી, છેતરાતી વા,
ઊંઘતી, પામતી મૂર્છા ને બહુ પેર એમ તે
રોજ રોજ ટિપાતાં યે જનતા કોથી ના મરે.

જનતા એ જીવંત અને ગતિશીલ તત્ત્વ છે અને સદાયે ઉત્ક્રાંતિશાલી છે.

વારંવાર સહેવી તો જનતાને પડે વ્યથા
પ્રસૂતિની – અને આ સૌ અશાન્તિ આજનીય છે.
એના પ્રતીકશી! – છે એ ચિહ્ન જિજીવિષાતણું.

અને જનતાનો દ્રોહ કરે, મનુષ્યને યંત્ર બનાવે એ સાચી સંસ્કૃતિ કેમ હોઈ શકે એ પ્રશ્ન "બ્રાહ્મમુહૂર્ત"માં કવિ કુશળતાથી તપાસે છે. કવિતા, કલા, વિજ્ઞાન આદિથી વાધતી સંસ્કૃતિના પાયામાં જો હિંસા જ હોય તો એ સંસ્કૃતિમાં મનુષ્યનુ સાફલ્ય શી રીતે ગણાય? અને કશી પણ હિંસા વગર શરીરયાત્રા પણ સંભવિત નથી તો હિંસા માત્ર સંસ્કૃતિ અર્થે અનિવાર્ય ગણવી?

રચ્યાં અમે આલય જ્યાં મહાન,
ને પથ્થરે ડામરથી 'ઘસા' જ્યાં
માર્ગો રચ્યા તેની તળે ન જેમ
વર્ષો તણી પાંગરશે કદી કલા,
મનુષ્ય પે તેમ અમે બધા અહીં
સરકારના રોજ નવા નવા જે
ચઢાવીએ ઓપ, બધા ન તે શુ
છે લીંપણો જે ઉર, ચિત્ત, પ્રાણને
અસ્પૃષ્ટ રાખે નિત તે હવાથી,
જેથી શકે માનવી માનવી બની!
જે દુર્નિવાર છે હિંસા જીવવા કાજ, તે થકી
અદકી કરવાને જો થાય ઇચ્છા, અધર્મ તે.

* ઈ પછી અ છે ડી દીધો છ તે ક્લિષ્ટ લાગે છે.

જીવવા કાજ હિંસા જે થાય, તે પ્રકૃતિક્રમ,
ઉત્ક્રાન્તિ ઉદ્‌ભિદેથી ય યોનિજો સુધી એ ક્રમે.
નો'તો કો દોષ હિંસામાં એ, ન નીતિ – અનીતિનો
હતો એમાં કશો પ્રશ્ન – પ્રકૃતિ પ્રાણી કેરી એ.
વિકૃતિ – પ્રકૃતિ એ તો પામી મનુષ્યને જગે,
જ્યારે સ્વાર્થ તથા સત્તા કેરું સાધન એ બને.
કરવી જ પડે હિંસા વિના વિકૃતિ એ બધી
નિરુપાયે થતી તે તો – સ્વીકારી એવું નમ્ર થૈ,
પ્રાયશ્ચિત કરી તેનું હણાયાંની ક્ષમા ચહી
હણાયું તેથી યે રૂડું સર્જવું નવું મંગલ !-
એ તો છે સંસ્કૃતિ સાચી, એ છે ધર્મ સનાતન.

સુકુમાર હૃદયની સાચી જીવનદૃષ્ટિ આવી વિમળ વાણીમાં પ્રગટ થાય છે. પણ અંશેઅંશમાં આવી સ્ફુટતાની આગ્રહી વિચિકિત્સામાં કવિતાકલા વણસે છે એવા સંદેહમાં સહેજે પડી જવાય છે. આ વર્ગનાં સર્વ કાવ્યોમાં કેવળ રમણીયતાની દૃષ્ટિએ "વરદાન" અને, "મુક્તિઉષા ?" તોલમાં પૂરાં ઊતરે છે.

ચિન્તનની સમાધિ કરતાં સુન્દરતાનો ઉત્સવ, પ્રણયનો ઉલ્લાસ, વીરત્વનો ઉદ્રેક કે કરુણનું માધુર્ય સ્નેહરશ્મિને વધુ ગમે છે. કવિ દલીલ કરે તો વાચક પણ શસ્ત્રસજ્જ થઈ ઉપપત્તિ–અનુપપત્તિની ચિકિત્સા કરવા તત્પર થાય, કવિ ઊલટથી ગાય તો વાચક તન્મય થઈ નાચે, એવો કાંઈક અનુભવ થાય છે. એક સ્થળે એ કહે છે: "ઘડી આજની તો એક રળિયામણી રે"; બીજે સ્થળે કહે છે: "સુન્દરતાના એ ઉત્સવમાં જગનો ઝંખી સાથ રહું." કાવ્ય પ્રેરણાનો પનઘટ રવિ, શશિ, ઘણુ ને વિહંગગણને નોતરે છે તેમ તૃષાર્ત મનુષ્યને પણ તેડે છે. ભૂત અને ભાવિને જોનાર ક્રાન્તદર્શી પ્રેરણા—

સીંચી પ્રફુલ્લ ઉરકુંજ અનેક હોંસે,
સોહી રહે ગહન કાળ તણે પટે કો

નિત્યે ધીખ્યા પ્રખર રણમાં લીલી નાઘેર જેવો !
સંતપ્તોનો પનઘટ, જગે એક વિશ્રામ તું તો !

(પનઘટ)

કવિતાની કૃતાર્થતા એ છે. કવિતાનું એવુ પ્રેમળ સ્વરૂપ સ્નેહરશ્મિ કલ્પે છે. તેમનો ઉલ્લાસપ્રેમ, સ્નેહાર્દ્રતા, સુકુમારતા કાયર આપરખાપત, સલામતી કે સ્થિતિસમર્થનને પુરસ્કારતી નથી કે નથી સરતી વેવલાપણામાં; બલકે એનો એમને તિરસ્કાર છે. એટલી એમની પ્રત્યક્ષ પરિસ્થિતિ વિશે તીવ્ર જાગૃતિ છે; અથવા એટલી એમની આધુનિકતા છે વા દેશમાંના વ્યાપક સંચલનની અસર છે.

મધરાતે હું જાગી હો સજની,
સૂતી સપને જાગી;
આઘેરી કોક વાગી, કે
મુરલી આઘેરી એક વાગી.

(દીવડો)

એ મોરલી શરત્ પૂર્ણિમાના રાસે નોતરતી નથી, તમારું સર્વસ્વ આ ભોમ માટે ખપાવી દેવા તેડે છે.

સૂતો હોય તો જાગજે બેટા, રણુના ભેરિંગ નાદ.
આવ્યું આજ મોઘું ટાણું,
ગાઈ લે મોતનું ગાણું.

"અમ્મર તપો" એ ભૂમિપ્રેમનું મનોહર કાવ્ય છે, એની અપૂર્વતા એના ખેડૂત સાથેના તાદાત્મ્યમાં છે. કવિઓએ દેશની સંસ્કૃતિ ઉપર, તેના સંતો વિચારકો કવિઓ વીરો ઉપર મુગ્ધ થઈ, વા તેની રળિયામણી ને વિવિધ પ્રકૃતિસુન્દરતા ઉપર વારી જઈ, દેશપ્રેમ ગાયો છે. અહીં તો ખેડૂતની મુગ્ધ કન્યા સહજભાવે ભૂમિની મમતા ગાય છે. એની સ્વાભાવિકતામાં એનો ચમત્કાર છે.

અમે મૂઠી એક બાજરી વાવી,
હું સુંડલા ભરી લાવી !
એ ભોમ મારી અમ્મર તપો !

ખેડૂતોના દેશમાં દેશભક્તિનો સાચો અને સાર્વત્રિક ઉદય આવો જ હોય. દેશમુક્તિ એ માનવમુક્તિનો પૂર્વરંગ છે. અને દેશમુક્તિના તેમ માનવમુક્તિના પર્વમાં સર્વને પરાક્રમ દાખવવા કહેણુ છે. જૂના જગની સીમાઓ વિસ્તારવા દુર્ગમ વનોને વીંધવા કવિ સૌને મંજુલ ગાને ઉદ્બોધે છે. "ચપટી રાખ"માં માનવસેવાની વાસનાનો એક અનુષંગી ભાવ બરાબર વર્ણવે છે. કયાં ગૌતમબુદ્ધ, ઈશુ ને ગાંધીજી ! કયાં આપણે પામર જીવો ! એમને તો ક્યાંકથી આદેશ મળતો હતો. એમના પંથમાં કોઈ આધ્યાત્મિક પ્રકાશ રેલાતો હતો.

મને ન પથચિહ્ન ! ના નયનનો ઇશારો જરી !
મને ન શિરપે અગન્ત નભતારકો ફુહે કદી !
અનેક મહીં એક હું ય વણજાર આ વિશ્વની
મહીં ભળી જઉં વિના જીવનધ્યેય કો, – કિન્તુ શું
શકીશ થઈ હું ન રાખ ચપટી ય ? – જે કોઈ દિ
ઊડી દુરિત કેરી કોક ચિનગારીને ઠારશે.

સમર્પણની ભાવનાના વિનમ્ર અને સર્વસાધ્ય સ્વરૂપને કવિ આમ નિરૂપે છે. "એ તો ગાંધીજીનું ગજું; આપણો શો હિસાબ !"—એવા નાનમના ભાવને, એવા કાર્પણ્યને, મહાન કે અતિશય શક્તિશાળી પુરુષના સમાગમમાં આપણને લાગતી ઝાંખપને નિર્દેશી તેનુ સાચું નિવારણ તેમણે શોધ્યું છે. સર્વત્યાગ એ જ અંતિમ મૂલ્ય હોય ત્યાં તેની ઉચ્ચઅનુચ્ચતા માપવા બીજાં મૂલ્યો હોય જ નહિ.

ગાંધીજીના મૃત્યુનો સાર્વજનીન આઘાત વ્યક્ત કરવા "બાપુ જતાં"માં કવિ પ્રયત્ન કરે છે, પણ સામાન્ય વિલાપથી બહુ ઊંચે એ કાવ્ય જતું નથી. ગાંધીજી જવાથી પ્રેમ, ત્યાગ અને શીલ તો શું, ઋત અને સત્ય પણ લુપ્ત થયાં હોય એવી દુનિયા ભાસે છે. પણ આથી વિશેષ તીવ્રતા કાવ્યમાં આવતી નથી. ઊર્મિ કે વિચારનો તેમાં વિકાસ નથી; બે વિભાગમાં પડી સંવેદન તૂટી જાય છે; મનનું આશ્વાસન પણ અતિત્વરિત અને અશ્રધ્યેય લાગે છે. એ કરતાં "કોણ ફરી બોલાવે ?"નો કરુણ વધુ

હૃદયદ્રાવક છે. મરણોન્મુખ જીવની કુટુંબ, ઘર અને આ પૃથ્વી તરફની ખેંચને કવિએ સરસ નિરૂપી છે. મરણનાં દુઃખો આપણા મધ્યકાલીન કવિઓએ ઊલટભેર ગાયાં છે અને પ્રાણિયાને કિરતાર ભજી લેવાની શિખામણ ઊછળી ઊછળીને આપી છે. કવિ અહીં સૌમ્ય અને વાસ્તવિક દૃષ્ટિથી, જનારની લાચારી અને સ્નેહબન્ધ વર્ણવે છે. આંખનું તેજ ઝાંખું થતું જતું હોય, સ્વજન અને પ્રિય વસ્તુની રેખાઓ અવ્યક્ત થતી હોય, પરિસ્થિતિ પૂરી સમજાતી ન હોય, જીવની અંતિમ ગતિ ટાળી શકાતી ન હોય, એવી દશા કવિએ સચોટ નિરૂપી છે. વાચક વાતાવરણનું ધૂંધળાપણું અને ગૂંગળામણ અનુભવે છે.

મુજ વિદાય સમયે કો આ
 મને પાછળથી બોલાવે ?
 મને કોણ ફરી બોલાવે ?
 'રે જા માં ! જા માં !' એવાં
આ ઘર ઘરનાં સૌ નેવાં,
 છલ છલ થાતાં હિબકાં લેતાં
 વચનો કેમ સુણાવે ?
 મને કોણ ફરી બોલાવે ?

* * *

નહિ પ્રયાણ શકું આ ટાળી,
કયમ સ્નેહ શકું વળી પાળી ?
 કો કહો ધરતીની રજ રજને કે,
 વિદાય હવે અપાવે !
 મને કોણ ફરી બોલાવે ?

પ્રકૃતિ અને પ્રણયનો ઉત્સવ ને કામનો અસ્પષ્ટ મધુર પણ પ્રબલ વ્યાપાર વર્ણવવામાં તથા પ્રીતિવિષયક મનનમાં સ્નેહરશ્મિની પ્રતિભાનું સૌથી આકર્ષક સ્વરૂપ દેખાય છે. વિશ્વવ્યાપી પ્રણયતત્ત્વના બલવાન પણ અવ્યક્ત પ્રવર્તનના કે સ્ત્રીપુરુષની સહયોગની તીવ્ર તૃષાના નિરૂપણમાં તેમની શક્તિ ઝળકી ઊઠે છે. સુસ્પષ્ટનું વીગતસભર સુપુષ્ટ વર્ણન કરતાં કવિ કવચિત્-ક્વચિત્ સાધારણતાની લાગણી જન્માવે છે; તો અવ્યક્ત મધુરની તેમની રૂપસુંદર નિર્મિતિ પરિતોષ આપે છે.

'વર્ષાગમને'માં વર્ણન કરતાં ચિંતનમાં નવીનતા છે. મેઘ અને વીજનાં હૈયાં એક થતાં સર્વત્ર એકતા છાઈ રહે છે, એક માનવસંસાર સિવાય કયાયે પ્રેમનો ત્રિકોણ જણાતો નથી.

હા ! વિશ્વના મંગલ સ્નેહરાસે
બસૂર રે ! કેવળ એક બાજે
એકાકિની આ મનુવંશવીણા :
અદ્વૈત થાતાં ઉર બેનું આંહીં
કવચિત્ જતું તૂટી જ હૈયું ત્રીજું !

'જુઓ, મુદભર વસન્ત આવે !'માં કુદરતનું વર્ણન જ ધ્યાન રોકે છે જો કે કાવ્યનું સૌન્દર્ય વીણા જેવાં કાવ્યના સુસ્વન ઝંકારમાં અને તે દ્વારા થતા વસન્તમુદાના સૂચનમાં વિશેષ લપાયું છે.

પ્રકૃતિ રમણે ચઢે એટલે માનવની વૃત્તિઓ ચચળ બને, ઉલ્લાસમાં આવે ને વિનાસ ઝખે "મ્હારે જગત બધુ ફાગે ! કે કોણ પછી સૂતાં ન જાગે !" પ્રકૃતિના અંગો સમભાવથી બધાયા છે અને એના ઉત્સવે બીજું પણ સહેજે રળિયાત અને નર્તન્તુ થાય છે, એની યૌવન પાગરતા પ્રીતિની માદક ઝખના જાગે છે અપરિહાર્ય અને અપ્રતિરુધ્ય રતિની વાસનાને અસાધારણ ચારુતાથી કવિ "કોણ રોકે !"મા ગાય છે

આ પૂનમની ચમકે ચાદની,
એને કોણ રોકે ?
કાઈ સાયર છલકયા જાય
કે એને કોણ ટોકે !

* *

આ અગે યૌવન પાગરે,
એને કોણ રોકે !
કાઈ ઉરમા ઉર નહિ માય !–
એને કોણ ટોકે '

ગીતનુ લાવણ્ય નાનાલાલના ઉત્તમ ગસનુ સ્મરણ કગવે એવુ છે ઉરની અદમ્ય પણ અજ્ઞાત તૃષા કવિ "શુ રે કરાવી ગયુ !' "ઇજિન '"ધરતીની નારી ' વગેરે કાવ્યોમા આલેખે છે "ધરતીની નારી"મા સ્ત્રીનો સર્વસાધારણ ઓરિયો તેના પ્રાથમિક સ્વરૂપમા છે, તો "રજની' અને "ચુદડી"મા પુરુષને લાગતો સ્ત્રીના સૌન્દર્યનો જાદુ પ્રગલ્ભ રેખામા અકાયો છે કવિએ, કદાચ અજાણતા, સ્ત્રીપુરુષનો દૃષ્ટિભેદ સ્ફુટ કરી દીધો છે ધરતીની નારી તરસ્યા હૈયાની ઝારી માગે છે, પુરુષની પ્યાસને ધરપત જ નથી

ઝીલું કયા જહીં ચોગમ છલકે ?
માણુ કયાં જહીં અણુઅણુ મલકે !
તોયે પ્યાસ અપાર !
રજની કોડભરી આની !

એવા બીજા રમણીય ગીત "ચુદડી મા પણ પુરુષની એ પ્યાસનો અભિક્ષેપ જ દીસે છે કામલાલસા સદૈવ અણુછીપી રહે છે ને તેમા ઈર્ષ્યા ભળે છે કુદરતના સૌન્દયનો ઉપભોગ બીજા સાથે કગ્વાનુ મન થાય છે પણ પ્રિય સુન્દરી બીજા કોઈના નેત્રોનો ઉત્સવ થાય એ સહ્યુ જતુ નથી આ એક સનાતન સમસ્યા જ છે ને ! ('પ્યાસ') પ્રણુયની આવી હળવી રોચક મીમાસા કવિ કરે છે પણ તર્ક કે તર્કછલ પ્રવેશતા એવા કાવ્યો ('મીઠો સભ્રમ' 'એક પ્રણયીને') ચાતુર્યથી આગળ વધતા નથી

લગ્નપ્રણય અને લગ્નસાધનાનુ એક આયામમહ, ભારઝલુ, કારાગૃહમાની વિરહની સ્થિતિમાના ઉદ્ગારરૂપ મનનકાવ્ય છે 'પૂર્ણિમા' સસ્કૃત પ્રશિષ્ટ કાવ્યોની અને સવિશેષ તો "મેઘદૂત' ની પરાગ વેરતુ આ કાવ્ય મન્દાક્રાન્તાની ૨૨૧ પકિતઓમા રેલાય છે પરતુ કલાકૃતિ તરીકે એ એક ગભીર, આકાક્ષી પણ અર્ધસફળ પ્રયત્ન લાગે છે એક તો પદાવલિ ને વાકયરચના ઘડીક સાદી ને સરલ તો વાગ્વાર સસ્કૃતમય અટપટી ને ભરચક છે છદનો આરોહ એવો પ્રૌઢ છે, કવિએ સસ્કૃત કાવ્યોને નમૂના તરીકે આખ આગળ એવા નિ શક રાખ્યા છે કે સામાન્યતામા સરી પડતા આગળની પ્રૌઢિ પણ એક બનાવટ હોય એમ

ભાસે છે. સુશ્લિષ્ટતા ને ભગરપણું સાથે રહી શકતાં નથી; અથવા જે સુશ્લિષ્ટતા છે તે દેખાવની જ છે, સાચી નથી એવો ભાસ થાય છે. કેન્દ્ર તરફ કાવ્યની ગતિ ઘણી ધીમી, રસજાતી છે ને અલંકરણનો પ્રપંચ વધી ગયો છે, તેથી સમગ્રતયા રચના સૌષ્ઠવયુક્ત ને સુસંવાદી લાગતી નથી. સુદીર્ઘ કાવ્યોમાં દેખાતો અતિપ્રસ્તારનો દોષ બીજો. તેમ અહીં પણ સાલે છે. યક્ષયુવતીના સૌન્દર્યનો "મેઘદૂત"માં પોતાને પરિચય થયો છે તે સોળ પંક્તિઓમાં કવિ વર્ણવે છે:

એ પૂર્વે કૈં પરિચિત હતી કાલિદાસાદિ કેરી
સૌન્દર્યોએ વિરલ લસતી કાવ્યસૃષ્ટિ અનેરી:
છાયા શીળી સુરસરિતના સીકરે સ્નિગ્ધ ચારુ
ઢાળી રૂડે જ્યાં સુરભિત તટે ભવ્ય કૈં દેવદારુ.
અંબોડે ત્યાં કુરવક નવાં ધારી કર્ણે શિરીષ,
હસ્તે લીલાકમલ, અલકે કુન્દનાં પુષ્પ ગૂંથી
આસ્યે લોધ્રપ્રસવરજથી પાણ્ડુ શોભા ભરેલી
યક્ષો કેરી લલિત વનિતા 'મેઘદૂતે' મળી'તી.

—આટલું બસ ન હોય તેમ યક્ષયુવતીનાં ફૂલ અને ભૂષણો સંભારી કવિ ચગે છે.

માણી'તી મેં સ્મરશરસુવાસિક્ત શૃંગાર શોભા
લીલા મ્હોર્યાં મઘમઘ થતા માધવી મંડપોમાં.

આવી પંક્તિઓ સ્વત: તો બહુ આસ્વાદ્ય, પણ કૃતિ સમસ્તની રહસ્યવ્યક્તિ માટે ઔચિત્ય સંપન્ન નથી. એ પછી અનેક પથરાયેલી પંક્તિઓ એવી આવે છે જેને મન્દાક્રાન્તાનો રુઆબ શોભતો નથી.

લગ્નપ્રણયના પૂર્ણેન્દુ જેવા સૌખ્યમાં વિશ્વવૈષમ્યનો કીડો પતિને કોરે છે પણ એ વાતનું ભાન જ પ્રેયસીને ના થાય એમ એ ઇચ્છે છે. વળી વિશ્વવૈષમ્યના કીડાને કચરેલો રાખવાની તરકીબ પણ કર્મસિદ્ધાન્તમાં પતિદેવે શોધી કાઢી હતી. પણ પ્રેયસી જીવનસુકાની થતાં એમને ભવનિધિજલે નવા પંથ ખૂલ્યા, કેમકે એ તો એમ માનતી કે બન્ને એક બીજાને માટે છે એટલું બસ નથી, "ઉભયને અન્ય કાજે સર્જ્યાં" છે. દિશાફેરની સ્પષ્ટ શરૂઆત હરિજનવધૂઓના રાસ પ્રસંગે થઈ. પત્નીએ હૃદયની વેદનાથી પતિને નવો પ્રકાશ આપ્યો.

...ને તે હરિજન વધૂઓ તણા રાસ જોતાં,
લાધી'તી જે તક ઘણી તને નિત્ય તેમાંથી એક
દારિદ્ર્યોએ વિવશ થી છતાં સ્વસ્થ ને સૌમ્ય મીઠી
એ સ્ત્રીઓને થાત મળી તો ?...

ધીરે ધીરે એની આત્મવંચના પીગળી ગઈ. વિશ્વવૈષમ્ય વિશે દૃષ્ટિ ઊઘડી એટલું જ નહિ, લગ્ન-જીવનથી પ્રેયસીના જીવનનો સંકોચ થાય એ સાચું લગ્ન જ ગણાય નહિ એવી પ્રતીતિ થઈ. આ જ ચોગમાં દેશનું સ્વાતંત્ર્ય યુદ્ધ આવ્યું અને જાણે લગ્નસાધના માટે જ દંપતીને ઉચિત વનપર્વ-વશિષ્ઠ-અરુન્ધતીપર્વ-મળી ગયું. દંપતીએ દેશમુક્તિના માર્ગમાં સાચો પ્રણય સાધ્યો ને માણ્યો.

એ પર્વે જ્યાં યુગયુગ તણી સિદ્ધિઓ હોમવાને
લોકો આવ્યા દિશદિશ થકી દોડતા, આપણે યે
હોતા જેવાં ઉભય બની, ખાંડા તણી ધાર જેવા
માર્ગે કીધું પુલકિત ઉરે નવ્ય પ્રસ્થાન વ્હાલી !
" ત્યાગે માણો !" તણી પરમ એ ઉક્તિની સાર્થતા શી
જાણે ત્યારે બની રહી અહો જિંદગી આપણી ને
માણ્યો સાચો પ્રણય સખિ, ત્યાં આપણે મુક્તિમાર્ગે !
એના મોંઘા ફળ સમ મહાં જંજિરો આજ કેવી
સોહે છે જો તુજ મુજ કરે ! આજ એને વધાવી
માણું છું હું વિરહ સુખ જે મેઘદૂતે ન ગાયું !

પંક્તિઓની ગતિ રસળતી છે અને રીતિ સુસંવાદી નથી, સમગ્ર રીતે કાવ્યને પૂરી સફળતા મળી નથી, છતાં વસ્તુનિષ્ઠ આન્તર-વિકાસનું આ એક પ્રમાણિક કથન છે, જેમાં વર્તમાન ઇતિહાસના તાર પણ ગૂંથાઈ ગયા છે. આજના પ્રૌઢ સંસ્કારી માનસનું કાવ્યમાં રસિક દર્શન થાય છે.

કવિની સાચી વર્તમાનતા, અદ્યતનતા, પ્રતિનિધિતા આવી છે. છંદછટા કે બાનીવિવેકમાં એમની અદ્યતનતા નથી એમ નહીં; આપણી સર્વ કાવ્યસંપત્તિનો સંગ્રહ કરીને તેમની કવિતા વહે છે, પણ તે બહુ મહત્ત્વની વાત નથી. અત્યારના ધન-આતુર વ્યવહારપરાયણ જમનામાં પણ એની સરવાણી છે, જ્યાં જીવનનું સ્પષ્ટ અને સ્વસ્થ દર્શન છે, જ્યાં સત્ય, સદ્ભાવ, પ્રીતિ, સૌન્દર્ય, શીલ આદિ મંગલ તત્ત્વોનાં સાચાં મૂલ્યો છે, એનું સ્નેહરશ્મિમાં ભાન થાય છે. આપણા આન્તર આધ્યાત્મિક જીવનનો ધબકાર "પનઘટ"માં છે એ એની સાચી વર્તમાનતા છે. એમાં પ્રગતિશીલતા કે ક્રાન્તિના વિચાર નથી એમ નહિ પણ એની ધજા નથી. સૌન્દર્ય અને સંસ્કારિતાની મર્યાદા એણે છોડી નથી, તુચ્છતા, તોછડાઈ કે આઘાતરસિકતા એમાં નથી; છતાં ભાવિ જીવનનો કાંઈક સ્પષ્ટ અસ્પષ્ટ ખ્યાલ રાખી ઊર્મિઓને નવા ઢાળામાં ઉતારવાનો સાચો પ્રયાસ છે. શુદ્ધ, વિમલ અને મધુર ભાષામાં કવિ લાગણીઓને તેના સાદા, વ્યાપક, પ્રાથમિક સ્વરૂપમાં મૂકી આપે છે. નિસર્ગની ચેતના લાવવાની એ સાચી રીત છે. સૌન્દર્યનું આકર્ષણ, પ્રણયની ઝંખના, ભૂમિભક્તિ, સમર્પણમાં જીવનસાધના, એ સૌ કોઈ સદ્ભાગી દીક્ષિતોને માટે, ભદ્ર કે વિદગ્ધ વર્ગ સારુ છે એવું કવિ લાગવા દેતા જ નથી. નિસર્ગનો વિલાસ જ્યાં અબાધિત છે ત્યાંથી જીવન અને સંસ્કારિતાનું પોષણ સમાજે મેળવવું જોઈએ એવો સંદેશ એમનાં કાવ્યોમાંથી તારવી શકીએ. સૌન્દર્ય, પ્રણય આદિ તત્ત્વોને તેના સર્વગમ્ય મૌલિક સ્વરૂપમાં ઓળખવા કવિ સફળ પ્રયત્ન કરે છે. એમનું "અમ્બર તપો" કે "ચપટી રાખ" જુઓ, એમનું "વીંધી વનવન ચાલો" કે "દીવડો" લો; "ગલબાઈ કેરી ટેકરીએ" કે "ધરતીની નારી" લો; આ દૃઢ વલણ ઓળખાઈ આવે છે. લઘુતામાં એ વિરાટ જુએ છે; લઘુતામાં વિરાટની જે શક્યતા છે તેનું તેમને મોટું મૂલ્ય છે; તેમની શ્રદ્ધા છે કે, જે આવું સૂક્ષ્મ પણ વ્યાપક છે તેને જાગૃત કરી ખીલવવામાં માનવજાતિના ઉજ્જ્વલ ભાવિનો આધાર છે. આ દૃષ્ટિએ સ્નેહરશ્મિ સાચ્ચે જનતાના કવિ છે.

★

## [ ૨૧ ]

## ઉત્થાનશ્રી*

રચનાનું ચિત્રખચિત સૌન્દર્ય, ભાષાની વિચારસરચક પ્રૌઢિ, ભાવની ઘેરી ઉત્કટતા, કલ્પનાની વિધાયક પ્રગલ્ભતા અને દૃષ્ટિની દૂરગામિતા કવિતાને ચિરંજીવિતાનાં તત્ત્વો અર્પી શકે તેમ હોય તો ઉશનસ્‌ની કવિતામાં તે છે. આદર્શોની સત્યતા અને સુન્દરતામાં તેમને શ્રદ્ધા છે. મનુષ્યના ભાવિ વિશે તેમને ઉમળકો ને આશા છે, કેમ કે તે જ વર્તમાનના વાસ્તવને પૂર્ણતા તરફ લઈ જનારું રસાયન છે. વર્તમાનનું વાસ્તવ કવિ બરાબર પ્રીછે છે, એની પકડ એમની નજર છોડતી નથી. કોઈ વખત વર્તમાનની અણધારી સ્મૃતિ એમની કવિતાનો ચમત્કાર થઈ જાય છે : કાશ્મીરની સૌન્દર્યલક્ષ્મી ધરાઈ ધરાઈ ને જોતાં કવિ અસ્તિત્વને ગર્વે માણી રહે છે,

"ત્યાં ભિખારીનો સાદ
તોડે સ્વપ્ન; ઓરે, મારા પૃથ્વીપંકે પાદ !"

હીણા વાસ્તવથી કવિને આઘાત થાય છે, પણ વ્યક્તિ અને માનવનું ભવિષ્ય તેના અવિકસિત પ્રાણમાં રહેલું છે, તેનાં અજ્ઞાત અર્ધજ્ઞાત સંવેદનોમાં રહેલું છે, તેની અભીપ્સામાં અને લક્ષ્ય તરફ પ્રાણવાન ગતિમાં રહેલું છે.

"હું માનવી દેહું વસુન્ધરાનું,
વહું છૂપી દુર્દમદિવ્યગંધ
અણુ અણુ કો અણજાત ફૂલની"
"ક્યાં અયોમય નિર્દય
કઠણ વિગતો જીવ્યાની રે ? તથાપિ શિશુ નવ
હજી ય ઊછરે માબાપોથી અવસ્તુતણે દ્રવ !"

કવિને ત્રણ વસ્તુમાં શ્રદ્ધા છે, આનંદ છે : આ સંસારની મહેન્દ્રધનુ જેવી લીલામાં; સંસારને સુધારવા મથતા અસહિષ્ણુ મરજીવામાં; અને શ્રી અરવિંદ જેવામાં, જે

"જુએ સપનમાં પૃથાનું પલટાયલું દર્શન,
અશેષ અવતારવા અમરતા ધિકાવે ધૂણી."

મેઘાશ્રમજીવી કવિને એમની યાત્રામાં ટકાવી રાખનાર તત્ત્વ નિજ પુરુષાર્થની સપ્રયોજનતા છે. એ સાર્થકતા એને ગતિ આપ્યા કરે છે. એમાં એને ધન્યતા સમજાય છે :

"પંકપ્રકૃતિમાં સર્જે સંસ્કૃતિનું પદ્મ,
પદ્મ વિષે અવતારે સુન્દરનું સદ્મ."

---

* શ્રી ઉશનસ્‌ના કાવ્યસંગ્રહ 'પ્રસૂન'ની પ્રસ્તાવના.

ઉશનસ્‌ની કવિતાની એક ખૂબી એમની કલ્પનાની લીલામાં જણાય છે. જે પ્રતીકો આસપાસ પરંપરાએ લાગણીઓ ગૂથી દીધી છે અને જે, બહુધા, ચમત્કારથી એ લાગણીઓ જાગ્રત કરે છે તેનો અભિનવ પ્રયોગ તેઓ કરે છે. નવીન કવિતાનું એ સુભગ લક્ષણ છે જ, પણ ઉશનસ્‌ની કવિતામાં વિરલ ચારુતાથી એ દૃષ્ટિગોચર થાય છે. તેમના ભાવનો ઉછાળાટ ને ઉમળકો બહુ હૃદયગમ નીવડે છે. પ્રાચીન સંસ્કારને પ્રબોધી નવીન વાસ્તવિક દૃષ્ટિને ભાવમય, તેજોમય તેઓ કરી શકે છે. કવિને મન પ્રથમ શિશુમાત્ર કૃષ્ણ છે અને બધી જ માતાઓ પ્રથમ શિશુના મુખમાં બ્રહ્માંડ અવલોકે છે. નવા જીવનને યોગ્ય સર્વસમર્પણ પણ વૈષ્ણવી ભાષામાં ને પૂર્ણ ભાવોદ્રેકથી કવિ વર્ણવે છે: "ત્યાગ કરીને ભોગવ" શું, ત્યાગ એ જ સાચો ભોગ છે. બચિયું એટલું એળે ગયું ને લૂંટાવી દીધુ તે લહાણુ થઈ!

જીવનપ્રવાહનું યથાર્થ દર્શન, અનાકુલ જોમ અને અવિહ્વલ આતુરતા જે સુન્દરમ્ અને ઉમાશંકરના ઉદયકાળે જ વરતાઈ તેમને પ્રતિષ્ઠા આપી ગયાં તે ઉશનસ્‌માં જોવા મળે છે અને તે જ નવીન કવિઓના અગ્રણી કવિમાં તેમને બેસાડે છે. માનવસમષ્ટિના જીવનપ્રવાહમાં છેલ્લી અરધી સદીનું મૂલ્ય તારવતાં, સૉનેટ-ત્રયીને અંતે કવિ ઉજ્જ્વલ ભાવિની આસ્થા સહિત ઉચ્ચારે છે:

"જોયું તારું સ્વરૂપ, હે અર્ધનારીશ્વર!
આ પા ગાંધીસ્વરૂપ, આ બાજુનું હિટ્લર."

લોકક્ષયરૂપ કાલ પણ પ્રભુ છે, લોકજીવનરૂપ બ્રહ્મા પણ એ જ છે. યાતના અને મૃત્યુ જીવનતત્ત્વને-સ્વતંત્રતા, સમાનતા, એકતાને વ્યાપક કરે છે. જીવનપ્રવાહની, અભ્યુદયની ગતિ તેમને દેખાય છે તેથી તો એ શ્રમનુ ગાન ગાય છે; એથી તો એ ભૂમિદાનને કવિતાના રસાયનથી સત્કારે છે; એથી તો કવિ પુરુષાર્થના સર્વ ક્રમને, આરંભથી અત સુધીના સર્વ પગલાને સ્વતંત્ર રીતે રમણીય અને મૂલ્યવંતાં ગણે છે. કેટલા જોમથી કવિ ઉત્થાનવાણી ઉચ્ચારે છે!—

"છે કોઈ આ પૃથ્વીની પ્રકૃતિથી,
અતિ પરિચિત લઘુ ક્ષિતિજથી
કંટાળિયું હુ સમ? તો ચલો ઊડો."

સર્વ સાચી કવિતા પ્રગતિશીલ છે. કેમકે પ્રગતિશીલ અને સંસ્કારી જીવનને આવશ્યક માનસિક પરિસ્થિતિ તે સર્જે છે. પરંતુ વિશિષ્ટ રીતે આપણે એવી કવિતાને 'પ્રગતિશીલ' કહી શકીએ જે વ્યક્તિ અને સમાજને, પરિસ્થિતિની ઊણપો ને મલિનતાઓ તરફ આખ મીંચ્યા વિના, ઊર્ધ્વતાનો નિર્દેશ કરે અને તે સારુ ઉત્સાહ પ્રેરે. શ્રી ઉશનસ્‌ની કવિતા આ વિશિષ્ટ અર્થમાં 'પ્રગતિશીલ' છે અને તેથી તો તેને ઉત્થાનશ્રી કહેવા લલચાઉં છુ.



[ ૨૩ ]

# સુકુમાર કવિતા

તમે શ્રી. હસિત બૂચને પોતાનું ગીત ગાતા સાંભળ્યા છે ? એ એવી મીઠી હલકથી, સ્વસ્થતાથી અને તલ્લીનતાથી ગાય છે કે તમે પ્રસંગ ભૂલી ના શકો. તમને એમનાં ગીત વારંવાર સાંભળવાનું મન થાય. એમની ગાવાની રીતમાં સુકુમારતા છે જે તેમની શબ્દવરણીમાં પણ જણાઈ આવે છે. પરંતુ એ સાથે તમને જે બીજો ગીતમાધુર્યમાં ભળેલો આસ્વાદ થાય છે તે કાવ્યતત્ત્વનો છે.' એ તત્ત્વ કલ્પનાને કોઈ અસ્થૂલ, અસ્પર્શ્ય વસ્તુ કે વાતાવરણનો અનુભવ કરાવે છે. આપણા વ્યવહાર અને દૃશ્ય જગતના પટંતરે રહેલું કોઈ સૌન્દર્ય કવિને સમજાય છે. તેમાંથી કૌતુક જન્મી કવિ ઉમળકાભેર ટુહૂકાર કરે છે. કવિનુ ચિત્ત અનંતને ઝોલે ચડે છે અને તેને મૃદુથી પણ મૃદુ અને ઘેરાથી પણ ગંભીર સૂરના ભણકાર આવે છે :

> ડુંગરડે ઝરણાંનો કલબલ મેં સાંભળ્યો;
> ધીમુ એથીય કોણ બોલે ?
> ગરજન્તો ઘોષ પેલા સાગરનો સાંભળ્યો;
> ઘેરું એથીય કોણ બોલે ?
> હો, કોણ બોલે ?

શ્રી. બૂચને સૌન્દર્યના અમૃત વિશે, કહો કે અમર સૌન્દર્યની ભાવના વિશે બહુ વિચારો આવે છે. ક્યાં ક્યાં સૌન્દર્ય છે ? ક્યાં ક્યાં નથી ? સર્વત્ર એનું નર્તન છે છતાં કવિ ફરિયાદ કરે છે : "આવે નયન છતાં ય ન મારે, ક્યાં રે ? સુન્દર હે !" સુન્દરતાનું સત્ત્વ પ્રકૃતિની લીલામાં છે; માનવીનાં સુખદુઃખમાં છે; કર્મ, જ્ઞાન ને તપસ્યામાં છે. એ સત્ય તરફ હૃદયની અભિમુખતાથી સૌન્દર્યપ્રાપ્તિ થાય છે. એ સ્થિતિમાં પારકું પોતાનું એવો ભાવ, હું અને અન્ય એવું ભાન હોતાં નથી. બલકે તદાકારતા એ સૌન્દર્યાનુભવની, સુન્દરતાના સત્ત્વના દર્શનની શરત છે. આ ભાવને નિરૂપતા કાવ્ય "આશ્લેષ" માં કાવ્યસંગ્રહના "રૂપનાં અમી" એવા નામની સાર્થકતા સુચવાઈ છે. આનન્દ અને અમૃતનું અલક્ષ્ય તત્ત્વ–જેને ફિલસૂફો આનન્દમય બ્રહ્મ કહે ને ભક્તો બંસીધર કૃષ્ણ કહે–જાતે દેખાતું નથી, પણ સાચો જોનાર તેને ઓળખી લે છે :

> પાંદડે પાંદડે તેજ, અલખ તારાં,
> પાંદડે પાંદડે તેજ.
>
> × × × ×
>
> જગમાં રેલાયાં સહેજ
> અલખ તારાં, પાંદડે પાંદડે તેજ.

કવિ વળી એક નવી ને સરસ વાત મૂકે છે કે દરેક વસ્તુ તેના યોગ્ય સંદર્ભમાં સુન્દર છે : "એક અન્યના વિના ન સુન્દર."

મૃત્યુમાં ન જો કશું અમંગલ
જીવનને કશુંય ના અસુન્દર!
ફૂલ જેહવું સુકોમળું સુવાસથી ભર્યું
બાલ્ય ઝૂલતું રૂડું,
વૃક્ષ જેહવું પ્રશાન્ત ભવ્ય આયુ વૃદ્ધનું
છાંય સર્વને સદા ધરી રહ્યું.

સૌન્દર્યના અમૃત વિશે આવી ભાવના સેવી શ્રી. બૂચ કાવ્ય રચે છે અને ગીત ગાય છે. એ દૃષ્ટિ લઈને પ્રકૃતિની બારે માસની અને આઠે પહોરની લીલા નિહાળે છે. એ ભાવનાનાં ચક્ષુથી ગુજરાત અને ભારતની વ્યક્તિવિભૂતિઓની પ્રશસ્તિ કરે છે. સ્વતંત્રતા, પ્રેમ અને સાહસ, જીવનની સામાન્યતા અને દરિદ્રતા, સૌ કવિના કાવ્યાલાપનો વિષય બને છે. અલબત્ત, જીવનમાં ઊંડેઊંડે રહેલા અનૃત, અનિષ્ટ અને કિલ્બિષને કવિની યૌવનોત્સાહી નજર ભાળી શકી નથી, અને એનો કલ્યાણ કે સૌન્દર્યમાં વિલય તેમની કવિતાકલા કરાવી શકતી નથી. એ વધારે અનુભવ અને ગાઢ કાવ્યપરામર્શ માગી લે છે. શબ્દની રમણીયતા કવિતાને ક્યાંક પોષતી નથી એ બાબત પણ તેમણે વધારે વિવેક દાખવવાની જરૂર છે. "મેઘમંગલ"માં મેઘના સાક્ષાત્કારના નિરૂપણ કરતાં પરંપરા પ્રાપ્ત પ્રતીકોની જમાવટ થઈ છે અને શબ્દઝંકાર વધી પડ્યો છે. "ઉસ્માન" સારું પ્રસંગકાવ્ય છે પણ સંવિધાનની વિશેષ ખૂબીથી તેમાં હૃદયને અત્યંત આર્દ્ર કરે એવી સચોટતા આવી શકત. પરંપરા, ચલણીપણું અને પ્રાકૃતતા એ ત્રણે બાબત પ્રત્યેક કવિએ ખૂબ સાવધાની રાખવી જોઈએ. હૃદયના આગવા રંગમાં જ દરેક કવિનું સાચું આકર્ષણ રહ્યું છે. કવિએ મંથન કરી પોતાની કવિતાનું સ્વભાવિક વલણ અને દિશા જોઈ લઈ એને જ વફાદાર રહેવું ઘટે.

"રૂપનાં અમી"નો કવિ પ્રેમનું સૌભાગ્ય માણતાં પોતાના આનંદથી નિસર્ગને રંગે છે—"રૂપાળી રાતને હૈયા મહીંથી રૂપ દેતાં'તાં." વિરહની વિહ્વળતા અને મિલનની મસ્તી કવિ છૂટથી ગાય છે અને પોતાના રાગમાં સૃષ્ટિને ભેળવી દે છે:

જો સખિ, આપણા મિલનના ઉત્સવે
મદનની પ્રિય ઋતુ આજ આવે.

વસંતમાં યુગલનો કામ જાગે છે એમ નહિ, યુગલના મિલનને વધાવવા વસંત પધારે છે એવા ભાવને કવિ વિસ્તારે છે.

સાહસોત્સાહ અને પ્રણયનાં ગીતોમાં ત્રણ રમણીય છે: "ઝરણું ન્હાનું," "પંખી તારે," અને "તું ધરતી, હું પવન". "ઝરણુ ન્હાનું"માં કવિ ન્હાના ઝરણા સાથે તાદાત્મ્ય અનુભવી તેના જીવનની કૃતાર્થતા શેમાં છે તે સમજી જાય છે. આમ તો બાલગીત જેવું એ કાવ્ય છે, અને બાળકોને કંઠે વસી જાય એવું છે, પરંતુ કવિ એમાં ગંભીર રહસ્ય પણ ગોતી લે છે. ઝરણાની આસપાસની દુનિયા ભલે મહાન, ભવ્ય અને અત્યુચ્ચ હોય, પણ એ જો પોતાનો ભોમ સાથેનો સંબંધ જાળવે અને મૃગજળ જેવી આકાંક્ષાઓ ત્યજે તો એમાંથી મધુર ગાન જરૂર વહે. "પંખી તારે"માં અદ્દભુતની રમ્યતા અને સુદૂરની ઝંખનાનો આસ્વાદ છે:

ખેતર લીલાં, ઝરણ ઝીણાં, દરિયા ગાંડા તૂર,
નિત જોયાં તેં હોય ભલે પણ દૂરનાં જૂદાં નૂર;
પોઢણ તારાં નીડમહીં પણ, ઊડવું તો દૂર દૂર!

બહારથી વિભિન્ન દેખાતાં તત્ત્વો પ્રેમના રસાયણમાં કેવો મેળ દાખવે છે તેને સ્મરણીય પંક્તિઓમાં કવિ રજૂ કરે છે:

તું ધરતી, હું પવન! મેળ તો યે શો જામ્યો?
તું ચંદા, હું અગન! મેળ આ કેવો જામ્યો?

ભાવ કે વિચારના તંતુઓથી પુષ્ટ થયેલાં ત્રણ કાવ્યોમાં કવિ શબ્દમાધુર્યની પ્રીતિમાં તણાયા નથી. નકામો પ્રસ્તાર નથી, અને વક્તવ્યને સચોટતાથી રજૂ કરી શક્યા છે. એ કાવ્યોમાં કવિની મંથનશક્તિ તથા યથાર્થચિત્રણની શક્તિ દેખાય છે. "મળી સ્વતંત્રતા" ના ઉલ્લાસભર કાવ્યમાં કવિ ભલે ઠેકા લઈ કૂદે છે, પણ દેશના ઇતિહાસપ્રસિદ્ધ દોષો ઢાંકતા નથી. સ્વતંત્રતાના પર્વને ટાંકણે જે જે અત્યાચારો થયા તેની વેદના ધરે છે. પરંતુ સર્વ અંધકારમાં સ્વતંત્રતાનો આ નવો પ્રકાશ છે; સર્વ વેદનાઓમાં સ્વતંત્રતાનું આ નવું આશ્વાસન છે:

એ અમંગલે બધાંય સત્ય માત્ર આ ઝગે:
મળી સ્વતંત્રતા હવે!

કાવ્યની ગતિમાં ત્વરા છે; ભાવમાં મસ્તી છે; અને ધ્વનિમાં ઘોષણા છે

પંડિત નહેરુને અંજલિ આપતાં યૌવનની ભાવનાને શ્રી. બૂચ વધાવે છે. એમનો ત્યાગ મહાન છે, અને એમને ત્યાગનું મહિમાગાન ગમતું નથી તેથી તો એ-ત્યાગ વિશેષ મહાન છે. ઊર્મિ, મેધા અને દૃષ્ટિના નહેરુનાં ઉચ્ચોચ્ચ લક્ષણોને કવિ પિછાને છે પણ એમનું હૃદય તો તેજસ્વી યૌવનને નમે છે. એ યૌવન એટલે ખમીર, દૃઢતા, સાહસોત્સાહ, ઊર્મિશીલતા, અપાર મૈત્રીની શક્તિ અને સર્વ પરિસ્થિતિનો સામનો કરવાની પારાવાર ચેતના.

જિન્દગીભરી જુવાની જીવવી સહેલ ના!
વિરલ એ, કરી બતાવિયું તમે અશું સરલ!
તમે ખરે,
જુવાનીને કરી રહ્યા મનુ'ષ્યજાતિના મહાલયે અમર.

જેમ સુદૂરના આકર્ષણમાં, પ્રેમની મોહનીમાં, શબ્દની રંગતમાં કવિ વર્તમાન યુગના બીજા કવિઓ સાથે બેસી જાય છે, તેમ અણગમતા પ્રત્યક્ષના સુરેખ આલેખનમાં અને તેમાં વણાતા કટાક્ષમાં પણ વર્તમાનની છાપ દેખાડે છે. એમનું "ગામડાં" કાવ્ય ઠીક જાણીતું છે. કલ્પનાનું ગામડું અને આજનું ગામડું કેવી વિરુદ્ધ વસ્તુઓ છે તેનું અહીં આબેહૂબ ચિત્ર છે. કવિઓની કલ્પનાનાં ગામડાં જુદાં છે; વાસ્તવિક ગામડાંથી બહુ જુદાં છે. અને હવેનાં નકશા-નિવેદનનાં ગામડાં પણ કલ્પનાનાં માળખાં છે:

જોવા નથી રાજી અમે,
ઉદ્ધારનાં નકશા-નિવેદનમાં રહ્યાં એ ગામડાં!
લેખો મહીં ને ભાષણો માંહે મહેલાં ગામડાં!

ગામડાંની વાસ્તવિકતા તો આ છે:—

આ ગામડાં!
ખૂણે પડયા પાવા, બજી હોટેલની થાળી રહી;
એ વાડકાઓ દૂધના ને છાશની ઝોળી ગઈ!

તૂટેલ ગંદા કોપની ચાના રગડ,
ઊગે નહીં વ્હાણું અહીં ખીડી વગર;
ના રોશની છે શહેરની, આવી છતાં ત્યાંની ગટર,
પૂજા અને બાધા છતાં દહેરાં ઉજડ,
ને ખેતરોને ખૂંદતું
આવી રહ્યું છે કાગળો કેરું કટક !

શ્રી. બૂચ મધુર ગીતોના કવિ તો છે જ પણ એમની કવિતાનો આ પરલક્ષી ચિન્તનપ્રધાન ઉન્મેષ પણ આકર્ષક છે.

જીવન અને પ્રકૃતિનાં વિસ્મયજનક સામ્ય અને વૈષમ્ય, સૌન્દર્ય અને વક્રતા જોવામાં ને ગાવામાં કવિની કવિતાની સાર્થકતા હશે. શ્રી. બૂચ માતા અને કવિનું સામ્ય એક આકર્ષક કાવ્યમાં દર્શાવે છે. કવિ કહે છે :

ઝુલવી છન્દના પારણે
ભરે તું ય બધું ય સત્ત્વ તવ આત્મનું સર્જને.

"ઉર એવું કેવું રે" કાવ્યની રમણીયતા હૃદયના વૈચિત્ર્યના આલેખનમાં છે. વાયુની આછી લહરીમાં ઉર પાંદડાંની માફક ફફડે છે તથાપિ પવનનાં તોફાનમાં તે ડુંગર જેમ અડગ થઈ શકે છે. મનુષ્યની આ વિરોધાભાસી શક્તિ એની પ્રગતિના મૂળમાં છે. એની પાસે કાંઈક એવું છે જે બાહ્ય દૃષ્ટિએ બહુ પરિમિત, પણ વસ્તુતઃ કોઈ અપાર, અનન્ત શક્તિનો આવિર્ભાવ અને સંકેત છે, તેથી તો માનવી :—

નેનથી વધુ ન્યાળવુ જાણે,
મન થકી વધુ નાણવું જાણે,
પાંખ વિના પણ ઊડવુ જાણે દૂર ઊંચેરું રે !

કવિમાનવનો તો આ વિશિષ્ટ અધિકાર અને વ્યાપાર છે. પ્રેરણાએ દીધેલા એ વ્યવસાયમાં શ્રી. હસિત બૂચને વધુ ને વધુ સફળતા મળશે એવો મને વિશ્વાસ છે.*



* શ્રી હસિત બૂચ કૃત કાવ્યસંગ્રહ 'રૂપનાં અમી'નો પ્રવેશક.

## [ ૨૪ ]

## સોહિણી

નવીન કવિ શ્રી. રતિલાલ છાયાનો કાવ્યસંગ્રહ "સોહિણી" રૂપે પ્રસિદ્ધ થયો છે. "કુમાર"ના વર્તુલમાં જેની કવિશક્તિને માર્ગ, સૂચન અને ગતિ મળ્યાં છે તેવા ઊછરતા કવિઓમાંના શ્રી. છાયા છે. આશાનાં, ઉત્થાનનાં, પ્રણયનાં, ઋતુઋતુનાં, જીવનની સર્વ સ્થિતિનાં ગીત ગાવાની તેમની એષના છે:

પાનખરે ઉર હિમ ઢળે તોયે રેલશું સ્વરની ધારા,
પથ પડેલાં જીર્ણ પર્ણોની બાંધીને ઘૂઘરમાળા;
ભલે આવે શ્વેત નિમાળા :
—ગાન અમે તો ગાશું.

કવિ જીવનની વેદનાથી ભડકી જતો નથી; ગાન બંધ કરતો નથી; તેમાંથી સૌન્દર્ય સર્જે છે; તેને મધુર સૂરમાં વ્યક્ત કરે છે; દીન, હીન, થાકેલાને પ્રોત્સાહન આપી તેમને જીવનઅભિમુખ કરે છે. આ શ્રી. છાયાનું કાવ્યધ્યેય છે.

વર્તમાન યુગનાં બધાં બળો શ્રી. છાયાએ ઝીલ્યાં છે. તેમની પદાવલિ, તેમની પદ્યરચના, ઉદ્‌ગારચ્છટા ભાવોર્મિઓ ને ભાવનાઓ, સર્વમાં નાનાલાલ કે ઉમાશંકર, ટાગોર કે ગાંધીનો આન્તર સ્પર્શ જણાય છે. તેમની દેશભક્તિ આપણા અર્વાચીન ઇતિહાસનું અને વલણનું સ્મરણ કરાવે છે:

ઘોર નિશીથે અભ્ર-ઘટાએ,
કાજળઘેરી શિવજટાએ
ઝબકી વિદ્યુત્ વજ્ર છટાએ મંગળ ઘોળે રે!
—આજ મારે આતમકુહરે રુદ્ર બોલે રે!

દેશ આદેશ આપે ત્યારે સૌને બોલ છે: "કોઈ સમિધ બનો, કોઈ ઘૃત બનો." એ વિક્રમનો માર્ગ જ સાચા સૈનિકનો છે:

ફૂલને મારગ સહુ કોઈ ચાલે!
કંટક મારગ કોઈ!
ફડફડતી ઉરની પાંખોનાં
અરપે શોણિત કોઈ!

કવિતાની બંગાળી રીતિ ગુજરાતીને પ્રતિકૂળ છે છતાં શ્રી. છાયાએ તે અજમાવી છે. એ દિશાના પ્રયોગો મિથ્યા જવાના છે, પણ તેમાંની ટાગોરી લઢણ ધ્યાન ખેંચે એવી રહેશે. ગૂઢતત્ત્વના સંવેદનની રેખા ક્યાંક ક્યાંક ચમત્કારક પણ બની છે:

પુષ્પડાળે વેણી રે ઝૂલે
દેશ ના કલ્પાય!
ઉરનો અજાતો ઊછળે આભે,
હૈયું ના હેરાય!
—પ્રિયા ખુશ્બો મૂકી જાય!
આવી આવી દ્વારે મારે,
ખુશ્બો મૂકી જાય.

'ઈશ્વરને' કાવ્યમાં શ્રી અરવિન્દની ફિલસૂફીનો જરાક રણકાર છે. ઈશ્વરને લોક ભલે પૂર્ણ કહે, કવિને તો એ સ્વયં જગત સાથે વિકસતો લાગે છે: સૂક્ષ્મતમ અણુની તો જાણે એ પ્રગતિવાંછના પૂરે છે. પરંતુ આવી કવિતામાં સાચી રમણીયતા કે અપૂર્વતા આવતી નથી. તેમાં વિચારની નવીનતાનું માત્ર આકર્ષણ છે. મંથનોત્તર પ્રતીતિ નથી તેથી સચોટતાની ઊણપ રહે છે. યૌવનસુલભ ભાવાવેગોમાં તથા વિચારમંથનમાં કવિની કલા વિશેષ ખીલી ઊઠે છે. "સાગરના ઘોડલા" કે "આવ મધુર હૈયાને આસન" હૃદયને આકર્ષે છે, છતાં એમાં પણ ભાવની પૂર્ણ જમાવટ છે કે અર્થવિકાસ છે છે એમ નહિ કહી શકાય. ઊર્મિનું પ્રથમ સ્પંદન કવિને એક લલકાર, એક ગુંજનબીજ આપી જાય છે. પણ આખુ કાવ્ય વિકાસ ને પુષ્ટિની ખામીને લીધે મનોરમ થતું અટકી જાય છે. નવતર કવિ ભાષાની શિષ્ટતા, મધુરતા ને સૌરભ લાવે છે, ગેયતાની રોચકતા તેને સાધ્ય છે; પણ એમાંયે એક પરંપરાનું અનુસરણ જણાય છે; નવીન વિચારપ્રકાશ, રમરણીય રસનિષ્પત્તિ એમાં ઓછી છે. આ કવિને શું વધુ જોઈએ? હજી વધુ ચિંતન; હજી વધુ કસબ; શબ્દો, પંક્તિઓ ત્યજી દેવાની હજી વધુ કળા; હજી વધુ એકાગ્રતા. શ્રી. છાયાની કવિતામાં એવી સંપત્તિ છે, એવી આશા છે કે એની યોગ્ય અભિવ્યક્તિ માટે આ બે શબ્દ બન્ધુભાવે કહેવા પડે છે. "નારીત્વની પૂર્ણિમાએ" ખરેખર રમણીય કાવ્ય છે: એમાં માતા થયેલી, "વાત્સલ્યભાવે નમણી બનેલી" ને પતિ પૂર્ણ, પવિત્ર રતિથી નિહાળે છે, એનામાં નારીત્વની પૂર્ણિમા નીરખે છે. એમાં પણ છંદ અને ભાવ કે વર્ણનનું સામંજસ્ય જોઈએ તેટલું આવ્યું નથી. છતાં એમાં એકતા અને અભિવ્યક્તિ બરાબર છે. એવું જ રમણીય, કદાચ વધુ રમણીય, મુગ્ધ પ્રીતિનું કાવ્ય "સ્મૃતિપાથેય" છે. મહત્ત્વાકાંક્ષી લાંબાં કાવ્યોમાં તેમની કલ્પનાનું ઉડ્ડયન, ઈતિહાસદર્શન અને ચિન્તન જોઈ શકાય છે, પરંતુ ત્યાંયે જ્યાં સ્પષ્ટ ઊર્મિ ભળે છે ત્યાં જ ઉચ્ચ આનંદ અનુભવાય છે. "મા! તને જોઉં હું!" નો અન્તભાગ ગાઢ દેશભક્તિના પ્રાણતત્ત્વથી રોમાંચક લાગે છે:

> ત્રીશ કોટિ શિશુએ તું શું વાંઝણી!
> કોટિ નેત્રો છતાં કેમ તું પાંગળી?
> નવ બને, મા કદી, રાત્રિ ચાલી ગઈ!
> ચિત્તનાં જાડ્યને, કર્મ આલસ્યને,
> સહજ ખંખેરતી મા! બની જા ઘડી
> ભૈરવી રાગિણી.

શ્રી. છાયામાં આગવી શક્તિ છે. બુદ્ધિને એમણે ચિન્તન અને સાહિત્યવિમર્શ વડે ભીંજવી છે. વિશ્વના સુન્દરતાના તત્ત્વમાં અને અનન્ત ચેતનામાં એમને શ્રદ્ધા છે. તેથી એક સુંદર ગીતનું સ્મરણ કરી એમને હૈયાની ભૂમિમાં ઊગતી કવિતાની સફલતા, તીવ્ર સંવેદન અને ગંભીર ચિન્તનની વધુ સુંદર કવિતાની સફલતા મળો એમ ઈચ્છીશું.

> અન્તર ને વન ઘૂમી વળે ઘડી
>     સૂર, સુગંધ સરસતા;
> હૈયાંની ભૂમિમાં હસી ઊઠે,
>     પ્રેમ–જનિત સુફલતા!
> પ્રેમલ મેઘ દ્રવે મુજ ઉર પર
> હે પ્રિય! હે પ્રિય! રટતાં.

*

[ ૨૫ ]

## અલકા

શ્રી. જેઠાલાલ ત્રિવેદી કવિ, નવલકથાકાર તથા સંપાદક તરીકે ઠીક જાણીતા છે. "પાંખડી"માંનાં તેમનાં મુક્તકો સારી પ્રશંસા પામ્યાં છે. "અલકા"માં તેમનો વિકાસ જોઈ શકાય છે. ભિન્નભિન્ન વિષયોનાં સંવેદનને શિષ્ટ અને સુભગ વાણીમાં સચોટ ને કલામય રીતે વ્યક્ત કરવાની હથોટી તેમને આવી ગઈ છે. મુક્તકની નાજુક રચનામાં દાખવેલું ચાતુર્ય હવે પ્રકૃતિકાવ્યમાં, પાત્રલક્ષી કાવ્યમાં, પ્રસંગકાવ્યમાં રાસમાં તેમજ કટાક્ષ કે મર્મવાળાં ઉત્સોલ કાવ્યમાં તે દાખવે છે. કદાપિ હજી પણ તેમની વિશિષ્ટતા રમતિયાળ કે કટાક્ષપ્રધાન કાવ્યોમાં જણાશે. 'સ્થિતપ્રજ્ઞ વકીલ' વિશે કવિ કહે છે:—

લાગનનાં નાણાં આપી અસીલ સભાન
કહે, "સા'બ, જીત્યા ન તો જાશે મારું માન;
'હાર્યો હાર્યો' સહુ કહે એ નહિ વેઠાય."
કર્મ પ્હેલાં ફળ પામી 'હો' કહે વકીલ.
જ્યાં ગીતાભ્યાસી, સમ જય-પરાજય.

"આભાર," "રહસ્ય" જેવાં બીજાં પણ આવાં મુક્તકો છે. "ગર્વ વિરુદ્ધ નમ્રતા" એ કાવ્ય મુક્તક વર્ગનું જ છે. ગર્વનાં પ્રતીક શિલા અને પ્રચંડ વૃક્ષ છે સીસમ ને સાગ જેવાં; વાંસનું વન નમ્રતાનું પ્રતીક છે. પવનના સુસવાટા સર્વને ઉદ્‌બોધે છે કે અમારું સંગીત કોઈક તો ઝીલો. શિલાઓ અને સીસમ જેવાં વૃક્ષો ગર્વમાં ને ગર્વમાં કશો અનુભાવ દાખવતાં નથી.

'અમે શિલા, સીસમ, સાગ નક્કર;
ઉરે ન કો પેસી શકે અમારે.'
ગ્રહો' ને તારકો કેરો દિવ્ય નાદ વહી ઉરે
વાયુ સાંથી વહી આવો સરે છે વાંસના વને.

ને ?

વસિ વાંસે મરમર ધ્વનિ ત્યાં ઊઠે છે સૂરીલો.

કટાક્ષ અને મર્મ એ ત્રિવેદીનાં ઘણાં કાવ્યોનું રોચક લક્ષણ છે. જનતાનો આદરભાવ અંધ, સ્વાર્થી મૂર્તિપૂજાનું રૂપ લે છે અને જે ભાવનાનું પ્રતીક મૂર્તિ છે તેમાંથી કશી સાચી, અસરકારક પ્રેરણા મનુષ્ય લેતો નથી, એ વાતનું તીવ્ર ભાન એમનું 'ખાંભી' નામનું કાવ્ય કરાવે છે.

અણબૂઝી એ ખાંભી માથે, લાખો શ્રીફળ ફૂટયાં,
પણ ના કોઈ માનવ કેરાં સ્વાર્થપડળ ત્યાં તૂટયાં.

એવી જ વાસ્તવિક દૃષ્ટિમાંથી એમના બીજા કાવ્ય 'સેવકને એના ઉચાટ શા'નો કટાક્ષ જન્મે છે:—

ભલે લોકો ફૂલશય્યામાં પોઢે,
ને ગોદડાં ઓઢે
કે સેવકને એના ઉચાટ શા ?

યથાર્થ જીવન તરફ અમુક રીતની દૃષ્ટિ કેળવવાથી એમાં રહસ્ય પ્રગટ થાય છે, જે ઘોતક અને ચમત્કારી હોય છે ને કવચિત્ મર્મને પણ વીંધે છે. એ દૃષ્ટિ પૂરી ઉદાત્ત, વિશાળ કે વ્યાપક નથી

હોતી, એકદેશી હોય છે; પણ એ દ્વારા પ્રગટ થયેલું થોડુંક પણ અણધાર્યું ને કડવું સત્ય આપણને ચમકાવી સજાગ કરી મૂકે છે, અને આપણા કે સમાજના પુષ્ટ થયેલા દંભને ઓગાળી દે છે. નિર્જીવ, અંધ, આપરખા સમાજને આવી વાસ્તવિક દૃષ્ટિના ભ્રમનિરાસની જરૂર રહે છે, એક મુગ્ધ યુગલને જોઈને બજારુ વેશ્યામાં સાચા પ્રેમની મનીષા જાગે છે ને 'રમણી હવે હું' એવો પ્રબોધ થાય છે; બુદ્દદાસી કે હરિજન બલિ બનીને સાચો ધર્મ ઉદ્બોધે છે; સત્ય, ધર્મ અને વીરત્વનાં લેબલોવાળા પાંડવો મહાભારતના યુદ્ધમાં અણીને વખતે અસત્ય, અધર્મ અને કાયરતા દાખવે છે ને એક વ્યાપક સત્યની ઝાંખી કરાવે છે કે—

અધર્મ જીવે ધરી ધર્મરૂપ
ને સત્યરૂપે જીવતું અસત્ય.

"અલકા"માંનાં શરૂઆતનાં કેટલાંક કાવ્યોમાં કલાદૃષ્ટિ અસ્થિર છે અને કાવ્યવસ્તુ માગે તેથી વધુ પ્રસ્તાર છે. પણ એકંદરે અનેક કાવ્યોની છટા મનોજ્ઞ છે. રહસ્યમય ધ્વનિવાળા બે પ્રકૃતિવર્ણનના સુંદર રાસ છે—"મુક્તિની ઝંખના"ને "એવી તે રાણી રંગે કેમ કાળી?" જિનરૂપે દેખાતા પ્રભુના ધામ બોડકા માથાવાળા તારંગાનું વર્ણન રોચક છે. "રાધિકા"માં સૌન્દર્યની સનાતન ભાવના તો "અમર અશ્વત્થામા"માં મૃત્યુની ફિલસૂફી કવિએ વણી છે. "અજાણ્યુ પંથ," "મધરાતે," "પ્રિય ધરા" અને "દિલનો દવ" તેમનાં રમણીય ઊર્મિકાવ્યો યા ચિન્તનકાવ્યો છે. રાધા કૃષ્ણની પ્રિયા જ નથી, સૌન્દર્યની ભાવના છે. ઉમામાં, ઉલૂપીમાં, મીરાંમાં, હેલનમાં, નૂરજહાંમાં કવિ સનાતન રાધા જ જુએ છે:—

રાધાના સ્મિત સામે મધુર મલકવુ વીજનું ફિક્કું લાગે
એના નેપુરનાદે ઝરણસરિતની ઝાંઝરીઓ ઝરે છે;
એના કંઠે વસીને, સ્વરની પરુષતા બંસરી છૂપવે છે;
રાધાનું રૂપ પીતો ઉદધિ બની અહો મત્ત શું ઊછળે છે!

(રાધિકા)

સંસારના બીજા અદ્ભુત તત્ત્વ મૃત્યુ વિશે કવિ અશ્વત્થામાની વેદનામાં સાચું કહે છે:—

છે મૃત્યુ કાટહરણી ભયની સરાણ,
ને એષણા મરણમાં જ વિકાસકેરી;
સેવા સ્વભોગ સમ ઉન્નત સિદ્ધિઓમાં
મોળુ સદા ય અમરત્વ પડે અરે રે.

(અમર અશ્વત્થામા)

અને સાચું અમરત્વ પામતા ગાંધીજીના મૃત્યુપ્રસંગે કવિહૃદય કકળી ઊઠે છે:—

આજે છેદાણાં સતનાં બેસણાં,
હત્યારા માનવીની થૈ છે હાર,
આગે જળે છે રોમેરોમ હા!
ભીષ્મ હણાયો ભારતભોમનો,
જામી જાણે મેઘાડંબર રાત,
આભેથી હોલાણા સૂરજ તારલા.

(દિલનો દવ)



---

ઓલ ઇન્ડિયા રેડિયો, વડોદરાના સૌજન્યથી.

[ ૨૬ ]

## મર્મર

શ્રી. જયન્ત પાઠકના આ કાવ્યસંગ્રહનું નામ 'મર્મર' ઔચિત્યથી રખાયું છે આ કાવ્યોનાં પ્રયોજન મોટાં નથી તેમ જ તેના આકારમાં પણ ભારેખમ આયોજન નથી. અહીં કવિ હૃદયનાં નાજુક સ્પન્દનોને નિરૂપે છે.

અટપટા ને વિશાળ જીવનને ચીતરી દર્શાવવાનું કાર્ય જેમ સાહિત્યનું છે તેમ હૃદયનાં નાજુક ને સૂક્ષ્મ સ્પન્દનોને ઝીલી લેવાનું કાર્ય પણ કવિતાનું ગણાયું છે. એવાં સ્પન્દનો ને વેદનો એટલાં સુકુમાર હોય છે કે તેનો સ્પષ્ટ બોધ થાય તે પહેલાં તે ઘણીવાર અલોપ થઈ જાય છે. એમને આકાર આપવો એ કવિઓનો અધિકાર છે. એવાં વેદનોને મર્મર કહો, બુદ્‌બુદ્ કહો; એ સૌ કોઈ રહસ્યમય છૂપી વાત કહી જાય છે. એમાં આપણા સંસારનું કે વ્યક્તિના મનસ્તત્ત્વનું કોઈ રહસ્ય પ્રગટ થાય છે. કંઈ નહિ તો કાવ્યો દ્વારા પણ આપણે આપણા તરફ તેમ જીવન તરફ વધુ ગાંભીર્યે કે વિસ્મયથી જોતા માંડીએ છીએ. શ્રી. જયંત પાઠક કહે છે :

> બીજને કદી યે ન વાંછ્યું
>     ઝીલવાને સ્મિત સુધરશ્મિનું;
> ફૂલનું પ્રગટાવવા સ્મિત
>     બીજને અંધ ભૂગર્ભમાં જવું.
>
> (બીજ)

યજ્ઞના રહસ્યને આ એક કડી પ્રત્યક્ષતા આપે છે. કોના જીવનની ક્યાં સાર્થકતા છે એ કોણ જાણી શકે ? સંપત્તિ કીર્તિ, પ્રકાશ મળ્યાં ના હોય, માત્ર અંધકારમાં જાત ઘસીને ગુમાવવાની હોય તો યે કોઈ ઉન્નત દૃષ્ટિએ એમાં ધન્યતા છે. ફૂલને પ્રકાશ મળે ને એ હસે, પણ બીજના આપભોગને એ કેમ વિસરે ? આ જગતની સર્વ ક્રિયામાં, આવિર્ભાવમાં, આવિષ્કારમાં — મજૂરની મહેનત કે સંગીતના તાનમાં — કોઈ અદ્‌ભુત યજ્ઞચક્ર ફરી રહ્યું છે એમ કવિ દર્શાવે છે.

એ જ રીતે જીવનમૃત્યુના ભેદને ઓગાળતી બુદ્ધિથી કવિ ઉચ્ચારે છે :

> મને જિન્દગી અને મરણની ખબર છે :
> કબર પર ફૂલો ને ફૂલો પર કબર છે.
>
> (જિન્દગી ને મરણ)

શું નથી મરતું ? કે શું નથી નવે રૂપે જીવતું ? એ સાચી કે ગૂઢ વાત કવિ સ્મરણીય રીતે કહી જાય છે.

જુવાન દિલની પ્રેમપિપાસા અને સૌન્દર્યદૃષ્ટિ ભાષા પાસે મધુર કામ કરાવે છે. અંગનાના સૌન્દર્યની અને એના પ્રથમ પ્રણયવિભ્રમની સનાતન વાત શ્રી. પાઠક ગાય છે :

> એક અલકમલકની અલબેલી
> શી મ્હાલે છે મન મેલી !
>
> (અલબેલી)

જાજરમાન સુન્દરીના પાનેતરનો ભરાવ નિહાળતા યુવકને પ્રિયતમા 'જાતને ઝાંઝરમાં ખોતી' લાગે છે. બીજા એક કાવ્યમાં પ્રિયજનની પગલીઓથી વૃંદાવનની વાટે મોહનનો ભેટો થઈ ગયો હોય એમ પ્રિયાને અંતરમાં લાગે છે. બાહ્ય સ્થિતિનું અન્તરમાં પ્રતિબિંબ નવીન રીતે કવિ દર્શાવે છે. બાહ્ય પરિસ્થિતિ અને અન્તરની સમાન્તર રેખાઓ દોરવામાં શ્રી પાઠકનું કૌશલ મને સરસ લાગ્યું છે. સમાન્તર રેખાઓ દોરી ગીતને અંતે કોઈ ફુટ વાતને સ્ફુટ કરી દેતી પંક્તિ મૂકી કવિ તેને પ્રકાશિત ને ચમત્કારવાળું કરે છે. એક કાવ્યમાં અષાઢી ઘનઘટા ને પ્રેમઘટાનું મિશ્ર ચિત્ર છે – જે કાવ્યમાં જ ચિત્ર બને, ચિત્રમાં નહિ. સૃષ્ટિની એકાકારતાનું મનભર દૃશ્ય સુકુમાર વાણીમાં પ્રગટે છે :—

ગહન તિમિરને અંક સપનમાં ઢળી સૃષ્ટિની કાયા,
સકલ ચરાચર પરે અકલની ઢળી અલૌકિક છાયા;
ભેદ ગયા ભૂંસાઈ
સંતો પ્રેમઘટા ઝૂક આઈ–

(પ્રેમઘટા ઝૂક આઈ)

આવી પ્રકૃતિલીલા અને આધ્યાત્મિક અનુભવની ઓતપ્રોતતાનું સુભગ દર્શન અખો, પ્રીતમદાસ જેવા કવિઓની કવિતામાં પણ થાય છે.

ઊગતા કવિનું પ્રથમ લક્ષણ એ હોય છે કે ભાષા અને લયને રમાડી એમાં નવું સૌન્દર્ય તે દાખવે છે; અને એમાં પ્રગટતો અર્થ રંગની મોહનીમાં અવનવો થઈ જાય છે. નવીન કવિ અલકમલકની અલબેલી માફક છુટ્ટી વેણીએ મહાલે છે. એને સુન્દરતાની પડી છે; એને આકર્ષણ કરવું છે; એનો શબ્દ ટહુકાર થવો જોઈએ. બીજું બધુ–ભાવની ગંભીરતા, ભાવના સંઘર્ષ, ચિંતન–અનુભવ વધતાં આવી રહેશે. એનું દિલ સૌન્દર્ય સર્જવામા હોય છે, તર્કશુદ્ધ વિચાર આપવામાં નહિ. સૌન્દર્ય કે ભવ્યતાના પ્રતિભાવો એના પ્રમાણિક છે; પણ એની શ્રદ્ધા કે એનુ દર્શન ગણવા જેવું એમાં ઓછું પણ હોય, એ તો કૌતુકનો પ્રવાસી છે ને નવો વિચાર તેના હૃદયને ઘડીભર હલાવે તેનો રમણીય આકાર અર્પવામાં તે કૃતાર્થતા અનુભવે છે.

'પામો સૌ ન્યૂનતાઓ મુજ, તુજ સ્પરશે પૂર્ણતામાં પ્રબોધ.' આવાં વચનોમાં કવિની ફિલસૂફી કે ધર્મશ્રદ્ધા કરતાં શ્રી અરવિંદ પ્રત્યે મુગ્ધ હૃદયની ભક્તિ વધારે જોવા મળે છે. એ ભક્તિપ્રેરિત વિચાર માટે શ્રી. પાઠક ગુંજનક્ષમ પક્તિઓ રચે છે :—

હે સુન્દર ગોવિંદ !
તુજ સ્પરશે આ પંક વિષે શુ નહીં પ્રગટે અરવિંદ ?

(ચરણુડેશથી)

આ મુગ્ધ ઉચ્ચારો કરતાં નીચેના ઉદ્દ્ગારમાં તાજગી વિશેષ છે :

ક્યાં આવો જનમેળો મળવો !
સાથ બીજે ક્યાં આવો રળવો !
આટઆટલા મનથી મળવાં એ શુ નથી નવાઈ !

(ચાહી લે)

આ સંસારમાંના સમાગમો પણ પરિતોષક હોય છે એમ રામનારાયણભાઈ પેડે તે ગાઈ લે છે.

* * *

ગેય કવિતાનું-ભજન કે ગીતનું સંવિધાનતંત્ર શ્રી. પાઠકને બરોબર સમજાયું છે. અને એમાં એમની સિદ્ધિ બહુ આશાસ્પદ છે. બીજાં કાવ્યોમાં પણ, ખાસ કરીને પ્રકૃતિ કાવ્યોમાં, તેઓ સાચા કાવ્યતત્ત્વને સચોટ પકડી વસ્તુનો સંસ્પર્શ કરાવે છે. 'મેઘદૂત'માં કાવ્યાનુકૂલ ચમત્કાર છે. 'નર્મદાનાં પૂર'માં કવિનો ઊંડો પ્રકૃતિપ્રેમ તથા ઉદાર જીવનની અભીપ્સા દેખાય છે :

એ શાં રેવાજલ વહી રહ્યાં મસ્ત લેતાં હિલોળા
ઉષ્મા કેરે સ્થિર જલ જગાડી મુગ્ધના ઉછાળા;
થાતું જાણે ભીંજવી વહું સૌ ક્ષેત્ર દેશો અસીમ,
જેની માટી ફળદ્રુપ કરે મોલથી લીલી સીમ.

(નર્મદાનાં પૂર)

'શરદવર્ણન' પણ એવું જ હૃદયંગમ કાવ્ય છે. પરંતુ કવિની સ્વાભાવિક શક્તિ 'વર્ષાનું પ્રભાત'ના મનોહર કાવ્યમાં વિશેષ જણાય છે. ૭ લીટીમાં કવિએ સૉનેટનું સૌન્દર્ય સમાવી લીધું છે. કાવ્યની શબ્દસંઘટના જ વર્ષાના સંસ્કાર જાગૃત કરે છે.

ધરાગગન રાત આખી નિજ વાત કહેતાં રહ્યાં
રહસ્યમય; શબ્દ શાં વરસતાં ધીમે બિન્દુડાં!
અને નીરખ્યું પ્રાતમાં: પૃથિવી અંગઅંગે દીઠી
અસંખ્ય તૃણની પ્રસન્ન પુલકંત રોમાવલિ.

(વર્ષાનું પ્રભાત)

કવિએ દેશપ્રેમનાં સુવાચ્ય કાવ્યો આપ્યાં છે. ગાંધીજી, સરદાર, શ્રી અરવિંદ, બ. ક. ઠાકોર ને નાનાલાલને તેમણે ઉચિત અંજલિ અર્પી છે. એમાંનાં કેટલાંક કાવ્યોમાં રચના સૉનેટની છે. એક સંસારી રસના સૉનેટમાં નાયકનો વિરૂપ નાયિકા તરફનો ભાવ નવા દૃષ્ટિકોણથી કવિએ વર્ણવ્યો છે. નાયિકામાં રૂપ નથી, રંગ નથી; અને જગતની અનેક અપ્સરાઓ એના ચિત્તને રોજ વીંધી જાય છે. પણ બેઉનું બાળક એ જ વરવી સ્ત્રીમાં-માતામાં અદ્ભુત આકર્ષણ જુએ છે. માતાની છાતીમાં છુપાવામાં એને ખૂબ મઝા છે. નાયકને થાય છે કે આ વરવી નારીને ચાહવા સારુ બાલક જેવું કેમ ના બનાય? વિશ્વમાં વિલસતું પ્રેમનું તત્ત્વ જ સાચું સૌન્દર્ય ને આકર્ષણ છે એવું કવિના દિલમાં ઊગી જતું લાગે છે.

'ઊર્મિલા-લક્ષ્મણ'માં પરલક્ષી કવિતાનો શ્રી. પાઠકે સફળ પ્રયોગ કર્યો છે. એમના વિયોગનો પ્રસંગ નાટ્યોચિત ઢબે એમણે નિરૂપ્યો છે વિધિની વિચિત્રતા અને ઊર્મિલાની અપ્રસિદ્ધ વેદના વિષાદની છાયા પાથરે છે. બીજાં પણ મનોહર પરલક્ષી કાવ્યો પાઠકે લખ્યાં છે. એમની કલ્પના અને ચિંતનશીલતા એવાં કાવ્યોમાં પણ પ્રતીતિ, પ્રસાદ ને મધુરતાના સંસ્કાર મૂકી જાય છે.

આ નવીન કવિની કવિતાનો પરિચય મને ઘણાં વર્ષથી છે. મને હંમેશાં તેમાં સાચી કવિતા અને ઉત્તમ કવિશક્તિનો ભણકાર આવ્યો છે. કવિ પાસે રમણીય રૂપો સર્જવા માટે ભાષા, છંદ આદિનું પ્રભુત્વ છે; તેમને નવીન છતાં રમણીય આકારની સૂઝ છે; નવનવા દૃષ્ટિકોણથી જીવનના રંગો ને ઢંગો જોવાનો સ્વભાવ છે; સાચી કલ્પનાશક્તિ ને તરલ તરંગ છે; અને આર્દ્ર અને ચપલ વેદનશીલતા છે. આ સંગ્રહનાં કાવ્યોમાં જ પોતાની કવિતાની વિશિષ્ટ ભાત એમણે દર્શાવી છે. એમાં કાવ્યરીતિ અને કાવ્યવિષયનું આકર્ષક વૈવિધ્ય પણ છે. ગુજરાતી સાહિત્યને રમણીય કવિતાની ખોટ નથી પડવાની એવી શ્રી. જયંત પાઠક જેવા કવિઓની ઉજ્જ્વલ જોઈને શ્રદ્ધા બેસે છે.



[ ૨૭ ]

## ચક્રવાક

"ચક્રવાક"ના કવિ રણજીતભાઈ પટેલનો મને એમનાં કાવ્યો દ્વારા જ પરિચય થયો, અને એ પરિચય સુખદ છે. અલબત, એવા પરિચયમાં મૈત્રીની સતતતા નથી: ઊર્મિકાવ્યો એટલે જ ક્ષણોની મૂર્તિઓ અને છૂટી છૂટી ક્ષણોના પરિચયથી કવિના સમગ્ર વ્યક્તિત્વનો તો કેવડો પરિચય થવાનો! પણ એ ક્ષણો સામાન્ય ક્ષણો નથી. કોઈ ક્ષણ ઊંડાણમાંથી આવતું બુદ્દબુદ્દ છે; કોઈ ઊંચે ઊડતો કલ્પનાતરંગ છે. જે ક્ષણોમાં કવિ વધુમાં વધુ અને પૂર્ણપણે જીવંત છે તેનો આનંદદાયી પરિચય આ સંગ્રહમાં થાય છે.

શ્રી. પટેલનાં કાવ્યો વાંચતાં પહેલી છાપ કોઈ ચિન્તનશીલ વિદ્યાભ્યાસંગીની પડે છે. સંગ્રહની શરૂઆતમાં પ્રેમનાં કાવ્યો છે પણ તેમાં તર્કશીલતા કરતાં લાગણીનો ઉદ્રેક ઓછો છે, અને કાંઈક પ્રસ્તારનો શોખ પણ જણાય છે પરંતુ સંસ્કારી ને પ્રવાહી ભાષામાં વિચારને પદ્યદેહ આપવાની કવિની શક્તિ ધ્યાન ખેંચે એવી છે :—

"આ વિશ્વનાં આપણ બે પ્રવાસી;
જોયું, વિચાર્યું: પથ દીર્ઘ, વાંકા,
ભૂલામણા, લોભનથી ભરેલ
સાથી વિના દુષ્કર છે પ્રવાસ;
ભલા સદા એકથી બે વિચારી
યાત્રા – દિશા – સામ્ય, વિચાર – સામ્ય
રસૈક્ય, આદર્શ સમાન ન્યાળી,
થયાં થયાં આપણ વિશ્વયાત્રિક."
(આપણ બે પ્રવાસી)

એવો સુરેખ વિચારપટ "રખે તું કલ્પે કે –"માં પ્રારંભમાં પાથરેલો છે :—

"રખે તું કલ્પે કે – સપન મહીં વા જાગૃતિ મહીં
સખી! માને મારો પ્રણયનદ જે પુષ્ટ જ વહ્યો
પુરા, જેના સ્રોતે સતતગતિનો ભંગ ન સહ્યો,
તરંગે આવર્તે ભમરી વમળેથી વહી રહ્યો,
સખી! તેમાં કાળે પરિસ્થિતિ–વિપર્યાસ જ થયો!"

આવી તર્ક–કે કથનપરાયણ કવિતામાં પણ સ્થળે સ્થળે લાવણ્ય ચમકી જાય છે. "અજાણ્યા હૈયા"ની નાયિકાને "કપોલે ને ઓષ્ઠે પરિમલ સમું હાસ્ય ફરકે" છે; આતુર પ્રણયી ચુંબનની વાત કરતાં ધૃષ્ટ વાણી ઉચ્ચારે છે;

'તને મેં ચૂમી છે, ગગન નવપર્જન્ય શતધા
ધરા ચૂમે તેવી રસભસ થકી પ્લાવિત ,કરી."

વળી ક્યાંક ક્યાંક કવિની ગંભીર અભીપ્સા અને ભાવના પ્રગટ થાય છે, "યૌવન રહસ્ય" અને "આપજે, હે પ્રભો!"માં કેવી માનસિક કિંવા આધ્યાત્મિક સ્થિતિ તેમને ઇષ્ટ છે તે સમજાય છે. જુવાની એ એ આયુષ્યનો નિયતકાલ નહિ, પણ સુદૃઢ સંકલ્પની ખુમારી છે, ઊર્મિનું પૌરુષ છે, છે "સુખાળવી સ્થિતિ પરે જય વિક્રમોનો." પ્રાર્થનાના સુંદર કાવ્યમાં કવિ દિવસપર્યંત મનની જાગૃતિ અને નિદ્રામાં શિશુહૃદય ઝંખે છે 'અધીરાં હંસોને', "તને હૃદય શું કહું"? "પરિવર્તન" "કોલસો" આદિ કાવ્યો અણીશુદ્ધ અને વિશેષ રમણીય છે. 'કોલસો' કાવ્ય નવીન કવિતાનાં લક્ષણોથી પૂરેપૂરું અંકિત છે. અતિ સામાન્ય વસ્તુને વિષય કરીને સુશ્લિષ્ટ અને પ્રવાહી વાણીમાં જીવન ઝગવવાની ભાવના કવિએ તેમાં ગૂથી દીધી છે. 'પરિવર્તન'માંનું ચિત્ર આહ્લાદક છે અને યૌવન, પ્રેમ અને આશાનો વસન્તકાળ સંભારી આપણે પણ કવિ સાથે સમાનભાવે ઉચ્ચારીએ છીએ :—

"પૃથ્વી લળી લળી તદા પથ આપતી 'તી"!

શ્રી રણજિતભાઈ પટેલે પ્રશિષ્ટ અર્થલક્ષી શૈલી ગ્રહી છે, અને તેમાં, એકંદરે, સરળતા, સુશ્લિષ્ટતા અને ચારુતાનો યોગ સાધ્યો છે. સાદી ઘટના તરફ પણ ભીની કવિદૃષ્ટિથી જોવાની તેમને ટેવ છે, અને લાગણીના સંકુલ સ્ફુરણને સ્પષ્ટતાએ વ્યક્ત કરવાની તેમને આવડત છે. અદ્યતન કવિ ફરી પાછો હૃદયગમ ગીત ગાતો થયો છે, એની પ્રતીતિ પણ શ્રી. પટેલનાં ગીતોમાં થાય છે. ગુજરાતી ગીતનું પારંપરિક સ્વરૂપ, તેનું રચનાતંત્ર તેમણે સાધ્યું છે, અને સરળ ઘાટમાં ગભીર ભાવબિન્દુ મૂકવાની નાનાલાલીય કલા તેમણે ઉપાસી છે. નિસર્ગ સાથે તદાકારતાની, કોઈ પરમ ચૈતન્યના, કોઈ પરમ સત્યના ભણકારની વિરલ પળો તેમણે થોડાંક સુંદર ગીતોમાં ઢાળી છે.

> કે ગગને ગાજે વનો ઘનનાં ઘણાં રે,
> કે વનમાં ગહેકે કળાયલ મોર—કે ગગને...
>
> કે રજની ભાલે સુધાકર ચૂમતો રે,
> કે કરતાં ચાતક ટોળાં મ દ શોર—કે ગગને...
>
> * * *
>
> કે ફૂલડે ફોરમ ફોરે ને વનમાં વહે રે,
> કે મધુકર પીતા મધુ ફૂલ ફૂલ—કે ગગને...
> કે વિશ્વને સભર વિરાટે જો ભર્યું રે,
> કે વામનને વાગે વિરાટની છો ળ—કે ગગને...

મનુષ્ય માત્ર વામન છે, પણ તેને જેટલે અંશે વિરાટની છોળ અડી જાય, જેટલું સૌન્દર્યબિન્દુ મળી જાય તેટલી તેની કૃતાર્થતા. શ્રી. પટેલને અનન્ત સત્ય ને સૌન્દર્યની છોળ ઉત્તરોત્તર વધારે અડે એ અભિલાષા સાથે તેમના આ "ચક્રવાક" માટે તેમને અભિનંદું છું.



[ ૨૮ ]

## ઉષામાં ઊગેલાં

આ માલ કેવો સરસ છે એમ દુકાનદારની જેમ આ કાવ્યો વિષે બે બોલ હું નથી કહેતો, જો કે ફૂલોને પણ પોતાની સુગંધની જાહેરાત કરવી પડે એવો આ જમાનો છે. ભાઈ વ્યાસ મારા વિદ્યાર્થી છે, પણ એમની કવિતા પૂરતો મારો સંબંધ એક સમભાવી સામાજિકનો અને મિત્રનો છે. મને એમની કવિતામાં રસ પડ્યા એ જ એ સંબંધનું કારણ છે, અને મને જ્યાં રસ પડ્યો ત્યાં બીજાને પણ પડશે એ આશાએ આ લખું છું.

રા૦ ચંપકલાલ વ્યાસ કવિ લેખે નવા જમાનાની નીપજ છે; એટલે જે રસિકો ૧૯૨૦ પહેલાંની જ સુસ્વન કે ગેય, ઊર્મિલ કે તરંગપ્રધાન કવિતાને જ માણી શકે, તેને જ કવિતા કહે, તેમને આ કાવ્યો રુચશે નહીં; સ્પિરિટ અને સ્ટવના શ્રવણમાત્રથી નાકમાં મરચાંની ધુમાડી ગઈ હોય એમ લાગશે; પૃથ્વી છંદમાં પૃથ્વી જ નહીં પણ પૃથ્વીના જડ, અરોચક, ગંધાતા અંશો જ પ્રત્યક્ષ થશે; "તને દુઃખ હશે; ન ના" એવાં વાક્યોમાં કવિતાની મશ્કરી થએલી ગણાશે.

પણ ટીકાકારોની ટીકાથી વર્તમાન કવિતાનાં લક્ષણોનું—આપણે તેને દોષો નહીં કહીએ—સ્પષ્ટ દર્શન થાય છે. અને એવી ઘણી ખાસિયતો હોય છે જે ચોકી ના રખાય તો વિકૃત થઈ દોષનું રૂપ ધરે. આજના પ્રસિદ્ધ કવિ સુન્દરમ્‌ના "ભાંગેલી ઘડિયાળ" નેકાવ્યમાં જે કૃત્રિમતા છે તે વ્યાસના પણ કોઈક કોઈક કાવ્યમાં જણાય છે. સ્પિરિટની ગંધથી નાસી ગયા વગર કાવ્યમાં આવતી કૃત્રિમતા જોઈ શકાશે.

### સ્નેહ–શંકા

ઊડન્તી સર તેલની પવનથી ટાંકીથકી સ્ટવ્હની,
અગ્નિતપ્ત ડબી અડે ભભકતી જ્વાળા બને, તેમ આ
હૈયાથી ઉડતી સરો પ્રણયની ઊર્મિતણા જોરથી
જ્વાળારૂપ બની અહો! ભભકતી શંકા–ડબી સ્પર્શથી.

આજની કવિતા બોધલક્ષી, બોધ તારવતી થઈ છે, ( એની પાછળનુ માનસ બોધ શોધે છે, આનંદ નહીં ) અને નીતિશોધક કવિતા કેવી કૃત્રિમ થઈ જાય તેનુ આ ઉદાહરણ છે. પણ કલ્પના કે લાગણી કરતાં સમજશક્તિને વધારે સ્પર્શે એવી કવિતા પણ સુભગ થાય. વિષયની કંઈક નવીનતા, વાતચીતની ઢબની ભાષાથી ઊપજતું ઘરનું પરિચિત વાતાવરણ અને પ્રશ્ન અને સમાધાનનું તોલન ભાઈ વ્યાસના 'ફોટા' કાવ્યમાં ચમત્કૃતિ આણે છે.

ત્હમે અવરસાથમાં સ્મરણકાજ ફોટા ઘણા
પડાવત રહો અને ન મમ ભ્રાતશુ જેમને
ખરા હૃદયથી ચહો; પ્રણય શુદ્ધ, સાચો, મીઠો
અનેક વરસોથકી ઉભયમાં વહે આટલો

છતાં નવ ત્હમે કદી પ્રણય છાપવા ધારિયું
મ્હને અજબ લાગતું, ઉભયને રહેતું જુદા
ઘણા વરસભાગમાં હૃદય તોષવા ના પડી
કદી જરૂર સ્નેહના વિશદ ઘોષ કે રાટતણી.
મ્હને ન ભય સ્નેહનો, વિશદ સ્નેહનો ધોધ વો
અખંડ વહેશે ઉરે, જગતઝેર ના સ્પર્શશે,
અને પ્રણય તોડવા સમય ધારશે તો પછી
ક્યમી પ્રણય સાધશે? પ્રણયભગ્ન હૈયાં કદી
ફરી ઉર હસાવશે? કુસુમ પાડનારાં કદી
અદ્વૈત રૂપ છાપશે ઉરછબી સમું? તો પછી
સદાય રૂપલીનતા નયન ખૂંચતાં શે મહુ?

ગાઢ મિત્રસ્નેહના કાવ્યો એ આ સંગ્રહનું ખાસ આકર્ષણ છે કાન્ત પછી મિત્રસ્નેહના કાવ્યો ઘણા ઓછા લખાયા છે કાન્તના મિત્રસ્નેહના કાવ્યોની પ્રૌઢિ અહીં નથી, પણ ભાઈબેનના સ્નેહના બલાકાવ્યો જેવું નિર્દોષ લાવણ્ય અને આર્જવ 'મોરા', 'નકટો', 'અદૃશ્ય', 'યોગ' વગેરેમાં જણાય છે, અને તેમાંના કેટલાક ભાવનો ગણગણાટ હૃદયમાં રહ્યા કરે છે

ભલે દર્દો ફેડે મુજ ગરીબ ઘેના ઉર વિશે
ઉપાયો ના સ્ફુરે, દૃગ ઉરસરે અશ્રુ ભળશે,
જીવિત મુજ ત્યાં ધન્ય બનશે

બોધલક્ષી કોટિઓને ( Conceits ) ચમત્કારથી રજૂ કરવાને સોનેટ એ સારું ઢાળો છે આજનો કવિ એવી કોટિઓમાં ઘણો નાચે છે તે એનું કવિપણું કરતાં બુદ્ધિચાતુર્ય વધારે સૂચવે છે એવી કોટિને કલ્પનારસપ્રચુર કરવાને તે લોકવ્યવહાર અને કુદરતમાંથી યોગ્ય પ્રતીકો શોધી કહાડે છે ૨૧૦ વ્યાસ ચન્દ્રનું પ્રતીક લઈ અહંતાની મશ્કરી કરે છે, ચન્દ્રઅમાસના પરસ્પર સંબંધમાં પ્રેમભાવનાનો ગોર્ક છે અને સમુદ્રનું પ્રતીક લઈ ગુપ્તદાનનો મહિમા ગાય છે આ બધું સોનેટો સુરેખ છે, "પ્રેમભાવના" તે સુંદર જ છે અને "મોટા રોફ કરી ઘુમતો . . . ગો ચીકણો "વાણિયો" અથવા ભિખારી, છાબીલો, લેવાયલો ક્ષીણ ચન્દ્ર

થાકી, જાય અમાસ મોડ 'પ્રિય! ઓ!' કહેતાં જ અરે ઝીણી
નેત્રો ભાવભરી કરે પ્રણયિની ને પાય નવજીવનની

સ્મૃતિમાં અંકાઈ જાય છે

આ કવિના સોનેટોમાં ભાવની-ધ્યાન કરીને ભાઈબહેનની અભિનવ ભાવના, વિષયની રજૂઆતમાં ચમત્કૃતિ અને ચિત્રમાં ભળી જતા તળપદા પ્રયોગોની ઉચિતતા છે પણ વ્યાસની વિશિષ્ટ શક્તિ નાટ્યાત્મક તત્ત્વને સચોટતાથી રજૂ કરવામાં વ્યક્ત થાય છે અભિમાની મૂર્ખ ચન્દ્રને થાય છે, "અને સુરજ કોણ જે આકાશ ધન પ્રકાશનો ન તે મમ સમાન". સૂર્યની કીર્તિ પાપાચારની મ્હોંપર જાણે સાંભળી હોય એમ ચન્દ્રને વિચારતો કવિએ બરાબર વર્ણવ્યો છે

આ શક્તિ તેમને પરલક્ષી કવિતામાં સારી સિદ્ધિ અપાવે એવી છે. તેમનાં ખંડકાવ્યોમાં તે વધારે સ્પષ્ટ થાય છે. વ્યાસનાં ત્રણ ખંડકાવ્યો 'ઋષિનો શાપ', 'શાપ કે વરદાન', 'વરઘેલી' સરસ છે. 'વરઘેલી'માં દુઃખ કરતાં વેદના વધારે થાય છે, અને એમાં વર્ણવેલો પ્રસંગ હકીકતે ખરો પણ વિરલ હોવાથી રસની યોગ્ય ભૂમિકા આપતો નથી, પણ વરઘેલીના કોડનું ચિત્ર હૃદયંગમ છે. 'ઋષિનો શાપ' પ્રસંગને માટે પાતળું કાવ્ય છે છતાં સુંદર છે. શકુન્તલાના શાન્ત જીવનમાં એકાએક દુર્વાસા મારફત આવતા દુઃખના વાદળનો ગડગડાટ કાવ્યમાં ઠીક સંભળાય છે. દેવો અને રંગભૂમિની પ્રાકૃતતાનો દોષ જતો કરીએ તો 'શાપ કે વરદાન ?' ને આ ત્રણેમાં પ્રથમ સ્થાન મળે. પુરુરવમાં પરોવાયલા વિહ્વળ જીવના પાદસ્ખલનનું ચિત્ર મનોહર છે.

* * * *

આપણા કવિઓનો છન્દ ઉપર કાબૂ વધે એ તો સારી વાત છે, પણ સાથે તેમની માન્યતા દૃઢ અને સર્વસ્વીકૃત થતી જાય જે કાવ્યનો વિષય ગમે તે હોઈ શકે એટલું જ નહીં, પણ જેમ પરિચયની ભૂમિનો તેમ વધારે સારો; અને ભાષા પણ જેમ રોજની વાતચીતની, બોલી જેવી, તેમ સારું; તો જતે દિવસે કવિતા જતી રહેશે અને વ્યર્થ, દોઢડાહ્યો લાંબો, થકવે એવો વાક્યાવલિનો ફીસો પાઘડીપટ જ રહેશે. આથી ભાઈ વ્યાસ જેવા કવિઓ દૃઢબન્ધન સૉનેટ જેવામાં કે પ્રસિદ્ધ રસિક વૃત્તાંતખંડના આલેખનમાં પોતાની કલા વિકસાવે એ યોગ્ય છે. વાદનાં બન્ધન વિવેચકનો તેમ ફૅશનનો પવન કવિને નિષ્ફળ કરે, માટે શ્રી. વ્યાસનો પ્રેરક બોલ સ્મરીએ.

"અનેક જગતત્ત્વ છે જીવનગંધ પ્રગટાવવા."*



* શ્રી. ચંપકલાલ વ્યાસકૃત કાવ્યસંગ્રહ 'ઉષામાં ઊગેલાં'ની પ્રસ્તાવના.

[ ૨૯ ]

## મદાલસા

ગ્રીક પુરાણમાં કવિ ઑર્ફ્યૂસની એક સુંદર કથા છે. તે મહા સંગીતકાર હતો અને પ્રેમમાં યુરીડિસી નામની અપ્સરાને પરણ્યો. સાપ કરડવાથી તેનું મૃત્યુ થતાં તે તેની પાછળ પાછળ યમલોકમાં ગયો. પોતાના સંગીતથી મૃત્યુદેવને રીઝવી તે પ્રિયાને પાછી તો મેળવી શક્યો; પણ કપરી શરતે કે મૃત્યુલોકમા પહે ચતાં લગી અનુસરતી પ્રેમદા તરફ તેણે પાછું વળી જોવું નહિ. પતિની ધીરજ ક્યાં લગી રહે? આટલા શ્રમથી પ્રાપ્ત થએલી પ્રિયા ખરેખર પાછળ આવે છે કે કેમ તે જોવા તે ફર્યો ત્યાં તો યુવતી અલોપ થઈ યમલોકમાં સીધાવી.

ઝ્યૂસની પુત્રી પર્સીફોનીની કંઈક જુદી કથા છે. તેને યમલોકમાં, પાતાળમાં, પાતાળનો દેવ હરી ગયો હતો, ત્યાંથી તેની માતાએ તેને પાછી પ્રાપ્ત કરી હતી. પર્સીફોનીનું ધ્યાન ખેંચે એવું લક્ષણ એ હતું કે યમલોકમાં ગએલા જીવો ઉપર તથા તેના પતિ ઉપર તેની ભારે પ્રભુતા હતી.

પાશ્ચાત્ય પુરાણની આ કથાઓ સરસ છે અને રૂપક ગણીએ તો ખૂબ રહસ્યમય છે. આપણી મદાલસાની કથા મૂળે કોઈ રહસ્યમય રૂપક હશે એમ તર્ક કરું છું. પણ સંસ્કૃત ગુજરાતી પુરાણીઓને કથાઓ વધારવા ને બગાડવાની કળા સિદ્ધ હતી. મૂળ માર્કણ્ડેય પુરાણમાં જ ઉપદેશનો ભાર આવતાં મદાલસાનું આખ્યાન કથા લેખે કથળે છે. પ્રેમાનંદની સહજ રસિકતાએ એ ઉપદેશનો ભાગ તેના પ્રથમ આખ્યાનમાંથી કાઢી નાખ્યો અને "વાત ચાલી ચૌદ લોકમાં, જે મોઈ જીવી નાર રે" ત્યાં વાજબી રીતે વાત પૂરી કરી. પાછળથી માર્કણ્ડેય પુરાણનો આખો અનુવાદ કરતી વખતે મૂળની ઉપદેશાત્મક સામગ્રી તેને (બીજા કોઈએ બાકીનો ભાગ લખ્યો હોય તો જુદી વાત છે) ભરવી પડી. ખરી રીતે આ મદાલસા આખ્યાનમાં વૈરાગ્યના ઉપદેશ માટે સ્થાન નથી. મદાલસા જેવું મનોહર પાત્ર જેના સૌન્દર્ય અને પ્રેમના બળે જ ઋતુધ્વજ ઘેલો થયો અને તેને પુનઃ પ્રાપ્ત કરવા પ્રેરાયો, તે સંસારની, નામરૂપની પોકળતા ઉપર પ્રવચન કરે તે કલાની દૃષ્ટિએ વરવો અંશ છે. વળી એ ઉપદેશમાં પણ ફિલસૂફીની ગંભીર ઉદાત્તતા કરતાં મસાણિયું તત્ત્વ વિશેષ છે. આ કાવ્યના લેખક શ્રી. પટેલ માટે વસ્તુસ્થિતિ જુદી છે. મદાલસાની વાર્તા કરતાં તેના ઉપદેશથી, ઉપદેશમા રહેલા સંગીન અને ઉપયોગી તત્ત્વથી તે આકર્ષાયા છે.

મદાલસાના ઇતિવૃત્તમાં પ્રેમાનંદ માર્કણ્ડેય પુરાણને અનુસર્યો નથી. "મૂળમાં પાતાલકેતુ મરાયો છે ત્યારે અહીં (પ્રેમાનંદમાં) તાલકેતુ મરાયો છે. મૂળમાં મૃત્યુ અટકાવવા કામધેનુનું વરદાન છે ત્યારે અહીં હરણ થતાં પાર્વતીનુ વરદાન છે...મૂળમાં તાલકેતુ મદાલસાનું મરણ સાધવાને એક યુક્તિ કરે છે ત્યારે અહીં પાતાલકેતુ બીજી જ યુક્તિ કરે છે." (પ્રા. કા. મા માર્કણ્ડેય પુરાણનું ગ્રન્થવિવેચન). શ્રી ગોવિન્દભાઈ પટેલ પ્રેમાનંદને અનુસર્યા છે, જો કે મૂળ સંસ્કૃત કથાને અનુસરવામાં કશો બાધ ન હતો. એકાદ વિગતમાં પ્રેમાનંદથી પણ જુદા પડ્યા છે, પણ મદાલસાની કથાને નવીન રીતે તેમણે રજૂ કરી છે. આ બોધપ્રધાન સંવાદકાવ્ય છે. સંસ્કૃત મૂળમાં કથા અને બોધનો મેળ નથી. કથા મુખ્ય કે બોધ તે સમજાતું નથી. આ કાવ્યમાં બોધ, જિંદગી સંબંધી વિચારણા જ પ્રધાન અંગ છે, કથા ગૌણ છે અને

તે કથા પણ પ્રસંગ મળતાં ખુલાસા રૂપે કહેવાતી હોય, ભૂમિકા રૂપે રજૂ થતી હોય એમ આવે છે. વળી શ્રી. પટેલની કલાદૃષ્ટિને મદાલસાનું પ્રેમસમર્પણ અને યૌવનમાં ઋતુધ્વજ માટે તાલાવેલી અને તેના પુત્રોને ઉપદેશ એ બે વચ્ચે કંઈક અસંગતિ સમજાઈ તો છે. ઋતુધ્વજ કહે છે :—

શાથી તું ઉપહાસ આજ કરતી અર્પું સ્મૃતિ પૂર્વની,
જ્યારે કેદ પડેલ શત્રુગૃહમાં જ્યાં હુંફ ના કોઈની.
ને ના નિર્ભય પ્રાણુ, ત્યાં પ્રથમ તું જોતી હતી મુજને
ત્યારે જે હૃદયે હતી ઉછળતી તે લાગણી ના સ્મરે? ૧૯૪

જીવનસ્રોત સંયોજે ઊર્મિ શિવસિંધુથકી,
ઊર્મિપ્રવાહ એ દેવી તજી દે તું તજાવતી. ૧૯૭

અરણ્યે આત્મનું શ્રેય થાય, એ સત્ય તો તુથી;
થએલું કેટલું પ્રિયે! જો, કર તુલના પુત્રથી. ૨૬૩

શ્રી. પટેલે સંસ્કૃત પુરાણ અને પ્રેમાનંદના અનુવાદના ઉપદેશમાંથી જુગુપ્સાજનક તત્ત્વ કાઢી નાખ્યું છે અને બંને પક્ષની દલીલોને વજનદાર, સાચી બનાવી તેમાં ગૌરવ આણ્યું છે.* શ્લિષ્ટ છંદરચના (આ ગણનામાં ચિત્રબંધને છોડી દઈશું) અને શિષ્ટ ભાષાએ એ ગૌરવમાં વધારો કર્યો છે.

વળી આ દલીલો બે વકીલ કરતા હોય એવી નથી. માતા પોતાનાં બાળકને સંસારત્યાગ શીખવે એ વાત જ જૂઠાણું છે એમ માનીએ તો તો રચનાના પાયામાં જ જીવંત અંશનો અભાવ કલ્પવો પડશે. પણ ભારતમાં એવી અપવાદરૂપ માતાઓ થઈ હોવાનો સંભવ છે અને એટલો સંભવ સ્વીકારીએ તો પછી આ ગંભીર વાર્તાલાપ વકીલોનો નહિ પણ પતિપત્નીનો છે અને એમની દલીલોમાં આદર અને પ્રેમ રંગ પૂરે છે તે સમજાશે.

સાવિત્રી પતિ સત્યવાનવપુમાં લાવી પુનર્ પ્રાણ તે
પામી લોકઉરેથી પ્રેમકુસુમો ને નામ આજે રહે.
એણે તો શબને સજીવ બનાવ્યું, પાસે ન તે યે છતાં–
આપે તો અવશેષ ભસ્મઅણુને મારા રૂપે ફેરવ્યાં. ૨૩૯

કેટલીક વિચારલહરીઓ સબળ હોવાથી વા આકર્ષક રીતે રજૂ થવાથી મનમાં રમી રહે છે.

ઋતુધ્વજ

સાચું છે શું દુઃખથી ડરતાં દુઃખથી મુક્તિ લાધી?
સાચું છે શુ સુખરટનથી સુખની શાન્તિ આવી?
સાચું એ ના અભય બનવું દુઃખને ભેટવામાં?
સાચું એ ના સુખ સમય કો લેશ ઉપેક્ષવું ના? ૧૮૧

× × × ×

*જુઓ શ્લોક ૨૨, ૨૩; સરખાવો પ્રેમાનંદનું કડવું ૭૮, કડી ૧૬

મહાલસા

સ્વભાવથી વર્તનથી વિચારે,
સંકલ્પ, ઇચ્છા મતિના પ્રમાણે;
સંતાનને દાનવ–દેવરૂપ
નિઃશંક માતા બનવી રહેલ. ૨૧૮

× × ×

ચરાચરે જે નિજરૂપ રેલે,
પ્રત્યેક તેની અમીધાર પામે.
ચાહે મહાત્મા સહુ તે ચહું હુ
શે પુત્ર બંદી પળ એક રાખું? ૨૨૧

માતા! આ પ્રેમ શબ્દે જે, સબોધે બાળ સુજને;
અન્ય માતા પછી તેને સ્વપ્ન મધ્યે ય સંભવે? ૨૨૨

આની દલીલમય બોધક કવિતામા ઊંચી રસસિદ્ધિને ઓછો અવકાશ છે; પણ આ કાવ્ય વાંચના એટલું તો જરૂર સમજાશે કે આનો લેખક ચિન્તનશીલ કવિ છે અને તેમણે બને તેટલી દીપ્તિ ઉપદેશને આપી છે. પ્રેમાનંદના માર્કણ્ડેય પુરાણનો મસાણિયો અને આમ્ય ઉપદેશ શ્રી. પટેલે સંસ્કારી, શિષ્ટ અને ગૌરવવાળો બનાવ્યો છે અને "તારો તો ચિર વાસ તાત! ગગને"નું સ્મરણ જગાડવામાં તે સફળ થયો છે.*



* શ્રી. ગોવિન્દ હ. પટેલના ખડકાવ્ય 'મહાલસા'નું પુરોવચન.

## [ ૩૦ ]

## પ્રત્યૂષ

ગુજરાતીના ઘણા અધ્યાપકો વિદ્વાન ઉપરાંત કવિ પણ છે એ રૂડી હકીકત છે. "પ્રત્યૂષ"ના કવિ જશભાઈ કાશીભાઈ પટેલ વિઠ્ઠલભાઈ મહાવિદ્યાલયમાં ગુજરાતીના અધ્યાપક છે. પ્રત્યૂષ એટલે ભરભાંખળું, પ્રભાતનો પ્રારંભ; એના તેજમાં અભિનવતા ને તાઝગી હોય તેટલી સ્પષ્ટતા હોતી નથી. પણ પ્રભાતમાં ઊગેલા પુષ્પની તેમ પ્રભાતમાં કરેલા કવિટહુકાની મીઠાશ અનેરી છે. ગાવાનો ઉત્સાહ છે અને થોડીક આવડત આવતાં ઉત્સાહ દ્વિગુણિત થાય છે; અને જગત નાનીમોટી વિટંબણાઓ લાવતું, પ્રકૃતિએ નર્તન્તું ને પ્રીતિનો અમૃતકલશ ધરતું કવિની સામે પધારે છે. સંસાર સમગ્રની કરુણતાના ગાન કરતાં નવકવિઓનું પ્રકૃતિનું અને પ્રીતિનું ગાન વિશેષ મનોહર હોય છે. જશભાઈની કાવ્યશક્તિની આકર્ષકતા આ વિષયનાં કાવ્યોમાં વિશેષ છે.

કવિ તરીકેની મધુર મૂંઝવણ અને સાથે તેમની વેદનશીલતા "અજંપા"માં સમજાય છે:—

યદિ તારાં મોંઘાં દરશન મને તું દઈશ ના,
ન જાણું શી રીતે તવ વિણ હું ગાળીશ રજની ?
રહું જોઈ દૂરે ઘન તિમિર ઘેરન્ત નભને
—અને મારું હૈયું
અજંપંતા વાયુ સહ રઝળતુ ક્રંદન કરે.

આ અજંપાની અસ્વસ્થતા કહો કે વાયુની પ્રકૃતિ કહો, 'પ્રત્યૂષ'માં અનુભવની ન્યૂનતા અને અભિવ્યક્તિની, કળાતત્ત્વની, કસબની અધૂરપ જણાય છે. કચાશવાળાં કે ઓછા સત્ત્વવાળાં થોડાક કાવ્યો સંગ્રહમાં લીધાં ન હોત તો ઠીક થાત. કેટલાંક આકર્ષક કાવ્યો વાચકના હૃદયમાં પૂરાં ખીલી નથી ઊઠતાં: કોઈકમાં વક્તવ્ય કવિતાપોષક નથી; કોઈકમાં માંડણી સુન્દર હોવા છતાં કાવ્યને કળશ ચઢતો નથી; કોઈકમાં નવતા કે આવેગ નથી. "ભરી જગતવાડીએ"માં સુહૃદના વિયોગમાં સજનીની ગેરહાજરીનો ઉલ્લેખ કાવ્યપોષક બનતો નથી; "મિલન ક્ષણનું"માં ભાવચિત્રણની સરખામણીમાં અન્તિમ કથન મોળું લાગે છે; "તું જતાં"માં વિરહની વાસ્તવિક સ્થિતિ અણુકળી રહે છે. પરંતુ "જતાં તું" સફળ કાવ્ય છે અને તેનો અન્તિમ ઉદ્‌ગાર હૃદયસ્પર્શી છે :

થયું બધુ સ્મશાન શું પ્રિય ! જતા તું : જ્યાં ભૂત એ
ઊઠે લગીર, વર્તમાન મુજ આત્મ ભીંસી લિયે.

પ્રણય અને વિરહના એવાં બીજાં કાવ્ય—"તો ખુશીથી પધારો," "તારું સ્મિત" "સદાનું સિઝાવું," "રતિ રમે"—વાંચવાં ગમે તેવાં છે. "લઈ લે લ્હાવ અમૂલ" અને "રહ્યું ઝઝૂમતું" માં વીરત્વનું સૂચન છે. "રહ્યું ઝઝૂમતું"માં કર્તવ્યપંથે લઈ જનાર ગુરુના કાર્પણ્યનો જ વિરોધ નાયકમાં મૂક્યો છે :

તમારા ચીંધેલા પથ પર રહ્યો છું સરવદા,
કરી પ્રોત્સાહે મેં ફરજ તમ દીધી સહુ અદા;
હવે આગે આગે ડગ મુજ ભરું ત્યાં 'બસ' કહો!
તમે રોધો આડા કર દઈ ભલા, કેર જ કરો!

બને જ્યારે મારી અદમ સઘળી જીવનગતિ,
શકે સાંખી કેવી રીતથી તમ એ વિઘ્ન જ કદી?
તમે સર્જાવ્યું તે કચડી તમને આગળ જશે,
તમારી શિખાવી ફરજ થકી થાયે ચ્યુત કશે?

"આજે જ્યારે" સંગ્રહમાંનું એક ઉત્તમ કાવ્ય છે. પ્રિયાનાં સંસ્મરણ એ એનો પણ વિષય છે. ચરોતરની ભૂમિમા પ્રિયાને લઈ નાયક ફરતો હતો તેનાં કારમાં સંભારણાં જાગે છે. ત્યારે તો—

પુષ્પે પુષ્પે રહે ઊડી પતંગો રસલાલસુ,
નેત્રપતંગ તારાં તેમ રહ્યાં ઊડી સ્થળે સ્થળે!

માર્ગની બંને બાજુએ ચૂમતાં ન ચૂમતાં આંબાનાં યુગલો છે. ભાતભાતના જાણીતા અણજાણીતા છોડવાઓ છે:

ફૂંવાડિયા શિંગદાણા કૂણા કૂણા,
કે બાવળી કંટક કુમળા-મઢી,
ને ડોડવાં-ભાર-લચેલ આકડા,
કે ઘાસની રમ્ય બિછાત પાથરી.

આસપાસનાં ફૂલમાંથી એક લઈ નાયિકાએ વેણીમાં ખોસી દીધુ:—

ને એક ચૂંટી જવ તેં મૂકી દીધુ
વેણીમહીં, કેવું હસી ઊઠેલું.

પ્રિયાના સૌન્દર્યની કવિની મુગ્ધતા પુષ્પના હાસદ્વારા આડકતરી રીતે વર્ણવાઈ મનોહર બને છે. આવાં સ્મરણો પ્રિયા સાથે સમાધિ સાધી દે છે, તે એક પ્રકારનો સમાગમ જ છે ને! તેથી એ સ્મરણો ફરી ફરી રમાડવાં કવિને ગમે છે.

* * *

"પ્રત્યૂષ"નો પરિચય કરાવનાર પ્રો. ડોલરરાય માંકડ સૂચવે છે તેમ આ કવિ આશાસ્પદ છે, ને જરૂર, લોકશાસ્ત્રકાવ્યાદિના અન્વેક્ષણથી સુરુચિને કેળવી, વિકાસ સાધી શકશે.



# [ ૩૧ ]

## નાટ્યસ્પર્શ

છેલ્લાં વીસેક વર્ષમાં પ્રાયોગિક રંગભૂમિનાં કેટલાંક નાટકો મેં જોયાં છે. વિદ્યાર્થીઓએ ભજવેલા
પાઠો પણ જોયા છે. અનુકરણ કરવાની બાળકોની સહજ વૃત્તિ જોતાં "નાટક કરવું" એ કુમારોની
કેળવણીનું આવશ્યક અંગ ગણાય છે અને તે યોગ્ય છે. એમાં અતિરેક થતો અટકાવવો, કેળવણીનાં
બીજાં અંગોને કે સમગ્ર ચારિત્ર્યઘડતરને બાધ ન આવે, એ જોવાનું કામ કેળવણીકારોનું તેમ સમાજનું
છે. પ્રાયોગિક રંગભૂમિના અલ્પ પરિચયથી પણ બે વાતની પ્રતીતિ મને થઈ છે. આપણા લોકસમુદાયની
અને વિશેષતઃ નગરસમાજની નાટ્ય અભિરુચિ વધી છે, એ વધી છે અને સરકારાઈ પણ છે. નાટકમાં
સધાતી ચોટ, સન્નિવેશની સુંદરતા, ભાવની અસરકારકતા, અભિનયની સ્વાભાવિકતા, જીવનની વાસ્તવિકતા,
વસ્તુસ્થિતિના નાટ્યોચિત વિરોધો ને વક્રતાઓ વિશે અને આ બધાનો ઓછોવત્તો અભાવ, તેની કૃત્રિમતા
કે અતિરેક આદિ દોષો વિશે વર્તમાન સામાજિકની સૂઝ વધી છે. નાટક જોતા તે સહેજે ગુણાવગુણ
પામી જાય છે. સિનેમાના સર્વસાધારણ પરિચયથી આ સૂઝ વધી હશે એ ખરું. તો સિનેમાના અતિપ-
રિચયથી ઉદ્‌ભવતી વિરસતાના પ્રત્યાઘાત તરીકે પણ રંગભૂમિના નાટ્યની અભિરુચિ વધી હશે આમ
છતાં એકંદરે, આપણો સમાજ રંગભૂમિમાં નવતર પ્રયોગ માટે કે અત્યંત સૂક્ષ્મ સૌન્દર્યના ઉપન્યાસ
( Representation ) માટે કે કોઈ વિશિષ્ટ પ્રશ્નના નિરૂપણ માટે પૂરતો તૈયાર હોય એમ જણાતું
નથી. જેમ એક સાથે જોનારો પ્રેક્ષકસમુદાય મોટો તેમ નાટકના નિરૂપણમાં અમુક પ્રકારની સ્થૂલતા ને
સરળતા લાવવી પડવાની. સૂક્ષ્મ નાટ્યવિષયને સફળ રીતે નિરૂપવા માટે સારી રીતે કેળવાયલો, નાનો,
ચોક્કસ પ્રેક્ષકસમુદાય જોઈએ. તો જ વિષયગ્રહણ માટેની નાટ્યસામગ્રીનો અતિશય નિવારી શકાય. આમ
આપણા રુચિતંત્રને અભિજાત ગણાવી શકાય એ કક્ષાએ આપણે લઈ જઈ શકયા નથી, છતાં આપણું
રુચિતંત્ર ઘડાયું છે, સંસ્કારાયું છે એમાં મને શકા નથી.

આજના સુશિક્ષિતને રૂપકના સર્વ પ્રકારોમાં સમજપૂર્વકનો રસ છે. નાટક, નાટિકા, પ્રહસન
સંગીતરૂપક * સર્વ માટે તેની અભિમુખતા છે. હમણાં અમે એક નાટક જોયું "ભાડૂતી પતિ," તેના
ઘરમેળે વિવેચનથી આનુ નિદર્શન કદાચ મળશે. क કહે છે, "મને તો ૭ મહિને નાટક જોવા મળ્યું;
બહુ મઝા પડી. મુબઈ કે સુરત આવુ તો જ સારું ગુજરાતી નાટક જોવા મળે." ख અને ग કહે છે,
"આપણને નાટક સુંદર લાગ્યું પોતાની મેળે પરણેલા મોટા શહેરમાં રહેતા યુગલની દશા આવી જ
હસામણી હોય છે. જીવનની વાસ્તવિક કરુણતાને ઢાંકવાના દંભમાં ઉદ્‌ભવતી અવદશાની વિષમતા હાસ્ય-
નિષ્પાદક બને છે." घ એ ઉમેર્યું, "એવી વિષમતાનુ ઝેર પણ ઊતરી જાય છે. જીવનના કેટલાક ડંખો કાઢી
નાખવાનું કામ પણ નાટક કરે છે, પછી તે કોમેડી હો કે ટ્રેજડી હો. એ એક પ્રકારની સ્વાસ્થ્ય નિષ્પત્તિ છે."
"ભાડૂતી પતિ" માં રસનાં "ભાડૂતી" (?) આંસુ ન આવ્યાં તેનુ મને દુઃખ છે અને ગાયનની તેમાં કેવળ

* પરિભાષા આવી સાદી વસ્તુ ગુણસૂચક યોજીએ તો કેમ? નાટક (ટ્રેજેડી આદિ ગભીર નાટક); નાટિકા
(વિનોદપ્રધાન, ચમકદાર; તરલ સંવાદવાળું નાટક – Comedy); પ્રહસન (ફાર્સ); સંગીતરૂપક (નૃત્ય યા
સગીતથી વિશિષ્ટ ગેય નાટક.)

રેકડી જ થઈ એ છ ને સાલે છે. બધાંને એકંદરે લાગ્યું કે મૂળ નાટકમાંની કૃત્રિમતા * રૂપાંતરમાં આવેલી છે, વળી, વસ્તુના દળના પ્રમાણમાં તંતુને વધારે પડતો ખેંચ્યો છે અને કંઈક તેથી "ભાડૂતી પતિ" નાટિકા અને પ્રહસન વચ્ચે ફસાઈ જાય છે, તથા તેની ગંભીર અર્થવત્તા લુપ્ત થાય છે. એક વસ્તુ સ્પષ્ટ લાગી: નટોના અભિનય-કૌશલને યોગ્ય નાટ્યપ્રપંચ "ભાડૂતી પતિ" માં નથી. નાયક, નાયિકા, ઉપનાયક, નાયિકાનો પિતા એ સહુ પોતે પોતાની પ્રવીણતાની કસોટી કરાવે એવા નાટકની અપેક્ષા રાખતાં લાગે છે.

જમાબાજુએ આ બીજી સિદ્ધિ છે; જુવાન અને આધેડ સ્ત્રીઓ અને પુરુષો, કૉલેજ કન્યાઓ ને કૉલેજ તરુણો, પુત્રપુત્રીવાળાં યુગલો, દુકાનદારો, અધ્યાપકો ને અમલદારો, જેમનો જીવનનિર્વાહનો વ્યવસાય જુદો છે તે, શોખના વ્યવસાય તરીકે કે કર્તવ્ય તરીકે અભિનયમાં જ નહિ, નાટકની સમગ્ર તરકીબમાં રસ લે છે. આને લીધે આ નવી પ્રણાલીને ગૌરવ મળ્યું છે. લોક એવી રજૂઆતો તરફ આદરથી જુએ છે અને એમાંની ન્યૂનતાઓને નિભાવી લે છે. અભિનયમાં નિષ્ણાત તથા અભિનયને સારુ આતુર એવી સ્ત્રીઓ સંખ્યામાં ઓછી છે. અભિનયમાં પ્રવીણ એવા પુરુષો સંખ્યામાં વધુ છે, પણ એકંદરે સ્થિતિ એવી છે કે નટને અભાવે નાટક નિષ્ફળ જાય છે એમ નહિ કહી શકાય. હરકોઈ નાટકની સૂક્ષ્મતા કે ગહનતા કે સંકુલતાને પહોંચી વળે એવો અભિનયનો કસબ હવે ગુજરાત પાસે છે એમ ગણવામાં બાધ નથી. આ સંપત્તિની સરખામણીમાં ઉપસ્કર આદિની સામગ્રી આળપંપાળ ગણાય. એમાં તો જરૂર કરતાં વધુ ધ્યાન આપી અજવાળી આમ્યતા આપણે નોતરીએ છીએ. રંગમંડપના રચનાવૈભવ ને પાશ્ચાત્ય રંગમંચની બહુવિધ વૈજ્ઞાનિક સગવડોને પણ, આપણે મુલતવી રાખી શકીએ.

ત્યારે મોટી ઊણપ શાની છે? નાટકના પરિકલ્પકની, નાટકના સર્જકની. આપણા વર્તમાન જીવનમાં કે આપણા ઇતિહાસમાં નાટ્યવસ્તુ પડી નથી એમ તો કહેવાય એમ છે જ નહિ. પણ આપણે કોઈ પ્રતિભાની વાટ જોઈએ છીએ જે નાટ્યના શોધી પ્રત્યક્ષ કરાવે, અવનવી પરિસ્થિતિ દાખવે, વિવિધ પાત્રો સર્જે, સૂક્ષ્મ ને તીવ્ર સંવેદનો કરાવે, અને નવી ભાવનાઓને દિલમાં રોપી જાય. આપણા જે નાટ્યકારો છે તે પણ એકાગ્રબુદ્ધિથી અદ્ભુત કૃતિઓ આપી શકે તેમ છે, પણ તેમ થતું નથી. એટલે અપૂર્વ નાટ્યની આપણે રાહ જોવાની રહે છે. નાટકનો સૂત્રધાર પાત્રો અને રંગભૂમિના ઉપસ્કર વડે નાટકનું દર્શન જ પ્રત્યક્ષ કરાવે, એથી વિશેષનો તેણે લોભ કરવાની જરૂર નથી. નાટક સર્જકના ચિત્તમાં જ છે, એને પૂર્ણ પ્રગટ કરવાનું જ કાર્ય સૂત્રધારનું છે. નાટકકાર કંઈ અમુક તર્જ કે ગીતબોલ આપી જતો નથી જેનો રાગપ્રપંચ સંગીતકારે કરવાનો હોય. નાટકકારે જ સમજવાનું છે કે એ કવિતા કે નવલકથા લખતો નથી, નાટક લખે છે જેનો પ્રયોગ રંગભૂમિ અને અભિનેતાઓ વિના થવાનો નથી. આ દૃષ્ટિએ સાહિત્યપ્રકાર તરીકે નાટક નવલકથા કે કવિતા કરતાં ઊતરતું સ્થાન ધરાવે છે, કેમકે તેમાં ભાષા ઉપરાંતના માધ્યમનો પણ તેને વિચાર કરવાનો છે. નાટક તત્કાળ ખુશ કરવામાં તથા પ્રત્યક્ષ દર્શનની તીવ્રતામાં બીજા સાહિત્યપ્રકારોથી ક્યાંય ચડી જાય, પણ એમાં નવલકથા જેવી સ્વાયત્તતા કે મોકળાશ નથી. કાવ્યપ્રકારમાં નાટક રમ્ય ખરું પણ ઉત્તમ નહીં એમ સમજવું ખોટું નથી. નાટક માટે મોટામાં મોટી મર્યાદા સમયની છે. રાત થોડી જ નહિ, રાતના પણ ત્રણેક કલાક જ મળે અને તેટલામાં તો પૂર્વ પરિસ્થિતિનો ઉપન્યાસ, પાત્રબોધ, મર્મપ્રકાશ, વસ્તુગૂંચ અને નિર્વહણ બધું સમાવવાનું. આને લીધે નવલકથા કરતાં નાટકમાં

* દા. ત. નાનાભાઈને ખબર જ હતી કે જમાઈ કેમ છે તો તો નાટકમાંનો તેનો સમગ્ર વ્યવહાર અરવાળ'વિષ કે નાટકમાં પણ "નારણી" ગણાશે પડે.

રવૈયા ને રસમો સહેજે પડી જાય છે. આધુનિક નાટિકાઓમાં બેઠક, ફોન આદિનો ઉપસ્કર વેષભૂષા નોકર આદિ પાત્રો એ સર્વ બાબત ચોક્કસ પ્રણાલી બંધાઈ છે અને પ્રેક્ષકો પણ એવા અંશોની અપેક્ષા રાખતા થયા છે. ભાવસૃષ્ટિ અને પાત્રવિધાનમાં સંકુલતા કરતાં સરલતા તરફ, "વ્યક્તિ" કરતાં "જાતિ" તરફ, સમધારણ કરતાં લાઘવસાધિત તીવ્રતા તરફ વલણ હોય છે. પાત્રોમાં વર્ગપ્રતિનિધિ અને ભાવોમાં શૃંગાર, હાસ્ય કે કરુણ એવા ઉપચયક્ષમ ભાવો સામાન્ય રીતે આવે છે તેનું આ જ કારણ છે. ભિન્નભિન્ન રુચિવાળા સામાજિકોનું નાટકમાં સમારાધન થઈ શકે છે તેનું મુખ્ય કારણ તો એ છે કે નાટક જોનારને સમસંવેદન માટે કલ્પનાનો કે બુદ્ધિનો ખાસ આયાસ કરવો પડતો નથી. કવિતા, ટૂંકી વાર્તા કે નવલકથામાં સાક્ષાત્કારસાધક ચિત્તનો શ્રમ ટાળી શકાતો નથી.

સમય અને સાધનની મર્યાદાઓને લીધે, નાટકના સમગ્ર સામાજિક સંદર્ભને લીધે, નાટકમાં વિષયની અને ભાવની અમુક સરલતા હોય છે. પણ તે સાથે તેના દરેક અંશને લાઘવથી યોજવાનો હોવાથી એમાં તીવ્રતા પણ લવાય છે, જે ઘણી વખત નાટકનો પ્રાણ બની જાય છે, પરંતુ સરલ સાધનાને નામે એમ કહેવું કે લોકને રુચે તે અમે આપીએ છીએ, કે જેવા લોક તેવાં નાટક છે, તો એવા કથનમાં પૂરતી નિષ્ઠા કે સત્ય નથી. જે લોક પુણ્યલાભને નામે રેઢિયાળ પુરાણવાચન સાંભળતું તે જ લોક પ્રેમાનંદનાં આખ્યાનોને રસપૂર્વક સાંભળતું થયું હતું. સામાજિક સમુદાયને શું ગમે છે તેનો તેને બોધપૂર્વકનો, સ્થૂળ, ઉપલી સપાટીનો ખ્યાલ હોય છે; પણ ઊંડે ઊંડે તેને કાંઈક ઊંચું, વધુ સુન્દર, વધુ ભાવનામગ્ન ગમતું હોય છે, તેનો તેને સ્પષ્ટ બોધ નથી. પણ ઉચ્ચ રસજ્ઞતાને પરિતોષે એવું જ્યારે એ જુએ છે વા સાંભળે છે ત્યારે સામાન્ય મઝા કે વિનોદ અને ઉચ્ચ આનંદનું તારતમ્ય તે કરી શકે છે. નાટકના પ્રતિભાસંપન્ન સર્જક તેમ જ નાટ્યને મંચ ઉપર નિર્માણ કરનારાઓએ આ ધ્યાનમાં રાખવા જેવું છે. હા, ઉચ્ચ નાટ્યકાર અને કુશળ સૂત્રધાર ચાલુ પરિપાટીઓનો વિનિયોગ કરે છે. કરી શકે; પણ એનો વિનિયોગ કરીને પણ નાટકને કલાની દૃષ્ટિએ ઊંચી સપાટી ઉપર તેઓ લાવી શકે. કલાની આ ઊંચી સપાટી એટલે શું? ત્રણ કલાકની રમતમાં જીવનનો કસ ભરી દેવો; વસ્તુના વિન્યાસથી, તેનાં તત્ત્વોના સંઘર્ષથી તીવ્ર નાટ્યતા ઉપસાવવી, જીવન અને અભિલાષાના ઊંડાં સત્યોમાં લઈ જવું, નાટકના દરેક અંશને નાટકના અંતિમ ચમત્કાર સાથે સ્વાભાવિક રીતે, અનિવાર્ય રીતે, અન્વિત કરવો; પ્રજાના અને સમયપ્રવાહના સત્ત્વને મૂર્ત કરી થોડાં પાત્રો દ્વારા પણ સંસાર જોયાનો અનુભવ કરાવવો; નાટકના સમગ્ર વિકાસ દ્વારા એવો વિચાર સ્ફોટ કરાવવો જે નિર્મળ પ્રસાદ કે ગાઢ વિષાદમા નાખી સામાજિકનો બુદ્ધિસસ્કાર બની જાય. આ બીડું મોટું છે, પણ એને ઝડપવું અશક્ય નથી. સામાજિક પરિસ્થિતિ અને લોકવૃત્તિ એને પ્રતિકૂળ નથી.

★

# [ ૩૨ ]

# સુમંગલા

"આ મારી બહેન બહેન ગયો—મા ગયો—નદીન ગયો—ગુરુ ગયો—બધુ "

નાટકના ત્રીજા અંકમાં ગૌતમ પોતાની મોટી બહેન વિધવા લીના માટે આ વચનો ઉચ્ચારે છે, અને એ જ સુનતણી વિનાના નાટકને અંતે સુમંગલા કરે છે પિતા સદ્ગુણરાય કરુણ પરિણામમાંથી કુટુંબને બચાવી લેનારી લીનાને કહે છે

'તારી બા આવી ને આ ઘરમાં સૌ સાગ નાના થયા આડોશીપાડોશી સગાવહાલાં, એટલે તો એને મંગલા કહેતાં તું ન હોત તો આજે આ ઘર, આ કુટુંબ પણ વેરણ છેરણ થઈ જાત તારે પ્રતાપે આજે ઘણે વર્ષે ફરીથી આ ઘરમાં મંગળ સ્થપાયું છે"

કુટુંબ કરુણતાની ભેખડે કેમ આવે છે તે જોઈએ. સદ્ગુણરાય મોટી ઉંમરે વિધુર થયા તેમના પ્રથમ પત્ની મંગલા રૂપસુંદર તો નહિ, પણ અતીવ મધુર સ્વભાવના ને નિષ્ઠાવાળા એટલે પતિપત્નીનું જીવન એકરસ થયેલું ઈશ્વરે બાળકો પણ—બે પુત્ર ને એક પુત્રી—આપેલાં, પણ આ વિધુરતાનું દુઃખ વસમું થઈ પડ્યું પુત્ર ગૌતમ રોજ એની બાને સંભારે ને સ્વપ્નામાં જુએ એટલે એને પરિસ્થિતિ ફેર કરાવવા વધુ અભ્યાસ માટે સદ્ગુણરાય વિલાયત મોકલે છે ગૌતમ તો ભણવાને બદલે લોકને હવાઈ હુમલામાંથી બચાવવાના જોખમ અને સાહસના કામમાં રોકાઈ જાય છે તેની કશી ખબર અન્તર અહીં દેશમાં આવતી નથી પુત્રી લીનાને સાહસીક સુરેશ જોડે પરણાવી છે તેથી ઘરમાં સદ્ગુણરાય ને માત્ર નાનો પુત્ર પ્રવીર જ રહે છે આ એકલતા અને અકળામણમાં સદ્ગુણરાય ફરી પરણે છે ને નવી વહુ વિમળાથી એમને એક પુત્રી થાય છે સતીના, જે નાટકની શરૂઆતમાં પાંચ વર્ષની છે નાટકના વસ્તુવિકાસમાં બે બીજ છે એક તો સદ્ગુણરાય વિલાયતમાં રહેતા ગૌતમને પોતાના બીજા લગ્નની ખબર આપતા નથી સંજોગોની થોડી મુશ્કેલી ખરી પણ ખબર આપવાનો એમનો જીવ જ ચાલ્યો નહોતો હવે જ્યારે ગૌતમ એકાએક વિમાન દ્વારા પાછો જ આવે છે ત્યારે એ વાતનો સ્ફોટ કેમ કરવો એની મોટી મૂંઝવણમાં પિતા પડ્યા છે બહેનને પણ વિમાસણ છે કે આવો માતૃભક્ત પુત્ર પિતાના બીજા લગ્નની વાત એકાએક જાણશે ત્યારે કેવો આઘાત પામશે અને ઘરનું વાતાવરણ કેવું થઈ જશે પુત્રની માતૃભક્તિ નાટકનું બીજું બીજ છે રોજ રાતે ગૌતમ સ્વપ્નામાં એની બાને જોતો એની સાથે જાણે વાતો કરતો, એની પુણ્યસ્મૃતિમાંથી પ્રેરણા લઈ ગમે તેવા બોમ્બમારાવાળા વિસ્તારમાં એ ઘાયલ શહેરીઓને બચાવવા ઘૂમતો

પિતાનું વિષમતાભર્યું લગ્ન અને પુત્રનું આ ભાવનામય કરતાં ઊર્મિલ વલણ આ નાટકના દુઃખદ ઘર્ષણનું મૂળ છે સદ્ગુણરાય અને વિમળાના અસ્વાભાવિક વર્તનને માનસિક પણ વાસ્તવિક ભૂમિકા છે, અને તેથી તેમના વર્તન માટે, અનુમતિ તો નહિ પણ સમવેદના, જાગે છે ગૌતમનું વલણ લાગણીવેડામાંથી જન્મ્યું છે અને યુરોપના અનુભવથી પણ વાસ્તવાભિમુખ થયું નથી તેથી અંશે એ સમભાવ જગાડી શકતું નથી વૈચિત્ર્ય તો એ છે કે આવો સ્વપ્નરાગી પિતા તરફ લગભગ નઠોર થનાર ગૌતમ

લીલા આગળ વાસ્તવસ્વીકારનું ડહાપણ ડહોળે છે. માતૃપ્રેમની વિકૃતિ ગૌતમની ગ્રન્થિ બની ગઈ છે, અને એ અંશમાં નાટકની રચના કાંઈક શિથિલ લાગે છે. નાટકકારને નાટકનું "મુખ" દર્શાવતાં ખાસ આયાસ પડે છે. પરંતુ ગૌતમની ગ્રન્થિ સ્વીકારીએ એટલે નાટકમાં તદાકાર થવામાં વિઘ્ન સમજાતું નથી.

"એકલવાયું તપસ્વી જીવન ગાળતા" પિતાને જોવાને બદલે ફરી પરણેલા ને એક નાની દીકરીના બાપ બનેલા પિતાને ગૌતમ જુએ છે. પ્રથમ અંકનો આ સુનાટ્ય અંશ છે. એ દીકરીને બિચારો લીલાની જ દીકરી સમજે છે, જે વસ્તુ પિતાના લગ્નની વિષમતા તરફ તીક્ષ્ણ કટાક્ષ કરી જાય છે. વળી સહોદર સમો બનેલો સુરેશ બેતાળીસની સનમાં શહીદ થયો છે. આ આઘાત એ પહેલા અંકનો ધાર્યો-અણધાર્યો અંત છે બધી પરિસ્થિતિ નાટકમાં કંઈક આભાસથી ને સહેજ કૃત્રિમતાથી સમજાવવા છતાં પ્રેક્ષકની વસ્તુવિકાસની આકાંક્ષા ટકી રહે છે. આ વાત આટલેથી નથી અટકવાની, આના ફણગા ફૂટશે, એમ વધુ ગભીર પરિણામની અપેક્ષા રાખતો એ બેસે છે.

અને પંદર દિવસમા તો ગંભીરતા આવીને ઊભી રહે છે. બીજા અંકમાં પિતા ગૌતમને પોતાનું દૃષ્ટિબિન્દુ સમજાવી તેનું મન મનાવી લેવા પ્રામાણિક પ્રયત્ન કરે છે; પણ તેઓ અંતરથી જ હારેલા છે તેથી પુત્રની દલીલો સામે ટકી શકતા નથી. પોતે એક વ્યક્તિ છે અને સ્વતંત્ર રીતે જીવવાના અધિકારી છે, અને એ નક્કર પરિસ્થિતિ પુત્ર ન સ્વીકારે તો તેનુ ઘરમા સ્થાન નથી એટલું બોલવાનુ જ રહેવા દે છે, સુચવાય તો છે જ. પણ પિતાને મહાત કરતો પુત્ર બહેનથી હારી જાય છે. વાસ્તવિકતા સ્વીકારવાના એના દોઢ-ડહાપણને જવાબ મળે છે; "જયૂડીનુ પગલુ તને સ્વાભાવિક લાગ્યું અને બાપાજીનુ અન્યાયી ?" મનના સમાધાન માટે આ મચુકો લઈ બહેનના ગીતમાધુર્યમા લીન થઈ બાને સંભારતો ગૌતમ ઊંઘી જાય છે. સ્વપ્નમા બા દેખાય છે ને તે તેને બાપાજીને કશી વાતે દુઃખ ન થાય એમ વર્તવા ઉદ્બોધે છે. બાની છાયા તો જાય છે; તેને ચાલી ન જવા ગૌતમ પ્રાર્થે છે; અને કર્મસંજોગે તે જ પળે એની બૂમ સાભળી અદર ખરેખર પ્રવેશનાર વિમળાનો, તેને પોતાની બા ધારી ગૌતમ હાથ પકડે છે :

ગૌતમ : સ્વપ્નુ આવ્યુ ને જાણે બા આવી, પણ જાગ્યો ત્યારે તો તમે હતાં.

વિમળા : હુ પણ તમારી બા જ છુ ને ? એ મંગળા બા, હુ વિમળા—

અગાશીમા વિમળાની ખબર કાઢવા નીકળેલા સદ્‌ગુણરાય વિમળાનો ગૌતમે હાથ પકડ્યો છે એટલું જ જોઈ, વ્યાકુળ અને જડ જેવા થઈ, રોષભર્યા શયનગૃહમા જતા રહે છે બધુ સમજી શકે એવી એમની મતિ રહી નથી. અને રહે પણ કેમ ? કરુણતાના વાદળ વિખરાવાને બદલે વધુ ઘેરાય છે.

સ્વપ્નપ્રસગથી—કદાચ સ્વપ્નપ્રસંગના બંને અંશથી—વિમળા અને સલીલા તરફ ગૌતમ પોતાનું વલણ બદલે છે જેનો સદ્‌ગુણરાય પોતાના વહેમને અનુરૂપ ઊંધો જ અર્થ કરે છે. હવે એમનું વલણ વિમળા તરફ કઠોર થાય છે. ત્રીજો અંક નાટકમાં હાસ્ય પૂરે છે પણ કલાક્ષતિ વિના, કેમકે વસ્તુવિકાસમાં તેનું પ્રયોજન એ છે કે નવા જમાનાની ધિંગામસ્તી અને તેમા કોઈ નહિ ને આજસુધી ભારમાં ને મલાજામાં રહેતી વિમળા ભાગ લે તે સદ્‌ગુણરાયને તદ્દન નાપસંદ ને નામંજૂર છે. વિમળાની નિષ્ઠા ચલિત થઈ છે અને આ નાચનાચા કરતા જુવાનિયાઓની સોબતમાં વધુ ચલિત થશે એ વિશે એમને હવે કશી શંકા રહી નથી. વિમળાની 'નજર હવે ફરતી થઈ છે.' ભાયડાઓનો નાચ ઉઘાડે માથે જુએ એ વિમળા હવે ભ્રષ્ટ જ હોઈ શકે !

નિમિત્ત મળતાં સદ્‌ગુણરાયનો રોષ ભભૂકી ઊઠે છે. ગૌતમને જાકારો મળે છે. પોતે 'નજરે જોયેલી' જૂઠી વાત વિમળાને સંભળાવી દે છે ને એ સ્વમાની સ્ત્રી પણ ઘર છોડવાનો નિશ્ચય કરે છે.

'ભલભલી પૃથ્વી પડી છે. સાચથી જેને જીવવું છે તેને વળી ડર શેનો? અને એ રીતે જીવવું નહિ ફાવે તો દરિયાનાં પાણી તો માનવીનાં મન જેવા છીછરાં નથી ને?'

નાટક કરુણાન્ત થાય તે પહેલાં સર્વ વાત લીલા પોતાને સમજાવી શકે છે ને પેલા રાતના બનાવનો પણ ખુલાસો કરે છે. બધું સરખું ઊતરી જાય છે અને અન્તે રસિકા અને ગૌતમના વિવાહની જાહેરાતથી 'હાશ' અને પ્રસન્નતાની હવા ફેલાય છે.

પ્રેમવિષયક ઈર્ષાનો વિષય તો જૂનો છે પણ આ નાટકમાં તે અર્વાચીન પરિસ્થિતિમાં નિરૂપાયો છે. તેમાં પિતાનો પત્નીપ્રેમ અને બાળકોની માતૃભક્તિ ઈર્ષાના રંગને ક્વચિત્ આછો ક્વચિત્ ઘેરો કરે છે. મૃત પત્ની મંગળા, અથવા એની છબી કે છાયા, આ નાટકનું અસરકારક પાત્ર હોય એમ વર્તે છે. એક બાજુ જરા જૂનું પણ લાગણીવાળું માનસ છે જે રૂઢિસેવનમાં પ્રેમની સુરક્ષિતતા જુએ છે ને વિમળાને બળપૂર્વક તેમાં રાખે છે. સદ્‌ગુણરાયને જે ભય લીલા માટે નથી તે વિમળા માટે છે એ પણ પુરુષસ્વભાવનું વૈચિત્ર્ય જ છે. બીજી બાજુ ઇંગ્લંડ જઈ આવેલા દિલીપ અને ગૌતમ, અંતરથી ગંભીર ને કર્તવ્યપરાયણ હોવા છતાં ઉલ્લાસપ્રિય છે અને બાહ્યાચારમાં આછકલા અને રંગીલા લાગે છે. માત્ર એક મંગલમૂર્તિ લીલા બધાંને સમજી શકે છે ને પોતાનું પ્રસન્ન વ્યક્તિત્વ સર્વત્ર પાથરે છે. એ પિતાને સાન્ત્વન આપી શકે છે ને સમજાવી શકે છે. પોતાની કરુણ સ્થિતિનો સબળ ઉપયોગ કરી પિતાને એ વાળી લે છે:

"હું ક્યાં જાઉં? ગૌતમ તો દીકરો છે. અભિમાન કરીને ચાલ્યો જાય. ભાભી તો તમારી પત્ની, એ પણ રિસાઈ ને જાય. પણ હું તો વિધવા દીકરી. રિસાવાનો કે અભિમાન કરવાનો મને હક છે?"

આમ જૂની પેઢીની લાગતી વિધવા ડૉ. દિલીપ, રસિકા વગેરે વચ્ચે પણ સરળતાથી વ્યવહાર કરે છે. વ્યવહાર કરે છે એટલું જ નહિ, એમના નિર્દોષ વિનોદમાં ભાગ પણ લે છે. નવા આચારવિચારથી એ ભડકતી નથી કેમકે એવું લોક વચ્ચે કામ કર્યું છે. એની નિષ્ઠામાં એ અડગ છે. વહેમનો તણખો પડવો, ભડકો થવો ને શમી જવો એ જેમ નાટકની મુખ્ય ઘટના છે તેમ પોતામાં વસી રહેલા, પોતાને વ્યાપી રહેલા પતિના સ્મરણના ભાથા વડે, પ્રાપ્ત જીવનમાં પણ લીલા કૃતાર્થતા લાવી શકે છે એ આ નાટકનું બીજું મહત્ત્વનું રમ્યમંગલ તત્ત્વ છે.

નાટક વસ્તુવિકાસનું આકર્ષણ અન્ત સુધી ટકાવી રાખે છે. દરેક અંકને અંતે સબળ નાટ્યોચિત ઘટના બને છે. પાત્રોનું કલાત્મક વૈવિધ્ય પરસ્પરને સ્ફુટ કરી જીવનવૈચિત્ર્ય જોવાનો આહ્લાદ આપે છે. સદ્‌ગુણરાય, લીલા, વિમલા, ડૉ. દિલીપ, રસિકા, સુશીલા વગેરે પોતાના સ્વભાવની વિલક્ષણતાઓ દાખવે છે. સદ્‌ગુણરાય અને વિમલાના અંતરની વાતો, કેટલીક એમને પોતાને મન સમજાય એવી, એમના વર્તન અને બોલથી આપણે પામી જઈએ છીએ. વહેમથી તેઓ બંને એકંદરે, દુઃખી છે અને તેથી જ તેઓ અજાણપણે ય અસ્વાભાવિક રીતે વર્તે છે. ડૉ. દિલીપ અને રસિકા લગભગ પ્રહસન કરી

શકાય એવા ત્રીજા અંકમાં કેન્દ્રસ્થાને છે. એ પ્રહસન જેવો અંક છે પણ નાટકના વિકાસમાં આવશ્યક છે એ એની વિશિષ્ટતા છે. નાટકકારે આ અંગ લાવવામાં તેમ જ ગીતો સમાવવામાં કૌશલ બતાવ્યું છે. સલીલા નિસર્ગરમ્ય ઋજુતા અને તરલતાનું તત્ત્વ રજૂ કરવા ઉપરાંત અપ્રત્યક્ષ આઘાત પ્રત્યાઘાતનું કંપદર્શક લોલક બને છે. વિમલા, પ્રવીર, ગૌતમ, સદ્‌ગુણરાય વગેરેની અંદરની વૃત્તિઓને પ્રગટ કરવાનું એ નાટ્યાત્મક સાધન છે. પ્રશિષ્ટ નાટકકારો પતાકાથી આગામી ઘટનાની આગાહી કરે છે જે સામાજિકને વિસ્મય ઉપજાવે છે. એવાં રસિક બિન્દુઓ પણ 'સુમંગલા'માં આવે છે. ગૌતમને હાર પહેરાવશે એમ ઠરાવી સલીલાને શણગારવામાં આવે છે ત્યારે સલીલા વાળ માટે કાળી બો માગે છે અને બોલી પડે છે, 'ના, ના, લાલ (બો) તો મને ગમતી જ નથી.' કુટુંબ કઈ દિશા તરફ ઘસડાય છે તેનું તેમાં ભેદી સૂચન નાટકકારે કરી દીધું છે. વિમલાનું અકથ્ય દુઃખ એક અણસારામાં આવી જાય છે:

વિમલા : સાસુ ? ના ભાઈ, મને એવું બધું ન કહેશો. હું તો ગૌતમભાઈથી પણ નાની છું.

લીલા : પણ માથું તો મોટું ને ?

વિમલા : (હસતાં) એ તો પંચાત છે.

એ મલકાટ બનાવટી છે. એની પાછળ ઊંડી વેદના છે તે સામાજિક ને વાચક પ્રીછી શકે તેમ છે. કદાચ લીલાની એક ઉક્તિ પણ એટલી જ રહસ્યગર્ભ છે:

દિલીપ : એ આશા ઉપર તો આ બત્રીસ વર્ષ વિતાવ્યાં છે છતાં નસીબ આડું પાંદડું ખસતું નથી.

લીલા : ફૂંકો મારે પાંદડાં ખસે ? એને માટે તો વાવાઝોડાનું તોફાન જોઈએ.

× × ×

'સુમંગલા' સાહિત્યકૃતિ તરીકે સરસ છે, નાટક તરીકે પૂરતી નાટ્યતાવાળી છે. શ્રી. શિવકુમાર જોષીએ અનેક રસમય અને મનોરંજક તત્ત્વોનું આકલન કરીને ભદ્ર અને પૈસાદાર જીવનમાં એક સુખાન્ત પણ વસ્તુતઃ કરુણગર્ભ નાટકદ્વારા ડોકિયું કરાવ્યું છે. નાટકના અંતની હાશ માણ્યા પછી નાટકનું વસ્તુ અને નાટકનાં પાત્રો ચિન્તનનાં વિષય બને છે અને તે આ નાના માનવની જીવનગૂંચ અને અણસમજ અને છતાં ભાવનામય અભીપ્સા છતી કરી કરુણતાનો સંસ્કાર મૂકી દે છે. વસ્તુનો અને સમયનો વ્યાપ જોતાં આ નાટક માત્ર બારી છે, અગાશી નથી. અને તેથી તેમાં જીવનની વિશાળતાનું માર્મિક સંવેદન થવું અશક્યવત્ છે. તથાપિ સમયના ટૂંકા ગાળામાં બની જતી સુસંકલિત ઘટનાઓ જીવનની એકબે સનાતન બાબતોનો સાક્ષાત્કાર કરાવે છે. હાસ્ય, કરુણ અને કરુણાથી રંગાએલી તેમજ સકલ અંગોના સંવાદી સંવિધાનવાળી આ સૌષ્ઠવસંપન્ન નાટ્યકૃતિ ખરેખર આહ્‌લાદક છે.*



* શ્રી. શિવકુમાર જોશી કૃત નાટક 'સુમંગલા'નું પુરોવચન.

## [ ૩૩ ]

# મહાશ્વેતા કાદંબરી

વીસમી સદીની પહેલી પચ્ચીસી સુધી તો સંગીત અને ચિત્રકલાના વિષયમાં ચરોતર લગભગ મૃત રહ્યું હતું. નાટકનું ગાયન ફોનોગ્રાફ પર સાંભળવા મળે તો સંગીતરંજનની પરાકાષ્ઠા હતી. સંગીતનાં વાજિંત્રોમાં હારમોનિયમ જ જોવાનું મળતું. ફોનોગ્રાફ અને હારમોનિયમને અમે અદ્દભુત રસથી નિહાળતા.

કેટલીક લોકપરંપરાઓ રસમય હતી. ભજનિકો હતા અને ભજનમંડળીઓ પણ હતી. તેમનાં ભજનોમાં લોકને રસ પણ પડતો. એમાં ગ્રામ્યતા ને અણઘડપણું હતાં, છતાં તેમાં કળાનું સારું તત્ત્વ જળવાતું. સ્ત્રીઓ ટાણાં આવે ત્યારે છૂટથી ગાતી. પ્રેમાનંદનાં આખ્યાનો ને દયારામની ગરબીઓ ને સ્વામીનારાયણી કવિઓનાં ગીતો ઘણી સ્ત્રીઓને મોઢે હતાં.

વૃદ્ધો સવારમાં નરસિંહનાં પ્રભાતિયાં ગાતા. પરંતુ એકંદરે ભદ્ર અને પ્રાકૃત જનસમુદાયની કલારુચિ નામની જ હતી. તબલાં વગાડનાર તરફ લોકો તિરસ્કારથી જોતા. સંગીતકારની પ્રતિષ્ઠા કુંભાર જેટલી યે નહોતી.

વૈકુંઠવાસી ફૂલચંદ માસ્તરનું કાર્ય અને તેમની કવિચિત્રકાર તરીકે નામના આ સંદર્ભમાં સમજવાનાં છે. હાસરા કપડવંજમાં હું અંગ્રેજી ચોથું ધોરણ ભણી રહ્યો ત્યાં સુધી ડ્રૉઈંગ ને ચિત્રકામ શું છે, તેની મને કશી ગમ નહોતી. સંસ્કૃતના સંધિના નિયમો અમને મોઢે હતા; અંગ્રેજી પણ પ્રમાણમાં વધારે શીખેલા; પણ ડ્રૉઇંગનો એકડો પણ ન આવડે. ૧૯૧૭ માં નડિયાદ હાઈસ્કૂલમાં હું આવ્યો ને ફૂલચંદ માસ્તરને કડકાઈથી ડ્રૉઈંગ ભણાવતા જોયા ને હું ડઘાઈ ગયો. મારો ચીતરેલો સાપ તેમને ઝાડના થડ જેવો લાગ્યો. મારી ચિત્રકારની પ્રતિભાનો ત્યાં જ અંત આવ્યો. અંગ્રેજી છઠ્ઠા ધોરણથી તો ચિત્રકામ હતું જ નહિ. મને લાગે છે, ‘આ છોકરો બીજા વિષયોમાં સારો છે’ એમ ગણીને જ માસ્તરે ચિત્રકામમાં મને પાસ કર્યો હશે.

પરંતુ નિશાળમાં ફૂલચંદ માસ્તરની આગવી પ્રતિષ્ઠા હતી. એમનો સ્વભાવ સ્વાભિમાની ને તેજીલો. હેડમાસ્તર પણ એમના ગૌરવનો ભંગ ન કરી શકે. સૌ જાણતા કે આ વિદ્વાન છે, ચિત્રકાર તરીકે જાણીતા છે, અને વિશેષમાં નાટકકાર તરીકે નામીચા છે. ભલભલા એમને ત્યાં ગીત અને નાટકની સામગ્રી લેવા આવતા. નિશાળમાં પણ કોઈ મેળાવડો હોય (વરસમાં એકથી વધારે તો ભાગ્યે જ થતો અને એમાં જ સંવાદ ને નાટક જેવું બધું ય આવી જતું) ત્યારે માસ્તરના માર્ગદર્શન વિના કોઈ ને ચાલે નહિ. આને લીધે શિક્ષકસમુદાયમાં અને નડીઆદની જનતામાં માસ્તરનું સ્થાન હમેશાં માનભર્યું રહેતું. અમે એમના તરફ વિશિષ્ટ અહોભાવથી જોતા. એ પ્રકારનો અહોભાવ બીજા કોઈ શિક્ષક તરફ નહોતો. એમની મગરૂરી અને ચનરીપણાની ચર્ચા વાતો થતી અને એ પણ એમના પ્રભાવમાં વધારો કરતી.

નાટ્યલેખનના સંસ્કાર નડીઆદની હવામાં ખાસ નહોતા. પરંતુ માસ્તરના જમાનામાં સાહિત્યની હવા ત્યાં બહુ જ પ્રેરક હતી. નડીઆદના અનેક સાહિત્યકારોના સમાગમમાં તેઓ આવ્યા હતા; અને એમના પટુકરણ ને સંવેદનશીલ ચિત્તમાં ઉચ્ચ ભાવનાઓના સંસ્કાર પડ્યા હતા. આ સંસ્કારોનું ભાન પણ

એમના વ્યક્તિત્વનું લક્ષણ હતું. પાછલી વયમાં કવિ નાનાલાલનો પ્રેમ એ સંપાદન કરી શક્યા હતા, તેનું પણ કદાચ આ જ રહસ્ય હશે.

પ્રજાના ધાર્મિક સંસ્કારોને પોષવા સારુ, પાછલી વયમાં, પોતાની બધી જ શક્તિઓ ઉપયોગમાં આવે એવી પ્રવૃત્તિ તેમણે ઉપાડી. એમનાં ધાર્મિક આખ્યાનોમાં લોકોની મોટી મેદની જામતી. દીવાલ ઉપર આખ્યાનના પ્રસંગોનાં ભિન્ન ભિન્ન ચિત્રો હોય, સાદી બાની અને ઉચિત લયોમાં તેમનો મધુર કંઠ દરેક પ્રસંગમાં તલ્લીન થતો ગાતો હોય, બાજુમાં તેમના પુત્ર મારા મિત્ર બાલુભાઈ વાજિંત્ર બજાવતા હોય કે સૂર પૂરતા હોય. કદીક કદીક ગદ્યસમજૂતીમાં માસ્તર કટાક્ષનું તીર ફેંકતા, અને શ્રોતાઓનો સમુદાય મલકતો ને ડોલતો. આ પ્રકારનાં પ્રવચનો કરી, નડીઆદમાં પોતે એક સંસ્થા જ બની ગયા હતા.

પરંતુ ગુજરાતના સંસ્કારિતાના ઇતિહાસમાં એમનું સ્થાન ખાસ તો નાટકકાર તરીકે જ છે. રણછોડભાઈએ રંગભૂમિને પ્રેરણા આપી ને નાટકો પણ આપ્યાં. એમના સમયમાં રંગભૂમિની પ્રણાલી પ્રસ્થાપિત થઈ ગઈ હોત અને ઉત્તમ રંગભૂમિ માલિકની જેટલી તેટલી નાટકકારની હોત, તો ફૂલચંદ માસ્તરની શક્તિ જુદી રીતે વધારે સમૃદ્ધ રીતે ફળી હોત. એ સમયનો મોટો દોષ એ આવી પડ્યો કે સાક્ષરોને રંગભૂમિ માટે જુગુપ્સા થવા માંડી. જેમ એ ગાળાના સાક્ષરોએ દલપતરામની કવિતા અવગણી, તેમ રણછોડભાઈની રંગભૂમિ પણ અવગણી. આમ થવાથી ઉત્તમ સાહિત્યિક શક્તિ રંગભૂમિ તરફ ખેંચાઈ નહિ અને જે શક્તિ આકર્ષાઈ તેને પ્રોત્સાહન પણ મળ્યું નહિ.

તત્કાલીન નાટકપ્રવાહમાં એક પ્રવાહ પૌરાણિક વિષયોનાં નાટકોનો હતો. પ્રાચીન ભાવનાઓને પ્રજા આગળ મૂકવાની એ અનુકૂળ રીત હતી અને આમેયે ૧૮૭૫ થી 'સુધારા' વિરુદ્ધ પવન ફૂંકાવા માંડ્યો હતો. વળી પૌરાણિક નાટકને નામે સુધારાના કેટલાક વિચારો મૂકવા હોય તો મૂકી શકાય, એવી પણ અનુકૂળતા હતી. આપણી આખ્યાયિકાઓમાં ઘણું નવું અને પ્રગતિશીલ લાગે એવું છે. એનો ઉપયોગ નાટકકાર ધારે તો કરી શકતો.

નાટકોના પૌરાણિક પ્રવાહમાં માસ્તરનો ફાળો અગત્યનો છે; અને ગુજરાતી નાટકનો કોઈ ઇતિહાસકાર માસ્તરનું પ્રદાન ભૂલી શકે નહિ. એ પ્રદાનમાં બે બાબત ખાસ નોંધપાત્ર છે. સંસ્કૃત કથાને યથોચિત ટૂંકાવી વિસ્તારી નાટકક્ષમ બનાવવી – કાદંબરી જેવી કથાને નાટકમાં સરળતાથી ઉતારવામાં પ્રતિભાનો સારો ઉન્મેષ છે – અને બીજું, લોકની જીભે રમ્યા કરે એવાં સરળમધુર ગીતો લખવાં. માસ્તરનાં ગીતોની ખૂબી એ છે કે એમાં કવિતા છે તેમ લોકપ્રિય થવાની શક્તિ છે. એમનાં ગીતોમાં લાલિત્ય, ગંભીરતા અને સંવાદક્ષમતા સધાતાં.

*

'મારા નયનસલૂણા શ્યામ! તમને શું કહીને બોલાવું?'

*

'ચાલ ચાલ ઓ અલબેલી! વળી વળી પાછું જુવે શું પ્રેમઘેલી!'

*

'શા માટે શ્રમ કરે સતી! વ્રજ પતિ – ભક્તિ સાચી'

*

'શો બ્રહ્મનાદ ગાજે, રૂડો રાસ રમ્યો આજે, બ્રહ્માંડમાં.'

આ પંક્તિઓ આજે વાંચું છું, ને ત્રીસ ચાલીસ વર્ષ ઉપર અમે મગન થઈ લલકારતા તે રીતે લલકારવાનું મન થઈ આવે છે.

'મહાશ્વેતા કાદંબરી'નાં ગીતો ઘણે વર્ષે મળેલાં વતનનાં પરિચિત જનો જેવાં લાગે છે :

*

'આવે કયાંથી મધુરી મધુરી સુવાસ ?'
'ઓ સાહેલી રે! ઓ સાહેલી રે! સમજી કરીએ પ્રીત;
નથી સહેલી રે! નથી સહેલી રે! અટપટી પ્રીતની રીત.'
'અરે સખી! ધીમે ધીમે ડગ ભર
ઉનાવળ આવડી આ શી ?
ઉતાવળ આવડી આ શી ?'

*

આ બધાં ગીતની ભાષા સાદી છતાં સંસ્કારી છે. અલબત, સંસ્કૃત કથાની ભાષાના લોકોત્તર ને વૈભવી શિષ્ટતાના પરિચયને પડછે આ જરા મોળુ લાગશે, પણ સંસ્કૃતને થોડું ભૂલીને આ માણવાનું છે. માસ્તરના સમયની નાટકની પરિપાટીને ધ્યાનમાં લઈ આવાં નાટકોનો તોલ કરવાનો છે. એ દૃષ્ટિએ ઘણાંખરાં ગીતોના લય પ્રસંગોચિત અને ભાવાનુકૂલ જણાશે. પ્રવેશ ચોથામાંનું પુંડરીકનું ગીત લહેરી લાલાઓને ઘણું ગમ્યું હશે, પણ એની ઇશ્કી છટા તત્કાલીન ધોરણે પણ તેને સંસ્કૃત કથાનો નાયક રહેવા દેતી નથી. તથાપિ ગદ્યમાં ભાષાની શિષ્ટતા એકસરખી જળવાય છે અને સ્થળે સ્થળે તો બરાબર સંસ્કૃત નાટકનું વાતાવરણ જામે છે પહેલા અંકના પ્રથમ પ્રવેશમાં પ્રણયસંવાદની ભાષા ઘણી જ ઊંચી કક્ષાની રહે છે.

* * *

મહાશ્વેતા : અને તો એ કુમાર બ્રહ્મચર્યના અલંકાર જેવો, ધર્મના યૌવન જેવો, સરસ્વતીના વિલાસ જેવો અને સર્વ વિદ્યાઓના સ્વયંવર પતિ જેવો જ જણાય છે. એ ગુણના સાગરમાં તે વળી દોષ કેવો ?

નવમાલિકા : સખી! કુલીન કુમારિકાઓને ન છાજે એવું આ કેવું અયોગ્ય કાર્ય તેં આરંભ્યું છે!

તરલિકા : શું તારું હૃદય એકદમ મૂઢ બની ગયું છે કે અનુરાગના વિષયની યોગ્યતાનો પણ વિચાર કરી શકતું નથી? ક્યાં એ ઝગમગતું તેજ તથા તપનું ધામ અને ક્યાં આ તારી કામચેષ્ટા? એ કુમાર પણ તને આવી સ્થિતિમાં જોશે તો તારો ઉપહાસ કરશે.

મહાશ્વેતા : શું એ કુમારનું હૃદય એટલું બધું કઠોર હશે કે મારો ઉપહાસ કરશે?
અને આગળ પ્રેમબીજનું દર્શન જુઓ :

મહાશ્વેતા : ભગવન્! ત્રિભુવનને નયનાનંદકર આ તમારી આકૃતિને જ એ અલંકાર ઘણો ઉચિત છે, મારે રહેવા દો.

પુંડરીક : તમારું કર્ણપૂર થવાના વિલાસની સ્પૃહા રાખતી આ મંજરી હવે હું તમને જ આપું છું. માટે તે સ્વીકારી પારિજાતનો જન્મ સફળ કરો. કહો તો, હું જ તમારા કર્ણમાં પહેરાવું.

* * *

આ જ રીતે કાદંબરી અને ચન્દ્રાપીડના પ્રથમ મિલનમાં પણ સંવાદની પ્રૌઢિ સધાઈ છે.

સ્વર્ગસ્થ ફૂલચંદ માસ્તરની નાટ્યકળાની સફળતા આ નાટકમાંરહી છે ? એક તો સંસ્કૃત કથાનું ભદ્રસુભગ વાતાવરણ તેમાં જળવાયું છે બધા પ્રવેશોમાં કુતૂહલનો તંતુ રહ્યો છે. સંસારવૈચિત્ર્યનું તેમાં ચમત્કારી દર્શન થાય છે. વસ્તુપ્રવાહ સાથે આવતો ગાનરૂપી વિરામ પ્રેક્ષકને કર્ણરંજન તથા કાવ્યાનંદની સામગ્રી આપે છે. કવિ જ વસ્તુનું રહસ્ય સ્ફુટ કરી જાય છે. અને સૌથી મહત્ત્વની ખૂબી તો આ છે કે કાદંબરી ગ્રંથની અટપટી કથા નાટકરૂપે સરળતાથી પ્રકાશે છે.

શાન્ત, અદ્ભુત અને પ્રણય રસનું આ નાટક આનંદજનક છે. અર્વાચીન કલાધરો, જૂની રંગભૂમિની પરિપાટી માટે અણગમો હોય તો તે ખંખેરીને, અને જરૂર જણાય તો કોઈ ‘નાટકી’ લાગતો ભાગ તથા થોડાં ગીતો ગાળી કાઢીને, આ નાટકને રંગમંચ ઉપર ઉતારશે, તો નાટકના વિકાસમાં અગત્યનું કાર્ય થશે જ એમ હું માનું છું. લોકોત્તર પ્રણયની આ કથાને રાજકીય કે સામાજિક કશી હેડનું નડતર નથી.



[ ૩૪ ]

# " ગંગાયમુના "

વાર્તાકાર સંબંધી કંઈ પણ જાણ્યા વિના "ગંગાયમુના" વાંચી જવાનું એક શુષ્ક ફરજ તરીકે મેં માથે લીધું, પણ વાંચવાનું શરૂ કરતાં જ હું વાર્તારસમાં સપડાયો વાર્તા પૂરી કરું તે પહેલાં જ ભાઈ માલવીને લખી દીધું 'વાર્તા સરસ છે એનો પ્રવાહ અને ઔત્સુક્યજનકત્વ અસાધારણ છે, માટે વહેલી તકે છાપો "

હવે હું જાણું છું કે વાર્તાકાર શૈલજાનંદ મુખોપાધ્યાય બંગાળના સુપ્રસિદ્ધ અને લોકપ્રિય લેખક છે એમની લોકપ્રિયતાનું શું રહસ્ય હશે? લોક પ્રિયતા લોક જ તેમને પ્રિય છે લોકહૃદય અને લોકજીવન તેમને વહાલું છે પાત્રો અને ઘટનાઓની સ્વાભાવિકતા, વિવિધતા અને પ્રતીતિજનકતા, એના ઉપર અવલંબેલી સરસતા, વાસ્તવપ્રતિષ્ઠિતતા અને એમાંથી નિષ્પન્ન થતી ઉચ્ચ જીવન માટે પ્રેરતી જીવનની કરુણતા કે સુગંભીરતા, એવા સર્વસામાન્ય તત્ત્વોનું અનુમાન થઈ શકે છે એમને વિશે એક વિવેચક કહે છે શૈલજાનંદ પોતાનું વ્યક્તિત્વ એમની કૃતિઓમાં આબાદ છુપાવે છે વર્ણન અને વિવેચન અલ્પતમ માત્રામાં રાખી, પાત્રોને પ્રકૃતિસર્જ્યાં હોય એમ છુટાં મૂકી એમની મેળે જાણે વર્તવા દે છે, વાત કરવા દે છે અને એમ વાર્તાપ્રવાહ આગળ વધે છે અને વાચકમાં ઈષ્ટ ભાવો ને વૃત્તિઓ નિષ્પન્ન થાય છે કર્તા વાર્તા નથી કહેતા પણ વાર્તા કર્તાને વર્ણવે છે વાર્તાકાર બુદ્ધિ કરતાં અંતરસૂઝથી લખતા હોય એમ નિરૂપણ સહજ ભાવે થતું લાગે છે

"ગંગાયમુના" વાંચી આ પ્રશસ્તિ વાજબી સમજાય છે એ નવલિકા નથી, લઘુ નવલ છે, વાર્તા છે, નવલકથામાં માંડણી મોટા પાયા પર અને ગૂંથણી બહુધા અટપટી હોય છે, અને વર્ણન અને જીવનવિવેચનનાં અંગો પણ સામાન્ય રીતે દેખા દે છે આ વાર્તામાં ગૂંથણી છે, પણ તે ભરચક કે અટપટી નથી, છતાં નવલિકા કરતાં ઊંડો અને મોટા પાયા પર જીવનસ્પર્શ છે એટલે એને લઘુ નવલ કહેવી ઉચિત છે

જીવનની વિચિત્રતા અને વિશેષ તો સ્ત્રીજીવનની કરુણતાનું વાચકને વ્યાકુળ કરતું દર્શન "ગંગાયમુના'માં થાય છે ગંગાયમુના જેવો સુમેળ રાખતાં માજની – પહેલેથી તો નહિ પણ હૃદયની સદ્‌વૃત્તિઓના પરિપાકથી – બે સ્ત્રીઓને દુનિયા જ જુદી પાડે છે અને એકનું મરણ નિપજાવે છે અને બીજીનું જીવન કલેશ અને વિષાદથી ભરેલું કરી મૂકે છે શ્રીપતિ અર્થનો દાસ છે અને કાત્યાયનીની મિલકત અને શરૂઆતમાં જ મોટી પહેરામણી–૭ વીઘા જમીન ને પાંચસો રૂપિયા–મળી જાય તેમ છે તેથી એક સુશીલ પત્ની અને બે બાળકો હોવા છતાં બીજી કાત્યાયની રૂપાળી, સુશીલ, મૃદુ છતાં અમુક રીતે સૂઝ અને દૃઢતાવાળી સુકન્યા ચારુને પરણવાની હા પાડે છે ચારુ ઉપર કાત્યાયનીએ બધી જ મમતા ઢોળી છે એટલે પોતાનું અર્થસર્વસ્વ પામનાર પુત્રી ગામમાં ને ગામમાં ઠેકાણે પડે તો સર્વોત્તમ, એ વિચારે આ અર્થદાસને એ પસંદ કરે છે અર્થની મમતા અને કંજૂસપણું કાત્યાયની અને શ્રીપતિને ભેગાં કરે છે,

અને એ જ દુર્ગુણો તેમના ચારુના લગ્ન પછી થનાર વિરોધનાં કારણ બને છે. કુમુદિનીને પિયર
મોકલી શ્રીપતિ ચારુને પરણી બેઠો.

પરણ્યો પણ પેલા રૂપિયા ને ૭ વીઘાં જમીન ના મળી એટલે ચારુ કાત્યાયનીને ઘેર રહી
અને શ્રીપતિ વમળમાં પડ્યા, છી છી થયા ને પૈસા તો ના મળ્યા! પણ બિચારી ચારુનું શું? બિચારી
કુમુદિનીનું શું? બે જણની જડતાએ બીજાં બે નિર્દોષ જણને પોતાના સ્વાર્થ અને લોલુપતાનાં બલિ
બનાવ્યાં. સુખી સંસારમાં અગ્નિ મૂકે છે શ્રીપતિ અને કાત્યાયની, પણ તેને શાન્ત કરવા ચારુ અને
કુમુદિનીનાં પ્રેમ, દૃઢતા, ભોગ સબળ અને લગભગ સફળ પ્રયત્ન કરે છે. પણ સંસાર જેવું નામ, હોલવાતા
અગ્નિને તે સંકોર્યા વિના રહે જ નહિ.

કુમુદિની અફવા સાંભળી ઘેર આવે છે તે વખતની તેની વ્યથાનું વર્ણન યથાર્થ ને હૃદયદ્રાવક
છે. ઘરની દશા જોતાં લાગ્યું કે ખરે શ્રીપતિ પરણ્યો જ ના હોય. કોઈ સ્ત્રીનું પગલું અંદર પડ્યું જણાતું
નથી. હૃદયને શાતા વળી ને મોટાભાઈને બિચારી કહે છે–"પાઘડીબળ્યાઓની વાત તો સાંભળો! કહે
છે ફરી લગ્ન કર્યું! જુઓ મોટાભાઈ, મેં નહોતું કહ્યું કે વાત જુઠ્ઠી!" અને એ જ મોટાભાઈની તથા
પોતાની બાળકી અને બીજી અનેક સ્ત્રીઓની હાજરીમાં બગલામાશીએ સ્ફોટ કર્યો. પોતાનું દુઃખ દબાવી
રાખવા કુમુદિની ભાઈને કહે છે, "સપડાયાને પૂરા! ઠીક થયું! મઝાનું થયું! સાંભળ્યું મોટાભાઈ,
પૈસા ય નાખ્યા, જમીને ય નાખી!" પણ રડવું ખળાયું નહિ, બોલતાં બોલતાં આંસુ ગર્યાં, પાણી ભરવાને
મિષે તળાવ તરફ કુમુદિની નાઠી ને ત્યાં મુક્ત રીતે આંખોને ઢોળાવા દીધી.

કુમુદિનીએ ધાર્યું હોત તો ચારુ ઘરમાં આવી શકત જ નહિ. પૈસા ને ખેતર મળ્યાં નહોતાં
એટલે શ્રીપતિને બીજાનો – એક નિર્દોષ કન્યાનો ય – ખપ જ નહોતો. દરમિયાન ઘર ને વર ઉપર પૂરો
અધિકાર જમાવવા કુમુદિનીને પૂરી તક હતી. પણ તેની માટી શ્રીપતિ કરતાં જુદી જાતની હતી. દિલની
ઉદાર હતી અને ચારુએ તેને ચરણે પડી વિનંતિ કરી ત્યારે હોંશથી તો નહિ પણ દૃઢ સંસ્કારની પ્રેરણાથી
તેણે તેને સાંત્વન આપ્યું: "હા, આવ! એ ઘર પર મારા કરતાં તારો હક કોઈ રીતે ઓછો નથી."

કુમુદિની શોક્યને તેડી આણે છે. ચારુ પણ રૂપ અને ગુણમાં ચારુ છે. પણ બંને હવે એવા
પ્રવાહમાં પડ્યાં કે વિપત્તિ આવે જ આવે. કુમુદિનીએ ધર્મબુદ્ધિથી ને દયાથી પોતાના પતિ સાથે ચારુનો
યોગ કરી આપ્યો. ચારુ નિર્મળ મનથી ઘરમાં દૂધમાં સાકર જેમ ભળી જવા ઇચ્છે છે ને પ્રયત્ન કરે
છે. શ્રીપતિ લોભી હતો, તેને કુમુદિની માટે થોડો ઘણો આદર હતો, તેની કંઈક આછી ધાક હતી; પણ
એનો લોભ સંતોષાતાં, કામ તેનું કામ ઘરમાં કરે છે, અને સ્વાભાવિક સ્ત્રીસહજ ઈર્ષ્યા કુમુદિનીને
બાળે છે. એની સદ્વૃત્તિની ભારે કસોટી થાય છે ચારુ રહે એ ઠીક – એનો રહેવાનો હક છે – પણ એનો
પગ જામે એમાં કુમુદિનીને નાનમ લાગે છે. લોકને – બગલામાશીને – તો જોવામાં ભારે રસ હતો કે
આ શોક્યોનું કેમ ચાલે છે. ન જ સારું ચાલે એવા નિશ્ચયથી નથી જ સારું ચાલતું એમ માને છે અને
એ તથા ચારુની મા બધી પરિસ્થિતિને અને ઘટનાઓને એ દૃષ્ટિએ જ નિહાળે છે. આ સંઘર્ષ, અને
સદ્વૃત્તિઓનો આ પ્રશંસનીય આયાસ આપણા રસનું કેન્દ્ર બને છે; અને અન્તની કરુણ ઘટનામાં,
આપણી વ્યથામાં ઉચ્ચ ભાવનાને લાયક આ કરુણતા હતી એવું સમાધાન રહે છે. વાર્તાકાર પોતે કશું
કહેતા નથી, કશી ટીકા કે ટકોર કરતા નથી, પણ વસ્તુતઃ કશું કહેવાનું રહેવા પણ દેતા નથી. મુખ્ય

તો ચાર જ પાત્રો અને તેમની રેખાની પડે અપ્રતિહત વેગે વહેતી વાત, એટલામાં તો ગરીબ બંગાળી હિંદુ કુટુંબની આન્તર વ્યથાનો પૂરો સંસ્પર્શ આપણને થઈ જાય છે આપણી સામે આ ઘટના બની રહી છે એવું પ્રત્યક્ષપણું અને લાગણીની તીવ્રતા, પાત્રોની મૂંઝવણ ને આત્મગોપન આપણે અનુભવીએ છીએ અને આનો કે તેનો દોષ કાઢીએ છતાં આ જીવનમાં જ કોઈ વક્રતા છે જે સદ્વૃત્તિ અને સદાચારને ડામ્યા કરે છે, એમ ઊંડે ઊંડે સાલે છે

બીજી પણ એક સંપત્તિ – કલાસત્યની ઝાંખી થાય છે, જો કે પન્નાલાલ પટેલ ને ઈશ્વર પેટલીકર પામ્યા પછી એ વાત ગુજરાતી સાહિત્યરસિકોને પૂરી સમજાઈ જ હશે – સાચા કલાકારને આપણા જીવનની એકવિધતા, રેઢિયાળપણું, અદ્ભુતતાનો અભાવ નડતો નથી અસંખ્ય માણસો આપણી સામે જીવનસંગ્રામ ખેડે છે, સરકાર વટ ધર્મ સાચવવા મથે છે, વાસનાઓ ને લાગણીઓને વશ થાય છે અને તેની ઉપરવટ જવા પણ તલસે છે એમાં વાર્તાઓ, રહસ્યમય વાર્તાઓ, નવલકથાઓ માટે સામગ્રી ભરી પડી છે જોઈએ છે માત્ર કલાકારની દૃષ્ટિ, તેના સમભાવ અને કલ્પના, જે ઊંડે ઊતરી જુએ, હૃદયથી અનુભવે, ને વાસ્તવિકતાનો ઘાટ આપે

આવી દૃષ્ટિ અને શક્તિના કલાકાર છે શૈલજાનંદ મુખોપાધ્યાય, અને એમની શક્તિનું સુંદર નિદર્શન છે આ "ગંગાયમુના"*



* શૈલજાનંદ મુખોપાધ્યાયની નવલકથાના શ્રી નગીનલાલ માલવીએ કરેલા અનુવાદનો પ્રવેશક

## [ ૩૫ ]
# નરબંકા

'નર–બંકા' નાટક આદિથી અંત સુધી વાંચવું ગમે એવું છે. ભજવાતું જોતાં એથી પણ વધારે રસ પડે એમ માનું છું. અને જેને ખાંડાંના ખખડાટ, ઉન્મત્ત પ્રકૃતિનાં તોફાન અને મસ્ત ને ઉગ્ર રાગદ્વેષના સંઘર્ષ જોવાનો શોખ હોય તેને તો બહુ જ આકર્ષક લાગે તેમ છે.

શ્રી. વજુભાઈ ટાંકે ઇબ્સનના 'વૉરિઅર્સ ઑફ હેલ્ગીલૅન્ડ' (Warriors of Helgeland)નું આ સારું રૂપાંતર કર્યું છે. મૂળ નાટ્યવસ્તુ આઇસલૅન્ડનું છે અને આઇસલૅન્ડની લોકકથાઓ અને પૌરાણિક વાર્તાઓ વાતાવરણની તીવ્રતા, કુદરતની વિષમતા, પ્રેમની ઉત્કટતા અને ઝેરવેરની ભયંકરતાથી ઘેરી રંગાયેલી છે. પ્રજા સંસ્કારમાં અને સભ્યતામાં આગળ વધેલી ન ગણાય; બલકે જંગલી કહેવાય એવી જ એમની રીતરસમો, પરંતુ સિંહો જેવી તેમની તાકાત, ને સિંહો જેવું તેમનું પરાક્રમ છે. ભયંકરમાં ભયંકર દરિયા સાથે તેમનું જીવન જડાયેલું એટલે પ્રાચીન સમયમાં એમનાં લક્ષણો એવાં જ હોય. છતાં એમનાં વેરઝેર ને પરાક્રમોમાં દૃઢ ટેકનાં, ઊંચી મૈત્રીનાં, અશિથિલ રાગનાં, આદિમાનવની પ્રાથમિક સાદી લાગણીઓનાં દર્શન થાય છે. અને તેથી જ આ નાટક કાંઈક રૂપાન્તરક્ષમ બને છે. શ્રી. ટાંકે સૌરાષ્ટ્રનો દરિયાકાંઠો લીધો છે અને ગુજરાતના હિન્દુ રાજાઓના સમયમાં વાર્તા મૂકી છે તેથી મૂળ નાટકનું વાતાવરણ જમાવવા બનતી સાવચેતી તેમણે રાખી છે એમ કહેવું જોઈએ. એમ છતાં મને લાગે છે કે મૂળની સામાજિક ભૂમિકા એવી જુદી છે કે 'નર–બંકા'નાં પાત્રોનો કેટલોક વ્યવહાર કાલ્પનિક ને છદ્માવેશી લાગે છે. આપણી રંગભૂમિમાં આવું આવું જોવા આપણે ટેવાયેલા છીએ. ઉદ્‌ઘોષી શૈલીનું પણ આપણને આકર્ષણ છે. એટલે કેટલીક વિસંવાદિતાઓ ખટકશે નહીં.

ભયંકર બનાવોની પરંપરા અને સામાજિક સંદર્ભમાં એની, એકંદરે, પ્રતીતિજનકતા આ નાટકનો રસ જાળવી રાખે છે; વાંચતા જઈએ, તેમ તેમ કુતૂહલ વધતું જાય છે. સુખાન્ત પરિણામની ધારણા રાખીએ ત્યાં દૈવ કે દૈવનું સાધન કોઈ પાત્ર બાજી ઊંધી મેળવે છે અને ભયંકર કરુણતા તરફ પાત્રો ઘસડાય છે. ઉદાર પુરુષોનું શાણપણ એળે જાય છે. ટેક અને બહાદુરી ભારે પડી જાય છે. એક વીર પોતાનાં બધાં બાળક ખૂએ છેઃ બે યુદ્ધમાં ખપી જાય છે અને એક, જેને બચાવવા એ જુવાનડા ખપી જાય છે તેના જ હાથનો ભોગ બને છે. શાન્ત સ્વસ્થ પ્રેમમાં ઝેર રેડાય છે. મૈત્રીને દ્વંદ્વયુદ્ધમાં પરિણમવું પડે છે. ઉદારતા, મૈત્રી, પ્રણય, ટેક–સૌ રહેંસાઈ જાય છે. કારણ? કારણ, એક સ્ત્રી, એક પ્રચંડ પ્રેમવાળી, લાલસાવાળી, કૌતુકવિલાસી, તેજસ્વી, ધૃષ્ટ, વહાલામાં વેર કરાવનાર સ્ત્રી પોતાની મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવા માગે છે, એના પ્રણયીને કાં જીવનમાં કે કાં મૃત્યુમાં મેળવવા માગે છે; પરાક્રમથી, ધનુષ્યના ટંકારે એને દુનિયા અને સુખ અને સ્વર્ગ મેળવવાં છે. તેજની તેજસ્વિતા અને હીનતા આ નાટકના કરુણ અંતનું સાચું કારણ છે. એની પ્રેમજ્વાળામાં ઈર્ષ્યા, અસૂયા અને ક્રોધના અગ્નિમાં, બધાંને ભસ્મ કરી પોતે પણ ભસ્મ થાય છે.

મૂળના સામર્થ્ય અને વેગની ઝાંખી કરાવવામાં શ્રી. ટાંક સફળ થયા છે. એનું કૌતુકરાગી અને સાહસરંગી વાતાવરણ ભયંકર આકર્ષણ જન્માવે છે. એનાં થોડાં પણ સુરેખ, પરસ્પર સુભિન્ન પાત્રો અસાધારણ છતાં માનવીઓ લાગે છે. એમની આકાંક્ષાઓ અદ્‌ભુત અને અસાધ્ય છતાં લૌકિક પરિસ્થિતિમાં સ્વાભાવિક જણાય છે. અવસ્થાના ભેદ અને બનાવોની પરંપરા સામાન્ય વાચકનું કુતૂહલ જાળવવા બસ છે અને ઝીણું જોનારને વિરાટકાય, વિરાટરાગ માનવની સુખશોધની કરુણતા સમજાયા વિના નહિ રહે.*

★

* શ્રી. વજુભાઈ ટાંકના નાટકનો પ્રવેશક.

[ ૩૬ ]

## અક્ષયપાત્ર

શ્રી સારંગ બારોટની "અક્ષયપાત્ર" નામની વાર્તાને નાટકના રૂપમા શ્રી બળદેવ મોલીઆએ અહીં ઉતારી છે મૂળ વાર્તા સરસ છે અને તેમાંથી નિપજાવેલું આ રૂપક પણ ઘણું આકર્ષક બન્યું છે વાર્તામાંની ઘટનાનું વિશ્લેષણ કરી નાટ્યોચિત પ્રસંગોમા ફેરવવામા તથા સંવાદ દ્વારા વસ્તુને પ્રકાશિત કરવામા શ્રી મોલીઆએ કૌશલ બતાવ્યું છે શ્રી મોલીઆને અર્વાચીન અને પ્રયોગશીલ રંગભૂમિનો ગાઢ પરિચય છે, બલકે સુરતમા રૂપકોના પ્રયોગો દ્વારા નાટકોમા સાચો રસ જમાવનાર* મંડળીઓમા એ એક અગ્રણી છે એ અનુભવ આ નવા પ્રયોગમા તેમને કામ આવ્યો છે

નાટકનું સંવિધાન એવું રાખ્યું છે કે ઓછા સ્ત્રીપાત્રો હોય તોયે નેપથ્યભાષિતો વડે નાટક ભજવી શકાય દૃશ્યની એકતા જળવાતી હોય, અથવા સંનિવેશયોજના બદલવી ના હોય, કે ઓછા સમયમા ભજવવું હોય તો આખો પહેલો અંક છાયારૂપક તરીકે ભજવાય, અને બાકીના બે સંનિવેશની એક જ રચનામા રજૂ થાય નાટકમા કઈ કઈ વસ્તુથી રમૂજ આવે છે તેની પણ સમજ પ્રત્યક્ષ અનુભવથી રૂપાંતરકારને આવી છે ગામડાના છોકરા ગાડામાંથી સામાન લાવવામાં ધમાધમી કરે છે, જમના ગ્રામકન્યાની ઢબે પ્રબોધ–રજનીનો વ્યવહાર નિહાળે છે, એ બધું મુખ્ય વસ્તુનો ભાર હળવો કરે છે વળી ઉન્મત્ત કે લાચાર લોકટોળાને નાટકકારે ખૂબીથી નાટકમા આણ્યું છે, અને નાયક અને નાયિકાને બદલે આપણે જનસમૂહને ક્ષણભર કેન્દ્રમાં લાવતા થઈએ છીએ સંયોજનમા ગરબો અને ભજનની લહરી પણ આવી જાય છે પ્રકાશવિનિયોગની નવી રીતો અજમાવી છે તેમાં પણ શ્રી મોલીઆનો અનુભવ ખપ લાગ્યો હશે જો કે મને પોતાને સિનેમાની નજીક લઈ જતી નાટકની સંકલનામા બહુ રસ નથી

નાટકમા સાચો રસ કેમ અને કેવો પડે છે તે જ મહત્ત્વની વસ્તુ છે અને તેને માટે પ્રસંગોની સાંકળ કેવી છે, પાત્રોમા વૈવિધ્ય કેવું છે, સંવાદ એ બંનેને કેમ ઉપકારક થાય છે, અને છેવટે સર્વને ગતિ આપનારું તાત્પર્ય કેવુંક છે તે જ જોવું જોઈએ એમાના બેત્રણ બિન્દુઓ વિચારીએ

રચનાની દૃષ્ટિએ નાટક ખામી વગરનું છે એમ નહિ કહી શકાય નેપથ્યભાષિત હમણાંના નાટકોનું અંગ બન્યું છે, પણ એનું કામ, ખરું જોતાં, નાટકના પ્રયોજ્ય ભાગમા જ પાત્રની ઉક્તિ દ્વારા કોઈ રીતે થઈ જવું જોઈએ છાયારૂપક પણ નાટકમાં બાહ્ય અંશ મને લાગે છે કેટલાક બનાવોની વચ્ચે સમયનું અંતર જોઈએ તે કરતાં ઘણું ઓછું થઈ જાય છે પડદો પડે તો પંદર સેકન્ડમા પંદર વર્ષનો સમાસ કરી શકીએ, પણ પાત્રો સામે હાજર હોય તો વાસ્તવિક સમયની ગતિને

* સુરતની પ્રયોગાત્મક રંગભૂમિના વિકાસમાં ત્રીસેક વર્ષો ઉપર જ્યોતીન્દ્ર દવે પ્રમોદચન્દ્ર પાઠકજી વગેરેએ પ્રસ્થાન કરેલું ત્યાર પછી [illegible] પ્રો. ગ. દી. વ. જાનીની પ્રેરણાથી કોલેજમા અભિનવ પ્રયોગો થયેલા છેલ્લા સાતેક વર્ષથી સુરતે આ ક્ષેત્રમા અસાધારણ પ્રગતિ કરી છે એને મદદ પ્રેરણા અને માર્ગદર્શન શ્રી કંચનલાલ મામાવાળા, ડૉ. માર્શલ ડૉ. રમણભાઈ પટેલ શ્રી ઈશ્વરલાલ દેસાઈ વગેરે તરફથી મળ્યા કરે છે

કલ્પનાગ્રાહ્ય કાળની ગતિ સાથે આછો આછો ય મેળ રહેવો જોઈએ. "વિઝિટે" ગયેલો પ્રબોધ ગાડામાં પાછો આવે તો યે તખ્તા ઉપર અતિશય વહેલો આવેલો લાગશે. કોઈ કોઈ સ્થળે ભાષા પાત્રને અનુસરતી નથી અને લેખક પોતાની લાગણીભરી શિષ્ટ ભાષા સાધારણ પાત્રના મુખમાં મૂકી દે છે.

પરંતુ નાટકમાં ભાવનો ઉદય એવો સહજ થાય છે કે આવી ઝીણી વાતો ઢંકાઈ જાય. પાત્રસંવાદ અને પ્રસંગ આલેખન મુખ્ય ધ્યેયને સિદ્ધ કરે છે. સહિયરોનાં વિનોદી વચનોમાં તરી આવતો પ્રબોધ અને રજનીનો મુગ્ધ પ્રણય નાયકના વ્રતની ગંભીરતાથી ગંભીર બની જાય છે. લગ્નવ્રત અને સેવાવ્રત કસોટીએ ચઢે છે. કદાચ એમ લાગે કે પ્રબોધના ગામડાના પ્રેમના આલેખનમાં તેમ જ ગામડાના પ્રતિભાવમાં ઊર્મિલતા વિશેષ છે. (એ નાટકી ના દેખાય એ કુશળ અભિનેતાઓએ પ્રયોગ કરતાં ધ્યાનમાં રાખવું પડશે.) પણ પ્રબોધની ગ્રામસેવાની ધૂન અસંભવિત નથી, પિતા જે સંજોગોમાં ગુજરી ગયા એ સંભારી દાકતર તરીકે ગ્રામસેવા કરવાનું વ્રત એ લે છે. તેની પ્રિયા રજની મનમાં ઘણી ઘડભાંગ કરી એની પત્ની બને છે, અને કન્યાદાનમાં જાણે ગ્રામજીવનને સ્વીકારે છે. પણ દંપતીએ કલ્પી હતી તે કરતાં પણ વધુ કસોટી વતનનું ગામ કરાવે છે. ઘર હવડ અને સગાંવહાલાં અણઘડ ને જૂનવાણી. ગામલોકને આ નવાં આવેલાં શહેરી ને "સુધરેલાં" લાગ્યાં ને એમનામાં ગુઢ ઈર્ષ્યા પ્રગટી. મુસલમાન સુલતાનચાચા તરફના આ યુગલના વલણથી જેઠાકાકા અને બીજાઓનો વિરોધ વધી ગયો. જમના સાથેની વાતચીતમાં પરિસ્થિતિનું હાર્દ વરતાય છે :

જમના : "ગામડું નહિ ગમતું હોય. અમે બધાં નહિ ગમતા હોઈએ."

રજની : "ગામડું યે ગમે છે ને તમો બધાં યે ગમો છો. પ્રશ્ન એ છે કે હું તમને બધાંને ગમુ છું કે નહિ."

"બામણ ટેકરી પર તરકડાનો કૂવો બંધાયો" ત્યારથી જેઠાકાકા સાથે ને ગામ સાથે દંપતીએ વેર બાંધ્યું. ગામ બહિષ્કાર કરે છે. નિર્વાહ વસમો થાય છે. પણ દાકતરનો મૈત્રીભાવ કાયમ રહે છે સુલતાનચાચાની આંખનો મોતિયો તેણે કાઢ્યો, તેમ જેઠાકાકાની પુત્રવધૂને સુવાવડમાં મરતી ઉગારી. એમ કરતાં લોકનું વલણ બદલાયુ. ત્યાં તો હિંદુમુસલમાન રમખાણ થયુ. બહારના મુસલમાનોએ આવી હિંદુઓને માર્યાં એટલે વેરની વસૂલાત કરવા ગામના હિંદુઓએ મુસલમાનોનો કસબો સળગાવ્યો અને તેમાં બેત્રણને જીવતાં સળગાવી દીધાં. સુલતાનને સુદ્ધાં મારી નાખવા ટોળું દવાખાને ધસી આવ્યું અને એને બચાવવા જતાં પ્રબોધ ઘવાયો. એ બચી તો જાય છે પણ રજનીને આ વાતનું અત્યંત દુઃખ વસ્યું. એને ગામના હીણ સમાજમાં કદિ વિશ્વાસ બેઠો નથી. તેમાં આ ક્રૂરતાનું દર્શન થયુ. હવે તે ગામડાને ત્યજી દેવા અને પ્રબોધ ગામડું ન ત્યજે તો પ્રબોધને પણ ત્યજવા તત્પર થાય છે. સદ્‌ભાગ્યે એ ત્યાગ ઊર્મિલ ગામ ને ઊર્મિલ જેઠાકાકા વખતસર અટકાવે છે, અને નાટક સુખાન્ત બને છે. પ્રબોધના ભાવનાનિશ્ચયથી અને લોકલાગણીના દર્શનથી આપણે દ્રવીએ છીએ.

નાટકની સફળતાનો આધાર તેના ચમકદાર કે ભાવવેગી સંવાદ પર છે. એમાં સ્વાભાવિકતાની માત્રા સાચવવાનું કામ કુશળ નટોનું છે. પહેલાં અંકમાં કોલેજની વિનોદી સહિયરો નવીન કોલેજ કન્યાઓનું દર્શન કરાવતી કરાવતી વાતાવરણને પ્રસન્ન રાખે છે. એમાં કોઈ સ્થળે માર્મિક ટકોર પણ આવી જાય છે. મનોરમાને રજની કહે છે, "બહુ વિચાર ન કર. જે પીવું હોય એ મંગાવી લે નહિ તો જે

હશે એય નહિ રહે. તને રંગીન પીણાંનો શોખ છે." નાટકનો પ્રશ્ન અને તેનો ઉકેલ, અર્થાત્ નાટકનું રહસ્ય પણ સંવાદમાં સ્ફુટ થઈ જાય છે. સુલતાનને પ્રબોધ કહે છે, "ચાચા, તમારી આંખો ઉઘાડી દુનિયાની આંખો ઉઘાડવી છે." નાટકને અંતે નાટ્યસંઘર્ષનો મુદ્દો પાત્રો કહે છે :

રજની : વિષ્ટાના કીડાઓને સુગંધ ચખાડવાનો તારો આ પુરુષાર્થ હાસ્યાસ્પદ, બિનજરૂરી અને મૂર્ખતાભર્યો છે. આ ગામ આપણે છોડવું જ રહ્યું.

*　　　　*　　　　*

રજની : અને તું, પ્રબોધ, તું મરી ગયો હોત તો?

પ્રબોધ : તો પણ સુલતાનચાચા જીવતા જ રહેત....અહીંના માણસોનાં દિલ કુમળા છોડ જેવાં છે. જેમ વાળીએ તેમ વળે.

સેવા કરવી હોય એને સેવ્ય તો જોઈએ ને! ગામડામાં દુઃખ છે, દર્દ છે, અજ્ઞાન છે, વહેમ છે, વેર છે, એના જેવું બીજું સેવાનું ક્ષેત્ર શું હોઈ શકે : તેથી તો સેવક માટે ગામડું અક્ષયપાત્ર છે. ત્યાં સેવાના વિષયની ખોટ જ નથી.

પ્રબોધ પોતાના નિશ્ચયને જીરવી શકે છે એ આ નાટકનું ઉત્સાહપ્રેરક તત્ત્વ છે.

*

## જીવનપરિચય

**: ૧ :**

ગામ અને જ્ઞાતિ એક હોય એ હજી સુધી તો આપણા સમાજમાં પ્રત્યક્ષ પરિચયનું બળવાન નિમિત્ત બની શકે એ સ્વીકારવા છતાં શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી — એમના નિકટના વર્તુળમાં બધા એમને વિષ્ણુભાઈ કહે છે — તેમના પ્રત્યક્ષ સમાગમમાં હું પ્રમાણમાં ઘણો મોડો આવેલો. મૅટ્રિક પાસ થયો ત્યાં સુધી માત્ર એટલું સાંભળેલું કે અમારી જ્ઞાતિના "બહુ ભણેલા" બે પ્રોફેસરો સુરતની કૉલેજમાં ભણાવે છે અને બંને માંદા જેવા રહે છે! બહુ ભણવાથી માંદા પડી જવાય છે એવી ટકોર પણ એમાં ખરી! ઇન્ટરમાં ભણતો હતો ત્યારે અમદાવાદના એક છાત્રાલયના મારા સહવાસી, મિત્ર અને વિષ્ણુભાઈના પણ નિકટના સગા શ્રી ચીમનલાલ ત્રિવેદીએ સ્વાભાવિક રીતે જ તેમની થોડીક વાતો કરેલી અને તેથી એમને વિશે મારા મનમાં એક પ્રકારનો કૌતુકમિશ્રિત આદરભાવ પેદા થયેલો. "ભાવનાસૃષ્ટિ" નામે તેમનું પુસ્તક પ્રસિદ્ધ થયેલું છે એમ પણ મે તેમની પાસેથી પહેલી વાર જાણેલું. કદાચ એ જ વર્ષે, એટલે કે ૧૯૩૪ની ઉનાળાની રજાઓમાં ઉમરેઠમાં એક જનોઈ પ્રસગે વિષ્ણુભાઈને નજરે જોવાનો પહેલો અવસર મળેલો. ધોતિયું, લાંબો કોટ, ગોળ કાળી ટોપી—ઉમરેઠમાં ઘણું કરીને તે દિવસોમાં તેઓ ફેંટો બાધતા નહોતા—તેમાં સજ્જ, વયફેરે પણ લગભગ આજે દેખાય છે તેવી જ કૃશ શરીરાકૃતિ. મેં કશી વાત કરેલી નહીં, કશી છાપ સંઘરેલી નહીં, દૂરથી દર્શનલાભ મળેલો, એટલું જ.

અમે થોડાક મિત્રોએ ઉમરેઠમાં "મિત્રમંડળ" નામનુ એક મંડળ રચેલું, તેને આશ્રયે ૧૯૩૫ની ઉનાળાની રજાઓમાં એક જાહેર વ્યાખ્યાન આપવાની વિનંતી કરવા વેરાઈ (વિષ્ણુભાઈ "વારાહી" લખે છે) માતા પાસે માખણવાડામાં આવેલા એમને ઘેર હું મળવા ગયો તે અમારી પહેલી મુલાકાત. વ્યાખ્યાન આપવાની તો એમણે હા પાડી, પણ અમારું ગામ વિસ્તારમાં કંઈ મોટું ન હોવા છતાં ગામમાં ને ગામમા ને તેમા વળી ટૂંકા અંતરમા ઘોડાગાડીમાં બેસીને તેઓ વ્યાખ્યાન આપવા આવ્યા, ઘોડાગાડી ઊભી રખાવી અને તેમા બેસીને પાછા ગયા તેથી અમને વિદ્યાર્થી-યુવકોને ઘણી ભારે નવાઈ લાગેલી. આજે જે મને સમજાય છે—અને એમનાં ઘણાં પરિચિતોને તો આજે પણ જે સમજાતું નથી—તે સમજવા જેટલી નિકટતા કે પકવતા ત્યારે મારામાં નહોતી. પણ આટલી વિલક્ષણતા નોંધાયા છતાં ગૌરવયુક્ત વાણીમાં અપાયેલું એમનુ વિચારપ્રેરક ભાષણ અમને ખૂબ ગમી ગયેલું. વાણીનો પ્રવાહ એકંદરે અસ્ખલિત તોપણ વિચારી તોળીને, જાણે હૃદયના સત્યને સાદ કરતા હોય એમ જરાતરા અચકાઈને, બોલતા વિષ્ણુભાઈ વક્તા તરીકે આંજી નાખતા નથી, પરંતુ એમની સંનિષ્ઠા અને ભાવનાની તેજસ્વિતા, વિચારની ચોકસાઈ અને આકારનો આગ્રહ વાણીને જે ગૌરવ અર્પે છે તેના અસ્પષ્ટરમણીય અનુભવથી ત્યારે હું આકર્ષાયેલો.

૧૯૩૬માં ઉનાળાની રજાઓના ગાળામાં ભાવિક ગામલોકોને ભોળવીને અને વરસાદ સારો વરસશે એવી લાલચ આપીને એક કીર્તનકાર મહારાજે ઉમરેઠમાં યજ્ઞ માટે લખણી કરાવવા માંડેલી. અમારા મિત્રમંડળે તેનો વિરોધ કર્યો અને ગામલોકોને ચેતવણી આપવા એક નિવેદન તૈયાર કર્યું. નિવેદન ઉપર ગામના આગેવાનોની સહીઓ મેળવવાની હતી. આ યજ્ઞ એક ધતિંગ છે એમ અમને મોઢે કહેવા છતાં સહીઓ આપતાં આ સજ્જનોને સંકોચ થતો હતો. અમે વિષ્ણુભાઈ પાસે ગયા. એમણે ખૂબ

ધીરજથી અમારી વાત સાંભળી, નિવેદનનો મુસદ્દો ઝીણવટથી જોઈ ગયા, નિવેદનની ભાષા વખાણી અને ' આપવુ " ના અર્થમા " આલવુ " પ્રયોગ થયો હતો તે વિશે ટકોર પણ કરી કે વ્યાકરણની દૃષ્ટિએ એ ખોટો નહીં હોવા છતા શિષ્ટ વ્યવહારમા એ શબ્દ પ્રયોજાતો નથી પણ સહી કરવામા એમણે લેશ માત્ર આનાકાની કરી નહીં એમની સહીને કારણે બીજાઓની સહીઓ મેળવવાનું અમારું કામ સફળ બની ગયુ એ કહેવાની જરૂર રહેતી નથી

૧૯૩૬ મા બી એ ની પરીક્ષામા હુ ઉત્તીર્ણ થયો અભ્યાસ ત્યા આગળ જ અટકાવી દેવો પડે એવા કૌટુંબિક સજોગો હતા કુટુંબનો નિર્વાહ થાય અને આગળ ભણી શકાય એવો કોઈ માર્ગ હોઈ શકે ખરો ? મારે કોઈનુ માર્ગદર્શન જોઈતુ હતુ વિધિએ મને વિષ્ણુભાઈ સુઝાડ્યા પણ ઓછા પરિચયે અંગત વાત શી રીતે કહેવી એની ભારે મૂઝવણ હતી આખરે મારે જે કહેવુ હતુ તે આવડી એવી ભાષામા મે લખી નાખ્યુ અને પત્ર તેમને પહોચાડ્યો બીજે જ દિવસે એમણે મને એમને ઘેર બોલાવ્યો પ્રેમથી પાસે બેસાડ્યો, એમના માતાપિતા સાથે મારો પરિચય કરાવ્યો અને મને સુરત ભણવા આવવા સલાહ આપી, ત્યા નોકરી મેળવી આપવામા પણ બનતી મદદ પોતે કરશે એમ કહ્યુ અને મારે શુ કરવુ તેની પણ વિગતે સલાહ આપી ઓછામા ઓછા શબ્દોથી આત્મીયતાનો અને ઔદાર્યનો જે માર્મિક અનુભવ આ પ્રસગે તેમણે મને કરાવ્યો તેને મારા જીવનનુ મોઘુ ધન મે ગણ્યુ છે પરિચયની સ્થાન ભૂમિકા વિના મારા જેવા સાધનહીન જુવાન પ્રત્યે એમની નિષ્કામ મમતાનો સ્રોત વહ્યો તેથી માણસ વિશેની મારી શ્રદ્ધા દૃઢતર બની, હુ વધારે આશાવાદી બન્યો, અને આગળ ભણવા માટેના મારા સકલ્પનું ગાભીર્ય પણ સમજ્યો

હુ સુરત ગયો એમ એ મા ગુજરાતી મુખ્ય વિષય લઈને વિષ્ણુભાઈનો વિદ્યાર્થી બન્યો આ દિવસોમા એમની પોતાની તબિયત સારી રહેતી નહોતી અને એમના પત્ની પણ મોટી બિમારીમા સપડાયેલા હતાં આથી રવિવારે લેવાતા એમ એ ના વર્ગો ઘણી વાર પડતા હતા વર્ગ લેવાય ત્યા પણ તેઓ ધીમે ધીમે બોલતા, સ્વાધ્યાયમાથી જે કડિકાઓ પસદ કરી હોય તે વિદ્યાર્થીઓ પાસે વચાવતા અથવા ઉતરાવતા, અને જરૂર સ્થાનોએ વાચન અટકાવીને પોતાને જે કહેવાનું હોય તે કહેતા વર્ગ શરૂ થતા અગાઉ વર્ગની બારીઓ તેઓ બધ કરાવતા શિયાળે કે વગર શિયાળે બહાર જતા પહેલા ગળે મફલર વીંટાળતા, ધીમે ધીમે ચાલીને આવતા, બને પગ એક પગથિયા ઉપર આવી જાય તે પછી જ બીજુ પગથિયુ ચડતા, ( એક સસ્કૃત સુભાષિત અનુસાર અમે વિદ્યાર્થીઓ આને વિદ્વાનનુ *લક્ષણ કહેતા !* ) અને કોલેજથી ઘર બહુ જ પાસે હોવા છતા વર્ગમા આવતાં પહેલા ઑફિસમા બેસીને થોડોક થાક ખાતા અલ્પપરિચિતોને આ બધુ વિચિત્ર તો લાગે જ, પણ તેથીયે વધારે વિચિત્ર તો એ હતુ કે આમ છતા કોઈ પણ વિદ્યાર્થીનો એમની પ્રત્યેનો આદરભાવ ચુકાતો નહીં, અને ક્યારેક વર્ગ બધ રાખવામા આવતા બહારગામથી આવનારા વિદ્યાર્થીઓને ધક્કો પડ્યા જેવુ થતુ તો પણ કોઈ કદી અકળાતુ નહીં કે ટીકા કરતુ નહીં ઊલટુ, અમે વિદ્યાર્થીઓ ભેગા મળીને એમને ઘેર ખબર કાઢવા જતા, આગ્રહ કરીને અમને એ ચા પાતા, અને હીંચકે બેસીને મોટા તકીયો અઢેલીને ધીમી રેમે ઝૂલતા અનેક વિષયો ઉપર અમારી સાથે વાતો કરતા, શુ વચવુ તે કહેતા, દરેકને તેની વિશેષ શક્તિ શામા રહેલી છે તે દર્શાવીને પ્રોત્સાહિત કરતા અને સ્વાધ્યાયમા પ્રેરતા

આ હીંચકે ઝૂલતા આખા વિશ્વ સાથે તેમણે મેળ બાધ્યો છે એ શાની વાસ આવી ? આ કયુ પખી બોલ્યુ ? આ કયુ વૃક્ષ ? એને કઈ ઋતુમા ફળફૂલ આવે ! ક્યારે એના પાન ખરે ? કયા રોગ

ઉપર કઈ દવા અસર કરે? આ બધાનું એમને ભારે કૌતુક અને ખૂબ ઊંડા ઊતરીને આ સર્વની ચર્ચા કરે. વિશ્વની ઘટનાઓની પણ એ જ પ્રમાણે ઊંચી નૈતિક ભૂમિકાએથી ચર્ચા કરે. ચિત્તની ગતિના પ્રમાણમાં શરીરની અગતિકતા એ એમના જીવનનો વિરોધાભાસ છતાં એમનું સૂક્ષ્મ જીવન, એમની સૌન્દર્યાભિમુખતા, અને એમનું સત્યાન્વેષણ ખૂબ વિકસ્યાં છે તેની પ્રતીતિ એમની સાથે વાત કરવાથી થાય છે. આજ સુધી આ સઘળી બાબતમાં હું એમનો વિદ્યાર્થી મટ્યો નથી એનો સગૌરવ એકરાર કરું છું.

અમને વિદ્યાર્થીઓને વર્ગના ઔપચારિક વાતાવરણમાંથી જે નહોતું મળતું તે આવાં મિલનોમાંથી અનાયાસે મળતું હતું. અમારા ચિત્તવિકાસમાં આ વાર્તાલાપનો કેટલો બધો ફાળો હશે તેનું માપ કાઢવા હું અસમર્થ છું. આ અનુભવ, પ્રત્યક્ષ ગુરુશિષ્ય સંબંધની ઉપકારકતાની આવી મધુર પ્રતીતિ મને એકલાને થઈ નથી. અધ્યાપક વિષ્ણુભાઈની વત્સલતા અને પ્રેરકતાનો અનુભવ કરનારા વિદ્યાર્થીઓની પણ અનેક પેઢીઓ રચાઈ હોવાથી થોડોક વિસ્તાર કરીને મારે નિમિત્તે સૌનો અનુભવ આમાં સમાવવા મેં પ્રયત્ન કર્યો છે.

અમારી મર્યાદાઓ અને ધૃષ્ટતાઓનો પાર નહીં હોય. અરે, ઘણાંની ઘણી મર્યાદાઓ એમની નજરે ચડી હોવી જ જોઇએ, પણ આટલાં બધાં વર્ષો થયાં વિષ્ણુભાઈને ઊંચે સાદે કોઈને ઠપકો આપતા સાંભળ્યા નથી. મૃદુતાથી, શાન્ત સમજાવટથી, લાક્ષણિક હાસ્યવૃત્તિથી, અનાગ્રહી મૃદુ ટકોરથી જો કામ સરતું હોય તો ઉગ્ર થવાની શી જરૂર? સામાના કૂણા વ્યક્તિત્વને રખેને આઘાત થશે, એની નાગરતાયુક્ત સાવધાની એમણે હમેશાં રાખી છે. એ એમનો સ્વભાવ જ બની ગયો છે. ભાવાત્મક રીતે કહીએ તો સામાના વ્યક્તિત્વ માટેની એમની આદરવૃત્તિ એમના પરિચયને અનવગીત બનાવે છે અને એમને ફરી ફરી મળવાનું આકર્ષણ જન્માવે છે.

: ૨ :

૧૮૯૯ના જુલાઈની ૪થી તારીખે એટલે કે સંવત ૧૯૫૫ના જેઠ વદ બારસે વિષ્ણુભાઈનો ઉમરેઠમાં જન્મ. એમના પિતાનું નામ રણછોડલાલ અને માતાનું નામ જેઠીબાઈ. માબાપનું તેઓ એકનું એક સંતાન હતા. મોસાળ અને બાપીકા વારસાની અસર એમના જીવનમાં ઠીક પ્રમાણમાં જોઈ શકાય છે. એમના પ્રપિતામહ એક દુકાને ગુમાસ્તાગીરી કરતા અક્ષરો અને અક્કલ બન્ને ઘણાં સારાં, તેથી તલાટી થવા માટે સામેથી કહેણ આવેલું, પણ પરદેશી સરકારની નોકરી, ગુલામગીરી, સ્વીકારવાની એમણે ના પાડેલી. એમના માતામહ હરિપ્રસાદ ભટ્ટ અત્યંત હેતાળ અને અત્યંત બહાદુર પુરુષ હતા શિયાળાની એક રાતે સાપ ઉપર પગ આવી જતાં સાપ એમને ડસેલો ત્યારે પણ જરા પણ હરબડી ગયા વિના એક તાપણું સળગતું હતું ત્યાં જઈ ને એમણે ડખવાળા ભાગ ઉપર પોતાને હાથે ધગધગતો કોલસો ચાંપીને અરાડી રાખેલો. છેક હાડકાં સુધીનો ભાગ આ પ્રમાણે દાઝી જવાથી સાપનું ઝેર તો ચડ્યું નહીં પણ એ ભાગ પાકતાં છએક મહિના સુધી એ રીબાએલા. બળિયાના ઉપદ્રવમાં પોતાનાં બે સંતાનો ખપી ગયાં તો ભલે પણ પોતાની દીકરીનો એકનો એક ભાણો ઊગરી ગયો તેટલાથી એમણે આશ્વાસન માનેલું. એવું એમનું વાત્સલ્ય અને એવી એમની ધૃતિ. આ ધૃતિ અને વાત્સલ્યનો વારસો વિષ્ણુભાઈને પણ અપરંપાર મળ્યો છે

માબાપનુ એકનુ એક સંતાન હોવાથી વિષ્ણુભાઈ મચવાયા ખૂબ હતા તેમ છતા એક વાર માતાની સાથે એક ઊંચી બારીએથી એ પડી ગયા હતા, પણ બચી ગયા હતા બોરસદની પ્રાથમિક શાળામા ભણતા હતા ત્યાર એમના માતાને અને એમને પોતાને પ્લેગની ગાંઠ નીકળેલી, એવુ એમને સ્મરણ છે નાનપણમા તેમજ ૧૯૦૨મા એમને ટાઈફોઈડ પણ થયો હતો આ બધા પ્રસંગોમાથી ઊગરી જવા છતા એની થોડી ઘણી અસર એમના ઉપર રહી જવા પામી છે ખાસ કરીને ટાઈફોઈડની હૃદય ઉપર કાયમની અસર રહી ગઈ છે

આજે કદાચ કોઈ નહીં માને છતા એ હકીકત છે કે વિષ્ણુભાઈએ કોલેજકાળમા અને તે પછી પણ સાઈકલનો ઉપયોગ કર્યો હતો અને ટેનીસની રમતના એ અચ્છા ખેલાડી હતા ક દ ડા વિગેના લેખમા દલપતરામ પોતની સાથે ટેનીસ રમતા આવ્યા હોય એવુ કલ્પવાનુ એમને અમસ્તુ સૂઝયુ નથી સુરતની કોલેજમા અધ્યાપક થયા પછી પણ એ ખૂબ ટેનીસ રમતા અને પ્રિ ગાડગીળ અને આચાર્ય કાળિદાસ દેસાઈ પછી ટેનીસના અધ્યાપક ખેલાડી તરીકે એમનો નંબર ગણાતો

વિષ્ણુભાઈએ ગઠિયાઓને પડકાર્યા હતા અને એમનો માર ખાધા હતો એ પણ અત્યાર માન્યુ જાય ખરુ? અમદાવાદની ગુજરાત કોલેજમા ભણતા હતા તે દિવસોમા એક રાત્રે નડિયાદમાં સ્ટેશનેથી ઘેર જતા કચેરી આગળ ગઠિયાઓને લૂટ કરવાનો પ્રયત્ન કરતા એ જોઈ ગયા પરિણામનો ખ્યાલ કર્યા વિના લાગની એમનાથી 'ચોર! ચોર!' ની બૂમો પડાઈ ગઈ, અને મદદ આવે તે પહેલા તો ચોરોએ એમના પર હુમલો કર્યો અને બેભાન થઈને તેઓ રસ્તા ઉપર ઢળી પડ્યા

આજે પણ લાભહાનિના ડાપણભર્યા ખ્યાલોથી બીજાઓ ચૂપ રહેવાનુ પસંદ કરે તેવા પ્રસંગોમા, પછી એ મુશાયરાઓનો પ્રશ્ન હોય કે અદ્યતન કવિતાના રસારવાદનો પ્રશ્ન હોય, ડાંગનો કે ડુંગરપુર વાંસવાડાનો કે પૂર્વ ખાનદેશના ગુજરાતીભાષી તાલુકાઓનો પ્રશ્ન હોય અથવા અંગ્રેજી યા હિંદી વિરુદ્ધ ગુજરાતીનો પ્રશ્ન હોય પણ દબાયા કે ડરાયા વિના પોતાનુ વક્તવ્ય સ્પષ્ટ રીતે તેઓ પ્રગટ કરે છે

: ૩ :

પિતામહ પ્રાણનાથ ત્રિવેદી અને માતામહ હરિપ્રસાદ ભટ્ટ દલપતરામ અને મહીપતરામની અસર હેઠળ આવેલા પ્રાથમિક શાળાના મુખ્ય શિક્ષકો હતા પિતૃપક્ષે અને માતૃપક્ષે આવા વિદ્યારસિક શિક્ષક પૂર્વજો મળેલા હોવાથી વિષ્ણુભાઈમા વિદ્યાપ્રેમના બીજ નાનપણથી જ રોપાયેલા તેમનાં માતાપિતા પણ સાહિત્યરસિક હતા અને એમના એક પુત્રને ભણાવવા માટેનો આગ્રહ પણ બન્નેને ખૂબ હતો પોતે ઝાઝુ ભણેલા નહીં છતા તેમનાં માતાને ઘણુ પ્રાચીન સાહિત્ય કંઠસ્થ હતુ એથી સાત્ત્વિક સાહિત્યના સંસ્કારો માતાદ્વારા નાનપણથી જ વિષ્ણુભાઈને મળેલા એમના પિતાએ મેટ્રિક પાસ કરેલી અને મહેસૂલી ખાતામા તેઓ કારકુન હતા એમની બદલીઓ થતી રહેતી તેથી ભણવા માટે બોરસદ, ઠાસરા, કપડવંજ, નડિયાદ એમ અનેક જગાએ વિષ્ણુભાઈને પણ બદલીઓ કરવી પડેલી આ કાળના બેત્રણ શિક્ષકોનો, ખાસ કરીને મહુધાવાળા અંબાલાલ દેસાઈ નામના શિક્ષકનો એમના માનસિક ઘડતરમા ઘણો મોટો ફાળો છે એટલા જૂના દિવસોમા પણ આ શિક્ષક પ્રત્યેક વિદ્યાર્થીની ખાસિયતની નોંધ રાખતા, વિદ્યાર્થીઓને ઘેર બોલાવતા અને પ્રોત્સાહન આપતા, વિદ્યાર્થીની નાની મોટી સિદ્ધિની તારીફ કરીને ગાંઠને ખરચે એને ભેટ આપતા, વિદ્યાર્થીવિદ્યાર્થીનુ તારતમ્ય કેવળ માર્ક ઉપર નહીં પણ સમગ્ર ગુણવત્તાને આધારે કરતા અને બધા કામ ઉપર રહી વિદ્યાર્થીઓ સાથે પત્રવ્યવહાર કરતા રહેતા હતા, સ્ટેજ ધાક કે

અપમાનથી ઘવાઈ જનાર વિષ્ણુભાઈને હૂંફ આપવામા અને આગળ વધારવામા આ શિક્ષકનો ફાળો ઘણો મોટો છે એ વાતનુ વિષ્ણુભાઈ આજે પણ પ્રેમથી અને કૃતજ્ઞતાથી સ્મરણ કરે છે "વિદેહ ગુજરાતી સાક્ષરો" અને "સરસ્વતીચંદ્ર" (પહેલો ભાગ) એ બે પુસ્તકો વિષ્ણુભાઈએ પોતાના શિક્ષકો પાસેથી ભેટ તરીકે મેળવેલા અને ગોવર્ધનરામની કૃતિઓના અભ્યાસનો બીજનિક્ષેપ પણ આ રીતે થયેલો

વિષ્ણુભાઈનુ વિદ્યાર્થીજીવન તેજસ્વી હતુ ૧૯૧૬ મા નડિયાદ હાઈસ્કૂલમાથી એમણે મેટ્રિકની પરીક્ષા પાસ કરી બીજી "ભાઉસાહેબ સ્કૉલરશિપ" મેળવી આગળ અભ્યાસ માટે ગુજરાત કૉલેજમા તે જ વર્ષે તેઓ દાખલ થયા એમની સ્વાશ્રયશીલતાની વડીલો ઉપર એટલી ઊંડી છાપ હતી કે પુત્રને ભણાવવાના આગ્રહી પિતાએ પોતાની કમાણીમાથી બચાવેલા એક હજાર રૂપિયા તેમને નામે બેંકમા મૂકીને કહેલુ કે "જેમ જેમ જરૂર પડે તેમ તેમ આમાથી ઉપાડજે" કૉલેજના ચારે વર્ષ તેઓ વિદ્યાર્થી શબ્દના સાચા ને પૂરા અર્થમા વિદ્યાર્થી જ રહ્યા કૉલેજકાળ દરમ્યાન આચાર્ય આનંદશંકર ધ્રુવના પ્રમુખપદે "સરસ્વતીચન્દ્ર" ગ્રન્થ ઉપર અંગ્રેજીમા વ્યાખ્યાન આપીને પોતાની વિવેચનશક્તિનો એમણે પહેલો જાહેર પરિચય કરાવ્યો કૉલેજના વિદ્યાર્થીઓ માટે ગુજરાતી સાહિત્યના અભ્યાસની યોજાયેલી પરીક્ષામા એમણે રૌપ્યચન્દ્રક મેળવેલો અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ (હાલની ગુજરાત વિદ્યાસભાએ) યોજેલી એ જ વિષયની પરીક્ષામા પણ તેઓ પ્રથમ આવેલા નડિયાદ ભણતા હતા તે દિવસોમા થોડાક ઉત્સાહી વિદ્યાર્થીઓએ સમાજ, રાજકારણ અને સાહિત્ય વગેરે વિષયોની ચર્ચા કરવા માટે "સાત ભાઈઓનુ મડળ" નામે એક ખાનગી મડળ રચેલુ તેમા વિષ્ણુભાઈ અગ્રેસર હતા વધુ અભ્યાસ માટે વિષ્ણુભાઈ સમેત આ મડળના સભ્યો જ્યારે નડિયાદથી અમદાવાદ આવ્યા ત્યારે સાબરમતીની રેતીમા તેની બેઠકો ભરાવા લાગી આ મડળની ચર્ચાઓને પરિણામે વિષ્ણુભાઈની બુદ્ધિ એકદેશીય ન રહેતા અનેકદેશીય બની કેળવણી, રાજકારણ, સમાજ, ધર્મ વગેરે અનેક વિષયોને અનુલક્ષીને ગભીર પર્યેષક બુદ્ધિથી એમણે સમગ્રપણે જીવનમીમાંસા કરેલી છે, તેનુ મૂળ આ અને આવી બૌદ્ધિક પ્રવૃત્તિઓમા રહેલુ હોવુ જોઈએ

વિષ્ણુભાઈના પ્રિયમા પ્રિય અધ્યાપક આચાર્ય આનંદશંકર ધ્રુવ હતા એમનો સપર્કલાભ એમને પ્રમાણમા ઓછો મળેલો અને પ્રજ્ઞા અને શીલની એ મૂર્તિને એમણે દૂરથી જ આરાધેલી તેમ છતા બી એ મા દોઢેક વર્ષ સુધી એમની પાસે ભણવાનો લાભ વિષ્ણુભાઈને મળ્યો હતો ખરો આચાર્ય ધ્રુવને કાશી જવાનું થયુ ત્યારે વિષ્ણુભાઈને એ બહુ જ વસમુ લાગેલુ આચાર્ય ધ્રુવને શિષ્યો અનેક હતા પરતુ વિદ્યાતપ પૂરતા વિષ્ણુભાઈને માટે એ પૂરા અર્થમા આચાર્ય બની રહેલા એમની જીવનદૃષ્ટિમા, અને વૈચારિક ઉપક્રમોમા પણ આચાર્ય ધ્રુવનો પ્રભાવ સારો એવો છે ગોવર્ધનરામને અને આનંદશંકરને વિષ્ણુભાઈની વિચારયાત્રાના ભોમિયાઓ જરૂર ગણી શકાય

કોલાહલવાળી પ્રવૃત્તિઓ વિષ્ણુભાઈ આમ તો સ્વભાવથી જ ટાળતા આવ્યા છે, પરતુ પિતામહની સ્વાતંત્ર્યપ્રિયતાનો અને પરચક્ર પ્રત્યેના સ્વાભાવિક અણગમાનો વારસો એમને મળેલો તે જોર કર્યા વિના રહે ખરો ? ૧૯૧૮મા જૂનિયર બી એ મા ભણતા હતા ત્યારે ગુજરાત કૉલેજમા રોબર્ટસન પ્રિન્સિપાલ હતા, અને મુબઈના ગવર્નર સિડનહામનુ પૂતળુ ખુલ્લુ મૂકવાનો સમારભ યોજાયો હતો વિદ્યાર્થીઓએ આ સમારભનો વિરોધ કરવાનો નિર્ણય કર્યો પ્રિન્સિપાલને અગાઉથી આની ગધ આવી ગયેલી હોવી જોઈએ તેથી સમારભમા જેઓ હાજર નહી રહે તેમની શિષ્યવૃત્તિઓ રદ કરવામા આવશે એવી નોટીસ કાઢવામા આવેલી વિષ્ણુભાઈ કૉલેજ હોસ્ટેલમા રહીને ભણનારા 'સ્કૉલર" હતા, પણ તેમની હોસ્ટેલમા રોજ

આવીને વિદ્યાર્થીઓને પોતાની વાતોથી અને ચર્ચાઓથી આકર્ષનાર એક જુવાનથી એ એટલા બધા પ્રભાવિત થયેલા કે સમારંભનો વિરોધ કરવાનું જાહેરનામું વિષ્ણુભાઈની ઓરડીમાં જ ઘડાયું, અને કૉલેજના નોટીસબોર્ડ ઉપર મિત્રો સાથે એ ચોડી આવ્યા પણ વિષ્ણુભાઈ. "બૉમ્બે ક્રૉનિકલ'માં આ જાહેરનામું પ્રસિદ્ધ પણ થયેલું. પ્રિન્સિપાલની સાફ ધમકી છતાં પચ્ચીસ જેટલા સિંધી વિદ્યાર્થીઓ સિવાય કૉલેજના એક પણ વિદ્યાર્થીએ આ સમારંભમાં હાજરી આપી નહોતી એ તે દિવસો માટે નોંધપાત્ર ઘટના ગણાય.

૧૯૨૦માં સંસ્કૃત અને અંગ્રેજી સહિત બી. એ.ની પરીક્ષામાં વિષ્ણુભાઈ પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થયા અને ગુજરાત કૉલેજમાં દક્ષિણા ફેલો નિમાયા. થોડાક અઠવાડિયા માટે ગુજરાત કૉલેજમાં એમને લેક્ચરરશિપ પણ મળેલી. કુટુંબનો આનંદ અવર્ણનીય હતો.

બી. એ. થયા પછી ફેલો ન થવાય તો એમનો વિચાર મુંબઈ જઈને કાયદાનો અભ્યાસ કરવાનો હતો. પરંતુ એમના પિતાની ઇચ્છા કૉલેજમાં અધ્યાપક ન થવાય તો તેઓ મહેસૂલી ખાતામાં જોડાય અને મામલતદાર થાય એવી હતી. વિધિએ વિષ્ણુભાઈનો સાહિત્ય સાથેનો સંબંધ અતૂટ રહે એવી ત્રીજી યોજના નિર્મી રાખી હોવાથી, ૧૯૨૧નું વર્ષ બેસતાં બી. એ. થયેલા વિષ્ણુભાઈને સૂરત કૉલેજે બોલાવી લીધા, અને ૧૯૨૩માં એમ. એ. થયા પછી સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના તેઓ આજીવન સ્વયંસેવક બન્યા. નિવૃત્ત થતા સુધી અને નિવૃત્ત થયા પછી પણ અનન્ય નિષ્ઠાથી સોસાયટીને તેમણે પોતાની સેવાઓ અર્પી છે અને અધ્યાપક તરીકે તેમ જ વિવેચક તરીકે ગોવર્ધનરામે "સાક્ષરજીવન'માં નિરૂપેલું સાક્ષરજીવન તેમણે ગાળ્યું છે. "પ્રવાહ, તટ અને પ્રવાહનો ગુણાનુરાગી સાક્ષર સાક્ષી – એ ત્રિપુટીના સંયોગથી સાક્ષરજીવન આવિર્ભાવ પામે છે. એ સંયોગવાળું જીવન એ જ સાક્ષરજીવન, એ જ contemplative life, એ જ literary life, એ જ philosopher's seclusion, એ જ scientific menની laboratoryમાંનું જીવન, એ જ ઘરપુરથી ભરેલી કોટડીમાં નૈયાયિકનું જીવન, એ જ યોગીનો યોગ અને એ જ વેદાન્તનું સ્વાનુભૂતિજીવન.'

: ૪ :

૧૯૧૫માં હજી મેટ્રિકની પરીક્ષા પણ નહોતી આપી તે પહેલાં વિષ્ણુભાઈનું લગ્ન ઉમરેઠમાં જ થયું હતું. આ એમના પ્રથમ લગ્નથી મળેલા પત્નીનું નામ તારામતી. પ્રાણશંકર મહેતા'હતું. આ લગ્નથી બે સન્તાનો થયેલાં. ૧૯૨૬ના સપ્ટેમ્બરમાં પોતે સૂરત હતા અને તેમનાં પત્ની અને બાળકો નડિયાદમાં હતાં, તે ગાળામાં થોડે થોડે અંતરે બંને બાળકોને ઊંટાંટિયું થયું. બાળકોને તો ઊંટાંટિયું થાય, મટી જશે, કરીને સ્વજનોએ એમને સૂરત જવા દીધા. પણ દૈવનું કરવું તે બંને બાળકો થોડા દિવસના અંતરે અવસાન પામ્યાં. બંને બાળકો ચાલ્યાં જતાં વિષ્ણુભાઈના કોમળ હૃદયને ભારે આઘાત લાગ્યો અને ૧૯૨૭ના જાન્યુઆરીમાં આઘાતથી ક્ષુબ્ધ થયેલું ચિત્ત ભાંગી પડ્યું. માતાપિતા અને વડીલ મામા — જેઓ દાક્તર છે — તેમની કુશળ માવજતથી અને પોતાની પણ ધૃતિથી એમણે થોડે વખતે સ્વાસ્થ્ય તો પ્રાપ્ત કર્યું પણ પોતાનું શરીર અને ચિત્ત કેટલો બોજો ખમી શકે એમ છે તેનું માપ કાઢીને પોતે વર્તે તો જ બંનેને જાળવી શકાય એમ છે તે આ દિવસોમાં પોતે બરાબર પામી ગયા. ત્યાર પછી પણ nervous breakdown જેવો અનુભવ એમને સમયે સમયે થતો રહેલો હોવાથી આ બાબતમાં એમને હમેશ સાવધ રહેવું પડ્યું છે. જેઓ એમના નિકટ પરિચયમાં આવ્યા ન હોય

તેઓ આને એમનું વિચિત્ર દૌર્બલ્ય ગણીને હસી રહે એ સ્વાભાવિક છે. વિષ્ણુભાઈ પોતે પણ સાક્ષીભાવે વારંવાર પોતાને હસી રહે છે! પણ આ પણ વિધિ સામે હૃદયના બળની જ ટકરામણ છે એ કેટલા સમજી શકે?

હજી વમમાં દુઃખો વિધિએ નિર્મેલાં હતાં. ૧૯૩૩ માં તારામતીનું અવસાન થયું. એનો આઘાત જીરવવો કઠણ હતો. બાળકોને આગળ મોકલીને તારામતી વિદાય થતાં ભર્યું જીવન શૂન્ય બની ગયું.

ઈ. સ. ૧૯૩૪ માં શ્રી શાન્તાગૌરી માણેકલાલ ભટ્ટ સાથે વિષ્ણુભાઈ ફરીવાર લગ્નગ્રંથિથી જોડાયા વયમાં નાનાં છતાં અસાધારણ હૃદયબળ, સ્વભાવની પ્રસન્નતા અને દોડીને કામ કરવાની સ્ફૂર્તિ ધરાવનારાં, પોતાની જવાબદારીઓનો બોજ વહેવાને પૂરેપૂરાં સજ્જ, એવાં શાન્તાબહેન વિષ્ણુભાઈના જીવનમાં સર્વત્ર વ્યાપી ગયાં છે અને કુટુંબમાં સૌની પ્રીતિ સંપાદન કરી છે. આ બીજા લગ્નથી તેમને એક પુત્રીરત્ન પણ પ્રાપ્ત થયું છે — ચિ. વસન્તિકા.

: ૫ :

૧૯૨૪ માં 'ભાવનાસૃષ્ટિ' પ્રગટ થઈ અને સ્વાધ્યાયના ફલરૂપ વિવેચનલેખો અંતરે અંતરે પ્રસિદ્ધ થતા ગયા તો પણ ૧૯૨૬ થી ૧૯૩૬ સુધીના દશકામાં જે આઘાતો આવ્યા તેમાં શરીરમનને ટકાવવાનો પુરુષાર્થ શારદોપાસનાને ભોગે જ થઈ શકેલો. છતાં, વિવેચનક્ષેત્રે વિષ્ણુપ્રસાદ એટલે ધર્મનો કાંટો, એ પ્રતિષ્ઠા તો આટલે આવતાં બંધાઈ ચૂકી હતી વિવેચ્ય વિષયનુ અનુશીલન, અભિરુચિની સૂક્ષ્મતા, તાટસ્થ્ય નિર્ભયતા, ગૌરવ અને શૈલીની ચારુતા — આ ગુણોએ સાહિત્યરસિકોને ક્યારનાએ આકર્ષ્યા હતા. પણ ૧૯૩૮ પછી એમની વિવેચનસાધના વ્યવસ્થિત, સ્વચ્છ અને એકાગ્ર બની છે.

૧૯૩૯ માં એમના વિવેચનલેખોનો પહેલો સંગ્રહ 'વિવેચના' નામે પ્રસિદ્ધ થયો. ૧૯૩૯ ના ગ્રંથસ્થ લલિત વાઙ્મયની એમની સમીક્ષા ગુજરાત સાહિત્ય સભાએ ૧૯૪૦ માં પ્રગટ કરી. ૧૯૪૬ માં મુંબઈ યુનિવર્સિટીની ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં 'અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય' એ વિષય ઉપર તેમણે વ્યાખ્યાનો આપ્યાં તે પુસ્તક રૂપે ૧૯૫૦ માં પ્રસિદ્ધ થયાં. ૧૯૪૯ માં એમને પચાસ વર્ષ પૂરાં થયાં એ પ્રસંગના સંભારણારૂપે વિદ્યાર્થીઓ અને મિત્રોના પ્રેમભાવે "પરિશીલન" નામે એમના વિવેચનલેખોનો બીજો સંગ્રહ પ્રસિદ્ધ કર્યો. ત્યાર પછી અનેક વિષયો ઉપર ગુજરાતીમાં અને કયારેક અંગ્રેજીમાં છૂટક છૂટક લેખો તેઓ લખતા જ રહ્યા છે. ૧૯૬૦ ના વર્ષમાં ગુજરાત યુનિવર્સિટીની ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી વ્યાખ્યાનમાળાના પહેલા વ્યાખ્યાતા તરીકે ગોવર્ધનરામ વિશે તેમણે આપેલાં વ્યાખ્યાનો થોડાક સમયમાં પુસ્તકરૂપે પ્રસિદ્ધ થશે ત્યારે વિષ્ણુભાઈએ પોતાના વિદ્યાર્થીકાળથી આરંભેલા ગોવર્ધનરામના પરિશીલનનું ઉત્કૃષ્ટ પરિણામ ગુજરાતી વાચકોને સુલભ બનશે.

વિષ્ણુભાઈનો સાહિત્યફાલ પ્રમાણમાં ઓછો લાગે પણ ગુણવત્તામાં તેવો નથી એ ગુજરાતમાં સૌ કોઈ પ્રમાણે છે. અંગ્રેજી અને સંસ્કૃત ભાષાની ઉત્તમ સાહિત્યકૃતિઓથી, ગુજરાતી ભાષા-સાહિત્યના સર્વાંગી પરિશીલનથી, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસથી એમના જીવનનો ચેતોમય વિકાસ સધાયો છે. આપણી પ્રજાના સંસ્કારઅંગે પણ ભાવપૂર્વક તેમની આ સિદ્ધિઓની કદર કરી છે. સાંસ્કૃતિક સિદ્ધિની કદર કરવા માટે ગુજરાતમાં હજી સુધી અદ્વિતીય રહેલો રણજિતરામ સુવર્ણચંદ્રક ગુજરાત સાહિત્ય સભાએ ૧૯૪૪ ના વર્ષ માટે તેમને અર્પણ કર્યો હતો ગુજરાતી સાહિત્ય પરિષદે ૧૯૪૧ માં

ઝવેરીમાં મળેલા અધિવેશનના ભાષા-વિજ્ઞાન વિભાગનું પ્રમુખપદ તેમને આપેલું અને ૧૯૪૯ના જૂનાગઢ અધિવેશનમાં સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે તેમની વરણી થયેલી. ગુજરાત યુનિવર્સિટીના સ્થાપનાકાળથી તેની સેનેટના અને એકેડેમિક કાઉન્સિલના તેઓ સભ્ય રહેલા છે અને ગુજરાતીની અભ્યાસસમિતિના પણ અધ્યક્ષ રહેલા છે. સૂરતની નર્મદ સાહિત્યસભાના તેઓ પ્રમુખ છે અને રાષ્ટ્રીય સાહિત્ય સંસ્થા 'સાહિત્ય અકાદમી'ના પણ તેઓ સભ્ય છે. અધ્યાપક તરીકે તેમણે ઔપચારિક નિવૃત્તિ મેળવેલી હોવા છતાં વિદ્યાકાર્યમાંથી તેઓ નિવૃત્ત થયા નથી. ગુજરાતી આદિ વિષયોના ઉચ્ચ અભ્યાસ માટે સાથી અધ્યાપકોના સહકારથી તેમણે જે પ્રવૃત્તિ ઊભી કરેલી તે જ ચૂનીલાલ ગાંધી વિદ્યાભવનમાં પરિણમેલી અને હવે અનુસ્નાતક સંશોધન સંસ્થા તરીકે ગુજરાત યુનિવર્સિટીએ તેને માન્ય પણ કરી છે. વિષ્ણુભાઈ આ વિદ્યાભવનના માનાર્હ અધ્યક્ષ છે. દક્ષિણ ગુજરાતના સંસ્કારકેન્દ્ર સૂરતની સાંસ્કારિક પ્રવૃત્તિઓમાં વિષ્ણુભાઈ એવા સમરસ બની ગયા છે, કે સૂરત એટલે વિષ્ણુભાઈ, એવું સમીકરણ ઘણાના ચિત્તમાં બેસી ગયું છે.

: ૬ :

હું નિષ્ફળ કવિ છું એવું વિવેચક વિષ્ણુભાઈએ એક સ્થળે નોંધ્યું છે. સામાન્ય રીતે પોતાને વિશે જાહેર એકરારો કરવાની એમને આદત નથી, તેમ જ નિષ્ફળ કવિ સફળ વિવેચક બની શકે અથવા તેથી ઊલટું, એવી પૂર્વગ્રહમય સૂક્તિને પણ તેઓ ગાંઠે એમ નથી. આ નિર્દય આત્મકથન પાછળ આત્મપરીક્ષણ રહેલું છે. 'ભાવનાસૃષ્ટિ' પ્રગટ થઈ ત્યાં સુધી વિષ્ણુભાઈએ કવિતા, વાર્તા સર્જનાત્મક નિબંધ વગેરે સ્વરૂપો સિદ્ધ કરવાનો માનસિક વ્યાયામ કરેલો. પણ કાવ્યની છંદોમય આકૃતિની આરાધના છોડી દેવાનો નિર્ણય તેમણે ઘણો વહેલો લીધેલો. તેથી એ કંઈ કવિ મટ્યા નથી. છેક હમણાં તેમણે અંગ્રેજીમાં લખેલાં થોડાંક કાવ્યોમાં પણ ઊંચી કવિતા રહેલી છે. પરંતુ એમના ગદ્યમાં જુદા ઘણી વાર કવિતા પ્રગટે છે. કવિ અને વિવેચકમાં વિવેચક અને કવિનો વાસ ન હોય એવું તો બનતું જ નથી. "અનુભાવના' શીર્ષકે અપાયેલા એમના વ્યાખ્યાનમાંથી નીચે ઉતારેલો ગદ્યટુકડો એમની ઉચ્ચ અભિરુચિનો, એમની શૈલીની તેજસ્વિતાનો અને એમના ગદ્યમાં નિતરતી કવિતાનો પણ આસ્વાદ કરાવશે.

મારો દૃષ્ટિદોષ હોવા બહુ સંભવ છે, પણ મને તો, કોના બોલ ને ધ્યાના ને પરચો ક્યાં પડ્યો? રસભર, જેવું થય છે વર્ડ્ઝવર્થ રવીન્દ્રનાથમાં. રામમોહનરાય, ગોવર્ધનરામ, ટાગોર, ગાંધીજી, બાઈબલ, ઉપનિષદ, કેન્ટ, માર્ટિનો, કેર્ડ, માર્ક્સ, શ્રી અરવિંદ—આ આપણા કવિઓના પ્રેરણાના ધામ છે. સર્વગ્રાહી અને સ્થિરધૃતિ જીવનદર્શન એક નાનાલાલમાં જણાય છે. પણ તેય ગોવર્ધનરામની શાખાપ્રશાખા જેવું છે. પ્રેરણાનું ધામ પોતે બને એવો આપણો મહાકવિ ક્યાં છે? હું જાણું છું. મૂલ્યો બદલાયાં છે. કવિતાકળા કરતાં નવલકથાનું પાત્ર જીવનદૃશ્ય અને વિભાવન એને ઝીલવા વધારે અનુકૂળ, લોકપ્રિય અને તેથી તો વિશેષ અનુકૂળ, લાગ્યું છે. અને જે સૌથી મોંઘામૂલો માનવ હોય, દેવના અવતાર જેવો તો તે રાજપુરુષ છે! પછી આવે અર્થશાસ્ત્રી, પછી વહેપારદક્ષ પછી યંત્રનિષ્ણાત અને વિજ્ઞાની. આમ છતાં આપણો કવિ લાચાર નથી બન્યો, દીન અને તુચ્છ નથી બન્યો. એ જ મને કવિતાના ભવિષ્ય માટે મોટું આશાચિહ્ન લાગે છે. હું કવિને સ્મરણ કરાવું છું કે આ બે વર્ષનો ભારતનો ઇતિહાસ તો દસ મહાભારત લખાવે એવડો છે. આ ગાંધીજીનું જન્મ મૃત્યુ નગાધિરાજ ડોલે ને સાત સમુદ્ર ગાય એવું કવિતાભર્યું છે. બીભત્સતા, ભીષણતા, ભયાનકતા, ક્રૂરતા, નીચતા, સ્વાર્થ અને વિલાસ સામે ઉચ્ચ માનવતા, સત્ય ને સંયમ ઝઝૂમી રહ્યાં છે. એક ક્રૌંચયુગલના વધનિમિત્તે રામચરિત પ્રગટ્યું. લાખ લાખ કુટુંબ હાલી રહ્યાં છે ને કોઈ મહાકવિનો કંઠ નહિ ફૂટે? હું ચારે કોર જોઉં છું. આ ઉપાધિઓને લઈ આવતાં પંખીઓના ગાન વનોપવનમાં સંભળાય છે ને હું પર્યુત્સુક બનું છું. આ સંધ્યાની જવનિકા સામે નું ખીમાં સુરખી રેખા

અને વાયુ સાથે ડોલતા અસંખ્ય કમળો જોઉં છું ને મારું હૃદય નાચી ઊઠે છે હું સુંદર બનું છું આ શનિ
ખેડતા અસંખ્ય તારાઓ મને નોતરે છે ને તેમની સાથે અંધારી કેડીઓમાં હું રમતું છું હું સાહસ પલાણું
છું છતાં હું શોધું છું ચન્દ્ર ને સૂર્ય. મારે ગંગાના પ્રવાહમાં ઝીલવું છે. ઉમાશંકર અને સુન્દરમ્ ઉપર હું મીટ
માંડું છું. તેમના સત્ત્વ તો નકારશો તો મારે કદાચ એક આખી પેઢી વાટ જોવી પડશે પ્રાચીન સદર્શ ફેરવીને હું
કવિને કહું तव हृदये हृदय मे अस्तु। बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यम्। नियुनक्तु मह्यम्।

એવો જ એક બીજો એકરાર પણ નોંધું છું :

'સેઈન્ટ્સબરીએ એક ઓછા પ્રસિદ્ધ વિવેચક જ્યોર્જ બ્રિમ્લીનો તોલ કર્યો છે, તેમાં જાણે મારી
છબિ હોય એમ આછું આછું લાગે છે :

The writer was apparently able to devote his not unhappy life without let or hindrance other than of feeble health to literature, he was unhampered by any distracting desire to create, he could judge and enjoy with that almost uncanny calmness which often results in happy dispositions from the beneficent effect of the mal physique, free from the aggravation of the mal moral He has idols but he breaks away from them, if he does not quite break them He puts no other in their place, as Arnold did too often, and like Dryden he never goes wrong without coming right."

એક મિત્રે કહ્યું કે આ એકરારથી વિષ્ણુભાઈએ પોતાની જાતને અન્યાય કર્યો છે અમુક
અંશે આ અભિપ્રાય સાથે હું મળતો થાઉં. જેમકે, ગુજરાત પૂરતી જ્યોર્જ બ્રિમ્લી સાથે પ્રસિદ્ધિની
બાબતમાં વિષ્ણુભાઈની સરખામણી ન કરી શકાય તે જ પ્રમાણે સર્જનાત્મક સાહિત્ય સરજવાની
ઇચ્છાની કોઈ પજવણી વિષ્ણુભાઈને થઈ નથી કે થતી નથી એમ પણ છેક નહીં કહી શકાય તેમ
છતાં બ્રિમ્લી માટે સેન્ટ્સબરીએ પ્રયોજેલા ઘણાખરા વિશેષણો વિષ્ણુભાઈને લાગુ પાડી શકાય એમ
છે, જો કે બ્રિમ્લી વિશે આપેલી સમજૂતી એમને લાગુ પડે કે નહીં તે હું કહી શકતો નથી ઇષ્ટ કે
આરાધ્ય એવી મૂર્તિઓની વિપુલતા છતાં, અને મૂર્તિખંડન ન કરતા હોય તોપણ મૂર્તિપૂજામાં વિષ્ણુભાઈ
રાચતા નથી એ સાચું છે એ જ પ્રમાણે જીવનમાં જે કંઈ અભદ્ર, અમંગલ, કુત્સિત કે અનીતિયુક્ત છે
તેનો પણ એ ખપ કરતા નથી બ્રિમ્લીને લાગુ પાડવામાં આવેલું એ કથન વિષ્ણુભાઈને પણ લાગુ
પાડી શકાશે મારા બીજા વિધાનના સમર્થનમાં 'સાહિત્યનું આન્તર ઉપાદાન' એ લેખમાંથી નીચેનો
ફકરો ઉતારું છું

"નીતિ-અનીતિ એટલે મનુષ્યના વ્યવહારોમાં મૂલ્યોની આંકણી એ મૂલ્યોની આંકણી પારંપરિક હોય
કે પરંપરાવિરોધી હોય તેથી તે આંકણી મટતી નથી અને તેને જીવનવ્યવહાર સાથે અનિવાર્ય સંબંધ છે.
રંગ અને રંજિત વસ્તુનો અભેદ છે તેવો વ્યવહાર અને મૂલ્યોનો અભેદ છે. પછી એ મૂલ્યો ભલે જંગલી
માનવજાતના હોય કે ગાંધીના રામરાજ્યના હોય સાહિત્યની રમણીયતા એ મૂલ્યોનું સમર્થન કરે, એ મૂલ્યોનો
વિરોધ કરે, એ મૂલ્યોની ચિકિત્સા સૂચવે પણ હરેક પરિસ્થિતિમાં સૂક્ષ્મતાથી નિહાળતા નીતિતત્ત્વ સામે
આવીને ઊભું રહે છે

આની પૂર્તિરૂપ વિચારનો વિસ્તાર નીચેની કંડિકામાં માલુમ પડશે.

One realised the strength of his personality even in a casual meeting and one feels the spell of his diction and rhythm in any casual reading from his numerous songs, lyrics, narrative poems dramas essays addresses, criticisms novels biography or translations from Sanskrit It is the style of a master He has both the dignity and amplitude of Narasinha and the delicacy and charm of Mirabai and Dayaram His poetry has the simplicity and freshness of a folksong, the glamour and ornament that dazzles as in Bana, and the polish and suggestion of the Sanskrit classics. Not a word is wasted You connot merely read on You pause at every step to feel the full pleasure of every word as he transports you into a world all his own, where ideas seem to take human shape establish their kinship with you in some magical way and talk and act and suffer like human beings Now it is an air gayer then a butterfly, now the wistful song of deep significance, now the trimmed expression of a truth that goes home, but more frequently it is the pageant of the past that moves before you He has made, one might almost say, the gods of mythology and the heroes of history familiar beings.

નાનાલાલની મર્યાદાઓની ભાળ કાઢવાનુ પણ તે ચૂક્યા નથી

As generally happens Nanalal s creative impulse for original invention was slowly exhausted *Jaya and Jayanta* is the creation of genius at its best From social life roundabout he turns to history and then to mythology, from warm picture of nature and full blooded life to didacticism and philosophy from imaginative creation to translation The essentially aesthetic motive is replaced by a pronouncedly social or religious motive Of course the fire of genius is present in all his works but its glow gets uneven and dim as the poet advances in age

પી ઇ એન ના ૧૯૪૨ના ઑક્ટોબર અકમા 'ર વ દેસાઈ અભિનદનગ્રથ'ની સમીક્ષા કરતા એક જ ફકરાની સકડાશમા સ્વ રમણલાલ દેસાઈની સિદ્ધિમર્યાદાનુ સપૂર્ણ દર્શન તેમણે કરાવ્યુ છે તેની પ્રતીતિ થશે

Shri Desai s art is the product of a mind often at war with itself. His tenderness and his sympathy re create a charm in our life of which we had not been conscious he believes in the fundamental goodness of man On the other hand, he revolts against the present order of society in which the poor and the downtrodden do not get their due But he revolts without bitterness His deep and broad understanding has the better of his intellectual convictions so his criticism naturally takes the form of mild sarcasm and gentle admonition Sweetness not glamour, is the outstanding quality of his art He would not allow a conflict to reach its logical limit and be extremely disconcerting or painful to the reader Although uniformly enjoyable his art on close scrutiny discloses structural defects haste and a romantic but unconvincing manipulation of character and incident But he is not mediocre, for

his love of humanity is uncommon and he paints the small graces of life as only a master can do

૧૯૪૩ ના ઑગસ્ટના પી. ઈ. એન. અંકમાં કવિ ખબરદારની 'ભજનિકા' વિશે નોંધ લખતાં ગુજરાતી કવિતાપંક્તિઓનો અંગ્રેજીમાં આહ્લાદક રૂપમાં અનુવાદક વિષ્ણુભાઈનો કવિજીવ પ્રકટ થયો દીસે છે

Khabardar's devotional songs are modern in spirit though mediaeval in form They do not suggest any particular creed or church, they have in this sense a universal appeal They signify a quest of God with its struggle and its consolation The tone of the quest is modern it is full of doubt and despair It is not the testament of faith of an unquestioning Mira or Narasinha, it is the voyage of the soul where faith is the final haven The poet understands the unbeliever and knows how faith has been undermined by Science —

I caught the wing of Time
Saw this footprint on the feather,
I followed up the trace but failed
For God had vanished whither?

Even Nature's beauty is not unfailing light for elsewhere he says —

The space lifts its curtains
—The deep deep space—
Yet there is no glimpse
of the supporter of skies
Therefore behold thy inward light
* * *
Dazzled by day I wait for the night
I can't read the skies
For the night is barred by the stars

: ૮ :

ઉદાર અને સંસ્કારી વિષ્ણુભાઈ ઉદાર અર્થમાં પરંપરાપ્રેમી છે તેનો અર્થ એવો નથી કે પરંપરાગત જે હોય તે બધું એમને ઇષ્ટ છે પણ પરંપરાઓનું ખંડન પણ વિવેકપુરઃસર થાય એવો એમનો આગ્રહ હોય છે ઉત્કટ વિચારોને પણ તેઓ ધીરજથી સાંભળે છે, એમાંનો સત્યાંશ સ્વીકારે છે તો એમાંની આક્રમકતાને ક્યારેક મર્મમાં પણ ઉડાવે છે પણ જીવનના સ્રોતને અમસ્તો ડહોળવાનો નવી નવાનું નવીનતાને ખાતર યજનપૂજન કરવાનો તેમને ગમતો નથી આપણા દેશના મધ્યમ વર્ગનું જે સાંસ્કૃતિક મહત્ત્વ એમણે પ્રમાણ્યું છે તેની નિદર્શક એક કંડિકા, મારા કથનના સમર્થનમાં અને સાહિત્યેતર વિષયો પરત્વે પણ સૂક્ષ્મ વિચારો તેમની કલમમાંથી કેવા ઝરે છે તેની પ્રસાદીરૂપે, 'સંસ્કૃતિ'ના ૧૯૫૭ના ફેબ્રુઆરી અંકમાંથી ટાંકું છું

"મધ્યમવર્ગ અમુક સામાજિક મૂલ્યોનો પ્રતિનિધિ ને પાલક છે એનું કુટુંબજીવન પ્રમાણમા સ્વસ્થતા વાળુ ને સરસ ગૂંથાયેલુ હોય છે પુરુષ કામ કરે ને કમાય ને ગૃહિણી ઘર અને બાળકોની સંભાળ રાખે, પોતાને જે મળે તેમાથી કરકસરથી નિભાવ કરે અને થોડુ ઘણું બચાવે કુટુંબના પરસ્પર સબંધો વિશે ઉચ્ચતર પ્રત્યક્ષ શિક્ષણ મધ્યમવર્ગના બાળકોને અપાય છે આ વર્ગમા ખાનપાન ઓઢવામા સાદાઈ અને કુલીનતાનો આગ્રહ વધારેમા વધારે હોય છે આર્થિક સ્થિતિ સાધારણ છતા તહેવારોમા ટાણામા, ઉત્સવોમા રોજના જીવનમા એ વર્ગ વિવેકથી સૌન્દર્યનો આનંદ લે છે મધ્યમવર્ગના દોષો નથી એમ નહિ પણ એના ગુણો એવા મોંઘા છે કે એના વિના પ્રજાજીવન સુઘડ અને વ્યવસ્થિત થઈ શકે નહિ ભારતના આ સંક્રાતિકાળમા મધ્યમવર્ગની આ વિશિષ્ટતા ગંભીર ભયમા મૂકાઈ છે. એ વર્ગ હમેશા સ્થિરતા, સ્વાસ્થ્ય ને સલામતીનો ભક્ત છે અને આ ત્વરિત ફેરફારોના જમાનામા તેને સ્થિરતા, સ્વાસ્થ્ય ને સલામતી જણાતી નથી. મધ્યમવર્ગની સાસ્કારિક વિશિષ્ટતા આખી પ્રજામા પસરી જાય તે પહેલા તેનો વિનાશ થવાનો ભય રહેલો છે"

'યુગદર્શન'ના ૧૯૪૮ના ડિસેમ્બર અંકમાથી "ધર્મશોધનની દિશા" એ લેખમાથી જે ફકરો નીચે ઉતાર્યો છે તેમા હિંદુ ધર્મની ઉદાત્તતા પ્રમાણનાર વિષ્ણુભાઈમા ક્યાયે સામ્પ્રદાયિકતા કે કોમવાદ નહીં જડે ગોવર્ધનરામ અને આનંદશંકરના અભ્યાસીને, સંસ્કૃત સાહિત્ય અને ભારતીય સંસ્કૃતિના મર્મજ્ઞને, હિંદુ ધર્મની જે અપીલ છે તે એના ઉદાર અંગોને લીધે જ છે એ દર્શાવવાની જરૂર ભાગ્યે જ હોય :

'મરણોત્તર જીવનની કલ્પનામા, મોક્ષવિચારમા ઈશ્વરતત્ત્વની સમજમા ઉપાસનાપદ્ધતિમા, સમ્યગ્ જ્ઞાનથી મુક્તિ સંભવે એ સિદ્ધાંતથી તર્કને મળતા પૂરા અને ઉચિત અવકાશમા કોઈની માધ્યસ્થીના અસ્વીકારવામા હિંદુધર્મ, ખ્રિસ્તીધર્મ તથા ઇસ્લામ કરતા વિશેષ ઉદાર છે અને ઉદાર છે તેથી નવા યુગને અનુકૂળ થવાની તેનામા વિશેષ યોગ્યતા છે રાજકારણની કોઈ વિચારસરણી અંધ સામૂહિક હિંસકતાની અપેક્ષા રાખે તો તેને અનુકૂળ હિંદુધર્મ ન થાય સિવાય કે તેને ગળે પ્રાણ આવ્યા હોય હિન્દુઓ ધર્માન્તર કરાવવાની પ્રવૃત્તિમા બહુ પડતા નથી, તેમને તેમા બહુ શ્રદ્ધા નથી, એમ છતા પ્રાણીમાત્ર તરફ સમભાવની દૃષ્ટિ એમનામા છે તેવી બીજા ધર્માનુયાયીઓમા નથી જગતની બધી પ્રજાઓ સમાન છે એ ભાવના કેળવવાને એને આયાસ કરવાનો નથી. અનાક્રમકતા એના લોહીમા છે, તેથી સમસ્ત વિશ્વની રાજકીય શાન્તિ માટે એનો સ્વભાવ તો સૌથી વિશેષ અનુકૂળ જણાય અને તેથી કદાચ બીજાઓ કરતા તે કાયમા એ વધુ ફાળો પણ આપી શકે એટલે ખરુ જોતા, પોતાના ધાર્મિક લક્ષણોને એ પૂરા ચેતનશીલ અને વેગી બનાવે તો નવા યુગને અનુરૂપ થવામા, જગતની ન્યાયી રચના કરવા ને ટકાવવામા હિંદુ એ વધારે સાચો હિંદુ જ બનશે એણે હિંદુપણ ખોવાનુ નથી ખીલવવાનું છે"

છેલ્લે ભૌતિક વિશ્વની પાર જોતી એમની કેન્દ્રીય શ્રદ્ધાનો ઉદ્‌ગાર નોંધવા પ્રેરાઉં છું

'ધ્યાન અને પ્રાર્થના એ વ્યક્તિજીવનના મધ્યબિંદુની શોધ છે વ્યક્તિજીવનનું સંકલન કરનાર કેન્દ્ર એ સ્થાપે છે વ્યક્તિને પોતાનુ અભિજ્ઞાન થાય એ ખાતર પ્રાર્થના નથી, વ્યક્તિને પોતાના વૈયક્તિક તત્ત્વ વિશે હમેશા જાગૃતિ રહે તે ખાતર પ્રાર્થના છે विज्ञातारमरे केन विजानीयात्? વિજ્ઞાતાને આપણે પૂર્ણપણે ભાગ્યે જ ઓળખી શકીશું પણ એ છે, અને અમુક અમુક વસ્તુ એ નથી, એવુ વારવાર સ્મરણ રહ્યા કરે એ જીવનવિકાસ માટે આવશ્યક છે

" .. વ્યક્તિએ ધ્યાન દ્વારા એ અનુભવવાનું રહ્યુ કે તેનુ આત્મતત્ત્વ એ કોઈ વિશ્વમા અતડો રહેલો, વિશ્વ સાથે સંબંધ વિનાનો અટૂલો પદાર્થ નથી. આપણે ધ્યાનમા રાખતા નથી પણ સમજીએ છીએ કે સવારનો પ્રકાશ આપણી શારીરિક અને માનસિક શક્તિમા સ્ફૂર્તિ આણે છે આપણા શરીર-મનને સૂર્યપ્રકાશ સાથે ગાઢ સંબંધ

## શ્રી વિષ્ણુભાઈની મૈત્રી

**શ્રી કાલિદાસ લલ્લુભાઈ દેસાઈ**

વિષ્ણુભાઈને સાઠ વર્ષ થઈ ગયા જો કે એમની દેહયષ્ટિ પાતળી અને સુકી જ રહી છે અને હવે વધતી ઉંમરના ચિહ્નો પ્રમાણમાં દેખાય છે, છતા લગભગ ચાળીસ વર્ષ ઉપર એમની સાથે મૈત્રી બાંધી ત્યારથી આજસુધી નહિ યુવાન, નહિ આધેડ, નહિ પુખ્ત એવી એમના દર્શનની અને વ્યક્તિત્વની એક જ મીઠાશભરી છાપ મન ઉપર કોતરાયેલી રહી છે હમેશ સાથે રહેનાર માણસો એક બીજાની ઉંમર કે મુખમુદ્રાભેદ જોઈ શકતા નથી સમવયસ્ક મિત્રોની કોઈ ઉંમર જ નથી

વિષ્ણુભાઈએ આદર્શ હાઉસિંગ સોસાયટીમા એક નાનકડો બગલો ખરીદ્યો, અને તેનુ નામ "મૈત્રી" રાખ્યુ ! એમના હૃદયની આજીવન ભાવનાથી મકાનનુ નામાધિકરણ અત્યત સૂચક રીતે કર્યું એ મકાનનુ "ભાવનાદૃષ્ટિ" કે "વિવેચના' કે "પરિશીલન" નામ નહિ રાખતા, "મૈત્રી" નામ રાખ્યુ વ્યક્તિની નિરનિરાળી ભાવનાઓના ઝરણો એક મહાનદીમા મળે છે, એની જીવનદૃષ્ટિનો અતિમ ખ્યાલ એ નદીમા જોવા મળે છે હૃદયની ભાવનાઓનુ સર્વાંગી સરકરણ કરીએ, સાહિત્યનુ વિવેચન એ જીવનનું વિવેચન બની, જીવનનુ મહામૂલુ તારણ કરે, અને પરિશીલન અને ચિંતન કરતા કરતા માનવને એકાદ સુવર્ણપાત્ર લાધે, એવુ સરકરણ, એવુ તારણ, એવુ સુવર્ણપાત્ર એ વિષ્ણુભાઈના સળગ જીવનમા મૈત્રીનુ રૂપ ધારણ કરે છે એમ એક મિત્ર માટે કહેવુ અયોગ્ય નહિ ગણાય

વિષ્ણુભાઈ સાર્વજનિક કૉલેજમા ૧૯૨૧ ની શરૂઆતમા પ્રાધ્યાપક તરીકે જોડાયા. હુ તે જ સાલના નવેમ્બરમા જોડાયો પ્રથમ મિલને જ અમને એક બીજા માટે અત્યત અવર્ણનીય સદ્ભાવ અને પ્રીતિ થઈ તે વખતે બીજા ભાઈઓ પણ સ્વયસેવકો કે પ્રાધ્યાપકો હતા, પણ અમને એક બીજા માટે ઊંડુ આકર્ષણ થયુ અમે બનેએ આ બધા વર્ષોમા અનેક પ્રસગો, સવેદનો, સહકાર, તેજ અને છાયા અનુભવ્યા, અમે ૧૯૨૧ મા જે સદ્ભાવ અને પ્રીતિ એકબીજા માટે સેવ્યા તેવા આજે પણ સેવીએ છીએ મૈત્રીની શી વ્યાખ્યા આપી શકાય ? એક સમર્થ ફ્રેન્ચ નિબંધકાર તો કહે છે કે બે મિત્રોના શરીર માત્ર જુદા છે, પણ બનેમા એક જ હૃદય ધબકે છે આ વ્યાખ્યાનો સાક્ષાત્કાર અમે કર્યો છે એમ હુ કહુ તો કદાચ ધૃષ્ટતા કહેવાય, પણ મને વારવાર લાગ્યુ છે કે વિચારમા, વિવેચનમા, તર્કમા, ચર્ચામા, નિર્ણયોમા, તમામ બૌદ્ધિક અને આંતરિક વ્યાપારમા અમે જે સામ્ય સાધ્યુ છે એને શબ્દમા વર્ણવવુ હોય તો મારે એ ફ્રેન્ચ નિબધકારનો જ આશ્રય લેવો પડે

એ મૈત્રી કેમ ઉદ્ભવી, કેવી રીતે જલસિંચન થયુ, શી શી માવજત થઈ, એ મોટુ વૃક્ષ કેમ બન્યુ, કેવી સુભગ અને આહ્લાદક ફલપ્રાપ્તિ એને થઈ, એ હુ કેમ વર્ણવી શકુ ! એમ કહુ કે આ જીવનના મહાસાગરમા અટવાતા અમે બે કાષ્ઠો, દૈવ સજોગે એકઠા થયા, ચાળીસ પચાસ માનવ વર્ષનો ગાળો, સૃષ્ટિના કલ્પમા એક પળ જેટલો લાબો હશે, પછી છૂટા થઈશુ છતા એ એક જ પળનો રગ અને સસ્કાર યુગે યુગે ઊંડા અને ઘટ સ્વરૂપો ધારણ કર્યા જ કરશે, આત્મા સુદર રગોથી રગાયા જ કરશે, અને ધન્યતા અનુભવતો રહેશે

વર્ષો સુધી અમે બંનેએ અંગ્રેજી સાહિત્યનું અધ્યાપન કર્યું, કાવ્યો વાચ્યા, નાટકો વાચ્યા, જે જે એક વાર વાંચ્યુ, એ બીજી વાર અમારી ચર્ચામા આવ્યુ અને એના લક્ષણો અમારા માનસમા ઊંડા ઊતરી ગયા અમારી ચર્ચામા, વાતચીતમા, વિવેચનમાં, સારગ્રહણમા અમે એક બીજાની બહુ જ નજીક આવી જતા, ભાગ્યે જ બે વ્યક્તિઓ રસાસ્વાદમાં આટલી બધી સમાનતા સાધી શકતી હશે ઘણુ ખરું, આનુ સૌથી મોટુ કારણ અમારી ધર્મની અને નીતિની ભાવનાનું ઊંડુ સામ્ય હશે, અમારા સંસ્કારોનું સામ્ય હશે, અમારા જીવનમૂલ્યોનુ સામ્ય હશે, આના સિવાય સાહિત્ય વિષેના ફલરૂપ વિચારોથી આટલુ સામ્ય નહિ હોઈ શકે समानशील व्यसनेषु सख्यम्। વિવેચનના મુખ્ય અંગોમાં અમે એક રહ્યા, ઉપાંગોમાં અમે કોઈ કોઈ વાર જુદા પડતા, પણ આ બધા વ્યવસાયમા અમે એક બીજાની અત્યંત નિકટ આવતા, ખૂબ જ તલસાટ થતો અને ખૂબ જ મઝા માણતા

મૈત્રીનુ આયુષ્ય હોય છે, પણ જેટલી હદે એક મહામૂલો પયગંબરી સિદ્ધાન્ત બે મનુષ્યો જીવનમા ઉતારે તેટલે અંશે મૈત્રીનુ આયુષ્ય લંબાતુ જાય અરે, એ અનંત બની જાય અન્ય મારી સાથે વર્તે એ વિષે મારી જે અપેક્ષા હોય તે પ્રમાણે હુ અન્ય તરફ વર્તુ એ સિદ્ધાન્ત અસિધારાવ્રત જેવો કઠણ છે પણ જો એને આચરણમા મૂકીએ તો એક બીજા વચ્ચે પ્રેમની, આદરની, મૈત્રીની ગાંઠ મજબૂત બનતી જાય છે અમે કદાચ એ પ્રમાણે વર્તવાનો પ્રયાસ કરતા હઈશું, અમને એમાં કદાચ સફળતા મળતી જતી હશે જીવનનો આ સોનેરી સિદ્ધાન્ત અમને હમેશા, હવે પછી પણ, સહાયરૂપ નીવડો !

કેટલાને ખબર છે કે વિષ્ણુભાઈ પ્રાધ્યાપક બન્યા પછી સાઈકલસ્વારી શીખ્યા, હું પણ એમ જ શીખેલો, અને કેટલાને ખબર છે કે મારી સાઈકલની પીન ઉપર ઊભેલા વિષ્ણુભાઈને હું રોજ સાંજે એમના નિવાસસ્થાનેથી કૉલેજ લઈ આવતો કેટલાને હવે ખબર છે કે વિષ્ણુભાઈ હાફકોટ, પાટલુન અને હેટમા સજ્જ બની રોજ સાંજે, આ પ્રમાણે સવારી કરી, કૉલેજે ટેનિસ રમવા આવતા ! કેટલાકને ખબર છે કે રમ્યા પછી, એ જ પ્રમાણે અમે એમ્પાયર્સ રેફ્રેક્ટરીની દુકાને મોડી સાંજે નારંગી કે સોડા લેમન પીવા જતા એથી જ વિષ્ણુભાઈના સહજ ઘરછોડુને, નમનશીલને અને પરાગણી ઉદારતાના ગુણને પુષ્ટિ મળી હશે એ રમતો, અને એ જૂના વખતના પર્યટણો, ભાવનગરના, જૂનાગઢના, વેરાવળના હજીએ મને ખૂબ સાંભરે છે

એમણે એમના અધ્યાપનકાર્યના શરૂઆતના પંદરેક વર્ષ અંગ્રેજી સાહિત્ય ભણાવ્યું, મેં તો આખી જિંદગી એ જ કામ કર્યું અમારી બંનેની જીવનદૃષ્ટિનુ ઘડતર એ સાહિત્યથી થયુ છે વિષ્ણુભાઈએ ત્યાર પછી પોતાનુ તમામ અધ્યાપનકામ ગુજરાતી ભાષા અને સાહિત્ય તરફ વાળ્યુ આ નિર્ણય કરવામા એમણે ઊંડી સૂઝ અને ભવિષ્યની સમજ દાખવી પોતાની માતૃભાષાના સાહિત્યની એઓ એથી ભારે સેવા કરી શક્યા આવી સૂઝ મને નહિ સાંપડી હોત તો પણ મારો વિલાયતનો અભ્યાસ અને સંજોગો મને અંગ્રેજીનુ અધ્યાપન નહિ છોડવા દેત આ નિર્ણયથી વિષ્ણુભાઈના સાહિત્યવિવેચનમા, અગાઉના એમના સતત અધ્યયન અને અધ્યાપનને કારણે, પ્લેટો ઍરિસ્ટોટલથી માંડી કોલરિજ, હેઝલિટ, મેથ્યુ આર્નોલ્ડ, મેઇન્ટ્સબરી અને એબરક્રોમ્બી સુધીના સમર્થ વિવેચકોની અસર પડેલી છે આ અસર એમના સંસ્કૃત અને ગુજરાતી વિવેચન-મીમાંસાઓથી થયેલી અસર સાથે, વાણાતાણાની માફક વણાયેલી છે, અને એઓ જરૂરને વિવેચકો અને મીમાંસકોની હારમાં જઈ બેઠા છે

ઝીણવટભરી દૃષ્ટિ વધે છે અને પરિપક્વ બને છે ત્યારે તે સાહિત્યને, પ્રકૃતિને, આખા જીવનને આવરી લે છે. વિષ્ણુભાઈ દિવસે ફૂલછોડ અને વૃક્ષનું વૈવિધ્યભર્યું નિરીક્ષણ કરે છે, અને રાતે તારકવૃંદો અને નક્ષત્રોનું ભાવનાભર્યું અવલોકન કરે છે. આથી એક બાજુ સાહિત્ય સાથે, બીજી બાજુ પ્રકૃતિ સાથે એઓ તાદાત્મ્ય સાધી શકે છે.

મિત્ર તે કે જે આપણા સુખે સુખી અને દુઃખે દુઃખી. મારા વૈયક્તિક અને કૌટુમ્બિક જીવનની અનેક શીતોષ્ણ ઘટનાઓમાં વિષ્ણુભાઈએ સાંત્વન અને ઉષ્મા અર્પ્યાં છે. જે અતિરેકને વર્જ્ય ગણે છે એના વચનમાં સદા સત્ય અને ડહાપણ પડ્યાં હોય છે. હિતકર વચન અને વળી મનોહારી વચન મેળવવું મુશ્કેલ હોય છે, એમ કવિ કહે છે; પણ વિષ્ણુભાઈએ હિતકર વચનને મનોહારી બનાવવાની કળા સાધી છે. ગૂંચવણભર્યા પ્રસંગોમાં હું અચૂક એમની પાસે જાઉં જ, મારું કુટુંબ આખું એમની પાસે જ જાય છે અને એમની સલાહ મનને બળ અને શાંતિ અર્પે છે. એઓ ઘણાના માર્ગદર્શક, ફિલસૂફ અને મિત્ર બની રહ્યા છે.

પેલો સમર્થ અંગ્રેજ કવિ કહે છે કે જીવનમાં હંગામી ચીજ એ હમેશની ચીજ થઈ પડે છે. સ્વપ્નનું ઘર મળતું નથી એટલે આજનું કામચલાઉ ઘર જાશુકનું થઈ ગયું. સ્વપ્નની સ્ત્રી મળતી નથી એટલે પરિચિત પત્ની પરી બની ગઈ. સ્વપ્નનો મિત્ર મળતો નથી તેથી આજનો એક મોસમનો મિત્ર હંમેશનો મિત્ર બની જાય છે. પણ કોઈક વખતે મારા જેવા ઉપર પ્રભુનો પ્રસાદ અવતરે છે અને વિષ્ણુભાઈ જેવો, કલ્પનામાં જોયેલા મિત્ર જેવો મિત્ર મળી જાય છે. મને સદ્‌ભાગ્યે ઘણા મિત્રો મળ્યા છે, પણ બે સ્વપ્નને સંતોષે એવા મળ્યા છે. એક મને નાનપણમા મળેલા અને બીજા વિષ્ણુભાઈ મને મોટપણમાં મળ્યા. એ બંને મારા સુહૃદો જીવનભર મને ઉષ્મા આપતા રહે એમ ઇચ્છું છુ. માનવ મૈત્રીનું ચિત્ર ખડું કરવામાં બે આકૃતિઓ દોરવી જ પડે છતાં આ ટૂંકા નિરૂપણમાં સ્વત્વને બને તેટલું પડદા પાછળ રાખી વિષ્ણુભાઈના મૈત્રીભાવને મચ ઉપર આણી એની મીઠાશ અને મૃદુતા બતાવવા મેં પ્રયત્ન કર્યો છે.

卐

## બે સુખદ પ્રસંગો

ડૉ. રતન રુસ્તમજી માર્શલ

"Mr Dastur, you are sleeping there" પ્રા વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ એમના વર્ગ દરમિયાન નિરાતજીવે નિદ્રા લેતા એક વિદ્યાર્થી તરફ અંગુલિનિર્દેશ કરી ધીરા અવાજે ઉપરના શબ્દો ઉચ્ચાર્યા અને એ જુવાન જાગી ઊઠતા તેના તરફ જોઈ સ્મિત કર્યું વર્ગના સઘળા વિદ્યાર્થીઓ હસી પડ્યા, પ્રાધ્યાપક પણ ખડખડાટ હસ્યા અને શ્રી દસ્તૂર પણ મને કે કમને તેમા સામેલ થયા

ત્રણ દસકા પૂર્વેનો આ પ્રસગ છે, પ્રા ત્રિવેદી અમને ઈન્ટર આર્ટ્સના વર્ગમા બર્ક ભણાવતા હતા ભાઈ દસ્તૂર [એમનું પૂરુ નામ ખાસ નથી આપતો] કૉલેજના નામી વિદ્યાર્થી હતા, અભ્યાસ ભેગા રમતગમત, વક્તૃત્વ, નાટ્યપ્રવૃત્તિ વગેરે અનેક ઇતર પ્રવૃત્તિઓમા એ ભાગ લેતા વાચનનો એમને શોખ હોઈ રાત્રે મોડે સુધી ઉજાગરો કરી વાચતા અને એને લઈ એમની આખો ઊંઘથી ઘેરાયેલી લાગતી પૂરતી ઊંઘ વિના બરાબર ભણાય નહિ, સૌ પ્રવૃત્તિમા ભાગ લેવાય નહિ, એટલે રાત્રે વાચતા ઊંઘવાનો જે સમય જતો રહેતો તે વર્ગમા ઊંઘીને એ વાળી લેતા

વર્ગમા નિરાતજીવે નિદ્રા લઈ શકાય એ માટે દસ્તૂર અટલ દેડાનીને સારુ જગા પસદ કરતા, વર્ગમા તોફાન કરનારા કે ધ્યાન ન આપનારા કે પાઠ્યપુસ્તકને સ્થાને સામયિક રાખી વાચનારા વિદ્યાર્થીઓ સામાન્ય રીતે પાછલી પાટલીઓ ઉપર અને બને ત્યાં સુધી પાટલીઓની હરોળને બન્ને છેડે અડ્ડો જમાવે છે, પરતુ ભાઈ દસ્તૂરને એ જગ્યા પસદ નહોતી તે સમયે કૉલેજમા વિદ્યાર્થીઓની સખ્યા આજની સરખામણીમા ઘણી નાની હતી, પરિણામે વર્ગો પણ નાના હતા, કેટલાક તો રસ્તાની સાકડી શેરી જેવા એમા પાટલીઓની પ્રત્યેક હરોળ પાસે પાસે રખાતી આગળ નાનો મચ (પ્લૅટફૉર્મ), તે ઉપર પ્રમાણમા મોટુ ટેબલ અને તે પાછળ ખુરસી જે પ્રાધ્યાપક ખુરસીમા બેઠા બેઠા ભણાવે એ એમની આગળના ટેબલને કારણે ટેબલની બરાબર સામે આવેલી પાટલી ઉપર બેઠેલા વિદ્યાર્થીઓને જોઈ શકે નહિ દસ્તૂર આ જગ્યાએ રહેતો, ઊંઘતો અને એની આસપાસના સાથીઓ સિવાય બીજા એને ભાગ્યે જ જોઈ શકતા, પ્રાધ્યાપક તો નહિ જ

પરતુ એક દિવસ પ્રા વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની ભાઈ દસ્તૂર પર નજર પડી એ ત્યારે શાતિથી ઊંઘી રહ્યો હતો પ્રાધ્યાપક એને જોઈ રહ્યા, મૂછમા હસ્યા, વિદ્યાર્થીઓ પણ હસ્યા, બાજુમા બેઠેલા વિદ્યાર્થીઓએ હાથમા ઉઘાડું પાઠ્યપુસ્તક પકડીને ઊંઘતા દસ્તૂરને જગાડ્યો અને પ્રા ત્રિવેદીએ એમની લાક્ષણિક રીતે સ્મિત વેરતા વેરતા સભળાવ્યુ "Mr. Dastur, you were sleeping there"

વિદ્યાર્થીને ખખડાવવાને કે તેને વર્ગ બહાર કાઢવાને સ્થાને અનુભવી અને શાત સ્વભાવના પ્રાધ્યાપકે આ થોડા શબ્દો એવી રીતે કહ્યા કે તે વિદ્યાર્થીના દિલમા સોસરા ઊતરી ગયા પ્રાધ્યાપકના કટાક્ષ અને વિદ્યાર્થીઓના એ વેળાના ખડખડાટ હાસ્યે ભાઈ દસ્તૂરની ઊંઘ ઉડાડી નાખી વર્ગ પૂરો થતા એ બોલ્યા : "હજી બે સખત શબ્દો કહ્યા હોત તો સારું થાત, આ તો મારું મોત થઈ ગયું" દસ્તૂરની વર્ગમાં નિદ્રા ખેંચી લેવાની ટેવનું એ દિવસે મૃત્યુ નીપજ્યુ ખરુ

નામ વર ઉપરનો આ પ્રસગ આજેય બરાબર યાદ છે અને કોઈ વેળા મુબઈમા કે રેનવે સ્ટેશને ભાઈ હન્ટરનો ભેટો થઈ જાય છે ત્યારે એ પ્રસગ સભારીને અમે હસીએ છીએ અને અમારા સૌજન્યમૂર્તિ ગુરુ માટે ગૌરવ અનુભવીએ છીએ ગુરુને તો આ પ્રસગ યાદે ન, હશે

ઉપરનો પ્રસગ બન્યો ત્યારે અમે ઇન્ટર આર્ટ્સના વર્ગમા અભ્યાસ કરતા હતા એ પછી બે વર્ષ રહીને બનેલો અને સ્મરણપટ પર અકિત થયેલો એક બીજો પ્રસગ નીચે પ્રમાણે છે

એ દિવસોમા કૉલેજમા વાદસભાઓ સારી સખ્યામા યોજાતી એમા કેટલાક જુવાનો હોશથી ભાગ લેતા અને આસ્પાસ બાજુના લગભગ સઘળા વિદ્યાર્થીઓ એ સાભળવા આવતા એ દિવસોમા કૉલેજમા કેટલાક વિદ્યાર્થીઓ બહુ સારુ બોલતા અને પરિણામે વાર્ષિક વક્તૃત્વસ્પર્ધામાં ભારે રસાકસી થતી 'ઇલોક્યુશન કૉમ્પિટિશન'મા ભાગ લેનાર વિષય અગાઉથી જાણે અને તૈયાર થઈને આવે એમા વિજેતા બનનાર સાથેસાથ સારો વક્તા છે એ સ્પષ્ટ કરતા એમા ઇનામ જીતનાર કેટલાક ખેલદિલ વક્તાઓ 'હેર સ્પીચીઝ'મા પણ ઉમેદભેર ભાગ લેતા આવી હરીફાઈઓ ત્યારે એકદરે સારા ખેલદિલ વાતાવરણમા થતી અને તેથી અધ્યાપક વર્ગ અને વિદ્યાર્થીઓ સૌને સારો આનદ મળતો

હુ બી એ ના વર્ગમા અભ્યાસ કરતો હતો ત્યારે તે વેળાની કૉલેજની વાર્ષિક વક્તૃત્વ હરીફાઈ માટે નક્કી કરાયેલા વિષયોમાનો એક "Are we a Nation?" મે પસદ કર્યો હુ એ જ વિષય ઉપર બોલ્યો અને મારા વક્તૃત્વથી હાજર રહેલા પર સારી છાપ પાડી મારા વિષયની રજૂઆત મે જે પ્રકારે કરી એથી મને પણ સતોષ થયેલો ત્યારે નિર્ણાયક તરીકે, આજે આથી જાહેર હરીફાઈઓમા ત્રણ નિર્ણાયકો રહે છે તેમ ત્રણ નહિ, પણ એક જ નિર્ણાયક રહેતા અને કૉલેજના એકાદ અધ્યાપકની એ માટે પસંદગી થતી હરીફાઈમા નિર્ણાયકે મને વિજેતા જાહેર ન કર્યો અને છતાય, પરિણામ જાહેર કર્યા પછી કરેલા વિવેચન દરમિયાન એ સૌથી વધુ બોલ્યા મારા પ્રવચન વિષે એની એમણે સારા શબ્દોમા સ્તુતિ કરી અને ઉમેર્યું કે આ વ્યાખ્યાન એટલુ બધુ સારુ હતુ કે તે ગોખ્યા વિના એક વિદ્યાર્થી કરી શકે એમ તેઓ માની શકતા નહોતા, એ વ્યાખ્યાનમા તેમને 'Success of the midnight oil' આપે છે અને એટલા જ માટે તેમણે મારુ નામ વિજેતાઓની યાદીમા મૂક્યુ નહોતુ

નિર્ણાયક આ બોલી રહ્યા ત્યા, એ પ્રસગે હરીફાઈ જોવા–સાભળવા બેઠેલા અધ્યાપકોમાથી, પ્રો વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ ઊભા થઈ કહ્યુ તો આ જુવાનને એવાદ ખાસ કે વધારાનુ ઇનામ ન આપી શકાય?' સભામા સન્નાટો લાયો પ્રે ત્રિવેદી જેવી માનનીય વ્યક્તિ નિર્ણાયકને આમ સૂચન કરે એ એમને પિછાણનારાઓને અસાધારણ બાબત લાગી મને વધારાનુ ઇનામ તો ન મળ્યુ પણ એમના આ બે વચનથી મારુ માન વધી ગયુ મને ઇનામ મળ્યુ હોત તો જે લક્ષ હુ ન ખેચી શક્યો હોત તે આ નાના શા બનાવને પરિણામે હુ ખેચી શક્યો

બીજે દિને સાજે નિર્ણાયક સાથે ભેટો થતા એ પોતાની મેળે બોલ્યા મને જે લાગ્યુ એ મે કહ્યુ મારાથી જો તમને અન્યાય થયો હોય તો મારાથી વધુ દિલગીર બીજુ કોઈ નથી નિર્ણાયકની સજ્જનતાએ મારા હૃદય ઉપર ઊંડી અસર કરી

નર્મદ ચંદ્રક ઍવોર્ડ એ હુ યોજુ છુ અને એવી હરીફાઈઓમા કોઈ વેળા નિર્ણાયક તરીકે કામ કરુ છુ ત્યારે વિદ્યાર્થીકાળ દરમિયાન એવી એક સ્પર્ધામા મે કરેલ પ્રવચન વિષે વિવેચન થતાં, વિવેચનના ક્ષેત્રમા ગુજરાતભરમા અસાધારણ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર પ્રો વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ મારી તરફેણમા દરમિયાનગીરી કરેલી એ પ્રસગ મને યાદ આવી જાય છે

ઉપરના પ્રસગોને વર્ષો વહી ગયા હુ નોકરીમા ઠરીઠામ થયો એક મિત્રની સૂચનાથી નર્મદ સાહિત્ય સભા—ત્યારે ગુજરાતી સાહિત્ય મડળ—નો સભ્ય થયો એ પછીની એની પ્રથમ વાર્ષિક બેઠકમા હુ હાજર રહ્યો મત્રીઓની વરણી કરવાની બાબત આવતા મને પૂછ્યા વિના, પ્રમુખસ્થાનેથી પ્રો વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ એક મત્રી તરીકે મારુ નામ સૂચવ્યુ અને સ્વીકારાયુ કૉલેજમા હુ વર્ષો ઉપર વિદ્યાર્થી હતો ત્યારે પ્રો વિષ્ણુપ્રસાદના અગત સમાગમમા આવવાના કોઈ પ્રસગ મને નહોતા મળ્યા સાહિત્યસભાના મત્રી થતા એ પૂરતા પ્રમાણમા મળ્યા એ સસ્થાના કામે એમના મુકામે અવારનવાર જવાનુ થતા સાહિત્યના વિષયોની ચર્ચા કરવા માડી અને એને પરિણામે એમના માર્ગદર્શન હેઠળ “ડૉક્ટર ઑફ ફિલોસૉફીની” મુબઈ વિદ્યાપીઠની પદવી માટે અભ્યાસ કરવા નિબધ લખવાનુ મન થયુ મે એ વાત એમની આગળ મૂકી એમણે મને ખાસ ઉત્તેજન તો ન આપ્યુ, પણ ના પણ ન પાડી મે “ગુજરાતી પત્રકારત્વનો ઇતિહાસ”નો વિષય પસદ કરતા એમણે વિનમ્રભાવે કહ્યુ કે એ એમના અભ્યાસનો વિષય નહોતો

પી એચડી ના મારા અભ્યાસ દરમિયાન હુ એમના અને એમના કુટુબીઓના ગાઢ સસર્ગમા આવ્યો નોકરી કરતો હોઈ કૉલેજના કલાકો દરમિયાન હુ કદીય કૉલેજ જઈ શકતો નહિ હુ હમેશ ક્યા મોડી સાજે કર્યા રવિ-રજાના દિવસોએ એમની પાસે જતો એથી જરાય અકળાયા કે કચવાયા વિના એ મને હમેશ સ્નેહથી પોતાને ઘરે આવકારતા અને મને માર્ગદર્શન કરતા મારા અભ્યાસ માટે જરૂરી પુસ્તકો કૉલેજના પુસ્તકાલયમાથી એ લાવી રાખતા ને મને આપતા એમના વૃદ્ધ માજી, એમના ભલા પત્ની સૌ મારા તરફ એવુ વર્તન રાખતા કે ગુરુનુ ઘર એ મારુ પોતાનુ ઘર હોય એમ જ મને લાગતુ

પી એચડી નો નિબધ પૂરો કરતા મને લગભગ નવ વર્ષ લાગ્યા અને એ દરમિયાન પ્રો વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને એમના કુટુબ વિષે ઘણા સુખદ અનુભવો થયા એ બધાનુ વર્ણન કરતા પાર ન આવે વિદ્યાર્થીકાળનો અત આણતો એક અનુપમ પ્રસગ અનુભવ્યો એનો ઉલ્લેખ કરીને સતોષ માનવો રહ્યો

એક સાજે ઑફિસથી ઘરે પાછો ફરતા સાજના ટપાલમા આવેલો અને ઉબરા પર પડેલો કાગળ જોયો એ મુબઈ વિદ્યાપીઠ તરફનો હતો ધડકતે હૈયે એ ખોલ્યો અને વાચ્યો એમા આનદજનક સમાચાર હતા મારો નિબધ પદવી માટે સ્વીકારાયો હતો ગુરુને આ ખુશખબર આપવા હુ એમને ત્યા દોડ્યો

પ્રો ત્રિવેદીના ઘર સામે બહાર એક બાકડો છે એ ઉપર એમના માજી બેઠા હતા મને જોતા જ એ બોલી ઊઠ્યા ‘ગુરુને મળવા તમે હમણા આવવો એની મને ખાતરી હતી તમને સૌપ્રથમ અભિનદન હુ આપી શકુ એટલા માટે બહાર આવી બેઠી છુ માજીએ મને આશીર્વાદ આપ્યા, હુ એમને પગે પડ્યો

ત્યા ગુરુ અને ગુરુપત્ની ઘરના દ્વારે આવી હસતે ચહેરે ઊભા એમણે ય મને અભિનંદન આપ્યા મેં એમને નમન કર્યું અમે ઘરમા જઈને બેઠા વાતચીત દરમિયાન જણાયુ કે વિદ્યાપીઠે મને લખેલા પત્રની નકલ ગુરુને પણ મોકલી હતી, એમને પણ એ તે દિનની સાંજની ટપાલમા મળી હતી પી એચડી ની પદવી મેળવનાર એમ ટી બી કૉલેજનો અને પ્રા ત્રિવેદીનો હુ પહેલો જ વિદ્યાર્થી હોઈ એમને સૌને મારા પરિણામથી ઘણો આનદ થયો હતો ગુરુએ એક વાત કહી તેથી હુ ખૂબ જ ગળગળો થઈ ગયો

એમણે કહ્યુ કે એમના માજી થોડા દિનથી બિમાર હતા સવારે એ વિશેષ બિમાર હતા એટલે ડૉક્ટરને બોલાવવા પડ્યા ડૉક્ટર નવેકના સુમારે આવી ગયા સાંજના મારી ટપાલ આવી નવ વર્ષ દરમિયાન ગુરુના ઘરે જવાના વવસો પ્રસગો આવેલા અને એ દરમિયાન એમના ઘરના સૌ મારા નિબધમાં રસ લેતા થયેલા એ નિબધ સ્વીકારાયો એ સમાચાર માજીને જણાવતા ખૂબ જ આનદ થયો, એ પોતાની માદગીની વાત વીસરી ગયા અને હુ ગુરુને મળવા આવવાનો જ એમ માનીને મને સૌપ્રથમ અભિનદન આપવા એ બહાર બાકડા પર જઈને બેઠા

આજે માજી હયાત નથી, પણ આ પ્રસગ મારે હૈયે જડાઈ ગયો છે

પ્રાધ્યાપકના વિદ્યાર્થીઓની પ્રગતિમા તેના કુટુબીજનો આટલો બધો રસ અને ઉમગ લે એવા કુટુબો કેટલા હશે ?

ગુરુ, એના કુટુબીઓ અને શિષ્ય વચ્ચે આ પ્રકારનો અતિ એખલાસભર્યો સબધ હોય એ જોઈ-અનુભવીને આ દેશમા વર્ષો ઉપર ગુરુ-ચેલા વચ્ચે જે પ્રકારનો સબધ હતો એનુ સ્મરણ થાય એમા નવાઈ શી ?

અને એમા ગુરુનુ યોગ્ય રીતે ગૌરવ થાય ત્યારે સૌ શિષ્યોને આનદ અને સતોષ થાય એ સ્વાભાવિક છે

ઉપર વર્ણવ્યા એમાના બે અગત પ્રસગો છે એટલે લેખકને એમા પોતા વિષે ઉલ્લેખ કરવાની ફરજ થઈ પડી છે, પણ આ પ્રસગો જે સ્પષ્ટ કરે છે એ તો જેમનુ સન્માન થઈ રહ્યુ છે એ સૌજન્ય મૂર્તિના સદ્‌ગુણો જ આભારી શિષ્ય આવા અગત પ્રસગોને આ અવસરે જાહેરમા સભારે એ યોગ્ય છે ખાસ કરી શિક્ષક-શિષ્ય વચ્ચેનો આગલો સબધ આજે ઝાઝો જોવા મળતો નથી ત્યારે



## અમારા ગુરુ

**શ્રી કુંજવિહારી ચૂનીલાલ મહેતા**

આપણે ગમે એટલા બુદ્ધિવાદી હોઈએ છતા એક વસ્તુ આપણે સ્વીકારીએ છીએ કે જે લાભ થોડાને મળે છે તે લાભ બધાને મળતો નથી અને થોડાને મળતા લાભને આપણે સદ્ભાગ્યના નામથી ઓળખાવીએ છીએ વ્યક્તિના જીવનમા સદ્ગુરુની પ્રાપ્તિ આવા સદ્ભાગ્ય વિના થતી નથી વિષ્ણુપ્રસાદ જેવા ગુરુ જીવનમા મળે એ જીવનની એક ધન્યતા છે એમની ઊંડી વિદ્વત્તા, વિષયના તલ સુધી પહોંચવાની એમની શક્તિ, રહસ્યને સમજવાની એમની સૂઝ અને તેની પ્રાસાદિક રજૂઆત, કઠિનમા કઠિન વિષયને સરળ બનાવી વિદ્યાર્થીઓ સમક્ષ મૂકવાની એમની અનોખી રીત અધ્યાપક અને ગુરુ તરીકેની એમની વિશિષ્ટતાઓ છે

મને એમનું પહેલુ દર્શન એમની પાસે અધ્યયન કરવાનો અવસર પ્રાપ્ત થયો તે પહેલા આકસ્મિક રીતે થયેલુ ૧૯૩૮ ના એપ્રિલ માસમા હુ મેટ્રિકની પરીક્ષા આપતો હતો મારી બેઠક એમ ટી બી કૉલેજના તેરમા નબરના ઓરડામા હતી અગ્રેજીનો પ્રશ્નપત્ર હતો અને એ સમયે એક વ્યક્તિ પ્રશ્નપત્રોની થોકડી લઈ ઓરડામા દાખલ થઈ લાબો કોટ, માથે સરસ રીતે બાધેલો ફેંટો, ઊંચુ શરીર અને તેજસ્વી મુખ અમને બધાને લાગ્યુ કે કોઈક મોટા સાહેબ હશે મારી વય એ વખતે ચૌદ વર્ષની, અને આજથી બત્રીસ વર્ષ પહેલા એટલી વયે મેટ્રિકની પરીક્ષામા બેસનારની સખ્યા આજના કરતાં પ્રમાણમા ઘણી ઓછી એટલે સ્વાભાવિક રીતે બધાથી હુ જુદો તરી આવતો હતો આવનાર વ્યક્તિએ ઓરડામા એક આંટો માર્યો અને પછી તે મારી બેઠક આગળ આવી ઊભા રહ્યા મારી નાની વયને કારણે હશે, કે કદાચ મારા તે સમયના નાના દેખાવને કારણે હશે પણ એમણે સસ્મિત મમતાથી મારી ઉમ્મર પૂછી, હુ ક્યાથી આવુ છુ તે પૂછ્યું અને નામ પણ પૂછ્યુ આ બધુ કોણ પૂછે છે, શા માટે પૂછે છે એ ન સમજતા સહેજ થડકાટથી, સહેજ અચકાતા જવાબો આપ્યા ત્યારે તો મને ખ્યાલ પણ નહોતો કે એ ગુજરાતી સાહિત્યના સમર્થ વિદ્વાન પ્રા વિષ્ણુપ્રસાદ ત્રિવેદી હતા ત્યારે હુ એમ પણ નહોતો જાણતો કે એમને ચરણે બેસી સાહિત્યના રસપાન કરવાનો અવસર ભાવિમા મને મળવાનો છે અને એનુ ભાન તો ક્યાથી જ હોય કે એમના હાથ નીચે અધ્યાપક તરીકે કામ કરવાનુ સુભાગ્ય મને પ્રાપ્ત થવાનુ છે? આજે પણ મને એ આખો પ્રસગ તાદૃશતાથી સ્મરે છે

મેટ્રિકની પરીક્ષા પાસ કરી ૧૯૩૮ ના જૂન માસમાં કૉલેજના પ્રથમ વર્ષમા હુ દાખલ થયો એ જ વર્ષમા કૉલેજ પુસ્તકાલયમાથી 'ભાવનાસૃષ્ટિ'ની નાનકડી પુસ્તિકા હાથમા આવી એમાનુ બીજુ બધુ ઝાઝુ સમજાયુ નહિ પણ નીચેની આ પક્તિઓ સ્મરણમા કોતરાઈ ગઈ

"સ્મશાન જેવા મુજ ચિત્તમાં, પ્રભો!<br>
વીતેલ સ્વપ્નો અમથા ભમે છે<br>
શુ જ્ઞાન તેને કદી યે સમાવશે?<br>
કે માનવી સ્વપ્નમહીં જ છૂટે?"

આ પંક્તિઓમાં રહેલી વેદનાને કારણે કે પછી એમાં રહેલા 'રોમેન્ટિક તત્ત્વ'ને કારણે, ગમે તે કારણે હોય, પણ એ પંક્તિઓ એ સમયમાં ઘણી ગમી ગયેલી. 'ભાવનાસૃષ્ટિ'ના લેખક તરીકે પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું નામ વાંચ્યું હતું. આ અને એવી બીજી એમની ઘણી પંક્તિઓ વાંચ્યા પછી લાગે છે કે એમણે કાવ્યો લખ્યાં હોત તો તેઓ સરસ કવિ થયા હોત. એમનું હૃદય કવિનું છે. પણ કૉલેજનાં પહેલાં બે વર્ષમાં એમનો ઝાઝો પરિચય થયો નહિ. અમે એમને દૂરથી આવતાજતા જોઈ રહેતા. બીજા અધ્યાપકોની માફક અધ્યાપકખંડની બહાર એઓ વારંવાર આવજા કરતા દેખાતા નહિ એટલે અઠવાડિયામાં કોઈક જ વાર એમને અમે જોતા. જેમ જેમ સાહિત્યનો પરિચય વધતો ગયો તેમ તેમ અમે એમના નામથી પરિચિત થતા ગયા છતાં એમના પ્રત્યક્ષ પરિચયમાં આવવાની તક એ બે વર્ષો દરમિયાન મળી નહીં. એ બે વર્ષોમાં ગુજરાતી સાહિત્યમંડળની પણ સ્થાપના નહોતી થઈ એટલે બીજા કોઈ કાર્યક્રમોમાં પણ એમની વાણી સાંભળવાની મળી નહીં.

આ સુઅવસર અમને મળ્યો ૧૯૪૦ ના જૂનમાં. ઇન્ટર આર્ટ્સની પરીક્ષા પાસ કરી અમે જુનિયર બી. એ.માં દાખલ થયા અને ગુજરાતી ઑનર્સના વર્ગમાં ગયા ત્યારે એ વિષયના પહેલા જ પિરિયડમાં શ્રી. ત્રિવેદી સાહેબ આવ્યા. મોટા વર્ગમાંથી આ નાના વર્ગમાં અમે પહેલી જ વાર ગયેલા એટલે જૂની ચંચળતા ખરી અને વિષયના અભ્યાસ વિશેની ગંભીરતા પણ ઓછી. એઓ આવીને ખુરશી પર બેઠા. તે સમયમાં પણ ગુજરાતીના વર્ગો આજે લેવાય છે એ જ એમ. ટી. બી. કૉલેજના પંદરમા ઓરડામાં લેવાતા. આખા વર્ગને પોતાના એક જ દૃષ્ટિપાતથી એમણે જોઈ લીધો. એ દૃષ્ટિથી જ અમારી ચંચળતા ચાલી ગઈ. અમને અભ્યાસની ગંભીરતાનું ભાન થયું અને ત્યાર પછીનાં વર્ષોમાં પણ કોઈ વિદ્યાર્થીએ એમની હાજરીમાં ચંચળતા બતાવી હોય એમ સ્મરતું નથી. તોફાનીમાં તોફાની વિદ્યાર્થીઓ પણ એમના પિરિયડમાં શાંત થઈ બેસતા એટલો પ્રભાવ એમના વ્યક્તિત્વનો અમે અનુભવ્યો છે.

ત્યાર પછી એમણે બધા વિદ્યાર્થીઓને તેમની અટક પૂછવા માંડી. એમાં ક્યાંક વિચિત્ર અટક આવતી તો એનો અર્થ એઓ પૂછતા અને એવી અટક પડવાનું કારણ પૂછતા. કોઈક વાર પોતાને લાગતાં કારણો દર્શાવતા. અમારી જોડે એક શેઠ અટકવાળા વિદ્યાર્થી હતા. એ ભાઈ શેઠનો ઉચ્ચાર 'સેડ' કરે. રોજ ત્રિવેદી સાહેબ એનેઅટક પૂછે અને પેલા ભાઈ 'સેડ' બોલે; રોજ ત્રિવેદી સાહેબ એ ઉચ્ચાર સુધરાવે અને મને ખ્યાલ છે ત્યાં સુધી એ ભાઈ એકાદ મહિનામાં ચોકસાઈપૂર્વક સાચો ઉચ્ચાર કરતા થઈ ગયેલા. આ પ્રસંગ ભાષાશુદ્ધિ વિશેનો એમનો આગ્રહ અને સચેતતા સૂચવે છે. એ વખતે અમારા વિદ્યાર્થી વર્ગમાં એક વાત પ્રચલિત થયેલી કે ત્રિવેદી સાહેબ પોતાના ઉપર આવતી કંકોત્રીઓમાં જોડણીની ભૂલો સુધારી ચાંલ્લા સાથે એ કંકોત્રી પાછી મોકલે છે. એ વાત સાચી હોય કે ખોટી પણ ત્રિવેદી સાહેબ ભાષાશુદ્ધિના કેટલા આગ્રહી છે તેની પ્રતીતિ એમના વિદ્યાર્થીઓને સતત થયા કરતી અને તેથી એ બધા ઉચ્ચાર અને લખાણમાં ખૂબ સાવધાન રહેતા. ઉપર ટાંકેલી વાતના અનુસંધાનમાં મેં એક વસ્તુ એમના નિકટના પરિચયમાં આવ્યા પછી જોઈ છે. પોતાના વિદ્યાર્થીઓ જ્યારે લગ્નની કંકોત્રી એમને આપવા આવતા ત્યારે એ કંકોત્રીમાં જોડણીની ભૂલો હોય તો તે તરફ ત્રિવેદી સાહેબને ધીરેથી વિદ્યાર્થીનું ધ્યાન દોરતા મેં જોયા છે.

એ વર્ષોમાં ત્રિવેદી સાહેબ અમને અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ શીખવતા. અમારા અભ્યાસક્રમમાં માર્લોના સમયથી માંડી ટેનિસનના સમય સુધીનો ઇતિહાસ ભણવાનો હતો. રોજ ત્રિવેદી

સાહેબ ઇતિહાસના એકાદ બે પુસ્તક લાવે એમાંથી થોડુંક વિદ્યાર્થીઓ પાસે વચાવે વાંચતી વખતે જો કોઈ વિદ્યાર્થી ઉચ્ચારમાં ભૂલ કરે તો તરત જ તેને અટકાવી એ ભૂલ સુધારે. કોઈક અંગ્રેજી શબ્દનો અર્થ પૂછે પછી પોતે પોતાની લાક્ષણિક શૈલીમાં વિવેચન કરી એ લેખક કે કૃતિ વિશે પોતાના મૌલિક વિચારો દર્શાવે નોંધપાત્ર કૃતિઓ સાથે લેતા આવે અને તેમાંના ધ્યાનપાત્ર ફકરાઓ વિદ્યાર્થીઓ પાસે વચાવી તેનું રસદર્શન કરાવે આખા સમય દરમ્યાન કોઈ વિદ્યાર્થી બેધ્યાન રહી શકે જ નહિ, કારણ કોને ભાગે ક્યારે અને ક્યાંથી વાંચવાનું આવશે તે કહી શકાય નહીં એ બે વર્ષોના અભ્યાસ દરમ્યાન અંગ્રેજી સાહિત્યનો આખો ઇતિહાસ આત્મસાત્ થઈ ગયો લેખકો અને તેમની કૃતિઓ વિશે અમે જેટલું ઇતિહાસના પુસ્તકોમાંથી જાણ્યું તેના કરતાં વિશેષ ત્રિવેદી સાહેબનાં વ્યાખ્યાનો અને એમણે આણેલી જુદી જુદી કૃતિઓમાંથી જાણ્યું માર્લો, બેન જોન્સન, ડ્રાયડન, પોપ ન્યૂમેન જેવા કેટલાય સર્જકોના સર્જનની દુનિયામાં એમણે અમને ફેરવ્યા આજે પણ વાંચેલા કરતાં એમની પાસે સાંભળેલામાંનું ઘણું ઘણું યાદ આવે છે

ગુજરાતી સાહિત્યની અનેક પ્રશિષ્ટ કૃતિઓનો આસ્વાદ એમની પાસે અમે કર્યો હતો વિવેચનના સિદ્ધાંતો, સાહિત્યનાં સ્વરૂપો કાવ્યના લક્ષણો જેવા શાસ્ત્રીય વિષયોનું ઊંડું પરિશીલન એમણે અમને કરાવ્યું છે વ્યાકરણ અને ભાષાશાસ્ત્ર જેવા શુષ્ક અને કઠિન ગણાતા વિષયોને રસમય બનાવી સમજાવતા અમે એમને સાંભળ્યા છે પ્રત્યેક વિષય ઉપર એમણે પોતાનું મૌલિક ચિંતન આપ્યું છે પુસ્તકમાંથી થોડું વાંચી વચાવી તેના ઉપર પોતાની ધીરી અને ગભીર વાણીમાં એઓ વિવેચન કરે એમાં એમની મૌલિકતા હોય, ઊંડાણ હોય, આગવો કોઈક નવો વિચાર હોય, નવો કોઈ સિદ્ધાંત હોય, જૂના સિદ્ધાંતનું નવું અર્થઘટન હોય કે કોઈ કાવ્યનું નવું જ રહસ્યદર્શન હોય, ગમે તે હોય પણ તે એમનું પોતાનું જ હોય કોઈના અવતરણો એમાં આવે નહિ અને જો કોઈ આવે તો પોતાની ચર્ચાની ભૂમિકારૂપે એ સમયમાં આ બધું સમજવાની અમારી શક્તિ પરિમિત પણ આજે જ્યારે એ બધા સંગ્રહને ફરી જોઈએ છીએ ત્યારે એમના ચિંતનના ઊંડાણનું એમની મૌલિકતાનું અને ગમે તેવા કપરા વિષયને રસમય બનાવવાની એમની શક્તિનું અમને ભાન થાય છે શ્રી વિષ્ણુપ્રસાદ સાચા અર્થમાં અધ્યાપક છે અને જ્યારે આજે અમે અમને અધ્યાપક કહેવડાવીએ છીએ ત્યારે અમે કેટલા ઊણા છીએ તેનું ભાન પણ સાથે સાથે થાય છે એમની વાણી હમેશાં ધીરી અને ગભીર રહેતી ઉશ્કેરાટ કે આવેશ એમાં અમે ક્યારેય જોયો નથી એ વાણીમાં કટાક્ષ કે દંશ લેશમાત્ર પણ હોય જ ક્યાંથી? સૌમ્યતા એમના વ્યક્તિત્વનું અનોખું લક્ષણ છે કોઈના વખાણ કરે તો તે પણ પ્રમાણમાં અને કોઈની ટીકા કરે તો તે પણ સમભાનપૂર્વક એમનાં વિવેચનોમાં દોષદેખાપણું ક્યારેય અમે જોયું નથી એમની આ ધીરી અને ગભીર વાણી અમે આદરપૂર્વક સાંભળી રહેતા એમની વાણી સાંભળી એ વાણીના વક્તા પરત્વે આદર અને અહોભાવ જ જન્મે આમ એ ધીરગભીર પ્રકૃતિના છતાં વર્ગમાં હમેશાં એ પ્રસન્નમુખ જ હોય એમની હાજરીમાં અમને એમનો પ્રભાવ લાગતો, છૂટ લઈ શકાતી નહિ, છતાં ભારેખમપણાનો કે પાંડિત્યની શુષ્કતાનો અનુભવ જરાય થતો નહિ એઓ હળવા બની શકતા, રમૂજ પણ કરતા અને નર્મ મર્મ દ્વારા વર્ગને હસાવતા પણ ખરા એમના પિરિયડમાં અમને જ્ઞાન તો મળતું જ પણ ગમ્મત પણ પડતી કંટાળો કદી યે આવ્યો નથી એમના પિરિયડો ગુમાવવા પરવડતા નહિ એટલું જ નહિ પણ ગુમાવવા ગમતા પણ નહિ અમે હોંશે એમાં જતા

૧૯૩૮ના જૂનથી ૧૯૪૨ નાં માર્ચ સુધીનો સમય રાજકીય બાબતોમાં ઝાઝા ઉશ્કેરાટ વિનાનો સમય હતો. એટલે એ બાબતોમાં અમને એમના વિચારો જાણવા મળતા નહિ. પણ યાદ છે ત્યાંસુધી કૉલેજમાં એકાદ એવો બનાવ બની ગયેલો જેમાં અમારા વર્ગના થોડાક વિદ્યાર્થીઓ સંડોવાયા હતા. તે દિવસે ત્રિવેદી સાહેબ વર્ગમાં દાખલ થયા ત્યારે અમે પહેલી જ વાર એમના મુખ ઉપર વ્યગ્રતા જોઈ. ક્રોધ નહોતો પણ દુઃખ હતું. એમણે તે દિવસે અભ્યાસના વિષયને બદલે વિદ્યાર્થી-જીવનની જવાબદારી ઉપર ગંભીર વ્યાખ્યાન આપ્યું અને તેમાં પણ સાહિત્યના વિદ્યાર્થીની દૃષ્ટિ તો ઊંચા પ્રકારના સાહિત્યના અભ્યાસથી કેવી શુદ્ધ અને સાત્ત્વિક રહેવી જોઈએ અને એનું વર્તન પણ કેવું શુદ્ધ રહેવું જોઈએ તે એમણે કહ્યું ત્યારે આખા વર્ગે સ્તબ્ધતાથી એ સાંભળ્યું. એમાં પણ અમે ક્યાંય કોઈ તરફ ક્રોધ જોયો નથી. માત્ર બની ગયેલા બનાવ તરફ દુઃખની લાગણી વારંવાર વ્યક્ત થતી જોઈ હતી.

૧૯૪૪ના વર્ષમાં કૉલેજમાં 'ગુજરાતી સાહિત્યમંડળ'ની સ્થાપના થઈ. અમારા મંડળના પ્રમુખ હતા શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી. એ મંડળની પ્રવૃત્તિમાં એઓ ઉત્સાહપૂર્વક ભાગ લેતા અને યોગ્ય દોરવણી આપતા. એ મંડળના આશ્રયે ગુજરાતી સાહિત્યના કેટકેટલા સમર્થ વિદ્વાનોનાં વ્યાખ્યાનો અમે સાંભળ્યાં છે. આ બધા વિદ્વાનોનો ત્રિવેદી સાહેબ પ્રત્યેનો આદર જોઈ અમે મુગ્ધ બની જતા. સ્વ. બળવંતરાય ઠાકોર જેવા દુરારાધ્ય વિદ્વાનને પણ એમની સાથે આદર અને મમતાથી વાત કરતા અમે જોયા છે. એક વિદ્વાન સાહિત્યકારે તો કહેલું પણ ખરું કે 'વિષ્ણુપ્રસાદ છે ત્યાં સુધી સૂરત અમારે માટે યાત્રાનું સ્થળ છે.' આ બધું જોઈ આવા સૌના સંમાન્ય અને સમર્થ ગુરુના અમે વિદ્યાર્થીઓ છીએ એ ભાન થતાં અમે ધન્યતા પણ અનુભવતા.

એમ. એ. નાં બે વર્ષોમાં એમની પાસે અભ્યાસ કરવાનું હવે ઓછું બન્યું. અઠવાડિયામાં એક જ પિરિયડ એઓ લેતા અને તેમાં પણ ૧૯૪૨ ના ઑગસ્ટના આંદોલનને કારણે તે પણ થોડા વખત માટે બંધ થયું. પણ મને મારા ગુરુના નિકટતમ પરિચયમાં આવવાનો અવસર પ્રાપ્ત થયો. મારી અધ્યાપક તરીકેની કારકિર્દીના સમયથી. એમનો વિદ્યાર્થી તો હું રહ્યો જ, પણ એમના સ્વજનસમા પ્રેમને પ્રાપ્ત કરવાનું વધારે મોટું સદ્‌ભાગ્ય મને મળ્યું. જરા જેટલી મુશ્કેલી લાગતાં એમની પાસે દોડી જવાનું હવે વધારે સરળ બન્યું. સમભાવ અને મમતાથી અમારી મુશ્કેલી એઓ દૂર કરતા. એમની સાથે વાત કરતા વિદ્વાનોને વધારે નજીકથી નીરખવાનો લહાવો મળ્યો અને કોઈક વાર ચર્ચામાં ઊતરવાની હિમ્મત પણ આવી. એમના જ્ઞાનની અગાધતાનાં અને સર્વદેશીયતાનાં વધારે ને વધારે દર્શન થયાં. ચર્ચામાં કદાચ મતભેદ થતો તો પણ એમનાં સમભાવ ને મમતા ઓછાં થતાં નહિ. કદાચ અમે વિતંડામાં ઊતરી પડતા તો એ મૌન ધારણ કરતા અને એથી અમને અમારી ચૂકનું ભાન થતું. ઉચ્ચારમાં ચૂક થતી તો તરત એઓ કોશ ઉઘાડી આ ઉચ્ચાર આમ થાય એમ ધીરેથી સૂચવતા. કોઈક શબ્દનો અર્થ, તો કોઈક શબ્દની વ્યુત્પત્તિ કે પછી કોઈ અંગ્રેજી શબ્દના ગુજરાતી પર્યાયની ચર્ચા થતી તો તરત જ એમને વિવિધ કોશોની મદદ લેતા જોઈ એમની ચોકસાઈનું ભાન થતું અને 'આમ હશે' એમ માની લેવાની અમારી ટેવને સુધારવાનું નમ્ર છતાં કડક સૂચન મળતું. પોતાનો વિદ્યાર્થી અધ્યાપક તરીકે તેજસ્વી થાય એ એમની અવિરત ઝંખના હતી. એને આગળ પાડવાને એઓ સતત તત્પર રહેતા. એક પિતાની માફક એના કલ્યાણની એઓ અહર્નિશ ઝંખના કરતા.

જેવી એમની મમતા તેવી જ એમના કુટુંબીજનોની મમતા. ત્યાં અમને હમેશાં હૂંફ અને પ્રેમ જ મળ્યાં છે. જ્યારે સાહિત્યની ચર્ચા થતી ત્યારે તેમાં એમનાં બાને અને સૌ. શાન્તાબહેનને હોંશપૂર્વક ભાગ લેતાં કે ધ્યાનપૂર્વક સાંભળતાં જોઈ આપણને સહેજે થાય કે સંસ્કારની આવી સુવાસ આજે કેટલાં કુટુંબોમાં હશે? સૌનું સૌજન્ય જોઈ ત્યાં જવાને મન પ્રેરાય એ બધાંના પ્રેમથી અને મમતાથી મન ભર્યું ભર્યું બનતું. અને એમના ઉદાર આતિથ્યનો અનુભવ તો સૌ કોઈ કરતા. અપરિચિતને પણ પરિચિતતાનો અનુભવ થાય એવું માયાળુ અને વિવેકી વાતાવરણ અમને ત્યાં મળતું.

અગાધ પાંડિત્ય નીચે એમનું હૃદય અત્યંત સંવેદનશીલ છે એનો અનુભવ પણ અમને વારંવાર થતો. ૧૯૪૭ પછી દેશમાં ધર્મના તોફાનોથી એમના હૃદયને દુઃખ થતું અમે જોયું છે. ગુજરાતીઓ સામે થતા આક્ષેપો સામે એમના પુણ્યપ્રકોપને પ્રગટ થતો જોયો છે અને છતાં ધર્મની બાબતમાં કે ભાષાની બાબતમાં એઓ સંકુચિતતાથી હંમેશ પર રહ્યા છે. કોઈના દુઃખની કે મૃત્યુની વાત સાંભળી એમનું હૃદય દ્રવી ઊઠતું અને એ જાણી એની વાત કરતાં અમે અચકાતા પણ ખરા. પોતાનાં કુટુંબીજનોની જેમ અમારા જેવાની પણ એ કાળજી રાખતા અને વારંવાર બેદરકારી માટે ટોકતા પણ ખરા.

યુનિવર્સિટીની ઉજ્જવલ કારકિર્દી પછી અધ્યાપક તરીકે એમણે સમુજ્જવલ કીર્તિ પ્રાપ્ત કરી છે. ચાર દાયકાની આ કારકિર્દી દરમ્યાન આપણી બે પેઢીને એમણે ઘડી છે. ભાષાસાહિત્યના અધ્યાપનની સાથે ગુજરાતી ભાષાની અને ગુજરાતી જીવનની અસ્મિતાને એમણે પોષી છે. ગુજરાતી ભાષાના ઉત્કર્ષને એમણે સર્વદા ઝંખ્યો છે. ગુજરાતીને ગુજરાતની યુનિવર્સિટીઓમાં બોધભાષા બનાવવા માટે એમણે અવિરત પ્રયાસો આદર્યા છે. આ બધા પ્રયત્નો એમનો પ્રેમ જ્ઞાનમૂલક અને ઉત્કટ છે એ શુદ્ધ પ્રેમથી પ્રેરાઈને જ એમણે પોતાનાં વિવેચન અને ચિંતનનું સર્જન કર્યું છે. ગુજરાતી સાહિત્ય અને સંસ્કારના ગુણનિરૂપણમાં જ નહિ, એના દોષોના બયાનમાં પણ એમણે ગુજરાતી સાહિત્ય પ્રત્યે ગાઢ પ્રીતિ દાખવી છે. એમની આ તત્ત્વનિષ્ઠ પ્રીતિથી ગુજરાતી સાહિત્યની અને ગુજરાતી જીવનની વ્યક્તિતા સુરૂપ થઈ છે. એમના લખાણોમાં અને વ્યાખ્યાનોમાં પ્રગલ્ભ વ્યક્તિમત્તા, ઊંડી વિદ્યોપાસના અને ઉન્મેષશાળી બુદ્ધિ છતી થાય છે. મૂલ્યાંકનનાં ઊંચાં ધોરણો, ભાવનાપ્રેમ અને ઐતિહાસિક દૃષ્ટિ તથા ધાર્મિક, સામાજિક કે રાજકારણી પૂર્વગ્રહોથી મુક્ત શુદ્ધ હેતુવાદીની નિર્ભયતા એમના વ્યક્તિત્વનાં આગળ પડતાં લક્ષણો છે. એમનામાં સંસ્કૃતિપ્રેમ છે, ધાર્મિક ઘેલછા નથી. ભાષાપ્રેમ છે પણ ભાષાવાદી ઝનૂન નથી. પ્રાચીન કે નવીન, ભારતીય કે પાશ્ચાત્ય, ગુજરાતી કે પરપ્રાન્તીય જે જે વિશિષ્ટ વા સુંદર છે તે તે એમણે પ્રશસ્યું છે. અને આ બધાથી જ એમની સાથે સંમત ન થનારનો પણ એમણે આદર પ્રાપ્ત કર્યો છે.

આ નાનકડા લેખમાં કેટલું કહી શકાય? સામાન્ય રીતે વિદ્વાન ગુરુઓની ઉગ્રતા, દુર્ધર્ષતા વગેરે ઘણું સાંભળ્યું છે પણ વિદ્વત્તા ને નમ્રતા, સૌમ્યતા, મમતા, સહિષ્ણુતા અને ઉદાત્તતા પોતાના ગુરુ પાસે મેળવવાનું ભાગ્ય બહુ ઓછાના લાભમાં હોય છે. અમને એ સદ્ભાગ્ય અમારા જીવનના એ પાના માટે અમે ધન્ય માનીએ છીએ. આ અમૂલ્ય લહાણીને કે નમ્રતાને બદલે સ્વરૂપ આપી આ ધન્ય પ્રસંગે અમારી નમ્ર અંજલિ અર્પણ કરતાં અનુભવીએ છીએ. અમને જે અમૂલ્ય મળ્યું છે તેના બદલામાં એ સિવાય બીજી કઈ ગુરુદક્ષિણા આપી શકીએ? અંતમાં અમે એમના વિદ્યાર્થીઓ પ્રાર્થીએ કે એમનું સાત્ત્વિક વિદ્યાવ્યાસંગી જીવન સ્વાસ્થ્ય અને સુદીર્ઘ બનો અને અમારા જેવા અનેકને ચિરકાળ સુધી પ્રેરણા આપતું રહો!

★

## કેળવણીકાર વિષ્ણુભાઈ

શ્રી. ચન્દ્રવદન ચૂનીલાલ શાહ

સાહિત્યકાર ને વિવેચક વિષ્ણુભાઈ આપણા શિક્ષણના વર્તમાન પ્રશ્નોના પણ ઊંડા અભ્યાસી છે એમણે એનો ગભીરપણે વિચાર કર્યો છે ને વખતોવખત પોતાના મતવ્યો સ્પષ્ટપણે રજૂ કર્યા છે. ભાષા અને સાહિત્ય એ એમના અધ્યયનનો પ્રથમ પસદગી પામેલો, પ્રિય વિષય, અધ્યાપન કાર્ય અને વિવેચના એ એમણે સ્વીકારેલુ સાહિત્ય-વિદ્યાની ઉપાસનાનુ મુખ્ય વાહન, આમ છતાં એમના ચિંતનનુ ક્ષેત્ર જીવન-વ્યાપી રહ્યુ છે જીવનને સ્પર્શતા અનેક પ્રશ્નોની ચર્ચા-વિચારણા એમણે કરી છે એમના જેવા તત્ત્વચિંતક અધ્યાપન કાર્ય કરતા કરતા સક્રાતિકાળમા પલટાતી જતી શિક્ષણની ફિલસૂફી, જરૂરતો, પદ્ધતિઓ ને તગડ અને તેમાથી ઉદ્ભવતી સમસ્યાઓથી અલિપ્ત રહે એ અસભવિત છે એના આઘાત-પ્રત્યાઘાતો એમના સવેદનશીલ હૃદયને સ્પર્શ્યા વિના ન જ રહી શકે એ દેખીતુ છે

એક નોધપાત્ર બીના એ છે કે શ્રી વિષ્ણુભાઈએ શિક્ષણના સમગ્ર ફલકને આવરી લેતા પ્રશ્નોનો વિચાર કર્યો છે ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રમા કામ કરતા હોવા છતા એમણે શિક્ષણનાં વિવિધ ક્ષેત્રોને સ્પર્શતા અનેક પ્રશ્નોમા રસ દાખવ્યો છે શિક્ષણની તરાહ, શિક્ષણનુ માધ્યમ, માધ્યમિક શિક્ષણનુ સ્વરૂપ, ઉચ્ચ શિક્ષણમા સાહિત્ય અને વિજ્ઞાનનુ સ્થાન, ત્રણ વર્ષનો સ્નાતક પદવીનો અભ્યાસક્રમ, ઉચ્ચતર માધ્યમિક શાળાન્ત પરીક્ષામા પરિણમતો શાળાકીય અભ્યાસક્રમ, ઇત્યાદિ પ્રશ્નોનો એમણે તત્ત્વચિંતક ને તત્ત્વશોધકની અદાથી ઊંડો અભ્યાસ કરીને પોતાના મતવ્યો બાધ્યા છે ને તે નીડર વિવેચકની લાક્ષણિકતાથી વ્યક્ત કર્યા છે

### સ્પષ્ટ ને નીડર અભિવ્યક્તિ :

પોતાના મતવ્યોની સ્પષ્ટ ને નીડર અભિવ્યક્તિને હુ શ્રી વિષ્ણુભાઈની શિક્ષણવિષયક વિચાર ધારાનુ ખૂબ નોધપાત્ર લક્ષણ ગણુ છુ જ્યારે સરકાર યા સમાજમા પ્રતિષ્ઠા ધરાવનાર આગેવાન વ્યક્તિઓ અમુક અભિપ્રાય ધરાવતી હોય યા એનો સ્વીકાર કરાવવા આગ્રહ સેવતી હોય ત્યારે પણ એનો સબળ સામનો કરી, વિચારપૂર્વક બાધેલા મતવ્યોને મક્કમતાથી વળગી રહેવાનો શ્રી વિષ્ણુભાઈનો નિરધાર લોકોની આજની સામાન્ય વલણ જોતા ખૂબ પ્રશસનીય બન્યો છે આના એકબે ઉદાહરણો જુઓ

ઉચ્ચ શિક્ષણના માધ્યમનો પ્રશ્ન ગૂજરાતમા ખૂબ વિવાદાસ્પદ બન્યો છે શ્રી વિષ્ણુભાઈના શિક્ષણવિષયક લખાણમા આ પ્રશ્નની ચર્ચાએ જેટલુ સ્થાન લીધુ છે એટલુ બીજા કોઈ પ્રશ્ને ભાગ્યે જ લીધુ હશે એમને મન આ સિદ્ધાતનો ને શ્રદ્ધાનો પ્રશ્ન હોવાથી એમા એઓ કશી બાધછોડ કે સમાધાન કરી શકે એમ નથી રાજકોટમા મળેલી સાહિત્ય-પરિષદમા હિન્દીને ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકે સ્વીકારવા માટેનો ઠરાવ રજૂ થયો ગૂજરાતની નામાકિત ને આગેવાન વ્યક્તિઓએ એનુ સમર્થન કર્યા છતા શ્રી વિષ્ણુભાઈએ એનો વિરોધ કરતાં કહ્યુ કે—

'જે ઠરાવ શ્રી ઠક્કરબાપા તથા શ્રી દરબાર ગોપાળદાસ હિંમતસિંહભાઈ દિવેટિયા જેવા નામાકિત પુરુષોએ રજૂ કર્યો છે અને જેને, હુ સમજુ છુ, શ્રી મુનશીનો ટેકો છે, તેનો વિરોધ કરતા મને બહુ સકોચ થાય છે પણ

આ ઠરાવ અસાધારણ મહત્ત્વનો છે આવતી પેઢીઓનું બૌદ્ધિક ભાગ્ય એની સાથે જોડાયું છે, અને મારી દૃઢ પ્રતીતિ છે કે ઉચ્ચ શિક્ષણમા હિન્દી–હિન્દુસ્તાની બોધભાષા થાય એ આપણા હિતમા–એટલે કે આપણી ઊંચી કેળવણી અને આપણા ભાષા–સાહિત્યના હિતમા નથી, તેથી તેનો વિરોધ કરવા હું આ સભા આગળ ઉપસ્થિત થયો છુ

પછી તો એકેક મુદ્દો લઈ, સચોટ દલીલો કરીને, 'રાષ્ટ્રની સાસ્કૃતિક ને રાજકીય એકતા ખાતર રાષ્ટ્રભાષા દ્વારા ઉચ્ચ શિક્ષણ આપવુ આવશ્યક છે એવી મૂળ વાતનુ એમણે ખડન કર્યું આ બાબતમા એમનાં ચોક્કસ મતવ્યો આપણે હવે પછી જોઈશુ

આપણે બીજુ એક ઉદાહરણ લઈએ ભારત સરકારના શિક્ષણમત્રાલયે થોડા સમય પર શિક્ષણની પુનર્ઘટનાના એક અગરૂપે ઉચ્ચતર વિવિધલક્ષી માધ્યમિક શિક્ષણ અને ત્રણ વર્ષના પ્રથમ સ્નાતક પદવી અભ્યાસક્રમની હિમાયત કરી આખા દેશમા શિક્ષણની એક સરખી તરાહ જાળવવાના ઇરાદાથી એમણે સમગ્ર શાળાકીય શિક્ષણ માટે ૧૧ વર્ષ અને યુનિવર્સિટીમા પ્રથમ સ્નાતક પદવી મેળવવા માટે ૩ વર્ષ મુકરર કર્યાં ઉત્તર ભારતમા તો તે અગાઉ પણ પ્રથમ સ્નાતક પદવી સુધીનો કુલ સમય ૧૪ વર્ષનો જ હતો પરતુ મુમ્બઈ, મદ્રાસ, વગેરે રાજ્યોમા જ્યા શિક્ષણનો કુલ સમય ૧૫ વર્ષનો હતો ત્યા આ બાબત મતભેદ ઊભો થયો અગાઉના મુબઈ રાજ્યના અમલદારો ૧૧ વર્ષના શાળાકીય શિક્ષણની તરાહ અપનાવવાનુ દિલ્હીમા કબૂલ કરી આવ્યા હતા એમણે જોરશોરથી આ વાતની હિમાયત કરવા માડી શિક્ષણકારોમા પણ એક મત એવો નીકળ્યો કે જો ઉત્તર ભારતમા ૧૪ વર્ષના સમગ્ર અભ્યાસ પછી વિદ્યાર્થી સ્નાતક થઈ શકે તો આપણે ત્યા શા સારુ નહીં! સરકાર, સરકારી અફસરો અને મહારાષ્ટ્રના મોટા ભાગના કેળવણીકારોનુ વલણ કુલ શિક્ષણ સમયમા એક વર્ષનો ઘટાડો કરવાની તરફેણ કરનારુ હતુ

આ સજોગોમા પણ ૧૧ + ૩ વર્ષની સૂચિત શિક્ષણ તરાહનો વિરોધ કરી ૧૨ + ૩ વર્ષની તરાહની સતત હિમાયત કરનારા થોડા શિક્ષણકારોમા શ્રી વિષ્ણુભાઈ મોખરે હતા એમણે પોતાના બે સહકાર્યકરો સાથે મળીને એક નિવેદનમા ખૂબ મક્કમપણે જાહેર કર્યું કે—

'હિંદી વિદ્યાર્થીની શૈક્ષણિક જરૂરિયાતો, આધુનિક વિદ્યાની વિવિધતા ને વ્યાપકતા, કેળવણીને પરિપૂર્ણ અને સર્વાંગીણ બનાવે એવી બૌદ્ધિક શિક્ષણને પૂરક અભ્યાસેતર પ્રવૃત્તિઓના શિક્ષણના કાર્યક્રમમા સમાવેશ કરવાની નિવારી ન શકાય એવી જરૂરત અને ભારતીય વિદ્યાર્થીને અનેક ભાષાઓ શીખવાની અનિવાર્ય આવશ્યકતા—આ બધુ ધ્યાનપૂર્વક લક્ષમા લેતા અને એવા મક્કમ નિર્ણય પર આવ્યા છીએ કે સમગ્ર શિક્ષણના કુલ વર્ષોમા ઉમેરો કરવો જરૂરી છે ઘટાડો તો નહીં જ

માધ્યમિક શિક્ષણનો તબક્કો ૮મી શ્રેણીથી શરૂ થઈ પાચ વર્ષ સુધી ચાલવો જોઈએ ૧૨મી શ્રેણીમા ઉત્તીર્ણ થતી વખતે વિદ્યાર્થીએ ૧૭ વર્ષ પૂરા કર્યા હોવા જોઈએ અને યુનિવર્સિટી-પ્રવેશ મેળવવાને તે પાત્ર લેખાવો જોઈએ

આ યોજના પ્રમાણે ભાષાઓના શિક્ષણ માટે લાબો ગાળો મળશે અને તે શિક્ષણના માન્ય સિદ્ધાંતોને અનુરૂપ જ લેખાશે. યુનિવર્સિટીમા પ્રવેશ મેળવતા પહેલા વિદ્યાર્થી પોતાની માતૃભાષા યા પ્રાદેશિક ભાષા ૧૨ વર્ષ હિન્દી ૮ વર્ષ અગ્રેજી ૫ વર્ષ અને સસ્કૃત ફારસી કે અરબી જેવી પ્રશિષ્ટ ભાષા

૩ વર્ષ શીખ્યો હશે શાળાકીય શિક્ષણ પૂરુ કરતા અગાઉ માધ્યમિક શાળામા એક વર્ષ ઉમેરવાથી એને અંગ્રેજીના શિક્ષણ માટે વધારે સમય મળશે અને એ વિષય પર વધુ ધ્યાન આપી શકાશે '

ત્રીજું ઉદાહરણ સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠની સ્થાપના અંગેનુ છે આ વિદ્યાપીઠ માટે મુંબઈ રાજ્ય સરકારે યુનિવર્સિટી ધારા દ્વારા હિન્દીને યુનિવર્સિટીની બોધભાષા તરીકે નક્કી કરી હતી યુનિવર્સિટીના સસ્થાપકોએ આ વાત માન્ય રાખી હતી વળી આ વિદ્યાપીઠ ગ્રામ વિદ્યાપીઠ (Rural University) છે એવો દાવો એના પ્રયોજકો કરતા હતા, અને તેના સમર્થનમાં જોરશોરથી ગાધીજી અને સરદારના નામનો ઉપયોગ કરતા હતા આવે સમયે શ્રી વિષ્ણુભાઈએ એક લેખમા પોતાના વિચારો દર્શાવતા જણાવ્યુ કે—

'આણદમા ગ્રામોન્નતિના વિશિષ્ટ આદર્શો રાખીને વિદ્યાપીઠ થાય એ વસ્તુને અમે વધાવીએ છીએ પણ અમને અત્યન્ત ચિન્તા અને દુ ખ આપનાર વસ્તુઓ નવી યુનિવર્સિટી માટે રાખેલી કેટલીક જોગવાઈઓ છે. ગ્રામ વિશ્વવિદ્યાલય આણદમા અને તેમા કેળવણીનું વાહન હિંદી ! આ તો વદતોવ્યાઘાત છે

સરકાર તો એવી જોગવઈ કરવા માગે છે કે રાજ્યનું કોઈ પણ મહાવિદ્યાલય પોતાના શિક્ષણનુ વાહન હિન્દી કરવા માગતું હોય તો તેને આણદ વિશ્વવિદ્યાલય માન્યતા આપી શકે ! આ કલ્પના કેવી બેહૂદી છે ! કોઈ નગર મહાવિદ્યાલય અને તેના શિક્ષણના કાર્યક્રમમા રૂરલ નો ગધ સરખો ના હોય, છતા તે બોધભાષા હિન્દી રાખે તો તેને આણદ વિશ્વવિદ્યાલય માન્યતા અર્પી શકે આ એકજ વસ્તુ આખી કલ્પનામા કેટલી પોકળતા છે અથવા સરકારના વિચારોમા કેટલુ ધૂધળાપણું છે તે બતાવી આપે છે '

— બુદ્ધિપ્રકાશ તા ૫-૮ ૧૯૫૫



પોતાના જીવનકાળ દરમિયાન એવા અનેક નાનામોટા પ્રસગો બન્યા છે જ્યારે સરકારના અભિપ્રાય કે નિર્ણયો યા લોકમતની વિરુદ્ધ જઈને પણ એમણે પોતાના શિક્ષણવિષયક મન્તવ્યો નીડરપણે ને સ્પષ્ટતાથી રજૂ કર્યાં છે સૂરતમા મહાવિદ્યાલયનો સમય સવારનો રાખવા સારુ એક આંદોલન શરૂ થયુ હતુ, પરતુ એ વિચારનો એમણે પ્રતીતિજનક દલીલો વડે વિરોધ કર્યો હતો દક્ષિણ ગૂજરાત યુનિવર્સિટીની સ્થાપના માટે જ્યારે જોરદાર માગણી કરવામા આવી ત્યારે પણ આવી યુનિવર્સિટી સ્થાપતા પહેલા એને સારુ યોગ્ય ભૂમિકા તૈયાર કરવાનો આગ્રહ શ્રી વિષ્ણુભાઈએ સેવ્યો હતો

વિવાદગ્રસ્ત પ્રશ્નો યા યોજના અગે કોઈની શેહમા તણાયા વિના વિચારપૂર્વક બાધેલા પોતાના અભિપ્રાયોને વળગી રહેવુ ને તેનુ જાહેરમા સમર્થન કરવુ એ મોટી વાત છે એમાથી આપણને શ્રી વિષ્ણુભાઈની ઠરેલ, હેતુલક્ષી ને શાસ્ત્રપૂત જીવનદૃષ્ટિનુ સુભગ દર્શન થાય છે

**માધ્યમનો પ્રાણપ્રશ્ન :**

આગળ કહ્યુ તેમ શ્રી વિષ્ણુભાઈને મન શિક્ષણની બોધભાષાનો પ્રશ્ન ખૂબ મહત્ત્વનો—પાયાના સિદ્ધાતનો પ્રશ્ન છે એની વ્યાવહારિકતા વિશે પણ એમના મનમા લેશ માત્ર શકા નથી વખતોવખત એમણે આ પ્રશ્ન પરત્વે પોતાના વિચારો ખૂબ અસરકારક શૈલીમા વ્યક્ત કર્યા છે એમાથી કેટલાંક અવતરણો અહીં ઉતાર્યાં છે.

'ઉચ્ચ શિક્ષણની વ્યવસ્થાનો પ્રશ્ન વળી પાછો આપણા નેતાઓએ અને શિક્ષણશાસ્ત્રીઓએ ગૂંચવી નાખ્યો છે. એ ગૂંચવણમાં મુંબઈ રાજ્યને વધુમાં વધુ સહન કરવું પડે તેમ છે. નવાઈની વાત તો એ છે કે જેઓ અલગ રાજ્યના હિમાયતીઓ છે તેઓ—બધા નહિ, કેટલાક—બોધભાષાનો પ્રશ્ન તાત્ત્વિક દૃષ્ટિએ જોઈ શકતા નથી. હું પૂછું છું: તમે ગુજરાતી ભાષાનો સર્વાંગી ઉત્કર્ષ ઇચ્છો છો? તો કૃપા કરી તેના વિકાસમાં અવરોધ કરશો નહિ. તમે એમ કહી શકો જ નહિ કે અમુક વિષયનું શિક્ષણ ગુજરાતી ભાષામાં નહિ જ અપાય. તમારી એવી વાત અમને અપમાનજનક લાગે છે. એ ભાષાદ્રોહ છે. આપણી ભાષા જો ગુજરાતી છે તો તે દ્વારા આપણાં બાળકોને સર્વ વિષયોનું ઊંચામાં ઊંચું શિક્ષણ મળવું જોઈએ. એ આપણાં બાળકોનો અધિકાર છે. એ પણ એક પ્રકારની લોકતંત્રની શરત છે.

કોઈ પણ વિષયના શિક્ષણ માટે ભાષાને અનધિકારી ગણો તો તેટલે અંશે ભાષા પાંગળી રહેવાની. બીજી ભાષાની પરિભાષા વાપરો. સમગ્ર ભારતે સ્વીકારેલી પરિભાષા, સૂત્રો, આદિ વાપરો, હિન્દી, બંગાળી, મરાઠી, ફ્રેન્ચ, જર્મન, અંગ્રેજી પુસ્તકો ઉપયોગમાં લો, છૂટથી ઉપયોગમાં લો, પરંતુ વસ્તુ સમજાવવાને ગુજરાતીનો જ ઉપયોગ કરો. પરિભાષા, સૂત્રો, નિયમો આદિની રચના અનુકૂળ ને અનિવાર્ય હોય તો ભલે અંગ્રેજી રહી, પણ તમારી અને વિદ્યાર્થી વચ્ચે માતૃભાષાનો સીધો સંબંધ છે એ રહેવા દો અને ટકવા દો. આમાં આદર્શ સ્થિતિએ પહોંચતાં વાર લાગે. આપણે ધીરજ રાખી શકીએ, પણ સિદ્ધાન્તની બાંધછોડ ના કરીએ. કોઈ પણ વિષયમાં માતૃભાષા જેવું સરળ ને સહજ બીજું વાહન નથી. અને દરેક વિષયનું ઊંચામાં ઊંચું શિક્ષણ માતૃભાષા દ્વારા એટલે કે ગુજરાતમાં ગુજરાતી દ્વારા જ, અપાવું જોઈએ. વિજ્ઞાન, યંત્રવિદ્યા, કૃષિવિજ્ઞાન, વૈદક, કાયદો—એ સર્વ વિષયોનું જ્ઞાન આદર્શ સ્થિતિમાં માતૃભાષા દ્વારા જ હોય. એ સ્થિતિ આવશે ત્યારે જ દેશની બૌદ્ધિક કાયાપલટ થશે.

—'કેળવણીમાં નાનામોટા પ્રશ્નો' [ગુજરાતમિત્ર—દિવાળી અંક, વિ. સં. ૨૦૧૧]

*

આપણે અંગ્રેજી માધ્યમની વિરુદ્ધ છીએ કેમકે એમાં વિદ્યાર્થીની શક્તિનો ભારે દુર્વ્યય થાય છે. અંગ્રેજી સમજવામાં જ એટલો સમય જાય છે અને શ્રમ પડે છે કે વિષયનો સાક્ષાત્ સંબંધ થતો નથી. નાનપણથી જે ભાષા આપણી સિદ્ધ થઈ છે, જેમાં શ્વાસોચ્છ્વાસની ક્રિયાની જેમ સહજતા અને સરળતાથી આપણે વિચાર-ભાવ વ્યક્ત કરીએ છીએ તે ભાષામાં કોઈ પણ વિષયનું નિરૂપણ થાય ત્યારે વિદ્યાર્થીના ચિત્તનું અનુસંધાન વિષય સાથે સીધું થાય છે. ભાષાનું વ્યવધાન તેને લાગતું નથી. માતૃભાષા જેટલી જે ભાષા સિદ્ધ નથી, વિદ્યાર્થીના ઉદરમાં ઊતરી ગઈ નથી તેમાં શિક્ષણ અપાય તો વિષયના ગ્રહણમાં જરૂર વ્યવધાન અનુભવવાનું. અર્થાત્ હિન્દી મારફત ઉચ્ચ શિક્ષણ અપાય તો વિદ્યાર્થીઓની શક્તિનો દુર્વ્યય અંગ્રેજી જેટલો નહિ પણ અમુક અંશે જરૂર થવાનો. દેશની રાષ્ટ્રીય અને સાંસ્કારિક એકતાને જરા ય આંચ આવ્યા વગર આપણે કેળવણીમાં દુર્વ્યય અટકાવી શકીએ તેમ હોય તો તેમ શા માટે ન કરવું?

ગુજરાતી માધ્યમ થશે તો પણ કેળવણીનાં ઉચ્ચ ધોરણો જાળવવા ગુજરાત પ્રયત્નશીલ જરૂર રહેશે. આજનો અધ્યાપક અંગ્રેજી ઉપરાંત કેટલીક યુરોપી ભાષાઓનો સંપર્ક સાધે છે. ખુદ ગુજરાતીનો અધ્યાપક મરાઠી, બંગાળી ને હિન્દી પુસ્તકોનો યોગ્ય લાગે તો ઉપયોગ કરે છે. એમ કહેવાય છે કે ઉચ્ચ કેળવણીનું માધ્યમ અંગ્રેજી હોવા છતાં ગુજરાતી સાહિત્ય પુષ્ટ થયું છે. ખરું છે. પણ તે લલિત વાઙ્મય કે સૌન્દર્યલક્ષી સાહિત્ય પૂરતું જ ખરું જ છે. જ્ઞાન-વિજ્ઞાનલક્ષી બોધક વાઙ્મય માટે ખરું નથી. એ તો ત્યારે જ પુષ્ટ થાય જ્યારે ઊંચામાં ઊંચી કેળવણીની સંસ્થાઓમાં જ્ઞાન-વિજ્ઞાનના વિવિધ વિષયોની ચર્ચા નિરંતર ગુજરાતીમાં થયા કરે. એ વાઙ્મયવિકાસનું, ભાષાવિકાસનું મોટામાં મોટું ક્ષેત્ર બંધ કરો એટલે ભાષા અને વાઙ્મય કુંઠિત થવાનાં.

અત્યારે અંગ્રેજીની અપેક્ષાએ આપણે નાનમ અનુભવીએ છીએ તે, હિન્દી ઉચ્ચ શિક્ષણનું માધ્યમ થતાં હિન્દીની અપેક્ષાએ અનુભવીશું. આપણા હિન્દી દ્વારા ભણેલા સ્નાતકો માધ્યમિક શાળાઓમાં શિક્ષકો થશે; તેમને ગુજરાતી કરતા હિન્દી દ્વારા ભણાવવું વધારે ફાવશે: અને પરિણામે, માધ્યમિક શાળાઓમાં પણ હિન્દીને માધ્યમ બનાવવાનો આગ્રહ થશે. તમે જે પગલું સૂચવો છો તેનું આ સ્વાભાવિક પરિણામ મને સ્પષ્ટ દીસે છે હિન્દીનું વર્ચસ્વ ઉત્તરોત્તર વધતું જશે અને ગુજરાતી ભાષા વધુ ને વધુ સંકોચ પામશે.

શ્રી. મુનશી આદિએ ગુજરાતી ભાષાસાહિત્યની ખૂબ સેવા કરી છે; ગુજરાતનું હિત તેમને હૈયે છે; સમગ્ર દેશના તેઓ હિતચિન્તક છે. પરતુ પોતે સૂચવેલા પગલાના સ્વાભાવિક પરિણામનો તે તોલ નથી કરતા એમ મને લાગે છે. એમણે આપવા માગેલો અધિકાર હિન્દીને મળ્યા પછી પચાસ-સો વર્ષમાં ગુજરાતી ભાષા નષ્ટપ્રાય થઈ જશે. જે અંગ્રેજી ના કરી શકી તે હિન્દી બહુ ઉતાવળે કરી શકશે, કેમકે હિન્દી સમાન ભાષાકુલની કુટુંબીભાષા તરીકે ગુજરાતીની બહુ નિકટ છે અને પ્રમાણમાં સરળ છે. ગુજરાતી ભાષાના આત્યંતિક વિનાશ માટે આપણી તૈયારી હોય, એવી આપણી ઉદારતા હોય, અમે સંકુચિત નથી, પ્રાન્તીયતાવાળા નથી એમ સિદ્ધ કરવા માટે એવી ભારે કિંમત ચૂકવવાની હોય, તો મારે કં… કહેવાનું નથી.'

[સને ૧૯૪૮ માં જૂનાગઢમાં મળેલા ૧૭મા સાહિત્યસમેલનમાં આપેલા વ્યાખ્યાન…

માધ્યમિક શાળાન્ત પરીક્ષા પછી, યુનિવર્સિટી શિક્ષણના પહેલા વર્ષમાં જ આ પ્રકારનું વિભાજન થવા લાગ્યું. હવે ઉચ્ચતર માધ્યમિક શાળામાં વિવિધલક્ષી અભ્યાસક્રમો (diversified courses) દાખલ થવાને પરિણામે વિદ્યાર્થીને પોતાની વિદ્યાશાખાની પસંદગી બહુ નાની ઉંમરે કરવાની હોય છે.

આ રીતે વિશેષ અભ્યાસની વ્યવસ્થાને પરિણામે સામાન્ય અભ્યાસનું મહત્ત્વ કંઈક અંશે વિસારે પડવાનો ભય ઊભો થયો છે. અન્યોન્યથી અલગ એવી વિદ્યાશાખામાં વહેંચાઈ ગયેલા વિદ્યાર્થીઓ કદાચ વિશેષ અભ્યાસના વિષયમાં વધારે ઊંડું જ્ઞાન પ્રાપ્ત કરી શકશે, પરંતુ એક સમતુલ વ્યક્તિત્વ (balanced personality) ખીલવવા સારુ આ શું પૂરતું થશે? આધુનિક યુગ વિજ્ઞાન યુગ તરીકે ઓળખાય છે. વિનયન શાખામાં ભાષા-સાહિત્યનો અભ્યાસ કરતો વિદ્યાર્થી વિજ્ઞાનની અદ્યતન શોધો અને તેની માનવજીવન પર થનારી અસરથી અપરિચિત રહે એ એને શી રીતે પરવડશે? તે જ રીતે વિજ્ઞાનનો વિદ્યાર્થી ભાષા-સાહિત્યના અનુશીલન વિશે લાપરવા રહે એ કેમ પોસાશે? શિક્ષણનો એક પ્રધાન હેતુ જો વિદ્યાર્થીને જીવનનું પાથેય પૂરું પાડવાનો હોય તો સામાન્ય શિક્ષણના ભોગે વિશેષ શિક્ષણ ઉપર હાલ જે ભાર મુકાય છે તે કોઈપણ કેળવણીકાર સારુ ચિંતાનો વિષય બની જવો જોઈએ.

શ્રી. વિષ્ણુભાઈએ પણ આ બાબતમાં કેટલીક વાર પોતાની ચિંતા વ્યક્ત કરી છે. એક લેખમાં તેઓ લખે છે—

> અત્યારે વિજ્ઞાનના વિદ્યાર્થીઓને, ખેતીવાડી, વૈદક, યંત્રવિદ્યા, હુન્નરવિદ્યાના વિદ્યાર્થીઓને વળી ભાષાસાહિત્ય શીખી શું કામ છે, એમ પૂછનારને કામ-નકામનો સાચો ખ્યાલ નથી એમ ગણવું પડે. પ્રત્યક્ષ ઉપયોગી સિવાયની અનેક વસ્તુઓ ઉપયોગી હોય છે. પ્રત્યક્ષ નિરુપયોગી કિંવા હાનિકર વસ્તુઓ જુદી દૃષ્ટિથી લાભપ્રદ પણ હોય. આપણે જે વાણી બોલીએ છીએ તેનું ઉત્તમ સ્વરૂપ સાહિત્યમાં, કવિતામાં છે. આપણે ગૂઢ-અગૂઢ, અલ્પ-સ્વલ્પ જે ભાવનાની ઝાંખી કરીએ છીએ તેનાં સુસ્પષ્ટ ને આકર્ષક રૂપો સાહિત્યમાં રહેલાં છે. આપણી, માનવજાતની સંસ્કારસમૃદ્ધિ, એના ઉત્તમ આદર્શો એની ઉદાત્તતા, વીરત્વ, પ્રેમ, આદિની કલ્પનાઓ, મનુષ્ય અને તેની આસપાસની સૃષ્ટિ ને પરિસ્થિતિના સંબંધો, તેના મેળ ને સંઘર્ષો, મનુષ્યની ધર્મશ્રદ્ધા અને તેની કરુણા—આ બધાથી અનુપ્રાણિત એવાં સૌષ્ઠવસંપન્ન કાવ્ય, વાર્તા, નાટક, આદિ વાઙ્મય-સ્વરૂપો આ સર્વ સાહિત્યરાશિમાં છે. કોઈને કહેવું કે તારા ઘરની આસપાસ જે વનરાજિ છે, કિલ્લોલતાં પંખી છે, ટમકતા તારા છે, ઘૂઘવતા સાગર છે તેને જોજે મા, એ જેવું અશુભ ને અકલ્પ્ય લાગે છે, તેવું જ અમંગળ આ વચન છે કે ઉત્તમ સાહિત્યના પરિશીલનનો અમને—વેપારીઓને, દાક્તરોને, વૈજ્ઞાનિકોને, યંત્રવિદોને કશો ખપ નથી ..એક વિષયની અતિ નિષ્ણાતતા મનુષ્યને શાણો ને શાહો બનાવતી નથી, પણ બનાવે છે જીવન માટે જે મર્મગામી દૃષ્ટિ જોઈએ તે ઉત્તમ સાહિત્યના વાચનથી પ્રાપ્ત થાય છે. વિદ્યાર્થી ભલે કીટાણુશાસ્ત્રમાં કે ખગોળશાસ્ત્રમાં પારગત થાય, પણ તે સાથે તેને ઉચ્ચ સાહિત્યનું પાથેય આપવું જોઈએ તેથી મારું માનવું છે કે વિદ્યાર્થીએ ગમે તે વિદ્યાશાખા પસંદ કરી હોય—વિજ્ઞાન કે વાણિજ્ય—ત્યાં સારી ક્ષમતાવાળો સાહિત્યનો અભ્યાસ થવો જોઈએ...
>
> —'ઉચ્ચ કેળવણીમાં નવા પ્રસ્થાન' ['જન્મભૂમિ', વાર્ષિક, જૂન ૧૯૫૪]

*

અહીં શ્રી. વિષ્ણુભાઈના મન્તવ્યનો પ્રધાન સૂર એ છે કે શિક્ષણ એકાંગી બનવું ન જોઈએ. વિજ્ઞાનનો વિદ્યાર્થી જો સાહિત્ય–લલિતકલાની સંસ્કારિતાની કેળવણી નહીં પામે તો વાસ્તવિક જીવન માટે પાંગળો બની જશે એવો એમને ડર છે, ને એ સ્વાભાવિક છે. એ જ રીતે વિનયન વિદ્યાશાખાના વિદ્યાર્થીનું શિક્ષણ પણ વૈજ્ઞાનિક સૂઝ ને વૈજ્ઞાનિક પદ્ધતિના પરિચય વિના અધૂરું જ રહે છે એ વિચાર પણ શ્રી. વિષ્ણુભાઈના લખાણમાં અપેક્ષિત રહ્યો છે. એમણે એને સ્પષ્ટ રીતે અભિવ્યક્ત ન કર્યો હોય તો સંભવ છે કે આજે વિજ્ઞાનના અભ્યાસનું આકર્ષણ ઘણું વ્યાપક ને ભારે હોવાથી એમણે આ વાત તરફ જનતાનું ધ્યાન દોરવાનું આવશ્યક નહીં માન્યું હોય. છતાં 'શિક્ષણ એકાંગી ન હોવું જોઈએ' એવા એમણે સ્વીકારેલા શિક્ષણના પાયાના સિદ્ધાંતમાંથી આ વસ્તુ ફલિત થાય છે જ.

## સંસ્કારિતાનું શિક્ષણ :

પ્રધાનતઃ મુ. શ્રી. વિષ્ણુભાઈ સાહિત્યનો જીવ છે. આજે સાહિત્ય ને સંસ્કારિતાના શિક્ષણની જે રીતે ને જેટલા પ્રમાણમાં ઉપેક્ષા થઈ રહી છે તેથી એમનો આત્મા કકળી ઊઠે છે. એક લેખમાં તેઓ લખે છે :

> 'જેટલો મોહ એક વખત અંગ્રેજી શિક્ષણનો હતો તેટલો આજે વિજ્ઞાનના શિક્ષણનો છે, અને અનેક માબાપ પોતાનાં બાળકોને તેમની લાયકાત જોયા વિના પણ આ શિક્ષણમાર્ગે ધકેલે છે. એમાં એક રસ્તામાંથી અનેક માર્ગો મળી રહે છે, અને પ્રત્યેક ધોરી માર્ગ સુવર્ણથી ઊભરાતો તેને જણાય છે.. પરિસ્થિતિની આવી સંકડામણમાં સાહિત્ય, સગીત અને અન્ય કલાઓનું શિક્ષણ, ઈતિહાસ અને ફિલસૂફીનું શિક્ષણ, સાહિત્યમાં પણ પ્રશિષ્ટ સાહિત્યનું—સસ્કૃત, પાલી, ફારસી આદિનું શિક્ષણ દબાતું-ચંપાતું પોતાનો માર્ગ કરે છે. તેને કશું ધ્યેય દેખાતું નથી, પોતાની કશી ખાસ લોકસ્વીકૃત ઉપયોગિતા જણાતી નથી; તેને કશાં ધન કે યશનાં આકર્ષણ નથી. તેને સારુ મુકરર કરેલો ધોરી માર્ગ, રહીસહી પ્રતિષ્ઠા અને સ્થાનની સલામતી તેને પાયામાંથી સરતી લાગે છે. કોડિયાના દીપ વતી પોતાનું મોં ઊજળું રાખી, સંસ્કારવાંછુ સમાજ આગળ તેનો ઉપાસક બેઠો છે. ચારે કોર એને માટે અંધારુ છે. આછાપાતળા પ્રકાશે એ જેમ તેમ ગતિ કરે છે, અને એના નાના દીપમાંથી શ્રદ્ધા ગઈ એટલે એનો વિનાશ થવાનો. બધી વાતમાં વૈજ્ઞાનિક દૃષ્ટિ અને ઉપયોગિતાવાદથી શુદ્ધ બ્રાહ્મણધર્મને સમાજે નોખો પાડી દીધો છે, પછી તે અધ્યાપક હોય, સાહિત્યકાર હોય, કે કલાકાર હોય'
>
> —'પથ વિનાનો પથ' [ સવત ૨૦૦૩ના એક દીપોત્સવી અકમાંથી ]

*

આવું ઘેરું ને નિરાશાજનક ચિત્ર દોર્યા પછી, આપણી આજની કેળવણી અને આખું સમાજતંત્ર આપણને વૈજ્ઞાનિક દૃષ્ટિ અને ઉપયોગિતાવાદમાંથી નીપજતા ઈહવાદ અને જડવાદ તરફ ઘસડી જાય છે એવી ફરિયાદ કર્યા પછી, શ્રી. વિષ્ણુભાઈ આપણી સમક્ષ આશાનું એક કિરણ ધરે છે. તેઓ લખે છે :

> '...ભૂતકાળ સાથે આપણે સૂક્ષ્મ રીતે ખૂબ જકડાયેલા છીએ; સામાજિક પ્રણાલીઓ આપણા હૃદયને ખૂબ સંવેદનશીલ અને સુકુમાર રાખી રહી છે; વિજ્ઞાનીઓને છુટ્ટો દોર મળી ગયો નથી; અને ટાગોર, રાનડે, શાસ્ત્રી, આનદશકર, રાધાકૃષ્ણન ને કાલેલકર જેવા બ્રાહ્મણોત્તમો, અને વતમાન ગુજરાતનો

વિચાર કરીએ તો મેઘાણી, પુરાણી, ધૂમકેતુ, વિજયરાય, રવિશંકર રાવળ, ઉમાશંકર, ગટુલાલ, સુન્દરમ્, આદિ બ્રાહ્મણવ્રતીઓ પ્રવાહપતિત થયા સિવાય સંસ્કારિતાનું સિંચન કરી રહ્યા છે.

> આ પંથ લશ્કરના પંથમાં સુવર્ણ પાથર્યું નથી; સત્તાની મોહિની નથી; તેમાં કદાચ ગ્રામ્ય વાહવાહની ઝમક હશે; પણ તેથી સાચો પ્રવાસી નહિ છેતરાય. આ પંથના સોમિયા ઓછા છે, એના પથિકોની ભીડ ઓછી થતી જાય છે. છતાં સંસ્કારિતાના દીપધરનું કામ કોઈ ને કોઈ નાના સમૂહે કરવાનું રહેશે જ. જીવનનાં મૂલ્યો જાળવી રાખવાનું કામ કોઈ વર્ગ તો ઉપાડી લેશે.'
>
> —'પંથ વિનાનો પંથ'

સંસ્કારિતાના દીપધરનું કાર્ય અવિરતપણે ચાલુ જ રહેશે એવી અખૂટ શ્રદ્ધાના બળે શ્રી. વિષ્ણુભાઈ ચારેકોર દષ્ટિગોચર થતાં નૈરાશ્ય ને અંધકારને હટાવીને એક અનુપમ કૃતનિશ્ચયી બ્રાહ્મણધર્મી તરીકે દેખા દે છે. આજની કેળવણી સંસ્કારિતા પ્રસારવાના કાર્યમાં સહાયભૂત થતી નથી એવી એમની ફરિયાદ યથાર્થ છે ને આપણા શિક્ષણવિધાયકોએ તે ધ્યાનમાં લઈ એનું નિવારણ કરવા પ્રયાસ કરવો જોઈએ.

## ઉપસંહાર :

શિક્ષણના કૂટ ને પાયાના વિવિધ પ્રશ્નોની ચર્ચા શ્રી. વિષ્ણુભાઈએ વખતોવખત કરી છે ને પોતાનાં ચિંતન-અનુભવજન્ય મંતવ્યો તેમણે અસરકારક શૈલીમાં રજૂ કર્યાં છે. પોતાના અભ્યાસખંડની ચાર દીવાલો વચ્ચે રહીને નિદિધ્યાસન કરનાર સાહિત્યકાર, વિવેચક ને અધ્યાપક પણ સમાજ અને શિક્ષણના આધુનિક પ્રવાહોથી, વર્તમાન પરિસ્થિતિથી સુપરિચિત રહી શકે છે એવી છાપ શ્રી વિષ્ણુભાઈના શિક્ષણવિષયક લેખો વાંચનાર અભ્યાસીના મન પર પડ્યા વિના નહીં રહે. અધ્યયન, અધ્યાપન, વિવેચન,—પોતાના રસનાં આ પ્રધાન ક્ષેત્રોની બહાર ડોકિયું કરી શિક્ષણની ફિલસૂફી શી હોઈ શકે, શિક્ષણવ્યવસ્થા કેવી હોવી જોઈએ, શિક્ષણનો જીવન સાથે શી રીતે સુમેળ બેસાડી શકાય, હાલની શિક્ષણવ્યવસ્થામાં ભયસ્થાનો ક્યાં છે ને તે શી રીતે દૂર કરી શકાય,—ઇત્યાદિ અનેક મહત્ત્વપૂર્ણ પ્રશ્નોની વિશદ છણાવટથી કોઈ પણ વાચક પ્રભાવિત થયા વિના ન જ રહી શકે. એમની વિદ્યોપાસનાની આ બાજુ પણ જેટલી બોધક ને સુભગ છે તેટલી જ કલ્યાણકારી ને ગૌરવવંતી છે



# વિવેચનની સાધના

**શ્રી. ઉમાશંકર જોશી**

...અને તેટલે અંશે સ્થિતપ્રજ્ઞ થઈ વિવેચન કરવું...
('વિવેચના', પૃ. ૧૫૩)

એક વાર આચાર્ય આનન્દશંકર ધ્રુવ પાસે હું ગયેલો. વિદ્યા અને જ્ઞાનની ઉપાસના વિશે વાતવાતમાં એમણે ઉદ્‌ગાર કર્યો કે 'જે દેવ સ્થાપ્યા તે સ્થાપ્યા.' એ શબ્દો એક મંત્રરૂપે મારા ચિત્તમાં તે પછી ગુંજતા રહ્યા છે. એ મંત્ર જીવનમાં ચરિતાર્થ કરી શકયા હોય તેવાઓના દર્શનથી ધન્યતા અનુભવવાનું પણ ચૂકયો નથી.

સાઠ વરસ વટાવી ચૂકેલા શ્રી વિષ્ણુપ્રસાદભાઈના જીવનકાર્ય ઉપર નજર ફરી વળતાંની સાથે એ મંત્રનો મર્મ સાક્ષાત્ અનુભવ્યાની લાગણી થાય છે. સાહિત્યને – એના વિશાળ અર્થમાં – દેવને સ્થાને સ્થાપીને એને એમણે સારું જીવન નિવેદિત કર્યું છે. અધ્યાપક તરીકેની એમની સંસ્કારવિતરક, સંસ્કારપ્રેરક કામગીરી મારા ધ્યાન બહાર નથી. પણ એમાંય તે કેન્દ્રસ્થાને સાહિત્યનું અનુશીલન જ છે. સાહિત્ય સિવાયના કોઈ વિષયના અધ્યાપક તરીકે એમની કલ્પના થઈ શકતી નથી

સંસ્કૃતિ અને ધર્મના પાયાના ખ્યાલોના પરિવેશમાં સાહિત્ય પદાર્થને જોતા રહેવા એ ટેવાયા છે, અને લોકાવેક્ષણ અને શિક્ષણની મદદથી એમણે પોતાની સાહિત્ય વિશેની સમજને, એકંદરે, બંધિયાર થવા વારો આવવા દીધો નથી.

શિક્ષણના પ્રશ્નો અને કયારેક અન્ય સાંસ્કૃતિક પ્રશ્નો વિશે શ્રી. વિષ્ણુપ્રસાદે અવારનવાર લખ્યું છે અને કદાચ એ લખાણોનો એક સંગ્રહ કરવામા આવે તો તે તે સમયની સમસ્યાઓનુ સ્વરૂપ સમજવા ઇચ્છનારને ઉપયોગી નીવડે. પણ મુખ્યત્વે એમનુ લખાણ સાહિત્યવિષયક જ છે અને તે પણ થોકબંધ નહિ. અધ્યાપકને એક સુખ છે. વર્ગમાં, વર્ગની બહાર ઊભરાતા વાર્તાલાપોમા, કયારેક અનાયાસ ચગતી ચર્ચાગોષ્ઠીઓમાં અધ્યાપકના હૃદ્‌ગતને અભિવ્યક્તિ મળી જાય છે; વિચારબીજોમા રામ હશે તો ઊગશે વિદ્યાર્થીચિત્તોમાં. આ વિચારમયતાની હવા જામી એ મનુષ્યજીવનનું સામૂહિક સર્જનાત્મક સાહસ પોતે જ ઓછું સંતર્પક છે?–એમ, કહો કે, એ વાસનામોક્ષ અનુભવે છે. તેમ છતાં, કોઈ વિચારતંતુઓ મગજમાંથી ખસતા નથી, અનેક વર્ગવ્યાખ્યાનો કે વાર્તાલાપોમાં ગળાયેલ-ચળાયેલ। ખ્યાલો શબ્દદેહ ઝંખે છે, કોઈક સાંસ્કૃતિક પરિસ્થિતિ કે ઘટનાએ જન્માવેલો તાત્કાલિક પ્રત્યાઘાત પ્રગટ કરવો કોઈ વાર જરૂરી બને છે, અને અધ્યાપક પાસેથી એના અધ્યયન-ચિંતનના નિચોડરૂપ લખાણો આપણને મળે છે. બલ્કે, અધ્યાપક લખે એની તે નવાઈ હોય, ન લખે એની જ નવાઈ. માત્ર, એને ઝાઝું લખવાની ટેવ ન હોય તો તે સમજી શકાય, અને નગદ વસ્તુ સિવાયનામાં એ હાથ નાખે તો તે કદાપિ સમજી ન શકાય.

જીવનના આરંભમા શ્રી. વિષ્ણુપ્રસાદે સર્જનાત્મક કૃતિ 'ભાવનાસૃષ્ટિ આપી છે. પણ ગુજરાતી સાહિત્યમાં શ્રી. વિષ્ણુપ્રસાદનુ સ્થાન છે તે સાહિત્યવિવેચક તરીકે 'વિવેચના', 'પરિશીલન',

' અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય ', એ સિવાયના (ષષ્ટિપૂર્તિ પ્રસંગે આ ગ્રંથમાં પ્રગટ થયેલા) લેખોનો સંગ્રહ ૧૯૬૦માં ગુજરાત યુનિવર્સિટીમાં આપેલા ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી વ્યાખ્યાનમાળાના ગોવર્ધનરામ ઉપરનાં વ્યાખ્યાનો, આમ પાંચ પુસ્તકો જેટલું એમની પાસેથી આપણને મળ્યું છે ગુજરાતી સાહિત્યમાં શ્રી વિષ્ણુપ્રસાદ એટલે નિષ્ઠા કેવું શુભગ પરિણામ લાવી શકે છે તેનું નિદર્શન પૂરી પાડી રહેતા ખાસ્સો એક મૂલ્યવાન સંચય ભાષાભંડારમાં ઉમેરાયો છે

વિવેચક તરીકે શ્રી વિષ્ણુપ્રસાદે કાર્ય આરંભ્યું ત્યારે મૂડીમાં એમની પાસે જોવા મળે છે મુખ્યત્વે[1] પાશ્ચાત્ય – ખાસ તો અંગ્રેજી – સાહિત્યના પરિશીલનથી ઘડાયેલી રુચિ પાશ્ચાત્ય સાહિત્યના સૌંદર્યનો અનુભવ કરતાં કરતાં પલોટાયેલી – કેળવાયેલી એ રુચિ કામ પાડે છે ગુજરાતી સાહિત્યરચનાઓ સાથે સંગ્રહસ્થ લેખોમાં શ્રી વિષ્ણુપ્રસાદનો સૌથી પ્રથમ લેખ છે ' સરસ્વતીચંદ્ર ' સાતત્યપૂર્વક પાશ્ચાત્ય સાહિત્યથી રુચિ બંધાઈ, પણ એ તાજગીભર્યા છે ગુજરાતી મહાગ્રંથને સાડ પચીસી વટાવી હોય એવા યુવક માટે એ નાની વાત નથી એક વાર પ્રો બળવંતરાય ઠાકોરે વાતમાં કહેલું મારી સ્કૉલર (અભ્યાસી)ની વ્યાખ્યા કહું ? એક વિચાર લઈને મહાભારતમાં લગાર મારી આવે એ સ્કૉલર ગુજરાતીમાં વિવેચકપદેચ્છુને માટે ' સરસ્વતીચંદ્ર ' અંગેની એવી કામગીરીનું મહત્ત્વ ચીંધી શકાય શ્રી વિષ્ણુપ્રસાદ પૂરતું તો એમના વિવેચક તરીકેના વ્યક્તિત્વનો, એમની સાહિત્યનિષ્ઠાના સ્વરૂપનો, એમના પહેલા લેખથી જ અણસારો મળે છે અંગ્રેજ સાહિત્યવિદો હોમર-વર્જિલ-દાન્તે આસ્વાદે, ઍરિસ્ટોટલ લોન્જિનસ-હોરેસ આદિએ આંકેલા સાહિત્યધોરણો સમજે – પચાવે પણ કામ પાડે અગ્રજ કવિઓ લેખકો સાથે ભાષાના એકએક લેખકને માણનારા ને નાણનારા – ફરી ફરી ઉથલાવી ઉથલાવીને નાણનારા, તો કોઈ ઉથાપનારા ને એમની પાસે નવી રીતે એને થાપવા મથનારા વિચક્ષણો નીકળ્યા જ છે એમ દસકે દસકે કામ થતું આવતાં સૈકે-બે સૈકે ભાષાના સાહિત્યની પરંપરા પ્રવર્તનના એક મુખ્ય અંગ તરીકે ઘૂંટાય છે ને દૃઢ થતી પામે છે વિવેચક વિષ્ણુપ્રસાદે ગુજરાતી સાહિત્યને અર્પેલી નિષ્ઠા પ્રેરક છે આપણે એ પણ સ્મરણમાં રાખવું જોઈએ કે ગાંધીજી હિંદમાં આવીને દેશના કર્ણધાર બન્યા તે પૂર્વે અસ્મારનિષ્ઠ ગુજરાતી નવયુવકોના ચિત્તને ભરી દઈ શકે એવી પ્રેરણામૂર્તિ એક ગોવર્ધનરામ જ હતા ગોવર્ધનરામની એ છબી તો ૧૯૨૦ પહેલાં જેમના મનોરાજ્યને ઊંડળમાં મઢેલા જેમનું ચારિત્ર્યકાઠું બંધાવા પામેલું, તે ગુજરાતી યુવકોના હૃદયમાં જ આલેખાયેલી ગોઠવી રહી શ્રી વિષ્ણુપ્રસાદના ઘરમાં – એટલે કે અભ્યાસખંડમાં પ્રવેશતાં જ સામે ટેબલ જોશો ચોપડીઓના ઢગ એની ઉપર પથરાયેલાં લેખનપીઠ કરતાં વધુ તો સરસ્વતીના આસન માટેની એ પીઠિકા છે ખુરસી પર ગોઠવાઈ ઢીંચણે બેઠેલા શ્રી વિષ્ણુપ્રસાદ સાથે વાતે વળગો ત્યાં જ, ભલે એમની નજર આમ તેમ ફરતી ન હોય તમારી ઉપર કે જમીન પર કે કેવળ અવકાશમાં સ્થિર હોય, છતાં એ વારેવારે ત્યાં જઈને ઠરતી હશે એ તમારી નજરમાં તરત આવ્યા વિના રહેશે નહિ ભીંત પરની આપણા ગો મા ત્રિ ની, આપણા ન મો દિ ની નાનકડી છબીઓ ધ્યાન ખેંચશે શ્રી વિષ્ણુપ્રસાદ માટે એ છબીઓ જ નહિ ચિત્રસંગીઓ છે, ગુરુજનો છે ૧૯૪૯માં ' પરિશીલન 'ની પ્રસ્તાવનામાં વિનયાર્દ્ર હૃદયે એ કહે છે " આપણી ભૂમિમાં નરસિંહરાવ, આનંદશંકર આદિ તેજસ્વી વિદ્વાનો અર્વાચીન સમયમાં પાક્યા છે, અને આજે આટલે વર્ષે એ વિદ્વાનોનો હું એક પ્રકારનો વિદ્યાર્થી છું એટલું જ ગૌરવ લઈ શકું "

---

[1] મુખ્યત્વે જ એમના માતુશ્રી (જેમના વાત્સલ્યનો અનુભવ મરી જેમ સૌ કોઈ સંબંધમાં આવેલ ને થયો હશે) ને પ્રેમાનંદનું ' નળાખ્યાન ' આખું કંઠે હતું મગજૂરીના એ સંસ્કારો તે શ્રી વિષ્ણુપ્રસાદમાં ખરા જ.

૧૯૨૪માં પહેલો વિવેચનલેખ ગોવર્ધનરામ ઉપર અને ૧૯૬૦માં, પૂરાં ત્રણ તપ પછી, આખી એક વ્યાખ્યાનમાળા ગોવર્ધનરામ ઉપર. આ માત્ર અકસ્માત નથી. એક ખમતીધર સાહિત્યકાર ઉપર વિવેચક અવારનવાર પોતાની શક્તિ અજમાવે એમાં વિવેચનવિષયનું માપ કાઢવાના પ્રયત્નો દ્વારા પોતાની શક્તિનો પણ અંદાજ એ આપે છે. વિવેચનવિષયનું એ રીતનું ગૌરવ એ કરે છે તે હકીકત પણ એની વિવેચક તરીકેની સિદ્ધિના એક સૂચન રૂપ બની રહે છે.

શ્રી. વિષ્ણુપ્રસાદે ગ્રંથો, ગ્રંથકારો, સાહિત્યલક્ષણો આદિનાં વિવેચનો આપવા ઉપરાંત સાહિત્યતત્ત્વ અંગે વિચારણા પણ કરી છે. વિવેચનો પાછળ સાહિત્યવિચારણા અભિપ્રેત હોય જ, પણ ક્યારેક એમનાં લખાણમાં વચ્ચે વચ્ચે એ સ્ફુટ પણ થાય છે, અને તે ઉપરાંત નરી સાહિત્યતત્ત્વચર્ચાના લેખો એમણે લખ્યા છે. એમની વિવેચનપ્રવૃત્તિનો એ પણ મહત્ત્વનો અંશ છે. સીધી સાહિત્યતત્ત્વ અંગેની વિચારણા ન આપવા છતાં માણસ ઉત્તમ વિવેચક હોઈ શકે. એનાં વિવેચનો પાછળ સાહિત્યતત્ત્વની એની જે સમજ હોય તેને શાસ્ત્રીય રીતે એ રજૂ ન પણ કરી શકે, અથવા ન કરે. જેને એ તારવવી હોય તે તારવી લે. સાહિત્યતત્ત્વવિચાર એ મનોવિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના પ્રદેશનો વિષય લેખાય. પણ તત્ત્વપ્રિય વિવેચકો સાહિત્યતત્ત્વવિચારણા કરવા પ્રેરાય એ સમજી શકાય એવું છે. તેમ છતાં, વિવેચકનું મુખ્ય કાર્ય તે તો પ્રત્યક્ષ સાહિત્યવિવેચનનું છે. અલબત્ત એણે સાહિત્યતત્ત્વચર્ચા કરી હોય તો તેના પ્રકાશમાં એના વિવેચનકાર્યને અવલોકવાની તક મળે છે તેની કિંમત ઓછી નથી. કોઈક વાર અમુક વિચારના પ્રતિભાવ રૂપે ઉપજેલા પોતાના વિચારની માંડણી કરીને પછી એ પોતાનું વિવેચનકાર્ય આદરે એવું પણ બને. વિવેચકે કરેલી સાહિત્યતત્ત્વવિચારણા દ્વારા એનાં સાહિત્યવિષયક શ્રદ્ધાસૂત્રો, એના ઉચ્ચગ્રાહો, આદિ સુગમ્ય બને છે. પણ નરી સાહિત્યતત્ત્વ (કે કલાતત્ત્વ–aesthetics)ની વિચારણા આપનારને – ઉત્તમ તત્ત્વવિદને – માટે પણ સામાન્ય રીતે વિવેચક શબ્દ યોજાતો નથી પ્રત્યક્ષ સાહિત્યવિવેચન અને સાહિત્યતત્ત્વવિચાર આપનાર વ્યવસાયી વિવેચકો અંગે પણ વિવેચક તરીકેનું અંતિમ મૂલ્યાંકન મુખ્યત્વે એમના વિવેચનકાર્ય ઉપરથી કરવું જોઈએ અને તેમાં એમની સાહિત્યતત્ત્વચર્ચા એમના પ્રત્યક્ષ સાહિત્યવિવેચનને કેટલે અંગે ઉપકારક નીવડી છે તે અંગેની તપાસનો સમાવેશ કરવો જોઈએ.

શ્રી. વિષ્ણુપ્રસાદનું પ્રત્યક્ષ સાહિત્યવિવેચનનું કાર્ય પહેલાં જોઈ, તે પછી એમની સાહિત્યતત્ત્વચર્ચાનો પરિચય કરીએ અને એમની એ બધી પ્રવૃત્તિમાંથી વિવેચકવ્યક્તિ કેવી ઊપસે છે તે જોઈએ.

નિબંધસાહિત્યની કેટલીક કૃતિઓ અને એના રચયિતાઓ વિશે લખવાના શ્રી વિષ્ણુપ્રસાદને પ્રસંગો આવ્યા છે આચાર્ય આનન્દશંકરવિષયક ચાર લેખો છે શ્રી વિષ્ણુપ્રસાદને માટે વિસ્તૃત ગણાય એવા ઓગણીસ પાનાના એક દ્યોતક લેખમાં એમણે "નર્મદ, મણિલાલ ને ગોવર્ધનરામની પછી અને ગાંધીજી અને કિશોરલાલની પહેલાં આવતા મારા ગુરુ આનન્દશંકરનું ધર્મચિન્તન અવલોકવાનો" પ્રયત્ન કર્યો છે. આનન્દશંકરમાં રહેલી ઉદારતા અને 'સૌથી માનાર્હ અંશ' માનવતા, વિવિધ દર્શનોની સંગતિ સાધતી એમની ઐતિહાસિક દૃષ્ટિ અને રહસ્ય શોધતી વૃત્તિનો પરિચય કરાવી મહત્ત્વના ધર્મપ્રશ્નો ઉપરના એમના વિચારો આ લેખમાં શ્રી. વિષ્ણુપ્રસાદે નિર્દેશ્યા છે. 'હરિજનો'ના જીવંત પ્રશ્ન અંગે "અધ્યાત્મશાસ્ત્રે ધર્મને ઉજાળવો જોઈએ" એવું આચાર્યનું વલણ એમણે જોયું છે. 'આચાર્ય

'આનન્દશંકરનું ધર્મચિન્તન' ઉપરના આ લેખના અન્તભાગમાં આચાર્યના તાત્ત્વિક અર્પણનો ટૂંકામાં ખ્યાલ આપતાં કહે છે "શંકરાચાર્યના માયાવાદને રજ ચોંટી હતી, તે આનન્દશંકરે ખેરવી નાખી તેની સમજણ મણિલાલના તત્ત્વવિચાર જ્યાં ઝાંખી હતી તે એમણે વિશદ કરી માયાવાદની નીતિનિયમો સાથે સંગતિ બતાવી અભેદવાદનો — સમાનતા નહિ પણ એકતાનો — સંસારના પ્રશ્નોમાં સફળ વિનિયોગ કર્યો" ઉક્ત વાક્યમાં 'અભેદજ્ઞાનથી સ્વાર્થત્યાગની વૃત્તિને ઉત્તેજન મળતું નથી' એવી રમણભાઈની ટીકાનો ઉત્તર વણી લેવાનો પ્રયત્ન છે 'આનન્દશંકર એમની વિચારધારાના મૂળ ને કાન્યતત્ત્વચિન્તન' એ લેખમાં આચાર્યશ્રીની વિચારપદ્ધતિ "શ્રી મશરૂવાળાની વિચારપદ્ધતિથી સાવ ભિન્ન છે" એમ બતાવી "માયાવાદ અને સર્વાત્મવાદનું વિડમ્બન થયેલું તેઓ [ શ્રી મશરૂવાળા ] જુએ છે તેવું જ અને તેટલું જ ભયંકર વિડમ્બન તેમની જીવનલક્ષિતા અને અનુભૂતિવાદનું થઈ જાય એમ છે" એવી ચેતવણી આપે છે.

'તીર્થસલિલ'માં પોતાના ગુરુબન્ધુના, આચાર્યના સ્મરણો આલેખતા, એક સુદીર્ઘ લેખનો સામાન્ય પરિચય છે "લઘુ અંશોને અનુચિત સ્થાન મળ્યું છે બીજા ને ત્રીજા વિભાગમાં કોઈ કોઈ પ્રસંગ છોડી દેવાયા હોત તો રચનાને એકંદરે લાભ જ થાત'—એટલું વિવેચન ધ્યાન ખેંચે છે આચાર્યના આછા રેખાંકન તરીકે પણ લખાણ સફળ રીતે યોજાયું નથી આચાર્યની ભાવનાછબી સુરેખ ઊઠે છે ૭ પાનાના, લેખકના એક લાક્ષણિક, લેખ 'મધુદર્શી સમન્વયકાર'માં "ગોવર્ધનરામના દર્શનમાં પ્રેરક તત્ત્વ કલા છે, મણિલાલમાં વેદાન્તનું સ્થાન પ્રધાન છે, આનન્દશંકરની વિચારણામાં પ્રેરક ચાલક તત્ત્વ કેળવણી છે" શ્રી વિષ્ણુપ્રસાદ આચાર્યની શક્તિ નિર્દેશતા કહે છે "વસ્તુના મૂળમાં જવાની શક્તિથી, મર્મગ્રાહિતાથી આચાર્ય આનન્દશંકરની વિચારણામાં સજીવતા આવે છે" એમનું આ દર્શન પછીથી પ્રગટ થયેલ આચાર્ય વિશેના રવીન્દ્રનાથના 'મૂલ સત્ય પર્યન્ત ওঁর দৃষ্টি পৌঁছয়' (મૂળ સત્ય સુધી એમની દૃષ્ટિ પહોંચે છે) એ ઉદ્ગારની યાદ આપે છે શ્રી વિષ્ણુપ્રસાદ ઉમેરે છે કે આચાર્યની વિચારણા "સમન્વય સાધી શકે છે તે આ મર્મગ્રાહિતાને લીધે" આચાર્યની મધુરતાનો પુટ ગુજરાતને લાગેલો રહેશે — "ગુજરાતી શીલે ગરમ ચર્ચાચર્ચી અને વિરોધમાં પણ આભિજાત્ય અને સમતોલના દાખવવાનો જે ભાવ આનંદશંકર દ્વારા કેળવ્યો છે તે ચગશે નહીં"—એમ કહેનાર એ મધુરતા ખમીરવતી છે એમ અન્યત્ર સૂચવવાનું ચૂકતા નથી "આનંદશંકર તો સર્વત્ર મધુરમધુર અનેકાન્તવાદી રીતે વિચારનાર ચિન્તક છે એમ માનનારે પ્રસ્તુત ['નાગરિક જીવન'] વિષયમાં તેમના વિચાર કેટલા સ્પષ્ટપણે આગ્રહી અને બીજી વિચારધારાઓને વ્યાવર્તક છે તેનો ખ્યાલ રાખવો જોઈએ તેમની વાણીમાં અહીં પ્રતીતિનો ભાવોદ્રેક અને પ્રકાશ જણાય છે અને આપણે પામી જઈએ છીએ કે જીવનનાં કેટલાક મૂલ્યોની બાબતમાં આનન્દશંકરને બાંધછોડ માન્ય નથી"

પોતાના ગુરુના જીવનકાર્યનું સરવૈયું એ પ્રશસ્ય તટસ્થતાથી કાઢવા મથે છે

"પરંતુ આ મધુદર્શન જેટલું જ્ઞાનવર્ધક છે, તેટલું ક્રિયાપ્રેરક નથી તેમાં સૌમ્યતા છે પણ જોશ નથી, તેમાં સાવધાનીનો મત છે, પણ સ્પષ્ટ વેગીલું નેતૃત્વ નથી આ મધુદર્શન જીવન્ત સર્વગ્રાહી વિચારણા માટે આવશ્યક છે અને તેનો સમન્વિત સ્થિતિમાં તેમના માનસમાં પરિપાક થયો છે, પણ પંડિતાઈની મર્યાદાઓ તોડી નાખી, સળંગ ક્રમબદ્ધ સર્વગ્રાહી સર્જનાત્મક (તેમના આ ગ્રામાથી સીધો ઊગતો હોય તેવો, ટીકાની કે ભાષ્યની ઉપનીપજ જેવો નહીં) વિચારગ્રન્થ તેમણે આપ્યો નથી એ ગુજરાતની કમનસીબી છે"

શ્રી વિષ્ણુપ્રસાદે 'આ મધુદર્શન'ની વાત આચાર્યના 'વસન્ત' પત્રની સ્થાપના વખતે ઉદ્દેશ નિરૂપતા લેખમાંથી "એ સત્યના અન્તરમાં તેમ જ એની પાર સત્યસ્વરૂપ તેજોમય પરમાત્માનો નિવાસ છે" આદિ વચનો ઉતાર્યા પછી કરી છે, અને લેખના શીર્ષકમાં 'મધુદર્શી' શબ્દ યોજ્યો છે એ પદની પસંદગી પણ અમૃતોની વાત કરતી છાન્દોગ્ય ઉપનિષદના ત્રીજા અધ્યાયના આરંભની 'મધુવિદ્યા'ની અસર નીચે થઈ હોય તો મધુદર્શિતામાં ઊણપ કેમ જણાઈ હશે? ગમે તેમ, પણ જો એ મધુદર્શન 'જીવન્ત સર્વગ્રાહી વિચારણા' આપી શકતું હોય તો એ ઓછું છે? કૃષ્ણ દ્વૈપાયન એ કૃષ્ણ વાસુદેવ પણ કેમ નથી એવો અસંતોષ રાખવો હોય તો રાખી શકાય, પણ ન રાખીએ તો? જે વિભૂતિ આચાર્યમાં છે તેનો પૂરો હિસાબ એ આપી શક્યા છે કે નહિ એ પ્રશ્ન જરૂર ઉઠાવી શકાય

"પરંતુ આ છતાં, આ વિવિધ અને સંગીન સેવા છતાં, આનંદશંકરને દર્શનકાર, તત્ત્વવિચાર નીતિવિચાર કે ધર્મવિચારમાં અમોઘ નિરૂપણ કરનાર ફિલસૂફ કહી શકાય? મારો અધીન મત છે, ના એ ગુજરાતની કમનસીબી છે એ આનન્દશંકરના જીવનનો કરુણ અંશ છે મદ્રાસની ફિલૉસૉફિકલ કોંગ્રેસ વખતે સ્વતંત્ર નવીન પ્રસ્થાન કરતા તત્ત્વજ્ઞાનીની ઝાંખી થાય છે, પણ ક્ષણિક જ

આનન્દશંકર મણિલાલની જેમ, એમની કૃતિઓ કરતાં મહાન છે ગુજરાતની સંસ્કારસંપત્તિ ઓછી, એની અપેક્ષાઓ ઓછી, એની અનુભાવ( response )શક્તિ ઓછી આનન્દશંકરની ગુજરાતી લેખે સ્વભાવની કે આકાંક્ષાની મર્યાદાઓ ખરેખર ખરી ને મોટી મણિલાલ અને વિવેકાનંદનો વિચાર કરો, અંબાલાલ અને ટિળકનો વિચાર કરો આનન્દશંકર અને રાધાકૃષ્ણનનો વિચાર કરો આપણા જીવનની નાની પોળો આપણને નડતી નથી લાગતી?"

સહૃદય ભાવભક્તની વેદના અહીં, જોકે કાંઈક તારસ્વરે, પ્રગટ થઈ છે મર્યાદાઓ જેને નડી ન શકે એનું નામ જ મહત્તા અને આચાર્યમાં આકાંક્ષા ન હોય તો તે મર્યાદા ભાગ્યે જ લેખાય લેખકે અન્યત્ર ઉતારેલા આચાર્યના શબ્દો પ્રમાણે 'what a man does' ( માણસ શું કરે છે ) તે કરતાં 'what a man is' ( માણસ શું છે ) એ પ્રશ્ન છે હોવું એ મોટી વસ્તુ છે આચાર્ય આનંદશંકરનું સર્વગ્રાહીદૃષ્ટિવંતુ પ્રકાશક વ્યક્તિત્વ – અને એ એમના સર્વ લખાણોમાં નિર્બંધપણે સરળપણે ફેર્યા જ કરે છે – એ સૌથી મહત્ત્વનું છે ઉપરના ઉતારાઓ પછીના વાક્યોમાં શ્રી વિષ્ણુપ્રસાદનું ચિત્ત પણ એની ઉપર જ જઈને ઠરે છે

'આચાર્ય આનંદશંકરે સર્વાંગી આન્વીક્ષિકી આપી નથી, પણ સર્વ વિષયને સ્પર્શતી નવી દૃષ્ટિ આપી છે હિંદુ ધર્મચિન્તનની નૂતન ભાષ્યકાર પેઠે અભિનવ સમજણ આપી છે એ સમજણ આપણા ધર્મચિન્તનના હૃદયને જેટલી વફાદાર તેટલી આપણા યુગના પ્રશ્નોને અનુરૂપ છે એમના તત્ત્વ-ચિન્તનનું સ્વારસ્ય પ્રગતિઅભિમુખ છે, તેમના નિબંધોમાં પણ બુદ્ધિની ભૂમિકા પર વિચારોનું વિવેચન અને બનતી કે બનેલી હકીકતોનું રહસ્યદર્શન છે, પણ ક્રિયા માટે ઉદ્‌બોધન નથી તેને જ લીધે તેમના ધર્મચિન્તનમાં ભવ્ય તાટસ્થ્ય અને પ્રકાશ લસે છે તેમણે કેવળ શ્રદ્ધાના અને લાગણીના ગણાતા વિષયમાં બુદ્ધિની પ્રતિષ્ઠા કરી, રહસ્યપરામર્શ, ઐતિહાસિક દૃષ્ટિએ ચલાચલ તત્ત્વોનો વિવેક અને ઉચ્ચ માનવતા વડે ભિન્ન ભિન્ન દર્શનોનો તેમણે અપૂર્વ સમન્વય કરી બતાવ્યો એ સિદ્ધિ ધર્મના વિષયમાં ડગમગતા પથિકને, હિન્દુને સવિશેષ, અમર જ્યોતિ રહેશે"

ચન્દ્રશંકર પંડ્યાના લખાણમાં એમની નમૂના ઉતારી છે. ગદ્યકાર કરતાં વક્તા તરીકે એમને વધુ સફળતા મળી હતી, એ 'વાર્તાલાપી' સારા હતા, મનીષી નાટ્યકાર કરતાં લેખક-ડાયરાના મોવડી જેવા વધુ હતા એ બધું એમની ઉપના પાંચ પાનાના લેખમાં કહ્યું છે, અને એમાં જ એમના જેવા બીજા વક્તા સ્વ. વ્યોમેશચંદ્ર પાઠકજીનું સ્મરણ કરવાની નમૂના રેકર્ડ કરી રાખવા જોઈએ એ સૂચના કરવાની, પચીશીને ઉંબરે હતા ને ચંદ્રશંકરને પોતે (એ પોતે ન કહે તો માને પણ કોણ?) "કડવું ને કંઈક અપમાન લાગે એવું કહેલું" ને શ્રી ચન્દ્રશંકરે તો 'એકધારી મીઠાશ ને મહૂભાવ' જ બતાવ્યા હતા એ ક્ષમાપન કરવાની, – અને સવા પાનાનો ચન્દ્રશંકરના તાજા ગદ્યનખાણનો નમૂનો આપવાની પણ – તક લીધી છે. શ્રી દૂરકાળકૃત 'અમી'ના 'કેળવેલી મનોરમ શૈલીમાં લખેલા કટાક્ષપ્રચુર નિબંધો'નું અવલોકન કરતાં ભીંડા જેવા વિષય પરના નિબંધમાં વિષયનું "ક્ષુદ્રત્વ ટળતું નથી. ગંભીર વૃત્તિ જાગતી નથી, અને વિનોદનું પોત ફીકું પડી જઈ લેખ હાસ્યાસ્પદ પ્રગમન બની જાય છે" એ તરફ ધ્યાન દોર્યું છે અને નિબંધગ્રન્થમાં વચ્ચે-વચ્ચે પરમ તત્ત્વને આણવાથી ગૌરવ ન આવે અને જ્યાં ત્યાં બીભત્સની છાંટ જોવી ઠીક નથી એમ કહ્યું છે. શ્રી જ્યોતીન્દ્ર દવે ઉપરના લેખ 'ઊંધું હાસ્ય'માં "પ્રો. દૂરકાળ જેવા જે શૈલી અને તર્કસરણીએ ગંભીર વિષયનો વિચાર કરે છે તે શૈલી અને પદ્ધતિએ નમાલા વિષય ઉપર કે સર્વમાન્ય સિદ્ધાંત વિરુદ્ધ દેખાવની ગંભીરતાથી વાર્તિકકારની પેઠે દવે લખ્યે જાય છે" એ નિરીક્ષણ નોંધપાત્ર છે. શ્રી જ્યોતીન્દ્ર દવેની હાસ્યશક્તિનું મૂલ્ય બરોબર બતાવવામાં આવ્યું છે. "નોંધપોથીના ઉત્તમ નિબંધોના બીજ આપણી નહેમ બનેના વિચારગ્રંથીઓ છે, આપણા વિચારમિનારાના પાયામાં રહેલી કચાશ છે."

'મુંબઈમાંનો મહોત્સવ'ના અવલોકનમાં નાનાલાલની ગત્રની વાત કરતાં આરંભમાં જ વિવેચકથી અવતરણ તો 'હરિ આવો ને' એ ગીતમાંથી અપાઈ જાય છે એને સૂચક લેખવું? "આ વ્યાખ્યાનોમાં શૈલી ટાયલિયા નથી, તેમ જ શૈલીમાં કૃત્રિમ ભવ્યતા લાવવાનો પ્રયાસ નથી" એમ કહેવામાં કવિની ગદ્યશૈલીના બે મુખ્ય દોષ સૂચવાયા છે, તો આગળ જતાં સ્પષ્ટ દોષનિર્દેશ થયો છે. "તેમની વ્યાખ્યાન પદ્ધતિ ચિત્તરંજક, મોહક છે, પણ તેમાં સભારંજની શૈલીના દોષો પ્રવેશ પામે છે. તેમાં દલીલોની બાલિશતા, સાધ્યો તરફ ધ્યાન આપતાં વૈષમ્યો તરફ આંખમીંચામણાં, અનૌચિત્ય, અતિશ્રદ્ધા, અતિપ્રશંસા, અતિભક્તિ આવી જાય છે. શાસ્ત્રીય ઇતિહાસકાર, અને સાચો પંડિત અસંમતિથી ડોકું ધુણાવે એવું આ વ્યાખ્યાનોમાં ઘણું છે." દુનિયાના એક અજબ પુરુષ – અમદાવાદના માણેકચોકના મહાજનિયાનું કવિનું રેખાચિત્ર ઉતારીને કવિની ગદ્યશૈલી કેવું સુન્દર પરિણામ લાવી શકે છે તે પણ સૂચવ્યું છે.

'ઇતિહાસદિગ્દર્શન'ના અવલોકનમાં પ્રો. ઠાકોરની દીર્ઘદૃષ્ટિ અને દેશભક્તિ તરફ યોગ્ય રીતે ધ્યાન ખેંચ્યું છે. હિંદુ સંસ્કૃતિમાંથી હિંદી સંસ્કૃતિ ઊભી કરવામાં ફાળો આપનાર મધ્યકાલની મિશ્ર સન્તનો અંગે વધુ સંશોધનની જરૂર, ગુજરાતીઓનો બધે પથરાટ થાય છે પણ તેમનું પ્રજાકીય પુનર્ઘટન હજી સિદ્ધ થતું નથી એ પરિસ્થિતિ, નીતિના ધોરણો સંસ્કાર અને શિષ્ટતાની માવજત કરનાર મધ્યમવર્ગ તરફ દુર્લક્ષ ન કરવાની અગત્ય, શાસ્ત્રીયતા અને સર્ગશક્તિથી પ્રાચીન ઇતિહાસ વિશે ભગવાનલાલ ઇન્દ્રજીએ સ્થાપેલા મહત્ત્વના નિર્ણયો — એ બધા અંગેના પ્રો. ઠાકોરના અભિપ્રાયોને યોગ્ય રીતે ઉઠાવ આપવામાં આવ્યો છે. શ્રી વિષ્ણુપ્રસાદે છેવટની બે કંડિકાઓમાં પ્રો. ઠાકોરની શૈલી ચર્ચી છે. અંતભાગમાં એ શૈલીનું ઓજસ વર્ણવતાં કાંઈક છટા આવી છે. "લાલિત્ય અને માધુર્યનો એ શૈલીને ખપ નથી. તમારી મધુરતા

તો સત્ય માટેય ન લઢવાની વાણિયાવિદ્યા છે ને! તમારું લાલિત્ય તો વેવલાપણાનું બીજું નામ જ છે ને! બલિષ્ઠ આત્મપ્રત્યયને, ઉગ્ર અસંતોષને, 'ઉત્તિષ્ઠત' ગર્જનાર ઉદ્‌બોધનને એ માધુર્ય ન ખપે."

'અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય' ઉપરની ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાનાં પાંચ વ્યાખ્યાનોમાં શ્રી વિષ્ણુપ્રસાદે સુધારા ઉપરના, વિવેચનાત્મક અને ધર્મવિચારધારાઓ અંગેના ગદ્યની યથાશક્ય નમૂનારૂપ ઉતારાઓ સાથે તપાસ હાથ ધરી છે. અર્વાચીન ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની ગેરહાજરીમાં ગદ્યની નરી, સાહિત્યિક તપાસ કરવામાં મુશ્કેલી આવે છે, ઇતિહાસ સમજાવતા જવું અને ગદ્યને આગળ ધરવું એમ બેવડી કામગીરી જરૂરી બને છે. 'વેદાન્તી વિચારધારા'ના લેખકોમાંથી સુરત ગોકુલજી ઝાલા, માસ્તર સાહેબ અને નથુરામ શર્મા, જેમને વિશે સામાન્ય રીતે સાહિત્યના અભ્યાસીઓને ઓછો જ પરિચય છે, તેમના કાર્ય તરફ ધ્યાન ખેંચવાનો સ્તુત્ય પ્રયત્ન આ વ્યાખ્યાનો દ્વારા થયો છે.

'બુદ્ધિજન્ય વિવેક'નું મહત્ત્વ કરનાર દુર્ગારામ મહેતાજીમાં વ્યાખ્યાતાને "સાહિત્યનામને પાત્ર ગદ્યના અંકુર દેખાય છે." પૂર્વ નર્મદ વિશે કહે છે: "૧૮૭૦ પહેલાંના નર્મદના વિચારધોધે સર્વત્ર નર્મદ નર્મદ કરી મૂક્યું, પણ તેમાંનું ઘણું પુરતકિયા અને નહિ પચાવેલું;......એ વિચારનું પ્રતિપાદન અલંકારમાં, ચિત્રણમાં, આવેગસમાધિ (rhapsody) માં તત્કાલ તો ચમત્કારકતાવાળું થયું હશે, છતાં આજે અચોટ ને પાખું લાગે છે." ૧૯૨૫માં શ્રી વિષ્ણુપ્રસાદે "ગુજરાતી ગદ્યનો પિતા નર્મદાશંકર" એમ કહેલું તેને આ પરિપક્વ મૂલ્યાંકનથી કશો બાધ આવતો નથી, અને મને લાગે છે કે નથી આવતો પચીસની ઉંમરે એમણે પૂર્વનર્મદ અંગે ઉદ્‌ગારેલી બિરદાવળીને પણ: "પ્રજામાં નવજીવન રેડનાર નર્મદાશંકર. જમાને જમાને ૧૮૭૦ પહેલાનો નર્મદાશંકર ગુજરાતને જોઈએ છે, 'ધર્મવિચાર'ના નર્મદાશંકરોનું કામ જીવનમાં ઊંડી જડ ઘાલી બેઠેલી પ્રણાલિકાઓ, રૂઢિઓ વગર કહ્યે કર્યે જ જશે." ઠક્કર વસનજી વ્યાખ્યાનોમાં નર્મદના જીવનકાર્યની મુલવણીનો એક મૌલિક ઉપક્રમ છે. જુવાનીનું જોશીલું મતપ્રદર્શન અહીં નથી, અહીં પ્રૌઢ વ્યાખ્યાતા નર્મદના 'પ્રતાપી નીતિ'ના ખ્યાલને ૧૯મી સદીના ઉત્તરાર્ધના સાંસ્કૃતિક જીવનસંદર્ભમાં ઉચિત ઉઠાવ આપે છે:

"શુદ્ધ ધર્મ કરતાં નીતિ ને સદાચાર વિશેના વિચારમા નર્મદ વધારે ઊંડાણ દાખવે છે, જોકે એમાં પણ વિચારસરણી એની આગવી નથી, યુરોપી નીતિવિચારની લાગે છે. સામાન્ય નીતિ અને પ્રતાપી નીતિ એવા ભેદ નર્મદાશંકર સ્વીકારે છે. મનુષ્યની ઉદ્ધત, ક્રૂર અને દુઃખદાયક લાગણીને વિચારથી અંકુશમાં રાખી કરાતા કર્મને અનુલક્ષતા નિયમ તે સામાન્ય નીતિ. લાગણીને વિચારના અંકુશમાં રાખ્યા વિના આચરણ થાય છે, જેની અસર સમાજ ઉપર અખંડ રહે છે, તે પણ નીતિ છે. તે પ્રતાપી નીતિ છે. 'મહાત્મતાના રાજવર્ગની નીતિમા ઔદાર્ય, પ્રેમ, શૌર્ય, સ્વતંત્રતા, દેશાભિમાન, ટેક વગેરે યશસ્વી અને પ્રતાપી નીતિઓ છે.' વળી વધારે સૂક્ષ્મતા દાખવી જણાવે છે: 'સામાન્ય નીતિમાં ઊંચો પુરુષ પ્રતાપી નીતિમાંની થોડી પણ ન રાખતો હોય તો તે ખરો ને ઊંચો નીતિમાન નથી.' પ્રતાપી નીતિના વિચારને નર્મદે ખૂબ સેવ્યો લાગે છે, અને એની એ ભાવના એનુ જીવનરહસ્ય અને મહત્તા ખૂબ સ્ફુટ કરે છે......વળી છેક વાડીલાલ સુધી કોઈ ગુજરાતી વિચારકે વિશિષ્ટ પ્રકારની પ્રતાપી નીતિનો પુરસ્કાર કર્યો નથી, એ નર્મદની આ વિષયમાની અપૂર્વતા મનનીય છે નર્મદની વિચારણામાં 'પ્રતાપી' નીતિનો સ્વીકાર એ એક મૌલિક અંશ કહી શકાય."

નર્મદશતાબ્દી વખતે લખેલા "નર્મદનું કાવ્ય વિવેચન" લેખમાં અને વ્યાખ્યાનોમાં નર્મદની વિવેચનશક્તિનો અંદાજ લગભગ સરખો જ છે હેઝ્‌લિટની કાવ્યસમજને નર્મદ અનુસરે છે અને ઊંચી કવિતામાં 'જોસ્સો' (passion) 'ચિત્ર પાડવાની શક્તિ'–'તર્કબુદ્ધિ (બંને imagination ના પર્યાયો છે) અને 'વિચાર રિધા અને વ્યંજના' માગે છે એની બંને પ્રસંગે ચર્ચા થઈ છે શતાબ્દી વખતે શ્રી વિષ્ણુપ્રસાદે "હેઝ્‌લિટને બદલે વર્ડ્ઝવર્થ પાસેથી રમણભાઈની જેમ નર્મદે વિવેચનદીક્ષા લીધી હોત તો–" એમ અપેક્ષા વ્યક્ત કરેલી તેને બદલે કોઈ ઊનગી જ અપેક્ષા, કદાચ વધુ ઔચિત્યપૂર્વક પ્રગટ કરી શકે કે 'વર્ડ્ઝવર્થને બદલે હેઝ્‌લિટ પાસેથી નર્મદની જેમ રમણભાઈએ દીક્ષા લીધી હોત .. તો–" નર્મદની બાબતમાં શ્રી વિષ્ણુપ્રસાદે એ જ લેખમાં આગળ જતાં ઉમેર્યું છે તે વધુ સાચું છે "હેઝ્‌લિટને બરાબર ન સમજવાથી પોતાના વલણને હેઝ્‌લિટની મીમાંસામાં સમર્થન જ લાગતું જણાવાથી, નર્મદે કાવ્યના 'જોસ્સા' તત્ત્વ ઉપર અનુચિત ભાર મૂક્યો છે " ૧૯૨૫માં આમતેમ જરીક લપેટીને પણ "નર્મદાશંકર આપણો જોહ્‌ન્સન" એમ કહેલું, પણ વ્યાખ્યાનોમાં એવા કોઈ મતનો અણસારો પણ નથી કર્યો, બલકે નવલરામ વિશે બોલે છે ત્યાં જોડે જોડે નર્મદની પણ આમણી કરે છે "શૈલીમાં સમત્વ, વિચારમાં વધારે સમન્વય, પદ્ધતિમાં વધારે તટસ્થતા, અને સિદ્ધિમાં વધારે સ્થિરવૃત્તિત્વ એ લક્ષણો નવલરામને નર્મદથી ગદ્યકાર અને વિવેચક તરીકે જુદા પાડે છે અને નવલરામની ખરી સિદ્ધિ વિવેચક ગદ્યકાર તરીકે જ છે "

વ્યાખ્યાતાએ નવલરામની બે મર્યાદાઓ સાચી જ ચીંધી છે "એક નર્મદના પ્રશંસક અને અનુગામી હોવાથી ઉદ્‌ભવેલી, અને બીજી શાળા, અને શાળાપત્રના સંબંધમાંથી ઉદ્‌ભવેલી પહેલીને કેટલેક અંશે તેવી વધારેલી, બીજી કેવળ મર્યાદા નહોતી "

નવલરામની ગદ્યશૈલીનું સુરેખ વર્ણન થયું છે અને ગાંધીજી–રમણલાલ(?)ની શૈલી સાથેની સરખામણી પણ માર્મિક છે એમના વાક્યો ટૂંકાં છતાં ગાંધીજીમાં થાય છે તેમ લયમાં તરેહવતા લાવતા નથી ""અર્વાચીનોમાં નવલરામની જ શૈલી પણ વધારે વિકસિત સ્વરૂપની અને પરિભાષા પૂરતી સંસ્કૃતનો વિશેષ આદર કરનારી શૈલી, રમણલાલ(?)માં જોવામાં આવે છે,–પાન્ડિત્યપૂર્ણ(?), તર્કાનુકૂલ અને સુઘડ"

ભોળાનાથ, મહીપતરામ આદિ અંગેની ચર્ચા વ્યાખ્યાતા પાન "એમનો સુધારો ભણેલાઓનો સુધારો, પ્રાર્થનાસમાજનો સુધારો" એવું આકર પણ સાચું વચન કહાવે છે એમના અનુગામી ધર્મશોધકો વિશે બોલતા એ કહે છે "વેદાન્તનો તિરસ્કાર એ રમણભાઈ નરસિંહરાવ અને કાન્તને જોડતો એક સમાન અંકોડો છે" 'વેદાન્તી વિચારધારા'ના વ્યાખ્યાનમાં તે ધારાના પ્રમુખ પુરસ્કર્તા મણિલાલની અને છેવટના વ્યાખ્યાનમાં આનન્દશંકરની વીગતે વાત થઈ છે તેમાં આનન્દશંકર પૂરતું એમને વિશેના અગાઉના ચાર લેખો કરતા વધુ નોંધપાત્ર અહીં કાંઈ કહેવાયું નથી, છતાં તે લેખો કરતાયે વધુ અહીં મણિલાલ અને આનન્દશંકરની ભૂમિકાના અને શૈલીના ભેદ સ્પષ્ટ તારવવામાં આવ્યા છે "એટલું જાણવું આવશ્યક છે કે આનન્દશંકરની શૈલી મણિલાલ કરતાં વિશેષ રમણીય, મસૃણ, કોમળ ને મધુર છે છતાં તે ઉપદેશકની શૈલી બનતી નથી " "મણિલાલનું દૃષ્ટિબિંદુ હિન્દ સંસ્કૃતિના વકીલનું, આર્ય ધર્મના ઉપદેશકનું છે . ' "આનન્દશંકરનો પ્રમુખ વિશેષ પ્રસન્નતા છે, ઔદાર્ય છે, તટસ્થતા છે તે વિનોદ કરે પણ આક્ષેપ કે કટાક્ષ ન કરે મણિલાલનો ઉત્સાહ વેગીલા વાણીપ્રવાહમાં

દલીલો ને વીગતોના ઓઘમા વાચકને તાણી લે છે વાચક અવશ તણાય છે મણિલાલમા અભિનિવેશ, ગભીર આક્ષેપ અને કટુ કટાક્ષ હોય છે, એની મુદ્રા પ્રસન્ન નથી એમા વિદ્ધ સક્ષુબ્ધ અન્યાયપીડિત આર્ય અત કરણની વેદના છે પણ એ વેદનાને બળ મળ્યુ છે અસાધારણ વિદ્વત્તાનુ, તીવ્ર ને અચળ બુદ્ધિનુ અને પુરુષાર્થના અ યભિચારી ઉદ્દેશનુ વારતે જ મણિલાલ આપણા દાર્શનિક ગદ્યકારોમા પ્રથમ સ્થાનના અધિકારી છે ' પ્રસન્નતાનો અભાવ હોય, અભિનિવેશ, ગભીર આક્ષેપ ને કટુ કટાક્ષ હોય, અને લેખક પ્રથમ સ્થાનનો અધિકાર – ને તેય દાર્શનિક ગદ્યકાર તરીકે – મેળવે એ બાબત મન માનતુ નથી

'અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય કરતા ગુજરાતી ગદ્યનો વિકાસ કે ગુજરાતી ગદ્યસમૃદ્ધિ (જે ખરે જ મબલક છે) જેવો વિષય હોત તો શ્રી વિષ્ણુપ્રસાદની ઉત્તમ શક્તિઓનુ ઉત્તમ પરિણામ મળત એમ લાગ્યા વિના રહેતુ નથી નહિ કે જે વિષયને વર્યા તેને યાય આપવા એ મનતુ કરી છૂટયા નથી આજની સ્થિતિમા એક ઉપયોગી આલેખ આપણને મળ્યો છે, પણ શ્રી વિષ્ણુપ્રસાદની આગવી આસ્વાદક દ્યોતકતા પૂરતા પ્રમાણમા અનુભવવા મળતી નથી

વિવેચનગ્રથોના વિવેચનમા નરસિંહરાવનુ 'મનોમુકુર –૧ પ્રગટ થતા યુવક વિષ્ણુપ્રસાદે લખેલ અવલોકન લેખ 'વિવેચક નરસિંહરાવ' તરત ધ્યાન ખેંચે છે ''સરસ્વતીચદ્ર' જેવા પુસ્તકનુ અવલોકન નરસિંહરાવ તરફથી આપણને ન મળ્યુ અને તેમણે "૧૮૮૮ મા 'સરસ્વતીચદ્ર' તરફ આપણુ ધ્યાન એકદમ જાય એના કટાક્ષથી પાત્રોના પ્ર યક્ષીકરણની નવીન પદ્ધતિની વાત ભાષાતરિત નવલકથા "સન્યાસી 'ના અવલોકનમા કરી છે એ વીગતો યુવક વિવેચકે પકડી છે અને નોધી છે, અને એ સમયના સાહિત્યમાર્તંડ સમા વૃદ્ધ સાક્ષર સાથેના મતભેદો પણ, જરીક ઝીણુ કાતીનેય તે, દર્શાવ્યા છે "વાર્તાનાટકાદિનો મુખ્ય ઉદ્દેશ આનન્દ આપવાનો છે એમ કહી કલાનુભવને અતે નિરર્થક વજ્રાઘાતથી વાચકનુ હૃદય દબાઈ ન જાય એમ નરસિંહરાવ માગે છે એની સાથેનો મતભેદ એ વખતે ભલે નોધાયો, આજે પ્રૌઢ વિવેચક ભાગ્યે જ એ મતભેદને બહાની આપે ગાયિકા બદસૂરત હોય તો ગીતધ્વનિના આનદના અનુભવ આડે નારીના રૂપનુ સૌન્દર્ય આવે નહિ એવા નરસિંહરાવના ખ્યાલનો યુવક વિવેચકે "બદસૂરતી એ અન્તિરાયરૂપ ગુણ છે બદસૂરતી તો બદસૂરતી છે માટે જ ધ્યાન ખેંચે –એમ સૂક્ષ્મ દલીલ કરીને મતભેદ નોધ્યો છે "નરસિંહરાવનુ વિવેચન વિદ્વત્તાવાળુ, ઠરેલ, દલીલપૂર્ણ, પૃથક્કરણ પ્રધાન, સમભાવી અને સમતોલ, પણ ઘણી વખત ખૂબ ઘરેણા પહેરનાર ગયા યુગની સ્ત્રીની જેમ વિદ્વત્તાનો ભાર વહેનારુ, વાર્તિક જેવુ, ચર્ચાત્મક વાદગ્રસ્ત, અક્લિષ્ટ અને નિયધલક્ષણ વગરનુ" ગણાવવામા યુવકે ખરેખર ઝીણી સમજ બતાવી છે અને 'નારાયણ હેમચદ્ર' લેખમા 'નરસિંહરાવની શૈલીના બધા દોષ કોણ જાણે કેવી રીતે અલોપ થઈ ગયા છે' એમ કહી 'રેખાચિત્રના ગુજરાતી સાહિ યનો પિતા નરસિંહરાવ' એ મત ટપકાવવામા પણ યથાર્થદર્શન કર્યુ છે

બળવન્તરાયનુ સપાદન 'આપણી કવિતાસમૃદ્ધિ પ્રગટ થતા જ શ્રી વિષ્ણુપ્રસાદે એનુ અવલોકન કર્યુ અને તેમા ૧૮૮૫થી ૧૯૧૫ સુધીના બહોળા સ્વાનુભવરસિક કવિતાના કાલને પૂરતુ પ્રતિનિધિત્વ મળ્યુ નથી, 'પહેલી વાર, ભલેને અગ્રેજ કવિઓની દેખાદેખીથી" નિસર્ગદૃશ્ય ઉકેલવા કવિતાને પ્રેરનાર નરસિંહરાવની પ્રકૃતિકવિતાને સ્થાન અપાવુ જોઈતુ હતુ અને "મહાકવિ નહીં તો મહાકવિની પ્રતિભાવાળા" કવિ નાનાલાલની અપદ્યાગદ્ય રચનાને ઉદાહરણ પણ સામેલ થવુ જોઈતુ હતુ

એમ આપણા ધ્યાશી વરસના કાવ્યેતિહાસની આરસી લેખે એ સંગ્રહમાં રહેલી ઊણપો નિર્દેશી છે "આપણી ગેયતાપ્રિયતા, આપણા કવિઓની એની એ વાત ચૂંટચૂંટ કરવાની વૃત્તિ, આપણી કવિતાનું ભ યાલાસીપણું અને તેની હમરાલ શૈલી – આ બધાનો 'આપણી કવિતાસમૃદ્ધિ' સરસ પ્રતિકાર છે કાવ્યપસન્દગીના તેના ધોરણ કરતા પણ વિશેષે કરીને તેના નિવેદન અને પ્રવેશકમા આવતી કાવ્યની ચર્ચાને લીધે–" એ શબ્દોમા શ્રી વિષ્ણુભાઈએ તત્કાલીન કાવ્યરચનાવિષયક સ્થિતિનુ અને સહૃદયપ્રેરિત વિવેચનની ઉપકારકતાનુ યથાર્થ દર્શન કર્યું છે

કવિઓ અને કાવ્યસગ્રહોના વિવેચનોમા વિષયપસન્દગી ઘણુખરુ સામાન્ય કોટિની છે, પણ કાવ્ય અગેની માર્મિક સમજદારી જ્યા ત્યા ચમકે છે 'ફાર્બસ વિલાસ'વિશે કહે છે ' Poet of a sort, દલપતરામ કવિ, કારણ કે 'રચ્યા છે રૂડા છંદ દલપતરામે' રૂડા એટલે ભૂલ વગરના, માત્રામેળવાળા, ઝડઝમકાદિ ગુણવિભૂષિત" આ ટાઢા ટમકા એક ક્ષણે તો નાનાલાલની અત્યુક્તિઓની મીઠી ભિન્દી ઉડાવતા કદાચ કોઈ ને ભિન-વિષ્ણુપ્રસાદીય લાગે એવા કટાક્ષની કક્ષાએ પહોચે છે "'હેડુ જાણે હિમાલય' – ખૂબ રૂડુ કલેજુ આપણને ક્યાથી વિર્મિત કરે? ભાવ તો નદના સમ'– હિમાલયમાથી વહેનાર નાનાનાળમા" દલપતરામની ટીખળ કરવાની શક્તિને એ વિષ્ણુપ્રસાદ જ આગળ તારની આપી શકે ને? દલપતસુલવણીમા "દેશઉદ્ધારને ખાતર 'ગલસાળ ગલસામ' કહેતી દુનિયા સજી 'ખુદાવદ ખડેરાવ' કહેવડાવતી સોસાઇટીની દુનિયાનો સ્વીકાર" કરવામા રહેલી "કોમળ મીઠી સાચદિલી દેશસેવા" પરખવા કરેલુ ઉદ્બોધન સાચી અને મૌલિક ઇતિહાસદૃષ્ટિ સૂચવે છે કટાક્ષ પુણ્યપ્રકોપના સીમાડા સુધી પહોચી જાય છે ને વાગ્મિતાના તિખારા ચમકે છે "મગરૂર – ઉગ્ર ને શ્રીમતને લાત મારી, છાતી કાઢી દેશસેવા થઈ શકે છે તેની મને ખબર છે, સ્વાર્થભોગનો ત્યા જોરશોર ખૂબ થાય છે પણ કાર્યસિદ્ધિ કરવા ડોકુ નમાવવો પડે, સ્વાભિમાન કચડાવા દેવુ પડે, મોટા આગળ દેશહિતનુ કામ કરવા કે પૈસા કઢાવવા આપણુ વ્યક્તિત્વ નરમાશથી દેખાડવુ પડે, એ બધુ કરવામા સ્વાર્થત્યાગ નથી એ ભ્રમ છે" લેખને અતે, "સામાન્ય કોટિના કવિ છતા, કવિ તરીકે જ ગુર્જરભાગ્યવિધાતા દલપતરામને આપણે પ્રણામ કરીએ" એમ યુવાન વિવેચક કહે છે ત્યારે સાથે જોડાવામા આનાકાની કરવાની ભાગ્યે જ કોઈની હિંમત ચાલે

આને પડછે વર્ડ્ઝવર્થના પટેલા "છ શ્લોક દુનિયાના વર્ડ્ઝવર્થ અને કાલિદાસોના પ્રકૃતિ કાવ્યોની હારમા મૂકવા જેવા છે" અને "લેડીમા કલમ બોળી નર્મદે દેશભક્તિનાં કાવ્યો લખ્યા હોય એવુ કોને નથી લાગતુ? તેની દેશભક્તિ કાઉન્સિલ – બહાદુર કે તાળીવેની નથી –" એ વાગ્મિતા નર્મદની કવિ લેખેના મુલવણીમા એટલી પ્રતીતિ કરાવનારી નીવડતી નથી નાનાલાલના "મહાનુદર્શન'નાં વિરાટ દર્શન ભગવત્ગીતાના વિરાટ દર્શનને ભુલાવે એવા છે મિલ્ટન અને દાન્તે જેવામા જ જોઈ શકાશે 'મહાદર્શન'ની નરી કલ્પના"–એ વચનો પણ વાગ્મિતાના છે એટલા વિવેચનના નથી ભગવત્ગીતામા અને દાન્તે મિલ્ટનમા પણ દર્શનની (માત્ર ચિંતનની નહિ) ઘીંગી નક્કરતા છે તેવી કવિની આ લાક્ષણિક ઉત્કૃષ્ટ રચનામા સ્ફુરતી નથી

ખબરદારના 'કલિકા' અને 'દર્શનિકા'નાં અવલોકન સ્થિર દૃષ્ટિએ કરેલાં છે, પણ ખબરદારની કવિ લેખે યથાર્થ મુલવણી થતી બાકી રહી જાય છે 'દર્શનિકા'મા 'રમણીય તત્ત્વદર્શી કવિતા' જોવામા કદાચ તે સમયના ચાલુ કાવ્યનો ફાળો વધારે છે 'પારિજાત'ના અવલોકનમાં,

કાં તો બલવન્તરાયના પ્રવેશકને લીધે કાં તો તે સમયના પ્રચલિત અભિપ્રાયોને કારણે, પણ ખબરદાર અંગે બન્યુ છે તેમ, કવિ પ્રતિભાનો કયાસ પૂરો નીકળતો નથી બને અંગે, ભક્તિ વિષય છે – તત્ત્વદર્શન વિષય છે, એથી જ આપોઆપ કાવ્યમયતાની ભૂમિકા ઓીકારી લેનામા આવી ન હોય. "સૉનેટોમા તો આ કામ્યશિલ્પીએ અપ્સરાઓ ઘડી છે–સુદૃઢ અને ભરેલા દેહવાળી" આ વાકય તો કોઈ ગુજરાતી કવિ વિશે કમભાગ્યે સાચુ ઠરે એવુ નથી વિવેચનનો વિષય નાજુક અમથો હોય અને છતા વિવેચના ખીલે એના સુંદર નમૂના છે 'વહાલ કરતી કવિતા' અને 'કવિ કુસુમાકર' એ લેખો. 'લલિતના બીજાં કાવ્યો'મા તેમની કવિતાનો વિકાસ રજ જેટલોય મને જણાતો નથી" એમ શ્રી વિષ્ણુપ્રસાદ કહે છે, પણ સાથે એક માર્મિક અવલોકન કરે છે: "જે આપણા કવિશ્રેષ્ઠોમા, કદાચ, તેટલે અંશે નથી, તે પ્રેરણાનુ સ્વયંભૂપણુ લલિતના જૂના તેમ જ નવાં કાવ્યોમા પાને પાને પ્રગટ થાય છે.' શ્રી કુસુમાકર (જે પોતાના શિક્ષક હતા)ના વ્યક્તિત્વનો ખ્યાલ "ઊર્મિલતાની પહેલા મુદ્રા (pose) કરી અને પછી તે સ્વભાવ કર્યો જેમણે એવા ઘણા પુરુષો 'સરસ્વતીચંદ્ર'ની નીપજરૂપ ગયા જમાનામા થયા અને કુસુમાકર તેમના પ્રતિનિધિઅવશેષ છે" એ શબ્દોથી આપી, એમની "માગ દ્વાર" કૃતિનો અનુભવ કરાવી એ "એક સાચા ને સારા કવિ છે" એમ બતાવવાનો ઉપક્રમ હૃદ્ય અને બહુ અંશે પ્રતીતિજનક બન્યો છે 'પ્રભાતનર્મદા'નુ અવલોકન પણ કરવા જેવુ હતું બલવન્તરાય અને રામનારાયણને મન શ્રી પતીલનું ગમે તે આકર્ષણ વસ્યુ હોય, શ્રી વિષ્ણુપ્રસાદ પોતાનુ સંવેદન અહીં આલેખે છે વિવેચનના વિવિધ અભિગમો એ સ્વયં આનકારપાત્ર છે "'પ્રભાતનર્મદા'ની ભોય મગ્તી છે", કવિનો "પ્રેમ સંયમનો ખાસ પૂજારી નથી", "શ્રી પતીલમા સ્વકીય લાગણી સાથે બાયરની મુદ્રા છે, ને શુદ્ધ આત્મલક્ષી કવિ પોતાની કવિતામા પોતાનાથી જુદુ પાત્ર જ ઉપસાવી આપે છે આ ફેંટાદાર વૃત્તિને ફારસીઉર્દૂ પદાવલિ અને ફારસીઉર્દૂ પદ્યરચનાઓ સચોટ રીતે વ્યક્ત કરી શકે છે", "'પ્રભાત-નર્મદા'ની આ અભિજાત અભિસારિકા વિદેશી વેપભૂષામા મનોહર લાગે છે" આદિ નિરીક્ષણો નોંધપાત્ર છે 'કાવ્યજ્ઞની કવિતા'મા જે ચિકિત્સક–વિચિકિત્સક વૃત્તિ છે તેનો લાભ બીજાં અવલોકનોને પણ જરી વધુ મળ્યો હોત તો! – એમ થાય છે અહીં એ વૃત્તિ જ આગળ તરી આવે છે કેમ [illegible] કાવ્યગુરુ, કાવ્યજ્ઞ, લખે એટલે એ પ્રેરણામૂલક ન જ હોય, આયાસસિદ્ધ જ હોય પણ આ અવલો[illegible] પૂરુ પ્રામાણિક છે, બલકે પોતાના પ્રતિભાવો નોંધવામા ગાફેલપણુ ન રહે એ અંગે પણ પેની વિ[illegible] વિચિકિત્સક વૃત્તિ જાગ્રત છે "શેષનાં કાવ્યો" બધાયેલી રુચિને ઘણી ગડમથલ કરાવે [illegible] વિષ્ણુપ્રસાદ 'સિન્ધુનુ આમન્ત્રણ'ની આહ્‌લાદક ભવ્યતાને પડછે 'ડુંગરની કોરે'ની ભયાનક [illegible] સહૃદયપણે ઉપસાવે છે પણ 'ઉમામહેશ્વર'ને બાજુએ રાખીએ, તોય 'એક સારસી દુહાણી' અ[illegible] અથારંભનું વિયોગિની છંદમા લખેલુ 'અર્પણ' કાવ્ય જેવી કૃતિઓના સૌન્દર્ય ઉપર [illegible] લાગતી નથી, નહિ તો "અનુવાદો, મુક્તકો, હાસ્યકૃતિઓ અને ગરબીઓ સફળ વા નિ[illegible] બલકે એમ કહીએ તો ચાલે કે આ કાવ્યસંગ્રહ પ્રયત્નસિદ્ધ સૌન્દર્યનું ઉદાહરણ છે એમા [illegible] એવુ આખા સંગ્રહ અંગેનુ મંતવ્ય પ્રગટ થાત નહિ કદાચ ગણ્યાગાંઠ્યા ઉત્કૃષ્ટ કૃતિઓ [illegible] કાવ્યસંગ્રહ કેટલા? "કલા ઉપરાંત તમારામા કાન્તના જેવી ટાઢાશ છે" એમ કર્તાને [illegible] કહ્યુ તે વિચારવા જેવુ છે, પણ ઠક્કર વસનજી વ્યાખ્યાનોમાનુ "ન થયા કાન્ત મહાન [illegible] ગુજરાતીમા મહાન કવિતાની કયાય ઝાંખી થતી હોય તો તે અવશ્ય 'અતિજ્ઞાન' [illegible] ગજુવંત પણ જીવનની ગહનતા ઉપસાવતી કલ્પનાકારી કૃતિઓમા થાય છે

નાટ્યકૃતિઓ અવલોકવાના પ્રસંગો જૂજ આવ્યા છે "જીવનપરિવર્તનના મહત્ત્વના પ્રમાણમાં અહીં ઘટના નથી" એ વાક્યથી 'મંગળ રચવા અને બીજા નાટકોની' ખાસ તો પહેલા નાટક અંગેની, ચર્ચા નાટ્યાત્મક રીતે શરૂ થાય છે એમનો બીજો વાંધો: "ધીર, પ્રભાવશાળી મુખરેખાવાળો, વિશાળ છાતીવાળા ભીષ્મ ઝળઝળમાન સૌન્દર્ય આગળ વિવશ થાય એ ગુજરાતી વાણિયાશાઈ કલ્પના છે" બનેમાં વજૂદ છે 'વાતાવરણની ઇબ્સનતા' અને 'ઇબ્સની સંવાદ' તરફ પોતાનું ધ્યાન ખેંચાયું છે, છતાં પશ્ચાદ્દર્શન (retrospect) ને નાટકમાં સમર્પક રીતે યોજવાની, 'ઘોસ્ટ્સ' જેવામાં તો આખુ નાટક જ એની ઉપર આધારિત હોય એમ રચના કરવાની, નવીન નાટ્ય સંવિધાનકલાનો 'અજીર્ણ પુનઃકથન'થી ઉલ્લેખ કેમ થયો હશે? ઇબ્સન ભૂતકાળના બનાવનું કથન ક્યાંયે કશેયે કદી કરતો નથી, એ કથન વર્તમાન ક્ષણે પૂરું નાટ્યાત્મક બની રહેતું હોય છે, એ જ નાટક હોય છે બટુભાઈને એ નવીન સંવિધાનકલાની ફાવટ ન હોય, પુનઃકથનને નાટ્યદૃષ્ટિએ સજીવ બનાવી શકતા ન હોય, તેમાં પુનઃકથન પોતે અનિષ્ટ ગર્હ્ય છે એમ થતું નથી શ્રી વિષ્ણુપ્રસાદે પોતે પણ આ લઘુ નાટ્યકૃતિઓનું જે સૌન્દર્ય નિર્દેશ્યું છે તે પછી "એમાં કલા નથી એમ કોઈને રોષની ખાતર કહેવું હોય તો કહી શકે"?

'રાઈનો પર્વત' ઉપરનું વિવેચન એક ટૂંકા પણ સમર્પક લેખમાં થયું છે "જાલકાના મનોરથ અને કાર્યદક્ષતા વિરુદ્ધ રાઈની ઉદાત્ત વીરત્વની ભાવના એ જ આ નાટકનું મિજાગરું છે", "રમણભાઈના બધાં જ સ્ત્રીપાત્રોમાં બુદ્ધિ ઉપરાંત પુરુષમાં શોભે એવા ગુણો છે", "નાટકના ભાગ્ય સાથે દુર્ગેશ અને કમળાનું કામ ખાસ જોડાયલું નથી", "નાટકના અમુક અંગ-અંગો-માં અમરતાના ગુણો છે એ અમરતાનો ગુણ એક તો આલેખ્યું છે તેના કરતાં જે નથી આલેખ્યું તેમાં, શિષ્ટ સંયમમાં છે. વળી એ સંયમ કોઈ સ્થિતિરક્ષકનો નથી પણ સુધારકનો છે એ તેનો વિશેષ છે. અમરતાનું બીજું તત્ત્વ નાટકના પ્રેરક બળમાં, સ્ત્રીજીવનના ઉત્કર્ષની લાગણીમાં છે. એ તીવ્ર લાગણીને સંયમ પ્રતિકૂળ નથી રમણભાઈને મન સુધારો એટલે નવીન, બિનકુદરતી, જીવન નથી સુધરેલું જીવન એટલે તેમને મન તો, મારી સમજ પ્રમાણે અને આ નાટકમાંથી સમજાય છે તે પ્રમાણે, મનુષ્યની બુદ્ધિને, ન્યાયબુદ્ધિને શોભે એવું કુદરતી જીવન નાટકની અમરતાનું ત્રીજું તત્ત્વ આ સ્ત્રીજીવનના ઉત્કર્ષની ભાવનાને સાકાર, ભલે પછી માન તખ્તા ઉપર, કરવા, તેને ન્યાય્ય બતાવવા રમણભાઈએ કરેલા કલામંથનમાં છે રાઈ અને વીણાવતી જેવાનાં વ્યક્તિત્વ અને જીવનપ્રસંગો પસંદ કર્યા સિવાય, કલ્પ્યા સિવાય, નવીન જીવન ન્યાય્ય અને સ્વાભાવિક તખ્તા ઉપર બતાવવું અશક્ય રૂઢિનો ભોગ પણ રૂઢિ સ્વપ્નેય ના દેખાય એવા વાતાવરણમાં ઊછરેલી વીણાવતી અને રૂખડપટ્ટીથી રૂઢિના સંપર્ક વગરનો રાઈ વિધિએ સુભગ જોડું જ બનવા નિર્મ્યાં છે" – આ દ્યોતક દૃષ્ટિબિંદુઓ છે અને વિવેચક પ્રજ્ઞાએ કલાકૃતિમાં મનભર અવગાહન કર્યાની સાક્ષી પૂરે છે

બે જ નવલકથાઓ શ્રી વિષ્ણુપ્રસાદે વિવેચી છે 'ગુજરાતનો નાથ'ની સાર્થકતા ચાર પાનામાં ચર્ચી છે ત્રીશીએ પહોંચતા પહેલાં, અને બીજી ચર્ચા કરી છે 'સરસ્વતીચન્દ્ર'ની અનિર્વચનીય આકર્ષકતા પૂરાં ત્રણ તપ જેટલા સમય સુધી વિવેચનપ્રવૃત્તિનો આરંભ જ એનાથી કર્યો અને વચ્ચે વચ્ચે જરીક થાક ખાધો ને વળી પાછા જઈ જઈને વળગે છે એ જ, ગો મા ત્રિ ની કલાના, ઊર્ધ્વમૂલ અધઃશાખ અશ્વત્થને 'ગુજરાતનો નાથ' ઉપરનો લેખ ટૂંકામાં ઘણું સમાવે છે અને એ રીતની લખાવટનો એક આદર્શ નમૂનો છે મુનશીની સરળતા, પ્રૌઢ પ્રેમનું આલેખન, અપવિત્ર સ્નેહની

નવલકથાના મુખ્ય અંગ તરીકે રજૂઆત, (ડી એચ. લૉરેન્સ આદિની ખરાવાદીપણાથી આલેખાતી નવલકથાઓના અભિન્ન વિવેચક "મીનલમુંજાલના સ્નેહસંબંધની પવિત્રતા ન્યીહારીએ તોય" – એટલા સુધી ખેંચાય છે!) કથારસનું પ્રાધાન્ય, – એ બધા મુનશીની નવલકથાનાં લક્ષણોને ઉઠાવ મળે એ રીતે ચર્ચા થઈ છે "સ્વરૂપવિહોણી, આછા રૂપની કે વિરૂપ નવલકથા લખનાર ફીલ્ડિંગ, ડીકન્સ, ટૉલ્સ્ટૉય કદાચ એ બધા [ફ્લૉબેર, હેનરી જેમ્સ જેવા કસબીઓ] કરતા મહાન છે." એ શબ્દોમા શ્રી વિષ્ણુપ્રસાદ સાહિત્યસ્વરૂપ તરીકે પણ નવલકથાને અહીં લક્ષમા લે છે "જગતનવલકથાના વિકાસમા નથી કર્યું પ્રસ્થાન ગોવર્ધનરામે કે નથી કર્યું મુનશીએ," એમ નોંધી ચિરંજીવ સાહિત્યની એકેક કસોટીએ ગોવર્ધનરામ અને મુનશી વચ્ચે તાત્ત્વિક ભેદ શા કારણે છે તે, લેખને અંતે, સૂચવે છે: મુનશી પાત્રસૃષ્ટિમા ગાયબ થઈ જાય છે, દશાંગુલમ્ અધ્ધર રહેનાર ગોવર્ધનરામમા જીવનની અર્થવત્તા વધુ ઊંડે છે, અને ગોવર્ધનરામના ઊર્મિબળ અને કવિતા આગળ મુનશીના પાતળા પડે છે

૧૯૨૪ ના 'સરસ્વતીચંદ્ર' ઉપરના પ્રથમ લેખનો પ્રથમ શબ્દ છે "ગોવર્ધન સ્મરણસ્તૂપ" હમણા 'સરસ્વતીચંદ્ર'ના આકારને એમણે જમાના બોરોબુદુર સાથે સરખાવ્યો ત્યારે એ સ્તૂપનું કલાભિધાન એમને મળી ગયું લાગ્યુ. પહેલા લેખમા "'સરસ્વતીચંદ્ર' એક મહાન મંદિર છે" (મને લાગે છે દક્ષિણના તિરુચિરપલ્લીના જેવા આમ તેમ અનેક ગોપુરમ્વાળા મંદિર જેવું) એ રૂપક પણ યોજ્યુ હતું કવાક એને વટવૃક્ષ પણ કહે છે ૧૯૫૭ માં ગોવર્ધનસ્મારક વ્યાખ્યાનમા અને ૧૯૬૦ મા ગુજરાત યુનિવર્સિટીની ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી વ્યાખ્યાનમાળા (જેના પહેલા વ્યાખ્યાનો આજીવન ગો મા ત્રિ ઉપાસક શ્રી વિષ્ણુપ્રસાદના હોય એ હકીકતમા કેટલુ બધુ ઔચિત્ય છે!) મા 'સરસ્વતીચંદ્રના' ના પ્રભાવક તત્ત્વો શોધવામારવવાનો રીતસરનો ઉપક્રમ છે, પણ ખરુ જોતા ચાલુ એ પ્રભાવક તત્ત્વોની અસર નીચે જ ગોવર્ધનરામ અંગે એમની કલમ ચાલી છે.

૧૯૨૪ ના લેખમા શ્રી વિષ્ણુપ્રસાદની વિવેચકશક્તિના લગભગ બધા ઉત્તમ લક્ષણો પ્રગટ થયાં છે અને પરિણામ ઘણુ તૃપ્તિકર આવ્યુ છે. 'સરસ્વતીચંદ્ર' વિશે આ એક લેખ કેટલાય દ્યોતક દૃષ્ટિબિંદુઓ રજૂ કરે છે લેખક કહે છે કે કેન્દ્રીય ઘટનાને આવી મળતી આડકથાઓ કૃતિના આનંદને ગભીર બનાવે છે. ચિન્તનભર્યાં પ્રકરણો અંગે ખુલાસો શોધવાના પ્રામાણિક પ્રયત્નને અતે સંભારી આપે છે કે "તથાપિ નવલની ભોમમા પડેલા એ વિચારસમુદ્રની કિંમત ગુજરાત શી ન આપે?" એક પાત્રની છાયામા બીજુ પાત્ર કેવુ દીપે છે તેની સુદર ચર્ચા પછી ગુણસુંદરીની સામાન્યતા તરફ ધ્યાન ખેંચે છે અને એના કુટુમ્બજીવનના આલેખનમા અહીંતહીં રંગો વધી પડ્યા છે એય નોંધે છે એક બાજુ લક્ષ્મીનંદન, રાજાઓ, અને બીજી બાજુ ઉન્નત સુન્દરગિરિનાં વસનારાં, વચ્ચે "બુદ્ધિધન અને વિદ્યાચતુરના કુટુંબો ઉપર આછા આછા તેજછાયા ધુમ્મસ જેવો પડદો પડેલો બનાવી, ગોવર્ધનરામ રાજદ્વારી પુરુષોની કરુણ કથા આપણને પૂરી પાડે છે" એ બતાવી વિવેચક ઉમેરે છે કે એ બધું આપણને રસમુગ્ધ કરે છે "પણ વિદ્વત્તા અને સવેદનશીલતાની કરુણ કથા એટલે સરસ્વતીચંદ્રની કથાથી આપણે સ્તબ્ધ બનીએ છીએ." સરસ્વતીચંદ્ર કુટુમ્બવ્યક્તિ, સમાજવ્યક્તિ છે પણ સાથે 'એક વિશ્વવ્યક્તિ' છે. એ નંદશંકરના 'ફિલોસોફિકલ વેગેબૉન્ડ' (ફિલસૂફ રખડુ) કરતા એણે પોતે જ પોતાને એક વાર ઓળખાવ્યો છે તેમ 'ડ્રીમી વેગેબૉન્ડ' (સ્વપ્નસેવી રખડુ) વધારે છે, – અને તેમ છતા એ 'રખડુ વિચારડોળી તરગી નથી' જ. "જ્વાલામુખ સંન્યાસના છેક પાતાળમાં આવતા

પહેલાં" સરસ્વતીચંદ્રે દાખવેલી પરાક્રમશાલિતાની એક રમ્ય ઓજસભરી ચિત્રમાલા લેખકે ઝડપી પીંછીએ આંકી છે એ ગદ્યનો પણ એક સુંદર નમૂનો છે. નાયકને કુસુમ સાથે પરણાવે છે એ ભાગમાં "પ્રસંગો એક ઉપર એક એમ હિમાલયના ખડકો પેઠે ગબડી પડે છે," પણ લેખક સૂચવે છે કે "કુમુદ કરતાં કુસુમ પ્રકૃતિથી જ સરસ્વતીચંદ્ર જેવાને માટે વધારે લાયક હતી."

'સરસ્વતીચંદ્ર'ના અંતને ઊંડાણભરી સૌન્દર્યદૃષ્ટિથી સમજાવતાં છેલ્લાં વાક્યો પ્રતીતિના ઉત્સાહથી ધબકે છે :

"કુસુમને પરણ્યા પછી કુમુદ તરફ સરસ્વતીચંદ્રનો પ્રેમ કાયમ રહે તો સરસ્વતીચન્દ્ર સંસારનો, કુસુમનો, વિહ્વલદાસ બાવાનો અને ચંદ્રાવલી મૈયાનો ગુનેગાર કેમ નહિ? ખરો, ભાઈ, ખરો. સરસ્વતીચંદ્રના આવા ગુનાની કલ્પના કરવાનો વખત આવે છે તે જ સરસ્વતીચન્દ્રની કરુણ કથા. 'He censures God who quarrels with the imperfections of man.' એમ કહી આપણે સંતોષ માનીએ एम. ए., ઇત્યાદિ ઉપાધિધારી, ચિન્તક, લેખક, મનસ્વી પણ કર્તવ્યશીલ પુત્ર, પ્રેમી, મિત્ર, સાધુ અને દેશભક્ત, એવા સરસ્વતીચંદ્રની કરુણ કથા એટલે જ્ઞાનમય જીવન કે બુદ્ધિમય જીવનની કરુણ કથા."

"'સરસ્વતીચંદ્ર'નું રહસ્ય"માં ઉપરની વાત જ ચર્ચાઈ છે: "એ એ યુગનો યુગાત્મા છે... વિદ્વત્તાનો ભાર અને દૃષ્ટિની વિશાળતાથી ઉદ્‌ભવતી પ્રયત્નની શિથિલતા – તેની માત્રા સરસ્વતીચંદ્રમાં ઘણી બધી છે એમ સૂચવવા હું તેને type, નમૂનો, કહું છું. સરસ્વતીચંદ્ર, ગોવર્ધનરામ, મણિલાલ, આનંદશંકર, નાનાલાલ એ સર્વમાં આ ભાવ રહેલો છે. એટલે એ અર્થમાં સરસ્વતીચંદ્રને યુગાત્મા કહી શકાય." સરસ્વતીચંદ્ર વિશે અહીં એક સૂક્ષ્મ નિરીક્ષણ મળે છે, જે વિદ્યા અને બુદ્ધિપરાયણતાની મર્યાદા પ્રત્યે ધ્યાન ખેંચે છે: "તે વિચારણાથી, બુદ્ધિથી ઊગરી જતો નથી. પ્રેમથી ઊગરે છે... પોતાનું માનવપણું સ્વીકાર્યું તેટલો તે વીર." લેખના અંતે, "ત્યારની લડત એ સંસ્કૃતિ વચ્ચેની હતી... આજે તો પ્રશ્ન સંસ્કૃતિ અને જંગલીપણા વચ્ચે પસંદગીનો છે." એવે સમયે ગ્રંથની સામાજિક મૂલ્યવત્તા ઘણીબધી વધારે હોવા ઉપર ભાર મૂકવામાં આવ્યો છે.

'ગોવર્ધનરામની શૈલી' ઉપરના બે લેખોમાંથી પહેલામાં ગોવર્ધનરામની શૈલીનું પોત સુઘટ્ટ છે, એ શૈલી પોતદાર છે અને સઘન (massive) છે ને સાથે અનુનેય (flexible) છે, વનસ્પતિ જેમ સજીવ લાગે છે, એમ કહી એમાં વાક્યવીચિઓ દ્વારા પ્રગટતી લયદીર્ઘતા પ્રત્યે – "એ લયદીર્ઘતા અને લાક્ષણિક આરોહઅવરોહથી ગુજરાતી ભાષા ઉન્નતતમ તાન સિદ્ધ કરે છે" એ પ્રત્યે – ઉદાહરણો આપીને સવિશેષ ધ્યાન ખેંચ્યું છે. બીજામાં, વીગતે એ શૈલીની ત્રણ ભૂમિકાઓ ઉદાહરણો સાથે, ઝીણવટપૂર્વક એ ઉદાહરણો ચર્ચીને, બતાવી છે, તેમાં – ખાસ કરીને અપદ્યાગદ્ય જેવા લયમાં થોડીક ક્ષણો સુધી ગદ્ય ચાલે છે પણ ગોવર્ધનરામ એમાં તણાતા નથી, લયનો સંયમ – એ વિશિષ્ટતા એમનામાં આગળ તરી આવે છે એ પ્રગટ કરવામાં – ગદ્યકલાની શ્રી વિષ્ણુપ્રસાદની ઝીણી સૂઝ છતી થાય છે.

'અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય'નાં ઉત્તમાંગ સમી પ્રસ્તાવના, એ વ્યાખ્યાનમાળા ગોવર્ધનરામના અર્પણની વાત વિનાની રહી ન જાય એટલા માટે જ, યોજાઈ લાગે છે.' એમાં લેખક કહે છે :

"'સરસ્વતીચંદ્ર' પૂર્વ–પશ્ચિમના મિલનનુ, પ્રબોધકાળની સંધ્યાનુ 'મહાકાવ્ય' છે તેની મહાનાયિકા હિન્દી સસ્કૃતિ છે અને નાયક છે પડિતબુદ્ધિ પર્યેષક યુગસત્ત્વ"

ગુજરાત યુનિવર્સિટીની ગોવર્ધનરામ માધવરામ વ્યાખ્યાનમાળામા કેટલીક પૂર્વકથિત વસ્તુઓ – કથાનો અત, શૈલીના તત્ત્વો આદિ – નવી માડણીથી કહેવાઈ છે, તો 'સ્નેહમુદ્રા' વિશે પહેલી વાર શ્રી વિષ્ણુપ્રસાદનુ વક્તવ્ય મળે છે – જોકે 'સરસ્વતીચંદ્ર' અગેની એમની ચર્ચાઓની કક્ષાનું નહિ એ વિષયો નવા જ એમણે છેડ્યા એક ગોવર્ધનરામનો સાહિત્યવિચાર અને બીજો તત્ત્વવિચાર, બનેને, માટે એક એક વ્યાખ્યાનની મર્યાદા ટૂકી પડતી લાગી તેમ છતા કવિતા, નાટક, હાસ્યરસ આદિ વિશેની ગોવર્ધનરામની વિચારણા ઉપર શ્રી વિષ્ણુપ્રસાદની ટિપ્પણી મળ્યાનો લાભ આવકાર્ય છે. ગોવર્ધનરામના તત્ત્વવિચારને વ્યાખ્યાનનો વિષય બનાવવાની પહેલ કરી એ શ્રી વિષ્ણુપ્રસાદની મોટી નોધપાત્ર સેવા ગણાય ગુજરાતમાં આટલા 'સાક્ષરો' હતા અને 'વિદ્વાનો'નો સુકાળ મનાયો છે, પણ ગોવર્ધનરામના અવસાન પછી અર્ધશતાબ્દી ઉપરાત સમયમા ચાવેલુ ચાવ્યા કરવાનુ ઘણુ બન્યુ છે, પણ ગોવર્ધનરામનો માનસપિંડ કયા દ્રવ્યનો બનેલો છે તેની વીગતે છણાવટ થવી બાકી જ રહી ગઈ શ્રી વિષ્ણુપ્રસાદે એ અભ્યાસની દિશા ઉઘાડી આપી છે 'વ્યવહારુ સન્યાસ' ઉપરનુ બાવીસમે વરસે આપેલ વ્યાખ્યાન નોધવહીમા જડેલો 'ઉત્સર્ગ સિદ્ધિ'નો સિદ્ધાન્ત, ત્રીજા ભાગમાનુ 'લક્ષ્યાલક્ષ્યરહસ્ય વિવરણ', 'અધ્યાત્મજીવન'મા આગળ ધરેલો જીવન્મુક્તનો આદર્શ અને આધુનિક – તે સમય સુધીના– વિજ્ઞાનના અધ્યયનમા દાખવેલો રસ – એ પ્રત્યેકને ઝીણવટથી તપાસી, ગોવર્ધનરામે પોતાની જીવન-સાધનામા એ બધા વચ્ચે મેળ શી રીતે પાડ્યો, સગતિ કઈ રીતે જોઈ, એની ઉપર હવે તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓ પણ પ્રકાશ પાડવા પ્રેરાશે એવી આશા રાખીએ

એકદરે ગોવર્ધનરામવિષયક વિવેચન શ્રી વિષ્ણુપ્રસાદને હાથે એટલુ અને એવુ થયુ છે કે ગોવર્ધનરામ ઉપરના અલ્પ પણ અમાપ ગુણવત્તાવાળા આચાર્ય આનદશકરના વિવેચનને બાજુએ રાખીએ તો ગોવર્ધનરામના મુખ્ય વિવેચનકારો ઉત્તમલાલ અને બલવતરાયની સાથે શ્રી વિષ્ણુપ્રસાદનુ સ્થાન છે અને એકેથી ઊતરતુ નથી ગોવર્ધનરામ જેવા મહાન લેખકો વિશે છેલ્લો શબ્દ કોણ ઉચ્ચારી શકયુ છે? જેને ગોવર્ધનરામની કહો કે લહે લાગેલી છે એવા શ્રી વિષ્ણુપ્રસાદ પાસેથી ભવિષ્યમા પણ વળી કાઈક નવતર નિરીક્ષણપર્યેષણ ન મળે તો જ આશ્ચર્ય

વિવેચનમાથી સાહિત્યતત્ત્વવિચાર તરફ શ્રી વિષ્ણુપ્રસાદ શી રીતે વળ્યા હશે? વિવેચક પ્રૌઢતા પામતો જાય તેમ પોતાને અભિપ્રેત સાહિત્યસિદ્ધાન્તોને આમતેમ ઉથલાવી જોવા લલચાય ખરો બીજા કોઈનો વિચાર સામો મળે ત્યારે એને ઉલટાવીસુલટાવી જોવાની લાલચ ખાળવી એને કવારેક મુશ્કેલ પડે કોઈ કોઈ વિવેચકનો એ તાત્ત્વિક વિચારોમા રસ જ કેળવાય અને એ તરફ એ વળે અને બને કે પછી ત્યા જ રમમાણ રહે ને સાક્ષાત્ વિવેચનકાર્યમાથી એનુ મન ઊઠી પણ જાય

શ્રી વિષ્ણુપ્રસાદના કોઈક વિવેચનો, જોઈશુ તો જણાશે કે, કયાક જોરદાર પ્રત્યાઘાતમાથી જાગેલા છે 'પ્રભાતનર્મદ'નુ અવલોકન એ કવિતામા થતી બુદ્ધિવ્યાપારની પ્રતિષ્ઠા સામે ઉંકારો ન હોય એવી આરભમા છાપ પડે છે 'મ સ્યગધા અને બીજા નાટકો'ના અવલોકનમા વિવેચકે પોતાને મળેલા આનદ અગે જરીકે દિલચોરી કરી નથી, આટલી બધી આછપ (એરિસ્ટોટલ magnitude માગે

છે ને? એનો અભાવ) હોય અને આ તે કલાકૃતિ શાની – એવા સ્પષ્ટ અસ્પષ્ટ સ્વપ્રત્યયમાંથી જાણે એ લેખ જન્મ્યો ન હોય એવું લાગે છે આ બન્ને દાખલાઓમાં એ રીતે ખરેખર ન પણ બન્યું હોય, પણ તત્ત્વવિચારના કેટલાક લેખો તો ઉઘાડા કોઈ ને કોઈ તત્ત્વચર્ચાના પ્રત્યાઘાત રૂપે લખાયેલા છે. આ બળવન્તરાય અને રમણીયરામ સર્જકને વિવેક ભૂલી નાખવાનું આદેશી ન બેસે, રચનાતંત્ર ઉપર – રીતિ ઉપર અજુગતો ભાર મૂકે રખે, એમાંથી 'સાધારણીકરણ'ની શ્રી વિષ્ણુપ્રસાદની ચર્ચા ઊભી થઈ છે જરીક ધરાદાર અને પ્રવાહી ગદ્ય લખતા આવડી ગયું એટલે એક જ વાત નિષ્પ્રયોજન ઘૂંટી ઘૂંટીને કવિ તરીકે ગણિયાત થવું એમ તે હેય કવિતામાં અર્થવહન તો જોઈએ જ જોઈએ, પણ આમ કહું ત્યારે રખે માનો કે હું પણ બળવન્તરાયની જેમ વિચારપ્રધાન કવિતાને દ્વિજોત્તમજાતિની માનું છું, – આમાંથી 'દ્વિજોત્તમ કવિતાજાતિ' લેખ જન્મ્યો છે તુચ્છ કાવ્યવિવેચનોના પ્રતિકારરૂપે 'કાવ્યસ્પર્શ' તો 'રસપરામર્શશક્તિની વિકાસક્ષમતા ને સામાજિકની તત્પરતા' એ પૂરો ઉચ્ચાર કરી ગયા પછી કળ વળ્યે માંડ અર્થ સમજાય એવા મથાળાવાળુ સભાપણ સંભવ છે કે 'પુ ભરી પગણી ગઈ' ના પ્રયોગે જગાડેલા પ્રત્યાઘાતનું પરિણામ હોય પણ જ્યાં આવા પ્રત્યાઘાતો હોય ત્યાં તે માત્ર ખીંટીની ગરજ સારે છે અથવા ચર્ચાને ગતિ આપી છૂટી પોતે ગૌણ બની પડદા પાછળ ચાલ્યા જાય છે

શ્રી વિષ્ણુપ્રસાદના સાહિત્યતત્ત્વવિષયક, મુખ્યત્વે છૂટક, વિચારોમાં વ્યવસ્થા જોવા પ્રયત્ન કરીએ કવિતા અંગે ઘણું વાના છે કવિ, કાવ્ય અને ભાવક વિવેચકને વળી વળીને કાવ્ય પાસે આવવાનું હોય છે કાવ્ય અને વિવેચન વચ્ચેની રસાકસી (કે પરસ્પર સેવન?) એનું જ નામ વિવેચન તુચ્છ ક્ષુલ્લક વિષય ઉપર કેવળ કૃત્રિમ કારીગરીથી કરેલી સહેજે રચેલી ચમત્કૃતિ કે જોડકણા જેવી રચના તે કાવ્યના નામને પાત્ર નથી, વિષયનું પણ ઔચિત્ય વિચારવું ઘટે, એ વાત 'કાવ્યસ્પર્શ'માં શ્રી વિષ્ણુપ્રસાદે કરી છે, અને 'રમણીય વિષય પર પણ કૃત્રિમ કાવ્યરચના થઈ શકે" એ પણ એમના ધ્યાન બહાર નથી વિષયનું નહિ પણ વિષયમાં શું સાક્ષાત્કર્યું સ્ફુર્યું છે તે મહત્ત્વનું છે વિષય જાતે રમણીય અથવા તુચ્છ ક્ષુલ્લક છે એમ કહેવામાં તત્ત્વની ભાષા જળવાતી નથી લાગતી, અને પ્રેમાળી તુર્ગેનેવની શિકારી કૂતરાના મોંમાં વત્સલ પક્ષિણી માતાએ આપેલી પોતાની આહુતિની કથામાં ભવ્યતા ક્ષુદ્રતાના બીજ જોવા પ્રેરાયા તે તરફ દુર્લક્ષ થતું લાગે છે લેખના છેલ્લા વાક્યોમાં સત્ય વધુ સારી રીતે પ્રકટ થયું છે "કવિને હરકોઈ વિષય પર ગમે તે લખતા કોણ અટકાવે? પણ ભાવકને કાવ્યવાણીમાં સંપૂર્ણ નિર્ભેળ સચ્ચાઈનો રણકાર લાગે તો સ્વાભાવિકતાની કસોટીમાં કાવ્ય ખરોખર ઊતર્યું ગણાય

'વિવેચનની પ્રતિભા'નો મોટો ભાગ કાવ્યના સ્વરૂપની ગવેષણા પાછળ રોકાયેલો છે કાવ્યમાં વ્યાપકતા જોઈએ અખંડ સત્યને સ્પર્શતી બૃહત્ કૃતિઓ સ્વપરાયણ લાગણીઓની કૃતિઓ કરતાં ચઢિયાતી, ભાવ અને વિચાર ઉપરાંત 'ક્રિયા'ની શરૂઆત રસનિષ્પત્તિમાં મહત્ત્વનો ભાગ ભજવે છે, એ બધા આચાર્ય આનંદશંકર દ્વારા પરિચિત થયેલા દૃષ્ટિબિંદુઓ તાજગી અને વેધકતાથી અહીં ચર્ચાયા છે સાવિત્રી વાળનો અંબોડો વાળી, પતિને બે હાથે ઝાલીને ઉપાડી, પોતાને ડાબે ખભે એનો હાથ ગોઠવી જમણા ખભાથી એને ભેગી ચાલવા માંડી – એ સાવિત્રી ઉપાખ્યાનની, ચાર પંક્તિઓમાં પાચ ચિત્રો નિરૂપતી કલા પ્રત્યે ધ્યાન ખેંચવા માટે શ્રી વિષ્ણુપ્રસાદના ભોક્તા દ માગમાં શાના શા માન થયાં હોત

ગુજરાતી સાહિત્યમા આકારસૌષ્ઠવ અને એકતાના અભાવના સામાન્ય રીતે પ્રવર્તતા દોષ પ્રત્યે ધ્યાન ખેચી "સાહિત્યકૃતિ એક જીવંત અખડ કૃતિ લાગવી જોઈએ" એમ યોગ્ય રીતે ભાર મૂક્યો છે ' ઐક્ય એક જ ઢાળામા નાખેલુ નથી " એમ પણ એ કહે છે, તેમ છતા ' પ્રભાતનર્મદા 'ના અવલોકનમા "ગઝલ કાવ્યજાતિનો બીજો દોષ એકાગ્રતાનો અભાવ ગણી શકાય ફારસી અગ્બી ઉ, સિન્ધી પ્રાધ્યાપકો કહે છે કે ' અમારી કવિતામા આ ચાલે '! કાવ્યમાત્રમા સમગ્રતા (unity) જોઈએ ૮" – એ વિચારો રજૂ થયા છે તેમા ગઝલની અન્ય પ્રકારે સધાયેલી એકતાનો ખ્યાલ થયો લાગતો નથી દરેક શેર એ મુક્તક જેવો એકમ હોય છે આખી ગઝલ મુક્તકગૂમખુ હોય છે, રદીફકાફિયા વડે એકત્ર ગૂથાયેલુ સર આર્થર કિવલર કૂચે સૉનેટ માલાની એકતા (ત્યા એ પેચ છે કે સૉનેટોની માલાની એકતા હોય તો પ્રત્યેક સૉનેટ એકતાવિહોણુ થઈ જતા સૉનેટ મટે અને પ્રત્યેક જો આત્મપર્યાપ્ત સૉનેટ હોય તો તેના સ્વ તત્ર સૉનેટોની ' માળા 'મા વળી એકતા કેવી ?) સમજવા માટે ગઝલની સ્વયપર્યાપ્ત એવી શેરોના જૂથને આગળ ધર્યું છે આકૃતિની વાત કર્યા પછી "છદ, અલકાર અને ભાષા એ વિવેચનના ઘણી વખત મુખ્ય વિષય બને છે" એમ કહીને તેની ચર્ચા કરી છે

સિદ્ધાન્ત તરીકે પોતે કવિતાતત્ત્વના આવિષ્કાર માટે પદ્યને અનિવાર્ય લેખતા નથી, પણ "પદ્યના લય શબ્દને સ્થિર આકાર આપે છે, એટલે કે અતિશય મુલાયમ અને સુકુમાર વસ્તુને ટકાઉ ઘાટ મળે છે પદ્યથી સાધારણ રીતે, ભાષા વાતચીતની સામાન્યતામાથી ઊગરી જાય છે ' એમ કહે છે લય વિશે ' ક દ ડા ' મા ". ઘણુખરુ ક્રિયાપદ લીટીને છેડે જ આવે એટલે કલાના બધ છૂટી જાય છે", "લલિત જેવાના ગુજન, લાડ અને લહેકા કઈક નિર્ભેદકર નીવડ્યા છે ', – આદિ કથનો પદ્યના લયને શ્રી વિષ્ણુપ્રસાદ ઝીણવટથી જોયા કરે છે તેના સૂચક છે ' પારિજાત ' અવલોકતા મનહર પ્રયત્નની અપેક્ષા રાખે છે અને તેથી તેમા એકતાનતા આવે છે એવો મત પ્રગટ કર્યો છે પણ તેનુ સ્વરૂપ તપાસવામા ઊતર્યા નથી એટલે એ પાના પછી ' સુદૂર શાશ્વત ધામે ' આદિ પરપરિત મનહર કવિતની પક્તિઓ શા કારણે ખૂચે એવી છે એ ન કહી શકતા "આ તો કવિતા નથી લાગતી, પદ્દ નથી લાગતું, ગદ્ય લાગે છે" એવી લાગણી પ્રગટ કરી છે ' નવીન કવિતા (૧૯૪૭-૧૯૫૭) ' મા પણ એવુ થયુ છે તે અન્યત્ર મેં ચર્ચ્યું છે "લલિતની કવિતામા અર્થ અને અર્થધ્વનિ ઉપજાવવાનો પહેલો પ્રયત્ન શબ્દના સૂર કરે છે બાકી લલિતની ચક્ષુર્વિષયક કલ્પનાતું તો મીંડુ જ છે" – એ નિરીક્ષણ મનન યોગ્ય છે પહેલો પ્રયત્ન સૂર કરે એમા કાંઈ ખોટુ નથી – શ્રી વિષ્ણુપ્રસાદને પણ એ જ અભિપ્રેત છે કવિતામા કાન કરતાં આખથી ગ્રાહ્ય થતા અર્થસદર્ભનો મહિમા જોરશોરથી થતો હોય છે ભાવપ્રતીકો (images) પર નિર્ભર કવિતારચના લયની બાબતમા સહેજ બેદરકાર જણાયાનુ પશ્ચિમની આધુનિક વિવેચના નોધે છે (અ ર્વાચીન કવિની રચનામા છદ અગેની બુફેકી જણાતી હોય તો તેનું એક કારણ આ છે), તો ' લયધ્વનિ ' (પરિ ૧૭) ઉપર નિર્ભર રહેનાર કવિમા ચક્ષુર્ગ્રાહ્ય અર્થસદર્ભનું પાતળાપણુ દેખાય એ પણ સમજી શકાય એવુ નથી ? અલબત્ત, લય પોતે જ સર્વેસર્વા થવા જાય તો તરત અકારો થઈ શકે "કોણ જાણે કેમ, ' નારી તું નાગણી ' નુ જપિયુ મને નથી જ ગમતુ " (વિ ૧૪૫)

કવિ "સીધી રીતે ' કહી દેવાનો નહિ, એની ભાષા વિશિષ્ટ જ રહેવાની "આપણો કાવ્યમીમાંસક કહેશે, કાવ્યનુ જીવિત છે વક્રોક્તિ, કાવ્યનુ જીવિત છે અત્યુક્તિ, તુ સીધી સાદી વાતની અપેક્ષા રાખીશ મા વસ્તુત કાવ્યમા જે વક્રોક્તિ છે તે જ સત્યોક્તિ છે, સ્વભાવોક્તિ છે, ઉત્તેજિત

કલ્પનાએ ભાવને વિચારને અનાગાર અને પૂરો રજૂ કરવાને એ ભાષા વાપરી છે. એ ભાષામાં કશું જૂઠું નથી, નથી વાંકું " (પરિ ૧૭.) પોતાના જમાનામાં — મનળ ગાંધી શૈલીના આગવી જમાનામાં ઉપગના વિચારો એ રીતે આત્મપ્રતીતિની મુદ્રા સાથે મૂકવા એ વિવેચકને માટે જરૂરી હતું. "અર્વાચીન ગદ્ય અને કંઈક અંશે પદ્ય સાહિત્યમાં અચોટતા, પ્રવાહિતા અને સરળતા જોવામાં આવે છે – તેણે કદાચ ક્યાંક કલા વિકસાવી હશે ક્યાંક કલા કચરી હશે – તે 'સાહિત્ય', લોકસાહિત્ય, ગાંધીજી અને મુનશીને આભારી છે છેવટ એ જાણે સીધી શૈલી દ્વારા જ હેતુસિદ્ધિ કે કલાસિદ્ધિ જોઈ છે" (વિ. ૧૪૯) શ્રી વિષ્ણુપ્રસાદ અધરી ભાષા ઉપર દોષનો ટોપલો ઢોળવા ટેવાયેલાઓને સત્ય વસ્તુની દર્દપૂર્વક યાદ આપે છે કે "ઉચ્ચતમ કવિતા સંસ્કૃતનું જ્ઞાન માગી નથી લેતી પણ કલ્પની કેળવણી માગી લે છે. આખો જનસમૂહ સરકારની એ કક્ષાએ ક્યારે આવશે? ન જાને" (વિ. ૧૫૮.) વિશદતાનું વરવું રૂપ કદાચ આમાં એ જુએ છે. "તેમની કવિતામાં કુત્સિત બનતી વિશદતા – અતિ પ્રસાદ – આવે..." (વિ ૩૧) એક ઠેકાણે કહે છે: "...અસ્પષ્ટતા પણ કવિતામાં સાર્થ હોઈ શકે .." (વિ. ૧૯૭) પણ અન્ય પ્રસંગે વાત્સલ્યથી ઉમેરે છે: "પ્રસાદ એ કાવ્યનો ગુણ નથી, પણ વાચકનો અધિકાર છે." (વિ ૧૯૦)

અલંકાર, પ્રામાણિક કવિની રચનામાં અવિનાભાવ સંબંધે આવ્યો હશે અને કવિસંવેદનનો અંશ હોવાની પ્રતીતિ કરાવશે એ એમણે ભારપૂર્વક કહ્યું છે (પરિ ૧૮.) પ્રતિરૂપો, પ્રતીકો કાવ્યમાં ઉપકારક નીવડે છે એ પણ એમણે 'ભક્તિકાવ્યમાં પ્રતિરૂપ' અને 'બોધક કાવ્યમાં પ્રતિરૂપ' એ બે લેખોમાં અને અન્યત્ર બતાવ્યું છે "પ્રતિરૂપો, બને તો ગતિશીલ" જોઈએ (વિ. ૧૦૯). "મૂર્ત ગતિમાન પ્રતીકો કે પ્રતિરૂપો" યોજવા જોઈએ (પરિ. ૧૪) એમ યોગ્ય રીતે જ મૂર્તતા અને ગતિશીલતાનો એ મહિમા કરે છે. ૧૯૨૬માં 'ટાઈપ્સ' – નમૂના માટે એમણે 'પ્રતિરૂપ' પર્યાય યોજ્યો છે, પણ ૧૯૨૯ પછી 'ઇમેઈજ' માટે એ પર્યાય નિશ્ચિત કરી 'ઇમેઈજ' વસ્તુની કાવ્યમાં અગત્ય એ સતત ચીંધતા રહ્યા છે ૧૯૩૪માં એ એની વ્યાખ્યા પણ આપે છે, સ્પષ્ટતા ખાતર અંગ્રેજીમાં પણ નિરૂપણ કરે છે, ખાસ નોંધવાનું તો એ છે કે ૧૯૪૧માં સેસિલ ડે લુઈએ કલાર્ક ભાષણો 'ધ પોયેટિક ઇમેઈજ' ઉપર આપ્યાં તેથી ઘણું વહેલેરું શ્રી વિષ્ણુપ્રસાદે આપસૂઝથી 'ઇમેઈજ'નું મહત્ત્વ કર્યું છે. આ સદીના બીજા દશકમાં અમેરિકા–યુરોપમાં 'ઇમેજિસ્ટ' વલણ આવ્યું તેના પડઘા અહીં પડતા પામ્યા લાગતા નથી. સેસિલ ડે લુઈએ છૂટક 'ઇમેઈજ' ઉપરાંત આખી કૃતિ એક સુનાગ 'ઇમેઈજ' રૂપ બનતી હોય તેની વાત કરી છે, શ્રી વિષ્ણુપ્રસાદમાં પણ 'અનુભાવના' (પરિ ૧૨૭) માં 'લઘુ પ્રતિરૂપ' અને 'સમગ્ર પ્રતીક'ની વાત થઈ છે 'પ્રતિરૂપ' પર્યાય કઠોપનિષદના 'रूप रूप प्रतिरूपो बभूव' માંથી ઉપાડેલો છે કાંઈક અર્થરંગ થયો છે અને પોતે આપેલ વ્યાખ્યા "પ્રતિરૂપ એટલે પ્રતિનિધિ ચક્ષુર્વિષયક કલ્પનાને સ્પર્શતી સત્તા" (વિ ૨૨૭) માં પણ ઇમેઈજને માત્ર ચક્ષુર્વિષયક માનવામાં અર્થસંકોચન થઈ જાય છે શ્રુતિવિષયક 'ઇમેઈજ' પણ હોય (આથી જ હું રૂપ પર ભાર મૂકનાર 'પ્રતિરૂપ' કે મરાઠીમાં પ્રચલિત 'પ્રતિમા' કરતાં 'ભાવપ્રતીક' કે 'ભાવકલ્પન' વાપરવું વધુ પસંદ કરું છું.)

કાવ્ય વિશે – કાવ્યના વિવિધ અંગો વિશે સ્વાભાવિકપણે જ વિવેચકને ઘણું કહેવાનું પ્રાપ્ત થાય, પણ કવિ અને ભાવક વિશેની – સર્જનપ્રક્રિયાની અને ભાવકના રસાસ્વાદની પ્રક્રિયાની – ચર્ચા જોતજોતામાં વિવેચકને મનોવિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રો તરફ ખેંચી ગયા વિના રહેતી નથી

'અનુભાવના'ના અંતભાગમા સમગ્ર ચર્ચાને બાંધી લેતા કાવ્ય, ભાવન અને કવિ વિશે શ્રી વિષ્ણુપ્રસાદ કહે છે: "કાવ્યની આવી સમજ આપી શકાય છે અને સમગ્ર રીતે ઉપલબ્ધિ અને પ્રેરણા બનેલા અર્થનું સંપૂર્ણ સવહન અથવા પ્રતિપાદન કરતી લયાન્વિત વાણી તે કવિતા એવા પ્રતિપાદનમા તદાકારતા દ્વારા થતા [? તો] અનુભાવનાના નિર્વ્યદ તે પ્રબોધ ચમત્કાર મુદા પ્રશ્રબ્ધિ કે સમાહિતતા જેવી સવિતની અવસ્થિતિ એ પ્રતિપાદનની સર્જક પ્રતિભા એટલે ઉત્કટ વેદનશાલિતા, વસ્તુઓ વચ્ચે અપૂર્વ સબધ જોવાની ઉદાર ને સૂક્ષ્મ પ્રજ્ઞા, અને અસાધારણ કૌશલથી લીલયા इव તે દાખવવાની અદમ્ય વૃત્તિ"

કવિ અત્યંત સવેદનશીલ હોય છે અને વસ્તુઓ વચ્ચે અપૂર્વ સબધ જોઈ બેસે છે, જે પ્રગટ કર્યા વગર એને ચેન પડતુ નથી વસ્તુઓ વચ્ચે સબંધો જોનારી પ્રજ્ઞા માટે અગ્રેજી imaginationનો પર્યાય 'કલ્પના' શબ્દ દલપતનારાથી ('કવિતા કહીએ કલ્પના') વપરાય છે ખરુ જોતા મૂળ અગ્રેજી શબ્દ imagination વસ્તુઓ વચ્ચેના અપૂર્વ સબધોને એક ઝબકારે જોઈ તેમને ઘાટ આપનારી શક્તિનો – અપૂર્વ વસ્તુનિર્માણક્ષમતાનો – નિર્દેશ કરે છે દાન્તેના l'lata fantasia મા નિમ્નતર શક્તિ કરતા કોઈક લોકોત્તર સર્જકશક્તિનો સ્વીકાર થયો હતો કોલરિજે imagination (કલ્પના) અને fancy (તરગ) વચ્ચે ઉચ્ચાવચ દૃષ્ટિએ ભેદ સ્થાપ્યો શ્રી વિષ્ણુપ્રસાદ કોલરિજને અનુસરે છે "હુ ઇમેજિનેશન અને ફેન્સી, કલ્પના અને તરગવૃત્તિને અલગ અલગ અને ઉચ્ચાવચ ગણુ છુ" (પરિ ૯૩ પણ પરિ ૧૮૯-૯૦ ઉપર એને 'બહારની ચર્ચા' કહી એ તટસ્થ રહે છે) સર્જકનો "કલ્પનાએ અખંડરૂપે ધારણ કરેલો અનુભવ" શ્રી વિષ્ણુપ્રસાદ નિર્દેશે છે (પરિ ૪૬) તેમા કાવ્યસર્જનશક્તિ તરીકે એ કલ્પનાને જોતા લાગે છે

પણ કાવ્યનુ આસ્વાદન ભાવન પણ કલ્પના દ્વારા થાય છે, સાધારણીકરણની કે એવી ભાંજગડમા પડવાની ખાસ જરૂર નથી એમ એ કહે છે "લેખકનો અનુભવ વાચક પોતાનો કરે તે કલ્પનાવ્યાપારને સાધારણીકરણ નામ આપવુ હોય તો આપી શકાય પણ તે બિનજરૂરી છે, કેમ કે વસ્તુતાએ એ કલ્પનાવ્યાપાર જ છે કલ્પનાવ્યાપાર શબ્દપ્રયોગ સ્ફુટ છે, સાધારણીકરણ ભ્રામક છે" (પરિ ૪૪) 'ભારતીય વિવેચનમાં 'ઇમેજિનેશન'નુ સ્થાન આ રસેન્દ્રિય કે ભોજકત્વ લઈ શકે જે શક્તિથી કવિનો અનુભવ વાચક પોતાનો કરે છે તેને 'ઇમેજિનેશન' (કલ્પના) શબ્દ અનુલક્ષે છે" (પરિ ૩૯)

એટલે કે સર્જનની પ્રક્રિયા અને ભાવનની પ્રક્રિયા બને 'કલ્પના' દ્વારા થતી તેઓ જુએ છે અગ્રેજી imaginationનો વધુ સાચો પર્યાય 'પ્રતિભા' છે કોલરિજે તો 'ઇમેજિનેશન'નો પર્યાય 'એસેમ્પ્લેસ્ટિક પાવર' (આકૃતિવિધાયિની શક્તિ) એવો યોજ્યો હતો એ ઈમેજિનેશન એટલે જ અપૂર્વ વસ્તુનિર્માણક્ષમા પ્રજ્ઞા અર્થાત્ પ્રતિભા સર્જનારી શક્તિ તે 'ઈમેજિનેશન' અને આસ્વાદનારી શક્તિ પણ જો 'ઈમેજિનેશન', તો રાજશેખર કહે છે તેમ તેમને અનુક્રમે કારયિત્રી પ્રતિભા અને ભાવયિત્રી પ્રતિભા તરીકે ઓળખીએ 'ઈમેજિનેશન'નો પ્રચલિત પર્યાય 'કલ્પના' બને માટે વાપરીએ તો પણ આ બધામાથી ફલિત તો એટલુ થાય છે કે કાવ્યના સર્જનમા તેમ જ આસ્વાદનમા 'પ્રતિભા'ની – 'કલ્પના'ની જરૂર પડે છે પણ એમ કહેવાથી સર્જનની પ્રક્રિયાનો અને આસ્વાદનની પ્રક્રિયાનો કોઈ નકશો કે ખુલાસો મળતો નથી

સર્જનની અને આસ્વાદનની પ્રક્રિયાઓનો ખુલાસો તો સાધારણ્યના ખ્યાલ દ્વારા મળે છે.

સાક્ષાત્ વ્યવહાર જીવનમાં હૃદયના ભાવો કારણ, કાર્ય અને સહચારી દ્વારા પ્રગટ થાય છે એ જ જ્યારે રંગભૂમિ ઉપર અથવા કાવ્યમાં રજૂ થાય ત્યારે એમનું પોતાનું મૂળ રૂપ રહેવા પામતું નથી અને એમનાથી જુદી એવી એક પ્રકારની સંવિદ વ્યક્ત કરે છે, રસરૂપે પ્રગટ થાય છે વ્યવહાર-જીવનમાં જે કારણ કાર્ય અને સહચારી હતા તે રંગભૂમિ ઉપર કે કાવ્યમાં, હવે જિનાતા જીવનના ભાગરૂપ રહેવા ન પામતા, વિભાવ અનુભાવ અને વ્યભિચારીભાવનું રૂપ ધારણ કરે છે હવે વિભાવ અને અનુભાવનો સબંધ કાર્યકારણ સબંધ રહેવા પામતો નથી વ્યવહારજીવનમાં અમુક બનાવના પરિણામે (કારણના કાર્યરૂપે) હર્ષ શોક ક્રોધ જુગુપ્સા આદિ અનુભવીએ છીએ જેવો એ બનાવમાં સંડોવાયેલાઓ સાથેનો આપણો સબંધ તે પ્રમાણમાં આપણે એ ભાવો અનુભવીએ ક્યારેક આપણો તટસ્થતાનો સબંધ પણ હોય પણ રંગભૂમિ ઉપરનું નાટક જોતા કે કાવ્ય વાચતા જુદું જ બને છે નિરૂપાતા બનાવમાં આપણો સક્રિય અનુપ્રવેશ હોય છે, અને છતા અંગત સંબદ્ધતા કશી જ હોતી નથી હર્ષ શોક ક્રોધ જુગુપ્સા આદિ બાહ્ય વિઘ્નો કે સામાન્ય જીવનની લાભ આદિ વ્યાવહારિક જરૂરિયાતો પણ રહી હોતી નથી સામાન્ય જીવનમાં અમુક કારણથી અમુક કાર્ય પ્રગટતું, અમુક બનાવને લીધે અમુક ભાવો અનુભવાતા, પણ રંગભૂમિ પર કે કાવ્યમાં તે બનાવો નિરૂપાતા સામાન્ય જીવનમાં અનુભવાતા ભાવો રસ અનુભવતી ચેતનાને જુદા જ ભાસે છે રસાનુભવ વ્યવહાર જીવનમાં પ્રવેશતો નથી, રસ અંગત વ્યવહારજીવનથી સ્વતંત્રપણે આસ્વાદાય છે પોતાના સામાન્ય જીવનથી કે નટના કે નાયકના સામાન્ય જીવનથી સંબદ્ધ ન હોય એ રીતે નાટક (અથવા કાવ્યકૃતિ)નું સ્વતંત્રપણે ચિત્ત ગ્રહણ કરે છે એટલે કે તે સાધારણીકૃત રૂપે અનુભવાય છે જે બનાવોના વિભાવાદિ બનેલા છે તેમનો કોઈ અમુક વ્યક્તિથી સબંધ હોતો નથી આ મારે લગતું છે-વગેરે ખ્યાલોથી ભાવક મુક્ત હોય છે જાણે કે એ બધું બિન-અંગત ન હોય આ સાધારણ્યની સ્થિતિ છે કાવ્યે સાધેલ સાધારણ્ય મર્યાદિત અહમ્‌ની આડશને તોડે છે-મર્યાદિત અહમ્ સાથે જોડાયેલ આશાઓ, ઈપ્સાઓ, આદિને દૂર કરે છે અને વિગલિતવેદ્યાન્તરવાળી રસસંવિત્તિ પ્રગટે છે

સાધારણીકરણનો ખ્યાલ ભટ્ટ નાયકે રજૂ કર્યો અને રસાસ્વાદનની પ્રક્રિયા શી રીતે શક્ય બને છે તે એની મદદથી સમજાવ્યું તેમની પછી થયેલા આચાર્ય અભિનવગુપ્તપાદે પોતાના ગુરુ ભટ્ટ તોતમાંથી વિચારબીજ લઈને સર્જનની પ્રક્રિયા ઉપર પ્રકાશ પાડચો છે અને એમાં ભટ્ટ નાયકના સિદ્ધાન્તનો પણ ઉપયોગ કર્યો છે ભટ્ટ તોતે કહેલું કે नायकस्य कवेः श्रोतुः समान एव अनुभवः અર્થાત્ નાયકનો, કવિનો શ્રોતાનો અનુભવ એક જ છે અભિનવગુપ્ત સ્ફુટ કરે છે રસ ખરું જોતાં કવિગત જ છે રસ એ બીજુ કાંઈ નથી, કવિની સાધારણીભૂત ચેતના જ છે એને વશ રહીને જ નટનો વ્યાપાર યોજાયો હતો कविगतसाधारणीभूतसंविन्मूलश्च काव्यपुरःसरो नटव्यापारः, सैव च संवित् परमार्थतः रसः ॥ કવિની સાધારણીભૂત ચેતના કાવ્યરૂપે ભાવક સુધી પહોચી શકે છે એમાં ભાવકમાં રહેલી અનાદિ વાસના ઉપકારક બને છે આ વાસના જાગ્રત થતા ભાવકની ચેતના કાવ્યરૂપ એટલે કે રસરૂપ બને છે

અભિનવગુપ્તે સર્જન અને ભાવનની પ્રક્રિયાઓનો ખ્યાલ આપ્યો છે તેમાં મનુષ્યમાત્રમાં પડેલી અનાદિ ગૂઢ વાસના સિવાય બીજું કશું ગૂઢ નથી આધુનિક પાશ્ચાત્ય સાહિત્યતત્ત્વચિંતકોમાં

આઈ. એ. રિચાર્ડ્ઝ આવા સર્વસાધારણ ભાવતત્ત્વની વાત કરે છે.[૨] ગમે તેમ પણ કવિ અને ભાવક બંનેને એક અનુભવમાં ભાગીદાર કરવા માટે આવો કોઈ સેતુ સ્વીકાર્યા વગર આરો નથી. શ્રી વિષ્ણુપ્રસાદને ઇષ્ટ શબ્દ કલ્પના લઈએ તો મનુષ્યમાત્રમાં 'કલ્પના'ના અસ્તિત્વનો સ્વીકાર કર્યા વગર સર્જનપ્રક્રિયા, કાવ્યકૃતિ અને ભાવન એ ત્રણને સાંકળી શકાશે નહિ પણ ઉપરના વર્ણન પછી સ્પષ્ટ થયું હશે કે સર્જનની પ્રક્રિયા અંગે શ્રી વિષ્ણુપ્રસાદ 'કલ્પના'- વ્યાપારની વાત કરે તો તે નિર્વાહ્ય છે; પણ તેમ છતાં સર્જનની પ્રક્રિયાનો અને ભાવનની ક્રિયાનો ખુલાસો તો 'કલ્પના' શબ્દની મદદથી અપાવો રહી જ જાય છે, જ્યારે સાધારણ્યના ખ્યાલ દ્વારા તે ખુલાસો મળી રહે છે.

યુરોપની સાહિત્યવિચારણામાં સર્જનની પ્રક્રિયામા રસ લઈ તેને imagination, intuition દ્વારા સમજવાના પ્રયત્નો થયા છે, પણ ભાવનની પ્રક્રિયા સમજાવવા સુધી એ વિચારણા લંબાતી નથી અને અંતે એ અપૂરી-અધૂરી અને તપાસવા જતાં ત્રુટિવાળી નીકળે છે. કલાતત્ત્વવિદ ક્રોચે કલાકૃતિને સર્જકને માટેનો સ્મૃતિસહાયક જડ પદાર્થ લેખે છે પણ કલાકૃતિ સર્જકને તો મૂળ અનુભૂતિ સુધી લઈ જાય, અન્ય ભાવકોને શી રીતે લઈ જાય? સાધારણ્યના ખ્યાલ સિવાય આનો ખુલાસો મળવો મુશ્કેલ છે.

શ્રી વિષ્ણુપ્રસાદ કહે છે કે "રસનો સિદ્ધાન્ત, એનું ખૂબ મૂલ્ય સ્વીકાર્યા છતાં કહેવુ જોઈએ, સર્જક કરતાં ભાવકને વધુ અનુલક્ષે છે" (પરિ. ૪૬.) એમા ખોટું શુ છે? જગત સમક્ષ કાવ્યકૃતિઓ છે. તેનુ ભાવન થાય એ પ્રથમ અને ચરમ જરૂરિયાત છે. પણ ઉપર જોયું તેમ રસનો સિદ્ધાન્ત ભાવકના રસાસ્વાદની પ્રક્રિયાને પૂર્ણપણે યથાતથ મમજવા સારુ સર્જક સુધી પહોચ્યો છે અને એણે સર્જનની પ્રક્રિયાનો પણ આલેખ આપ્યો છે

શ્રી વિષ્ણુપ્રસાદની ગવેષણા સાધારણીકરણની યથાર્થતાને તપાસવા કરતાં પણ વધુ તો કાવ્યની વિશેષતાને, કાવ્ય એક વિશિષ્ટ સૃષ્ટિ છે, એક અનુભવવિશેષ છે એ વાતને હરકત ન આવે એ જોવા અંગે છે "સાધારણીકરણ અને સામાન્યીકરણના સમીકરણથી ઘણો વિભ્રમ થવા સંભવ છે. કવિના અનુભવમાં સૂક્ષ્મતામા કે વિશાળતામાં કશુ અસાધારણ કે લોકોત્તર હોય જ નહિ? અને હોય તો તે સર્વગ્રહણક્ષમતા લાવવા ગાળી કાઢવું?" (પરિ. ૪૧.)

શ્રી વિષ્ણુપ્રસાદની કાવ્યસૂઝ અહીં મુદ્દાના પ્રશ્નો ઊભા કરે છે. અનેક વિદ્યાઓના પાયા નાખનાર ઍરિસ્ટોટલે કહ્યું છે કે 'કાવ્ય ઇતિહાસ કરતા વધુ તત્ત્વજ્ઞાન-પ્રવણ અને ઉચ્ચતર વસ્તુ છે, કેમ કે કાવ્ય સામાન્યને વ્યક્ત કરે છે જ્યારે ઇતિહાસ વિશેષને વ્યક્ત કરે છે.' પણ રસાનુભૂતિ તે તર્કશાસ્ત્રથી થતા સામાન્યના જ્ઞાનથી જુદી જ જાતની વસ્તુ છે. કાવ્ય એ એક વિશિષ્ટ સૃષ્ટિ છે એ ખરું,

૨. Principles of Literary Criticism, પૃ. ૧૯૦-૨; ઉપરાંત સરખાવો: "Pity and fear awakened in connexion with these larger aspects of human suffering and kept in close alliance with one another, become universalised emotions. What is purely personal and self-regarding drops away. The spectator who is brought face to face with grander sufferings than his own experiences a sympathetic ecstasy or lifting out of himself." — S. H Butcher: 'Aristotle's Theory &c'. પૃ ૨૬૭

પણ ઇતિહાસ એ નર્યા વિશેષ સ્વરૂપમાં જ પર્યવસિત રહે છે તેનાથી કાવ્ય જુદું પડે છે. કાવ્યનું વૈશિષ્ટ્ય અને સાધારણ્યને ઉપજાવી રસપર્યવસાયી બનવા માટે હોય છે સાધારણીકરણ અને સામાન્યીકરણના સમીકરણને અવકાશ જ નથી એવા સમીકરણથી વિભ્રમ ઊભો થવા સંભવ છે એ શ્રી વિષ્ણુપ્રસાદની ચેતવણી સાચી છે પણ સાધારણ્ય કવિ પાસે પોતાની કૃતિમાંથી જે કાંઈ અસાધારણ હોય તેને સર્વગ્રહણક્ષમતા લાવવા માટે ગાળી કાઢવા આદેશે એમ એમને દહેશત છે તે અસ્થાને છે આલંબન વિભાવરૂપ નાયકનાયિકાને પુરુષ સમુદાયના અને સ્ત્રી સમુદાયના દૃઢભાજકરૂપ આલેખવા એવો સાધારણ્યનો અર્થ થતો નથી. વિભાવાદિ સાધારણ્ય પામવાને લીધે કવિ પોતાના મર્યાદિત અહમ્‌માંથી છૂટે છે અને એની સાધારણીભૂત સંવિદ સ્વરૂપ બની રહે છે અંગત ઇચ્છાઓવાળા અહમ્‌ની મર્યાદામાંથી છોડવીને પોતાની ચેતનાને મૂળ સ્વ-રૂપે આનંદઘન રૂપે આસ્વાદવા માટે સર્જક તેમ જ ભાવકને પ્રેરવા એ સાધારણ્યનો હેતુ છે ભલેને વિભાવાદિમાં ગમે તેટલું અસાધારણ ( particular ) સમાયું હોય માત્ર એની સાથે સર્જક ( અને ભાવક પણ ) અંગત રીતે સંબદ્ધ નહિ હોય. આ સ્થિતિનું જ નામ છે સાધારણ્ય અર્થાત્ સાધારણ્ય કવિને કૃતિમાંથી અસાધારણ વીગતોનો ત્યાગ કરવા ફરમાવનાર વસ્તુ નથી અને અસાધારણ વીગતોને ત્યજવાથી – ગાળી કાઢવાથી સર્વગ્રહણક્ષમતા આવતી નથી બલકે ( અસાધારણ વીગતોના સમાવેશને અવિરોધી એવા ) સાધારણ્યને લીધે જ સર્વગ્રહણક્ષમતા સિદ્ધ થાય છે

પણ કાવ્ય એક વિશેષ સૃષ્ટિ હોય છે ને હોવી જોઈએ-એનો સાધારણ્યના સિદ્ધાન્તથી છેદ તો ઊડી નહિ જાય એ પ્રશ્ન શ્રી વિષ્ણુપ્રસાદ સમક્ષ મુખ્ય તો છે એક કાવ્ય બીજા કાવ્યથી જુદું છે તેનો ખુલાસો સાધારણ્ય પામેલા વિભાવ અનુભાવ વ્યભિચારી ભાવોના નિરવધિ મિશ્રણોની વિવિધતામાં શોધવો જોઈએ એમ મને લાગે છે એક જ કવિ સીતા ઉપર આજે નાટક લખે અને પછીથી વળી બીજું લખે તે બંને પણ જુદાં પડે છે અને તેમાં વિભાવાદિનો નવીનતર, અન્યતર, સંયોગ એ જ કારણભૂત છે. મને લાગે છે કે શ્રી વિષ્ણુપ્રસાદની વિચારણાએ વરસો પછી રસસિદ્ધાન્તમાં સમાધાન અનુભવ્યું છે ઉપર નિરૂપેલી વિચારસરણી સાથે એમનું ૧૯૫૯ના એક વ્યાખ્યાનમાંનું નિવેદન પૂરું મેળમાં છે : “એક આખી પરિસ્થિતિ સંઘાતરૂપે સંકીર્ણ સ્વરૂપમાં, આઘાતપ્રત્યાઘાતરૂપે રજૂ થાય, ત્યારે પરિસ્થિતિના સાકલ્યમાંથી ભાવનું સૂક્ષ્મ સ્વરૂપ ઉદ્‌ભવે . એ જ રસ, ભાવનાત્મક હોય છે એમાં જ સાધારણીકરણ રહેલું છે, નિરૂપિત એક વ્યક્તિ કે એક લાગણીમાં નહિ” ( ‘ સંસ્કૃતિ ’, જૂન ૧૯૫૯, પૃ ૨૦૩.)

રસસિદ્ધાન્તને શ્રી વિષ્ણુપ્રસાદે વારવાર તપાસવા પ્રયત્ન કર્યો છે, તેમાંથી બે ત્રણ મુદ્દાઓ ખાસ આગળ તરી આવે છે અને ચર્ચા માગી લે છે ‘રસના સિદ્ધાન્તમાં સાપેક્ષતા’ ચર્ચતાં તેઓ કીથનો અભિપ્રાય ટાંકે છે કે યુરોપની ઉત્તમ ટ્રેજેડી, “જેના અંતમાં અસ્વસ્થતાની પરાકાષ્ઠા પ્રેક્ષક અનુભવે, તેના જેવું રૌદ્રકરુણાન્ત નાટક સંસ્કૃતમાં નથી, તેના કારણમાં હિન્દુ જીવનદૃષ્ટિ અને તે ઉપર ઘડાયેલી હિન્દુ સાહિત્યફિલસૂફી છે” ( પૃ ૩૫ ) જીવનદૃષ્ટિ અને સાહિત્યદૃષ્ટિ વચ્ચે કાંઈ ને કાંઈ સંબંધ સર્વત્ર જોવા મળવાનો પણ ટ્રેજેડીના અંતમાં અસ્વસ્થતાની પરાકાષ્ઠાનો પ્રેક્ષકને અનુભવ થાય છે એ વાત કીથ કહે તો તે બરોબર છે ? મિલ્ટનરચિત ટ્રેજેડી ‘સેમ્સન એગોનિસ્ટીસ’ની અંતિમ પંક્તિ છે :

And calm of mind, all passion spent.

ટ્રૅજેડીને અંતે તો ચિત્તની શાતા, અગ્રસ્થ ફરતા રાગોદ્રેકોનું નિતાંત શમન-વિલયન થયું હોય છે. એરિસ્ટોટલ પણ ટ્રૅજેડીને અંતે આનંદની લાગણી રહેતી હોવાનું સૂચવે છે

"અનૌચિત્યથી પ્રવર્તતો રસ તે રસાભાસ' (પૃ ૩૫-૬) એની ચર્ચા કરતા શ્રી વિષ્ણુપ્રસાદનો સ્વર તીક્ષ્ણ બને છે "ગુરુ આદિ પ્રતિ રતિ કોપ કે હાસને રસાભાસ ગણવામા ઉચ્ચ નીતિના ખ્યાલને કલામા ખેંચી આણ્યો છે, તો સમાજના નીચના વર્ગના પાત્રમા આલેખાતા શમ કે ઉત્સાહને રસાભાસ ગણવામા આપણા ધર્મના અસ્પૃશ્યતાના રોગનો ચેપ કલાને લગાડવામા આવ્યો છે રસસિદ્ધાન્તના વિવરણમા કે વિનિયોગમા હિન્દુ પંડિત કે કવિ ધર્મની એ વિષકન્યા અસ્પૃશ્યતાની પાર જઈ શક્યો નથી એ હકીકત દુ ખદ પણ છે ખરી" જગતમાથી બહાર આવી સમાજ બાંધ્યો તે પહેલાના પશુમાનવના જીવનમા ગુરુજન પ્રતિ રતિના પ્રસંગો વિરલ નહિ હોય એની સ્મૃતિનું ભીષણ પ્રતીક જ 'ઈડીપસ રાજા'મા સોફોકલીસે નિરૂપ્યુ છે પણ ઈડીપસે માતા પ્રત્યેની રતિને જાણી તે પછી કવિ માટે અડધી ક્ષણ પણ એ નિર્વાહ્ય છે ખરી? નીચના વર્ગના પાત્રમા શમ કે ઉત્સાહના ભાવો આલેખવા આડે વિષકન્યા અસ્પૃશ્યતા જોવા કરતા કલાના સાધારણ ઔચિત્યનો વિચાર કરવો ઘટે છે હૅમ્લેટના મોમાં To be or not to be વચનો ઉચિત લાગે તેટલા ઘોરખોદુના મુખમા લાગે? જો ન લાગે, તો પછી કવિ જો હૅમ્લેટના મોમા એવા વચનો મૂકે તો એમા વહેરોવંચો કરે છે એમ જોવુ બરોબર છે? હોમર (ઇલિયડ, સર્ગ-૨)નો પેનો લૂલો ખૂંધો થેરસાઈટીસ ભલે ઍગેમેમ્નોન રાજાને ઊંચી ઊંચીને સત્ય સંભળાવવા કરે પણ ઍકિલીઝનુ પરાક્રમ એ કરી શકે? કવિ જો થેરસાઈટીસને ઉત્સાહનુ પાત્ર ન બનાવી શકે તો માણસાઈના વાજવામા એને હલકો ઊતરતો લેખીશુ?

ત્રીજો મુદ્દો "આધુનિક સંવિતલક્ષી કાવ્યોને રસસિદ્ધાન્તની કસોટીએ ચઢાવવામા બેહૂદાપણુ આવે છે રસસિદ્ધાન્તના વિનિયોગનો આગ્રહ સેવીશુ તો આપણા કેટનાક ઉત્તમ કાવ્યોમા કોઈ ખાસ રસ જડશે નહિ" (પૃ ૪૭)-એ અંગેનો છે. ભરતે નાટ્યરચના માટે યોજેલા રસસિદ્ધાન્તને તે પછી આવેલા અલંકાર, રીતિ આદિના અને ધ્વનિના પણ ખ્યાલને સમાવી લેવાય એવી ભૂમિકાએ અભિનવ ગુપ્તાચાર્યે મૂકી આપ્યો હતો. તેમ છતા મુક્તકો તેમ જ અન્ય રચનાઓના આસ્વાદનો ખુલાસો મળી રહે એ માટે તેમના સમકાલીન કુન્તકે વક્રોક્તિની, ક્ષેમેન્દ્રે ઔચિત્યની, પંડિતરાજ જગન્નાથે રમણીયતાર્થ પ્રતિપાદનની વાત કરી છે. આનંદવર્ધનના રસાદિધ્વનિમા રસધ્વનિ ઉપરાત બીજા સાત-ભાવધ્વનિ આદિ ની વાત છે એ બધાના ખ્યાલ સાથે અભિનવગુપ્તે ભરત અને આનંદવર્ધનના વિવરણરૂપે સમજાવેલા રસસિદ્ધાન્તનો વિનિયોગ કરતા મને લાગતુ નથી કે કોઈ પણ ઉત્તમ કાવ્યના કાવ્યત્વનો ખ્યાલ મેળવવો મુશ્કેલ બને

શ્રી વિષ્ણુપ્રસાદ પણ "રસસિદ્ધાન્ત તત્ત્વત ખરો છે' એમ સ્વીકારે છે (પૃ ૩૭) અને કહે છે કે "તેમા નિત્ય સત્ય એ છે કે સ્થાયીભાવોના બીજ વાસનાઓ છે વાસનાઓની આસપાસ સ્થાયીભાવો દેહ ધરે છે બીજુ નિત્ય સત્ય છે રસનિષ્પત્તિની આપણા આલંકારિકોની સમજૂતીમા" (પૃ ૩૮)

ભાવનની પ્રક્રિયા સમજવામાં ઊંડા ઊતરતા શ્રી વિષ્ણુપ્રસાદ રસસિદ્ધાન્ત તરફ ખેંચાયા વગર રહી ન શક્યા અને ૧૯૫૯ ના વ્યાખ્યાનમા, ઉપર જોયુ તેમ, સાધારણ્યની વાત પર આવીને તેઓ સ્થિર થયા છે એમ કહી શકાય

ભાવનનો પ્રશ્ન વિવેચકને સૌથી વધુ આકર્ષે જ. વિવેચક પોતે ભાવકશ્રેષ્ઠ છે ને? ભાવનનો વ્યાપાર શી રીતે ચાલે છે એ તપાસવા તરફ શ્રી વિષ્ણુપ્રસાદ વારંવાર વળ્યા છે. 'અનુભાવના'માં તેઓ 'કલાનુભવના પર્યવસાન માટે આનંદ શબ્દ શું ઉચિત છે' એવો પ્રશ્ન ઊભો કરે છે, અને 'એ તત્ત્વને હું આનંદ કહી શકતો નથી' એમ કહે છે. આનંદ શબ્દનો અર્થ એ સુખ, હર્ષ કરે છે ['આનંદ (pleasure)', 'આનંદમાં હર્ષની વિવક્ષા થઈ જાય છે; પરિ. ૧૧૮] એને 'સમાધિ' કહેવામાં એમને ગૂંચવાડો થતો લાગે છે, 'બ્રહ્માસ્વાદસહોદર' કહેવામાં ધાર્મિક અનુભવનું મિશ્રણ થતું લાગે છે. અને ચિત્તપ્રકાશમય કે ચેતોવિકાસમય વિશ્રાન્તિ ઉપશમ કે પ્રશ્રબ્ધિની અવસ્થા, 'મુદા' કે બૌદ્ધ વિચારકોની 'પ્રીતિ'ની અવસ્થા, સમાનભાવ કે સમાન સંવેદનની શક્તિ, અથવા આપણી જૂની પરિભાષાને વળગી રહી ભાવનાશક્તિ કે અનુભાવનાની શક્તિ તરીકે ઓળખાવવાનું તેઓ પસંદ કરે છે.

'એ આનંદ ના હોય તો પણ ચિત્તને અનુકૂલ વેદના છે', આથી આનંદને 'સ્થાને આપણે પરનિર્વૃતિ કે વૃત્તિઓની તલ્લીનતા (transport) મૂકી શકીએ' એમ એ સૂચવે છે. એ સાચું છે કે કલાનુભવના 'લક્ષણમાં રાર્જન સાથે તલ્લીનતા અવશ્ય જણાય છે,' પણ તલ્લીનતામાં જ 'કલાનુભવનું પર્યવસાન' થાય છે? તલ્લીનતા દ્વારા કલાનુભવ શરૂ થાય છે, પણ એ પરિણમે છે શામાં? એ કહે છે:

"કવિએ સર્જેલી વસ્તુનો સાક્ષાત્કાર અને તે સાથે જ પોતાના સ્વત્વની સર્વ શક્તિઓનો સમગ્ર અને યુગપત્ અનુભવ એ કાવ્યવાચનનું ફળ ગણી શકાય."[૩] (પરિ. ૧૧૯.)

જે લલિત કલાઓ સ્થલવ્યાપી છે તેમાં તલ્લીનતા કે તદાકારતા અથવા તો કૃતિનો 'સાક્ષાત્કાર' અને ભાવકને થતો કલાનુભવ એ યુગપત્ સંભવે, પણ સંગીત, નૃત્ય અને કાવ્ય જેવી સમયાવલંબી કલાઓમાં આરંભથી જ અનિવાર્ય એવી તલ્લીનતા અંત સુધી હોય તે ઉપરાંત, બલકે તેને પરિણામે, કૃતિના સમગ્ર પરિચયને અંતે – ત્યારે જ શક્ય એવા 'સાક્ષાત્કાર' વખતે – થતો કલાનુભવ, એ બંનેને જુદા ઓળખવાનું જરૂરી બને છે. બંનેને એક કહી ન શકાય. પહેલી સ્થિતિ માટે 'તલ્લીનતા' કે 'તદાકારતા' અને બીજા માટે 'આનંદ', 'મુદા', 'પ્રશ્રબ્ધિ' શબ્દો યોજી શકાય.

શ્રી વિષ્ણુપ્રસાદ પણ બંનેને જુદી સ્થિતિ જ માને છે. 'સમગ્ર ચર્ચાને બાંધી લેતી' કાવ્યની સમજ આપતાં તેઓ પહેલી સ્થિતિ દ્વારા બીજી સ્થિતિ પ્રાપ્ત થાય છે એમ નિર્દેશે છે: "એવા પ્રતિપાદન [કવિતા]માં તદાકારતા દ્વારા થતા [રતો] અનુભાવનાનો નિસ્યંદ તે અબોધ ચમત્કાર મુદા પ્રશ્રબ્ધિ કે સમાહિતના જેવી સંવિતની અવસ્થિતિ" (પરિ. ૧૩૪.)

શ્રી વિષ્ણુપ્રસાદ પહેલી તલ્લીનતાની અવસ્થાને સુખકર ગણતા હોઈ તેને આનંદને મળતી અવસ્થા માને છે, અને 'સુખદુઃખથી પાર રહેલું તત્ત્વ અનુભવમાં હોવું જોઈએ' એમ યોગ્ય રીતે જ માનતા હોઈ બીજી કલાનુભવની અવસ્થા માટે પોતે જેને 'સુખ' વાચક માન્યો છે તે 'આનંદ' શબ્દ યોજવાનું પસંદ કરતા નથી. આ જો એક શબ્દને બદલે બીજો શબ્દ પસંદ કરવાની વાત હોય તો મોટો પ્રશ્ન રહેતો નથી. 'આનંદ'નો અર્થ 'સુખ' અથવા 'હર્ષ' જ કરવામાં આવે તો કલાનુભવના

---

૩. 'સ્વત્વની સર્વ શક્તિઓ'ના અનુભવની વાત થઈ છે તેમાં 'સર્વ'ને કારણે 'બની શકે તેટલી બધી' કહેવું વધુ યોગ્ય લેખાય.

પર્યવસાનની સ્થિતિ માટે 'આનંદ' શબ્દ ન વપરાવો ઘટે, પણ એ સ્થિતિ માટે 'આનંદ' શબ્દ 'પ્રશ્રબ્ધિ', 'મુદા' એ અર્થમાં જ યોજવામાં આવતો હોય છે. વ્યાખ્યાતાએ કરેલી ચર્ચામાંથી એક વસ્તુ પર ભાર મુકાય છે કે આ 'મુદા' કે 'આનંદ'ની અવસ્થા તે કેવળ સુખ કે હર્ષની અવસ્થા નથી.

કયારેક એ બીજી પ્રશ્રબ્ધિ–મુદા–ની અવસ્થાને માટે સ્પષ્ટ 'આનંદ' શબ્દ યોજે પણ છે, અને સાથે જ એક ત્રીજી 'દર્શનપર્યવસાયિતા'ની ભૂમિકાનો પણ નિર્દેશ કરે છે.

'દ્વિજોત્તમ કવિતાજાતિ'માં બલવન્તરાયને ઈષ્ટ વિચારપ્રધાન કવિતા અંગે ચર્ચા કરતાં કહે છે કે બલવન્તરાયને પણ ઊર્મિસ્પૃષ્ટ વિચારપ્રધાનતા જ ખપે છે તો પછી 'વિચાર' કરતાં 'ચિંતન' શબ્દ વાપરવો ઠીક પડશે. આમ પોતે ચિંતનપ્રધાન કવિતાની પ્રતિષ્ઠા કરે છે પણ તરત પોતાને અભિપ્રેત અર્થ સ્પષ્ટ કરે છે કહે છે: "કલામાત્રનું તેમ કવિતાનું સાક્ષાત્ પ્રયોજન આનંદ છે" (પરિ. ૨૯.) પણ તરત જ પછી કાવ્યની 'આનંદ' પર્યવસાયિતાના ખ્યાલથી દૂર ખસે છે: "કાવ્યવાચનનું સાક્ષાત્ પરિણામ આસ્વાદ ને આનંદ છે. પણ...રસાનુભવની, આનંદાનુભવની ક્ષણ પછી કોઈ સત્યના દર્શનરૂપ કે સૂચનરૂપ કાવ્યનું વ્યવહિત પરિણામ રહે છે." અને ઉમેરે છે કે "ચિન્તનપ્રધાન કવિતામાં આનંદ-અનુભવ પછી સત્યદર્શનના વિશિષ્ટ પરિણામનો વિશેષ સંભવ છે અને એટલા પૂરતી જ તેની કવિતાજાતિમાં ઉત્તમતા ગણાય." (પરિ ૩૦.) લેખને અંતે 'વિચારપ્રધાન' અને 'ચિન્તનપ્રધાન' બંને શબ્દો અપૂરતા લાગતાં પોતાનો મત આ રીતે આપે છે: "...આનંદપર્યવસાયી હોવા ઉપરાંત દર્શનપર્યવસાયી કૃતિ, જેમાં કોઈ સત્યની ઝાંખી કે પ્રતીતિ થતી હોય–કાવ્યરમણીયતાના અનુભવ પછી બીજી, ત્રીજી, ચોથી, ક્ષણે — તે કવિતાજાતિમાં દ્વિજોત્તમ ગણાવા લાયક ઠરે." (પરિ. ૩૦.)

એટલે કે ભાવનની ચરમ સીમાએ 'દર્શન' છે. 'અનુભાવના'–વ્યાખ્યાનમાં ભાવનનો અંત તલ્લીનતા દ્વારા પ્રશ્રબ્ધિ મુદા-માં માન્યો છે,–અને આનંદથી એ ભિન્ન નથી. પણ અહીં તો વળી આગળ એક ત્રીજી ભૂમિકા 'દર્શન'ની ઓળખાવાઈ છે. બલવન્તરાયના વિચારપ્રધાનતાના વાદનો આનંદપર્યવસાયિતાના વાદ સાથે મેળ કરવા જતાં આમ બન્યું છે. ખરું જોતાં ઉપર જોયું છે તેમ ભાવનની પ્રક્રિયા આનંદમાં જ વિરમે છે જુદી જુદી કૃતિઓના આનંદમાં ઉચ્ચાવચ કક્ષા હોય છે અને એ શાને લીધે તે પ્રશ્નનો ઉત્તર નોંધવાને બદલે આનંદ પછી દર્શન કે એવું કાંઈ કલ્પવું ઠીક નથી. નાનાં ઊર્મિકાવ્યો કરતાં મહાકાવ્યના આનંદની કોટિ જુદી જ–ઉચ્ચતર હોય છે. જીવનની સંકુલતા સાધારણીકૃત વિભાવાદિ દ્વારા મહાકાવ્યમાં પ્રતીત થાય છે અને જીવનની સંકુલતાના – રહસ્યમયતાના એ દર્શનથી મહાકાવ્યમાં આનંદ વધુ સઘનરૂપે અનુભવાય છે, એટલે કે એવા દર્શનને કારણે મહાકાવ્યના ભાવનને અંતે નિષ્પન્ન થતો આનંદ વધુ સઘનતા પામેલો હોય છે. દર્શન આનંદની પછી નથી, પહેલાં છે, આનંદની કોટિનું નિર્ણાયક તત્ત્વ છે. કાવ્યકૃતિના અનુભવને અંતે ચેતનાની એક વિશિષ્ટ સ્થિતિ માત્ર હોય છે. એ સ્થિતિ દર્શનની નથી, દર્શન એ સ્થિતિએ ભાવકને સ્થાપવામાં ઉપકારક નીવડે. એ સ્થિતિ તો છે આનંદમયતાની. પણ એ સ્થિતિમાંથી ખસી વ્યવહારજીવનમાં પુનઃ પ્રવેશ્યા પછી જ્યારે એ આનંદનો અહેવાલ આપવા બેસીએ છીએ ત્યારે? આનંદ સ્વયં તો અહેવાલમાં ઊતરવો શક્ય નથી. આનંદ તો કલાકૃતિના અનુભવની ક્ષણે જ સાક્ષાત્ કરવાની વસ્તુ છે. રહે છે માત્ર એ આનંદની શબ્દમાં ઝિલાવી શકય એવી કથા. એમાં મહાકાવ્ય કે નાટક જેવી કૃતિ હોય તો તેમાંના દર્શનની વાત પ્રધાન બને છે. કેટલાક કૃતિની આકૃતિ,

છંદોલય, વાગ્દગ્ધવાગ્ગી આદિ તત્ત્વોની આનંદ નિષ્પન્ન કરવામાં ઉપકારકતા જોઈ તેની વાત નીગતે કરે છે કલાનુભવની આનંદવાર્તાનાં આમ (૧) વસ્તુ અને (૨) રીતિ, (૧) દર્શન અને (૨) આકૃતિ એમ બે માર્ગે ફંટાય છે કાવ્યના આસ્વાદની ક્ષણે આવું કોઈ દ્વૈત ન હતું, વસ્તુ અને રીતિ, દર્શન અને આકૃતિ એકાકાર અખંડ હતાં અને તેથી જ તો આનંદઘન ચેતનાની સ્થિતિ પ્રગટી હતી તેનો અહેવાલ આપવા બેસતાં પેલું વસ્તુ અને રીતિ, દર્શન અને આકૃતિ એ બદ્ધ ડોકિયાં કરવા માંડ્યું અને એણે વિવેચનનો પીછો પકડવાનું ક્ષણવાર પણ છોડ્યું નથી વિવેચનની આ મર્યાદા છે, એ મર્યાદા નીચે જ તમામ વિવેચનપ્રવૃત્તિ ચાલે છે

ભાવનની પ્રક્રિયામાં તલ્લીનતા તતાકારતા અને આનંદ મુદા-પ્રશ્રબ્ધિ એ બે સ્થિત્યન્તરો ઉપરાંત દર્શનપ્રતીતિ-સત્યસાક્ષી એમ ત્રીજું સ્થિત્યન્તર માનવું ઠીક નથી, કેમ કે 'રસાનુભવ, આનંદાનુભવની ક્ષણ પછી' બે ત્રણ-ચાર ક્ષણે પ્રતીત થતું દર્શન કે સત્ય એ કાવ્યકૃતિનો એક કલાકૃતિ તરીકેના પ્રત્યક્ષ અનુભવની બહારની વસ્તુ બની રહે દર્શનપર્યવસાયિતા જુદી, આનંદપર્યવસાયિતા પછી આવતી માનવાની જરૂર નથી સત્યને-દર્શનને લીધે જ કાવ્યની આનંદપર્યવસાયિતા સિદ્ધ થઈ હને શ્રી વિષ્ણુપ્રસાદ પોતે પણ ૧૯૫૭માં રમણીયતાની સૌંદર્ય-આનંદની અને દર્શનની સત્યની જુદી જુદી એક પછી એક આવતી ભૂમિકાઓને બદલે એ બને તત્ત્વને એકસાથે 'યુગપત્' પ્રગટતાં વર્ણવે છે "આપણાં આખ્યાનો કરતાં મહાભારત રામાયણ મહાન છે, તે પણ એમાં વરતાતી વ્યાપકતા અને ક્રાન્તદૃષ્ટિને લીધે આકિસ્મકૃતિ જીવનવૈચિત્ર્યનો, જીવન વ્યાપી સત્યનો અને નિતાન્ત રમણીયતાનો યુગપત્ જેટલો બોધ કરાવે તેટલી તેની ઉચ્ચતા"

શ્રી વિષ્ણુપ્રસાદના સાધારણીકરણ અને અનુભાવનાના ખ્યાલોને શ્રી ડોલરરાય માંકડે નીગતે તપાસ્યા છે 'સાધારણીકરણ વ્યાપાર' લેખમાં શ્રી ડોલરરાયભાઈએ કરેલી ચર્ચા એ વિષયનું સમર્થ અને વિશદ નિરૂપણ છે પણ તેમના એ લેખના છેલ્લા પૃષ્ઠની પાદટીપમાં અને 'અનુભાવનાશક્તિ' લેખમાં ભાવન-વ્યાપાર અંગેના એમના નિરૂપણમાં મતભેદને અવકાશ છે પાદટીપમાં એ કહે છે "જેમ સર્જકનો સભાન અનુભવ, તેના પ્રથમ વ્યાવહારિક ભાવાનુભવથી જુદો તેમ ભાવકને પણ ભાવાનુભવમાં આવા બે જુદા સ્થિત્યન્તરો હોવાનો સંભવ છે નટાદિની કુશળ કળાથી થતો તત્કાલીન ભાવાનુભવ તો પ્રેક્ષકમાત્રને સમાન હોય છે, વ્યુત્પન્ન ભાવક, રસશાસ્ત્રના પોતાના જ્ઞાનથી એ પ્રથમ તત્કાલીન ભાવાનુભવના આવેશમાંથી મુક્ત થયા પછી, જે બીજા સ્થિત્યન્તરનો સભાન ભાવાનુભવ કરે છે તે સામાન્ય પ્રેક્ષકના ભાવાનુભવથી જુદો જ હોય એ દેખીતું છે" (કાવ્યવિવેચન, પૃ ૧૫.)

'અનુભાવનાશક્તિ'-એ લેખમાં પણ તલ્લીનતા અને આનંદ એ બે સ્થિત્યન્તરો ઉપરાંત એક ત્રીજું તેઓ નિર્દેશે છે

"(૧) નટ કલા દ્વારા રમણીયતાનું નિરૂપણ કરે છે તેમાં ભાવકની થતી તલ્લીનતા (૨) આ તલ્લીનતાને પરિણામે ચિત્તમાં નીપજતી આસ્વાદનાની સ્થિતિ અહીં સુધી પ્રત્યક્ષ કલાનુભવ ચાલે છે (૩) પણ નટનું પ્રત્યક્ષ નિરૂપણ પૂરું થઈ ગયું, કલાનુભવ પૂરો થઈ ગયા પછી કેટલીક વખતે મનની શાંત અનુદ્વિગ્ન દશામાં ભાવક કે વિવેચક એ આમો કલાનુભવ ફરી પ્રત્યક્ષ કરે તે કલાનો પુનર્નવ. આમ કલાનુભવના બે સ્થિત્યન્તરો-તલ્લીનતા અને આસ્વાદનાની સ્થિતિ પછી

કલાકારથી પરોક્ષ સ્થિતિમા ભાવકને કલાનો ફરીથી અપ્રત્યક્ષ અનુભવ થાય એ કલાનો પુનરનુભવ " (કાવ્યવિવેચન, પૃ ૭૮-૯)

કલા પ્રત્યક્ષ અનુભવાય એને જ કલાનુભવ કહી શકાય, શ્રી ડોલરરાયભાઈ બીજા સ્થિત્યન્તર સુધી પ્રત્યક્ષ કલાનુભવ ચાલે છે એમ કહે પણ છે પાછળથી 'કલાનુભવ પૂરો થઈ ગયા પછી કેટલેક વખતે . ભાવક કે વિવેચક આખો કલાનુભવ ફરી પ્રત્યક્ષ કરે' એમ કહેવામા વદતોવ્યાઘાત જેવુ થાય છે પ્રત્યક્ષ કલાકૃતિ હોય ત્યારે કલાનુભવ થાય, એ કલાનુભવ પૂરો થયો કલાકૃતિ પ્રત્યક્ષ નથી, પછી કલાનુભવ પ્રત્યક્ષ કરવાની વાત કેની ? 'એ કલાનો પુનરનુભવ' એમ કહેવાનો પણ શો અર્થ ? હવે પ્રત્યક્ષ કલાનુભવ નથી, કલાનો પુન અનુભવ પણ નથી, પરતુ કૃતિ પ્રત્યક્ષ હતી ત્યારે થયેલા કલાનુભવનુ સ્મરણ હોઈ શકે, વાતચીત કે લેખન દ્વારા બીજાઓ આગળ એનુ વિવરણ હવે થઈ શકે, અથવા અહેવાલ કે વિચારણા આપવાનુ બને આ બધી બુદ્ધિની પ્રવૃત્તિ છે કલાકૃતિ પ્રત્યક્ષ હતી ત્યારે ભાવકની આનદસમાધિ હતી, કલાકૃતિ પરોક્ષ થઈ ત્યારે પેલી આનદસમાધિનુ સ્મૃતિની મદદથી સ્વરૂપ વિચારવાનુ જ રહે છે એ પ્રવૃત્તિ 'સભાન' છે, પણ 'ભાવાનુભવ' નથી-વિચારપ્રવૃત્તિ જ છે

સર્જક વ્યવહારમા પોતે અનુભવેલા ભાવમાથી ભાવ-આકાર ઊપસતો જુએ છે, જે અતે એનુ સર્જન બને છે તે એ 'સભાન પણે ઉપસાવતો નથી અને વ્યવહારમા અનુભવેલા ભાવ કરતા સાધારણ્યને પરિણામે એ બિનઅગત શુદ્ધતર અને તેથી ઉચ્ચતર હોય છે ભાવકની બાબતમા શ્રી ડોલરરાયભાઈ આવી જ બે સમાતર કક્ષાઓ જુએ છે પણ ભાવકની કલાનુભવ-રસાનુભવ-આનદાનુભવની પ્રથમ કક્ષા એ બિનઅગત શુદ્ધ આસ્વાદનની હોય છે જ્યારે પછી એ આનદાનુભવનુ સ્મૃતિની મદદથી સ્વરૂપ વિચારવાની કક્ષા તે 'સભાન' હોય છે અને રસાનુભવની – પ્રત્યક્ષ કલાનુભવની નહિ પણ ચિન્તનની – વિચારણાની હોય છે

શ્રી ડોલરરાયભાઈ ને વિવેચક એ સર્જક છે એ મત સ્વીકાર્ય હોય એવુ જણાતુ નથી, પણ વચ્ચે આપણે ત્યા એવો મત પ્રચલિત હતો એવા મતની પાછળ (અ) સર્જકે વ્યવહારમા અનુભવેલો ભાવ અને (આ) એમાંથી પ્રગટેલી એની કવિસંવિદ એ બનેને (અ) ભાવકે પ્રત્યક્ષ કલાની મદદથી અનુભવેલી આનદસમાધિ અને (આ) કલાકૃતિ અપ્રત્યક્ષ થતાં એણે સ્મૃતિથી કરેલી વિચારણા–એ બને સાથે સરખાવવાનુ અને સમાતર (અ આ અ : આ) માનવાનુ વલણ રહેલુ છે વસ્તુત એ બબ્બે કક્ષાઓ (અ આ, અ આ) સમાતર નથી સર્જકની બાબતમા વ્યવહારમાંથી બિનઅગત સ્થિતિમા આરોહણ છે, ભાવકની બાબતમા બિનઅગત સ્થિતિમાંથી વ્યવહારમા અવતરણ છે ભાવક–ભાવકોમા શ્રેષ્ઠ વિવેચક પોતે કલાકૃતિનો આનદ અનુભવ્યો છે તેની વાત કરતો હોય છે, એટલા માત્રથી એની કૃતિ આનદપર્યવસાયી–રસપર્યવસાયી કલાકૃતિ થઈ જતી નથી પણ કોણ જાણે આવી માન્યતા બધાઈ જતી લાગે છે વિવેચનનું કામ આનદપર્યવસાયી કલાકૃતિનો ખ્યાલ આપવાનુ – એણે અર્પેલા આનદનું સ્વરૂપ સમજાવવાનુ છે, કલાકૃતિના અનુભવ પછી નવી આનદપર્યવસાયી કૃતિ આપવાનું નથી જો એ પેલી કલાકૃતિના અનુભવ કે અનુભવાશ ઉપરથી આનદપર્યવસાયી કૃતિ સર્જે (જેમ કવચિત્ કવિઓ કરે છે, પર્વત નદી સુદરીના અનુભવ ઉપરથી કાવ્ય રચે તો કોઈ કલાકૃતિ ઉપર શા માટે ન રચે ?) તો તે નવતર બીજી કલાકૃતિ હશે, પહેલી કૃતિનુ વિવેચન નહિ.

શ્રી વિષ્ણુપ્રસાદ કહે છે : "સાહિત્યવિવેચનમાં આનંદ પ્રતવમાં હોય, આનંદ લક્ષણ તેના આવિર્ભાવમાં હોય, વિવેચનવાચક એ આનંદની સાક્ષી પૂરતો હોય, અર્થાત્ વિવેચનકૃતિ પણ આનંદ નિષ્પન્ન કરતી હોય, તો એ વિવેચનને સર્જનાત્મક સાહિત્યની પ્રતિષ્ઠા આપવામાં દોષ જણાતો નથી. હા, સર્જન તરીકે તેની મર્યાદા છે. સર્જનાત્મક નિબંધની મર્યાદા તે બધી સર્જનાત્મક વિવેચનની પણ ખરી" (પરિ, ૨૪.) વિવેચન કલાસર્જન ન હોઈ શકે એ ઉપર ચર્ચ્યું જ છે. કોઈ કલાકૃતિઉપર – જેમ કોઈ પણ મનફાવતા વિષય ઉપર નિબંધકાર સર્જનાત્મક નિબંધ લખી શકે; પણ એવા નિબંધનું–જેમ કોઈ પણ સર્જનાત્મક નિબંધનું લક્ષ્ય તે કલાકૃતિના વ્યક્તિત્વનો આસ્વાદ આપવા કરતાં લેખકના વ્યક્તિત્વનો આસ્વાદ આપવાનું વિશેષ રહેવાનું. ગમે તે સંજોગોમાં એ સર્જનાત્મક નિબંધ નિબંધ હોય છે, નિબંધકારકના વ્યક્તિત્વ સિવાય બીજું કશું એને બાંધતું નથી હોતું, જ્યારે વિવેચન વિવેચ્ય કલાકૃતિથી બંધાયેલું છે. શ્રી વિષ્ણુપ્રસાદ આગળ ચાલતાં 'વિવેચન વ્યક્તિની સરજત છે' એમ નોંધી 'તે વિવેચકના વ્યક્તિત્વને પ્રગટ કરનાર કલાકૃતિ હોઈ શકે' એમ કહે છે. સર્જનાત્મક નિબંધનું કલાપ્રવૃત્તિના સીમાડા ઉપર સ્થાન છે, એમાં વ્યક્તિત્વ પ્રગટ થતું હોય છે, કોઈ કોઈ વિવેચનોને પણ એની વિશિષ્ટ શૈલીને લીધે વિવેચકના વ્યક્તિત્વનો પાસ લાગેલો વરતાય છે – માટે વિવેચન તે 'કલાકૃતિ'? વિવેચન પ્રવૃત્ત તો થયું હોય છે કલાકૃતિનો ખ્યાલ આપવા – એમાંથી વિવેચકે મેળવેલા આનંદનું સ્વરૂપ સમજાવવા. શ્રી વિષ્ણુપ્રસાદ ઉમેરે છે, "... વ્યક્તિએ કરેલી આનન્દનિષ્પાદક વિવેચનકૃતિને લલિત સાહિત્યનું ગૌરવ ધટે એમ કહેવામાં બાધ નથી વિવેચન પણ વ્યક્તિત્વના આવિષ્કારનો ઉચિત માર્ગ થઈ શકે છે." અહીં 'આનંદ' શબ્દ કલાનુભવ–રસાનુભવ–મુદાના અર્થમાં યોજાયો નથી. કલાના સીમાપ્રાન્ત ઉપરના સર્જનાત્મક નિબંધોમાંના જે કાવ્ય આદિ કૃતિ પર રચાયેલા હોય તેમને વિવેચનના સીમાપ્રાન્ત ઉપર પણ સ્થાન મળે એમ તેઓ ઇચ્છે છે, એવો એ વચનોનો અર્થ ઘટાવી શકાય. વ્યક્તિત્વનો આવિષ્કાર એ 'સર્જનાત્મક' લેખાતા નિબંધમાં આવશ્યક મનાય છે; પણ 'વ્યક્તિત્વના આવિષ્કાર' ના પાયા પર વિવેચનને કલાકૃતિ લેખવામાં અતિવ્યાપ્તિ જેવું થશે 'વિવેચન વ્યક્તિ સરજત છે' એ સાચું, પણ વ્યક્તિની સરજતો હોય તે બધી જ કલાકૃતિ ગણવાને પાત્ર ખરી? મારો પ્રશ્ન તો, ઉપર નિર્દેશ્યું છે તેમ, એ છે કે 'સર્જનાત્મક' નિબંધ જેટલું પણ વિવેચન નિર્બંધ નથી – એને મૂળ કલાકૃતિના સંદર્ભમાં બંધાઈ રહેવાનું હોય છે, વ્યક્તિત્વના પ્રકટન અર્થે નહિ પણ મૂળ કલાકૃતિના આંતર પરિચય માટે એવું મથવાનું હોય છે.

કેટલાંક વરસો પછી 'વિવેચનનો ઉદ્ભવ' (૧૯૫૭) માં તેઓ વિવેચકને કૃતિએ આપેલા "એ આનંદનું સ્વરૂપ એણે તપાસવું રહે છે" એમ કહે છે, અને ઉમેરે છે કે એ "રમણીય આવિષ્કારમાં સાહિત્યકારે શી કલા યોજી છે – અથવા એનાથી શી યોજાઈ ગઈ છે – તે એ તપાસશે. અહીંથી વિવેચનનો વ્યાપાર વિશ્લેષણાત્મક બને છે...વિવેચનમાં આ પૃથક્કરણાત્મક તારણ અને પૂર્વોક્ત હૃદયનો આનંદ સમન્વિત થવો ઘટે. વસ્તુલક્ષી અવગાહન ને પૃથક્કરણ અને આત્મલક્ષી આનંદનો જેટલા પ્રમાણમાં વિવેચનમાં સમન્વય થાય, વિવેચન જેટલે અંશે અનુભવેલા આનંદના ઉત્સાહથી અનુપ્રાણિત થાય તેટલે અંશે તેમાં સર્જનના ગુણો આવવાના...વિવેચકનો પ્રતિભાવપિંડ પણ કૃતિને વળગેલો છતાં મુક્ત રીતે આકાર લે છે. એને લીધે પણ સર્જનના અંશો વિવેચનમાં પ્રવેશી શકે." (ઉપાયન, પૃ. ૧૮.) વિવેચને આનંદપર્યવસાયી બનવાનું નથી, મૂળ કલાકૃતિએ અનુભવાવેલી આનંદસમાધિનું સ્વરૂપ તપાસવાનું છે, એનું કામ વિશ્લેષણાત્મક છે – પૃથક્કરણાત્મક છે – એ વસ્તુ આ લેખમાં સ્વીકાર પામી છે. વિવેચન

સર્જન છે એમ કહેવાને બદલે એમા સર્જનના ‘ગુણો’ – ‘અશો’ આવવાના એટલુ જ કહ્યુ છે, અને ત્યા સર્જનનો અર્થ આનદપર્યવસાયી કલાસર્જન નહિ પણ વિવેચ્ય કૃતિએ આપેલા આનદની ધમક વગતાઈ આવે એવી મનભર રચના એટલો જ કરવો રહે.

૧૯૫૯ ના ઑગસ્ટની ૧૫મીના ‘લોકવાણી’મા પ્રગટ થયેલા, વિવેચકના વિવિધ કર્તવ્યનો આલેખ આપતા ‘વિવેચકનો કાર્યપ્રદેશ’મા શ્રી વિષ્ણુપ્રસાદ વિવેચન-સર્જનના સમીકરણથી ઘણા દૂર નીકળી જાય છે “સૌન્દર્યનો આનદ માણવો અને એ આનદની વાર્તા કરવી એ વિવેચનનું પ્રથમ પગથિયુ છે” એમ કહી એ બતાવે છે કે એણે ‘ઐતિહાસિક અને તુલનાત્મક મૂલ્યાકન’ કરવાનુ છે વળી કહે છે “હજી એક વિશેષ કામ વિવેચકે કરવાનું છે,.. સર્જક કરતા આ ગને કામથી એ ચઢતો છે કે ઊતરતો છે એ પ્રશ્ન અપ્રસ્તુત છે, સર્જક કરતાં આ કામ નિરાળું’છે .. દરેક કૃતિ કોઈ રહસ્યનો, જીવનવિચાર, જીવનમૂલ્ય કે જીવન તરફના વલણનો સસ્કાર મૂકી જાય છે. સાહિત્યકાર પોતાની સમગ્ર સર્જનપ્રવૃત્તિથી કોઈ વિશિષ્ટ સંસ્કાર મૂકી જાય છે એ સસ્કારનુ મૂલ્ય વિવેચકે તપાસવુ ઘટે કવિધર્મથી જુદા પડતા વિવેચકધર્મની આપણે જે વાત કરી રહ્યા છીએ તેમા આ વિવિધ રહસ્યોની, સસ્કારસંપત્તિની તુલના કરવાનો અંશ પણ છે એ કાર્યમાં એ ઓછાવત્તો સફળ થાય એમ બને, વારવાર બને, કદાપિ સાવ નિષ્ફળ પણ જાય, તથાપિ વિવેચકનું એ ઉચ્ચતમ કર્તવ્ય ગણાવુ જોઈએ.” (ઉપા૦ ૨૨-૩) અર્થાત્ ૧૯૫૯મા શ્રી વિષ્ણુપ્રસાદ વિવેચકનુ વિવિધ કર્તવ્ય નિરૂપતા વિવેચકનુ કામ સર્જક કરતા નિરાળુ છે, બલકે “એના ત્રીજા પ્રકારના કર્તવ્યમા તે જીવન-ફિલસૂફ અને કલાફિલસૂફ બને છે, અથવા તેની પોતાની ફિલસૂફીને ઉપયોગમાં લે છે” એમ કહે છે અને તે પછીના, લેખના અતના વાક્યોમા પોતાનો ઇષ્ટ ઉદાત્ત વિવેચકધર્મનો નકશો આકી આપે છે “કલા, કલાપ્રકાર અને કલાના સ્વરૂપોનુ જીવનમા શુ પ્રયોજન હોઈ શકે, એનો ગો વિનિયોગ થઇ શકે તે એ વિચારે છે કલાના ઉદ્ભવ પાછળ વિશ્વની કઈ પ્રેરણા કામ કરતી હશે? વ્યક્તિમા તે કેમ સ્ફુરી આવે છે? માનવસમાજના અને વ્યક્તિના જીવનમા તે શુ પ્રયોજન સાધે છે? જીવનસિદ્ધિ, આત્મસાક્ષાત્કાર, વ્યાપક બંધુભાવ જેવા પુરુષાર્થના તત્ત્વો તેમા છે કે નહિ? જીવનની બીજી મહાન પ્રેરણાઓ વાત્સલ્ય, પ્રણય અને ભક્તિ સાથે આ રમણીયતાના સર્જનની પ્રેરણા અને તેને માટેનો પ્રયત્ન કેવા ઊતરે? કલાસર્જનનો વ્યાપાર જ કોઈ પરમ તત્ત્વના સર્જનનુ પ્રતિબિંબ કે તણખો છે, કોઈ દિવ્યતાનો ઓછાવત્તો નિયામક અશ તેમા રહેલો છે અને દિવ્યતાના નિયામક અશની સૂક્ષ્મતાની કક્ષા અનુસાર તે સર્જન ઓછા કે વત્તા મૂલ્યવાળું છે કે કેમ? – વિવેચક આ બધા પ્રશ્નોને વિચારે છે અર્વાચીન યુગમા ભારતમા ટાગોર, શ્રી અરવિંદ આનંદશકર આદિ આ કક્ષાના વિવેચક છે.” (ઉપા૦ ૨૩)

૧૯૪૫ની સાલમા રણજિતરામ સુવર્ણચંદ્રક અર્પણવિધિ પ્રસગે કરેલા વ્યાખ્યાન ‘વિવેચનની પ્રતિષ્ઠા’માના વિવેચન કલાકૃતિ હોવાના ખ્યાલની ચર્ચા ઉપર થઈ છે અને એ ખ્યાલથી શ્રી વિષ્ણુપ્રસાદ પોતે ૧૯૫૯ સુધીમા ઘણા ઘણા દૂર ખસી ગયા છે, તેમ છતા એ વ્યાખ્યાનને અતે આવતુ વિવેચનની પ્રતિષ્ઠાનુ સૂત્ર ખૂબ નોધપાત્ર છે “વિવેચક માટે प्रमाणम् अन्त करणप्रवृत्तय એ આદર્શ સ્થિતિ છે એ દુસાધ્ય છે, પણ અશક્ય નથી લોકશાસ્ત્રકાવ્યાદિ – અવેક્ષણાત્ નિપુણતા તેણે પ્રથમ પ્રાપ્ત કરવી જોઈએ ભિન્ન ભિન્ન પ્રજાઓના ગ્રન્થમણિઓનુ પરિશીલન, તેમાથી કાવ્યશાસ્ત્રીઓએ તારવેલા સિદ્ધાન્તોનું પર્યેષણ, શિષ્ટ ગ્રન્થોના સ્વકીય વિમર્શના પ્રકાશમા પરપરાપ્રાપ્ત સિદ્ધાન્તોનુ શોધન, એ બધી પ્રાથમિક તૈયારી

માટે અભ્યાસીએ સુરુચિ કેળવવી અને દૃઢ કરવી જોઈએ સુરુચિ કેળવાય અને તે અત કરણનો ગુણ બને ત્યાં સુધી અભ્યાસી સહૃદય માહિત્યવિષયક નિર્ણયો મોકૂફ રાખે અથવા શોધનયોગ્ય ગણે સુરુચિ દૃઢ થતા એટલે કે વિવેચનતંત્ર ઊઘડતાં, સિદ્ધાન્તોનો સીધો વિનિયોગ કરવો રહેશે નહીં, પ્રથમશ્રેણીઓને વારંવાર સભારવા પડશે નહીં વિવેચકનું અખંડ વ્યક્તિત્વ વિવેચન વિષયથી સહજ સ્ફુરી આનંદપર્યવસાયી, સત્યપ્રતિપાદક સૌન્દર્યયુક્ત વિવેચનોમાં પ્રગટ થશે વિવેચકની એ ધન્યતા હશે, વિવેચનની એ ગર્વી પ્રતિભા હશે ઉપર થયેલી ચર્ચા પછી ભાગ્યે જ ઉમેરવાની જરૂર રહે કે અહીં 'આનંદપર્યવસાયી' શબ્દ 'રસપર્યવસાયી કલાકૃતિ'ના અર્થમા નિર્બાધ થઈ શકે એમ નથી વિદ્વત્તા, પંડિતાઈ, સિદ્ધાન્તચર્ચાના શાસ્ત્રભારથી લદાયેલુ નહિ પણ વિવેચકે સાક્ષાત્ અનુભવેલા કલાકૃતિના આનંદથી ધબકતુ વિવેચન, વિવેચકની સુરુચિને પદે પદે પ્રગટ કરતુ અને વાચકોને એનો ચેપ લગાડતુ વિવેચન, દરેક ભાષાના માહિત્યમા વધતુ જોઈએ આ વસ્તુ જ શ્રી વિષ્ણુપ્રસાદને ઇષ્ટ છે એમ આખી કંડિકાનો મથિતાર્થ જોતાં સમજાય છે

વિવેચન એ જ જેના વાઙ્મય-વ્યક્તિત્વનુ મુખ્ય વાહન છે એવા શ્રી વિષ્ણુપ્રસાદની શૈલી એમના વિવેચનાત્મક લખાણોમા કેવી જોવા મળે છે? શૈલી અગે શ્રી વિષ્ણુપ્રસાદે એક ઠેકાણે યોગ્ય જ કહ્યુ છે કે "અર્થથી કેવળ સ્વતત્ર, તેને નિરપેક્ષ, શૈલીના સૌન્દર્યની કલ્પના મને ભ્રમણા સમજાય છે' (વિ ૫૮) શ્રી વિષ્ણુપ્રસાદને ઇષ્ટ અર્થપિંડને તે તે પ્રસગે સાકાર કરતી એમની શૈલીમા કેટલીક લાક્ષણિકતાઓ પ્રગટે છે તે નોંધપાત્ર છે

અસારે પ્રમાણમા ઓછા યોજાતા સસ્કૃત ઉભયાન્વયી અવ્યયો એ યોજે છે, દા ત 'અથચ' (વિ. ૭૮), 'તથૈવ' (વિ ૫૭ ૧૮૭), 'પ્રત્યુત' (વિ ૫૭) હાનકો 'અસ્તુ' પણ નર્મદ અને ક દ. ડા અગેના લેખો સમેટતી વખતે વપરાયો છે ત્યાં ધ્યાન ખેંચે છે

અગ્રેજીના પર્યાયોમા 'fire eaters' માટે 'અગ્નિપો' મનમા વસી જાય એવો છે, અને pose માટે 'મુદ્રા', અને associations માટે 'ભણકારસગ' પણ નોંધપાત્ર છે Standing invitation માટે 'શીળુ આમત્રણ' (વિ ૨૧૧-૨) કે ટેનીસનના 'He that runs may read' ઉપરથી 'રસ્તે દોડતા પણ વચાય' (વિ ૫૫) 'તમે દોડતા વાંચો' (વિ ૮૫)-એવા પ્રયોગો કર્યા છે તે પહેલા અગ્રેજી જાણનાર વર્ગમા સ્વીકાર્ય થઈ ધીમે ધીમે રૂઢ બની જાય એવા છે

તળપદા રૂઢિપ્રયોગો અને કહેવતોનો ઉપયોગ અભિવ્યક્તિને સુદર ઉઠાવ આપતો હોય એવુ ક્વચીક વાર જોવા મળે છે, દા ત 'ટેકો નમાવવો પડે' (વિ ૨૭), 'કેળવણીનુ દીટુ સમજે નહિ' (વિ ૨૭)

કોઈક વાર જૂનો શબ્દપ્રયોગ પણ શૈલીવળોટમા યોગ્ય સ્થાને આવકાર્ય બનતો હોય છે દા ત 'એકાગ્રતા નીપની છે' (વિ ૭૭) '. પરિણામમા કાવ્યરસ ચચોચવ્યો થઈ જાય છે' (વિ ૧૦૨) મા 'ચવ્યુ ન ચાવે અખો અજાણ્યુ'મા 'ચવ્યુ'નો 'ચર્વિત' અર્થ છે તે હોય એમ લાગતુ નથી, બલકે ચર્વણાની શક્યતા રહેવા પામતી જ નથી એવો અર્થ છે લેખક પોતાના કથનસદર્ભથી શબ્દને અર્થ–નવો જ અર્થ–આપી રહે છે એવુ આવા દાખલાઓમાં જોવા મળતુ હોય છે.

શબ્દોને નવી રીતે યોજવાની અને નવાં શબ્દજૂથ બનાવવાની લેખકને સારી ફાવટ છે. 'ચંદ્રશંકર વાર્તાલાપી હતા', 'નાનાલાલી નિર્બળ લચક'માં તદ્ધિત પ્રત્યય કામ આવે છે. 'પાઘડિયાળી ગંભીરતા' (વિ. ૮૫), 'વિચારડોળી તરંગી' (વિ. ૫૨), 'ફેંટાદાર વૃત્તિ' (પરિ. ૧૫૦), 'ચોંથરિયા કાવ્યઢગલામાં' (વિ. ૧૭૬), 'ગુજરાતી કવિતા પ્રત્યે કોહાજન્ય ઉદાસીનતા' (વિ. ૧૮૯), 'લોકગીતિયા કવિતા' (વિ. ૧૭૬), 'ઓહોજનક નવીનતા' (અ. ચિં. ગદ્ય ૪૬), 'કાતરજીભા હાંસીખોર' (વિ ૧૮૩), 'જ'-કારી મન્તવ્યો' (પરિ. ૧૭૮)—એ શબ્દસમૂહો વિશેષણોને કારણે તરત ધ્યાન ખેંચે છે. 'તંત્રીનું "અમે"-પદ' (વિ. ૮૪) પણ આકર્ષક પ્રયોગ છે. કેટલીક વાર અનુપ્રાસતત્ત્વ શબ્દયોજના પાછળ પ્રેરણારૂપ હોય એવું લાગે છે: 'પ્રાસપલટણ' (વિ. ૧૦૨), 'યમકકૂચ' (વિ. ૧૮૩), 'અલમસ્ત કૌશલ' (વિ. ૮૯), 'ઉપદેશકની કફની યા પંડિતની પાઘડી' (પરિ. ૯૧), 'લોકઉશ્કેરક' (વિ. ૨૪), 'આશાનું કશું આસ્પદ નથી' (વિ. ૮૦)—વગેરે એના નમૂના છે. ક્યાંક ગદ્યમાં પ્રાસનો આભાસ પણ જામે છે. 'કુસુમના જીવનને આધારે બીજાં મનુષ્યોનાં જીવન ટકેલાં રહેશે; પણ તેના જીવનવર્ણનને આધારે બીજાં જીવનવર્ણનો લટકેલાં નથી,' (વિ. ૪૨)—એમાં 'ટકેલાં—લટકેલાં' વાક્યલયમાં ઊપસી આવ્યા વિના રહેતું નથી.

વાક્યલય 'પરમ સત્યની ઓળખ થઈ, હાં થઈ, એમ લાગે' (વિ. ૧૦૧), 'ખરો, ભાઈ, ખરો' (વિ. ૫૬), જેવામાં અર્થને ઉપકારક છે. પણ વાક્યાન્તે આવતો 'ખરું' (વિ. ૨૩૪, ૨૩૫) લેખકનું એક રીતિપુનરાવર્તન (મૅનરિઝમ) હોય એમ લાગે છે. "સાધરણીકરણ"ને અંતે 'કશી મર્યાદા આવતી નથી, કશી મર્યાદા આવતી નથી' એ ઔપનિષદિક દ્વિરુચ્ચારણ સચોટતા સાધતું લાગતું નથી, પણ એ જ લેખમાં 'પછી શાન્તરસ નિષ્પન્ન થયો, નિષ્પન્ન થયો, કહી મન મનાવીએ તો જુદી વાત' (પરિ. ૪૭)-માં પુનઃકથનની બોલચાલની છટાથી કટાક્ષ જરૂર સિદ્ધ થયો છે. 'ના આવે કદાપિ તેની વાણીમાં કવિતાનો પ્રાણ' (વિ. ૧૮૧) જેવામાં વાક્યલય યોજાયો લાગે છે ચોટ માટે પણ શિથિલતમ અપદ્યાગદ્યમાં કથળી ગયો છે. શબ્દોની લંગારથી લય દ્વારા કટાક્ષ સાધવાનો સુંદર દાખલો છે—'કવિતામાં બધા જ શબ્દો લળતા, ઢળતા, ફૂંળા, પોચા, લલિત, મધુર, સુકુમાર, "કુસુમાકરી" જોઈએ એ મતના થોડા હશે' (વિ. ૧૦૩).

ક્યારેક કથનને અલંકારો, ખાસ કરીને ઉપમા-ઉત્પ્રેક્ષા-રૂપક ઉપકારક નીવડે છે: 'ગયા જમાનાના અમદાવાદી પીતામ્બર જેવુ ગોવર્ધનરામની શૈલીનુ સુઘટ્ટ પોત છે' (વિ. ૬૧); 'કુંવારાના ઘરમાં વસ્તુઓ પડી હોય એમ આ...ગદ્યના નમૂનામાં શબ્દો અસ્તવ્યસ્ત પડ્યા છે'[૪] (વિ. ૯);

---

૪. સરખાવો ગાંધીજી: "...એક એદીના ઘરમા જેમ આમતેમ વગર ગોઠવાયેલો સામાન પડ્યો હોય છે તેમ,..." ('કેળવણીનો કોયડો', બીજી આવૃત્તિ, પૃ. ૧૮૫). આવા દાખલામા લેખકે દૃષ્ટાન્ત ઉછીનું લીધું એવા નિર્ણય પર આવવામા ઉતાવળ કરવી જોઈએ નહિ. ગાધીજીનું વાક્ય 'નવજીવન'માં પ્રગટ થયું ૨૭-૫-૧૯૨૮ના રોજ, શ્રી વિષ્ણુપ્રસાદનું વાક્ય છે ૧૯૨૫ના લેખમા.

'ભાષાપટની અને લયપ્રવાહની વિશિષ્ટતા આ નિબંધમાં આપણે સાવંત માણીએ છીએ...આ વિશિષ્ટતા... અહીં તેના સુરેખ અને સમથલ રૂપમાં જુવાનીના ભરી શીંગ જેવા દેહમાં દેખા દે છે.' (પરિ. ૧૭૭.) છેલ્લા દાખલામાં પ્રો. ઠાકોરના 'ઇતિહાસદિગ્દર્શન'ની શૈલીનું વર્ણન ઉપમાની મદદથી ભારે સચોટ બન્યું છે. "રાજર્ષિ ભરત" અને "પ્રેમકુંજ" જોઈ મને થયેલું કે કવિની અજરમાન કવિતાને-કરચળી પડવા માંડી' (વિ. ૧૫૬)-જેવામાં પણ અલંકારે કથનનો ભાર ઉપાડી લીધો છે.

નર્મદ અંગેના એક સૂક્ષ્મ અવલોકનનું વાક્ય એ ભાષાને ઔચિત્યપૂર્વક યોજવાની વૃત્તિ અને શક્તિવાળાને ભાષા કેવું કામ આપે છે તેનો નમૂનો છે: 'નર્મદની શૈલીમાં વિનોદનું તત્ત્વ તેનાં સ્પષ્ટવકતૃત્વ કે બાંગડ બોલીથી...આપોઆપ આવી ભળે છે.' (વિ. ૧૮.) 'બાંગડ બોલીથી' એ પ્રયોગ દ્વારા કથયિતવ્ય સુરેખપણે સાકાર થઈ શક્યું છે તેવું અન્યથા થઈ શક્યું ન હોત, અને લેખકને ખરે વખતે ભાષાભંડારમાંથી એ પ્રયોગ સૂઝ્યઃ પણ.

લેખોનાં શીર્ષક યોજવામાં પણ વિવેચકની નજર વિષયનો માર્મિક રીતે નિર્દેશ કરવા ઉપર હોય છે. 'મધુદર્શી સમન્વયકાર', 'પ્રયોગ યુગનું કાવ્યમંદિર', 'સંસ્કૃતિના પરિવ્રાજક આચાર્ય કાલેલકર' -એ શીર્ષકો વિષયનિર્દેશદૃષ્ટિએ સુભગ છે. શ્રી રામનારાયણ વિ. પાઠક કૃત "અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો" અંગે મતભેદો ચર્ચતા લેખનુ 'સ્વસ્થ વિવેચન અને કાવ્ય જેવું ગદ્ય'-એ મથાળું વિવેચન અને ગદ્યમાં 'રંગ' માગનાર સમીક્ષકે કરેલું છે તે ભલે કર્યું; પણ "શેષનાં કાવ્યો"ના અવલોકનનું 'કાવ્યતની કવિતા' મથાળું આપ્યું છે તે કાવ્યજ્ઞો રસભર કવિતા આપી શકે એ અંગે કાંઈક સંદેહ ઉપજાવી રહે એવું slogan (સૂત્રોચ્ચારણ) બની બેસે તેવું વધુ લાગે છે.

એકંદરે લેખક લાઘવપક્ષપાતી છે. ટૂંકું, ઘૂંટેલું અર્થસમર્પક લખાણ આપણને મળે છે. પણ ક્યારેક ટૂંકે પતાવતા હોય એમ પણ લાગે છે અને સુશ્લિષ્ટતાની ઊણપ વરતાય છે. કોઈક લેખો પૂરો આકાર પામતા નથી. વ્યાખ્યાનલેખ કોઈક વાર પોટલા જેવો થઈ જતો હોય છે, જોકે 'વિવેચનની પ્રતિજ્ઞા' જેવામાં લેખના છૂટાછૂટા બધા અંશો ભારે માતબર છે. (પ્રસ્તુત લેખનું મથાળું કાંઈક ચંદ્રકપ્રદાનના પ્રસંગને અને લેખના અમુક અંશને ઉદ્દેશીને અપાયું લાગે છે, બાકી લેખમાં-અંશ ૩ થી ૮માં-મુખ્યત્વે ચર્ચા થઈ છે કાવ્યકલાની.)

એકંદરે શ્રી વિષ્ણુપ્રસાદની વિવેચક તરીકેની સાધનામાંથી કઈ વસ્તુઓ આગળ તરી આવે છે?

પહેલી વસ્તુ તો એ કે શ્રી વિષ્ણુપ્રસાદે જાગ્રતપણે વિવેચકધર્મ બજાવ્યો છે, જે કાંઈ થોડાઘણા પણ સત્ત્વવાળું પ્રગટ થયું તેની સમીક્ષા કરવા એ ઉદ્યુક્ત રહ્યા છે. વિવેચકનું આ એક પ્રધાન કાર્ય છે. સમકાલીન રચનાઓ અંગે પોતાની ઘડાયેલી રુચિનો વિનિયોગ કરી અતંદ્રપણે અવલોકન રજૂ કરવું એ

પ્રધાન ફરજમાથી વિવેચક પોતાના વિવેચક તરીકેના અસ્તિત્વને ભોગે જ છટકી શકે શ્રી વિષ્ણુપ્રસાદ આ કસોટીમા સારી રીતે પાર ઊતર્યા લેખી શકાય સમકાલીન રચનાઓનુ અવલોકન આપતા એમણે બે વસ્તુઓ પર નજર રાખી છે : યુગસંદર્ભ ઉપર અને તે સાથે જ નર્યા સાહિત્યતત્ત્વ પર યુગસંદર્ભ એમને માટે મુખ્યત્વે અસહકારનો અને સ્વાતંત્ર્યપ્રાપ્તિનો છે. ગાધીજીની અને લોકસાહિત્ય માટેના પક્ષપાતની અસરથી સાહિત્યને ગૂગળાવે એવી કૃતક 'સરલતા'ના બહુમાન થાય એ સામે ચાલુ એ સાવચેતી પુકારે છે. છતા એમનામાં યુગ અને યુગમૂર્તિ તરફ આદર જ છે જૂનાગઢ સાહિત્યસંમેલનમા ગાધીજીવન (અને ગાધીમૃત્યુ)ને આલોચતુ મહાકાવ્ય એ માગે છે સતત નર્યા સાહિત્યતત્ત્વ પર એ એમની નજર ઠેરવવા કરે છે એનો સૌથી નોંધવા જેવો પુરાવો ૧૯૩૮ ના 'સાહિત્ય અને પ્રગતિ' એ લેખમા મળે છે. "આ અર્થની 'પ્રગતિશીલતા' એ સાહિત્યનો સાહિત્ય લેખે ગુણ નથી, . સાહિત્યનો આવશ્યક ગુણ તે સાહિત્યત્વ – આનંદ આપવાની શક્તિ – વાઙ્મય રસસર્જન . આ ઉદ્દેશોના યુદ્ધમા પ્રગતિશીલ સાહિત્યવાદીઓની ગમે તેટલી અનિચ્છા હશે તોપણ ધીમે ધીમે આપણા સમગ્ર સાહિત્યમાથી સાહિત્યત્વ ઓછુ થઈ જશે .. આ સાહિત્યની તરફદારી છે, પ્રત્યાઘાતી સાહિત્યની નહિ, કેમ કે અમારી – એટલે કે મારી અને મારા જેવા ઘણાકની – દઢ માન્યતા છે કે સાહિત્ય જવલ્લે જ પ્રગતિવિરોધી હોઈ શકે ..વ્યક્તિના ચિત્તતંત્રની સ્વતંત્રતા એ સાહિત્યનો પ્રાણવાયુ છે, અમારી સમજ છે કે સાચા સાહિત્યનુ વલણ સ્વતંત્રતાની, પ્રજાશાસનની કે સર્વોદયની વિરુદ્ધ જવલ્લે જ હશે "— આના સ્પષ્ટ વિચાર એ વખતે 'ઘણાક'ના કદાચ નવે હોય, પણ આજે એ કેટલા બધા યથાર્થ અને યોગ્ય સમયે ઉચ્ચારાયેલા લાગે છે!

બીજી વસ્તુ શ્રી વિષ્ણુપ્રસાદમા એ ધ્યાન ખેંચે છે કે એમની રુચિ પાશ્ચાત્ય સાહિત્ય અને વિવેચનથી ઘડાઈ છે પણ એ રીતે ઘડાયેલી રુચિનો વિનિયોગ અર્વાચીન સાહિત્યકૃતિઓ અંગે કરવાનો એમને પ્રસંગ આવ્યો છે – એમણે એવો પ્રસંગ હમેશ વધાવી લીધો છે, ખાસ તો ગોવર્ધનરામના મહાગ્રંથ ઉપર એમણે પોતાની સજ્જતા અને તાલીમને અજમાવ્યા છે આથી પરિણામ વાસ્તવિક અને સુભગ આવ્યુ છે. વળી આરંભમા – અને કાંઈક સ્વભાવે પણ – 'નગરવી' હોવા છતા ગો. મા ત્રિ ને નિષ્ઠા અર્પવાને કારણે શ્રી મુનશીની અસર નીચે કેટલાકમા રોમેન્ટિસિઝમ માટે જે સબળ ઐકાન્તિક વલણ છે તેવુ એમનામાં લાબો સમય ટકવા પામ્યુ લાગતુ નથી

ત્રીજી વસ્તુ તે એક વખતે ભારતીય સાહિત્યમીમાસા અગે 'એ પુરાણુ કબૂતરખાનું' – એવો ઉલ્લેખ કરનાર વિવેચક સાહિત્ય – સિદ્ધાન્તની પર્યેષણામા ઉત્તરોત્તર ઊંડા ઊતરતા જતાં લગભગ રસવિચાર ઉપર આવીને ઠર્યા — આનંદશકર ધ્રુવની સમીપતર આવી ઊભા રહ્યા એ છે બલકે ભારતીય કે પાશ્ચાત્ય એવા ભેદ બાજુએ રાખીને કાવ્યપદાર્થ સમજવા અગેની તાત્ત્વિક અને પ્રામાણિક મથામણોની આનદશકરમા ઉજ્જવળ શરૂઆત જોઈ શકાય છે, તે જ પ્રવૃત્તિ શ્રી વિષ્ણુપ્રસાદ જેવા વિવેચકના સાધનાક્રમમાં પણ પ્રધાનતા પામતી જોવા મળે છે હવે પછી વિવેચકોને એ જ ઈષ્ટ માર્ગ છે આ "આપણી નવવિવેચનાનો માર્ગ છે નવવિવેચનાએ ભારતીય સાહિત્યવિચારને પોપટિયા રીતે અપનાવવાના નથી પણ પાશ્ચાત્ય સાહિત્ય અને કલાવિજ્ઞાનના પ્રકાશમાં ઉલટાવી સુલટાવી તપાસી એમાંના

એમની ચોપડીઓ મંગાવી રસપૂર્વક વાંચી. એ બધું એક સામટું હમણાં જ વાંચ્યું છે એટલે એનાથી તરબોળ છું. એ બધુ વાંચતાં મને લાગ્યું કે એમના વિવેચનમાં સર્જનાત્મક ઘણું છે. ભાષા વિદ્વત્તાપ્રચુર હોવા છતાં જીવતી છે. એમાં જ્યાં ત્યાં સર્જન, નવ કલ્પના તેમ જ ઐતિહાસિક અને સાંસ્કૃતિક સર્વેક્ષણ વગેરે વસ્તુઓ વેરાએલી છે.

મને પોતાને આમ પ્રસંગોપાત્ત વેરાએલા વિચારો, કલ્પનાઓ અને સૂચનાઓનું આકર્ષણ વધારે છે એટલે વિશેષ આનંદ થયો.

હું જોઈ શકયો કે વિષ્ણુભાઈની પ્રતિભા આનંદશંકર ધ્રુવ જેવા પીઢ વિવેચકો કરતાં જરાય ઊતરતી નથી.

અને સર્જનાત્મક સાહિત્ય એટલે શું ? કોઈ રસિક ફૂલ જોઈને એનું રસમય વર્ણન કરે તો તે સર્જનાત્મક સાહિત્ય થયું. તાજમહાલ જેવી માનવી કૃતિ જોઈ એને વિષે આનંદથી લખે તો તે સર્જનાત્મક સાહિત્ય ગણાય છે. તો પછી સુંદર કવિતા કે બીજી સાહિત્યકૃતિ જોઈ એના આસ્વાદ વિષે માણસ યોગ્યતાપૂર્વક લખે તો તે સર્જનાત્મક કૃતિ નથી ?

જેમ તાજમહાલ અથવા મૈસૂર રાજ્યનો વૃંદાવનનો બગીચો એ કલાકૃતિ છે, તે જ પ્રમાણે મોટાં મોટાં નગરો પણ માનવી સમૂહની કલાકૃતિઓ હોય છે. બધાં જ શહેરો કલા – કૃતિ ન ગણાય, પણ કેટલાંક નગરો તો જોતાંવેંત આપણને લાગે કે રામાયણ મહાભારત જેવા મહાકાવ્યમાં આપણે વિહાર કરીએ છીએ. નગરો, ઉપવનો અને સાહિત્યસર્જનો માનવી પ્રતિભાના જ ભિન્ન ભિન્ન અવતારો છે, એમને વિષે સહૃદય અનુભવી લોકો જે લખે તેમાં રમણીયતા આવવાની જ.

શ્રી વિષ્ણુપ્રસાદભાઈની ચોપડીઓમાંથી હું સંખ્યાબંધ કંડિકાઓ કાઢી આપી શકુ જે રોચક ગદ્યના સારા નમૂના તરીકે રજૂ કરી શકાય.

એક વખતે સ્વામી આનંદ જોડે 'પહેરેગીર' કરીને એક માસિક ચલાવવાનો વિચાર મેં સેવેલો. તેમ થાત તો ગૂજરાતી, મરાઠી, સંસ્કૃત અને હિન્દી સાહિત્યનો રીતસરનો અભ્યાસ કરી સાહિત્યના ક્ષેત્રમાં મેં પ્રવેશ કર્યો હોત. પણ સ્વરાજ્યપ્રાપ્તિની દૃષ્ટિએ મને કેળવણીનું કામ જ વધુ પસંદ પડ્યું. અને સાહિત્ય પ્રત્યેની મારી અભિરુચિ મેં ગૌણ કરી અને કેળવણીને પણ ગૌણ કરી સ્વરાજ્યસાધનાને જ પ્રધાનપદ આપ્યું. તેથી સાહિત્ય વિષે બોલવાનો મને કંઈ પણ અધિકાર છે એમ હું માનતો નથી. સાહિત્યના પહેરેગીર તો શ્રી વિષ્ણુપ્રસાદભાઈ છે. એમની ત્રણ ચોપડીઓ વાંચ્યા પછી મને થયું ગૂજરાતી સાહિત્ય વિષે જાણવાનું બધુ એમાં આવી જાય છે. ગૂજરાતી સાહિત્યનો ઇતિહાસ ન વાંચીએ તો યે ચાલે. વિષ્ણુભાઈના વિવેચનમાં બધો જ સાર સુંદર રીતે આવી જાય છે. તેઓ સાત્ત્વિક સમતુલા ખોતા નથી, એકાંગિતામાં લપસતા નથી, અને છતાં સાવ ઠંડા પણ થતા નથી. એમનામાં માનવતાની પ્રેમાળ ઉષ્મા છે.

શ્રી વિષ્ણુપ્રસાદભાઈ રમણીયતાના ઉપાસક છે, સાહિત્યકળાના પારખુ છે. પણ એ બધું એમનામાં આવ્યું એમની અધ્યાપનકળામાંથી એમ હું માનું છુ.

સાચો અધ્યાપક શિષ્યવત્સલ હોય છે. એટલે પોતાનું વિવેચન વિશદ કરવાની ઉત્કટ અભિલાષા એમનામાં હોય જ. વિદ્યાર્થીઓની સાહિત્ય અભિરુચિ કેળવવા જતાં તેમને સૌંદર્યનાં સ્થાનો બતાવવા જ પડે અને એની ખૂબીઓ પારખવાની દૃષ્ટિ પણ આપવી પડે.

અધ્યાપનકળા કેળવાતા વિદ્યાર્થીઓના ચિત ઉપર કબજો મેળવવા માટે અધ્યાપકને વિદ્યાર્થી માનસનો અનુનય પણ કરવો પડે છે. એમાથી સાહિત્યનુ કૌશલ્ય સોળે કળાએ પ્રકટ થવું જોઈએ જ.

અને સાહિત્યકળા એની મેળે ખીલે છે સાચા મિશનરીઓમાં સમાજહિતનાં જે ઉજ્જવલ અને ભવ્ય તત્ત્વોની પોતે ઉપાસના કરે છે તે સ્પષ્ટ અસંદિગ્ધ અને રોચક રૂપમાં રજૂ કરવાની કળા એ તો સાચા મિશનરીઓના જીવનકાર્યનું પ્રધાન સાધન છે. શુદ્ધ આચરણ અને વિચારસક્રાંતિની ઉત્કટતા એ બે વગર મિશન કાર્યમા કોઈ સફળ થાય નહીં. એટલે હુ તો રમણીયતાના ઉપાસક, સાહિત્યવિવેચક વિષ્ણુભાઈને પ્રધાનપણે અધ્યાપક તરીકે જ ઓળખવાનુ પસદ કરુ. અધ્યાપનકળા માથી જ બાકી બધુ ફલિત થએલું દેખાય. ગણિતી હિસાબની દૃષ્ટિએ જુઓ તો યે હુ કહુ છુ એ સિદ્ધ થાય છે. એમણે અત્યાર સુધી ચોપડીઓ લખી છે ત્રણ જ એની પડખે એમના વિદ્યાર્થીઓની સંખ્યા જુઓ. એટલા બધા વિદ્યાર્થીઓની કૃતજ્ઞતા મેળવવી એ કઈ નાનુ સૂનુ ભાગ્ય નથી.

શ્રી વિષ્ણુભાઈએ સરસ્વતીચંદ્ર વિષે ઘણુ લખ્યુ છે એમાં ગોવર્ધનરામની શૈલી ઉપરના એમના બે લેખોએ મારુ વિશેષ ધ્યાન ખેચ્યું. કેમકે એમા ગદ્યના સૌષ્ઠવનુ વિવેચન છે.

કવિતા મારુ ક્ષેત્ર નથી કવિતાનો સહેજસાજ આસ્વાદ લઇ એની કદર કરું, પણ એની કળાના ઊંડાણમાં ઊતરુ નહીં. લોકો પણ ગદ્યનો જ પ્રતિનિધિ ગણે છે. ગદ્યના સૌષ્ઠવ વિષે જે જાતની ચર્ચા વિષ્ણુભાઈએ કરી છે એની મેં ગૂજરાતીમા કે બીજી ભાષાઓમા જોઈ નથી. લોકો કાવ્યની ચર્ચા પાછળ એટલા બધા પડ્યા છે કે ગદ્યના આતરિક સૌષ્ઠવ પ્રત્યે કોઈએ ધ્યાન જ આપ્યુ નથી. કવિઓ ચર્ચા કરે છે કે અપદ્યાગદ્ય, કટાવ કે જૂની ઉર્દૂમા આવતા પ્રાસયુકત ફકરાઓ પદ્યમાં ગણાય કે નહીં સામાન્ય રીતે મનાય છે કે જે સાહિત્ય પ્રકાર પદ્યમા બેસે નહીં તેને ગદ્ય કહેવો. અમુક સાહિત્ય પ્રકાર પદ્યમાં બેસે નહીં એનો નિર્ણય છંદવિદો ભલે કરે પણ જે કવિતાની વ્યાખ્યામાં બેસતું નથી તે બધુ ગદ્યમા ગણાવવા હુ તૈયાર નથી ગદ્યનુ સૌષ્ઠવ જુદી જ જાતનુ હોય છે. કવિતા છંદોબદ્ધ હોવાથી પ્રયત્નસાધ્ય હોય છે. ગદ્યનું સૌષ્ઠવ સસ્કારજનિત હોય છે. એને માટે લેખક પ્રયાસ કરતો નથી પોતાનુ મનવ્ય લખી કાઢ્યા પછી લેખકને પોતાને જ આશ્ચર્ય થાય છે કે એમાં અમુક તાલ અને લય આવી ગયાં છે, એમાં ડોલન છે, પ્રમાણબદ્ધતા છે, શબ્દાવલિ શ્રવણરુચિર છે અને શુદ્ધ ઢબે વાચતા એના સૌષ્ઠવનો કેફ પણ ચઢે છે જો લખનાર આવી વસ્તુ ધ્યાનમા આણી પ્રયત્નપૂર્વક લખવા માડે તો પોતાના વિષય, વર્ણન કે ઉદ્દેશ પ્રત્યે એની એકાગ્રતા ન ટકે. હુ નથી કહેવા માગતો કે એકાગ્રતા તૂટવાથી લખાણની હાનિ જ થાય છે કવિઓ પદ્યરચનાની નિયમબદ્ધતા સાચવીને ઉત્કટ અને તેજસ્વી કાવ્યો રચે જ છે પણ ગદ્યનું એ કામ નહીં ગદ્યલેખક પોતાના મંતવ્ય સાથે એકરૂપ થઈ સમજાવવાની ઉત્કટતાથી લખ્યે જ જાય છે. પછી એ જુએ છે કે એના લખાણમાં ભાષા સૌષ્ઠવ એની મેળે આવી ગયુ છે વાક્યરચનામાં અભિપ્રાય પરત્વે વિવિધતા આવ્યા છતાં; દરેક લેખકની

પોતાની અમુક ઢબની રચના થતી જાય છે. એને આપણે શૈલી કહીએ છીએ માણસ જેમ પોતાનું વ્યક્તિત્વ છોડી શકતો નથી તેમ ભિન્ન ભિન્ન સાહિત્ય પ્રકારો અજમાવવાની કુશળતા હોવા છતાં બધા પાછળની પોતાની મૂળ શૈલી માણસ છોડી શકતો નથી

આ જાતના ગદ્યને પોતાનો સ્વધર્મ પણ હોય છે ગદ્ય પોતાની સ્વાભાવિકતા ન જ છોડી શકે જેની અંદર પદ્યના જેવાં બંધનો સ્વીકારાય છે તેને કોઈ પદ્ય કહે કે ન કહે, ગદ્યના પ્રતિનિધિ તરીકે હું કહીશ કે એને હું સમર્થ ગદ્યમાં ન જ દાખલ થવા દઉં અપદ્યાગદ્ય, ડોલનગુંજનને વરેલી શૈલી, મુક્તછંદ અથવા મરાઠી કટાવ, સસ્કૃત દંડક—એ બધા પ્રકારોને હું ગદ્યમાં સ્થાન નહી જ આપુ ગદ્ય કોઈ કાળે એવા નખરા સહન ન કરે સિંહની મૃગેન્દ્રતા જેમ સહજસિદ્ધ છે તેમ સમ્કારી ગદ્યનું સૌષ્ઠવ સ્વભાવસિદ્ધ જ હોય

જૂના કાળમા જેણે કહ્યુ કે गद्यम् कवीनाम् निकषम् वदन्ति ।—મનીષી લોકો માટે ગદ્ય એ જ એમની શક્તિની ખરી કસોટી છે—એના મનમા ઉપરના બધા ભાવો હતા કે નહીં એ આપણે જાણતા નથી. પણ ગદ્યશૈલી બહારની કૃત્રિમ વસ્તુની મદદ ન જ લે. જ્યાં યૌવન છે, આરોગ્ય છે અને મનની નિરાગસ વૃત્તિ છે સાં ચહેરા ઉપર જે રીતે કાંતિ, લાવણ્ય અને મોહકતા સ્વાભાવિકપણે ખીલે છે તેવી જ રીતે સસ્કારી અને પ્રભાવી ગદ્ય પોતાની સુંદરતા અને આહ્લાદકતા અનાયાસે પ્રગટ કરે જ છે

અને આજનો તો લોકશાહીનો જમાનો છે હવે રાજાઓનો અને દરબારી લોકોનો અનુનય કરવાના દિવસો રહ્યા નથી નાગરિક શિષ્ટજનોના પરિતોષથી પણ હવે ચાલે એમ નથી હવે તો સાહિત્યે બહુજનહિતાય, બહુજનસુખાય સેવા કરવાની છે. તેથી આપણે ગદ્યસ્વામીઓને શોધી કાઢીએ, એમની કદર કરીએ અને એમને વિનવીએ કે જેમ પ્રાચીન ઋષિઓ સમજાવતા—“मातृदेवो भव, पितृदेवो भव, आचार्यदेवो भव,” તેમ આજનો યુગધર્મ સમજી નવા આદેશો સ્વીકારો કે “छात्र देवो भव, जनता देवो भव, सामान्य-मानवदेवो भव।” આપણે આપણા વિદ્યાર્થીઓની ઉપાસના કરવાના છીએ જે જનતાને હજારો વર્ષથી તમામ સસ્કારોમાંથી વંચિત રાખી, તેના પ્રત્યેનું ઋણ ચૂકવવા માટે તેઓ સમજી શકે તેવી ભાષામા લખવાના છીએ. સામાન્ય માણસની ઉન્નતિ, એ જ એક આદર્શ મનમા રાખી, નવી શૈલીનું નવુ સાહિત્ય ખેડવાના છીએ

વિષ્ણુભાઈની ષષ્ટિપૂર્તિ વખતે એમની આજ સુધીની સેવા માટે કૃતજ્ઞતા વ્યક્ત કરી ઈશ્વરને પ્રાર્થીએ કે નવા જમાનાને યોગ્ય એવા અસખ્ય શિષ્યો હજીએ એમને હાથે તૈયાર થાઓ



## પરિશિષ્ટ

# ભાવનાનું સન્માન

### [ સન્માન સમારંભનો સંક્ષિપ્ત અહેવાલ ]

૧૯૬૦ના નવેમ્બરની ૨૭મી તારીખે સુરતના સાંસ્કૃતિક ઇતિહાસમાં અવિસ્મરણીય રીતે અંકાઈ રહે એવુ એક સાહિત્યપર્વ ઉજવાયુ ગુજરાતના એક સમર્થ વિવેચક અને ચિંતક શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીને સાઠ વર્ષ પૂરા થતાં હોઈ તે નિમિત્તે એમને સન્માનવા એક અનન્યસાધારણ ઉત્સવ યોજવામાં આવ્યો હતો તેમાં ગુજરાતના સાહિત્યકારો, અધ્યાપકો અને શ્રી વિષ્ણુપ્રસાદના ગુણાનુરાગીઓ મોટી સખ્યામાં હાજર રહ્યા હતા. પ્રતિકૂળ સંજોગોને કારણે હાજર નહોતા રહી શક્યા એવા એમના શુભેચ્છકો, સન્મિત્રો અને શિષ્યોએ પત્રો દ્વારા પ્રસંગને અનુરૂપ એવી એમની લાગણી વ્યક્ત કરી હતી. સંદેશા મોકલનારાઓમા શ્રી રામપ્રસાદ બક્ષી, શ્રી હરિવલ્લભ ભાયાણી, શ્રી ફિરોઝ કા. દાવર, શ્રી ગોવિન્દભાઈ પટેલ, શ્રી ભોગીલાલ સાંડેસરા, શ્રી હરિપ્રસાદ વ્યાસ, શ્રી ધીરુભાઈ ઠાકર, શ્રી વિજયરાવ વૈદ્ય, શ્રી શાન્તિલાલ શાહ (પ્રશાંત), શ્રી યશોધર મહેતા, શ્રી ચદ્રવદન ભટ્ટ, શ્રી સંતપ્રસાદ ભટ્ટ, શ્રી જયભિખ્ખુ, શ્રી બચુભાઈ રાવત, શ્રી દેશળજી પરમાર, શ્રી જનાર્દન પ્રભાસ્કર, શ્રી ચિમનલાલ ત્રિવેદી, શ્રી જયંત જોશી, શ્રી પુષ્કર ચંદરવાકર, શ્રી મધુકર રાંદેરિયા, શ્રી મહેન્દ્ર પંડ્યા, શ્રી ચદ્રશંકર ભટ્ટ, શ્રી ધૂમકેતુ વ હતા એમણે તથા ભાવનગર સાહિત્યસભાએ સમારંભને સફળતા ઇચ્છી હતી.

[ ૧ ]

આ પ્રસગે ષષ્ટિપૂર્તિ સન્માન સમિતિ તરફથી બે જાહેર સભાઓ યોજવામાં આવી હતી. સવારની પહેલી સભા સુરતના નગીનચદ હોલમા, નાદુરસ્ત તબિયતને કારણે પડિત સુખલાલજી ન આવી શકવાથી, આચાર્ય શ્રી ડોલરરાય માંકડના પ્રમુખપદે મળી હતી. એમા સુરતના સુશિક્ષિત અને સાહિત્યકલારસિક વર્ગની તો ઘણી મોટી સંખ્યા હતી જ પણ તે સાથે વ્યાસપીઠ શોભાવનાર આમંત્રિત સાહિત્યકારો પણ ઠીક ઠીક સંખ્યામા હતા પ્રારંભમાં ષષ્ટિપૂર્તિ સન્માન સમિતિના પ્રમુખ શ્રી ચંદ્રવદન શાહે સહુનું સ્વાગત કર્યું હતું પછી આચાર્ય શ્રી યશવતભાઈ શુકલે પોતાના વિદ્યાગુરુ વિષ્ણુપ્રસાદને અજલિ આપી હતી જે આ ગ્રથના ચોથા ખંડમા લેખરૂપે છપાઈ છે. પછીના, વિષ્ણુપ્રસાદની વિવેચનસાધના પર વિદ્વત્તાપૂર્ણ વિમર્શ કરનાર, વિદ્વાન વક્તા હતા શ્રી ઉમાશકર જોશી એમનું વક્તવ્ય પણ લેખરૂપે આ ગ્રથમા છપાયુ છે. તેમના પછી પ્રા. કુંજવિહારી મહેતાએ પોતાના વિદ્યાગુરુ વિષ્ણુપ્રસાદને ભક્તિભાવપૂર્વક અજલિ આપી હતી, આ ત્રણે વક્તાઓનાં વ્યાખ્યાનો ગ્રંથના ચોથા ખડમાં છાપ્યા છે તે પછીના વક્તા આચાર્ય શ્રી કાલિદાસ દેસાઈ હતા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના આ પરમ મિત્રે વિષ્ણુપ્રસાદને, અગ્રેજી ભાષાના સુદર કવિ તરીકે તેઓ કેવાં છે, તે બતાવી આપવા પ્રયત્ન કર્યો હતો. અને જણાવ્યુ હતુ કે વિષ્ણુપ્રસાદના અધ્યાપન અને વિવેચનમા અગ્રેજી ભાષાસાહિત્યના પરિશીલનનો ફાળો મોટો છે તેમણે વિષ્ણુપ્રસાદે રચેલાં અગ્રેજી કાવ્યો પણ વાંચી બતાવીને એવી આશા પ્રગટ કરી હતી કે જો વિષ્ણુપ્રસાદે કાવ્યલેખન ચાલુ રાખ્યુ હોત તો તેઓ અગ્રેજી ભાષાના ઘણા સારા કવિ થઈ શક્યા હોત

ત્યારબાદ સભાના પ્રમુખ શ્રી ડોલરરાય માંકડે કહ્યું હતું કે સત્ય પ્રિય બને એવી રીતે કહેવું અને છતાં કહેવું હોય તે કહી દેવું એ શૈલી દુર્લભ છે. વિષ્ણુભાઈને આવી શૈલી વરેલી છે. એમણે સૌમ્યતા કેળવી છે અને હિંમત પણ દાખવી છે. નવલરામથી માંડીને તે રામનારાયણ પાઠક સુધીના વિવેચકોની પરંપરા ચાલુ ને ચાલુ રહે એવું સમર્પણ વિષ્ણુભાઈએ કર્યું છે. વિષ્ણુભાઈના વિવેચનોમાં આનંદશંકરની સૌમ્યતા છે, તેઓ વિવેચક છે, કવિ છે અને સાથે સાથે મોટા શિક્ષક છે. શ્રી વિષ્ણુપ્રસાદે સભા ભણી અંતે પ્રત્યુત્તર રૂપે સંબોધન કર્યું હતું. ત્રણેક કલાકની કાર્યવાહી પછી સવારની સભા પૂરી થઈ હતી.

[ ૨ ]

તે જ દિવસે સાંજે સૂરતના રંગઉપવનમાં શ્રી કામાસાહેબ કાનેતકરના પ્રમુખપદે જાહેર સભા યોજવામાં આવી હતી. તપોતટે રંગઉપવનના એ ખુલ્લા વિશાળ પ્રાંગણમાં તસુભાર જગા સૂરતની રસજ્ઞ રસિક જનતાએ ખાલી રહેવા દીધી નહોતી. આ સભાની રોનક જુદા જ પ્રકારની હતી. ઈશ્વર સ્તુતિ, પ્રસંગાનુરૂપ, ગીતો, સંદેશાવાચન, વગેરે પ્રારંભિક વિધિ પૂર્ણ થતાં શ્રી ચન્દ્રવદન શાહે આગંતુકોનું સ્વાગત કર્યું હતું અને જણાવ્યું હતું કે શ્રી વિષ્ણુપ્રસાદની પ્રતિભા ચાર સ્તંભો પર અવલંબે છે. આ તેજ વિદ્વત્તા, પ્રેરણાદાયી અધ્યાપનકાર્ય, સમદર્શી વિવેચન અને કેળવણીમીમાંસા. ત્યારબાદ શ્રી વિષ્ણુપ્રસાદના સન્માનાર્થે ખાસ તૈયાર કરાયેલ આ અભિનંદન ગ્રંથ સુખડ-હાથીદાંતની નકશીવાળા કલાપૂર્ણ કાષ્ઠમંજૂષામાં મૂકીને પ્રમુખ શ્રી કામાસાહેબના હસ્તે એમને અર્પણ કરવામાં આવ્યો હતો, અને એ વિધિ પત્યા બાદ શ્રી વિષ્ણુપ્રસાદને સૂરતની સંખ્યાબંધ સંસ્થાઓ તથા વ્યક્તિઓ તરફથી ફૂલહારો અર્પણ થયા હતા.

આ પ્રસંગે શ્રી કિસનસિંહ ચાવડાએ પણ બે શબ્દો કહ્યા હતા. તેમણે જણાવ્યું હતું કે આંતરવિશ્વ પ્રગટ કરનારા લોકો હંમેશાં રમણીયતાની શોધમાં રહે છે ને એવું સમગ્ર તત્ત્વ ઉપસાવે છે કે, માણસ સ્વત્વ ઓગાળીને સમત્વ પ્રાપ્ત કરે છે. આવી રમણીયતાની સાધનાને અને આવા રમણીયના ઉપાસક મનસપુત્રને અંજલિ આપતાં એમણે પોતાનો આનંદ વ્યક્ત કર્યો હતો. ત્યારબાદ શ્રી સ્નેહરશ્મિએ બોલતાં જણાવ્યું હતું કે દેવોને પણ પુષ્પવૃષ્ટિ કરવાનું મન થાય એવો રમણીય આજનો પ્રસંગ છે. એમણે વિષ્ણુપ્રસાદના બે મુખ્ય ગુણોમાં એમાંના અને પ્રામાણિકતાને મૂક્યા હતા અને ઉમેર્યું હતું કે એમનો સારસ્વતપિંડ આ ધરતીમાં બંધાયો હોવા છતાં તેઓ વિશ્વ સમસ્તમાં મનોવિહાર કરી ચૂક્યા છે. શ્રી સ્નેહરશ્મિની ટૂંકી અંજલિ બાદ શ્રી ઉમાશંકર જોશીએ કાવ્યમય રીતે બોલવાની શરૂઆત કરતાં શું હતું તાપી તટ, રંગઉપવન, નર્મદ-દુર્ગારામ વગેરેના સરસાર-વારસાની હવા સંગીતની સુરાવલિની સુરલહેરો એ બધા પર ડોલતાં સંસ્થાઓ અને વ્યક્તિઓના સ્નેહના સહસ્રદલે પ્રફુલ્લિત થયેલા કમળ પર અમંગ શબ્દોના ભ્રમરો ગુંજે છે. એમણે આગળ જણાવ્યું કે જ્યાં જ્યાં પ્રજાજીવનના સાત્ત્વિક ઉમેષો પ્રગટ થતા હોય છે ત્યાં ત્યાં વિષ્ણુપ્રસાદની નજર ઠરે છે. તેઓ સુરુચિના ચોકીદાર છે. આવા પુરુષાથી સભા શોભે છે ને એ જ સમાજનું અસ્મી છે. એમના વક્તવ્યના બીજા મુદ્દાઓ એમના લેખમાં આવી જાય છે. ત્યારબાદ કામાસાહેબે પોતાનું વક્તવ્ય રજૂ કરતાં કહ્યું હતું તે ગ્રંથના ચોથા ખંડમાં લેખરૂપે છાપવામાં આવ્યું છે. સમારંભના અંતે ઝીણાભાઈ નાઈને આભારવિધિ કર્યો હતો. સવાર સાંજના સમારંભોમાં શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ પ્રત્યુત્તર રૂપે જે વક્તવ્ય રજૂ કર્યું હતું તે અક્ષરશઃ નીચે ઉતાર્યું છે.

[ ૩ ]

આજનો પ્રસંગ મારે માટે અત્યંત મૂંઝવણભરેલો છે, લગભગ પીડા ઉપજાવનારો છે આમાંથી કોઈ રીતે ભાગી જવાતું હોય તો સારું એમ પ્રથમ તો મને થયું પછી મેં તટસ્થ ભાવ કેળવવા પ્રયત્ન કર્યો અને કોઈ 'વિષ્ણુપ્રસાદ' નામના માણસ વિશે અહીં આ વાત થાય છે એમ ગણી એક ભાવક તરીકે જેટલો રસ લેવાય તેટલો લેવો એમ નક્કી કર્યું, અને ખરેખર ગોવર્ધનરામ અને આનંદશંકર વિશે ઉમાશંકરભાઈ બોલતા હતા ત્યારે હું તદ્દન તટસ્થભાવથી લીન થઈ ગયો હતો આ સમારંભના યોજકોનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું

બહુજનસમાજની આ સભા નથી, આ તો આપણી જ નાત છે, એવી શ્રી ઉમાશંકરભાઈની ટકોર કંઈક અધરું બોલી શકાશે એવો વિશ્વાસ પ્રેરે છે 'મનીષી' કે 'કવિ' એ બધું તો જાણે ઠીક છે એવાં વર્ણન આપની મમતાની નીપજ છે પણ 'રમણીયતા'ની અહીં જે વાત થઈ તે વસ્તુ ઉપર મારું ધ્યાન વારંવાર કેન્દ્રિત થાય છે એ ખરું આ અંગે મારા મનમાં વસેલા માન્યું છે કે આપણા મનની અંદરની જે શક્તિઓ છે તેમાંની એક ભાવેન્દ્રિય આ 'રમણીય'નું ગ્રહણ કરે છે ચિત્તની શક્તિઓમાં કે કાર્યોમાં કે ધર્મો (Functions)માં તરંગ (fancy) સ્મૃતિ, પ્રયત્ન (will), લાગણી (feeling sentiment) વગેરે છે પણ એ સૌમાં ચમત્કારની, રમ્યતાની ઉપલબ્ધિ કરનારી એક વિશિષ્ટ ભાવેન્દ્રિય છે, એમ લાગે છે એ ભાવેન્દ્રિય પોતે ચમત્કારનું 'ગ્રહણ' કરે છે, અને એનો 'અભ્યુપયોગ' પણ કરે છે તેની સભાન રચના કરે છે સૌંદર્ય કે રમ્યતાનો અવબોધ કરનારી ભાવેન્દ્રિય બાહ્ય જગતની વસ્તુઓની મદદથી એનો અભ્યુપયોગ કરે છે 'આ સુંદર છે, આ રમણીય છે' એવા આકારનું ભાન કરાવનારી શક્તિ સતત વિકાસશીલ પણ છે જેમ સ્મૃતિ એ બુદ્ધિનો ઉપયોગ કરે છે, બુદ્ધિ સ્મૃતિનો, તેમ આ રમણીયતા સર્જનારી અને ગ્રહણ કરનારી શક્તિ ચિત્તની બીજી બધી શક્તિઓનું સંઘટન, એકીકરણ કે એકાયન કરે છે રમ્યતાનો અવબોધ કરનારી આ શક્તિ સૂક્ષ્મ રીતે પશુઓમાં પણ છે, કદાચ વનસ્પતિમાં પણ હશે માનવમાં સૌંદર્યની એ ઇન્દ્રિય જન્મસિદ્ધ છે એનો વિકાસ એવો થતો સમજાય છે કે એ અન્ય ચિત્તશક્તિઓને પોતામાં સમન્વિત કરી સમૃદ્ધ થાય છે આ શક્તિ વિકાસ પામતાં એમાં માધુર્ય, સપ્રમાણતા, સંવાદિતા, ઊર્મિ વિચાર એ બધાં તત્ત્વોના સૂક્ષ્મ અવબોધનો સમાસ થાય છે મહાન કવિમાં દેખાતા સમગ્ર સૌંદર્યના આ તત્ત્વો જુદાં તારવી શકાતાં નથી કાલિદાસ જેવા ઉચ્ચ કવિમાં પ્રતિભા, ચિંતન, વ્યુત્પત્તિ, સર્વનો સમાસ થયેલો હોય છે, અને સર્વ મળી અખંડ શક્તિ બને છે રમણીયતાના ગ્રહણ અંગે આ આત્મલક્ષી પાસું છે

જેમ અંદરથી વિવિધ શક્તિઓનું એકીકરણ કરીને સૌંદર્યબુદ્ધિનો વ્યાપાર ચાલે છે તેમ બહારના વિધવિધ પદાર્થોનો સૌંદર્ય-સર્જનમાં ઉપયોગ, અભ્યુપયોગ થાય છે ગતિવિમર્શનમાંથી નૃત્યકાર ઊભો થાય છે, રંગરેખાના સામંજસ્યની ઉપલબ્ધિમાંથી ચિત્રકાર ઉદ્‌ભવે છે. મનુષ્યને ઘર બનાવવાની જરૂર જણાઈ, તો તેની જરૂરિયાત સચવાય ને એમાં રમ્યતા ઊભી થાય એવું કરવા એણે પોતાની ભાવેન્દ્રિયનો અભ્યુપયોગ કરી સૌંદર્ય સર્જ્યું જણાય છે

રમણીયતાને સર્જનારી આ શક્તિ વ્યવહારવિમુખ રહેતી નથી મનુષ્યના સર્વ વ્યવહારો પ્રેમ, મૈત્રી, ઘર્ષણ, વૈર, સમાધાન, ધૃતિ, હિંમત, આત્મભોગ, એ બધી વસ્તુઓ પોતાની સૌંદર્યશક્તિ જુએ છે, એ વ્યવહારમાં પણ રમણીય ને નિહાળે છે એ ઉપાદાનમાંથી પાછું સૌંદર્યનિર્માણ થાય છે ચિત્રકાર

કે સંગીતકાર આર્દ્રતા અને ઉત્સાહ અર્પે, માધુર્ય કે પ્રસન્નતાનો અનુભવ કરાવે, અદ્‌ભુતનો પણ અનુભવ કરાવે, કવિ જીવનના બહુ જ સંકુલ અટપટા વ્યવહારોને બાથમાં લે છે, એમાં રમણીયતા શોધી કાઢે છે અને એ સામગ્રી વડે રમણીયતા સર્જે છે એ રીતે નીપજેલી રમ્યતામાં નૈતિક મૂલ્યો આવ્યા વિના રહેશે નહિ વહેવારમાં સારું શું અને નરસું શું એ વિશેનો વિચાર કવિતા કે સાહિત્યમાં ન આવે એમ માનવું ભૂલભરેલું છે કારણ, સૌંદર્ય ઉપજાવનારી શક્તિએ એ વ્યવહારમાંથી પ્રેરણા લઈ સૌંદર્ય ઉપજાવ્યું છે વ્યવહારના સઘર્ષો, ગૂંચો, ક્લેશો, મૈત્રીઓ, સયનો, આપદાઓ, સતોષો ને વિધિખેધો એ જ સાહિત્યનું ઉપાદાન છે એ સામગ્રીમાંથી જ એણે સૌંદર્ય સર્જવાનું છે જે ઘાટ આમાંથી નીવડશે તેમાં નૈતિક સબધોના વિચારો અને પરમ હિતોના વિચારો પરોક્ષ રીતે તો આવ્યા વગર રહેશે નહી એવા વિચારો સ્વયભૂ રીતે સ્ફુરે એવી સપાટી પર વાચકની ચેતનાને કવિ લઈ જાય છે

*

સાહિત્યપ્રેમી બધુઓ, આ 'બધુ' શબ્દ બહુ જ ઔચિત્યથી મેં વાપર્યો છે, આજે આપ સૌએ એક અનન્યસાધારણ બધુકૃત્ય કર્યું છે એ જાતનો બધુભાવ આપનામાં ન હોત તો આ પ્રસગને જે મહત્ત્વ મળ્યું છે તે ન મળ્યું હોત અહીં મારા એક મિત્રે કહ્યું કે દેવોને પણ પુષ્પવૃષ્ટિ કરવાનું મન થાય તેવો આ સમારંભ શોભે છે મને લાગે છે કે જ્યારે ભાવના માટે—વ્યક્તિને માટે નહીં—આટલો મોટો જનસમુદાય લાગણી બતાવે છે ત્યારે તે સમુદાયમાં દેવત્વ આવે છે, દેવત્વની ત્યાં વૃષ્ટિ થાય છે અહીં જે અનેકવિધ પ્રશસા કરવામાં આવી તેનાથી મારું એક રીતે મૂલ્યાંકન થયું ગણાય એની વાસ્તવમાં એક આની પણ જો મારામાં યોગ્યતા વસે તો હું ખરેખર જીવનની મોટી કૃતાર્થતા અનુભવું નાની વસ્તુ માટે આપે કેટલો બધો શ્રમ લીધો છે! સુરત આવી રીતે વરસવા માટે જાણીતું છે થોડું વાવનાર પણ અહીં ઘણું લણે, થોડું પણ કાર્ય ખૂબ આદર પામે, એ આ શહેરની મોટાઈ છે મારી સિદ્ધિ નાની છે કેટલીક વાર માણસ પોતાની મર્યાદાઓનો ઉપયોગ કરી લેતો હોય છે માણસ આળસુ હોય અને આકાશ સામું કે વૃક્ષ સામું જોયા કરે અને એમ કરતાં કરતાં એ પખી અને તારાઓ વિશે વાતો કરતો થાય તો મિત્રો કહે કે એ પ્રકૃતિનિષ્ણાત છે ઘણી વખત મેં મારી મર્યાદાઓનો જ ઉપયોગ કર્યો છે શક્તિ અને મર્યાદાઓનો ઉપયોગ કરવાની તક આપવા બદલ સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીનો હું અત્યત ઋણી છું સુરતની એજ્યુકેશન સોસાયટીમાં મને કામ કરવાનું મળ્યું તેમાં વિશાળ વૃક્ષની છાયા મને મળી ગઈ એ સાની પોતાની સસ્થા હોય અને એમાં હું નિરાતે કામ કરી શકું એવું મને હમેશા લાગ્યું છે એ સસ્થાએ અને એના કાર્યકરોએ તથા પ્રિ ગાડગીળ, પ્રિ શાહ, પ્રિ કાલિદાસ દેસાઈ, ડી બ ગાંધી વગેરે મિત્રોએ મને વૃક્ષની છાયા આપી છે, જેની નીચે હું થોડું ઘણું કામ કરી શક્યો છું આ તો મારી વ્યક્તિગત વાત થઈ પણ આપણા સમગ્ર શૈક્ષણિક જીવનની વાત કરીએ સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીનું ગુજરાતમાં આટલું મહત્ત્વ શાથી? અહીંના શિક્ષકોમાં વેપારબુદ્ધિ શાથી નથી? તેનું કારણ એ જ કે અહીં શિક્ષકને સસ્થાના વહીવટમાં સ્થાન છે શિક્ષક બાવો બનીને બેસી જાય એમ તો કોઈ કહે નહીં સામાન્ય સુખી ગૃહસ્થ તરીકે એ જીવન ગાળી શકે તેટલું એને વેતન મળવું જોઈએ પણ એણે ભોજનની મર્યાદા બાધવી જોઈએ અર્થની ચિંતા જેને સતાવે નહિ એવો વાતાવરણને લહાવો અધ્યાપકને કે શિક્ષકને મળે એ એના જીવનની સાર્થકતા માટે મહત્ત્વની વાત છે કેળવણીના સર્વ વહીવટમાં

શિક્ષકને સમાજે ખુશીથી અમુક પ્રમાણમાં મત્તા આપવી જોઈએ, નવા ગુજરાત રાજ્યની શિક્ષણ યોજનામા આ ધ્યાન બહાર નહી જાય એમ આપણે ઇચ્છીએ

હમણા કેટલાક વર્ષથી ઉચ્ચ શિક્ષણના માધ્યમનો પ્રશ્ન બધાને અત્યત મૂઝવે છે આપણે દ્વિધામા છીએ એમાં કોઈ પક્ષનો, કે વ્યક્તિનો કે સમાજનો દોષ નથી પરિસ્થિતિ જ એવી વિચિત્ર ગોઠવાઈ ગઈ છે કે દ્વિધા ઉત્પન્ન થાય મુબઈ, સૂરત, વડોદરા કે આણદમા જુદી જુદી બોધભાષા હોય તો પરિણામ શુ આવે? આપણે સ્વીકારવુ જોઈએ કે જેને યુનિવર્સિટીની લાયકાત મેળવવી છે, વિદ્યામા નિષ્ણાત થવુ છે તેને યુરોપની કોઈ પણ ભાષાના સારા જ્ઞાન વિના ચાલશે નહી આ સાથે આપણે આપણી માતૃભાષાનુ મમગ્ર હીર ખીલે તે પણ જોવુ જોઈએ એમા કવિતા કે વાર્તા લખાય તેટલુ જ બસ નથી આપણી બધી જ વિદ્યાશાખાઓમા બધુ જ શિક્ષણ માતૃભાષા દ્વારા જ અપાવુ જોઈએ અત્યારની પરિસ્થિતિથી માતૃભાષાની આપણા મનની અદર જ પૂર્ણ પ્રતિષ્ઠા નથી થતી સર્વ કક્ષાએ માધ્યમ તરીકે એનો સ્વીકાર કરવો એ તેના માટે જે નાનમ પ્રવર્તે છે તે ટાળવાનો ઉત્તમ ઉપાય છે

ત્રીજી વાત સ્વતત્ર વિચારણાની ભૂમિકા અગે છે લોક કેટલીક લાગણીઓની ગુફાઓમાં રહેતા હોય છે આ વસ્તુ મનીષીઓને મૂઝવનારી છે આપણી પોતાની પણ એ જ દશા છે પક્ષપાતો અને પૂર્વગ્રહોને વટાવીને આપણે સ્પષ્ટ અને નિ સકોચ સરળ વિચાર કે મમુચિત તોલ કરી શકતા નથી સમુદાયના વર્ગને આઘાત લાગે એવી વાત આવે ત્યારે સાક્ષર કે મનીષીનો કયો ધર્મ પ્રાપ્ત થાય છે તે વિચારવાનુ છે કોઈ વાદ ધર્મ કે ધર્મસ્થાપક વિશે વિચાર કરવાનો થાય છે, અરે, કોઈ મહાપુરુષ વિશે વાત કરવાની આવે છે ત્યારે ગુગળામણ અનુભવીએ છીએ સત્યની સાથે અહિંસા ગાધીજીએ મૂકી છે તેમા એક રહસ્ય રહેલુ છે અહિંસા દ્વારા સત્ય શોધવુ એ સત્ય શોધવાનો ઉત્તમ માર્ગ છે સત્ય શા માટે માનવસમુદાય માટે કડવુ હોય? अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु। આ સત્યને ભૂતમાત્ર મધુ છે, આ સત્ય જ સર્વ ભૂતો માટે મધ સમાન છે इद सत्यं सर्वेषा भूताना मधु। આ સૂત્ર દ્વારા મને લાગે છે કે એ ઋષિએ બહુ જ સુદર વાત કરી છે સત્યની મીમાસાનો કોઈ મધુર માર્ગ હોવો જોઈએ જનસમૂહને આઘાત લગાડ્યા વગર પણ મત્યની મીમાસા થઈ શકે પણ હકીકતમા આ જાળવવુ કઠણ છે કેમ કે આપણે સમાજ તરીકે અતિશય આળા છીએ તેથી જનતાને પણ સાથે કહેવાનું રહે છે કે જેમ વિજ્ઞાન વધે છે તેમ તત્ત્વમીમાસા વધારવી હશે તો જરાજરામા છેડાવાની વૃત્તિ છોડવી પડશે સત્યપ્રિય કે મીમાસાપ્રિય તો આપણે થવુ જ પડશે પ્રજા તરીકે આપણુ હૃદયસ્વાસ્થ્ય એવુ સબળ હોય કે આપણે કહી શકીએ કે અણગમતું મત્ય આપણી સમક્ષ આવશે તો આપણે તેને સ્વીકારીશુ જ આપણે માટે જે સ્વીકૃત હોય, માન્ય હોય, પૂજનીય હોય તેનો અલ્પ પણ દોષ ન જોવાય એવી વૃત્તિ રાખવી અનુચિત છે સત્યમીમાસાની હિંમત ને સત્ય સ્વીકારની ધૃતિની દુનિયાને બહુ જરૂર છે

અતમા ફરી આગ્રહ કરુ આપે બતાવેલા આ ગાઢ ભાવ માટે હુ આપનો ઋણી છુ ને સદા રહીશ કોઈ ભાવના માટે આપણે આવો ભવ્ય પ્રસગ યોજી શકીએ તો ઈશ્વરમા નહીં માનનારને પણ ઈશ્વરના અસ્તિત્વ વિશે ભાવ જાગે

卐

## ખંડ ત્રીજો : સમીક્ષા–લેખો





## નામસૂચિ

# શબ્દસૂચિ (સાહિત્યિક)

# શબ્દસૂચિ (સાહિત્યિક)

# શબ્દસૂચિ ( સાહિત્યિક )



[ અનુસંધાન પાન ૪૭૫ ઉપર ]

